# સંપુર્ણ

# શાહનામું



શાએર ફીરદોસીના શાહનામા-માહેલાં મુખ્ય દાસ્તાંનો.

અવસ્તા અને તવારીખની શાહદત સિકકે.

( ૩૨ ચીત્રો સાથ ).




રચનાર

ડી. એન. પટેલ, જી બી વી સી


---


પ્રગટ કરનાર

હોશંગ તેહમુરસ અંકલેસરીઆ


---

[illegible]

[illegible]

અર્થ.—એમ ના કહો કે એ લોક (પારસીઆ) આતશપરસ્ત હતા,

પણ તેઓ પાક યઝદાનને માનનારા હતા

---

કિમત રૂ. ૫

---


મુંબઈ.

યઝદજરદી ૧૨૯૩. ઈ૦ સ૦ ૧૯૨૩.

# અર્પણ પત્રિકા.

**મરહુમ ફરામજી સોહરાબજી ભરૂચા.**

જામનગરના માજી ચીફ જજ અને દિવાન,

શાહનામાના બચગીથી આશક,

ગુજરાતી ભાષાના અચ્છા લેખક,

દેશી સંગિતના ઉતેજક અને શિક્ષક,

એમેચ્યુર નાટકના યોજક અને દર્શક,

ધાર્મિક સવાલોના ઉમંગી અભ્યાસી,

સંસાર સુધારાના સાચ્ચા હિમાયતી,

અને

આપણા શહેરના આગેવાન અપક્ષપાત હિસાબી,

જેઓએ

પોતાની સારી જીંદગી

સાદાઈમા, સાચવટમા, નિતીમા અને લોક સેવામાં

ગુજારેલી,

એવા નેક નરની નેક યાદમા

આ પૂસ્તક અર્પણ કરે છું

**ધનજીભાઇ ન. પટેલ.**

# સંપુર્ણ શાહનામાનું સાંકળિયું.


શાહનામુ. ... ૯
શાહનામાના સંગીત દાસ્તાનો તેની શરૂઆત અને પહેલની હકિકત ... ૧૦–૨૨
શાહનામાના સંગીત દાસ્તાનો નઝમમંદ શાહનામું. ... ૨૩–૨૮
સંગીત વાચક્ો વીશે જાહેર છાપાના મત ... ૨૯–૫૧
તારીખે પારસીઆન ... ૫૨–૫૪
'દારે-ફાની ... ૫૫
રનસતાપ ... ૫૬
ફીરદોશીની તારીખમા પુર્વના જાણીતા શાએરોના સુખન ... ૫૭
શાહનામુ અને ફીરદોસી ... ૫૮–૬૫
ફીરદોશી તુસી ... ૬૬–૧૦૩


## પેશદાદીઆન વંશ


પાદશાહ જમશેદની મુખ્તસર કારકીર્દી ... ૨
જમશેદ અને જેહાં પેહલવાન રૂસ્તમ વચ્ચેનો સબંધ. ... ૬
૧ જમશેદ અને ઝોહાક ... ૭–૧૮
૨. ઝોહાક અને એબ્લીસ ... ૧૮–૨૨
૩ ફરીદુન અને ઝોહાક... ... ૨૨–૪૦
૪ શાહજાદો એરચ ... ૪૦–૫૬
૫ ઝાલ અને રૂદાબેહ ... ૫૬–૭૧


## કિયાનીઆન વંશ.


૬ રૂસ્તમ અને સોહરાબ ... ૭૨–૧૧૦
૭ શિયાવક્ષ અને ફીરંગીઝ ... ૧૧૦–૧૩૬
૮. બેજન અને મનીજેહ ... ૧૩૬–૧૫૨
૯. પાદશાહ કયેખુશરૂનુ આ ગેતીમાંથી નજર ગયેબ થવું. ... ૧૫૨–૧૬૩
૧૦ ગુસ્તાસ્પ અને અરજાસ્પ .. ... ૧૬૪–૧૭૯
૧૧. ગુસ્તાસ્પ અને અસ્ફન્દીયાર ... ૧૮૦–૧૮૭
૧૨ રૂસ્તમ અને અસ્ફન્દીયાર ... ૧૮૭–૨૦૭
૧૩ રૂસ્તમ અને શગાદ ... ૨૦૮–૨૨૬


## હુમાંમની વંશ


૧૪. રાણી હોમાય દારાબનો જનમ ... ૨૨૭–૨૪૧
૧૫. દારા અને સીકન્દર ... ૨૪૨–૨૫૫


## અશ્કાની વંશ.


૧૬ અર્દવાન અને અર્દશીર ... ૨૫૬–૨૭૮


## સાસાનીઆંન વંશ.


૧૭ અર્દશીર બાબેકાન ... ૨૭૯–૩૦૮

૧૮ શાહપુર ઝુલ અકતાફ ... ... ૩૦૯–૩૨૪
૧૯ બેહરામ ગુર (ભાગ ૧ લો) . . ૩૨૫–૩૩૪
૨૦ બેહરામ ગુર (ભાગ ૨ જો) . ... ૩૩૪–૩૫૨
૨૧ નોશીરવાન આદેલ .. ૩૫૩–૩૬૯
૨૨ શાહજાદો નુશઝાદ ... ૩૭૦–૩૭૯
૨૩ ખુશરો પરવીઝ (ભાગ ૧ લો) . ૩૮૦–૩૯૨
૨૪ ખુશરો પરવીઝ (ભાગ ૨ જો) .. ... ૩૯૩–૩૯૭
૨૫ ખુશરો પરવીઝ (ભાગ ૩ જો) . ... ... ૩૯૮–૪૨૧
તખ્તે તાકદીસ (તાકે કસરાની અસલ ઉતપતી કેમ થઇ ?) ૪૨૧–૪૨૩
૨૬ યઝદઝર્દ શહેરીયાર ... . . ૪૨૩–૪૪૬

## પુરવણી

૨૭ આતશની સેતાયરા કરનારા . ... ... ૪૪૭–૪૬૨
૨૮ દાસ્તાનોમાં ગવાયલા સંગીતનો સંગ્રહ .. .. ૧—૧૦૩

---

## તસવીરોની ટીપ

૧ મર્હુમ શેઠ ફરામજી બેરામજી ભરૂચા . .. ૩
૨ ડાૅ. ડી. એન. પટેલ પચીસ વરશમાં જુદી જુદી ઉમરે, . ૯
૩ મર્હુમ મી. કેખશરૂ નવરોજી કાબરાજી .. ૧૬
૪–૫ ડો. ડી. એન. પટેલને મલેલી યાદગારીની ભેટો ... ૨૦–૨૧
૬ શાએરાન શાએર ફીરદોસી તુસી ... ૫૭
૭ મહામુદ શાહ ગઝનવીની દરબારમાં ફીરદોસી . ... ... ૮૦
૮ ફીરદોસીની સેવટની અરામગાહની જગ્યા ... ૧૦૦
૯ પાદશાહ જમશેદ . .. ૧
૧૦ ઝોહાક અને એબ્લીસ .. ... ... ૧૬
૧૧ પાદશાહ ફરીદુન ૩૨
૧૨ પાદશાહ મિનુચેહર. . . ૪૦
૧૩ શાહજાદો એરચ, તુર, અને સેલમ (ફરીદુનના બેટા) . ૫૩
૧૪ પાદશાહ કય કાઉસ ... . ૯૬
૧૫ રૂસ્તમ અને સોહરાબનું જંગ (રૂસ્તમે સોહરાબને કતલ કીધો) . ૧૦૪
૧૬ પાદશાહ અફરાસિયાબ .. .. . ... ૧૨૮
૧૭ શિયાવક્ષને અફરાસિયાબના હુકમથી કતલ કરે છે .. . ૧૩૬
૧૮ કર્ગસારના મેદાનમાં આવેલા ઉંડા ગારમાંથી રૂસતમ બેજનને બહાર કાહડે છે ૧૬૮
૧૯–૨૦ } ઈરાની અને તુરાની લશકરની ગોઠવણોના નકસા ... ૧૬૯–૧૭૦
૨૧ પાદશાહ ગુસ્તાસ્પ .. ... ... ૧૭૭

| | | |
|---|---|---|
| ૨૨ | પેગામ્બર અશો જરથોસ્ત . .. | ૧૮૪ |
| ૨૩ | શાહજાદો બહમન (અસ્ફન્દીયારનો દીકરો) .. . | ૧૯૩ |
| ૨૪ | રૂસ્તમને કચડી નાખવા બહમન પાહાડ ઉપરથી એક મોટા પાથરને રૂસતમ ઉપર ગબડાવે છે. .. ... | ૨૦૦ |
| ૨૫ | રૂસ્તમ અને અસ્ફન્દીયારનુ જંગ રૂસતમના હાથ ઉપર અસ્ફન્દીયારની કજા | ૨૧૮ |
| ૨૬ | પાદશાહ સીકન્દર (એલેકઝાન્દર) .. | ૨૪૯ |
| ૨૭ | પાદશાહ દારા .. .. . | ૨૫૬ |
| ૨૮ | પ્રખ્યાત પારસી પાદશાહ અર્દશીર બાબેકાન ... | ૨૮૦ |
| ૨૯ | સખ્તો પારસી શેહનશાહ શાહપુર પેહલો ... ... | ૨૯૭ |
| ૩૦ | પાદશાહ હોરમજદ . . . | ૩૦૫ |
| ૩૧ | પાદશાહ યઝદજર્દ શહેરીયાર . . ... | ૪૪૦ |
| ૩૨ | હારીદનો હિન્દા ઉપર ગુસ્સો : | ૪૫૬ |
| ૩૩ | હિન્દાને હારીદની છેલ્લી સલામ . | ૪૫૭ |
| ૩૪ | હિન્દાનુ મરણ | ૪૬૦ |




"I expect to pass through this world but once. If therefore, there be any kindnees I can show, or any good thing I can do to any fellow-Human Being, Let me do it Now for I shall not pass this way again."

OMAR KHAYAM

શાહનામાના કિરતન રચનાર અને કરનાર ધ૦ ન૦ પટેલ

પચીસ વરશમા જુદે જુદે પ્રસંગે.



ઈ૦ સ૦ ૧૮૯૭ મા



ઈ૦ સ૦ ૧૯૧૦ મા



ઈ૦ સ૦ ૧૯૨૩ મા

# શાહનામું.

વરશ પાંચ અને વીસ મેહનત કરી,
કિધું શાહનામુ સજીવન ફરી.
કથ્યા મે કથન સાલ પચીસ તલક,
ઉમર સાલ ચોસઠ કાહાડી હલક.
જતનથી હલક રાખિયો જાળવી,
ગાતો'તો હરવખ્ત ચીજો નવી.
ખતમ શાહનામું કીધું રચી,
નસર 'ને નઝમથી દીધું સજી.
તવારીખ રચી મે અતી પ્રીતથી,
'રોશન' કિધી તે નવી રીતથી.



# શાહનામાના સંગીત દાસ્તાનો

## તેની શરૂઆત અને પેહલની હકિકત

(મારો અઢાર વરશનો ઉપર ટપકેનો ઇન્તેખાબ)

### પહેલી આવૃતીમાંથી ઉતારો.

શાહનામાના દાસ્તાનો સાભળવાનો શોખ પારસીઓને આજ વરશો આગમચનો હતો આગળા વખતમા એ દાસ્તાનો આજની કાાી કાઇ જાહેર દિવાનખાંનામા થતા નહતાં, પણ પાચ પચીસની મજલીસ પવન ચક્કીના મેદાન મધે બીછાવેલી "સાદરી-કાનસ" વાળી "કુલબ" આગળ મળતી હતી, અને ત્યા શાહનામા કે બરજોનામા વચાતા હતા. કેટલીક વાર એવા મેળાવડાઓ રાતને સમે કાટના મેદાન તરફ આવેલા પેલા જાણીતા ભીખા બેહરામના કુવા આગળ થતા હતા, અને તે પ્રસગો વચાતા દાસ્તાંનો સાભળવા જરથોસ્તીઓ ભેગા મળતા હતા, દાસ્તાન વાચનાર જમીન ઉપર બેસી બતીના ઉજાસ વચ્ચે બુલન્દ અવાજે રાગડો કાહડી ચોપડી વાચતો, અને સાભળનારાઓ અતી ઘણા ધ્યાનથી સાભળતા ઇરાનીઓની ફતેહના અહેવાલો સાભળી તેઓ શાબાસ શાબાસ એવા હર્ષભર્યા અવાજે કહાડતા, અને તુરાનીઓની જીતના અહેવાલો જયારે વચાતા, ત્યારે તુરાનીઓને તેઓ "ચોપરી કાહડતા હતા"

### મુરહુમ મી૰ કેખશરૂ કાબરાજીએ આગલા વખતમાં વંચાંતા કિયાંનિ કીસ્સાનાં વાંચણ પ્રસગે બનેલા એકી બનાવની આપેલી યાદ.

ભીખા બહેરામના કુવા ઉપર વચાતા એવાં વાચણો પ્રસગે એક રમુજી બનાવ બનેલો મરહુમ મી૰ કેખશરૂ નવરોજજી કાબરાજીએ મારા પેહલા વાચણ પ્રસગે, પ્રમુખપદ ઉપરથી જણાવ્યો હતો તે બનાવ એ હતો, કે મજકુર કુવા ઉપર એક વખત રાતને સમે વાચણ સાભળવા કેટલાક પારસીઓ ભેગા મલ્યા હતા. તેમા કેટલાકો કુવાની આસપાસ, અને કેટલાકો કુવાની પાળ ઉપર બેઠા હતાં એક વખતે ત્યા ઇરાન અને તુરાંન વચ્ચે થતી લડાઇનો જુસ્સાદાર અહેવાલ વચાતો હતો. અતેફાક ઇરાનીઓની હાર થવાનુ બયાન વચાવા લાગ્યુ પણ વાચણમા સમાયલી વીગત પુરી થાય તે આગમચ કુવાની પાળ ઉપર બેઠેલા એક જને તુરાંનીઓ ઉપર ખીજવાઇ જઇ ઇરાંનીઓ તરફથી બુમ પાડી કે--"માર એને" આ "માર" શબ્દ પુકારનાર પારસી એટલો તો જોસમા આવી ગયો હતો, કે તે પોતે કુવાની પાળ ઉપર બેઠેલો હતો તેનુ પણ તેને ધ્યાન રહ્યુ નહી, અને "માર" શબ્દ બોલતાંજ તેણે પોતાનુ સમતોલપણું ખોઇ દીધુ, અને તેજ વખતે તે કુવામા પડયો, પણ તુરતજ તેને બચાવી લેવામા આવ્યો હતો

### પચાસ વરશ ઉપર કિયાંની કીસ્સાઓ કેમ અને કેવી રીતે વચાતા હતા.

આગના વખતમા પારસી કોમના કિયાની પેહલવાનોના દાસ્તાનો એવી રીતે [illegible] વચાતા હતા. પારસી ગ્રહસ્થો તમજ બાનુઓ એવા વાચણો

ઉલટથી સાભળતા હતા અફ્રાસીયાબના ભાઇ ગ્સરેવજના ફીતુરી કરતુકના ધાતકી બ્યાનો સાભળી બાનુઓ કમકમી ગાલો દેતા કે—"તુ મરે રે નહી મુવા !" વિગેરે વિગેરે તેમજ રૂસતમની દીલા રીની હકીકત સાભળી તેઓ શાબાસીના ઉદગારો જાહેર કરતા હતા કિયાની પેહેલવાનોની કીરતીની હેકાયતમા બરજો નામા, શ્યાવક્ષનામા અને બીજા એવા પુસ્તકો વચાતા હતા, અને જે લોકોને ત્યા તેવી કીતાબોનો સંગ્રહ રહેતો હતો, તેઓ તે કીતાબો વાચવા માટે ભાડે આપતા હતા, એમ પણ જણાયુ છે. કિયાની પેહલવાનોના દાસ્તાનોના વાચણો લગભગ પચાસ વરસ આગમચ, અને તે પછીના વખતમા એવી રીતે વચાતા હતા તે જમાનો આજે રહ્યો નથી

## મરહુમ મનસુખ કિયાંની કીસ્સાઓ કેવી રીતે વાંચતા હતા.

વખત કાઇ કોઇને માટે થોભતો નથી. તેની ભરતીના રેહમા જે કાઇ આવે છે, તે સઘળુ ઘસડાઇ જાય છે તેજ પ્રમાણે પારસી કોમના કીયાની નીમાગાનોના દાસ્તાનો વાચવાની તે રીત, વખતના વેહવા સાથ બદલાતી ગઇ થોડાક વરશો વહી ગયા બાદ મરહુમ મનસુખ એ વાચણો પારસી કોમ આગળ વાચવા માટે બાંહાર પડયા હતા. કોઈ વાર ફ૦ દા૦ હૉલમા, તો કોઇ વાર અન્જુમનના આતશ બેહરામમા તે વાચણો વચાતા હતા મરહુમ મનસુખની વાચણ વાચવાની રીત જુદી જ હતી તેવણ શાહનામા માહેલી ફારસી બેતો પેહલા ફારસી ભાષામા વાચી જતા, અને ત્યાર પછી ફારસી બેતોનો , તરજુમો કરી સભળાવતા હતા. મનસુખના શાહનામાના દાસ્તાનો. એવી રીતે તે વખતે જાહેરમા વચાતા હતા.

## શમ્સ-ઉલ ઓલમાં ડા૦ જીવનજી જમશેદજી મોદીની વાંચણો વાંચવાની રીત.

શાહનામાના દાસ્તાનો વાચવાની એ રીતમા પણ વખત જતા ફેરફાર થયો ઈ૦ સ૦ ૧૮૯૦ ના સાલમા એક બીજા સાહેબે કીયાની દાસ્તાનો વાચવાની શરૂઆત કીધી તે શરૂઆત કરનાર એરવદ જીવનજી જમશેદજી મોદી ( આજે શમ્સ-ઉલ-ઓલમા ડા૦ જી૦ જ૦ મોદી ) હતા તેવણે જાહેરમા પેહલુ દાસ્તાન ઈ૦ સ૦ ૧૮૯૦ ના સાલના સપ્ટેમ્બર માસમા આપ્યુ હતુ ડા૦ જી૦ જ૦ મોદીએ દાસ્તાનો વાચવાની આગલી રીતમાં કાઇક નવો ફેરફાર કીધો હતો ડા૦ જીવનજી મોદી પોતાના દાસ્તાનો આગલી તવારીખ અને અવસ્તાની શાહદત સીફે રજુ કરતા હતા વાચણો માટે એ ઘણોજ અગત્યનો સુધારો હતો વળી પોતાના દાસ્તાનોની વચ્ચે ફીરદોસીની શાએરીને આધારે ડા૦ મોદી ગુજરાતી બેતો પણ વાચતા હતા કિયાની કીસ્સાના વાચણો જાહેરમા રજુ કરવાની આ રીત, બેશક આગલી રીત કરતા વધારે આવકારદાયક હતી

## શાહનામાનો દુકાળ ! એકબી સચીત્ર શાહનામુ પારસી જબાંનમાં આજેબી કયા છે !

પારસી નામાનોના દાસ્તાનોની તવારીખ રૂપી નોધ ફકત એકજ પુસ્તકમા નોધાયેલી છે, અને તે પુસ્તક શાએરાંન શાએર ફીરદોસીએ લખેલુ જગ આશ્કાર પુસ્તક શાહનામું છે. ફીરદોસીના શાહનામાના જો કે અનેક ઇંગ્રેજ વિદ્વાનોએ ઇંગ્રેજી

જબાનમા તરજુમા કરેલા છે, પણ પારસી કોમને માટે તે વખને એકબી શાહનામુ પારસી જબાનમા છપાઈ બહાર પડયુ નહી હતુ. એકજ શાહનામુ મુખ્તેસર શાહનામાને નામે મરહુમ મોબેદ ફરદુનજી મરજબાને પ્રગટ કીધેલુ મારા જોવામા આવ્યુ હતુ કેટલાક ગણુત્રીના સાહેબો પાસ શાહનામાની હાથની લખેલી ગુજરાતી નકલો હતી, પણ એકબી નકલ ગુજરાતી લીપીમા છાપેલી જણાઈ ન હોતી મરહુમ મોબેદ ફરદુનજીવાલુ શાહનામુ ગદ્ય (prose) મા છપાયલું હતુ, અને તેમા શાહનામા મધે સમાયલા બનાવોનો ' મુખ્તેસર 'સાર આપેલો હોવાથી જ "મુખ્તેસર શાહનામુ" એવુ નામ તે કેતાબને આપ્યુ' હતુ મરજબાનવાલા શાહનામા ઉપરાત બીજુ એક ઉમદા અને દલદાર શાહનામુ આ અદના લખનારના મુરબ્બી મરહુમ શેઠ નવરોજજી નાનાભાઇ પાસ હતુ, જેમને કિયાની નીયાગાનોના કીસ્સાના દફતર વાચવાનો અને જાળવી રાખવાનો અતિશય શોખ હોવાને લીધે, એક મોટુ દફતરખાંનુ મરહુમે બનાવ્યુ હતુ, જે માહેલાં ઘણાક પુસ્તકો વાંચવા માટે લેઇ જનારાઓએ પાછા ફેરવ્યાં નહી, અને જે બાકી રેહા હતા તે પાછળથી નેટીવ જનરલ લાયબ્રેરીને આ અદના લખનારે ભેટ આપ્યા, કે જેથી ત્યા તે વધારે સારી રીતે જલવાઇ રહે મજકુર શાહનામાની અદર સુનેરી અને રગીન સીહાઇથી હાથે રગેલાં લગભગ ચાલીસ ઉપર દીલચસ્પ પીકચરો હતા હુ જયારે નાહનો હતો ત્યારે એ ચીત્રો હમેશ જોયા કરતો હતો ઘણી નાહની ઉમરથી એ શાહનામુ વાચવાનો મને શોખ લાગ્યો હતો એ શાહનામુ ચોક્કસ સજોગ વચ્ચે અલોપ થયુ હતુ. એ રીતે ગુજરાતી જબાનમા વાચવા લાયક શાહનામાનો ગોયા તે વખતે દુકાળ હતો, અને વાચનારને તે કીતાબ મેળવવી મુશ્કીલ થઇ પડતી હતી

### શાંહનામાના દુકાલ પછી તેનો સુકાળ. ઉપરા સાપરી પ્રગટ થયલાં શાહનામાં.

હુ જરા આડો જતો હોઉં તો માફ કરવી મારૂ કેહવુ એ છે, કે શાહનામાનુ એકબી ધરખમ પારસી ગુજરાતી પુસ્તક છેલ્લા દાએકા આગમચ પારસી કોમની સેવામા રજુ કરવાનુ કોઇબી હમદીન લેખકને સુજયુ નહી હતું મરજબાનવાલુ' મુખ્તેસર પુસ્તક પ્રગટ થયા બાદ, મરહુમ મનસુખે શાહનાનાના મુખ્ય બનાવો (episodes) બૈતબાજીમાં રચી તેને નાંહના નાહના ભાગમા રૂ ૧।।) ની કિમતે વેચવા પ્રગટ કીધા હતાં, જેના થોડાજ ભાગો પ્રગટ થઇ રહી ગયા હતા ત્યાર પછી લગભગ પચીસ વરશ વિત્યા બાદ, પારસી સાહીત્યની વાતાવરણુમા કાઇક ચમતકારીક ફેરફાર થવા માડયો. તે ફેરફાર જેટલો આવકારદાયક હતો, તેટલોજ અચબુચ હતો તે ફેરફાર એ હતો, કે નાયબ દસ્તુર મીનોચેહર દસ્તુર જામાસ્પજીએ ફીરદોસીના શાહનામાનો તરજુમો પારસી ગુજરાતી જબાંનમા, જુદા જુદા ભાગોમા પ્રગટ કરવાની ઇ૦ સ૦ ૧૯૧૧ ના સાલમાં શરૂઆત કીધી આ શરૂઆત થયા પછી ઇ૦ સ૦ ૧૯૧૪ મા મેસરસ કુટાર બિરાદરોએ ફીરદોસીના શાહનામાનો તરજુમો જુદા જુદા ભાગોમા પ્રગટ કરવાનુ કામ શરૂ કીધુ. કુટાર બીરાદરોની પછવાડે તુરતજ એક ઇરાની જરથોસ્તીએ ફારસી જબાંનમા ફારસી હરફે એક શાહનામુ પ્રગટ કીધુ'. શાહનામાના બાબમા પ્રગટી નીકળેલી આ સઘળી

ચલવળ જેટલી વાચક વરગ માટે અગત્યની હતી, તેટલીજ તે અચળુચ હતી પણ રહી રહીને છેલ્લાં દસ સાલમાજ એ ચળવળ કેમ ઉભરી નિકલી ?

## શાહનામાના કિરતન કરવાની રીત મને કેવી રીતે સુજ્યપડી

શાહનામાના ડા૦ મોદીના દાસ્તાનો હું કોઇક વાર સાભળતો હતો તે દાસ્તાનો સાભળ્યા પછી એવા દાસ્તાનો જાહેરમા કોઇ નવી રૂપીએ રજુ કરવાની મને ચટપટ થવા લાગી મને એવુ લાગ્યુ કે એક વાચણુ એક વખત જાહેરમા વચાયા પછી, સાભળનારાઓ તે ફરી ફરી સાભળે, એવી કોઇ રીતે એ દાસ્તાનો પારસી કોમ આગળ રજુ થવા જોઇએ, કે જેથી નાહના અને મોટાઓના જીગરમાં પોતાના નીયાગાનોની કિર્તીના પરાક્રમની યાદ તાજી રહે, અને એક વાર સાંભળેલુ દાસ્તાનખી ફરી ફરી સાભળવાનું દીલ થાય હું એવા વીચારમાં હતો, તેવામા મારો એક દક્ષણી-મરાઠા મીત્ર, જેની સાથ હું દેશી ગાયણ કળાની "પ્રેકટીસ" કરતો હતો, તે ગણપતીના તેહવારો ઉપર, ઠાકોર દવારના રસ્તા ઉપર આવેલા એક હિન્દુ મદીરમા થનારી કથાનુ મને શ્રવણ કરાવા, અને તેમા ગવાતુ સગીત મને સભળાવવા લઇ ગયો આ કથાનુ શ્રવણ કીધા પછી મને લાગ્યુ, કે શાહનામાના દાસ્તાનો, હિન્દુ મદીરમા સાભળેલી કથા પ્રમાણે જો પારસી કોમ આગળ રજુ થાય, તો બેશક તે પારસીઓને વધારે પસદ પડે. આ વીચાર અને ખ્યાલની ધુનમા, આ બદના લખનારે પ્રથમ રૂસતમ અને સોહરાબના દાસ્તાનને કાઇક નવા રૂપમા રચવાની ઇ૦ સ૦૧૮૯૫ ના સાલમા તજવીજ કીધી દાસ્તાન જે રચવુ તે ફીરદોસીના શાહનામાની ઢબ ઉપર તે રચવુ, અને તેજ ઢબ ઉપર તેને રજુ કરવું, એમ મારો વીચાર મે નક્કી કીધો

પેહલા તો ફીરદોસીના શાહનામાની બેતબાજીના વજન પ્રમાણે બેત રચવાની મને મુશ્કેલી પડી મારા મરહુમ મીત્ર ખુરશેદજી મેરવાનજી બાલીવાલા, જેવણ 'રોશન' ના તખલ્લુસ હેઠલ શાએરી કરતા હતા, તેવણે "મસનવીની" બેતના વજનની તખ્તી, તેમજ "લઘુ અને ગુરૂ" શબ્દોના ઉપયોગ વીશે મને સમજણ આપી, મારી તે મુશ્કેલી દુર કીધી. એ રીતે રૂસતમ અને સોહરાબનુ દાસ્તાન મસનવી અને સગીત સાથ મે રચવા માડયુ, તે રચાવા લાગ્યુ, અને અતે તે રચાઇ રહ્યુ.

## સગીતના જાણકાર મરહુમ મી૦ કેખશરૂ કાબરાજી મારાં પહેલ્લા વાંચણના પ્રમુખ.

હવે એ દાસ્તાન જાહેરમા કેમ રજુ કરવુ, તે સવાલ મારા મનમા ઉભો થયો. મારા મીત્ર મરહુમ ડા૦ હોરમસજી કુ૦ તવરીઆ જેવણ મારાં સગીતના એક વખાણનાર હતા, તેવણે "એ વાચણુ (Recital) જાહેરમા મુકાવુ જોઇયે," એમ ભાર મુકી મને કહ્યું. મીત્ર તવરીઆની એ સુચના અમલમા મુકવા એકજ કારણે મે ના પાડી. સબબ એ હતો, કે દેશી સગીત વિદ્યાના મારા અભ્યાસની શરૂઆત મરહુમ મી૦ કેખુશરો કાબરાજીની બાહેધરી હેઠળ વરશો આગમચ મે શરૂ કીધી હતી, અને ડા૦ તવરીઆની સુચના પ્રમાણે, રૂસતમ સોહરાબનુ સગીત વાચણુ જાહેરમા રજુ

કરતા જો મારૂ સગીત નિષ્ફળ જાય, તો શરત ગોઠતારના અધિપતી મી૰ કાબરાજીની સખત તુકતેચીનીનો હુ ભોગ થઇ પડુ. એ મારી દલીલ ડા૦ તવરીઆના ધ્યાનમા ઉતરી નહી, અને મને ખાત્રી આપી કે "મારૂ સગીત જરાબી નિષ્ફળ જવાનો સભવ નથી. મારે એ વાચણુ જાહેરમા કરવુ જ જોઇયે, અને એ વાચણુ ફતેહમદ નિવડવુજ જોઇયે," એવુ મરહુમે ખાત્રીપુર્વક માની લીધુ વાચણુને લગતી સઘળી ગોઠવણો એ મારા મરહુમ મીત્રએજ કીધી, અને અતે એ વાચણુ તા૰ ૨૨ મી આગષ્ટ ૧૮૯૭ અને રવીવારને દાહડે સાજના, ફરામજી કાવસજી હૉલમા, એક ખાસ મેળાવડા આગળ રજુ કરવાનુ નક્કી કીધુ સઘળી સામગ્રી તૈયાર થયા પછી, મીજલસના પ્રમુખ તરીકે મને અનેક નાંમ સુચવાયાં, પણુ મને કોઇ એવા પ્રમુખની જરૂર જણુાઇ, કે જે સગીત સમજી તેની કદર બુજી શકે મરહુમ મી૰ કેખુશરૂને પ્રમુખ તરીકે બોલાવવા સીવાય મારો છુટકો હતો જ નહી, કેમકે સગીત જેવી બાબતનુ ટોળ કુરવા માટે તેવણુ કરતા વધારે લાયક પારસી મને બીજો કોઇ જણુાયો નહી હુ મરહુમ મી૰ કાબરાજીને મળવા ગયો. વાચણુને લગતા સગીતની તમામ હકીકત તેવણુને મે જણુાવી દીધી, અને મારા વાચણ પ્રસગે પ્રમુખ થવા માટે મે તેવણુને જણુાવ્યુ રૂસતમ શોહરાબનુ વાંચણ તમામ સગીતમા રજુ થશે, અને તેમા લગભગ ૫૦ ગાયન હુ ગાનાર છુ, એમ સાભાળતાજ મરહુમ હસી પડયા, અને બોલ્યા કે "પચાસ ગાયન તમે એકલા ગાશો કે ? અને પચાસ ગાયન ગાતા તમુને કેટલા કલાક થશે તેનુ કઇ ધ્યાન છે ? અને આખુ વાચણુ કેટલા કલાક ચાલશે, તેનો કઇક વિચાર કીધોછ ?" મે કેટલીક બાબતનો ખુલાસો કીધો, અને કેટલીક મરહુમની સુચનાનો સ્વીકાર કીધા પછી, અતે મરહુમે કહ્યુ, "હુ તમુને લખી જણુાવીશ."

સગીત વાચણુની મારી આ પેહલ મરહુમે તેજ વખતે પસદ કીધી, અને પાછળથી મારા સગીત વાચણો (જે પાછળથી કીરતનને નામે જણુાવા લાગ્યા, તે) ને હમેશ મરહુમ ઉત્તેજન આપતા રહ્યા હતા. એટલુજ નહી, પણુ પાછળથી મારા બીજા વાચણોમા મરહુમે અનેક વાર પ્રમુખ તરીકે હાજર થવાનુ ચાલુ રાખ્યુ હતુ. રૂસતમ સોહરાબના કીરતનની ફત્તેહ માટે મરહુમ ઘણુા ઇતેજાર હતા હુ એકલો પચાસ ગાયન એકકી વખતે બેતબાજી ઉપરાંત ગાઇ શકીશ કે નહી, તે માટે તેવણુ ઘણુાજ શકમદ હતા. અતે મરહુમે નિચલો પત્ર મારી ઉપર જવાબ તરીકે મોકલ્યો.

*Colaba, 6th August—97*

*My dear Dhunjibhai,*

*The afternoon of Sunday the 22nd will suit me, and I agree to your proposal to hold your recital that afternoon at the F C Institute*

*Don't you think 50 songs to be too large a number to be sung at one recital ? I am afraid it will be a great strain on the Parsi children who are to assist you.*

*Yours sincerely,*
*Kaikhosrou N. Kabraji.*

એ તે રૂસતમ સોહરાબનુ પેહલુ સંગીત વાચણુ બાવીસમી આમરુટે મરહુમના પ્રમુખપદ હેઠલ રજુ થયુ. પ્રમુખપદ ઉપરથી મરહુમે જે વીચારો એ ફીરતન વિશે દર્શાવ્યા, તે પાછલા સફાઓ ઉપર વાચનાર જોઇ શકશે આ સંગીત વાચણો અપાયા પછી જ અત્રેની જ્ઞાનપ્રસારક મંડળી તરફથી, સંગીત વિધા ઉપર જાહેર ભાષણો આપવાની મને ફરમાસ થવે, લગભગ દોઢ ડજન ભાષણો સંગીત વીદ્યા ઉપર જ્ઞાન પ્રસારક મંડળી તરફથી મે આપ્યાં હતા

## મારાં સંગીત વાંચણ પર પડેલાં થોડાંક ચુઠણાં.

મારી મનુત્રો ખરી પડી વાંચણુમા સમાયલુ સંગીત મારા ધારવા પ્રમાણે એટલુ ખેંચાણુકારક થઇ પડયુ, કે એક વાર સાભળી ગયલાં સફ઼ોને ફરી ફરી સાંભળવા માટે આવતા હતા, અને ફ્રા૦ કા૦ હૉલમા જગા મેળવવા માટે કેટલાકો સાડા સાત વાગ્યાથી આવી બેઠક રોકતા હતા મારાં વાચણો શરૂ થયા એટલે તે વારવાર થતા રેહ્યા, અને તે ફરી ફરી રજુ કરવા માટે જાહેર છાપા મારફને લોક માંગણી રજુ થવા લાગી. લોક લાગણીને અનુસરી નવા નવા વાચણો રચાઇની રજુ થતા ગયા સઘળા વાચણોમા મોટો ભાગ સંગીતનો હતો, અને તે ગાવા માટે વાજીત્રો તરીકે સારંગી, અને તબલા સાથ ચંગનો જમાવ કીધો હતો, અને તે ઉપરાત ઑરગનને સાથે રાખ્યુ હતું. પાછળથી ખરચમા ઘટાડો કરવા ચંગ પડતો મુકવો પડયો હતો. ત્યાર પછી સારંગી ઉપર લોકોની કમપસંદગી ઉતરી, એટલે સારંગી જેવુ એક ઉમદા વાજીત્ર પાછલથી મને કાહડી નાખવુ પડયુ હતું ફકત ઑરગન અને તબલાથી જ મારા સંગીત વાંચણો થતાં રહ્યા. એવામા મુબઇની જરથોસ્તી ધરમ ઉપર એતેકાદ વધરાવનારી મંડળી તરફથી સંગીત વાંચણો રજુ કરવાની મને ફરમાસ થઇ. એતેકાદ મંડળના એક આગેવાન ગ્રહસ્થે મને અરજ કીધી કે,—

"મારાં વાંચણો સંગીત સાથે રજુ થાય છે, પણ તે "સેમી–રીલીજીયસ" તરીકે ગણાતાં હોવાથી, વાંચણોમા તબલાનો ઉપયોગ મારે કરવો નહી, અને ફકત ઑરગન સાથેજ કામ લેવું."

એતેકાદવાલા સાહેબો ચોખ્ખા જુના વિચારવાલા હતા, એમ હુ જાણતો હતો, એટલે મે તેમના વિચારને માન આપી તબલાને પણ રૂખસદ આપી, એટલે ફકત ઑરગન સીવાય સંગીત માટે બીજુ એકબી વાજીંત્ર રહ્યુ નહીં. એ રીતે રફતે રફતે સંગીત સાથ વગાડવાના વાજીત્રો એક પછી એક ઓછા થતાં ગયા એ મારી મોટી દલગીરી હતી. પણ બીજા હાથ ઉપર વાચણો માટે ખરચ પુરો પાડનારાઓને તે ભારી પડતુ હોવાને લીધે, તેમજ લોક લાગણીને માન આપી મને તે વાજીત્રો પડતાં મુકવાં પડયા હતા, અને આજ સુધી તેમ ચાલુ રેહ્યું છે છતાં તેના ઉપર પડેલાં અગણીત ચુઠણાની યાદ આજ સુધી મને દલગીરી સાથ યાદ રહી ગઇ છે.

## ફીરદોસીનું શાહનામું કેમ વચાય છે.

મારાં સંગીત વાચણોમાં સમાવેશ કરેલી "મસનવી" (બેતબાજી) વાચણુ દરમ્યાન મારે કેવી રીતે રજુ કરવી, તેનો હવે મને વીચાર પડયો. ફીરદોસીના શાહનામા માહેલી બેત ઇરાનીઓ અસલ કેમ ગાતા હતા, તેનો ખ્યાલ મને કોઇબી આપી શક્યુ

નહી. ઘણીક પુછપરછ કીધા પછી, મને એવી ખબર એક ઇરાની મીત્ર તરફથી મળી, કે જેલ રોડ ઉપર આવેલી મોગલ લોકોની મસજીદમા એક મોગલ ફીરદોસીનુ શાહનામુ કોઇ કોઇ વખતે વાચે છે, તેને સાભળવાથી શાહનામુ કેમ વચાય છે, તેનો મને કાંઇક ખ્યાલ મળશે આ મોગલને સાભળવાની એક તક મને આતે મળી પડી, અને તેને શાહનામુ વાચતા સાભળી, મે તેની બેત ગાવાની રીતની કાઇક નકલ કરવાનો ઠરાવ કીધો જે રીતે સુર ખેચી ને મોગલ ગાતો હતો, તે રીતે હુ અગર જો પારસી મજલીસમાં પારસી બેત ગાવા માડુ, તો પારસીઓને તે પસદ પડશે કે નહી, તેના હુ વિચારમા પડયો ! હુ મીનકુલ ડમાડોળ હાલતમા આવી પડયો. રૂસતમ સોહરાબનું સગીત વાચણુ જે દિવસે મે પેહલુ રજુ કીધુ, તે દિવસની સાંજ સુધી કેવી રીતે એ બેતબાજી ગાવી તેના કાઇબી સેવટ ઉપર હુ આવ્યો નહી હતો પ્રમુખ મી૦ કાબરાજીએ વાચણુ શરૂ કરવાની મને ફરમાસ કીધી ત્યા સુધી, પેલા ઇરાની મોગલની ઢબે શાહનામાની બેત ગાવાની મારી હિમત થઇ નહી, કેમકે મને એક જ ખ્યાલ આવતો હતો કે.—"રખે મગોલને મોતે (પેહલી જ શરૂઆતમા) મરવુ થાય."

પણ બેત રજુ કીધા વગર છુટક હતો જ નહી લગભગ ૮૦૦) બેત મને રજુ કરવાના હતા. એ બેત યા તો મારે "બોલવા" યા તો ઇરાની મગોલની 'ઢબે' ગાવા એમાથી એક રસ્તે ઉતરવાનો હુ વીચાર કરતો હતો, તેવામા પ્રમુખે વાચણુ શરૂ કરવાની મને ફરમાસ કીધી તુરતજ હુ તખતા ઉપર ચહડયો, અને કાઇબી નકકી ઠરાવ કીધા વગર, મારી વાચણુની પોથી ઉઘાડી તેમા લખેલી બેતબાજી ઉપર મે નજર કીધી એકજ ઉંડો દમ ભરી શરૂ કરવા આગમચ મે વિચાર કીધો, કે "ગાવુ કે બોલવુ ' વીચક્ષ્ણ રસીક, જે મજલીસ તે વખતે મળી હતી, તે મજલીસનો મહીમા જોતા મારી હાલત ખરેખર દયાને પાત્ર હતી મગોલની ઢબે ગાતા રખે મીજલસમા મારી હસી થાય, અને જે ભલી નેમથી વાચણુ કરવાનુ કામ મે માથે લીધુ હતુ, તેની શરૂઆતમા જ ઠેકરી થાય, એ વિચારથી જ હુ ડર ખાઇ ગયો હતો, આતે એ સઘળી ચટપટ એક પળમા મારા મનમાથી પસાર થઈ ગઇ, અને બીજી પળે ઇરાની મગોલની ઢબે મે તે બેતબાજી લલકારવા માડી વાચણુ પુરૂ થયા પછી મે જાણ્યુ, કે ઇરાની મગોલની શાહનામા વાચવાની જે મે કાઇક નકલ કરી હતી, તે પારસી સાંભળનારાઓની પસદગી પામી હતી, આજ સુધી તેજ રીતે બેતબાજી ગાવી મે ચાલુ રાખી છે ઘણાકો 'મગોલને મોતે' મરે છે, પણ મારા બાબમા તેમ થયુ નથી, કેમકે મગોલની નકલ કરવા છતા, હુ આજ સુધી વાચણો કરવા માટે જીવતો રહ્યો છું. જે માટે તે દાદગરના હુ શુકર અદા કરૂ છુ.

## મદદગારોની ભલી યાદમાં.

મે હિદુ કિરતનો સાભળી તેમની નકળ કરી હતી, માટે મે મારાં દાસ્તાંનોને "કિરતન" ને નામે પ્રથમથીજ ઓળખાંવ્યા છે મારા વાચણોને એવી ઉપમા આપવા માટે હુ મગરૂર છુ, અને ઇચ્છુ છુ કે તેની નકળ કરવા બીજાઓ બાહાર પડે. એ સગીત કિરતનો કરવાના કામમા મારા કેટલાક ખેરખ્વાહોએ કેટલાક કિરતનો કરવા માટે મને

શાહનામાના સંગીન વાંચણુના સાચા મદદગાર



મરહુમ મી૰ કેખશરૂ નવરોજજી કાબરાજી

ખાસ ભલામણ કરી હતી મર્હુમ મી૦ કે૦ ન૦ કાબરાજીએ જમશેદનુ સ ગીત વાંચણુ કરવા મને ભલામણ કરી, પોતે લખેલા જમશેદના નાટકની એક ચોપડી મને આપી હતી, જે ઉપરથી મે જમશેદનુ કિરતન રચ્યુ હતુ મર્હુમ મી૦ ખ૦ રૂ૦ કામા જેવણુ મારા વાચણોમા હમેશ હાજર થતા હતા, અને ઘણીક વાર પ્રમુખપદે બેસતા હતા, તેવણે, તેમજ બીરાદર બેહરામગોર તેહમુરસ્પ અ કલેસરીઆએ પેગમ્બર જરથોસ્તનુ દાસ્તાન, સ ગીત રૂપે, પારસી કોમ આગળ રજુ કરવા મને ખાસ આગ્રહ કીધો હતો. ભાઇ બેહરામગોરે એ કામમા મદદ કરવા કેટલાક ખાસ પુસ્તકો પણ મને સપુરદ કીધા હતા મી૦ પાલનજી બરજોરજી દેશાઇએ યઝદઝર્દ શહેરીઆરનુ દાસ્તાન કરવાની મને યાદ આપી હતી જાલ ગેદાબેના કિરતન માટે ભાઇ રૂ૦ બ૦ પેમાસ્તરે સુચવ્યુ હતુ. એ સઘળા મેહરબાનો મારા વાચણોના કામને ટેકવનારા સ્તભ અને ઉત્તેજન આપનારા મીત્રો હતા. તે ભલા મીત્રોની ભલી યાદ ી આ પ્રસગે હુ નોધ લેઉ છુ તેઓમાથી જેઓ આજે હૈયાત છે, તે સઘળાનો આ પ્રસગે ઉપકાર માનુ છુ, અને જેઓ જીજ્ઞનનશીન થયા છે, તેમની ભલાઇ અને મહોબતને યાદ કરી, તેમના રોશન રવાનને હુ હજાગે શાતી ચાહુ છુ.

### સ ગીત વાંચણુ કરવામાં મારી નેમ શુ હતી.

સ ગીત વાચણો કરવાની મારી નેમ માટે હવે મારે બે બોલ લખવા છે. હુ એકદમ કહી દેઉ છુ, કે મારી નેમ એવા સ ગીત વાચણો કરવામા એટલીજ હતી, કે આપણી કોમનો જવાંન વર્ગ તેમજ મોટાઓ આપણા કદીમ વતન—ઇરાન સરજમીનની તવારીખ, તેમજ આપણા પાદશાહો, પેહલવાનો, અને નીયાગાંનોની કિરતી અને શુરાતનની બીનાના બયાનોથી જાણીતાં થાય, અને તેમના જીગરમા તેમની યાદ તાજી રહે. એજ નેમથી આ કિરતનો કથવાની જેહમતભરી જબાબદારીને એક મોજભરી મેહનત સમજી ઇ૦ સ૦ ૧૮૯૭ થી મે તેની શરૂઆત કીધી, અને મારે નસીબે શરૂઆતથીજ મરહુમ મી૦ કાબરાજી અને મી૦ ખ૦ રૂ૦ કામા જેવા મીત્રોની મને તેમા મદદ અને સામેલગીરીનું માન મળ્યુ. જેમ જેમ એ વાચણો લોકપ્રીય થતા ગયા, તેમ તેમ તે વારવાર રજુ થતા રહ્યા, અને તે સાભળનારાંઓની સ ખ્યામા ચાલુ વધારો થતો ગયો. એ વાચણો મુબઇમા કે દેશાવરોમા રજુ કરવા માટે મને જ્યારેબી ફરમાસ થતી, ત્યારે કાઇગી સ્વાર્થની આશા વીના કે પૈસા મેળવવાની ઉમેદ વીના હુ હમેશ તૈયાર રહેતો હતો, અને આજે પણ હુ તેજ રીતે તૈયાર રહ્યો છુ.

એક બીના જાહેર કરવા માટે આ તક હુ જવા દેતો નથી. આજ ૧૮ વરશ થયાં આ સંગીત કિરતનો હુ ચાલુ કરતો રહ્યો છુ જે નેમથી મે આ કામ શરૂ કીધુ હતું, તે મારી નેમ મે અ તે આજે પાર પડેલી જોઇ છે હુ ખાકસાર પરવરદેગારના હજારો હજાર શુક્ર કરૂ છુ, કે ૧૮ વરશની મારી ચાલુ કોશિશ અ તે ફળદુપ થઇ છે, કેમકે આગળ જણાવ્યા પ્રમાણે ૧૮૯૭ ના સાલ પછી, પારસી નીયાગાનોના દાસ્તાનો ઉપરા સાપરી ચાલુ થતાં રહ્યા. પારસી છાપો મારા એ કામને ઉત્તેજન આપતો રહ્યા, તેમા ખાસ કરી જામે જમશેદના અધિપતિ અને માલેકનો હુ આ પ્રસગે ઉપકાર માનુ છુ, કે મારા સગીત વાંચણોના લબાણુ સારના અહેવાલો પોતાની કૉલોમોમા હમેશાં છાપવાની તેણે મને જોગવાઇ કરી આપી હતી સેકડો નહિં પણ હજારો પારસી બાનુઓ અને ગ્રહસ્થો, એ

સગીત કિરતનો સાંભળવા હર હમેશ ઉનટ અને ઉમગથી ભેગા મળતા રેહ્યા, અને અંતે એક વખત એવો આવ્યો, કે એ સગીત વાચણો પ્રસગે મળતી મજ્લીસનો સમાવેશ કરવા માટે ફ્રૅ૦ કા૦ ઇનસ્ટીટ્યુટવાળુ દીવાનખાનુ નાહનું પડયુ પોતાના નીયાગાનો-ના અહેવાલો સાભળવાની ઉનટ અને ઉમગ છુપા રેહ્યા નહી એક વખત તો રંગમા ભગ થતો સેહજમા બચી ગયો તા૦ ૧૧ મી સપટેમ્બર ૧૯૧૦ ને દીને રાત્રે, એ વાચણુ તરફ પારસી કુટુંબોની લાગણી એટલી તો હદ બહાર પ્રગટી નીકળેલી જણાઇ, કે ભેગી મળેલી મીજલસ ફ્રૅ૦ કા૦ હાલમા સમાઇ શકી નહી લોકોનો ચાલુ ધસારો થતો રહ્યો. દીવાંનખાના માહેલી ગ્યાલરી, ઓટાજનોની હદ બાહારની સખ્યાના ભારથી જોખમાવાની ધારતીમા આવી પડી, અને તેવા સંજોગ વચ્ચે તે રાતના થનારૂ જમશેદ અને ઝોહાકનુ કિરતન મને બધ કરવુ પડયુ

એ રીતે સગીત વાચણો વડે કોમની મદ પડેલી લાગણી જાગૃત થએલી જાહેર થયા પછી, પારસી કોમને માટે શાહનામાની કીતાબો ઉપરા સાપરી છપાઇ પ્રગટ થવાનો પ્રમગોપાત વખત આવી લાગ્યો હતો, અને બેશક તે ઘણોજ આવકારદાયક હતો

જવાંનીની ભરતી અને ઓટ ચાલુ રહે છે તે કોઇને માટે થોભતા નથી, અને કોઇ તેને થોભાવી શકતુ પણ નથી ૧૮૯૭ પછી અઢાર વરશમા મારી જવાની, મારી શકતી અને મારી તબીયતમા જે કુદરતી ફેરફારો અવશ્ય થવાના હતા, તે થયા વીના રહ્યા નહી, અને તે થયા વીના રહે પણ નહી છતા મારૂ કામ મે આજ સુધી ચાલુજ રાખ્યુ છે અને હજીબી ચાલુ રાખવાની ઉમેદ છે કાલની વાત કોણ જાણે ? આસ તો ઘણી છે, પણ સાસ પર આધાર છે મુબઇની જશન કમીટીમા ભાઇ જેહાગીર જમશેદજી વીમાદલાલની સામેલગીરી છેલ્લા ૩-૪ વરસથી થયા બાદ, હવે તે મડળે પણ પારસી કોમના જીગરમા, તેમના પાદશાહો, પેહલવાનો અને નીયાગાનોની તવારીખની યાદ તાજી રાખવી જરૂરતની છે એમ વીચારી, જાહેર મેળાવડા મેળવી એ કિયાની કિરતનો સભળાવવાની ભલી હિલચાલ ચાલુ કરી છે. ભાઇ જેહાગીરની એ હિલચાલ ઘણીજ સવખતે શરૂ થઇ છે, કેમકે મારી નેમને તેથી એક મોટો ટેકો મળેલો હુ સમજુ છુ, અને તેજ કારણે મે મારાં સગીત કિરતનો આજ ત્રણ વરશ થયા લગભગ એ મડળ તરફથી આપવા શરૂ કીધા છે

## પારસી પચાએતના ધર્મખાતાના ટ્રસ્ટી સાહેબો તરફથી ભેટ મળેલાં પુસ્તકો માટે ઉપકાર.

શાહનામાનાં સગીત વાચણો પારસી કોમ સમક્ષ રજુ કરવા મારા કામને, અને મારી નેમને ઉત્તેજન આપવા માટે પારસી પચાએતના ધર્મખાતાના ટ્રસ્ટી સાહેબો તરફથી નીચલા પુસ્તકો મને જુદે જુદે વખતે ભેટ મળ્યા છે, તે માટે તે સાહેબોનો આ પ્રસંગે હુ જાહેરમા ઉપકાર માનુ છુ.

૧ The Shahnamah Translated by Alexander Rogers

૨ શાહનામુ. નાયબ દસ્તુર મીનોચેહર દસ્તુર જામાસપજી જામાસપઆસાના કૃત ભાગ ૧લો, ૨ જો, ૩ જો અને ૪ થો.

શમ્સ-ઉલ-ઓલમા ડા૦ જીવનજી જમશેદજી મોદી B A તરફથી તેવણે રચેલાં પુસ્તકોમાથી નીચલા પુસ્તકો, મારા એ કામને ઉતેજન આપવા માટે તેમણે ભેટ મોકલ્યા, તે માટે તે સાહેબનો પણ આ તકે હુ ઉપકાર માનુ છુ.

૧ શાહનામાની સુદરીઓ, ૨ શાહનામાના દાસ્તાનો ભાગ ૧, અને
૩. શાહનામાના દાસ્તાનો ભાગ ૨.

એક હમદીન ગ્રહસ્થે પોતાનુ નામ જણાવ્યા વગર, મારે મકાને, મારી ગેહહાજરી દરમ્યાન, અવસ્તાની શાહનો વાચણોમા મારે આપવી એવી ખાસ ફરમાસ કરી, મરહુમ એરવદ કાવસજી એદલજી કાગાના નીચલા પુસ્તકો મોકલી આપ્યાં, તેવણનો પણ હું ઉપકાર માનું છુ

૧ યશ્ત બા માએની, ૨ વદીદાદનો તરજુમો, ૩ ખોરદેહ અવસ્તા બા માએની,
૪. ગાથા બા માએની, ૫ જામેજમશેદની ઝદ અવસ્તા કિતાબ

એ ઉપરાત બીજા કેટલાક બાનુઓ અને ગ્રહસ્થો તરફથી મુબઇ તેમજ બાહારગામોમા વખતો વખત મળેલી અને મોકલાવેલી નીચલી ભેટો હુ માન સાથે સ્વીકારૂ છુ

એક (નાઇટ ડાયમદ) હીરાનુ કૉલર બટન
શેઠ ફીરોઝ સો૦ ગઝદર તરફથી

એક લીલા પાનાનુ કૉલર બટન તથા બે સુનાના ચાદ.
એક પારસી બાનુ તરફથી

એક અકીકનુ કપ
એક પારસી બાનુ તરફથી

એક રૂપાનો છતરીનો હાથો
એક પારસી ગ્રહસ્થ તરફથી

એક સુનાની વીટી
ગાયનના એક પારસી શોખીન તરફથી

ગ્રામોફોનની ઉસ્તાદી સગીતની બે દઝન રેકોર્ડ.
એક પારસી તરફથી.

હાથની કાંડી ઉપર પેહરવાની એક સુનાની પોહોચી
શેઠ ફરામરોજ સોહરાબજી કેકોબાદ તરફથી

એક રૂપાની તીપૉટ

૧૯૧૬ના સાલમા અમદાવાદના જુદાજુદા મીત્રો તરફથી મળેલી નીચલી ભેટો
એક રૂપાનું પેન હોલડર. એક રૂપાનુ રેજ દાન એક રૂપાનું કાર્ડ હોલડર
એક રૂપાનું સ્તીલ પેન હોલડર ત્રણ રૂપાના ફ્લાવર વાઝ, એક જેપાંનીઝ કાર્ડ ત્રે
એક જેપાનીઝ ઇન્ક સ્તેન્ડ, એક જેપાંનીઝ કેન્ડલ સ્તીક

## કિરતનના ભીતરમા સેહજ નજર.

એક ભાશણ કે દાસ્તાન જાહેરમા રજુ કરવુ જેટલુ સહેલ છે, તેટલું એક સગીત વાંચણ રજુ કરવુ સહેલ નથી, એમ મારે ભાર મુકી જણાવવાની હવે જરૂર રહી નથી.

કેમકે ભાશાણો અને વાચણો ઉપજાવી કાહડેલી નોધ ઉપરથી જ્યારે જોઇએ ત્યારે રજુ થઇ શકે છે, ત્યારે એક સંગીત કિરતન જાહેરમા રજુ કરવા પહેલા, દારતાનોનુ ચોકઠું ગોઠવવુ પડે છે ત્યારબાદ તેને અનુસરતી બેતબાજી રચવી પડે છે, અને છેલ્લે તે જુદા જુદા જુસ્સા દાખવી શકાય એવુ રાગ રાગણીવાલુ સગીત, દારતાનની મતલબને અનુસરતુ જોડવુ પડે છે. પણ એટલેથીજ સગીત કિરતન રજુ થઇ શકતુ નથી કિરતન જાહેરમા મુકવા સારૂ કિરતન માહેલા ગાયનો ગાવા માટે ઑરગન વગાડનાર સાથ કેટલાક દીવસો સુધી ચાલુ 'પ્રેકટીસ' કરવી પડે છે કિરતનનો આ ભાગ જેટલો નાજુક તેટલોજ તકલીફ આપનારો થઇ પડે છે. અને કિરતનો તરફ થતા અસાધારણ ખેચાણનો ભેદ પણ એમાજ સમાયલો છે એટલું છતા સખ્તી મેહનત કીધા પછી, ગળાનો અવાજ જાળવવાની કાળજી કથન કરનારને બેહદ પજવે એવી છે. જો સહેજબી સરદી ગળાને લાગે, તો કિરતનની બરબાદી નક્કી થાય છે તોપણ શુકર તે દાદગરના કે અઢાર વરશની કિરતન કથવાની મારી કારકીર્દી દરમ્યાન, ફકત એકજ વખત મારા ગળાંએ મને તકલીફ આપી હતી

મારા કિરતનોનો સગીત ભાગ વગાડવા માટે, સારા નસીબે સગીતના એક શોખીન મીત્ર ભાઇ નસરવાનજી રતનજી નરીમાન આજ વરશો થયા મારી સાથ વગર સ્વાર્થે ઓરગન વગાડતા રહ્યા છે તેઓ એક બાહોશ વાજીત્ર શાસ્ત્રી છે, અને ઑરગન વગાડવાની તેવણની કુનેહ બેશક વખાણવા લાએક છે રાગરાગણીની સુરાવટના હિસાબની માહીતી એ ભાઇને હોવાથી, સગીતના તુફાંની પ્રસગે પણ શાંત રહી, સીફતથી સમો સાચવી શકે છે એ ભાઇની વગાડવાની કુનેહની હુ ખાસ કદર બુજુ છુ મી॰ નરીમાનની સેવા માટે હુ એ ભાઇનો આ પ્રસગે ખાસ ઉપકાર માનુ છુ

એ અઢાર વરશના અરસામા મુબઇ તેમજ દેશાવરોમા, નીચનાં મડળોની ફરમાસથી અનેક વાર જાહેરમા મે સગીત કિરતનો આપ્યા હતા

૧ મુબઇના બઝમ રૂઝે બેહરામ તરફથી
૨. મુબઈની પારસી વેજીટેરીયન અને ટેમ્પરન્સ સોસાયટી તરફથી
૩ જરથોસ્તી ધરમ ઉપર એતેકાદ વધરાવનારી મડળી તરફથી
૪ બેહરામજી જીજીભાઇ કોલેજ યુનિયન તરફથી.
૫. બાનુઓના જશનની મીજલસના કારોબારી બાનુની ફરમાસથી
૬ "માસીક મજાહ" ના અધિપતિ મરહુમ મી॰ સોહરાબ એલ પાલમકોટની ફરમાસથી (તેવણના ચોપાનીઆના ઘરાકોના ભેગા કીધેલા મેલાવડા આગલ )
૭ મરહુમ નસરવાનજી પીતીતના દીનાના પારસીઓ માટેના ફડના લાભ માટે, ધી ડાયમન્ડ જયુબીલી કલબ તરફથી
૮ નવસારીની જ્ઞાન પ્રસારક મડળી તરફથી.
૯ ભરૂચની પારસી અનજુમન આગળ, ત્યા પારસી અંનજુમનના ટ્રસ્ટી સાહેબ ખા॰ બા॰ શેઠ આદરજી મનચેરજી દલાલ, બી॰ એ॰ તથા શેઠ મનચેરશાહ સોરાબજી વખારીઆની ફરમાસથી
૧૦. કરાચીની ધી યગ મેન્સ ઝોરાસ્ત્રીયન એસોસીએશન તરફથી
૧૧. કરાંચીના જરથોસ્તી બાનુ મડલ તરફથી

## SOUVENIR.



શાહનામાના કિરતનો ભરૂચના પારસી અનજુમન આગલ રજુ કરવા
માટે મળેલી યાદગારીની ભેટ (પૃ૦ સ૦ ૧-૧૫)

## SOUVENIRS.



શાહનામાના કિરતનો રજુ કરવા માટે જુદાં જુદાં શેહરોની અનજુમન અને મંડળો તરફથી
ડી૦ એન૦ પટેલને સુના અને રૂપાની મળેલી યાદગારીની ભેટો.

૧૨ અમદાવાદની જરથોસ્તી અનજુમન આગળ, અમદાવાદની બઝમે જશ્ને રૂઝે બહેરામ તરફથી
૧૩. વાંદરામા નસ્તા જરથોસ્તી કુટુંબોના મગાનડામા આગળ એન્દારા પારસી યુનિયન તરફથી
૧૪ મુબઇની જશન કમીટી તરફથી
૧૫ મુબઇના જરથોસ્તી ભાઇબધ મડળ તરફથી
૧૬ પારસી સકટ નીવારણના લાભ માટે મારા પોતા તરફથી
૧૭ મુબઇના રથેસ્તાર મડળ તરફથી
૧૮ બલસારા ત્યુશન કલાસના વારસીક મહોતસવના કુટુબી મેલાવડા પ્રસગે
૧૯ અમદાવાદની બાઇ ધનબાઇજી દનાવની જરથોસ્તી છોકરીઓ માટે સ્થાપેલી સ્કુલના લાભ માટે
૨૦ કરાચી બાઇ વીરબાઇજી સ્કુલના લાભ માટે

એ ઉપરાત મારા પોતા તરફથી મુબઇમા અનેક વાર અનેક જુદા જુદા વાચણો જાહેરમા ઘણીક વાર રજુ થયા હતા

હવે બસ સગીત કિરતનોની કેરીયત ગોયા મારી જીદગીના ૧૮ વરશના અહેવાલ સમાન છે આ કિરતનો માટે બેતબાજી તેમજ સગીત જોડી એક શાએર હોવાનો દાવો હુ જરાબી કરતો નથી મે શાએર થવા કદીબી ચાહ્યુ નથી, કેમકે હુ કાઇ શાએર નથી એ મારો પ્રમાણીક એકરાર છે મે જે કામ શોખની સેવા સમજી માથે ઉઠાવ્યું હતું, તેને પોહચી વળવાની ફકત મે તજવીજ કીધી છે, અને તે કામ કેટલુ ફતેહમદ નિવડયુ છે, તે મુબઇ તેમજ દેશાવરોની પારસી કોમથી જરાબી છુપ્પુ રહ્યુ નથી.

## વાચણની ભાશા અને બેતબાજી વિશે

આ પુસ્તકમા છપાયલા વાચણો જાહેર તખતા ઉપર મે જેમ વાચ્યા હતાં, તેમ તે પ્રગટ કીધા નથી, પણ જે રીતે તે રચ્યા હતા, તેમ તે પ્રગટ કીધા છે. કેમકે જાહેર સભામા વાચણો રજુ કરતી વખતે, વખતને અનુસરી મોટી કાપકુપ કરવી પડતી હતી એ પ્રગટ થયલા વાચણો મોટે ભાગે 'પારસી-ગુજરાતીમા' છે, કેમકે તે સઘળા પારસી કોમને માટેજ રચ્યા હતા આ વાચણોમા ગદ્ય કે પદ્યનુ લખાણ મે સુધ ગુજરાતીમા કીધુ નથી, અને તેથીજ 'થઇશ, જઇશ, કરીશ, મરીશ,' વિગેરે ગુજરાતીને બદલે, બેતબાજીની રચનામા 'પારસી-ગુજરાતીમા' 'થવસ, જવસ, કરસ, મરસ,' એવી શબ્દ રચના કરી છે તેમજ સસ્કૃત શબ્દનો ઉપયોગ કરવા બદલ ફારસીઅને ઉરદુ શબ્દોનો વિશેશ ઉપયોગ મોટે ભાગે બેતબાજીની રચનામા કરતા, તેના અર્થ મે સમજાવ્યા છે.

વાંચણમા સમાયલી બેતબાજીની રચના "કુઉલન"ના કાએદાને અનુસરી, મસનવીના વજન ઉપર બાધવાની પેહલેથીજ મે તજવિજ કરી છે વાચક મેહરબાનોએ એ 'મસનવી' વાચતા, જે રીતે કાવ્ય રચનામા (લઘુ-ગુરૂ) લખાઇ છે, તેમ વાચવાની તસદી લેવી. છતા કોનેશમદ વાચનારને કાઇક "થડકાટ" કે "ખટકો" જો માલમ પડે, તો ઉદાર નજરથી તે કસુર તરફ જોવુ. વળી બેતની રચનામા ફારસી અને ઉરદુ શબ્દો વિશેશ જણાશે. બેતના વજનનુ સમતોલપણુ જાળવવા, તેમજ રદીફ અને કાફીઆ મેળવવાની શાએરીના

કાએદા પ્રમાણે 'નાદાન' બદલ 'નાદા,' 'જેહાન' બદલ 'જેહા' યા 'જહા' 'જવાંન' બદલ જવા,' 'આસમાન' બદલ 'આસમા' 'અનજુમન' બદલ 'અન્જમન' 'બુલન્દ' બદલ (ફારસી કાવ્ય રચના પ્રમાણે) 'બલન્દ', એવા અનેક શબ્દો વાપરવાની ફરજ પડી છે

બેતમા ખટકે ખટકે મુકેલા આકડાઓ કિરતનમા ગવાતા સગીતની સખ્યા દેખાડે છે, જેને અતરે દાખલ કરવાની જરૂર જણાઇ નથી બેતમા મોટી સખ્યાના આકડા જે આખા પુસ્તક દરમ્યાન દર પચાસ અને સો બેતને તફાવતે મુકયા છે, તે આકડા જોડેલી બેતોની સખ્યા દેખાડે છે આ પેહલા ભાગના આખા પુસ્તકમા ૫૬૧૬ બેત રજુ કીધા છે.

આ પુસ્તકમા છાપેલા કેટલાક ચીત્રો મરહુમ શેઠ અરદેશર હોરમસજી મુનશીની પ્રગટ કરેલી પુરાતન પારસીઓની તવારીખ જે આજથી લગભગ ૪૦) વરસ ઉપર છપાઇ હતી, તેમાથી લીધા છે અને બીજા ચીત્રો મારા લાઓફીવાલા મીત્ર એરવદ માણેકજી રૂસ્તમજી ઉનવાળાએ (જે ગ્રહસ્થ પાછલથી ગુજર પામ્યા છે,) પોતાની એક પુરાણી ફારસી શાહનામાની કીતાબ મને ચીત્રોની નકલ કરવા મેહરબાની કરી આપી હતી, તેમાથી લીધા છે એરવદ માણેકજી રૂસ્તમજી ઉનવાલાનો હું આ પ્રસગે ઉપકાર માનું છુ એક ચીત્ર, જે ઝોહાક પુર્સે અબ્તીસ હકીમનો વેશ ધારણ કરી ઉભેનો દેખાડે છે, તે મારા મરહુમ પીતા શેઠ નવરોજજી નાનાભાઇ પટેલના ઉચાપત થઇ ગયેલા શાહનામા મહેલા ચીત્રો માહેલુ એક રહી ગએલુ ચીત્ર છે

## પારસી કોમની બોલબાલા

હા, પારસી કોમની બોલબાલા ! જે કોમના નિયાગાનોએ પૂર્વમા સુધારાની શરૂઆત કરેલી, જેઓએ ઇરાની શેહનશાહતની સ્થાપના કરેલી, જે પાદશાહની મહત્તા અને મહાનતા જગ આશકારા બનેલી, જ્યાના પાદશાહો અને પેહલવાનોના સુધારા અને શુરાતનેઇરાન વેજને શાંતિ, કિર્તિ અને આબાદી બક્ષેલી, તેવા બળવત બાદશાહોની ઓલાદ આજે પરદેશમા પરરાજ્યને આધારે પણ, હજી પેહલ્લી અને પ્રસિધ પદવી ભોગવે છે, તે જેમ તેઓના કિયાની નિયાગાનોના આશિશને આધારે છે, તેમ તેઓના પોતાના પરમાર્થના પ્રતાપે છે ! એવી કિર્તિવત તવારીખ ધરાવતી આપણી પુરાણી અને પવિત્ર પારસી કોમ, બ્રીટનની કિમતી અને કદરવત, બાહોશ અને બળવત બાહેધરી હેઠળ ફરીને ઇરાન સરજમીનમા દાખલ થાય, ઇરાનના સુધારા, વધારા, અને આબાદીમા પોતાનો ઉમદા અને ઉદાર હિસ્સો આપે, અને ફરી એકવાર પારસી સસ્થાનની ઇરાનમા પાછી સ્થાપના કરી કિયાની તવારીખના સોનેરી સફાઓ પાછા ખોલે, એવી આપણુ દુવા ગુજારશુ મારા નેક હમદિનો તે વખત કાંઇ દુર નથી, તે માટે બિદાર થાવો હમણાથીજ તૈયાર બનો હર રીતે, હર ઠેકાણે, હર હમેશ, તે પાક પરવર આપણી પારસી કોમની બોલબાલા કરે; અને હમદિનોને નૂરી આતશની પનાહ કાયમો-દાયમ 'રોશન' રાખે આમીન !

[signature]

# શાહનામાના સંગીત દાસ્તાંનો.

### નજમબદ શાહનામુ

સંક્ષેપ શાહનામુ કરતાએ ઇ૦ સ૦ ૧૯૧૫ મા પેહલીવાર પ્રગટ કીધુ હતુ તે વખતે તે કિતાબમા, ફિરદોસીના શાહનામા માહેના ફક્ત અગીઆર દાસ્તાનોનો નસર અને નઝમ સાથ સમાવેશ કીધો હતો તે કિતાબ પ્રગટ કીધાને અજે આઠ વરશ થઇ ગયા છે એ આંઠ વરશની મુદતમા કરતાએ ફીરદોસીના શાહનામા માહેના બાકી રહેલાં જાણવા જોગ દાસ્તાંનોને નસર અને નઝમ ઉપરાંત સંગીતમા રચી, પારસી કોમના નિયાગાનોની તાનારીખ સજીવન કરવાના મારા જુના હતુને, મુમબઇ તેમજ દેશાવરોમા વસ્તી જરથોસ્તી કોમ રૂબરૂ, જુદા જુદા જરથોસ્તી મંડળો તરફથી રજુ કીધા છે કેહવાની કાંઇબી જરૂર નથી કે તે સઘળા દાસ્તાનો જયારેબી રજુ થતા, ત્યારે હમેશા પારસી કોમના નરનારી ઓની મોટી મીજલસો ભેગી મળતી હતી પા. સદીની મારી આ અદના કોશીશ દરમ્યાન મુમબઇ તેમજ દેશાવરોમા મળેલી મેહફીલોમા જે જે આગેવાન જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થોએ પ્રમુખપદે બિરાજી મને પોતાની હાજરીનું માન આપ્યુ હતું, તે સઘળા મહરબાનોના નામની એક નાહની જેવી નોંધ અત્રે જાળવી રાખવાની હુ મારી ફરજ સમજુ છુ

મુમબઇ.

મર્હુમ શેઠ કેખશરૂ નવરોજી કાબરાજી
,, ,, ખુરશેદજી રૂસ્તમજી કામા
,, એર્વદ કાવસજી એદલજી કાગા
,, ,, કેરશાસ્પજી એદલજી આલ્યા.
,, દસ્તુર મીનોચેહેર દસ્તુર જામાસ્પજી જામાસ્પ આશાના
,, શેઠ શાહપુરજી બેહરામજી કાત્રક
લેડી ધનબાઇ કાવસજી જહાંગીર
બાઇ જાઈજી જેહાંગીર પીટીટ
બાઇ જરબાનું અરદેશર એનજીનીયર એમ. એ, એલ એલ બી.
મીસ નવાજબાઈ કનટરાક્ટર બી એ,
દસ્તુર ડૉ૦ માનેકજી નશરવાનજી ધાલા
નાયબ દસ્તુર રૂસ્તમજી સંજાણા બી૦ એ૦
સર કાવસજી જેહાંગીર રેડીમની
સર હોરમસજી કાવસજી એદનવાલા
ઑ૦ જસ્તીસ દીનશા ફરદુનજી મુલ્લા, એમ એ, એલ એલ૦ બી૦
ડા૦ દીનશાહ બહમજી માસ્તર,
શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ, એમ. એ૦, એલ એલ૦ બી,
શેઠ ફરેદુન કેરશાસ્પજી દાદાચાનજી બી એ. એલ. એલ. બી,
,, પાલનજી બરજોરજી દેશાઇ.
,, બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ, એમ. એ૦
,, નશરવાનજી ફરામજી કયાની
,, ખુરશેદ એદલજી પુનેગાર બી૦ એ૦, વાઇસપ્રેસીડેન્ટ, જરથોસ્તી ભાઇબંધ મંડળ.
,, શેઠ માણેક સોહરાબજી બનાજી
,, ફરામરોઝ રૂસ્તમજી દુબાસ, જોડયા પ્રીન્સીપલ ન્યુ રોગીયન હાઇ સ્કુલ

વાદરા

મર્હુમ ડા૦ રતનજી રૂસ્તમજી દાદીના

નવશારી

મરહુમ શેઠ પેસ્તનજી ખરશેદજી થાનેવાલા નવસારી (માજીસ્ટ્રેટ)
દસ્તુર ફરામજી કેકોબાદ, (નવસારીના વડા દસ્તુર)

ભરૂચ.

ડા૦ મીસ મોતગોમરી.
ખા૦ બા૦ સરદાર આદરજી મનચેરજી દલાલ, બી૦ એ૦

**અમદાવાદ.**

મર્હુમ શેઠ કાવસજી ડોસાભાઇ દાવર
મીસીસ દીનબાઇ સોહરાબજી લાલકાકા
ડા૦ મીસ મોતીબાઇ રૂસ્તમજી કાપડીયા
બા૦ બા૦ સરદાર રૂસ્તમ પે૦ વકીલ.
બા૦ બા૦ ખરશેદજી નશરવાનજી કન્ટરાકટર
શેઠ કેખશરૂ અ૦ બાના૦ બી૦ એ૦
શેઠ અરદેશર રૂસ્તમજી દલાલ

**કરાચી**

મીસીસ કુવરબાઇ મા૦ ધાલ્લા
દસ્તુર ડા૦ માણેકજી ન૦ ધાલા
બા૦ મા૦ કાવસજી હો૦ કાત્રક
શેઠ ફ્રામરોઝ જેહાગીર પઠકી

## મુંબઇ તેમજ દેશાવરોમા સ્થાપેલાં જરથોશ્તી સખાવતખાતાના લાભ માટે કરેલાં શાહનામાના કિરતનો.

એ પા સદીના અરસામા શાહનામાના મારા કિરતનો, મુબઇ તેમજ બાહાર ગામોના કેટલાક સખાવતી ખાતાના લાભ અરથે, મે રજુ કીધા હતા, જે પ્રમગે થાયલી આવકો તે ખાતાના પેશકારોએ ખુશીથી સ્વીકારવાથી મને સતોશ હાસલ થયો હતો એ ખાતાઓની નોધ અતરે રજુ કરૂ છુ

૧ ઇ૦ સ૦ ૧૮૯૭ ની મરકીમા તારાજ થાયના ગરીબ પારસી કુટુબોને તાતકાલીક મદદ માટે ફ્રામજી કાવસજી હૉલમા, રૂસ્તમ અને સોહરાબનુ કિરતન (ઇ૦ સ૦ ૧૮૯૭)

૨ પારસી સકટ નિવારણ ફડના લાભ માટે આબરૂદાર પારસી બાનુઓ અને ગ્રહસ્થની મદદ સાથે, ટાઉન હોલમા રૂસ્તમ અને સોહરાબના કિરતનનો છેલ્ટનો ભાગ (ઇ૦ સ૦ ૧૮૯૮)

૩. મરહુમ ડા૦ કયેખુશરૂ નશરવાનજી બાહાદુરજીની યાદગારી કાયમ રાખવા માટે ઉભા કરેલા ફડના લાભ ખાતર ટઉન હોલમા રૂસ્તમ સોહરાબના કિરતનનો થોડોક ભાગ (ઇ૦ સ૦ ૧૮૯૯)

૪ કરાંચીમા બાઇ વીરબાઇજી હાઇ સ્કુલ (હાલમા બાઇ વીરબાઇજી સોપારીવાલા હાઇ સ્કુલ) ના લાભ ખાતર, રૂસ્તમ અને સોહરાબનુ કિરતન (ઇ૦ સ૦ ૧૯૧૨)

૫ મુબઇમા મરહુમ શેઠ નશરવાનજી પીતીતે દિવાના પારસીઓની માહવજત માટે સ્થાપેલા ફંદના લાભ ખાતર જાલ અને રોદાબેનુ કિરતન (ઇ૦ સ૦ ૧૯૧૩)

૬ અમદાવાદમા મરહુમ બાઇ ધનબાઇજી અરદેશર દલાલે જરથોશ્તી છોકરીઓ માટે સ્થાપેલી સ્કુલના લાભ ખાતર રૂસ્તમ અને અસ્ફન્દીયારનુ કિરતન (ઇ૦ સ૦ ૧૯૧૬)

## શાહનામાના શોખીન કિરતનકારો

ફીરદોસીના આખા શાહનામા અદર સમાયલા જાણવા જોગ દાસ્તાનો (episodes) ને મે નસર અને નઝમના રૂપમાં ફેરવી નાખી, પારસી કોમની પ્રાચીન તવારીખને અર્વાચીન સાભલનારના શોખને રૂચે એવા આકારમા રજુ કરવાની મારી અદના કોશેશ, ઇ૦ સ૦ ૧૮૯૭ ના સાલથી શરૂ થઇ હતી. એ કોશીશને ઇ૦ સ૦ ૧૮૯૭ મા 'કિરતન'ને નામે મે ઓળખાવી હતી પારસી કોમના સુધરેના વિચારવાલા આગેવાનોની તેમા

મને જે માનભરી મદદ અને સામેલગીરી મલી હતી, તે તેમના નામોની આ સાથે આપેલી ટીપ ઉપરથી જણાઇ આવે છે ધીમે ધીમે જુના વિચારવાલા સાહેબોનું ધ્યાન મારી એ કોશીશ તરફ ખેચાવા લાગ્યુ, અને તેઓએ પણ મારા આ કામને પસંદ કરી, પોતાની સામેલગીરી આપી, જેથી શાહનામાને પુરૂ કરવાની મારા ખ્યાલને બેવડી ઉલટ મલી. કોમના નર નારીઓને મોજ સાથે પોતાના પુર્વજોની તવારીખનું જ્ઞાન આપવાની, આ કિરતનોએ, પુરેપુરી પા સદી (છવીસ વરસ) સુધી સર્વોતમ લોક પ્રીયતા જેવી અને તેવીજ નિભાવી રાખી છે. એ પા સદી દરમ્યાન, દેશ પરદેશમા વસ્તા જરથોસ્તીઓ વચ્ચે એ કિરતનો રજુ કરવાની મને તક મલ્યાથી, તેવાંજ કિરતનો કરવાની બીજાઓની ઉલટ જો કે કુદરતી હતી, પણ તેની ઉલટમા દલગીરી સાથે મને કેટલાક એવા દાખલાઓની નોધ લેવી પડી છે, કે જેમા કાંઇજ નહી પણ વિવેકનો રાક્ષસી પ્રમાણમા ભંગ થયેલો જણાયો છે દેશાવરો ખાતે મારા સક્ષેપ શાહનામા માહેલી નઝમમા નજીવા ફેરફારો કરીં, કેટલાકોએ એ દાસ્તાનો પોતાની બનાવટના તરીકે ઠોકી, જાહેરમા રજુ કરેલા મારી જાણમા આવ્યા છે. હિયાં તેમજ ત્યા એવા છુટા છવાયા બનાવો બનતા મારી જાણમા આવતા રહે છે, જે બનાવે, કાંઇજ નહી પણ History repeats itself વાલી પ્રખ્યાત ઇગ્રેજી કેહવતને ખરી પાડી આપી છે. એવી સાહિત્યાની 'ચોરજરી' આગલા વખતમા સ્કોચ અને ઇંગ્લીશ બેલદની થતી હતી કેટલાક બેલદ, ઇગ્રેજોમા ઘણા વખણાતાં હતા, તેના જોડનાર કવીના ખરા નામો આજે મલતા નથી કેટલાક ઉતમ પ્રકારના બેલદ જે શેહરમા ખાસ વખણાતા, અને ગવાતા, તે બેલદની જોડણીમા સેહજ ફેરફાર કરીને, યા તેમના બનાવનારના નામને ઠેકાણે 'ગ્રોલિંગ' ગાનારાઓ પોતાનુ નામ ગોઠવી દઇ, શેહરની બાહાર અને પડોશના ગામડામા, તેઓ ગાવા ઉતરી પડતા હતા એવી રીતે એક બેલદ, જે શેહરમા અમુક કવીની બનાવટ અને મતા ગણાતી, તેજ બેલદ ગામડામા બીજાજ કોઇ ફુટકળીયા કવીની જોડણી તરીકે ઓલખાતું હતું આવી ફરીઆદ માટે ભાગે સ્કોચ બેલદના બાબમા થયલી જણાઇ છે *

એ વિશે એવા કિરતનકારોને મારી અદના અરજ છે, કે આ નસર નઝમથી ભરપુર તૈયાર કરેલા કિરતનો જે પારસી કોમ સમક્ષ મે રજુ કીધા છે, તે તેઓ પોતાની યથા શકતી પ્રમાણે કથી શકે

## મુબઇની જશન કમીટી અને મારાં શાહનામાના કિરતનો.

આગલા સાલોમાં આ કિરતનો, જુદા જુદા જરથોસ્તી મંડળો તરફથી મુબઇમા સર અવસરે દર સાલ રજુ કરવાની મને ફરમાસ થતી હતી. ચહડતી અને પડતીનો નિયમ જે કાંઇ નહી પણ એક કુદરતી બનાવ છે, તે બનાવની અડફતમા તે મંડલો આવી પડયા પછી,-ઇ૦ સ૦ ૧૯૧૩ ના સાલથી મુબઇની જાણીતી જશન કમીટી તરફથી મેં મારા શાહનામાના કિરતનો દર સાલ આપવાની શરૂઆત કીધી હતી ખુદાની રેહમતનો તે એક બનાવ હતો, કે જયારે એક ઝુકતાં અને ખુંણે પડેલાં

* એ બાબદના વધુ લખાણ માટે જુવો મારૂં પુસ્તક 'કળાવત' યાને "આર્ય સંગીત કળા"

મંડળનો હાથ, મુંબઈના જાણીતા શેહરી શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ, અને શેઠ ફરેદુન કેરસાસ્પ દાદાચાનજીએ પકડી, તે મંડળને નવી જીંદગી અને નવી ગતી આપી, તેને તેની આજની ધીકતી અને ધગધગતી હાલતમાં લાવી મેલ્યું એ મંડળ તરફથી મારા કિરતનો મે ચાલુ અગીઆર સાલ સુધી આપ્યા છે, અને એ અગીઆર સાલની લાંબી મુદતમાં દર સાલ, સર અવસર પ્રસંગે, નવા અને નવાજ કિરતનો રજુ કરવાની ચાલુ રાખેલી નેમથી આજે હું શાહનામાના તમામ દાસ્તાંનો પુરા કરી શકયો છું એટલા માટે એ ભલા મંડળનો હું આભારી થયો છું

પચીસ-વરસ ! પા સદી ! જયારે ઈ૦ સ૦ ૧૮૯૭ માં પેહલવેહલું મે રૂસતમ અને સોહરાબનું કિરતન કોમ સમક્ષ રજુ કીધું, ત્યારની મારી શારીરિક શકતીઓ ને જયારે હું આજની મારી શારીરિક શકતી સાથ સરખાઉં છું, ત્યારે મને લાગે છે, અને હું જોઈ શકું છું, કે તેમાં મોટો ફેરફાર થઈ ગયો છે તન-બળ, તેમજ મન-બળ ઓછાં થયાં છે મગર જે કાંઈ રેહલું છે, તે કંઠ બળ અને મન-બળ એ બેજ જેવાને તેવા રહ્યાં છે, અને તે માટે હું તે યઝદાનના હજારો હજાર શુકર કરૂં છું કેમકે તે રેહમવંત દાદાર ની મેહરથી છેલ્લા પચીસ વરસમાં શાહનામાના કિરતનો માટે પંદર હજાર શએર હું રચી શકયો છું, અને શાએર ફીરદોસીના કિરતન માટે રચેલી શએર, તેમજ પેગંબર સાહેબ જરથોશ્ત અને કિસ્સે સંજાનના કિરતનોમાં સમારેલી શએરોનો એકંદર સરવૈયો લેતા નીચલો હિસાબ મળે છે.

| | |
|---|---|
| ૧ શાહનામા માહેલી શએરો | ૧૪,૭૧૦ |
| ૨ શાએર ફીરદોસી તુસીના કિરતન માહેલી શએરો | ૮૦૦ |
| ૩ પેગંબર જરથોશ્તના કિરતન માહેલી શએરો | ૫૦૦ |
| ૪ કિસ્સે સંજાનના કિરતન માહેલી શએરો. | ૪૧૬ |
| જુમલે શએર - | ૧૬,૪૨૬ |

## દાસ્તાંનોના કિરતનો શાહનામાનો તરજુમો નથી

ખતમ કરવા આગમચ એક અગતયની બાબદ જણાવવાની જરૂર પડે છે શાહનામાના મોતેબર તરજુમા અત્યાર આગમચ બીજા વિદવાન સાહેબોએ કીધા છે એ માહેલું કુંઆર મિરાદરોવાલું એક છે, જેને માટે મે આગલ જણાવ્યું છે બીજું મરહુમ દસ્તુર મીનોચહેરનું છે, જે નસરમાં પ્રગટ થયું છે પણ મારૂં લખેલું આ શાહનામું ફીરદોસીના શાહનામાનો તરજુમો હોવાનો હું દાવો કરતોજ નથી ફીરદોસીની નઝમને પકડી મે તેનો તરજુમો નઝમમાં કરવાની સેહજ પણ તજવીજ કીધી નથી, સિવાયકે ફીરદોસીના કેટલાક મહાન વિચારોને મે 'પારસી ગુજરાતી' નઝમમાં મારી શકતી મુજબ રચ્યા હોય. મે આગળ પણ લખ્યું છે, અને ફરીથી આ પ્રસંગે બીજીવાર પ્રતિજ્ઞા પુર્વક એકરાર કરૂં છું, કે હું કવી યા શાએર કેહવડાવવા કે કેહવા માગતો નથી. હું 'ગર્ભ કવી' કે 'બાળ કવી' છુંજ નહી! જે કાંઈ બન્યું છે, તે બનાવ્યું છે, અને જે કાંઈ સખુનો સુજયા છે, તે નઝમ રૂપે રચ્યા છે

શીરદોસી પોતે પોતાના દીબાચામા એકરાર કરે છે કે- "જે કેહવાઇ ચુકયું છે તે હુ તારી આગળ એક વખત ફરીથી કેહીશ હુ જે સખુનો કહુ છુ, તે બીજાઓ-એ બી કેહલા છે. * * * બીજા દફતર ઉપરથી હુ તે મારા બોલોમા રજુ કરૂ છુ"

અને મે પણ તેમજ કીધુ છે. શાએર શીરદોસીના દફતર ઉપરથી મે મારા બોલોમા મારા વિચારો, અને મારી ભાશામા આ કિસ્તનો મે રજુ કીધા છે.

## કદરસ્નાશોનો ઉપકાર

જ્યારે મારી કિસ્ત કરવાની કોશેશને લગભગ વીસ વરસ પુરા થયા હતા, ત્યારે મારા ખયરખ્વાહ મીત્ર ભાઇ બરજોરજી ફરામજી ભરૂચાની નાયાબરી દીલસોજી આ મારા કામ તરફ ખેચાયાથી, તેઓએ મારા કામની કદરસ્નાશી કરવા માટે કાઇક યોજના ઘડી, અને તે યોજનાના પરીણામમા સેવકને તેવણ તરફથી દેશ પરદેશમા વસ્તી જરથોસ્તી કોમના આગેવાનોએ મોકલાવી આપેલા કદરસ્નાશી પત્રો સાથ એક પર્સ ભેટ આપવા જે ઠઠમાર મેળાવડો કીધો હતોં, તે પ્રસંગને ભુલી જવો જોઇતો નથી મારા મીત્ર ભાઇ બરજોર ફરામજી ભરૂચાની કારસાજીથી એક ભવ્ય મેલાવડો બાલીવાલા ગ્રાંડ થીએટરમા ૨૮ મી એપ્રીલ ૧૯૧૭ ની સમીસાંજના મલ્યો હતો, જે પ્રસંગે નામદાર સર જમશેદજી જીજીભાઈ પ્રમુખસ્થાન લેનાર હતા, પણ પોતાની નાદરૂસ્ત તબિયતના સબબે તેઓ આવી નહી શકયાથી, મરહુમ શેઠ રૂસ્તમજી બેહરામજી જીજીભાઇ પ્રમુખ પદે બેઠા હતા એ પ્રસંગે સ્મોલ કોઝ કોરટના વડા જજ, મી॰ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, બાબે કોનિકલવાલા મી॰ હોરનીમેન, ઇરાન દેશના મુબઇના વડા કોનસલ, મી॰ મીરઝાં અલી અકબરખાન (બેરીસ્ટર) તથા મી॰ રૂસ્તમ પેસ્તનજી મસાની-એ, જે ઉમદા વિચારો તે પ્રસંગે તખ્તા ઉપરથી આ અદના સેવક માટે ઉચ્ચાર્યા હતા, તે માટે તે સઘલા સાહેબોનો તેમજ મુબઇ તેમજ દેશાવર ખાતે હસતી ભોગવતા જુદા જુદાં જરથોસ્તી મડલોના પેશકારો, પ્રમુખો અને ટ્રસ્ટી સાહેબોએ એ પ્રસંગે મારી બીનરવારથીક સેવા માટે જે કદરસ્નાશી પત્રો રવાના કીધા હતા, અને જે એક ઉચી બનાવટની રૂપાની કારકેટમા મરહુમ શેઠ રૂ॰ બે॰ જીજીભાઇના બાનુ ને હાથ મને ભેટ અપાવ્યાં હતા, તે સરવે મેહરબાનોનો હુ મોટો ઉપકાર માનુ છુ

## મદદગારોનો આભાર.

સેવટે આ મારા કામની કદરસનાસી કરનાર ખેરખ્વાહનો મારે આભાર માનવો ઘટે છે. આ દલદાર પુસ્તક પ્રગટ કરવાની જોહમતભરી જજાલ માથે ખેચી લેવાની મને ઘણી આનાકાની થતી હતી, પણ જશન કમીટીની આ પુસ્તક પ્રગટ કરવાના કામને પાર પાડવા માટે જશન કમીટીએ એ પુસ્તકની એક સો નકલ, તેમજ જરથોસ્તી ભાઇબધ મડલ તરફથી પચાસ નકલ ખરીદવાની મેહરબાની કીધાં પછી, એ કામ હાથ ધરવાની મને ઉલટ આવી હતી

એ પછી મારા કામની કદરસ્નાશી કરનાર અને સાહિત્યના કામને ઉત્તેજન આપનાર આપણી કોમના ખરા ખયેરખ્વાહ સર હોરમસજી કાવસજી દીનશાહ એદનવાલા એ આ શાહનામાને પ્રગટ કરવાના કામમા મને જે ઉદાર સહાયતા આપી છે, તે

માટે એ માનવત અકાબરનો હુ મોટો આભારી થયો છુ એ ઉપરાત દુર દેશાવરોમા વસતી પારસી અનજુમનના આગેવાન સાહેબોએ આ કોમી તવારીખને પ્રગટ કરવાના કામમા આપેલી મદદ માટે હુ તે સરવેનો આભાર માનુ છુ

છેલ્લે, આ પુસ્તક પ્રગટ કરવાના કામમા મને ઉલટ આપનાર, ફ્રેંડ પ્રીટિંગ પ્રેસના માલેક ભાઇ હોશંગ તેહમુરસ અંકલેસરીઆને હુ ભુલી જવા માગતો નથી ૧૯૨૩ ના એપ્રીલ માસમા આ દલદાર પુસ્તક છાપવાનુ કામ શરૂ કરી, નવેબર ૧૯૨૩ મા તૈયાર કરી આપવા માટે એ ભાઇએ બેચેથી જેહમતની સેવાના આભાર તરીકે, આ મારાં શાહનામાની પેહલ્લી આવૃતીના પ્રગટ કરનાર તરીકે એમનુ નામ જોડવાથી મને સપુર્ણ સંતોશ હાસલ થયો છે.

છેલ્લે મારા કિરતનના સગીત કામમા મારા સાચા મદદનીશ મરહુમ મી૦ નશરવાનજી રતનજી નરીમાનને હુ ભુલી જવા માગતો નથી. મરહુમ મી૦ નરીમાને લગભગ વીસ વરશ સુધી, એક 'ઓરગનિસ્ટ' તરીકે મારા સગીત કામને મદદ આપી હતી. બીન સ્વાર્થે મુબઇ તેમજ બાહાર ગામમા તે મારી સાથે હમેશા પોતાની સેવા રજુ કરતા હતા સંગીતના તેવણ એક શોકીન અભ્યાસી હતા, એ મિત્રના તારીખ ૧૭ મી આગસ્ટ ૧૯૨૨ ને દીને નીપજેલાં કવખતના મરણથી મારા કિરતનના કામને ગયલી ખોટ પુરાઇ નથી. ખુદા મરહુમના રૂહને શાતી બક્ષે

કરૂણા રસમા મને મોજ મલે છે હાસ્યરસ જો કે મને પસદ પડે છે, પણ કરૂણા રસ તરફ મારો ભાવ વધારે છે જેમ બીજા લખનારાઓની નસર ઉપરથી ફીરદોસીએ પોતાના વિચારો નઝમમા રચ્યા છે, તેમ ફીરદોસીની નઝમને આધારે સેવકે રૂસ્તમ અને સોહરાબ, શીયાવક્ષ અને ફીરગીઝ, રૂસ્તમ અને અસ્ફન્દયાર તેમજ ખુશરો અને શીરીન વિગેરે બીજા કરૂણારસ દાસ્તાનોના મજમુન ધ્યાનમા રાખી, મે મારા મનના વિચારોને નઝમ રૂપે ગતીમા મેલ્યા છે. દાખલા તરીકે ખુશરોના દોખમા અદર શીરીનની માહેતમ ફીરદોસીએ ઝાજી દરશાવી નથી, પણ શાએર નીઝામીએ તે માટે જે ઇશારો કીધો છે, તે ઉપરથી શીરીનની માહેતમપોશીને મે વધારે વેગ આપ્યો છે અને તેજ પ્રમાણે બીજા સઘલા દાસ્તાનોમા મે મારી યથા શકતી પ્રમાણે જે કાઇ સુજ્યુ છે તે રચ્યુ છે એ સબધમા જે ખાસ જણાવવા માગુ છુ, તે એટલુજ કે ફીરદોસીના મજમુનને જાળવી રાખી, મે મારા ખ્યાલોને ગતીમા મુકયા છે તેમજ જયા જરૂર જણાઇ છે, ત્યા કેટલીક ફીરદોસીની જગ આશ્કાર શએરોના તરજુમાનેમે નઝમનુ રૂપ આપ્યુ છે

એ રીતે પચીસ વરશમા સોલ હજાર શએરોની રચાવટ કોમી તવારીખના બાગમા રચી, જરથોશ્તી આલમને આજે તે સઘલુ હુ ભેટ કરૂ છુ

પણ ખતમ કીધા આગમચ કહ્યા વગર ચાલતું નથી, કે આ ફાનીનો એકજ કાયદો સઘલા માટે એક સરખી રીતે બધાયલો છે જે હાલ કિયામતે મારી આગમચ બીજાના કીધા છે, તે હાલ એક રોજ મારોબી થવાના છે ! ! રફીકો ત્યારે તમો કાહ અને હુ કાહ !

[illegible]

# OPINIONS OF THE PRESS.

## સંગીત વાંચણો વિશે જાહેર છાપાના મત.

### રૂસ્તમ સોહરાબનુ સંગીત વાંચણ.

[ રાસ્ત ગોફતાર તા૦ ૫ મી સપટેમ્બર ૧૮૯૭ માંથી ઉતારો ]

ગઈ તા૦ ૨૨ મી અને રવીવારે સાંજે ફ્રે૦ કા૦ ઇન્સટીટયુટના દીવાનખાનામા વેટરીનરી સરજયન ધનજીભાઇ પટેલના સંગીત સબંધી સહાયકપણાથી એક શોકીન પારસી મંડળને નિર્દોષ પણ સુંદર ગમતનું એક રમણીક સાધન મળ્યુ હતું શાહનામા મધેનુ રૂસ્તમ સોહરાબનુ અસરકારક દાસ્તાન સઘળુ ગાયનમા વાચી જવાનુ એ જુવાન ગૃહસ્થે જાહેર કરવાથી, તે વાચણ સાંભળવાને નોત્રેલા પારસી બાનુઓ અને ગ્રહસ્થોની એક મોટી મિજલસ ભેગી મળી હતી, જેઓથી આખુ દીવાનખાનુ ચિકાર ભરાઇ જવા છતા, અવલથી આખર સુધી સઘળુ વાચણ કરસી પણ હરકત વિના ફતેહમંદી સાથ પસાર થયુ હતુ સભાની ખુરશી મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીએ લીધી હતી * * * મી૦ ધનજીભાઇએ વાચણ શરૂ કીધુ, તેમા ગાયનના આશરે ૫૦ જુંદા જુદા રાગ રાગણીવાળા ગાયનો જોડેલા, અને તેનાં છાપેલા ચોપાન્યા સભાસદોમા આગમચથી વેહેંચેલા હતા ગાયન ગાવામા મી૦ પટેલનેં મદદ આપવા માટે સાત નાહની પારસી કન્યાઓ રંગભુમી ઉપર તૈયાર બેઠેલી હતી, જેઓમા એક તો ઘણીજ કુમળી વયના નાનકડા ભુલકાનો સુરવર મળી જવાથી, કોમળ સરોદનુ એક તીણુ ગીત મંડળ ગોઠવાયુ હતુ મી૦ ધનજીભાઇ પટેલનો અવાજ ઘણોજ ખુલ્લો અને સ્વચ્છ હોવાથી, તેવણે સઘળા ગાયનો મીઠાસથી સારા જોસ અને ઝમક સાથે ગાયા હતા અને ગીતોની વચે વચે, વાર્તાના ભાગની ફારસી બેતની ગુજરાતી સેરો, શાહનામાની અસલી ઢબથી રાગ કાહડીને વાચી સંભળાવી હતી આ વાચણ કરવાનો પોતાનો હેતુ મી૦ ધનજીભાઇ પટેલે શરૂઆતમાંજ સમજાવ્યો કે, દેશી રાગ વિદ્યા વિષેના પોતાના આગલા ભાષણોમા મી૦ કાબરાજીએ એવુ સિદ્ધાંત આપ્યુ હતુ, કે જુદા જુદા રાગ રાગણીઓ, જુદા જુદા માણસાઇ જુસ્સાને સ્વરૂપ આપી શકે છે, અને જેવો જુસ્સો દેખાડવો હોય, તેવો તેને અનુસરતો રાગ અથવા રાગણી દેશી ગાયનમાંથી લાગુ પાડી શકાય છે ત્યારે સંગીત શાસ્ત્રનુ એ સિદ્ધાંત ધ્યાનમા રાખીને, તેવણે રૂસ્તમ સોહરાબની કાહણીમાના તરેહવાર જુદા જુદા જુસ્સાઓને છાજતા રાગોમાં તરેહવાર ગાયનો બનાવ્યા છે, અને તે આ મિજલસ આગળ રજુ કીધાં છે

એટલુ કહી તેવણે વાચણ શરૂ કીધુ, જે ઉપલા ખોલાસા પ્રમાણે જુદા જુદા જુસ્સાઓને લગતી જુદી જુદી રાગણીઓમા જોડવાને લીધે ઘણુ અસરકારક થઇ પડયું હતું * * * રૂસ્તમ સોહરાબની વાર્તાના દીલ ઉશ્કેરનાર બનાવો શરૂ થયા. તેના ગાયનો આવ્યાં, તો જો કે એટલા સુધીના ગાયનોએ પણ તમાશગીરો ઉપર એવી સારી અસર કીધી, કે તેઓએ તાલીથી ખુશાલી બતાવવા માંડી. તેને વાંચણ કરતાએ શરૂઆતમાંજ અટકાવીને તમાશગીરોની ઉલટને ઠંડી પાડી નાખતા કહ્યુ કે, લગભગ ૫૦ ગાયન મને હજી ગાવાના છે, તેમાં તાલીઓ પાડવાથી વખત જતા લંબાણ થઇ જશે, અને હરકત થશે, માટે

તાલીઓથી પોતાનો ચુકાદો તુર્તાતુર્ત નહી આપતાં, તેવણે સભાને અરજ કીધી, કે તેઓએ પોતાની ખુશાલી કાંઇ ઉપજે તો, તથા પોતાનો ચુકાદો જે કાંઇ હોય તો તે સેવટ સુધી મુલતવી રાખવો. આમ કહીને તાલીઓનો અટકાવ કીધાથી, બાકીના ગાયનો વાર્તાના ગંભીર પ્રકારના જોશ મુજબ ઘણીક ગંભીરાઇથી ગાવામાં અને ગંભીરાઇથીજ સાંભળવામા આવ્યાં * * *

વારતાના જુદા જુદા બનાવોએ તેમને લગતા ગાયનના જોસને લીધે, તમાશગીરો ઉપર સારી અસર કરી હતી, અને વારતાની સેવટે ઘણાક તમાશગીરોની આંખ્યો ભીનાયલી જણાઇ હતી અગત્ય કરીને બાપ બેટાના એક બીજા વિષેના અજાણપણા અને એકકને પીછાનવાની નિષ્ફળતાના ભાગ ઉપર તમાશગીરોની તિક્ષણ લાગણી ઉશ્કેરાઇ હતી, અને બાપે દીકરાની છાતીમા ખંજર ભોકી દેવાના ભાગ ઉપર તો કેટલીક તમાશગીર બાનુઓ પોતાનો ભરાઇ આવેલો ડીમ કઠણાઇથી અટકાવી શકી હતી. સઘળું વાંચણ આસરે અઢી કલાકમાં, એટલે કે મી૦ પટેલે ધારવા કરતા વેહલુ પુરૂ થયુ, અને તમાશગીરોએ તાલીના જોસભરૂ ગગડાટથી પોતાને થયલી અસર દેખાડી આપી

વાચણની સેવટે મી૦ પટેલનો ઉપકાર માનવાની દરખાસ્ત કરતા સરનશીન મી૦ કાબરાજીએ સમજાવ્યુ કે * * * * મી૦ પટેલે આજ વીસ વરસ ઉપર મારાજ હાથ તળે ગાયનના પેહલા પાઠ હાંસલ કીધા હતા, તે વખતથી એવનની ગાયન શક્તિ વિષે મે સારૂ મત બાંધ્યુ હતુ, અને તે લાંબા વખત ઉપર જે શરૂઆત કીધી તેનુ આજે આવુ સારૂ ફળ નિપજવા માટે મી૦ કાબરાજીએ પોતાની મગરૂરી જાહેર કીધી એ દાસતાન આવા અસરકારક આકારમાં મુકીને મીજલસને ગમત આપવા માટે મી૦ ધ. ન પટેલે જે રંજ અને મેહનત લીધી, તેને માટે તેવણનો ઉપકાર માનવાની દરખાસ્ત સભાએ ઉલટથી પસાર કીધી * * *

---

## એક માહાવરી ચોપાનીયાના ઘરાકોની મહેફીલમા રૂસ્તમ અને સોહરાબનુ સંગીત કિર્તન

[ રાસ્ત ગોફતાર તા૦ ૩૧ મી અક્ટોબર ૧૮૮૭ માથી ઉતારો ]

* * * આગેવાન શેહરી બાનુઓ અને ગૃહસ્થોનો તે એક સુંદર અને ભપકાદાર મેળાવડો નોતરયો હતો * * આખુ દીવાંનખાંનુ એવુ ચીકાર ભરાઇ ગયુ હતું, કે ગ્યાલરી ઉપર બાંનુઓને માટે બેઠક કરવી પડી હતી, અને ફ૦ કા૦ હોલના દીવાંનખાનામા કદાચજ નજરે પડે છે એવી એક મોટી તોપણ શાંત અને શાંણ-સલુકવાલી અને માનભરી મિજલસ હાજર થઇ હતી * * * સભાની ખુરસી મી૦ કેખશરૂ ન૦ કાબરાજીને આપવામા આવી હતી. * * * મી૦ પટેલે પોતાની સરેસ્તાની ચાલાકીથી અને સુસ્વરથી પોતાના અસરકારક ગાયનો ગાવા અને બેતબાજી વાંચવા માડી * * * વાંચણના બીજા અને ત્રીજા ભાગની વચ્ચે એક નાહની જેવી ક્રિયા થઈ હતી તે એ કે મેલાવડો કરનાર મી૦ અને મીસીસ પાલમકોટ તરફથી વાચણ કર્તા મી૦ પટેલને એક રૂપાંની પ્લેટ તથા તસ્વીર ભેટ આપવામાં આવી હતી. * * *

વાચણુની સૈવટે સરનશીન મી૦ કામરાજીએ મી૦ પટેનનો ઉપકાર માનવાની દરખાસ્ત કરતા સમજાવ્યુ કે દેશી રાગ વિદ્યાની જે મુખ્ય ખુબીની મી૦ પટેલે પીછાણુ રાખી છે, તે એ કે જુદા જુદા રાગ રાગણીઓ જુદા જુદા માણુસોઈ જુસ્સાને રંગરૂપ આપી છે એ ઉપરથી આ અસરકારક દાસ્તાંનમાં ઉભા થતા તરેહવાર જુસ્સાઓને લાગુ પડતી તરેહવાર રાગ રાગણીઓ શોધી કાહડવાનો જે ધણી કસદ કરે, તેનુ દેશી સગીત શાસ્ત્રના જ્ઞાનનુ ઘણુ ઉંડુ ભંડોળ હોવુ જોઇએ મી૦ ધનજીભાઇએ દાસ્તાનના જુસ્સાઓને લાગુ પડતા જુદી જુદી રાગ રાગણીઓ ચુટી કાહડવામા તેવુ ઓહલુ જ્ઞાન દેખાડયુ છે, અને પોતાના જ્ઞાનનો બીજાઓને લાભ આપવાની ફત્તેહમદ કોશેશ કીધી છે * * *

---

## જમશેદી નવરોજનુ સગીત કીરતન મી૦ ધનજીભાઇ ન પટેલનુ શાહનામાનુ વાંચન.

[ જામે જમશેદ તા૦ ૨૩ મી મારચ ૧૯૦૪ માથી ઉતારો ]

જમશેદી નવરોઝના તેહેવાર ઉપર જમશેદ અને ઝોહાકનુ વાચણુ સાંભળવા જરથોસ્તી ભાઇઓની ખાએસને અનુસરીને બઝમે જશને રૂહે અહુરમઝદ મડળી તરફથી સગીતના અનુભવી મી૦ ધનજીભાઇ નવરોજજી પટેલે ગઇ પરમ દીને રાતના ૯ કલાકે ધોબીતલાવ આગળના ફ્રામજી કાવસજી ઇન્સ્ટીટયુટમા શેહનશાહ જમશેદનુ નસીયતરૂપી દીલ ખુશ દાસતાન ઐનમાજી અને સગીત રૂપમા અસરકારક રીતે રજુ કીધુ હતુ. * * * આ જમશેદી સગીત કીરતન સાભળવા માટે શ્રોતાજનોની ધસુખર રાતના ૮ કલાકથી શરૂ થઇ હતી, અને એક કલાકમા તો ફ્રામજી કાવસજી ઇન્સ્ટીટયુટના દીવાનખાનામા શ્રોતાજનોની ધમાલ અસધારણ થઇ પડી હતી * * * દીવાનખાનાની ચારે બાજુએ જરથોસ્તી ભાઇઓની મોટી સખ્યા એકઠી થયલી હોવાથી, વચ્ચેથી પસાર નડીક થવુ મુશકેલ થઇ પડયુ હતુ તખતા ઉપર પણ ખીશયાર બેઠકો ગોઠવવામા આવી હતી આ પવીત્ર હિંગામનુ વાચણુ સાભળવાની શ્રોતાજનોની ઇતેજારી એ ઉપરથી માલમ પડતી કે તે માટે છેક વાદરા, સાતાક્રૂઝ, માહીમ વગેરે દુરના ભાગોમાથી પણ જરથોસ્તી કુટુબો રાતના નીકળી આવેલાં જણાયા હતા * * *

---

## ભરૂચમાં પારસી આનન્દ

### 'ફ્રીરદોસી તુસીનુ સોનેરી બાવલુ પારસીઓએ કરવુ જોઇએ'

### ડા૦ ધ. ન પટેલને ભરૂચ અનજુમન તરફથી મળેલી શાલ.

[અખબારે સોદાગર સોમવાર તા૦ ૨૬ મી એપ્રેલ ૧૯૦૯ માથી ઉતારો]

(હમારા ખબરપત્રી તરફથી)

લગભગ એક અઠવાડયુ હમો ભરૂચ વાસીને તમારા મુબઇવાળા ડા૦ ધનજીભાઇ પટેલે અતરે આવી આભારી કીધા છે. એઓનુનો શાહનામાના વાચણોના અહેવાલ મુબઇના

છાપામાં વાંચી એવણુને ભેટતા અને સામનાના ભરૂચના પારસીઓ ઇંતેજાર હતા, તે અને હમારી પંચાએતના મેનેજીંગ ટ્રસ્ટી ખાનબહાદુર આદરજી દલાલે એવણુને બોલાવી હમુને એક કીમતી તક એવણુને સાંભળવાની આપી છે ડા૰ પટેલે જેમ ભરૂચાઓને રડાવીયા છે, તેમ હસાવીયા પણુ છે અરથાત એવણુના વાચણોથી જ્યારે બધરાઓ રડીને ઘરે ગયા, ત્યારે એવણુના સંગીત ઉપરના (હાલરડાવાલા) ભાશણુથી બધરાઓ હસી હસીને ઘરે ગયા હતા

છેલ્લે દીવસે એટલે ૨૨ મી તારીખે "જમશેદ અને જોહાક"નું વાચણુ કીધુ હતું સભામા ખાનબહાદુર શેઠ આદરજી દલાલ પ્રમુખ બન્યા હતા તેવણુ કાંઇંબી બોલે તેટલા એક સભાજન ડા૰ પટેલના વાચણથી એટલો તો જોશમા આવી ઉશ્કેરાઇ ગયો, કે તે પોતાના મનનો જુસ્સો અટકાવી શક્યો નહી, અને પોતે વાચણુ કર્તાની તારીફમા ત્યાજ એક કવીતા જોડી કહાડી, સભામા બાગે બુલંદ ડા૰ પટેલનો ઉપકાર માની ગાવા મંડી ગયો

"ધનજીશાહ પટેલને તશરીફ ફરમાયા,
ભરૂચમે આકે શાહનામા સુનાયા!"

છેલ્લે દીવસે આદરજી દલાલે શાહનામાની એ પારસી હકીકત ઉપર બોલતા, ફીરદોસીની કવીતાઇ શકતીની તારીફ કરી, દલગીર થઇ જણાવ્યુ, કે ફીરદોસીએ પારસી કોમને શાહનામામા જેવી કીતાબ લખી અમર બનાવી છે, પણુ ઘણુ દલગીર ભરેલુ છે, કે તેના બદલામાં ફીરદોસીની યાદ જળવાય એવુ પારસીઓએ જરાબી કીધુ નથી ખરૂ જોતા હરેક પારસીનો ફરજ છે, કે બને તો ફીરદોસીનુ સોનાનુ બાવલુ બનાવી તેની યાદ સદાની કાયમ રાખવી એ પછી ભરૂચની પારસી અનજુમન તરફથી ડા૰ ધનજીભાઈ પટેલને શેઠ રૂસ્તમજી વખારીઆએ એક કીમતી શાલ ભેટ આપી હતી

વળતો જવાબ દેતા ડા૰ પટેલે સંગીત ઉપર ભરૂચના બાનુઓનો અતીશય શોખ જોઇ, સંગીતના કામનો અભ્યાસ કરવાને પારસી શોખીન બાનુઓને ઉલટ અને ઉતેજન મળે એવી નેમથી, પોતાના સંગીત ભાશણોના રૂ ૧૦૦ની કીમતના "કલાવત" નામના પુસ્તકો ભેટ કરતા બોલ્યા, કે તે પુસ્તકો ખાનબહાદુર શેઠ આદરજી દલાલે, એવા લાએક બાનુઓને મારી ભલી દુવા અને ઇચ્છા સાથ ભેટ કરવા, કે જેઓ સંગીતનો અભ્યાસ કરતા હોય, અને તેનો તેઓ ઉપયોગ કરી શકે

બેસપતવારે મોડી રાત્રે ડા૰ ધનજીભાઇ પટેલ, શેઠ શેઠ મનચેરશા વખારીઆને બંગલેથી હાર ગજરા અને ફુલ તુરા લઈ મુબઇ ઉપડી ગયા હતા

———•———

## ફ્૦ કા૦ હૉલમાં રંગમાં થતો ભંગ સહેજમાં બચી જવાથી, જાહેરમાં થયલી ચર્ચાનો ધ. ન. પટેલે આપેલો જવાબ.

[ જામે જમશેદ તા૦ ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૧૦ માંથી ઉતારો. ]

જામે જમશેદના અધીપતી જોગ.

* * * * ફ્૦ કા૦ હૉલ માહેની ગ્યાલરી ઉપર ૧૫૦ આદમીથી વધુ આદમી બેસાડવાની મનાઈ છે, પણ કોઈપણ વખત આગળ મે ગ્યાલરી ઉપર એટલી મોટી સંખ્યામાં (લગભગ ૩૦૦) લોકોને ભેગા મળેલા જોયલા નહી હોવાથી, કદાચ ગ્યાલરી લચી જાય, એવી મને ફીકર પડી. તેના અટકાવ તરીકે મે ગ્યાલરી ઉપર બેઠેલા સાહેબોને અરજ કરી, કે થોડાકોએ નીચે ઉતરવું * * * પણ તેમના ભેજામા એ વાત ઉતરી નહી. * * * એ પછી બરાબર નવ કલાકે વાચણ શરૂ કરવાની જ્યારે મે તજવીજ કીધી, ત્યારે સભાના દીવાનખાનામાં પારસી બાનુઓ અને ગ્રહસ્થોની એક મોટી સંખ્યા મને દાખલ થતી જણાઇ. * * * સવા નવે વાચણ શરૂ થયું, * * * પણ તેટલામા વળી એક મોટી સંખ્યામા પારસી બાનુઓ અને ગ્રહસ્થો દીવાનખાનામા પાણીના રેલા સમાન બેધડક ચાલી આવતા જણાયા. દીવાનખાનાના બંને દાદરો આગળ ગ્રહસ્થોની મોટી સંખ્યાને ઉભું રેહવું પડયું. બાંનુઓને માટે જગ્યા ફાજલ પાડી શકાઇ નહી. થોડાક બાનુઓને તખતા ઉપર ગોઠવ્યાં. એટલું છતાં બાંનુઓ સાડા નવ વાગ્યા પછી પાછા આવતાજ ગયાં, અને સેવટે દીવાનખાનામાં બેસવાની, તેમજ ઊભું રહેવાની જગ્યા વટીક રહી નહી. પાછળથી કેટલાક બાંનુઓને એક ખુરસી ઉપર બે, અને બે ખુરસી ઉપર ત્રણ ત્રણ ગોઠવી દીધાં. બહારથી આવતા નવા તમાશગીરોને ના પાડવા છતા તેઓ જબરીથી દીવાનખાનામા દાખલ થતા ગયા, અને દીવાનખાનામા બેઠેલાંઓને બહાર નીકળવા જેટલીબી જગ્યા જ્યારે મળી નહી, ત્યારે મામલો ગંભીર થઇ ગયલો તેમને જણાયો. બાંનુઓની ધીરજ હવે રહી નહી, અને તેઓ ગભરાટમા પડેલા જણાયા આવા સંજોગ વચ્ચે * * * મે જાહેર કીધું, કે હું વાચણ વાચી શકતો નથી * * * ખરી વાત છે કે બાનુઓને દીવાનખાનામા દાખલ થતા, તેમજ દીવાંનખાંનું છોડી જતાં ઘણીક અડચણ અને વેઠ ખમવી પડી હશે કેટલાકોના ગળાની સાકળી તુટી જવાની ફરીયાદ થઇ હતી, અને કેટલીક બાનુઓના પોશાકની પણ બરબાદી થયલી જણાઇ હતી. એવે સમે ઘણાક ગ્રહસ્થો તેમની મુસ્કેલીમા તેમનો બચાવ કરતા જણાયા હતા * * * *

લા૦ દુવાગીર ધ. ન. પટેલ

---

*Extract From the Third Annual Report 1912-13.*

YOUNG MENS' ZOROASTRIAN ASSOCIATION OF KARACHI

(F) SHAH NAMEH READINGS.

Dr. D. N. Patel of Bombay, the well-known author and journalist, was invited by the Association in December 1912 for the Recital of Shah Nameh

He attracted a large audience, unprecedented in the history of Karachi Parsis. During his stay here, our community had the good opportunity of hearing a graphical description of the great deeds of our fore fathers He has rendered a unique service to the Parsis by reviving amongst them a taste for ancient history

* * *

## Dr D. N PATEL OF BOMBAY.

As mentioned elsewhere in this Report, Dr Patel was invited by the Association in December 1912, as the Karachi Parsi public was very anxious to hear Shah Nameh pieces, specially composed by him He is so well known as an author and journalist that we do not see the necessity of any repetition. We, as it concerns us, take this oppo tunity of pointing out to the public his rare ability as a student of Shah Nameh He deserves the thanks of all the Parsis of India for an amount of labour which he has apparently taken to put before the public the history of our ancestors in an impressive form History has a very important moral value Dr Patel seems to have under stood this very clearly, and hence he has devoted his time and energy to the pleasant task of writing "Shah Nameh Pieces" Fortunately for his hearers, Dr Patel is a sweet musician and that adds immensely to the interest and instruction which a p ece of Shah Nameh is meant to convey to the audience Besides to the astonishment of all his hearers, he sings, recites and speaks continuously for 2 hours and sometimes longer, without faltering or even without so much as a little change in time and voice He was presented with a silver cup by Mr F E Panthaky on behalf of the Parsi Anjuman of Karachi, and thanked in suitable words by Mr K H Katrak on behalf of the Y M. Z A We, in conclusion, heartily thank Dr Patel once more, and sincerely wish that he should continue his activity in this direction and that undoubtedly would be a great gain to the Parsi community

---

કરાંચીમાં શાહનામાના વાંચણો ડાૅ૦ પટેલના જુદાં જુદાં દીલકસ
વાંચણોએ કરાંચીના જરથોસ્તીઓનુ કરેલુ મોટુ ખેચાણ.
રૂસ્તમ સોહરાબનુ દીલકસ દાસતાંન.
૧૦૦૦ બાનુઓ અને ગ્રહસ્થોનુ રેકર્ડ ગેધરીંગ.
[ ધી પારસી, તા૦ ૬ ઠી જાનેવારી ૧૯૧૩ માંથી ઉતારો. ]
( હમારા ખબરપત્રી તરફથી. કરાંચી, તા૦ ૨ જી જાનેવારી ૧૯૧૩. )
યંગ મેન્સ ઝોરાસ્ટ્રીયન એસોસીએશન તરફથી
થયલુ ખાસ આમંત્રણ.

અત્રેની યંગમેન્સ ઝો૦ એ૦ તરફથી ડા૦ પટેલને અત્રે આવી પોતાના વાંચણો રજુ કરવા માટે ખાસ ઇજન કરવામા આવ્યુ છે, કે જે ડા૦ પટેલે માન સાથ

સ્વીકાર્યુ' છે ડા૦ પટેલ તા૦ ૧૯ મીના અત્રે આવી પહોચ્યા છે," એટલે નજદીક આજ બે અઠવાડીયા થયા એઓના વાચણો અતરે ચાલુ થયા છે ગઇ કાલ સુધીમા ડા૦ પટેલે ૮ દીલકસ વાચણો રજુ કીધા, જે આ પ્રમાણેના હતા —૧, અશો શ્યાવક્ષ યાને સ્યાવક્ષ અને ફીરગીઝ, ૨, જમશેદ અને ઝોહાક, ૩. યઝદઝર્દ શહેરી-યાર યાને પારસી શેહનશાહતનુ પડી ભાગવુ, ૪, કુહે ગબ્ર યાને આતશ પરસ્ત, ૫, પયગમબર જરથુસ્ત્ર, ૬, હાલરડા, ૭, ઝાલ અને રોદાબે, અને ૮, રૂસ્તમ અને સોહરાબ આવાં દીલપઝીર શાહનામાના દાસ્તાનો બેતબાજી અને ગાયનો સાથ કરાચીમા પહેલવહેલા રજુ થયા છે, અને તે માટે અત્રેનુ લોક વગર શકે અસાધારણ ઉત્સાહ અને ઉમગ દેખાડે છે દરેક વાચણે નજદીક ૮૦૦ બાનુઓ અને ગ્રહસ્થો હાજરી આપે છે, કે જે કરાચીની નાનકડી પારસી વસ્તી ધ્યાનમા લેતા, તે અલબતાં અસાધારણ કહી શકાય આવા વાચણોથી અને લોકોની ગજાવર સંખ્યાથી જે મહેમાર થાય છે, તે પારસી તહેવારોનો ખ્યાલ આપે છે,' અને પરકોમવાલાઓ વટીક જ્યારે પારસી બાનુઓ અને ગ્રહસ્થોના ટોળાએ ટોળા અને ગાડીઓની અલગાર અલગાર ઝોરાસ્ત્રીયન કલબ તરફ કુચ કરતી જોય છે, ત્યારે પુછપુરછ કરતાં જણાય છે, કે એ સર્વે દોડા દોડી અને ચલવલ શા માટે છે ! વાચણુ શરૂ કરવાની એક કલાક આગ-મચથી લોકોનો ધસારો શરૂ થાય છે, અને થોડીક મીનીટમાં હોલ એક નાકેથી બીજે નાકે સુધી ખીચો ખીચ ભરાઇ જાય છે, અને તેના પરીણામે એક મોટી સંખ્યાને બહુજ વેઠ બેચી, કલાકો સુધી બહાર ઉભુ રેહવુ પડે છે

## મીસીસ ધાલાના પ્રમુખપણા હેઠળ બાંનુઓનો મેળાવડો.

તા૦ ૨૭ મીએ મીસીસ કુવરબાઇ માણેકજી ધાલાના પ્રમુખપણા હેઠળ અત્રેના બાનુ મંડળ તરફથી ડા૦ પટેલે એક નવી બાબત રજુ કરી હતી તેવણે "હાલરડાં" ઉપર એક બહુજ રમુજી ભાશાણુ કીધું હતુ. શરૂઆતમા ડા૦ પટેલ ગાયનની મધુરતા, ગાયનની ઉત્પતી, અને ગાયનથી ઉપજતી અસર ઉપર એક લંબાણુ વીવેચન કરયુ હતું, અને ત્યાર પછી આપના પારસી લગ્નો વેળા ગવાતાં બેહુદાં ગાયનો કેવા ગવાય છે, અને તે ખરી રીતે કેવા ગવાવા જોઈએ, તે દાખલા દલીલો સાથ બતલાવી આપ્યુ હતું એઓ બોલ્યા કે સર્વ ગાયનો કાંઇ હાલરડાની હરોલમા આવી શકે નહી. ચોકસ ઢબે ગવાયલાં ચોકસ રાગવાળાજ ગાયનો હાલરડા તરીકે ચાલી શકે. ત્યાર પછી જુદી જુદી કોમો વચ્ચે ગવાતાં હાલરડા, તેવણે હાજર રહેલાઓની બહુજ રમુજ વચ્ચે રજુ કીધાં હતા. ડા૦ પટેલે ભાર મુકીને સમજાવ્યુ કે હાલરડાંના ગાયનો જો ખરી રીતે ગાવામા આવે, અને તેવા ગાયનોનું બંધારણ પણ જો તેવું ઉચ પ્રકારનુ હોય, તો તે વગર શકે એક બાળક ઉપર બહુજ ઉંડી અસર ઉપજાવે છે, અને એક બાળકને ઉધારવા અને ઉછેરવા તે બહુજ મદદગાર થઇ પડે છે. આ દલગીરીભર્યું છે કે આપણા બાંનુઓનો મોટો ભાગ જેઓ આજે માતાની જોખમ ભરેલી જગ્યા ભોગવે છે, તેઓ હાલરડાં શું છે તે સમજતા નથી, પણ તેમા કસુર જેટલો તેઓનો નથી, તેટલો તેઓના મમાઇ બપાઇઓનો છે, કારણ તેઓ તરફની એવી તાલીમની ગેરહા-

રીમાં આખરે બચ્ચાને ખમવુ પડે છે આજે મોટે ભાગે પારસી માતાઓ પોતાના પુલ બચ્ચાઓને ગોવાનીઝ આયાઓને હવાલે કરે છે, અને તેમ કરી પોતાના બચ્ચાં પ્રત્યે હાલરડા ગાવાની એક મોતેબર જોખમદારી તેઓ પોતાના બચ્ચાના ગેરલાભે ત્યાગ કરતા જાય છે આપણા કદીમ કીરતીવત નિયાગાનો કે જેઓની બહાદુરી અને દીલાવરીના બ્યાનો આજ એક અઠવાડીયુ થયુ હુ તમો આગળ રજુ કરતો આવ્યો છુ, તે બહાદુરી અને દીલાવરી કોણને આભારી હતા? અલબતા તેઓની માતાઓને, કે જેઓએ પોતાના બચ્ચાઓને તેઓની જીંદગીની શરૂઆતના તબકકાથીજ હાલરડા ગાઇ તેઓ ઉપર ગોયા એક ચમતકારીક અસર ઉપજાવી હતી. અને તેથીજ તેઓનુ શુરાતન જાણવાને આજે આપણે આજે ભાગ્યશાળી નિવડયા છીએ.

( જોશભર તાલીઓ )

## રૂસ્તમ સોહરાબનું જાણીતુ દાસ્તાંન ૧૦૦૦ બાનુઓ અને ગ્રહસ્થોનો જંગી મેળાવડો

આતવાર તા૦ ૨૯ મીનો છેલ્લો દિવસ હતો એ દીવસે રૂસ્તમ અને સોહરાબનુ જાણીતું દાસ્તાંન રજુ કરવામા આવ્યું હતુ આ વેળાએ "ફી" રાખવામા આવી હતી, અને તેથી ભેગી થયેલી ધરખમ આવક, અત્રેની પારસી વીરબાઇજી સ્કુલ ફંડને એનાયત કરવામા આવી હતી આ વેળા કરાચીની પારસી તવારીખમા એક કદી નહી બનેલો બનાવ બનવા પાગ્યો હતો, અને તે એ કે નજદીક ૧૦૦૦ બાનુઓ અને ગ્રહસ્થોનો એક જંગી મેળાવડો, આ વાચણ વેળા ભેગો થવા પાગ્યો હતો. હૉલ ખીચોખીચ ભરાઇ ગયો હતો, તે એટલે સુધી કે ખુરસીઓ વચ્ચે એક ઇંચ બાર પણ જગ્યા ન હતી. વાચણ પાંચ વાગે શરૂ થનાર હતું, પણ લોકોનો ધસારો ૫॥ વાગ્યાથી શરૂ થયો હતો ઉપલુ વાચણ ડા૦ પટેલે બહુજ બાહોશીથી રજુ કીધું હતુ, અને લોકોએ તે ધીરજથી ધ્યાનથી, અને મોજ લઇ સાભળ્યુ હતું વાચણના પાછલા ભાગ ઉપર આવતા, એટલે તે ભાગ ઉપર કે જ્યારે રૂસ્તમ અને સોહરાબ વચ્ચે તાનાજાની થાય છે, અને સોહરાબ રૂસ્તમને હાથે અજાણપણામા માર્યો જાય છે, ત્યારે હૉલમા એટલી શાંતી ફેલાઇ હતી, કે તે વખતે જમીન ઉપર એક ટાંચણી પડતે, તો તેનો અવાજ પણ અચુક રીતે આવી શકતે

## મી૦ ફરામરોઝ પંથકીએ માનેલો આભાર

વાચણ પુરૂ થતા મી૦ ફરામરોઝ પંથકીએ અનજુમન તરફથી ડા૦ પટેલનો આભાર માન્યો હતો તેવણ બોલ્યા કે ડા૦ પટેલના આજના વાચણથી જે એક ધરખમ રકમ ઉભી થવા પામી છે, અને તેમ થવાથી પારસી વીરબાઇજી સ્કુલને જે ઉચકો મલ્યો છે, તે માટે ડા૦ પટેલનો કેમ આભાર માનવો તે હું સમજી શકતો નથી ડા૦ પટેલે એક ગ્રંથ કરતા, એક લેખક, અને ગાયનો રચનાર તરીકે જે નામના મેળવી છે, તેમાં કેટલુ વજુદ સમાયલુ છે, તે આપણે જોઇ લીધુ છે. વળી દેશી સંગીત ઉપર એવણ કેટલો અસાધારણ કાબુ ધરાવે છે, તે પણ તમોએ અનુભવ્યું છે, એટલે મારે માટે વધુ બોલવાનુ રહ્યુ નથી. આજ નજદીક બે અઠવાડીયાં થયાં આપણા નિયાગાંનોની

દીલાવરીના દાસ્તાંનો એવણે આપણને સમજાવ્યા છે, તે ઉપર આપણા જવાન્યાઓએ મનન કરવુ જોઇએ * * * ત્યાર બાદ મી૦ ફ્રામરોઝે અનજુમન તરફથી ડા૦ પટેલને એક સુદર ચાદીની "ડીકાટર" એનાયત કીધી હતી.

## મી૦ કાવસજી કાત્રકનુ વીવેચન

યંગ મેન્સ ઝોરાસ્ટ્રીયન એસોશીએશન તરફથી મી૦ કાવસજી કાત્રક ડા૦ પટેલનો ઉપકાર માનતા બોલ્યા કે, બાનુઓ અને ગ્રહસ્થો, મારા એકત્રીસ વરશના કરાચીના વસવાટમા ઘણાએક પારસી મેળાવડામા મને હાજરી આપવાની તક મળી છે, પણ આવો એક ગંજાવર મેળાવડો મે કદી પણ અનુભવ્યો નથી એજ બતલાવે છે, કે ડા૦ પટેલના વાચણો માટે તમો કેટલી રીદાગીરી બતલાવો છો. * * *



## કરાંચીમા શાહનામાના કીરતનો

[ જામે જમશેદ તા૦ ૩ જી જાનેવારી ૧૯૧૨ માથી ઉતારો. ]

* * * * મારા ગયા કાગલમા લખ્યા મુજબ ગઇ તા૦ ૨૭ મીએ કરાચી જરથોસ્તી બાંનુ મંડળ તરફથી ડા૦ ધનજીભાઈએ 'હોશન્ડા' ઉપર સંગીત સાથ ભાશણ આપ્યુ હતું, તે વખતે પુશકળ બાનુઓ હાજર હતા * * *
ગઇ કાલે પારસી વીરબાઇજી સ્કુલના લાભ માટે સોહરાબ અને રૂસ્તમનુ દાસ્તાન ઘણી છટાથી ગાઇ સાભળાવ્યુ હતું. એ વખતે બાનુઓ અને ગ્રહસ્થોની એટલી ગીરદી થઇ હતી, કે ઉભા રહેવાની બીલકુલ જગા બાકી રહી હતી નહી. એ દીનની આવક, નજીવી ફી હતી, તે છતાં રૂ. ૪૨૫ થઇ હતી જે બધી રકમ ડા૦ ધનજીભાઇએ એ સ્કુલના ફંડમા આપી હતી.

દાસ્તાન પુરૂ થવા પછી અનજુમનના સરનશીન મી૦ ફ્રામરોઝ પથકીએ અનજુમન તરફથી ડોકટર ધનજીભાઇનો ઉપકાર માનતા જણાવ્યુ, કે ડાકટર ધનજીભાઈ એક જરનાલીસ્ટ તરીકે, એક સારા ગાનાર તરીકે, અને સંગીતપરના સરસ કાબુ ધરાવનાર તરીકે જાણીતા થયલા છે અને આજે દસ દીવસ થયા જે આપણે સાભળયુ છે તે દેખાડે છે કે એવનનો સંગીત પરનો કાબુ ઘણો મજબુત છે. તેમના કીરતન અને વાચણો દીલકસ અને જુસાદાર છે, અને એ સાંભળી આપણે ઇરાનપર ચઢાઇ લઇ જઇએ એવું જોસ આપણામા આવે છે. આજ રોજની આવક રૂ. ૪૨૫ થઇ છે, તે ડાકટર ધનજીભાઇએ પારસી વીરબાઇજી સ્કુલના લાભ માટે આપી છે, તે માટે અને તેમના વાચણ માટે આખી પારસી અનજુમન તરફથી હું તેમનો આભાર માનું છુ.

ડાકટર ધનજી ભાઇ તરફ ફરીને મી૦ પથકી બોલ્યા, કે ડાકટર ધનજીભાઈ, તમારા રસીલા કીરતનો માટે તમને બહુ મેહેનત પડી છે, તે માટે તમારો ઉપકાર માનુ છુ, અને આખી પારસી અનજુમની કદરસનાશી તરીક આ ભેટ તમને અનજુમન તરફથી આપુ. છું એમ કહી મી૦ પથકીએ તેમને એક અતી સુદર નાદર કોતર કામનો

રૂપાનો કુજો ડાકટર ધનજીભાઇને એનાયત કીધો, અને પછી ધી યગમેન ઝોરાસ્ત્રીયન એસોસીએશનનો ઉપકાર માનાયો.

મી૰ પથકી પછી, યગમેન ઝોરાસ્ત્રીયન એસોસીએશનના વાઇસ પ્રેસીડંટ મી૰ કાવસજી કાત્રકે જણાવ્યુ, કે મારા કરાચીમાં વસવાટ પછી છેલ્લા દસ દીવસ જેવા મેળાવડા થયા, તેવા મેળાવડા મારા જોવામા આવયા નથી આ મેળાવડા ઘણા ફતેહમદ નીવડયા છે, તેમા કઇ સરાહગાત નથી તેનો દાખલો તો આ છે કે જે બાનુઓ ઘરમાથી બહાર નીકળે નહી તે બાનુઓ ત્રણ ત્રણ કલાક સુધી માચીમાના માકડ માફક અત્રે બેસી કીરતનો સાભળતા હતા, અને છોકરાઓ જે છાપરાના નળીઆં નીચે લાવે તેવા, તેઓ પણ એક ચીતથી સાભળતા હતા, અને આ દેખાડે છે કે એ ભાશણો કેવા અસરકારક હતા ડાકટર ધનજીભાઇએ આપણા અસલ વારેના નયાગાનોની કીરતી અને તવારીખ સજીવન કરી છે, તે માટે અને ધી યગમેન ઝોરાસ્ત્રીયન એસોસીએશનના ઇજનને માન આપી અગવડ ખમી, હજારો માઇલની મુસાફરી કરી દુરૂથી આવયા છે, તે માટે એસોસીએશન તરફથી તેમનો ઉપકાર માનુ છુ ડાકટર ધનજીભાઇને એસોસીએશન તરફથી ફુલના હાર પહેરાવી જણાવયુ કે જેમ આ ફુલનો પમરાટ આજુ બાજુ મોઠો પમરે છે, તેમ તમારી કીરતી વધતી જાય અને તમો જરથોશ્તીઓની સેવા બજાવતા જાઓ એવી અમારી દુવા છે.

—.•.—

## પારસી પરાંમાં શાહનામાનુ વાંચણ.
## બેનડોરા પારસી યુનીયન તરફથી મી૰ ડી. એન. પટેલે આપેલુ સંગીત કીરતન.

[ ધી પારસી તા૰ ૧૩ મી અકતોબર ૧૯૧૩ માથી ઉતારો ]

આ એક ખુશી થવા જોગ બાબત છે કે, પારસી ન્યાગાનોની બહાદુરી અને હીમતના કીસ્સાના દાસ્તાન જયારેથી મુબઇમા મી૰ ડી એન પટેલ તરફથી રજુ થાય છે, ત્યારે તે સાભળવા મોટી સખ્યામા પારસી બાનુઓ અને ગ્રહસ્થો ઉતરી પડે છે. મુંબઇમા અપાતા મી૰ ડી એન પટેલના વાચણોનો લાભ પરામા વસતા પારસી કુટુબો આજ સુધી લઇ શકતાં ન હોવાથી, બેનડોરા પારસી યુનીયન તરફથી મી૰ ડી એન પટેલને શાહનામાનુ એકાદ વાચણ આપવાની ફરમાસ થવાથી, ગયા રવીવારે સાંજના વાદરા મધે આવેલી નસરવાજી પીટીટ મ્યુનીસીપલ સ્કુલના કુસાદે દીવાનખાનામાં રૂસ્તમ અને સોહરાબવાલુ કરૂણારસીક દાસ્તાન મી૰ પટેલે રજુ કીધુ હતુ સાડા પાંચ વાગતે વાચણ શરૂ થનાર હતુ, પણ સાભળનારાઓએ સાડા ચાર વાગેથી આવવા માડયુ હતુ, અને વાચણ શરૂ થવા આગમચ યુનીઅનના સભાસદોએ પોતાની બેઠકો મોડા આવનારાઓની સગવડને ખાતર તેમને ખાલી કરી આપી, પોતે વરન્ડા ઉપર જઇ ઉભા હતા. પ્રમુખ ખાનબહાદુર ડાકટર આર આર. દાદીનાએ * * * મી૰ પટેલના સગીત વાચણોથી પારસી કોમમા પ્રગટી રહેલી ન્યાગાનો તરફની જાગરૂતી બાબે ઇશારો કીધો હતો, અને વાદરાવાસી હમદીનોને એવા વાચણોનો ખ્યાલ આપવા માટે મી૰ ડી. એન પટેલને યુનીયન તરફથી ખાસ આમંત્રણ કીધુ હતુ. * * * વાચણના છેલ્લા ભાગ ઉપર આવતાં

ગ્રહસ્થો તેમજ બાનુઓનો મોટો ભાગ આખોમાંથી આસુ ખેરવતો માલમ પડયો હતો આ પ્રસગે મી૦ પટેલને સાભળવાને જે સખ્યામા વાદરેના રહેવાસીઓ હાજર થયા હતા, તેવો મોટો મેળાવડો પેહલીજવાર જોવામા આવ્યો હતો. ખતમ થતા મી૦ ડી. એન પટેલનો ઉપકાર માની હાર તુરા આપી મેળાવડો વીસરજન થયો હતો રાતના યુનીયનનાં મકાનમા મી૦ ડી એન પટેલને મેમબરો તરફથી ડીનર આપવામાં આવ્યુ હતુ .

—— • ——

## શાહનામાના સગીત કીરતનો
## મી૦ ડી એન. પટેલે એ વાંચણોને લોકપ્રીય
## બનાવવામા આપેલો કીમતી ફાળો.

[ ધી પારસી તા૦ ૬ ડી સપટેમ્બર, ૧૯૧૪ માથી ઉતારો ]

જશન કમીટી તરફથી મી૦ ડી. એન એન પટેલે ગઇ કાલે શાંહનામા માહેલુ એક નવુ વાંચણુ, એક મોટા મેળાવડા સમક્ષ પહેલી વાર રજુ કીધુ હતુ બેજન મનીજેહનું દાસ્તાન શાહનામામાં એક આગેવાન જગયા રોકે છે એ.દાસતાન શાહનામામા પાક અને પવીત્ર પયારનો એક જાણુવાજોગ ચીતાર રજુ કરે છે. હમો આજ લાબી મુદતથી મી૦ પટેલને સગીત વાચણોને પારસી આલમ સનમુખ રજુ કરતા જોઇએ છીએ એક જાહેર લેખક તરીકે એ ગ્રહસ્થ જેટલા જાણીતા છે, તેટલાજ શાહનામાના સગીત વાંચણોના કરનાર તરીકે મુબઇ તેમજ બહારગામમા તેવણે ત્યાની આલમની અનુક પસદગી મેળવી છે મી૦ પટેલ જેવી ખાતથી શાહનામાના વાચણોને પારસી કોમ સનમુખ આજે સત્તરથી અઢાર વરસ થયા રજુ કરતા રહયા છે, તે ઉપરથી એવણુ એક વાંચણુ કરતા તરીકે પુરની રવેસે જાણીતા થઇ ચુકયા છે સગીત વાંચણુની એવણુની પહેલ બેશક જેરીજ એકની હતી છે, અને સતર વરસની ચાલુ ખતથી શાહનામાના વાચણુ એટલે, મી૦ ડી એન પટેલ, અને મી૦ પટેલ એટલે શાહનામાના વાંચણુ, એમ જો એવણુની ઓળખ અપાય તો તેમાં સહરાઘાત જેવુ કાઇબી લેખાશે નહી.

મી૦ પટેલનુ પેહલુ વાચણુ ૧૮૯૭ ના સાલમાં શરૂ થયું હતું. તે દાસ્તાન તમામ સગીતમા રજુ થયુ હતું, અને જો હમો ભુલતા નહી હોઇએ તો તે દાસ્તાન એક મોટી સભા સનમુખ મરહુમ મી૦ કેખશરૂ કાબરાજીના પ્રમુખપદ હેઠળ થયુ હતું તે વખતે મી૦ પટેલના સગીતની સીફત મી૦ કાબરાજીએ એટલી હદ સુધી કરી હતી, કે મરહુમે પોતાના એક ચેલા તરીકે મી૦ પટેલને જણાવી, જ્ઞાન પ્રસારક મંડળી તરફથી તેમણે સગીત વિધા વીષે આપતાં ભાશણોની હારમાળા પોતાની નબળી તબીયતને લીધે બધ કરી, જાહેરમા સગીત ભાશણો એજ મડળી તરફથી આપવાનુ કામં મી૦ પટેલને સપુરદ કીધુ હતુ મી૦ પટેલે તયાર પછી જ્ઞાન પસારક મંડળી તરફથી હીદુસ્થાની રાગ વિદ્યા ઉપર લગભગ પદરથી વીસ જાહેર ભાશણો ચાલુ આપયાં હતાં. એ તેવણુનો સગીન અનુભવ દેખાડવા પુરતું હતું રૂસ્તમ અને

સોહરાબનું સંગીત વાચણુ ત્યાર પછી અનેક વાર થતુ રહ્યુ છે,' અને દર સાલ નવા નવા વાચણો કરવાનું તેવણે આજ સુધી ચાલુ રાખ્યુ છે આજે એવણની આ વાંચણોની કોશેશને સતર વરશ પુરા થઇ અઢારમુ વરશ ચાલે છે, તે જોઇ હમો બેશક ખુશી છીએ

મી૦ પટેલ આજે લગભગ પચાસ વર્ષની ભરતીએ આવ્યા છતા એટલી મોટી ઉમરે એવણના ગળાનો અવાજ અને તેમા સમાયલી મધુરતા ધ્યાન ખેચનારા થઇ પડે છે. બેજન મનીજેહના સગીતના ચોપાનીઆના છેલ્લા સફા તરફ નજર કરતા માલમ પડે છે, કે મી૦ પટેલ લગ ભગ ૩૫ પુસ્તકોના કરતા છે, જેના નામોની એક લંબાણ ટીપ એ ચોપાનીઆને છેડે જણાય છે

મી૦ પટેલનાં વાચણો માટે અને તે માહેલા સંગીત માટે બે મત છેજ નહી. કુટુંબો એ વાચણો સાંભળવા હમેશા મોટી સંખ્યામા હાજર થાય છે, અને જો કે ખરચને પોહચી વળવા લાગતા વળગતાઓ નાની જેવી ફી રાખે છે, છતા મોટી સંખયામાં જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થો હમેશા ભેગા મળે છે મુંબઇમા તેમજ દુર દેશાવરો પણ એ વાચણો સાભળવાની ઉતકંઠા જોવામા આવે છે. ગયે સાલ મી૦ પટેલને કરાચી શહેર તરફથી ખાસ આમંત્રણ કરી એ સનગા વાચણો, વીદવાન દસ્તુર ડાકટર માણેકજી ધાલાના પ્રમુખ પદ હેઠળ રજુ કરાવ્યા હતાં, અને કરાચીની પારસી અંજુમન તરફથી મી૦ પટેલની કદરસનાસી સારી રીતે બુજવામા આવી હતી

—— ० ——

### પુરસદ

[ પુરસદ માસ ફેબરવારી ૧૯૧૫ ના અંકમાથી ઉતારો ]

* * * એ છેલ્લો, ઉપની જશન કમીટીની બાહેધરી હેઠલ થયેલો જંગી જરથોસ્તી મેલાવડો જશન ક્રીયામા શામીલ થવાનુ પુન હાસીલ કરવા, કા તો પછીથી રજુ થયલી હમબંદગીમા ભાગ લેવાજ જમાવ થયો હતો, એ માની શકાતુ નથી એ મોટા મેલાવડાના ધસારાનુ "સીક્રેટ" (ખરો ભેદ) તો પછીથી ત્યા રજુ થયલુ મી૦ ધનજીભાઇ પટેલનુ "રૂસ્તમ—સોહરાબ" નું સંગીત કિર્તણ હતુ. * * *

વધારે ખુશી થવાનુ એ છે કે એવાં દીલરૂબા દાસ્તાનોના વાંચણો શાહનામામાથી રજુ કરવા વાસ્તે જશન કમીટીને મી૦ પટેલ જેવા એક સૌથી લાયક જરથોસ્તી હાથ લાગ્યા છે. એ કાઇ બધાજ ટુંક ભંડોલીયાઓનુ કામ નથી. એને વાસ્તે ઘણા અભ્યાસ નીજ નહી પણ લગોલગ ઘણા મીઠા હલક અને જોરાવર અવાજની પણ જરૂર છે, ને તે આપણા વચ્ચે હાલ તો એકલા મી૦ પટેલમાજ જોવામા આવે છે. એ કાર્ય વાસ્તે મી૦ પટેલની લાયકાત બેતકરાર કબુલ રહેલી છે, ને અમો તેને ખરા દીલથી એકમત છીએ. એમના કથન શ્રવણ કરવા માટે પારસી કુટુબોની જે ધમાલ વરસે છે, તથા તેના કરૂણારસીક ભાગો એક ટાચણી પડે તો તે પણ સાભળી શકાય, એવાં એકાગ્ર ચીતથી એ ધાર્મીક મિજલસો સમજે છે.

—— ० ——

## ડા૦ પટેલ અને "ફુરસદ"

[જ્ઞાનવર્ધક. માસ મારચ ૧૯૧૫ ના અંકમાંથી ઉતારો.]

અમારા ભાઇબંધ "ફુરસદ" ના ફેબરવારીના અંકમાં "કાઇ નવી જુની ?" વાળી કોલમમા, મુબઇની જરથોસ્તી જશન કમિટી તરફથી ડા૦ ધનજીભાઇ એન પટેલે તા૦ ૧૬–૧–૧૫ ને દીને "રૂસ્તમ સોહરાબ" ના આપેલા સંગીત કીરતન ના સંબધમા કેટલીક નોંધો જોઇએ છીએ. જશન કમીટિ અને ડા૦ ડી એન. પટેલના સંબંધમા એ ભાઇબંધના સ્તુત્ય શબ્દો સાથ અમો જરાક પણ જુદા પડયા વિના એકમત થઇ શકિયે છીએ, અને જેમ ફુરસદ કહે છે તેમ એવાં સંગીત કીરતનો માટે "ઘણા મીઠા હલક ને જોરાવર અવાજ" વાળા "આપણા વચ્ચે હાલ તો એકલા ડા૦ પટેલ"જ છે. ડા૦ પટેલનું "રૂસ્તમ સોહરાબ" નુ એ પ્રખ્યાત દાસ્તાન હમો ભુલતા ન હોઈએ તો, એમનુ સૌથી પહેલુ દાસ્તાન છે અને તેની છપાયલી ચોપડી ઉપર જે ૧૮૯૭ નુ સાલ છે, તે સાબીત કરે છે કે તે ૧૮ વર્ષનુ પુરાણુ છે.

——•——

## અમદાવાદમાં શાહનામાના સંગીત કીરતનો અને ડા૦ ડી. એન. પટેલ.

[કૈસરે હિન્દ તા૦ ૧૧ મી એપ્રીલ ૧૯૧૫ માંથી ઉતારો]

(હમારા ખાસ ખબરપત્રી તરફથી)

અમદાવાદની બઝમે જશને રૂઝે બેહરામના સેક્રેટરી મી૦ ફ્રામરોજ કેકોબાદે અમદાવાદની પારસી અનજુમનની આ સાલ એક ખાસ સેવા એવી બજાવી છે, કે જે હમો કદીમી ભુલશું નહી તમારી તરફના ડા૦ ડી. એન પટેલ જેઓનુ શાહનામાના સંગીત કીરતનો બેતબાજી અને ગાયણો સાથે જાહેરમા રજુ કરવા માટે દેશ પરદેશ તેમજ મુબઈમા જાણીતા થયલ છે, તેઓના સંગીત કીરતનોનો લાહાવો ગયાં અઠવાડીયામા હમોને ચાલુ મલ્યો હતો, જેની લેહજત અમદાવાદીઓ રોજ યાદ કરે છે ગોઠવણ પ્રમાણે ડા૦ ડી એન પટેલ તારીખ ૨ જીએ સહવારના આવી પુગનાર હોવાથી તેમને માટે શહેરમા ઠીક ચકચાર ચાલી રહી હતી. ડા૦ પટેલને સામા લેવા માટે હમારા જાણીતા શેહરી શેઠ કાવસજી દાવર, મેસર્સ કેકોબાદ, જેહાંગીર રાવ, અને બીજા અરધો ડજન ગ્રહસ્થો મોટોર ગાડી લઈ સ્ટેશને ગયા હતા. તેજ દીવસે સાજના અગીઆરી વાલા સુદર હોલમા ડા૦ પટેલે શીયાવક્ષનુ વાચણુ રજુ કીધુ હતુ. જેમ કરતા વખતને પહોચી વલવા એકાદ બે સગીત છોડનાજ મીસ——નામના પારસી બાનુએ બુલદ અવાજે ટીકા કીધા કે "ગાયન મુકી ના દેઓ, હમો બાર વાગા સુધી બેસીશુ" શીયાવક્ષનું દાસતાન સાભળવા તમામ હોલ ચીકાર ભરાઇ જવા ઉપરાત કમ્પાઉડમા ગ્રહસ્થોની એક મોટી સખ્યાને સેવટ સુધી ઉભું રહેવુ પડયુ હતુ.

બીજે દીવસે પ્રેમાબાઇ હોલમા જમશેદનુ કીરતન એક મોટી ગંજાવર સભા સમક્ષ રજુ કીધુ હતું, જે પ્રસગે હમારી અનજુમનના સેક્રેટરી શેઠ અરદેશર દલાલ પ્રમુખપદે બેઠા હતા તેવણે જાહેર કીધુ કે આપણે ડા૦ પટેલ માટે ફકત

છાપામાં વાચી જે મત બાંધ્યુ હતું, તેના કરતાં કાનેકાન સાંભળ્યાથી તે મતમાં મોટો વધારો થયો છે જમશેદનું વાચણુ સાંભળવા બાનુઓ તેમજ ગ્રહસ્થોની જે મંજાવર મીજલસ ફ્રેમાભાઇ હૉલમા ભેગી મલી હતી, તેવી મોટી મીજલસ આગળ કદીબી મલી હતી નહી

ત્રીજે દીવસે રૂસ્તમ અને સોહરાબનુ જગજાહેર દાસ્તાન રજુ થનાર હતું. એવુ આગમચથી જાહેર થયલુ હોવાથી આખો હૉલ ઠેડવેલા વખતની આગમચ ચીક્કાર ભરાઇ ગયો હતો, અને ઘણાકોને હૉલની બાહેર ઉભુ રેહવુ પડ્યું હતું એ પ્રસંગે હમારા શેહરના જાણીતા શેહરી ઑનરેબલ શેઠ રૂસ્તમજી વકીલ પ્રમુખ બનયા હતા. રૂસ્તમજી શેઠે પ્રમુખ તરીકે ડા૦ પટેલનાં ગુણ ગાઇ, વાંચણુ શરૂ કરવા ફરમાસ કરી હતી વાંચણુ એટલુ તો રસીલુ હતુ, અને ડા૦ પટેલનો સરોદ એટલો તો આકરસીત હતો, કે આખી મીજલસે પુર ચુપકીદીથી તેનુ શ્રવણુ કીધુ હતું, તેમા મુખ્ય કરી દાસ્તાનના છેલ્લા ભાગ ઉપર આવતા ડા૦ પટેલે મીજલસના મોટા ભાગના બાનુઓ તેમજ ગ્રહસ્થોને રડાવ્યા હતા. હમારા પ્રમુખ સાહેબનુ દીલ પણુ કાઇક તેવીજ રીતે ઉદાસીત થયુ હતું. રૂસ્તમ સોહરાબનુ દાસ્તાન, રાતના સાડા આઠ વાગે પુરૂ થયું હતું

ચોઠે દીવસે વાચણું સાભલનારાઓની આતુરતાનો પાર રહયો નહી હતો, કેમકે વાચણુની હારમાળાનો તે છેલ્લો દીવસ હતો, અને પટેલ સાહેબને તેજ દીવસે રાત્રે મુંબઈ પધારવુ હતું આગમચથી જાહેર થયુ હતું કે ચોઠે દીવસે બેજન મનીજેહ યા તો દારા અને સીકદરનુ કથન કરવામા આવશે કોઇએ બેજનનુ કીરતન સુચવ્યુ, તો કોઇએ દારા સીકદરનુ કીરતન સભલાવો, એવા પુકારો સભામા ગાજી રહ્યા ડા૦ પટેલે કહ્યુ, કે "એમ તો મારી હાલત સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડે છે. હુ મીજલસના એક ભાગને માન આપુ છુ, તો બીજો ભાગ નારાજ થાય છે, માટે સરસ અને સીધો રસ્તો એકજ છે, અને તે એજ કે મારે બંને કીરતનો તમુને સભળાવવા" આ જાહીરાત સાભળી બાનુઓ તેમજ જવાનો ઘણાજ હરશીત થઇ ગયા હતા, પણુ કમનસીબે ડાકટર સાહેબ બે વાચણુ કરી શકયા નહી, અને બેને બદલે એકજ વાચણુ ચોઠે દીવસે સાજના ત્રણથી પાચ વાગે, બેજન મનીજેહનુ વાંચણુ કરી શકયા હતા, જે વખતે હમારા લોક પ્રીય તબીબ બાઇ મોતીબાઇ, જેવણુને સરકાર તરફથી કયસરે હિન્દનો ચાદ મલ્યો છે, તેવણે પ્રમુખસ્થાન લીધુ હતુ

ચોથા દીવસે ગજાવર સભા ભેગી મલી હતી જેમાં માંનપાનની કાઇક ક્રીયા થઇ હતી, અને વાચણુ ખતમ થતાં ડા૦ પટેલને એક કીમતી રૂપેરી ફલાવર વાઝ બઝમ તરફથી ધટીટ લેખો સાથ ભેટ કરવામા આવયુ હતું, જેને માટે તેવણે એક. રમુજી ભાષણુ કરી સભાના બાનુઓને ખુશ હસાવી આભાર માનયો હતો એ રીતે ફીરદોસીના શાહનામાના કીરતનોનો સવાદ અમદાવાદમાં પારસીઓને પટેલ શેઠે સભલાવી તેમનાં દીલ હરણુ કરી લીધા હતા નાહના અને મોટાં સરવે એમને પુર સંતોશ વચે સાંભલી વખાણે છે, અને હજી પણુ એમના બાકી રહેલા બીજા વાચણો સાંભલવાની હવેડથીજ ગોઠવણુ કરવા મંડયા છે ડૉ૦ પટેલનાં વાચણોએ પારસી બાગ્નુીઓને મોટે ભાગે સતેજ

કરી છે મંગળવારે રાત્રે ડા૦ પટેલ મુંબઇ આવવા અત્રેથી પધારયા હતા, જે પ્રસંગે સ્ટેશને એમને વળાવવા શેઠ દાવર, શેઠ લાલકાકા, શેઠ કેકોબાદ અને રાવ, અને કેટલાક બાનુઓ તેમજ જવાંનો સ્ટેશન ઉપર ગયા હતાં, અને હાર તુરા તથા ગજરાથી ડા૦ પટેલને વધાવી, ટ્રેન ઉપડતા હુરેરેના પુકારો કરી છુટાં પડયાં હતાં

—— ૦,——

## અમદાવાદમાં ડા૦ ડી. એન. પટેલનાં કિર્તનો.

[જામે જમશેદ. મંગળવાર તા૦ ૬ થી એપ્રીલ ૧૯૧૫ માથી ઉતારો]

(અમદાવાદ, તા૦ ૪ થી એપ્રીલ)

અત્રે અમદાવાદની બઝમે જશને રૂઝે બેહરામના કારોબારીઓની એહતેમામથી ધનજીભાઇ નવરોજી પટેલ અત્રેના જરથોસ્તીઓ સનમુખ પોતાના કીરતનો રજુ કરવા અત્રે તારીખ બીજીએ સહવારે પધારયા છે તા૦ ૨ જીએ સાંજે અત્રેના શેહરી શેઠ કાવસજી ડોસાભાઇ દાવરના પ્રમુખપણા નીચે ડા૦ પટેલે "શાહઝાદા શ્યાવક્ષ" વીશેનુ પોતાનું પેહલુ કીરતન રજુ કરયુ, ત્યારે બાનુઓ અને ગ્રહસ્થોએ ઘણી મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

અગ્યારીના કમ્પાઉન્ડમા આવેલો "લેક્ચર-હૉલ" ભરાઇ જવાથી જરથોસ્તીઓને મોટી સંખ્યામા હોલની બાહેર ઉભુ રહેવુ પડયુ હતુ ઓરગનના મ્યુઝીકની મધુર એકમ્પનીમેન્ટ સાથે ડા૦ પટેલે પોતાના સુરીલા હલકે રજુ કરેલાં કીર્તનથી ઘણી સારી અસર ફેલાઇ હતી

અગ્ગારીમાંના કમ્પાઉન્ડમાનો હોલ હાજર રહેલી મોટી સંખ્યાનો સમાવેશ કરવા માટે દેખીતી રીતે નાહનો પડવાથી ડૉ૦ પટેલના બીજા દીવસના કીર્તન માટે અત્રેના "પ્રેમાભાઇ હોલ" મેલવવામાં આવ્યો હતો આ જાહેર કુસાદે હોલ પણ જરથોસ્તીઓની ગંજાવર હાજરીથી ખીચોખીચ ભરાઇ ગયો હતો. બીજા દીવસનું "જમશેદ અને ઝોહાક" વીશેનુ કીરતન, અત્રેની પારસી પંચાએતના માનવંત સેક્રેટરી મી૦ અરદેશર દલાલના પ્રમુખપણા નીચે થયુ હતુ, જે પણ વખણાયુ હતુ, અને જમશેદની ગફરીથી કદીમ વતન ઇરાંન ઉપર આવી પડેલી "તારાજીનું લાગણીભર્યું વર્ણન ડા૦ પટેલે કીધુ ત્યારે ઘણી ગંભીર શાંતી ફેલાઇ રહી હતી. કીર્તન પુરૂ થયા પછી પ્રમુખ મી૦ દલાલે ડા૦ પટેલને પારસી કીર્તીની યાદ તાજી કરવાની તેઓની અંત કર્ણપુર્વક કોશેશો માટે મુબારકબાદી આપી હતી, અને પારસી ધાર્મીક જુસ્સાને સજીવન કરવાની જરૂર જણાવી હતી

——.૦:——

## ડા૦ પટેલના વધુ કીર્તનો.

[જામે જમશેદ, શુક્રવાર તા૦ ૯ મી એપ્રીલ ૧૯૧૫ માથી ઉતારો.]

(અમદાવાદ)

આગાઉ જણાવ્યા મુજબ અત્રેની બઝમ તરફથી મુંબઇવાળા ડા૦ પટેલે આપેલાં શાહનામાં પહેલાં કીર્તનો પછી ગઇ તારીખ ૪ થીએ તેવણે અત્રેના શહેરી આવરેબલ

ખા૦ બા૦ રૂસ્તમજી જહાગીરજી વકીલના પ્રમુખપણા નીચે "પ્રેમાભાઇ હોલ"મા "રૂસ્તમ-સોહરાબ"નુ કીર્તન રજુ કર્યું હતુ. જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થોએ પહેલા બે દીવસની માફક મોટી સખ્યામાં હાજરી આપી હતી એ દીવસનુ કીર્તન પણ ફત્તેહમદ નીવડ્યુ હતુ, અને હાજર રહેલાઓ ઉપર સારી અસર થયલી જણાતી હતી. રૂસ્તમને હાથે સોહરાબના નીપજેલા મોત ઉપર તેહમીનાનો વીલાપ ડા૦ પટેલે એવા તો શોકાતુર અને ગંભીર અવાજે રજુ કીધો, કે હાજર રહેના બાનુઓનીજ નહી પણ કેટલાક ગ્રહસ્થો વટીકની આખો આસુથી ભીગાઇ ગઇ. કીર્તન પુરૂ થયા પછી સરનશીન ખા૦ બા૦ રૂસ્તમજીએ ભાષણ કર્તાનો ઉપકાર માનતા ડા૦ પટેલને તેઓના સુરીલા અવાજ માટે ખાસ મુબારકબાદી આપી હતી

સોમવાર, તા૦ ૫ મીએ ડા૦ પટેલે "બેજન-મનીજેહ" નુ કીર્તન રજુ કર્યું હતુ, અને તે પ્રસગે અત્રેના લોકપ્રીય લેડી ડાકટર મીસ મોટીબાઇ રૂસ્તમજી કાપડયા પ્રમુખસ્થાને બીરાજ્યા હતા આ અસરકારક કીર્તન પુરૂ થયા પછી સરનશીન બાનુએ તાલીઓના ગગડાટ વચ્ચે ડા૦ પટેલના કીર્તનોની ભારે વખાણ કરતા જણાવ્યુ કે અમદાવાદના જરથોશ્તીઓ ઉપર શાહનામાના દાસ્તાનોથી ઘણી સારી અસર થઇ છે, અને ડા૦ પટેલ ફરીથી અમદાવાદ આવી પોતાના બીજા કીર્તનો રજુ કરે એવી સર્વેની મજબુત ખાહેશ છે. ત્યાર બાદ બઝમના સેક્રેટરી મી૦ ફરામરોઝ કેકોબાદની અરજ ઉપરથી ડા૦ મીસ મોટીબાઇએ અમદાવાદના જરથોસ્તીઓ તરફથી ડા૦ પટેલનુ ચાંદીના સુદર વાઝ ભેટ આપ્યા હતા

———(૦)———

## ડા૦ ડી૦ એન. પટેલના કીર્તનો.

[ પ્રજાબધુ. તા૦ ૧૧ એપ્રીલ ૧૯૧૫ માથી ઉતારો. ]

મુબઇ અને દેશાવરમા પોતાનાં શાહનામાના સગીત કીર્તનોથી જાણીતા થયલા ડા૦ ડી૦ એન. પટેલે અત્રેની બઝમે જશને રૂઝે બેહરામના આશરા નીચે ચાર કિર્તનો રજુ કર્યાં હતા. "શાહઝાદા શ્યાવક્ષ" વિશેનુ પહેલુ કિર્તન પારસી અગ્યારીના કમ્પાઉન્ડવાળા હૉલમા શેઠ કાવસજી ડોસાભાઇ દાવરના પ્રમુખપણા નીચે અપાયુ હતુ. એ વેળાએ જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થોએ ઘણી ગજાવર હાજરી આપી હતી, અને તેટલી મોટી સખ્યાનો હૉલમા સમાવેશ ન થવાથી ઘણાકને હોલની બહાર ઉભુ રહેવુ પડયુ હેતુ આ કિર્તન ઘણુજ વખણાયું હતુ અગ્યારીનો હોલ બહુ નાહનો પડવાથી બીજા કિર્તનો પ્રેમાભાઇ હોલ મેળવવામા આવ્યો હતો, જે પણ જરથોસ્તી બાનુઓ અને ગ્રહથોના મોટા ધસારા માટે નાહનો પડી ગયો હતો. બીજાં કિર્તનો "જમશેદ અને ઝોહાક" "રૂસ્તમ અને સોહરાબ," અને "બેજન અને મનીજેહ" વિષે કરવામા આવ્યા હતા જે વેળાએ અનુક્રમે પારસી પચાએતના સેક્રેટરી મી૦ અરદેશર દલાલ, ઓનરેબલ ખા. બા રૂસ્તમજી વકીલ, અને ડા૦ મીસ મોટીબાઇ કાપડીયા પ્રમુખસ્થાને બીરાજ્યા હતા. ડા૦ પટેલનાં જુસ્સાબધ અને અસરકારક કિર્તનોએ પારસીઓમાં ઘણી ઉલટ ફેલાવી હતી, અને તેઓના મઝહબ

અને નિવાગાનો માટેની તેઓની લાગણી વધારે તીવ્ર બનાવી હતી. "રૂસ્તમ–સોહરાબ" નું કિર્તન એવી તો અસરકારક રીતે રજુ કરવામા આવ્યુ હતુ, કે હાજર રહેલાઓ-માના બાનુઓજ નહી પણ ઘણાક ગ્રહસ્થો રડી પડયા હતા છેલ્લા દીવસના મેળાવડા પ્રસંગે ડા૦ પટેલને જરથોસ્તીઓ તરફથી ચાદીનુ સુદર વાઝ વખાણ અને માનની ઇધાણી તરીકે ભેટ આપવામા આવ્યુ હતુ ડા૦ પટેલ તા૦ ૬ ઠી ની રાત્રે મુબઇ જવા ઉપડી ગયા હતા, જે વેળાએ તેમને વીદાયગીરીનુ સારૂ માન આપવામા આવ્યુ હતુ

---

## આતશ પરસ્ત.

[ જામે જમશેદ બુધવાર તા૦ ૨૭ જુન ૧૯૧૫ માંથી ઉતારો ]

ગયા શનીવારની સાજના બેહરામજી જીજીભાઇ સ્કુલવાળા હોલમા મી૦ ડી. એન પટેલે જશન કમીટી તરફથી એક નવુજ વાચણુ સંગીત સાથ રજુ કીધુ હતું, જે પુરૂ થવા પછી સરનશીને નીચલું વીવેચન કરયુ હતું

## સરનશીન મી૦ દાદાચાનજીનુ વીવેચન.

મી૦ પટેલનુ ઉપલુ આતશની સેતાયશ કરનારાઓનુ દાસ્તાન પુરૂ થયા પછી, શરનશીન મી૦ ફરેદુન કેરસાસપજી દાદાચાનજી, બી એ, એલ૦ એલ બી સોલીસીટર બોલ્યા કે મી૦ ડી એન પટેલ હમેશના રાબેતા મુજબ જે સુદર કીરતન કરી બતાવ્યુ છે, તે માટે તમારી તેમજ મુબઇની જરથોસ્તી જશન કમીટી તરફથી હુ તેમનો ઉપકાર માનું છુ. જવલે જ એવુ બને છે કે એકજ ગ્રહસ્થનો આવો મધુર હલક હોય, અને તેમનામા મંન મોહક એબારતમા બયતો જોડવાની કળા હોય, વળી તેમના ગાયનો કેવા દબદબાવાળા અને મનોરંજક છે. તે સરવે કરતા વધુ સ્તુતીપાત્ર ગુણ જે મી૦ પટેલ ધરાવે છે, તે એ છે, કે જયારે પણ એમને કોમની સેવા કરવાને આમત્રણ કરવામા આવે છે, અને કોમનો દીન પ્રત્યે અને ન્યાગાનો, પાદશાહો અને પહેલવાનોના નામવર કામો વીશે જ્ઞાન ફેલાવવા માટે મદદ માગવામા આવે છે, ત્યારે એક બોલે તેઓ કાઇબી સવાર્થ યા હાસલ વીના પોતાની આ દીલકસ શકતીઓનો લાભ તરત આપે છે આપણે પુચ્છી શુ કે પવીત્ર આતશ, જેની આપણે આરાધના કરી ચુકયા છીએ, તે એમને લાબા આયુષ્ય અને મનની વધારે અને વધારે ચપળતા અને ઝમક અને કોમની સેવા બંજાવવાનું બળ આપે ! * * *

## આતશ પરસ્ત ઉપર મી૦ ડી. એન. પટેલનુ નવું કીરતન.

[ કયસરે હિન્દ તા૦ ૬ ઠી ૧૯૧૫ માંથી ઉતારો ]

ગયા શનીવારે સાંજના મી૦ ડી એન પટેલે જશન કમીટીની ફરમાસથી થોમસ મુરના કાવ્યોવાલા સાહીત્યની ઉપરથી એક નવી બાબદ કીરતન રૂપે રજુ કીધી હતી થોમસ મુરની પ્રખ્યાત કવીતા લાલારૂખમા આતશ પરસ્તને નામે જણાયલા કીસ્સાને, શાહનામાના દાસ્તાનોનુ રૂપ આપવાની મી૦ પટેલે કોશેશ કરી હતી, અને તેમ કરતાં એ નવુ દાસ્તાન પોતાના આગલાં કીરતનો મીસાલ ગાયનો, બેતબાજી, અને જબાનીમા રચ્યું હતું આ દાસ્તાન પવીત્ર આતશની બાવજત અને સેતાયેશ કરવાને

લગતી હકીકતથી ભરપુર હોવાથી, પારસી બાનુઓ અને ગ્રહસ્થોની ગ જાવર મીજલસ તે સાંભળવા ભેગી મલી હતી પ્રમુખપદ મી૦ ફરેદુન કેરશાસ્પજી દાદાચાનજીએ લીધુ હતું લાલારૂખવાલા આતશ પરસ્તોનો કીસ્સો રજુ કરતા મી૦ પટેલે થોમસ મુરના ગુણો દરશાવ્યા હતા આ વાચણની મુખ્ય નેમ પવીત્ર આતશ તરફ જરથોસ્તીઓએ કેવી રીતે વર્તવુ જોઈએ, અને આતશને ખાતર આગલા જમાનાના પારસી જરથોસ્થીઓએ કેવા કેવા સકટો વેઠેલા હતા, તે દેખાડવાની હતી સાથે સાથે એક જરથોસ્તી પોતાના કસમ અને કોલ કેવી રીતે પાલે છે, અને આપેલો કોલ કેવી રીતે પાલવો, તે દેખાડવાની વાચણ કરતાએ ફતેહમદ કોશેશ કરી હતી

આતશની સેતાયશનું આ કીરતન બેશક સાંભળવા લાએક થયું હતુ, અને તે ફરી રજુ થાય એવી ખાએશ ઘણાકોએ ત્યાજ કરી હતી કીરતન ખતમ થતા, પ્રમુખ મી૦ દાદાચાનજીએ મી૦ પટેલનો જશન કમીટી તરફથી ઉપકાર માન્યો હતો તેઓ બોલ્યા કે જવલેજ એવુ બને છે, કે એકજ ગ્રહેસ્થનો આવો મધુર હલક હોય, અને તેમનામા મનમોહક ઇબારતમા બેતો જોડવાની કળા હોય. જયારે પણ કોમની સેવા કરવાને મી૦ પટેલને આમત્રણ કરવામા આવે છે અને કોમ તથા દીન પ્રત્યે, અને ન્યાંગાનોના કામો વીશે ગ્નાન ફેલાલાવવા માટે તેમની મદદ માગવામા આવે છે, ત્યારે એક બોલે તેઓ સ્વાર્થ વીના તુરત મદદ આપે છે મી૦ પટેલને પવિત્ર આતશ લાંબા આયુષ્ય બક્ષો, જેથી તેઓ કોમની સેવા બજાવવાની શકતીમાન થાય

---

## પુરસદ

અત્રેની જરથોસ્તી જશન કમીટી, તેના એકવડયા–વા આવે તો ઓય ઉડી જાએ એવા પણ ખરેખરા સગીન, ખડતલ અને ખરાજ ઉમગી મેહેનતુ સેક્રેટરી મી૦ નશરવાનજી પે૦ મુનશીની રેહાનુમાઇ તળે ખરેખર જરથોસ્તી આલમની ઘણી કીમતી સેવા કરતી રહી છે, અને તે વાસ્તેના અમારા સતોશની એક લીટી અત્રે ફરી એક વાર લખી શકવા શારૂ અમે ઘણા ખુશી છીએ * * * એ કમીટી હસ્તકના ઉપરાસાપરી મેલાવડાઓ અને એ મડળની ધાર્મીક આસ્થા અત્રેની જરથોસ્તી અનજુમનનુ ઘણુ ધ્યાન ખેચી રહી છે, તે એ મડળના હરેક મેલાવડામા જે હઝારથી પદરસો બસ્તેકુસ્તેઆન બાનુઓ અને ગ્રહસ્થો હાજર થતા જોવામા આવે છે, તે પરથી પ્રત્યક્ષ પુરવાર થાએ છે, જ્યારે મેલાવડાઓની એવી અનુપમ ફતેહનુ માન ઘણે અશે અમારા કીર્તનકાર મિત્ર ભાઇ ધ ન પટેલને પણ આભારી કેહવાશે, ભાઇ ધનજીભાઇ એક બહુજ નામાકીત કીર્તનકાર છે એમાં લેશ માત્ર પણ સદેહ નથી, અને પરવરદેગારથી બક્ષેશ પામેલા એવણના જોરાવર પણ મીઠા હલકથી એ લાઇનમા એવણ મોટી કીર્તી સપાદન કરી શકે છે * * * * * * જાહેર કીર્તનો કરી શકવા માટે એક કેખુશરો કાબરાજી કે એક ધનજીભાઇ પટેલના બુલદી, અસર, મીઠાસ અને કઉતની ખરેખરી જરૂર છે * * * * * * એકદરે પોતાના હલકના મીઠાસ ને અવાજની બુલદીથી એવણ ભાઇ પ્રેક્ષક વર્ગને મોહીતી કરે છે, અને એટલુ સારૂ ભજવે છે કે એમના કીર્તનો મોજથી

સાભળવા જરથોસ્તી સજ્જનો જે જગી સખ્યામા ઉતરી પડે છે તે જોઇ અમો જરાએ અજબ થતા નથી એટલા માટે અમોએ કહ્યુ તેમ, ભાઇ ધનજીભાઇ પટેલ હાલમા તો આપણુ વચ્ચે એ લાઇનમા એકજ છે, અને એવણુની જગ્યા ખાલી છે

---

## PRESENTATION TO A PARSI JOURNALIST.

### Mr. D. N. Patel Honoured

*(Bombay Chronicle 2 nd May 1917 )*

The friends and admirers of Mr Dhunjibhoy Naoroji Patel, the well known Parsi author, assembled in large numbers at the Baliwala Grand Theatre on Saturday last to mark their appreciation of the services rendered by him in the cause of Parsi literature and specially of the efforts made by him during well-nigh a quarter of a century to awaken his co-religionists' interest in the glorious past of their ancestors by recitals from Firdousi's great epic, the "Shah Nameh" and other books dealing with the history of ancient Persia The theatre was very tastefully decorated for the occasion with flowers and buntings * * *

An address recapitulating his services in the cause of Parsi literature (Mr Patel is the author of several well-known novels) was presented to Mr. Patel by Mr Rustomji Byramji Jejeebhoy, who presided in the unavoidable absence of Sir Jamsetji Jejeebhoy

Mr B F Bharucha said the movement to present an address to Mr Patel had the sympathy not only of leading citizens of Bombay, such as Sir Dinshah Petit, Sir Cowasji Jehangir and others, but of the public of Naosari, Surat, Ahmedabad, Broach, Karachi and other mofussil towns. * *

Mr Krishnalal Zaveri, addressing the assembly, said it rejoiced the heart of every lover of Gujerati literature that Mr Patel, who had rendered conspicuous services in the cause of that literature, should be thus honoured

Mr B G Horniman, addressing the assembly, said it gave him great pleasure to be present there that afternoon, as though he was ignorant of the Gujerati language he felt it to be a privilege to associate himself with the movement to honour a brother journalist * * * He concluded by expressing his warmest thanks for the invitation extended to him to attend the function and address them

Mr Mirza, Consul for Persia, said nobody had done more than Mr. Patel to make his co-religionists familiar with Firdousi's great epic He referred to the splendid achievements of their forefathers in Persia and said Mr. Patel had rendered a distinct service by rekindling their interest and pride in those achievements

Mr R P Masani also referred to the services rendered by Mr Patel by his recitals dealing with the glories of ancient Persia

Mrs. Rustomji Byramji Jejeebhoy then handed to Mr. Patel the address which was enclosed in a beautiful silver casket, and a purse.

Mr' Patel, who was received with loud cheering, thanked the assembly for the great honour they had done him there that afternoon He referred to his first attempts made over twenty years ago to awaken his co-religionists' interest in the great achievements of their ancestors He said his recitals from Firdousi's great epic did not at first evoke much interest but subsequently they came to be very much appreciated by the public so much so that a few years ago there was such a great rush of the public to hear the recital that on a particular occasion his recital had to be postponed as it was feared the Framji Cowasji Institute where it was to be held would not be able to hold such a large concourse of people The popularity of the recitals had gone on increasing and at the present time the accommodating capacity of even the much larger hall of the Byramji Jejeebhoy Institute was found too limited to accommodate the ever-increaseing audiences He repeated his thanks to them for the great honour they had done him there that afternoon

---

## મી૦ ડી. એન પટેલના મિત્રો તથા વખાણનારાઓનો મેળાવડો.

[ કયસરે હિન્દ ૬-૫-૧૯૧૭ ]

જાણીતા કીરતનશાસ્ત્રી અને લેખક મી૦ ડી એન. પટેલના મીત્રો અને વખાણનારાઓએ તેમની સેવાઓની પીછાણમાં તેમને પર્સ એનાયત કરવાનો એક દબદબાભરેલો મેળાવડો ગયા શનીવારે બાલીવાળા આડ થીએતરમા કર્યો હતો આ પ્રસગ માટે જાણીતા ફ્લોરીસ્ટ મી૦ હોરમસજી દુબાશે થીએટરને ફુલપાનથી શણગાર્યું હતું આ મેળાવડાનું પ્રમુખપદ સર જમશેદજી જીજીભાઇએ લેવાને કબુલ્યુ હતુ પણ છેલ્લી ઘડીએ કાઇક નાદરૂસ્તે તબીએતને કારણે તેવણ હાજર નહી થઇ શકયાથી મી૦ રૂસ્તમજી બેહેરામજી જીજીભાઇને પ્રમુખપદ આપવામાં આવ્યુ હતુ શરૂઆતમાં મી૦ બરજોરજી ફરામજી ભરૂચાએ એક ભાષણ કરતા આ હીલચાલને લગતી હકીકત રજુ કરતા જણાવ્યુ કે એક પત્રકાર, કથાકાર, સગીતકાર અને કીરતનકાર લેખે મી૦ પટેલની વીવીધ સેવાઓની કદર કરવાને એમના સખ્યાબધ મીત્રો અને વખાણનારાએની ખાહેશને અનુસરીને મી૦ પટેલને એક 'પર્સ' આપવાને આજનો મેળાવડો ભેગો થયો છે સર જમશેદજીની ગેરહાજરી માટે આપણે દીલગીર છીયે, તેમજ સર દીનશા પીટીટ, સર કાવસજી જહાગીર, અને સર દોરાબજી તાતાએ પોતાની ગેરહાજરી માટે દીલગીરી દરશાવી છે આપણા શહેરની "જરથોસ્તી ભાઇબધીની મડળી," "જરથોસ્તી ધરમ ઉપર એતેકાદ વધારનારી મડળી" અને નવસારી, ભરૂચ, અમદાવાદ અને કરાચીની અનજુમન અને મડળીઓના પ્રમુખ, ટ્રસ્ટી અને સેક્રેટરી સાહેબોએ. આ કદરશનાસી પત્ર ઉપર પોતાની મોહોર મુકી છે"

ત્યાર પછી જજ મી૦ કીશણલાલ મોહનલાલ ઝવેરીએ વીવેચન કરતાં જણાવ્યું કે મી૦ પટેલે અનેક વારતાઓ લખી પારસી તેમજ હિંદુ વાંચક વરગને રીઝાવ્યા છે.

મી૦ પટેલના શાહનામાના કીરતનો કેટલાં લોકપ્રીય હશે, તે આજના આ મેળાવડા ઉપરથી સ્પષ્ટ જણાય છે, એવા એક લેખક, સંગીતના અભ્યાસી, અને શાહનામાને લોકપ્રીય બનાવનારા મી૦ પટેલની પીછાણ કરવાના કામમાં સામેલગીરી આપતાં મને ઘણી ખુશી ઉપજે છે. (તાલીઓ)

બોમ્બે ક્રોનીકલના અધીપતી મી૦ હોરનીમેને ભાષણ કરતાં જણાવ્યું કે ગુજરાતી ભાષાની મારી બેખબરી માટે દીલગીર છું, છતાં એક ઇંગ્રેજ જરનાલીસટ તરીકે, સાહીત્યના શોખીન લેખે, હીંદના એક મીત્ર લેખે, આ મેળાવડામાં હાજરી આપતાં, મી૦ પટેલની પ્રસંશાના કામમા શામેલગીરી આપતાં અને આ પ્રસંગે મારી મુબારકબાદીઓ દરશાવતાં મને ભારે ખુશાલી પેદા થાય છે. (તાલીઓ) કારણ કે મી૦ પટેલ એક જરનાલીસ્ટ ઉપરાત, એક વારતા નવેશ છે, અને સંગીતના તેઓ અભયાસી છે, અને શાહનામાના કીરતનોથી એઓએ પારસી કોમમાં લોકપ્રીયતા મેળવી છે, અને એવા એક લેખકના માનમાં થયલા મેળાવડામા ભાગ લેવાને તેઓ ખરેજ ખુશી છે, અને મી૦ પટેલને ખરાં દીલથી તેઓ મુબારકબાદી આપે છે. "(તાલીઓ)

ઇરાનના હાલના કોનસલ મી૦ મોરઝા અલી અકબરખાએ ભાશણ કરતાં જણાવ્યું કે આપણ પુરાણ ઇરાનવેજ જે સુધારાનુ, સાહસ કરમોનુ "અને શુરાતનપણાનું સ્થાન હતું, જયાં પયગમબર જરથોસ્તે પોતાના પાક મહઝબથી પ્રકાશ અને પવીત્રાઇ પાંથરી હતી, (જોશભર તાલીઓ) તે પ્યારો દેશ આરબોના હાથે જીતાઇ, લુટાઇ, વેરાન બન્યો, અને તેનો કરૂણારસ કીસ્સો કહેવાને જે એક નુરી નર જનમ પામ્યો, તે કવી ફીરદોસી તુસી હતો. ફીરદોસીએ ઇરાની શહેનશાહતની, ઇરાની આબાદીની, ઇરાની વીખયાતીની તવારીખથી ઇરાનને જીવતું, જાગતુ, આપણી નજર સમક્ષ ખડું રાખ્યુ છે, (તાલીઓ) અને ઇરાન વીશેનુ માન અને ચાહ આપણામાં ઉશકેર્યાં છે. એ શાહનામાના જે રમીલાં કીરતનો મી૦ પટેલ આપણા વચ્ચે કરે છે, તે ખરેખર પ્રસશાને પાત્ર છે. એવાં કયાની કીરતનો ઉઘરતી ઓલાદ માટે બોધદાયક પાઠ રજુ કરે છે, અને આગલી આબાદી અને બહાદુરીના ચીત્રો આપણામા પણ શુર અને હીમ્મત ઉતપંન કરે છે. (તાલીઓ)

મી૦ રૂસ્તમજી પેસ્તનજી મસાનીએ ભાશણ કરતાં જણાવ્યું કે એકબારગી મી૦ પટેલના લખાણો યા વારતાઓ વીશે કોઇક ઠેકાણેથી સવાલ ઉઠાવવામા આવ્યો હશે, પરંતુ શાહનામાના વાંચણો અને કીરતનો રચવામા, રજુ કરવામાં, અને દીપાયમાન બનાવવામાં મી૦ પટેલનું કારય ખરેજ સરવ સ્થળેથી વખાણને પાત્ર છે. શાહનામાના કીરતનોથી મી૦ પટેલની કીરતી કાયમ થઇ ચુકી છે. આપણા કયાની પાદશાહો અને પેહલવાનોની તુરમંદ, જોરમંદ જીંદગીના જે અહેવાલો મી૦ પટેલે કીરતન રૂપે રજુ કરયા છે, તે કીરતનો ખરેજ બીનહરીફ છે, અને એવા એમના કામની કદર થયલી જોવાને મને ખરેજ ખુશી ઉપજે છે મી૦ પટેલને મુબારકબાદી આપતાં, મને એવી ખાત્રી છે કે શાહનામાનું બાકીનું કામ એવણ સરંજામ ઉતારશે, અને ખુદા તેમાં એમને મદદગાર થશે (તાલીઓ)

અત્રે મીસીસ રૂસ્તમજી બેહરામજી જીજીભાઇએ મી૦ પટેલને રૂપાની એક સુંદર કાસકેટ કદરસનાસી પત્ર અને પર્સ પોતાને હાથે ભેટ કરયા હતાં, જે વેળાએ હાજર રહેલાઓએ તાલીઓથી મી૦ પટેલને વધાવી લીધા હતા

## મી૦ ડી. એન. પટેલની મીત્રો તથા વખાણનારાઓ તરફની કદરશનાસી.

[ જામે જમશેદ તા૦ ૨-૫ ૧૯૧૭ માથી ઉતારો ]

ગયા શનીવારે બપોરે બાલીવાળા ગ્રાંડ થીએટરમા એક દીલખુશ પારસી મેળાવડો ભેગો થયો હતો દીવાનખાતુ આગેવાન બાનુઓ અને ગ્રહસ્થોથી ભરાઇ ગયુ હતુ ટયુટોરીયલ સ્કુલના "બોય સકાઉટસો" વીઝીટરોની સેવામા મદદ માટે હાજર હતા. થીએટરને પુલપાનથી અચ્છી રીતે શણગારયુ હતુ. આ મેળાવડો મી૦ ડી એન. પટેલની કદરસનાસી કરવાને જમા થયો હતો.

સ્ટેજ ઉપર એક મેળાવડો થયો હતો, જ્યાં મી૦ અને મીસીસ રૂ બે જીજીભાઇ, બોમ્બે ક્રોનીકલના અધીપતી મી૦ હોરનીમેન, ઇરાનના નામદાર કોનસલ મી૦ મીરઝા અલી અકબરખાન અને તેમના બાનુ, સ્મોલકોઝ કોર્ટના જજ મી૦ ઝવેરી અને તેમના પત્ની, મી૦ રૂસ્તમજી પેસ્તનજી મસાની, ડા૦ કેખશરૂ દુમાશ અને તે સાજના પરોણા મી૦ પટેલ બીરાજ્યા હતા

પ્રથમમાં મી૦ બરજોરજી ફરામજી ભરૂચાએ જણાવ્યુ કે વરસ પચીસની વાત ઉપર એક નાના મકાનના નાના ખુણામા એક નાનો છોકરો સંગીતકળાનો અભ્યાસ કરતો હતો, અને તેની સાથે ફીરદોસીના શાહનામાના રંગીલા દાસ્તાનો નસર અને નઝમમા રૂચવા મશગુલ રેહતો હતો અને તે જવાન શાહનામાના વાચનો, દાસ્તાનો અને કીર્તનો આ શહેરમા અને દેશદેશાવરમા ફતેહમંદીથી રજુ કરતો નર તે કોઇજ નહી પણ આપણા આજના પરોણા મી૦ ડી. એન. પટેન છે એક પત્રકાર, કથાકાર, સંગીતકાર અને કીર્તન-કાર લેખે મી૦ પટેલની વીવીધ સેવાઓની કદર કરવાને એમના સંખ્યાબંધ મીત્રો અને વખાણનારાઓની ખાહેસને અનુસરીને એક ફંડ ભેગુ થયુ છે જેમાથી મી૦ પટેલને એક પર્સ આપવાને આજનો મેળાવડો થયો છે (તાલીઓ) સર જમશેદજીની ગેરહાજરી માટે આપણે દલગીર છીએ, તેમજ સર દીનશા પીટીટ, સર કાવસજી જહાંગીર, અને સર દોરાબજી તાતાએ પોતાની ગેરહાજરી માટે દલગીરી દર્શાવી છે આપણા શહેરની "જરથોસ્તી ભાઇબંધોની મંડળી," "જરથોસ્તી ધર્મ ઉપર એતેકાદ વધારનારી મંડળી," અને નવસારી, ભરૂચ, અમદાવાદ અને કરાચીની અનજુમન અને બીજી મંડળીઓના પ્રમુખ, ત્રસ્ટી અને સેક્રેટરી સાહેબોએ આ કદરશનાસી પત્ર ઉપર પોતાની મોહોર મુકી છે"

ત્યાર પછી જજ મી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ વીવેચન કરતા જણાવ્યુ કે દરેક દેશ અને પ્રજાના સાહીત્યમા નવલકથા એક અગત્યનો ભાગ ભજવે છે મી૦ પટેલે અનેક વાર્તાઓ લખી પારસી તેમજ હીંદુ વાચક વર્ગને રીઝવ્યા છે. હીંદી સંગીતને લોકપ્રીય બનાવવામા આગેવાની લીધી છે સંગીતના એમના ભાષણો અને લખાણો હોશથી સંભળાય છે અને વચાય છે, મી૦ પટેલના શાહનામાના

કીર્તનો કેટના લોકપ્રીય હશે, તે આજના આ મેળાવડા ઉપરથી સ્પષ્ટ જણાય છે, એવા એક લેખક, સગીતના અભ્યાસી, અને શાહનામાના લોકપ્રીય બનાવનારા મી૦ પટેલની પીછાણ કરવાના કામમા સામેલગીરી બતાવતા મને ઘણી ખુશી ઉપજે છે. (તાલીઓ)

બોમ્બે ક્રોનીકલના અધીપતી મી૦ હોરનીમેને ભાષણ કરતા જણાવ્યુ કે એક ઇગ્રેજ જર્નાલીસ્ટ લેખે, સાહીત્યના શોખીન લેખે, આ મેળાવડામા હાજરી આપી મી૦ પટેલની પ્રસશાના કામમા સામેલગીરી આપતા અને આ પ્રસગે મારી મુબારકબાદીઓ દર્શાવતા મને ભારે ખુશાલી પેદા થાય છે (તાલીઓ) કારણ કે મી૦ પટેલ એક જરનાલીસ્ટ ઉપરાત, એક વાર્તાનવેશ છે, સગીતના તેઓ અભ્યાસી છે. અને શાહનામાના કીર્તનોથી એઓએ પારસી કોમમાં લોકપ્રીયતા મેળવી છે, અને એવા એક લેખકના માનમા થયલા મેળાવડામાં ભાગ લેવાને તેઓ ખરેજ ખુશી છે (તાલીઆ)

ઇરાનના હાલના કોનસલ મી૦ મીરઝાઅલી-અકબરખાએ ભાષણ કરતાં જણાવ્યુ કે આપણુ પુરાણુ ઇરાનવેજ જે સુધારાનુ, સાહસ કર્મોનુ અને શુહતનપણાનુ સ્થાન હતુ, જ્યાં પયગમ્બર જરથોસ્તે પોતાના પાક મઝહબથી પ્રકાશ અને પવીત્રાઇ પાથરી હતી (જોશબધ તાલીઓ) તે પ્યારો દેશ આરબોના હાથે જીતાઇ, લુંટાઇ, વેરાન બન્યો, અને તેને કરૂણારસ કીસ્સો કહેવાને જે એક તુરી નર જન્મ પામ્યો, તે કવી ફીરદોસી તુસી હતો. ફીરદોસીએ ઇરાની શહેનશાહતની, ઇરાની આબાદીની, ઇરાની વીખ્યાતીની તવારીખથી ઇરાનને જીવતુ, જાગતુ આપણી નજર સમક્ષ રાખ્યું છે, (તાલીઓ) અને ઇરાન વોશેનુ માન અને ચાહ આપણામા ઉશ્કેરાયા છે એ શાહનામાના જે રસીલા કીર્તનો મી૦ પટેલ આપણા વચ્ચે કરે છે, તે ખરેખર પ્રસશાને પાત્ર છે એવા કથાની કીર્તનો ઉધરતી ઓલાદ માટે બોધદાયક પાઠો રજુ કરે છે, અને આગલી આબાદી અને બહાદુરીના ચીત્રો આપણામા પણ શુર અને હીમત ઉતપંન કરે છે. (તાલીઓ.)

મી૦ રૂસ્તમજી પેસતનજી મસાનીએ ભાશણ કરતા જણાવ્યુ કે એકબારગી મી૦ પટેલના લખાણો યા વાર્તાઓ વીશે કોઇક ઠેકાણેથી સવાલ ઉઠાવવામા આવ્યો હશે, પરતુ શાહનામાના લાયણો અને કીરતનો રચવામા, રજુ કરવ માં અને દીપાયમાન બનાવવામા મી૦ પટેલનુ કારય ખરેજ સર્વ સ્થળેથી વખાણને પાત્ર છે શાહનામાના કીરતનોથી મી૦ પટેલની કીરતી કાયમ થઇ શકી છે. આપણા કયાની પાદશાહો અને પેહલવાનોની તુરમદ, જોરમદ જીદગીના જે અહેવાલો મી૦ પટેલે કીરતન રૂપે રજુ કર્યા છે, તે કિરતનો ખરેજ બીનહરીફ છે, અને એવાં એમના કામની કદર થયલી જોવાને મને ખરેજ ખુશી ઉપજે છે. મી૦ પટેલને મુબારક બાદી આપતા મને એવી ખાત્રી છે કે શાહનામાનુ બાકીનું કામ એવણ સરંજામ ઉતારશે અને ખુદા તેમા એમને મદદગાર થશે (તાલીઓ)

અત્રે મીસીસ રૂસ્તમજી બેહરામજી જીજીભાઇ મી૦ પટેલને રૂપાની એક સુદર કાસકેટ કુદરસનાસી પત્ર અને પર્સ પોતાને હાથે ભેટ કરયા હતા, જે વેળાએ હાજર રહેલાઓએ તાલીઓથી મી૦ પટેલને વધાવી લીધા હતા



# તારીખે-પારસીઆંન.

| | | |
|---|---|---|
| | મહા પુર્વ કાળ-અનદીઠ જમાનો | |
| | **પેશદાદીઆંન વંશ.** | અનદીઠ કાળ |
| ૧ | જમાને જમશેદ . .. . ...<br>ગરૂરે થયો તારાજ. | ,, |
| ૨ | જોહાક અને એબ્લીસ .. ...<br>બાપનો ખુની | ,, |
| ૩ | ફેરીદુન-જોહાક ... ... .. ... ...<br>કાવેઆંની ઝુંડાનુ પ્રગટવુ. | ,, |
| ૪ | શાહઝાદો એરચ ... .. ... ...<br>ભાઇનુ ખુન કરનાર ભાઇઓ,<br>ઇરાંન અનેં તુરાન વચે મીનાકેસાની શરૂઆત. | ,, |
| ૫ | ઝાલ અને રૂદાબેહ ... ... . .<br>રૂસ્તમનો જન્મ | ,, |
| | **કિયાંનિઆંન વંશ.** | ઇસ્વી સન પુર્વે ૭ હજાર વરશનો જમાનો ધારવામા આવે છે.* |
| ૬ | રૂસ્તમ અને સોહરાબ ... ... ...<br>બાપને હાથે કતલ થયલો દીકરો | ,, |
| ૭ | શિયાવક્ષ અને ફ્રિરંગીજ . ... ...<br>કોલ ખાતર આપેલો જાન. | ,, |
| ૮ | બેજન અને મનીજેહ ... ... ... .<br>બીવફા કે બાવફા | ,, |
| ૯ | કયે ખુશરૂનુ નજર ગયેબ થવું. ... ... .. | ,, |
| ૧૦ | ગુસ્તાસ્પ અને અર્જાસ્પ ... ... ...<br>જરથોશ્તી દીનનુ જાહેર થવુ. | ,, |
| ૧૧ | ગુસ્તાસ્પ અને અસ્ફ્ન્દીયાર ... . ...<br>પેગમ્બર જરથોસ્તનુ મરણ. | ,, |

* કિયાની વંશનો જમાનો જો બરાબર માલમ પડે, તો પેગમ્બર જરથોસ્તનો જમાનોબી નકકી થઇ શકે કેટલાક વિદવાનો પેગમબર જરથોસ્ત સાહેબનો જમાનો ઇ૦ પુ૦ ૭ હજાર વરસ ઉપરનો જણાવે છે. જો તેમ હોય તો કીયાની વંશના અમલનો જનમ તેટલોજ પુરાણો ગણાવો જોઇયે, (કરતા)

| | | |
|---|---|---|
| ૧૨ | રૂસ્તમ અને અસ્ફન્દીયાર... . . ..<br>અસ્ફન્દીયારનુ મોત. | ઇસવી સન પુર્વે ૭ હજાર વરશનો જમાનો ધારવામાં આવે છે |
| ૧૩ | રૂસ્તમ અને શઘાદ . . .<br>રૂસ્તમનુ ગુજર પામવુ | ” |
| | **હખાંમનો વંશ** | ઇ૦ સ૦ પુ૦ ૪૦૪–૩૫૯ ને શુમારે. |
| ૧૪ | રાણી હોમાય .. . .. ...<br>ધોબીને હાથે પળાયલા પાદશાહની રાણી માતા | |
| ૧૫ | દારા અને સિકંદર ... ... ... ...<br>પ્રખ્યાત તવારીખિ લડાઇઓ<br>હખામનિયન શાહનશાહતની પાયમાલી.<br>ઇરાનના મહાવીરનુ મરણ-અરબેલાનુ જંગ . | ઇ૦ સ૦ પુ૦ ૩૩૧ તા૦ ૧લી ઓકટોબર |
| | **અશ્કાંની વંશ.** . | A D<br>ઇ૦ સ૦ |
| ૧૬ | અર્દવાન અને અર્દશીર . ... ...<br>ત્રાંબાનો જમાનો | ૨૧૫-૨૨૭ અર્દવાન મારયો ગયો તા૦ ૨૮ એપ્રીલ ૨૨૭ |
| | **સાસાંનીઆંન વંશ.** | |
| ૧૭ | અર્દશીર બાબેકાન . .. .. ...<br>માઝદીયસ્ની દીન-ધર્મનુ સજીવન થવુ. | ઇ૦ સ૦ ૨૨૭–૨૪૨ |
| ૧૮ | શાહપુર ઝુલ અકતાફ ... .. ...<br>સબજતો પારસી શાહનશાહ<br>આરબોનો જીવલેણ દુશ્મન | ઇ૦ સ૦ ૩૦૯–૩૭૯ |
| ૧૯ | બેહરામ ગુર ( ભાગ ૧ લો ) . ..<br>યઝદજર્દ (‘અથીલ’)<br>કુજાને કબ્જ કરનાર | ઇ૦ સ૦ ૩૯૯–૪૨૦ |
| ૨૦ | બેહરાંમ ગુર (ભાગ ૨ જો) .. ... ...<br>તેણે હિન્દી સરઝમીનમા કરેલા મહાન પરાક્રમો | ઇ૦ સ૦ ૪૨૦–૪૪૦ |
| ૨૧ | નોશેરવાન આદેલ ... . ... ...<br>મહાભારત યુધ્ધો કરનાર ફતેહમંદ પારસી પાદશાહ | ઇ૦ સ૦ ૫૩૨–૫૭૯ |
| ૨૨ | શાહજાદો નુશજાદ . .. ... ...<br>નોશેરવાંનની પ્રીરતી રાણીનો દીકરો | ” |

| | | |
|---|---|---|
| ૨૩ | ખુશરૂ પરવીઝ ( ભાગ ૧ લો )<br>સુરવીર સાસાની શહેનશાહની ચહડતી–પડતીનો ચિતાર<br>સુલતાની આફતની શરૂઆત<br>ચાર વરશમા ૧૧ પાદશાહો. | ઇ૦ સ૦<br>૫૯૦–૬૨૮ |
| ૨૪ | ખુશરો પરવીઝ ( ભાગ ૨ જો ) ... ... ..<br>ખુશરો–શીરીન<br>પાક મહોબત ઉપર જાનનો ચદકો.<br>દીકરાએ કરાવેલુ બાપનુ ખુન | ,, |
| ૨૫ | તખ્તે-તાકદિસ ... ... . .. ...<br>તાકે કસરાની ઉતપતીની હકિકત | |
| ૨૬ | યઝદઝર્દ શેહરિયાર ... ... .. ...<br>પારસીઓનો છેલ્લો પાદશાહ. | ઇ૦ સ૦<br>૬૩૨–૬૫૧ |
| ૨૭ | 'કુહે-ગંબ્ર'<br>યાને<br>આતશની સેતાયશ કરનારા જરથોશ્તીઓ. | |




## દારે-ફાંની.

જમાનાની રેલ માહે ઘસડાઇ જગત,
થર્યા તાનમે ફુલ તણાઇ જપત.
ગયા શાહોના કાંહ તાજો-તખત
ગયો કિયાનીઓનો કહા તે વખત
ગયા કાહ પ્યારા દિલાવર સવાર,
ગયા કાહ ન્યાગાનો જગ આસ્કાર.
ગયા કાહ હકીમો ભરમ જાણુકાર,
ગયા કાહ તવારીખનવેશ યાદગાર
ગઇ કાહ કોમળ હુરી નાજનિન,
સરોદે મનોહર માહે ઝમિન
ગયા કાહ કિર્તી ભરેલા મહાન,
ગયા કાહ જે લડતા સિહની સમાન.
સુતા તે જઇ સૌ મળી ખાકમા,
બિછાના થયા મિટ્ટી-એ-પાકમા.
સિવા જેણે નેકી કિધું ના કઇ,
રહ્યો તેજ જીવતો ખલકમે અહી.

* * •

ઉમર બહુ ગુમાવી કરી બહુ તરગ,
ગયા સૌ સાથીઓ છોડીને સગ
જશે તુબી દુનિયા તજી એક દન,
નથી તારૂ ફાંની કાયમ વતન
વખન રગ રાગે કિધો બહુ પસાર,
નહી દીન રહ્યા તે ઓ પરવરદેગાર.
ગયા ફુલ જવાંની 'ને જોબનના દન,
દિસે આજ ડોળા ઘૂરકતુ કફન
અરે ધન જોબન કદી ના ઠરે,
જવાની ઉતરતાજ જોબન મરે
ગુલ 'ને ગુલાબો કરમઇ ગયા,
જગલી ધતુરા ફુલઇ રહ્યા
થયા ફુલ દાનાવ દુનિયાથી દુર,
જીવતા જગતમે રહયા બેશહુર.
ભલા ભાઇ ના કર તુ દોડધામ,
પનકમા જવુ છોડી છે આ મુકામ

કરતા

## સ્વસંતાપ

જયારેબી મનમા કરૂછું વિચાર,
થયાં સાલ કિર્તન કરતા [1]અઢાર.
મહેફીલે હમદીન મલે છે હઝર,
મહિમા ખીલે છે [2]નોરૂજ બહાર

અફસોસ! એ મહિમા અને દોડધામ,
અફસોસ! મોસંમે મુકતાદ તમામ.
મુજ વન કંઇએક થાશે પસાર,
મુજ વંન ખિલશે ફરસે બહાર.

કંઈએક [3]આદર મુજ વંન જશે,
કંઈએક [4]આવા મુજ વન થશે.
કઇએક વહેશે ખોદાદ સાલ,
કહો કોણ કરશે માહરો ખિયાલ!
કહા મારી મિટ્ટી હશે ખાકમા,
પડેલો હું હોઈશ કઈક લાખમા.

૧. ઇ૦ સ૦ ૧૯૧૭ મા કિતન કરવાની પેહલ કીધાને વીસ સાલ થશે.

૨. ૩, અને ૪. નવરોજ, આદર યજનનુ પર્વ, તથા આવા યઝદના પર્વના દિગામો ઉપરાત આગલાં સાલોમા જરથોશ્તી તેહવારો પ્રસગે હમેશાં મારાં કિર્તનો રજુ થતા હતા, જે પ્રસગે મોટી સંખ્યામા હમદીન બાનુઓ તેમજ ગ્રહસ્થોની મેહરીલ મળતી હતી 'રચનાર'

(સંપુર્ણ શાહનામા પાનુ ૩૦૮)

## ફીરદોસીની તારીફમાં પુર્વના જાણીતા શાએરોના સુખન.



**શાએર અનસરી:**

આફ્રીન બ રવાને ફીરદોસી,
ઑન હોમાયુન નેહાદ ફરખુન્દેહ.
ઉ ન ઉસ્તૉદ બુદ વ મા શાગેર્દ,
ઉ ખુદાવન્દ બુદ વ મા બન્દે

તરજુમો –
આફરીન હોજો તું પર હંજાગે હજાર,
ઓ રોશન .રવા ફિર્દોસી નેકકાર
તુ ઉસ્તાદથી બહેતર હતો નેકનામ,
તુ માલેક હમારો હતો, હમ ગુલામ

**શાએર નિઝામી:**

સખુન ગુયે દૉનાએ પીશીને તુસ,
કે ઑરાસ્ત રૂએ સખુન ચુન અરૂસ

તરજુમો –
વતનદાર હતો તે કવી શેહરે તુસ,
સખુનનો અજબ કીધો સમાર ખુશ

**શાએર શયખ સાદી:**

ચે ખુશ ગોફ્ત ફીરદુસીએ પાકઝાદ,
કે રહમત બરૉન તુર્બતે પાક બાદ

તરજુમો –
સરસમા સરસ છે ગયો કહિ વાત,
ઓ નેક ફીરદોસીએ પાકઝાદ
દરુદ તુજ તુર્બત ઉપર હજાર,
ચિતારી ગયો બેનમુન તુ ચિતાર.
(કરતા)



# શાહનામુ અને ફીરદોસી.



અગર જો શાહનામા જેવી કિતાબ રચાઇ હોતે નહી, તો પારસી કોમના પાદશાહો, પેહલવાનો અને તેમના નિયાગાનોની તવારીખની નોંધ, જે આપણ આજે જાણુવા પામ્યા છીયે, તે આપણ કદીબી જાણવા પામતે નહી, અને તેમના મહાન પરાક્રમો સુધરેની દુનિયામા આજે કદીબી જાહેર થવા પામતે નહી.

આ શાહનામા કિતાબનો રચનાર ફીરદોસી નામનો એક ઇરાનનો શાએર હતો, જેણે પારસી કોમના પુર્વ કાળમા થઇ ગયેલા પેશદાદી, કિયાની અને સાસાની વંશના પાદશાહો અને પેહલવાનોની કિરતી, અને તેમની કારકિંદીના હેવાલોની હકિકત ફારસી જબાનમા બેતબાજીમા રચી, સુધરેલી દુનિયાને તે સપુરદ કરી, એક મહાન પ્રજાની કિરતી તે અંમર રાખી ગયો છે

## ફીરદોસી એક તખલ્લુસ

આ મહાન શાએરનુ જનમ નામ અબુલ કાસીમ મનસુર હતુ તેના બાપનુ નામ એહમદ હતુ ફીરદોસી એ તેનો તખલ્લુસ યાને *nom-de-plume* હતો

આ તખલ્લુસ મનસુરે કેવી રીતે સંપાદન કીધો, તે વિશે કાંઈ ચોક્કસ લખાવટ મલતી નથી. એક લખાવટ એ તખલ્લુસના બાબમા એવી કેહવાય છે, કે મનસુરે મહામુદ શાહ ગઝનવીની દરબારમા અમુક બાબદ ઉપર ઘણીજ મનપસંદ બેતબાજી (નઝમ) રચ્યાથી મહામુદ શાહે ખુશી થઇ, દરબારમા જાહેર કીધુ, કે 'મરહબ્બા, મારી દરબારને તે મીસ્લે 'ફીરદોસ' રોશન બનાવી છે' કેહ છે કે આ 'ફીરદોસ' શબ્દ મનસુરને કાને પડતાજ, તેણે પોતાનો તખલ્લુસ 'ફીરદોસી' ધારણ કીધો હતો તુસી એ નામ તેના વતન તુસ ઉપરથી તેની અટક યાને ઓળખાર તરીકે જણાયલુ છે

## બાસ્તાંન નામુ.

### ફીરદોસીએ શાહનામું શા આધારે રચ્યું.

એવુ કહે છે, કે 'બાસ્તાન નામુ' એવે નામની એક કિતાબ સાસાની પાદશાહોના[1] જમાનામા, ખાસ કરીને પાદશાહ નોશીરવાંન આદેલ[2] કે જેને ઇરાંન સરજમીન ઉપર થઇ ગયેલા આગલા પાદશાહોની હકિકતની તવારીખ જાણુવાનો અને તેને જાળવી રાખવાનો ઘણોજ શોખ હતો, તેના જમાનામા હસ્તી ભોગવતી હતી[3] એ બાસ્તાન

---

૧. સાસાનીઆંન વંશના પાદશાહો, ઇરાનમા 'અશ્કાનીઆન' વંશની પાદશાહી પછી રાજ કરી ગયા હતા સાસાની વંશનો અમલ અર્દશીર બાબેગાનથી શરૂ થયો હતો અર્દશીર બાબેગાને એ વંશની સ્થાપણા કરી હતી, અને એ પેહલો સાસાની પાદશાહ હતો

૨. નોશીરવાન આદેલ સાસાનીઆંન વંશનો ૧૯ મો પાદશાહ થઈ ગયો હતો

૩ નોશીરવાન આદેલને આગલા પાદશાહો અને પેહલવાનોની તવારીખ મેલવવાનો એટલો બધો શોખ હતો, કે તેને માટે મોટા ખરચે તે દેશ પરદેશ જાણકાર ઉસ્તાદોને તેવી તવારીખની હકિકત મેલવી લાવવા રવાના કરતો હતો, અને તેઓ મારફતે જેબી વિગતો મલતી, તેનો સંગ્રહ કરી તે પોતાના કિતાબખાનામા જાળવી રાખતો હતો

નામુ પેહલવી ભાશામા લખાયલુ હતુ એ બાસ્તાન નામાને આધારે ફીરદોસીએ પોતાનુ શાહનામુ લખ્યુ હતુ

## બાસ્તાંન નામુ.

પણ આગલ વધવા આગમચ, આ પ્રખ્યાત કિતાબ બાસ્તાન નામા વિશે કાઇંક જાણુવુ જરૂરનુ છે પાદશાહ નોશીરવાન આદેલે જમાવ કરેલી તવારીખના કકડા–ભુકનાનો સગ્રહ પોતાના કિતાબખાનામા જે કીધો હતો, તે જયારે પાદશાહ યઝદેઝર્દ શેહરીયાર[1] ઇરાનની ગાદી ઉપર આવ્યો, ત્યારે તે સઘલો તવારીખી સગ્રહ તેને હાથ ગયો હતો યઝદેઝર્દે આ તવારીખનો સગ્રહ

## દાનેશ્વર દેહકાંન

નામના એક જાણીતા અકાબરને સ્વાધીન કીધો, એવી ફરમાસ સાથે કે એ સગ્રહને સીલ સીલાબધ તવારીખ રૂપે ગોઠવી, તે એક દફતર બનાવે આ દાનેશ્વર દેહકાન, મદાયન (તેસીફુન) શેહરનો એક આગેવાન અકાબર અને કાબેલ શખ્સ હતો એ દાનેશ્વર દેહકાને, પાદશાહ કઇઓમરસની[2] પાદશાહીની શરૂઆતથી, સાસાનીઆન વશના પાદશાહ ખુશરો પરવીઝ ની[3] આખરી સુધીની તમામ હકિકત, સીલ સીલાબધ ગોઠવી હતી

એ સઘલી તવારીખ પેહલવી[4] ભાશામા લખાઇ હતી, અને એ કિતાબનુ નામ બાસ્તાન નામુ આપવામા આવ્યુ હતું.

## ઇરાંન સર જમીનને લાગેલી જમાનાની નઝર.

જમાના, જમાના, અરે બેકિનાર,
કિધુ તુએ ઇરાન કા ખારઝાર.
જમાના, જમાના, ઓ બેકદર,
કિધી પેશદાદી ખતમ બેખતર.
જમાના, જમાના, ઓ બેરહમ,
રાખી નહી કયાનિઓની શરમ
નહી તુ થયો કોઇનો આશના,
કિધા તે હખામીનીઓને ફના

અરે ઓ જમાના બની બેશરમ,
કિધી તુએ સાસાંની શાહી ખતમ.
લુટિ એશ અસરત, લુટી સર ઝમીન,
લુટીયુ વતન પારસી નામચીન.
જમાનાની તુંને લાગી નઝર,
કિધુ તુએ ઇરાન ઝીરોઝબર.
થયાં સાલ એ વાતને કઇ હજાર,
લખે કોણુ તવારીખ જગ આશકાર.

---

૧ યઝદેઝર્દ શેહરીયાર સાસાનીઆંન વશનો પારસીઓનો છેલ્લો પાદશાહ હતો એના વખતમા અરબ લોકોએ ઇરાંનનુ રાજ જીતી લીધુ હતુ, અને પારસી શાહનશાહતની આખેરી આવી હતી.

૨ ઇરાન સર જમીનનો પેશદાદીઆંન ટોલાનો એ સહુથી પેહલ્લો પાદશાહ હતો એને પાહડો ઉપર રાજ ચલાવ્યુ હતુ એના વખતમા લોકો પોશાક તરીકે ચામડાં તથા ઝાડોના પાતડાં ઓઢતાં, તેમજ વનસ્પતીનો ખોરાક તરીકે ઉપયોગ કરતા હતાં

૩ ખુશરો પરવીઝ સાસાનીઆન વશનો એકવીસમો પાદશાહ હતો. એ પાદશાહ નોશીરવાંન આદેલનો નબીરો હતો દુનિયાની તવારીખમા પ્રસિધ્ધ થાયલી ખુબસુરત શીરીન એની રાણી હતી, જેની મોહબતનું દાસ્તાન જગ પ્રસિધ્ધ સાહિત્યમા જાણીતુ થયલુ છે

૪ સાસાંનીઆન વશના પાદશાહોના અમલમા ઇરાંનમા પેહલવી જબાંન બોલાતી હતી.

## ઇરાન અને અફગાનીસ્તાંનમા શાહનામું.

ઇરાની પેહલવાનોની હકિકતો અને ઇરાની પાદશાહોની જીંદગીની કથાઓ ફીરદોસીના જમાનામા, ઇરાન અને તેની અતરાફમા આવેલા ગામોમા ઘણાકોને મોહોડે બોલાતી હતી જયા એક વખત જરથોસ્તી ધરમ ફેલાયલો હતો, જયા ગાનેઆની ધજા ફડકતી હતી, અને જયા પારસી પાદશાહી ચાલતી હતી, ત્યા ફીરદોસીના વખતમા જો કે પેગબર મહમદનો વાવરો ઉડતો થયો હતો, તોપણુ કિયાની પાદશાહો અને પેહલવાનોના પરાક્રમોની બાપદાદેથી ઉતરી આવેની વારતાઓ, તે લોકોમા સારી રીતે બોલાતી હતી

જોહાક અને ઇબ્લીસ, જોહાક અને જમશેદ, અને રૂસ્તમ અને સોહરાબના કિસ્સાઓ, લોકોને સારી રીતે જાણીતા હતા, એમ એક આરમિનીયન[1] લખનાર લખી ગયો છે એ સઘલા તૈયાર દાસ્તાનો, ફીરદોસીએ એકઠા કીધા હતા એ સઘલા દાસ્તાનોને ભેગા કરી, ફીરદોસીએ પોતાની કાબેલીયતથી તેને એવી રીતે કવિતાઇ ચિતાર આપ્યો, કે જેમ તેના વખતમા તેમજ તેના મરણ પછી, નવ સદી વહી ગયા છતા, ઇરાન અને અફગાનીસ્તાનમા તેની શાહનામાની કિતાબ ઘણાજ શોખથી આજ સુધી વચાતી રેહી છે. આજે પણુ તેનુ રૂસ્તમ અને સોહરાબનુ કરૂણારસ (tragic) દાસ્તાન વાચી યાને સાંભલી, મોટા તેમજ નાહનાંઓની આંખોમાથી આસુ વેહતા જણાય છે.

## ઇરાની દાસ્તાંનોનુ પાંચમી સદી આગમચનુ પુરાતનપણુ. બાસ્તાંન નામુ

પણુ કિયાની અને પેશદાદીયાન દાસ્તાનોને ભેગા કરવાનુ કામ, ફીરદોસીની આગમચ ઘણાકોએ કરવા માંડયુ હતુ. સાસાનીયાન જમાનામા એવી તજવિજ બે વખત થઇ હતી ઇસવી સન ૧૪૨૫ ના જમાનામા, તૈમુર પાદશાહના નબીરાએ જુદા જુદાં સાધનો ઉપરથી એવા દાસ્તાનો એકઠા કરી, તેની એક નકલ તઇયાર કરાવી હતી. પણુ તેની આગમચ ખોરેનના મોઝીસ નામનો એક આરમિનીયન લેખક, જે ઇસવી સનની પાચમી સદીમાં થઇ ગયો હતો, તે અસલી ઇરાનની શાહી તવારીખો ને લગતી ઘણીક વારતાઓ જાણતો હતો ઇરાનની એવી વારતાઓ, જો મજકુર ખોરેન પાચમી સદીમા જાણતો હતો, તો તે ઉપરથી માલમ પડે છે, કે પાચમી સદીની આગમચ ઇરાનની વારતાઓ, મજકુર લેખક ખોરેને યા તો લોકો તરફથી સાંભલી હોય, યા તો તેણે કોઇ કિતાબમા વાચી હોય

## ઇરાંની દાસ્તાંનો છઠી સદીમાં એકઠાં કરવાની કોશેશ.

ઇરાની દાસ્તાનો ભેગા કરવાની કોશેસ જેમ પાચમી સદીમા થઇ હતી, તેમ છઠી સદીમા એ દાસ્તાનોને એકઠા કરવાની કોશીસ કરનાર સાસાનીયાન પાદશાહ નોશીરવાન આદેલે કરી હતી એ આગલ જણાવ્યા પ્રમાણે, એવી વારતાઓ ભેગી કરવા માટે નોશીરવાન આદેલે દેશ પરદેશ પોતાના કાબેલ માનસોને મોકલાવી, તેમની

---

1 ખોરેનના મોઝીસ (ડા૦ મોદી)

પાસથી એકઠી કરાવી, તેને એક કિતાબના આકારે રેચાવી હતી, અને તે કિતાબ પોતાના પાદશાહી દફતરખાના (લાઇબ્રેરી)મા મુકાવી હતી

નોશીરવાન આદેલ પછી, યઝદેઝર્દ શેહરિયારે એવીજ કિસમની કોશેસ કરી હતી. દાનેશ્વર નામનો એક દેહકાન, જે મદાયન (તેસીફુન)મા રેહતો હતો, તેને એ કામ પાદશાહ યઝદેઝર્દે સોંપ્યુ હતુ. એ દાનેશ્વરે કયોમર્સથી ખુશરો પરવીઝના રાજ સુધીની તમામ તવારીખ સોલ સીલાબંધ લખી કાહાડી, અને તેમા કાંઇ ભુલચાલ કે કાંઇ અધુરૂ રેહી ગયુ હોય, તે બીજા કાબેલ બુજોર્ગોની સાથે મસલત કરી, સુધારો વધારો કીધા પછી એક કિતાબ આકારે લખી, તે પાદશાહ યઝદેઝર્દને સ્વાધીન કીધી, અને યઝદેઝર્દે તે કિતાબ પોતાના કિતાબખાનામા મુકાવી હતી. એ પુસ્તક માટે શાએર ફીરદોસી પોતાના દિબાચામા ઇશારો કરે છે

## ખુદાએ નામુ કે બાસ્તાન નામુ.

પણ આ પ્રખ્યાત પુસ્તકના નામના બાબમા એક ગુચવાડો ઉભો થવા પામ્યો હતો દાનેશ્વરે રચેલાં એ પુસ્તકને યઝદેઝર્દે પોતાના કિતાબખાનામા રાખવાનુ ફરમાન કીધુ, અને તેને "ખોદાએ નામા" ને નામે ઓલખાવ્યુ પણ એજ 'ખોદાએ નામા'ને, પાછલથી કેટલાક લખનારાઓ 'બાસ્તાન નામા'ને નામે ઓલખાવી ગયા છે [૧]

## ખુદાએ નામાની ઉત્પત્તી. ફીરદોસીએ પોતાના પુસ્તકને 'શાહનામા' નામ આપવાનુ કારણ

દેહકાન દાનેશ્વરે એ પુસ્તક પેહલવી ભાશામા લખ્યુ હતુ એ પેહલવી ભાશા સાસાનીયાન પાદશાહોની દરબારી ભાશા હતી દાનેશ્વરે લખેલા એ પુસ્તકનુ નામ 'ખુદાએ નામે' હતુ 'ખુદાએ નામા'નો અર્થ પાદશાહોની ચોપડી' થાય છે દાનેશ્વરે પોતાના એ પુસ્તકનું નામ 'ખુદાએ નામે' શા માટે આપ્યુ, તેનો સેહજ ખુલાસો થવો ઘટે છે 'ખુદા' એ શબ્દ ફક્ત પરવરદેગાર, જગતના પેદા કરનારનેજ લગાડવામા આવે છે પણ સાસાનીયાન જમાનામા 'ખુદા' શબ્દ 'શાહો અને પાદશાહો' માટેજ વપડાતો હતો દાનેશ્વરે એટલા માટે પોતાના પુસ્તકમા આગલા જમાનાના પાદશાહોને લગતાં વિવેચન લખેલા હોવાથી, તેણે પોતાના એ પુસ્તકને 'ખુદાએ નામે' એવુ નામ આપ્યુ પણ ફીરદોસીએ એ ઉપરથી પોતાના પુસ્તકનુ નામ 'ખુદાએ નામુ' નહી આપતા, 'શાહનામા' નામ આપ્યુ એનુ એક કારણ એ હતુ, કે પારસી શેહનશાહત પડી ભાગ્યા પછી, અરબ લોકોની પાદશાહી ઈરાનમા ચાલુ થઇ હતી, ત્યારે 'ખુદા' શબ્દ ફક્ત પરવરદેગારને માટેજ બોલાતો હતો એ અર્થને અનુસરીને શાએર ફીરદોસીએ પોતાના પુસ્તકનુ નામ શાહનામા આપ્યુ હતું

## અરબોના હાથમાં દાનેશ્વરનુ પુસ્તક કેવી રીતે ગયુ ?

ઇસવી સન ૬૪૧ના સાલમા પાદશાહ યઝદેઝર્દ, નેહાવદની લડાઇમા આરબોને હાથે પોતાનુ રાજ, તાજ અને કાવેઆની ઝુંડો ખોઇ પરાગદે થયો, અને તેનો શાહી ખજાનો અને તમામ માલ મીલકત અરબોએ લુટી લીધા, તેમા દેહકાન દાનેશ્વરે

૧. જુવો ડા૦ જી૦ જ૦ મોદીનુ શાહનામુ અને ફીરદોસી.

રચેલુ ખુદાએ નામુ પણ લુટાઇ ગયુ હતુ સાદ વકાસ, જેણે એ લડાઇ ફતેહ કરી હતી, તેણે એ ખુદાએ નામુ ખલીફ ઉપર મોકલાવ્યુ ખલીફે એ કિતાબ, જે પેહલવી ભાશામા લખાયલી હતી, તેનો અરબી જબાનમા તરજુમો કરાવ્યો હતો

## ખુદાએ નામાનો અરબી તરજુમો કરનાર એક વટલી ગયેલો જરથોશતી.

એ ખુદાએ નામુ જયારે અરબોને હાથ ગયુ, ત્યારે તે કિતાબ પેહલવી જબાનમા લખાયલી હોવાથી, ખલીફને તે માહેની બાબદ જાણવાની ઘણીજ કાળજી થઇ તેણે એ કિતાબનો અરબી જબાનમા તરજુમો કરવાનુ કામ, એક વટલી ગયલા જરથોશતીને સ્વાધીન કીધુ હતુ એ વટલી ગયલા જરથોશતીનુ નામ અબદલ્લા એબને અલ મોકફ્ફા[૧] હતુ જો કે એ જરથોસ્તી ઇસલામી ધેરમમા વટની ગયો હતો, પણ બાતેનમા તે પોતાના બાપીકા જરથોસ્તી ધર્મને માનતો હતો

શાહનામા અને બીજા સઘલા પુસ્તકો આ પુસ્તકને આધારે રચાયલા જણાવવામા આવે છે એ અરબી તરજુમાની કિતાબને સઇર-ઉલ-મુલુકનું નામ આપ્યુ હતુ

## ખુદાએ નામા ઉપર પડેલી લુટ. તેની મુલતાંની સરજત.

ખુદાએ નામાનો અરબી જબાનમા તરજુમો કરનાર, પેલા વટલેલ જરથોસ્તીએ જયારે ખલીફને પેશદાદી પાદશાહોની રાજનિતી અને તેમના કાયદા કાનુનો વિગેરે અરબી જબાનમા સમજાવ્યા, ત્યારે ખલીફને તે એટલા બધા તો પસદ પડયા, કે તેનો અરબી ભાશામા બોલેબોલ તરજુમો કરવાનો તેણે હુકમ કીધો પણ કિયાની ઓના દાસ્તાનોની હકિકત રજુ કરતા, જાલ અને રૂસ્તમની કાહાણી, અને સીમુર્ગ વિશે, તેમજ ખુરશેદ અને આતશની સેતાયેશ વિશે જયારે તેણે જાણ્યુ, ત્યારે તેણે હુકમ કીધો, કે એ કિતાબ વાચવા લાયક નથી

## ખુદાએ નામાનુ હબસી પ્રજાના હાથમાં જવુ.

એવી રીતે ખુદાએ નામાની સરજત નક્કી થઇ ખલીફે એ કિતાબ રદ કીધા પછી, કોઇ એક અરબના હાથમાથી, તે હબસીઓના મુલક એબીસીનીઆમા વસતા કોઇ અરબના હાથમા ગઇ તે અરબે હબસીઓના મુલકના પાદશાહને તે કિતાબ ભેટ આપી હબસીના પાદશાહના હાથમા દાનેશ્વર દેહકાનનુ ખુદાએ નામુ ગયા પછી, તેની સરજતમા એક નવો ફેરફાર થયો ખલીફે જે કામ નહી કરાવ્યુ, તે કામ એ હબસીના પાદશાહે કીધુ, યાને હબસાનના પાદશાહે ખુદાએ નામાનો અરબી જબાનમા તરજુમો કરાવ્યો

## ખુદાએ નામાનું હિન્દુસ્થાનમાં જવુ.

એબીસીનીયાંથી દાનેશ્વરનુ પેહલવી ખુદાએ નામુ હિન્દુસ્થાનમા ગયુ પણ હિન્દુસ્થાનમા તે ઠરીઠામ થઇ પડયુ નહિ, કેમકે હિન્દુસ્થાનથી તે ઇરાનમા ખોરાસાનનો હાકેમ યાકુબ લઇસ, જે પુરાતન ઇરાનના પાદશાહ પેહલવાનોની વારતા એકઠી કરવાને,

૧ એનુ ખરૂ નામ રૂઝબેહ હતુ

ઘણોજ શોખીન હતો, તેણે ખુદાએ નામાનુ પેહલવી પુસ્તક હિન્દુસ્થાનમાથી[1] મગાવી, તેનો ફારસી ભાશામા તરજુમો કરાવ્યો દાનેશવરના પુસ્તકમા ખુશરો પરવીઝના અમલ સુધીનીજ બાબત લખી હતી, પણ હવે યાકુબ લઇસે ફરમાવ્યુ કે, ખુશરો પરવીઝના અમલ પછીની બાકી રેહલી હકિકતનો તે પુસ્તકમા સમાવેશ કરવો, અને તેમ કરવા માટે ખુશરો પરવીઝના રાજથી, યઝદેઝર્દ શેહરીયારે પોતાની પાદશાહી ખોઇ, ત્યા સુધીની બોનાનો અદર ઉમેરો કરવો[2] જણાવવામા આવે છે કે, આ ફારસી પેહલવી તરજુમો કરનાર ચાર જને, દાનેશવરના પેહલવી ખુદાએ નામાના ફારસી તરજુમાને શાહનામુ નામ આપ્યુ હતુ

## શાએર દકીકીને શાહનામુ બેતબાજીમાં રચવાનો હુકમ થવો

એવી રીતે પેહલવી ખુદાએ નામાનો ફારસી તરજુમો થયા પછી, અને તેનુ નામ શાહનામુ અપાયા પછી, યાકુબ લઇસની હાકમી હી૦ સ૦ ૯૦૭ મા સામાનીઆન વંશના હાથમા ગઇ એ નવા વશને ઇરાની દતકથાઓ, અને ઇરાનની તવારીખી હકિકતો જાણવાનો, અને તેનો સગ્રહ કરવાનો શોખ હોવાથી, તે સવલાનો જમાન કીધો હતો. એ સામાનીઆન વશનો અબુ સલીહ મનસુર નામનો પાદશાહ, જે હી૦ સ૦ ૯૬૦ થી ૯૭૫ સુધીમા થઇ ગયો છે, તેના વજીરે, દકીકી નામના શાએરને ફરમાવ્યુ, કે દાનેશવરની પેહલવી કિતાબ ઉપરથી જે તરજુમો ફારસી જબાનમા યાકુબ લઇસે કરાવ્યો હતો, તે ફારસી તરજુમા ઉપરથી આખુ પુસ્તક બેતબાજીમા રચવુ

## શાહેર દકીકીને પસદ કરવાનુ કારણ. દકીકીનુ ખુન

ફારસી શાહનામાને તમામ બેતબાજીમા રચવાનુ કામ શાએર દકીકીને સોપવાનુ મુખ્ય કારણ એ હતું, કે દકીકી એક જરથોશ્તી હતો, અને તે જરથોસ્તી હોવાને લીધે, તેને બીજા શાએરો કરતા વધારે પસદ એટલા માટેજ કરવામા આવ્યો હતો, કે તે પોતાના નિયાગાનો તરફના ચાહને લીધે, તેમની કિરતીને તે પુરતો ઇનસાફ આપી શકે શાએર દકીકીએ પાદશાહ ગુસ્તાસ્પના રાજથી બેતબાજી રચવા માડી, પણ તેણે બે હજાર બયેતો નહી લખ્યા, તેટલા તેના એક ગુલામે તેનુ ખુન કીધુ, અને તે કુવખતે મારયો ગયો, જેથી શાહનામાને બેતબાજીમા રચવાનુ કામ ખોરબે પડ્યુ

## ગઝની વંશનો અમલ મહામુદ શાહ ગઝનવી.

શાએર દકીકીના મરણ સાથે સામાનીઆન વશવાલાઓની પાદશાહીમી ખતમ થઇ, એટલે કુદરતી રીતે શાહનામાને બેતબાજીમા રચવા અને રચાવવાનુ કામ પણ

---

૧ યાકુબ લઇસે દાનેસ્વરનુ પેહલવી ખુદાએ નામુ હિંદુસ્થાનમાંથી મગાવ્યું નહી હતુ, પણ ઇરાનમાંથીજ મેલવ્યુ હતુ (શાહનામુ અને ફીરદોસી ડા૦ જી૦ જ૦ મોદી)

૨ ફારસીમા તરજુમો કરવાનુ કામ યાકુબ લઇસે, ૨ ઉદ એબને મનસુર અલ મોઅમ્રી નામના શખસને સોપ્યુ, અને તેને મદદ કરવા માટે ૧ હેરાતનો તાજ બીન ખોરાસાની ૨, સીસતાનનો યઝદાનદાદ શાહપુર, ૩, નીશાપુરનો માહુ ઇબને ખોરશેદ, અને ૪ તુસનો સુલીમાન બીન બુરીન, એવે નામના ચાર ઇરાની વશના ઇરાની હતા. (શાહનામુ અને ફીરદોસી ડા૦ જી૦ જ૦ મોદી)

અટકી પડ્યુ. સામાનીઆન વંશની હકુમત પડી ભાગી, અને તેમની હકુમત ગઝનવી વંશના હાથમા ગઇ

ગઝની વંશનો મહામુદ, જે હિન્દુસ્થાનના ઇતીહાસમા મહામુદ શાહ ગઝનવીને નામે જણાઇ ગયો છે, તેનો અમલ શરૂ થયો. મહામુદ શાહ ગઝની જો કે એક ઇસનામી હતો, છતા તેને ફારસી જબાન વધુ પસંદ પડે, અરબી ભાશાનુ ચલન બંધ કરી, ફારસી જબાનને તેણે પોતાની દરબારી ભાશા બનાવી એ પાદશાહ ફારસી ભાશાનો ઘણોજ શોખીન હતો

## મહામુદ શાહ ગઝનવી-ઇરાંની વાર્તાઓનો પુજારી

પોતે ઇસલામી હતો, છતા ઇરાન દેશના આગલા પાદશાહ અને પેહલવાનોની હકિકત અને વાર્તાઓનો તે હદ બહાર શોખીન હતો અત્યાર સુધીમા ઇરાંની પેહલવાનો અને પાદશાહોની જે જે વારતાઓનો જમાવ થયો હતો, તે સઘલાને સંપુર્ણ કરી તેને બેતબાજી યાને નઝમમા રચાવવાનો તેને ઘણોજ શોખ હતો મહામુદ શાહના એવા શોખની ખબર જેમ જેમ ચોમેર જાહેર થતી ગઇ, તેમ તેમ તેની દરબારમા, દેશ પરદેશના કથકો એવા દાસ્તાનોની હકિકતો કથવા આવવા લાગ્યા, અને તેઓ કિમતી ઇનામ અકરામ મેળવવા લાગ્યા આ રીતે મહામુદ શાહ અસલ ઇરાનના પાદશાહો અને પેહલવાનોને લગતી હકિકતનો એક મહાભારત જંગી સંગ્રહ કરી શક્યો હતો, અને એ સઘળો સંગ્રહ બેતબાજીમા રચવા માટે, તે કોઈ બાહોશ શાએરની તલાશમા હતો

## મહામુદ શાહના સાત શાએરો

આ શાએરીના શોખીન શાહની દરબારમા, તે સમે તે જમાનાના સાત જાણીતા શાએરો ઘણાજ માનીતા હતા તેઓ શાએરીના સાહિત્યમા સાત સીતારા સમાન પુજાતા હતા તેઓ (૧) અનસરી (૨) ફરરૂખી, (૩) ઝયની, (૪) અસજદી, (૫) મનજગ (૬) ખુરરમી, અને (૭) તરમદીને નામે ઓળખાતા હતા.

## શાહનામાનુ કામ કોણને આપવુ ?

આ સાત શાએરોમાથી શાહનામુ તમામ બેતબાજીમા રચવાનુ કામ કયા શાએરને આપવુ, તેના વિચારમા મહામુદ શાહ ગુંચવાવા લાગ્યો આ ગુંચવાડાનો ઇલાજ તરીકે મહામુદ શાહે દરેક શાએરને શાહનામા માહેલી જુદી જુદી હેકાયત બેતબાજીમા રચવા આપી, અને જેની શાએરી વધારે દીલપસંદ માલમ પડે, તેને આખુ શાહનામુ રચવાનુ કામ સપુરદ કરવાનો પોતાનો વિચાર જાહેર કીધો આ ઠરાવની રૂએ શાએર અનસરીને ફાળે રૂસ્તમ અને સોહરાબનુ દાસ્તાન રચવાનુ કામ ગયુ હતુ

## અનસરીનો અલંકાર

શાએર અનસરીએ રૂસ્તમ સોહરાબનુ દાસ્તાન એવી તો સરસ ઇબારત અને અલંકારથી બેતબાજીમા રચ્યુ, કે મહામુદ શાહ તે સાભળી ઘણોજ ખુશ થયો, અને અનસરીને મહામુદ શાહે તમામ શાહનામુ બેતબાજીમા રચવાનુ કામ સપુરદ કીધુ

રૂસતમ સોહરાબના દાસતાન માહેની અનસરીએ જોડેલી જે બેતબાજી મહામુદ શાહને વધારે પસંદ પડી, તે રૂસતમે જ્યારે બીજી વારની કુસ્તીમા સોહરાબને જમીન ઉપર પટકયો, ત્યારે રૂસતમ જાણુતો હતો, કે સોહરાબ જમીન ઉપર પટકાયા પછી તે પડી રહેવાનો નથી, તે જોર કરી અબાદા પાછો ઉઠશે, તેથી રૂસતમે પોતાનુ આબદાર ખંજર કાહાડી, સોહરાબનુ જીગર તેજ ઘડી ચીરી નાખ્યુ તેજ ઘડી સોહરાબે એક જબરી ચીસ પાડી, હાય મારી, કેહ્યું કે.

| નઝમ | તરજુમો |
| --- | --- |
| સોહરાબ: | સોહરાબ: |
| હરૌન ગેહ કે તીશ્ને શુદી તો બખુન, | તરસ્યો થયો મુજ લહુનો તું જયાર, |
| બેયાલુદી ઈન ખંજરે આબગુન. | કિધું આલુદા ખંજરે આબદાર. |
| જમાને બખુને તો તીશ્ને શવદ, | તુંજ લહુનો જમાનો તરસતર થશે, |
| બઅન્દામે તો મુઈ દશ્ને શવદ. | બદન બાલ તારા ખંજર થશે. |

(કરતા)

## શાહનામાની સરજત.

પણ એટલુ છતા શાહનામુ રચવાનુ કામ અનસરીના નસીબમા સરજાયલુ નહી હતુ કુદરતે તે કામ ફીરદોસીને માટે રોજે અઝલથી અલાહેદુજ રાખેલુ હતુ, અને આખરે તે ફીરદોસીએજ રચ્યુ. ફીરદોસીએ શાહનામુ રચી દુનિયાને સપુરદ કીધું, ઇરાનના પાદશાહોની કિરતીને સજીવન કીધી, અને ઇરાનના પેહલવાનોની નામદારી દુનિયાની રૂ-બ-રૂ ખરા આકારમા પાછી જીવતી કરી આપી જરથોસ્તી કોમ ઉપર મોટી નવાજેશ કીધી.

કેવી રીતે શાએર ફીરદોસી શાહનામુ રચવા પામ્યો, અને મહામુદ શાહ ગઝનવી સાથ તે કેવી રીતે સમાગમમા આવ્યો, અને કેવી રીતે આ જગ પ્રસિધ્ધ પુસ્તક શાહનામુ તેણે ખતમ કીધુ, તે હવે ફીરદોસીના એહવાલ ઉપરથી જણાઇ આવશે



# ફીરદોસી તુસી

"કરાવશ હું ઇન્સાફ ત્યાં જઈને,
રહીશ વાટ જોતા ત્યાં રહીને.
મિનોઇએ થશે મારો ઇનસાફ હક,
ખોટી હું રહેવશ કયાંમત તલક"

(કરવા)

## ફીરદોસી–તેની જનમ ભુમી અને તેના બાપની ઓળખ.

જબા પર ધરૂં નામ યઝદાંન પાક,
કિધાં જેણે પયદા હવા, આબ, ખાક.
હવે કર 'રોશન' કિરતન ખલાસ,
ના બાંધ ગેતી ઉપર કાઇ આસ.
કસી સાલ પચીસ તક મે કલમ,
રચી શાહનામુ કીધું ખતમ

* * *

હવે હું કરું લઇ કલમ બાખુશી,
રચું હું કથન ફીરદોસી તુસી

* * *

ખોરાસાનમા[1] એક હતું તુસ[2] શેહર,
હતી જ્યાં આબો હવાની મેહર.
હતું તુસમા દિલપઝીર એક ગામ,
'શાદાબ'[3] હતું તેનુ મશહુર નામ
વસ્તો હતો ત્યા ગરીબ એક જન,
હતું નામ એહમદ[4] દાનેશમંદ

પેદરનુ વતન તુસ હતું દીલફરોઝ,
જનમ ત્યા થયો તો મુબારક રોજ.
તુસી[5] નામ તુસ શેહર પરથી થયું,
જગત આશકારા તે થઇ ગયું.
દિપે આજ હરગમ ચોખકમા,
સુખન મુળ પામે કચંનમા.
રચી તેણે અમર શાહી કિતાબ,
થયા શાએરો બિલકુલ લાજવાબ.
ન બુજે કલમની કદર કિરકણી,
ખતમ જીંદગી થઇ ગઇ રંકની.
હતો તે હાકેમનો બાગબા,
હુનરમદ પુરો બડો નેકખાં.
દિઠો ખાબ બાપે જનમ પેશતર,
રહ્યું તેનુ ખીલી ખુશીથી જીગર.

---

1 ઇરાનમા આવેલો ખોરાસાનનો મુલક. 2 તુસ ખોરાસાનના મુલકમાં આવેલુ એક શેહેર, જે નોઝર બીન મીનોચેહરના છોકરા તુસે વસાવ્યાથી, તે શેહરનુ નામ તુસ આપવામાં આવ્યું હતુ. 3 તુસ શેહેરની પડોશમા આવેલા એક ગામનુ નામ. 4 ફીરદોસીનો બાપ. 5. શાએર ફીરદોસીનો જનમ ખોરાસાનમા આવેલા તુસ શેહરના શાદાબ નામના ગામમા થયલો હોવાથી, એ તુસીના નામથી ઓળખાઈ ગયો છે દાખલા તરીકે એક શાએરે એની સિફતમા નિચલી બયેત રચી એનું 'તુસી' તરીકે ઓલખાવી ગયો છે

તરજુમો

"ચે ખુશ ગોફત તુસી સખુન હમચુ દૅર,
મુરબી બેચારા મુરબ્બા બેખેર"

સુખન મીરલે મોતી 'તુસી' ગણાય,
મુરબ્બી વિના નહિ મુરબ્બો ખવાય

(કરતા)

### ફીરદોસીના બાપે તેના જનમ આગમચ જોયલો સ્વપનો.

એક રાત એહમદ હતો ખાબમા,
જોતાજ પડીયો એતાબમા.
નઝર સામે તેણે દીઠો પીસર,
ચહડી તે ગયો એકદમ છટ[1] ઉપર.
ઉભો જઈ મથાલે બની બેફીકર,
કીધી કેબલા[2] ગમ ફરીને નઝર
પુકારો કરતો રહયો તોરથી,
પડઘા થતા'તા અતી જોરથી.
કલાંમો પુકારી રહ્યો સર-બ-સર,
સુણી તેનુ ધડકી રહ્યું ખુબ જીગર
જાગી તે ઉઠીયો, પહતા ફજર,
કહી આવી ખાઇએ મુબારક ખબરઃ
"અએ એહમદ ફકા કર હવે તારો ગમ,
બીબીએ બેટાને આપ્યો જનમ.[3]"
ખબર એ સુણી ખુશી તે થયો,
સકળ હાલ સપના તણો થઇ ગયો
નજુમી બડો એક હતો નામચીન,
મશહુર નામ હતુ શેખ નાજીબુદીન.
હકિકત તેને કહી ખાબની,
જણાવો તાસીર હવે આપની." (1)

### શેખ નજીબુદીનને ખાબની તાસીર કેહવી

શેખ નજીબુદીન એક જાણીતો રમલકાર અને સ્વપનાની તાસીર કેહનાર હતો. અહમદે જોયલો ખાબ તેણે એ રમલકારને ખુલાસા વાર જણાવી, તે ખાબની તાસીર જણાવવા તેને અરજ કીધી, શેખ નજીબુદીને તે ખાબની તાસીર કેહતા જણાવ્યું કે "તારો દીકરો એક મહાન શાએર થવો જોઇયે. તુંએ તારા છોકરાને મકાંનના છાપરા ઉપર ચહડી ત્યાથી ચોમેર પુકારતો જોયો, તેની તાસીર એ છે, કે તે કલામ કેહનારો એક મહાના શાએર થશે, અને તેના પુકારના પડધા જે તુએ સાંભલ્યા, તેની તાસીર એ છે, કે દુનિયાના સઘલા લોકો તેની શાએરી એક મતે ઉત્તમ પ્રકારની કબુલ રાખશે, અને તે ચોખંડમા પ્રખ્યાત થશે.(2)

### ફીરદોસીનો જનમ તેનું બચપણ.

આ સ્વપના પછી શાએર ફીરદોસીનો જનમ થયો હતો.[4]

ફીરદોસીનુ બચપણ અગર જો તપાસીશુ, તો માલમ પડે છે, કે કોઇબી રીતે તે નબળું નહી હતું. કેળવણી યાને શીખવાનો હુનર હાસલ કરવામા તે બચપણથીજ બાહોશી દેખાડતો હતો પોતાનો ફુરસદનો વખત, તે એક ચોક્કસ રમતમા ઘણીજ મોજ સાથ કહાડતો હતો. તેનું વતન તુસ, તુસ નામની નદીને કિનારે આવેલું હતુ. આ નદીમાથી વેહતાં પાણી, એક નેહેર મારફતે શેહરમાંથી પસાર થતા હતા આ નેહેરની પડોસમાજ ભવીશના શાએર ફીરદોસીનુ મકાન આવેલું હતુ આ નેહેરની આગળ ફીરદોસી રોજ પોતાની ફુરસદને વખતે જઇને બેસતો હતો, અને તેમાથી વેહતા પાણીથી તે પોતાના મનને રીજવી ગમત મેલવતો હતો (3)

૧. છટ યાને ધરનુ છાપરુ. ૨ મુસલમાનો મક્કાને પોતાના કેબલા તરીકે ગણે છે, મક્કા અરબસ્થાનની રાજધાની છે પેગમબર હજરત મહમદ એ મક્કા શેહરમાં ઇ૦ સ૦ ૫૬૯ મા જનમ્યો હતો. ૩–૪ એ ખબર ફીરદોસીના જનમની હતી. એના જનમ વીશે જુદા જુદા લખનારા એકમત થતા નથી મેં૦ મોહલ પ્રમાણે ફીરદોસીનો જનમ હીજરી ૩૨૯, એટલે ઇ૦ સ૦ ૯૪૧ મા થયો હતો,

ખીલતો હતો જયારે બચપણ બહાર,
જતો ફીરદોસી નેહેરને કિનાર
જોતો તે વેહતા નિરાત આબ,
સમજતો મજાહ મોટી મન બેહિસાબ
કબી નીર વેહતાં હતા જોરથી,
તુટી નેહર એકદમ જતી શોરથી
કદી ઘસડાતો નેહરનો કિનાર,
રચાવટ કરતો રચી ઘાસ-ચાર.
થતો તેથી દલગીર ફીરદોસ અતી,
ગમતમા તેની ખલલ બહુ થતી.
જોઇ નેહરની એ તરેહ દુરગતી,
કરતો તે મનમા હરેક યુકતી
બોલતો કે જો હુ બનુ ઝરદાર,
બધાવુ બધ આ નદિને કિનાર
પત્થર 'ને ચુનાનુ બધાવુ કાંમ,
મિટે નેહરની કુલ હરકત તમાંમ
અગર જો મને આપે રોજી ખુદા,
કરૂ એ મહારી ઉમેદ અદા.

ફીરદોસીની કેળવણી

ચતુર મન બચપણ ચુનન્દ હતુ,
હર વખત શીખવા આનન્દ હતુ
પહડી પુર ઈલમને ફાઝેલ થયો,
શીખી અરબ્બી કામેલ થયો.
થતા કુલ ઓ નમાઓ આજેજ તમામ,
અરબ્બી, પેહલવી[1] તણુ જોઈ કાંમ

ફીરદોસીની સસારી જીંદગી.

થયો પુર ઇલમને શિખી હુશિયાર,
કિધી શાદી તેણે, થયો બરકરાર
ઉમર સાલ વીસપર હતી સાતની,[2]
હકિકત નથી મલતી એ વાતની.

શાહનામુ લખવાની શરૂઆત

એવુ કેહ છે કે ફીરદોસીને તેની જવાન ઉમરથીજ ઇરાનના પાદશાહોની તવારીખ તમામ બેતબાજીમા સીલ સીલાબધ લખવાનો ઘણોજ શોખ હતો ફીરદોસી પાસે બાસ્તાન નામાની એક નકલ હતી, તે વાચતા ફીરદોસીને તે તમામ બેતબાજીમા રચવાનો ઘણોજ શોખ થયો પણ તે માહેલી તવારીખ કાઇ સીલ સીલાબધ નહી હતી, અને વળી સપુરણુભી નહી હતી પણ અતે પોતાના દીલની એ ઉમેદ ફીરદોસીએ પોતાના એક અંગત દોસ્ત મહમદ લશકરીને જણાવી આ મહમદ લશકરીએ ફીરદોસીને કહ્યુ, કે તેની પાસે ઇરાનના પાદશાહોની તવારીખના વરશોની નોધ વિગતવાર લખેલી છે, અને જો તે તમામ બેતબાજીમા બનાવવાની તેને ખાત્રી આપે, તો તે સઘલી

૧ ફીરદોસીએ અરબી અને પેહલવી ભાશાનો અભ્યાસ ૨૧ વરશ સુધી કીધેલો હતો, એમ એના પોતાના લખાણો ઉપરથી માલમ પડે છે એના ભાશાના જ્ઞાનથી બોલમાબો હેરત થતા હતા (ડા૦ જી૦ જ૦ મોદી) ૨ ફીરદોસી ૨૭—૨૮ વરશની ઉમર આગમચ પરણેલો હોવો જોઈયે, કેમકે તેને એક દીકરાનુ ફરજદ હતુ અને તે દીકરો ગુજર પામ્યો હતો, એવી નોધ તેને શાહનામાના એક ભાગમા લીધેલી જણાય છે નિચલી નોધમા તે પોતાના દીકરાની ઉમર ૩૭ વરશની અને પોતાની ઉંમર ૬૫ વરશની જણાવે છે

ફીરદોસી

મરા શસ્તો પ જો વરાસી ઓ હફ્ત,
નપુરસીદ અઝીન પીરી તનહા બરફ્ત

તરજુમો

મને સાલ પાસઠ, તુ ને સાડતીસ,
પિરીમા ન પુછ્યુ, ગયો તુ અજીઝ

(કરતા)

નોધ ફીરદોસીને આપી દેવા તેણે ખાએશ જણાવી. મહમદ લશકરીએ ફીરદોસીને હરેક રીતનું ઉત્તેજન આપવામા કાંઇબી ક્યાસ કરી નહી, અને તુરતજ તેણે પોતાની કિતાબ ફીરદોસીને સ્વાધીન કીધી તે પુસ્તક પેહલવી[1] ભાશામા લખાયલું હતું.

### શાહનામું લખનારને ઓલીયા શેક મહમુદ મશુકે દીધેલા આશીશ

આ પેહલવી કિતાબ પોતાના કબજામા આવ્યાથી, ફીરદોસીએ શાહનામું રચવાનો હવે નક્કી ઠરાવ કીધો.

ફીરદોસી પોતાનુ ધારેલુ કાંમ શરૂ કરે, તે આગમચ તે પોતાના શેહરમા રેહતા મહમુદ મશુક નામના એક પરહેજગાર બુજોર્ગ ઓલીયા પાસે ગયો આ પરહેજગાર પીર, પોતાનો સઘલો વખત ખુદાની ઇબાદત કરવામા ગુજારતો હતો, અને શેહરમા વસ્તા સઘલા નાહના અને મોટાં તેને માન અને વિસ્વાસની નજરથી જોઇ, તેના આશીશ લેવા, અને પોતાની નેક મુરાદ તેની આગલ જાહેર કરી, તેની દુવા માગતા હતાં આવા એક પરહેજગાર પીર પાસે ફીરદોસી ગયો, અને પોતે માથે લેવા ધારેલાં મહાભારત કાંમ વિશે પોતાની ખાએશ તેની આગલ જાહેર કરી, તેના ભલા આશીશ માગવા લાગ્યો (4)

તે ઓલીયા પીર મર્દે, ફીરદોસીને મોહોડેથી સઘલી હકિકત સાંભલી આશીશ દીધા –

સુણી શેક મહમુદ મશુકે વિગત,
કહ્યું ફીરદોસીને આપી ઉલટ
દુવા ચાહી દીલથી પીરે તમામ:
"ખુદા પાર પાડે એ તારૂં કામ.
શરૂ કર ધરી હામ એ નેકઝાદ,
બમેહરે ખુદા પાર પડશે મુરાદ.
શરૂ કર નઝમ[2] તું કસીને કલમ,
છે તારી પાસે રકમબંધ ઈલમ.
જબા ખોલ તારી જરાબી ન ડર,
શરૂઆત કર તું કસીને કંમર."(5)

એક બુજોર્ગ પીરાનપીરના એવા આશીશ મેલવ્યા પછી, અને મહમદ લશકરી તરફથી જોઇતા સાહિત્યને લગતી પેલી મશહુર કિતાબ મલ્યા પછી, ફીરદોસીએ પોતાની દીલની મુરાદ પ્રમાણે શાહનામુ લખવાની શરૂઆત કીધી. શાહનામુ શરૂ કરતાં ફીરદોસીએ સહુથી પહેલી શરૂઆત

### જોહાક[3] અને ફેરેદુન વચ્ચે ચાલેલી લડાઇ

વાલાં દાસ્તાનથી શરૂ કીધી. એ દાસ્તાન ફીરદોસીએ તમામ બેતબાજીમા રચવા

---

૧ એ પેહલવી પુસ્તક દાનેસ્વર દેહકાનવાલુ જુદાએ નામુ હતુ. ૨. નઝમ યાને બેતબાજી.

૩. જોહાક પેશદાદીયન ટોળાનો પાંચમો પાદશાહ હતો તે મરતાસ બીન તાઝી નામના એક અરબ પાદશાહનો દીકરો હતો. તેણે ઇબ્લીસના ફરેબથી, પોતાના બાપને દગલબાજીથી મારી નાખાવ્યો હતો. પાદશાહ જમશેદ સાથે એ જોહાકે લડાઇ કરી, તેનુ ઈરાંનનુ રાજ અને તખત લેઇ લીધાં હતા, અને ઈરાંનનો પોતે પાદશાહ બની ઈરાંનીઓ ઉપર તેણે મોટો જુલમ ગુજારયો હતો. એ જોહાકે આબતીન નામના એક નેક અને નિરદોશ શખ્સને મારી નાખ્યો હતો, કે જે ફરીદુનનો બાપ હતો. તે વખતે તેની બાનુ ફરાંનક હમેલદાર હોવાથી, અલબોરજ તરફ નાહસી, ત્યાં ફરેદુનને જનમ આપ્યો હતો. ફરેદુન મોટો થઇ, જોહાક ઉપર ચઢાઈ કીધી, તેમા તમામ ઈરાંની રઇય્યત સામેલ થઇ, અને જોહાકને કેદ કરી તેને દમાવંદ પાહાડ ઉપર કેદ કીધો, અને ફરીદુન ઈરાંનના તખત ઉપર બેઠો.

માડયુ હતું ફીરદોસીએ રચેલા એ દાસ્તાનની બેતોની ચરચા લોકોમાં થવા લાગી, અને તે બેતબાજી લોકોને ઘણીજ પસંદ પડી. એ બેતબાજીની ખુબીની તારીફ, તુસ શેહરના હાકેમ અબુ મનસુરને કાને ગઇ અબુ મનસુરે ફીરદોસીને બુલાવી તે બેતબાજી પોતે સાંભળી, અને તે પોતે તેથી ઘણોજ ખુશી થયો, અને ઇરાનની આખી તવારીખ નઝમ (બેતબાજી)મા રચવાનુ કામ ચાલુ રાખવા તેને તાકીદ કરી, પોતાથી બનતી દરેક મદદ તેને આપવાની મરજી બતાવી, જેને માટે ફીરદોસી નિચે પ્રમાણે લખેછે.

"ઉલટ એમ આપી બોલ્યો અઝીઝ,
ખુશી દીલ થયુ છે, સુણી તારી ચીઝ[1]
ન હરગેજ કરતો નઝમમા[2] કસુર,
મદદ મારી બેશક આપશ જરૂર.
જરૂરત મદદની પડે તુને જયાર,
સદા તારી ઉમેદ પાડશ હું પાર.
જતો ના તું હરગેઝ બીજા કણે,
સાંભલ કહુ છું જે કઈ તને"

## ફીરદોસીનાં મદદગાર તુસના હાકેમનું ગુજર પામવુ.

ફીરદોસી આ ભલા મદદગારની ઉલટને આધારે, શાહનામુ રચાવામા તુરત રોકાઇ ગયો મગર તેની કમનસીબી તુરતજ બરપા થઇ, અને તેનો ખરો કદરદાન દોસ્ત, તુસનો હાકેમ મનસુર મરણ પામ્યો એના મરણથી ફીરદોસી ઘણોજ દુખી થયો, અને તેના ગમમા ગીરફતાર થઇ તે વિલાપ કરવા લાગ્યો

## ફીરદોસીએ તુસના હાકેમ મનસુર માટે કરેલો વિલાપ.

"કદરદા ગયો ના કદર કઇ રહી,
કઝા મનસુરની ગજબ થઇ ગઇ.
મિસલ ઝાડ નેતર જેમ ઠરઠરે,
ધુ જે મુજ જીગર, આંખ આસુ ઝરે.
મને યાદ તેના હજી છે સુખન,
હજી તેનુ છે કાંનમા મુજ વતન
કે અર્પણ કરજે એ તારી કિતાબ,
કોઇ માલિકે-મુલક હસીનો-હબાબ."

પણ ફીરદોસીના કમનસીબે મનસુર જેવો તેનો કદરદાન ગુજર પામ્યો એ અબુ મનસુરના મરણ પછી, ફીરદોસી નિરાસ થયો ખરો, છતા તેણે શાહનામાનું કામ ચાલુ રાખ્યું.

## તુસનો નવો હાકેમ. મહામુદ શાહ ગઝનવીનુ ફીરદોસી માટે ફરમાંન.

અબુ મનસુરના મરણ પછી, તુસના નવા હાકેમ તરીકે મહામુદ શાહ ગઝનવીએ,[3]

---

૧ બેતબાજી. ૨ કાવ્ય રચના.

૩ મહામુદ ગઝનવી, એ સુલતાન મહામુદ સબક્તગીનનો દીકરો હતો. તે ઘણો લડાયક હતો. એને હિન્દુસ્થાન ઉપર ૧૨ વખત ચઢાઇ કરી હતી, અને સોમનાથનુ નામીચુ હિંદુ દેહરૂ, કે જે દેહરામા ઓ૦ માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનના લખ્યા પ્રમાણે, દર ગ્રહણને દિવસે બે લાખથી ત્રણ લાખ પુજારીઓ ભકતી કરવાને ભેગા મલતા હતા, તથા જુદા જુદા રાજાઓએ, તે દેહરાનો ખાનુકનો ખરચ ચલાવવાને માટે ૨૦૦૦ ગામડાઓ બક્ષેસ આપ્યાં હતા, તથા એ દેહરામા ૨૦૦૦ બ્રાહમણો, ૫૦૦ નાચનારીઓ, તથા ૩૦૦ ગાનારાઓ ખાનુક રેહતા હતા, તથા એક ઘાટ, કે જેની સાકળ ફકત ૨૦૦ મણ સોનાની હતી, તે દેહરૂ એ પાદશાહે ઈ૦ સ૦ ૧૦૨૪ ના સાલમા લુટી લીધુ હતુ એને ૩૧ વરસ રાજ કીધુ હતુ, અને ઈ૦ સ૦ ૧૦૩૦ ના એપ્રેલ માસની ૨૯ મી તારીખે, પોતાના રાજધાની ગઝની શેહરમા તે મરણ પામ્યો હતો એની કબર ગઝનીમા છે સોમનાથના દેહરાંના દરવાજા, જે મહામુદ શાહ કાઢીને પોતાની સાથે ગઝની લેઇ ગયો હતો, તે આઠ સદી સુધી ગઝનીમાં રેહ્યા પછી, ઈ૦ સ૦ ૧૮૪૨ મા લાર્ડ એલનબરોએ પાછા લીધા હતા.

અરસલાન ખાન નામના શખ્સને નવા હાકેમ તરીકે મોકલ્યો.

એ વખતે મહામુદ શાહ ગઝનવીને કાને ફીરદોસીની તારીફ પુગી ગઇ હતી. તેણે આ નવા હાકેમ ઉપર ફરમાન મોકલ્યુ, કે શાએર ફીરદોસીને ગઝની[1] તરફ એકદમ રવાના કરી આપવો.

મહામુદ શાહ ગઝનવીનુ ફરમાન તુસ શેહરના હાકેમને મલતાંજ તેણે ફીરદોસીને બોલાવી મગાવી, તેને મહામુદ શાહનું શાહી ફરમાન વાચી સંભળાવ્યું. ગઝની તરફ જવાનુ આ શાહી ફરમાન સાભળી ફીરદોસી જરા વમાસણમાં પડયો, અને પોતાનુ વતન તુસ છોડી દુર દરાજ જવા માટે તે આનાકાની[2] કરવા લાગ્યો, પણ અતે ઉડો વિચાર કરતાં તેણે પોતાનો વિચાર ફેરવ્યો, અને ગઝની જવા તે તૈયાર થયો

### ફીરદોસી ગઝની જવા તઈયાર થાય છે.

સુણી એ હુકમ ફીરદોસી તુસી,
ગઝની જવાને થયો તે ખુશી.
મગર યાદ મહમદ મશુકની[3] પડી,
સિકલ તેની સાંમે જાણે ખડી.
સુખન ઓલીયાની પડી તેને યાદ,
"બમહેરે ખુદા પાર પડશે મુરાદ.

કિધો દુર દીલથી અંદેશને,
મંજુર કીધો શાહી સંદેશને.
ધરી દીલ ઉમેદ બની બેફિકર,
કબુલ કીધી ગઝની જવાની સફર
પડી દીલપસંદ એક રોજે સહવાર,
વતન તુસ છોડી નિકલીયો બહાર.

મજલ મુસીબત સહી કંઇ કઈ,
પુગ્યો અતે ફીરદોસ હેરાત[4] જઈ

### ફીરદોસી વિરૂધ્ધ રચાતું પ્રપચ.

બદ્દઉદીન નામે ખિજમતગુઝાર,
કરતો મહામુદનો કારોબાર.
ખબર ફીરદોસીની તેને પડી,
કે આવશે તે ગઝની કોઇબી ઘડી
તો મેલવશે મોટું દરબારે માન,
સુણી શાએરી શાહ થશે કુરબાંન.
હસદ 'ને કપટથી બની એકવાર,
ગયો રૂદકી, અનસરીને દવાર.

હતા બંન્ને શાએર દરબારના,
નગીના હતા એહુ સંગારના.
જઈને બદ્દઉદીને આપી ખબરઃ
"બલાગત નવી આવે છે આજ ઘર.
તુસનો તે શાએર વતનદાર છે,
કલમ તેની વીજ સમ તલવાર છે.
સુખન જેના પમરે મિસલ ગુલછડી,
સજાવટ સુખનની શકરથી ભરી.

---

1. ગઝની આફ્ગાનીસ્તાનની પશ્ચીમે આવેલુ છે

2. ફીરદોસીને જ્યારે મહામુદ શાહે ગઝની બોલાવ્યો, ત્યારે તેની ઉંમર ૫૮ વરસની હતી. એ વખતે ફીરદોસી પોતાના શાહનામા માટે, અશો શીયાવક્ષનું દાસ્તાન રચી રહ્યો હતો. ફીરદોસીની ૫૮ વરસની ઉંમરે, હીજરી સને ૩૮૭ નુ સાલ હતું, અને મહામુદ શાહ ગઝનવી એજ સાલમા ગઝનીની ગાદી ઉપર આવ્યો હતો. એ ઉપરથી માલમ પડે છે, કે શાએર ફીરદોસી ૫૮ વરસની મોટી ઉંમરે મહામુદ શાહની દરબારમાં જવા તુસ શેહરથી નિકલ્યો હતો, અને અશો શીયાવક્ષનું દાસ્તાન, ગઝની જવા અગાઉ તેણે તુસ શેહરમા રચ્યુ હતુ, અને આખુ શાહનામુ ૭૧ વરસની બુઝર્ગ ઉંમરે રચીને પુરૂ કીધુ હતુ 3. તુસનો ઓલીયા પીર જેણે ફીરદોસીને ભલા આશીષ દીધા હતા.

4. હેરાત ખોરાસાનની રાજધાની.

રચાવટ રકમબધ મોતન લડી,
વિચારો ચમકે મિસલ મુશ્તરી
છે તેનું શાએર ફીરદોસી નામ,
આવે છે ગઝનીમે કરવા મુકાંમ
તે આવે છે લઇને શાહી હુકમ,
કરે શાએરી તે ચલાવી કલમ.
તવારીખે ઇરાંન[1] અગર તે રચે,
તો કેમ અનસરી તારી હુરમત બચે."

શાએર ફીરદોસી મહામુદ શાહના ફરમાનથી ગીઝની તરફ આવે છે એવી ખબર મલતાંજ, દરબારના શાએરો અનસરી અને રૂદકી ઘણુજ દલગીર થયા, અને તેઓ વમાસણમા પડયા, કે ફીરદોસીના આવ્યાથી તેઓ મોટી ખેજાલતમા આવી પડશે એક લાંબો વિચાર કરી તેઓ એવા ઠરાવ ઉપર આવ્યા, કે "કોઇ એવો પ્રપચ રચવો ઘટે છે, કે ફીરદોસી ગીઝની આવતો અટકે, અને હેરાતથીજ તે પોતાને વતન તુસ પાછો ફરે, અને તે પોતેજ મહામુદ શાહ ઉપર કોઇ બાહાનુ મોકલાવી આપે એ પ્રપંચ અમલમા મુકવાની નેમથી, અનસરી અને રૂદકીએ નિચલો રૂક્કો ફીરદોસી ઉપર લખી, એક કાસદ પાસે તે હેરાત તરફ રવાના કીધો

**અનસરી-રૂદકીએ ફીરદોસી ઉપર લખેલો કાગજ.**

બિરાદરે મન ફીરદોસી તુસી,
બમેહેરે અલ્લાહ રહો તું ખુશી
બાદઅઝ મંજુર સલામો અલેક,
આમીન હમારી દુવાઓ નેક
સદા રેહમ તુજપર હોજો રસુલ,
મુરાદ કુલ તારી થાજો હુસુલ
બિરાદાર અજીઝ તુ મહેરબાનેમન,
તુ સરતાજ શાએર અફસર ચુનદ
તું આવ્યો છે હુકમ લઇ મહમદી,
મગર હિયાની ફેરવાઇ ગઇ છે ગતી
એક વખત શાહને પડી તારી યાદ,
કહ્યું કે બુલાવો તુરતજ નેકઝાદ.
તે વખત હમને ઉમેદ એ હતી,
તુ આવીને મલશે ગઝની પતી.
મગર તે ઉમેદ થઇ ગઇ ખાક,
નથી યાદ ફરી તારી કીધી જરાક.
તુ આલી મરાતબ આલીવિકાર,
લખી આ કરૂ છું છુપો એકરાર.
હિયા શાએરોની કદર કઈ નથી,
બદલાઇ ગયો છે ગઝની પતી
લખાવટ કરી છે કરી દીલભરી,
લખતગ તહારો રફીક અનસરી."

**અનસરીના રૂક્કાથી ફીરદોસી ઉપર થયલી અસર**

અનસરી અને રૂદકી શાએરોનો આ બુરી નિષ્ટાથી લખેલો કાગજ ફીરદોસીને મલ્યો, અને તે વાંચી ફીરદોસી ઘણોજ નિરાસ થઇ ગયો, અને તે પાછો તુસ શેહર જવાનો વિચાર કરવા લાગ્યો તેણે આ રૂક્કાને ખરેખર એક દીલભરી કરનારો, અને સિધે રસ્તે દોરવનારો માની લીધો, પણ નિરાતે વિચાર કરતા તેને લાગ્યુ, કે આ

૧ ઇરાંનની અસલી પાદશાહ અને પેહલવાનોની તવારીખ રચવાનો, અને તેમના પરાક્રમ જાણવાનો મહામુદ શાહ ગઝનવીને મોટો શોખ હતો. એ તવારીખ રચવાનુ કાંમ અગર જો મહામુદ શાહ ફીરદોસીને સપુરદ કરે, તો દરબારના શાએર અનસરી અને રૂદકીની હુરમતને મોટો ધોકો પુગે, એવુ માની લેઇ, બદહિદીને ફીરદોસી વિશેની ખબર અનસરીને આપી હતી.

ખબર મોકલવામા કાઇ છુપી મતલબ હશે, માટે વધારે તેહકિક કરવાના ઇરાદાથી, ફીરદોસીએ હેરાતમા થોડા દિવસ વધારે રેહવાનો વિચાર કીધો, અને અબુ બકર વરાક નામના એક દોસ્તને ત્યા ફીરદોસીએ પડાવ નાખ્યો.

### બહઉદ્દીન અને અનસરી તથા રૂહકી વચ્ચે અદાવત થવી

પણ ફીરદોસીની સરજત ગીઝની જવાની, અને શાહનામુ લખી સપુર્ણું કરવાની બરજાવલી હતી, તેથી બનાવોએ જુદીજ વળાણુ લીધી. ફીરદોસી પોતાંને વતન જવાનો વિચાર તહકુબ કરી હેરાતમા થોડા દિવસ વધારે રેહી પડયો, તે દરમિયાન ગીઝનીમા બહઉદ્દીન અને અનસરી તથા રૂહકી શાએરોની મિત્રાચારીમા કાંઇક ખલલ પડી. ખલલ એમ પડી કે અનસરી અને રૂહકીએ ફીરદોસીને ગીઝની આવતો અટકાવવાનો વાંક બહઉદ્દીનને ગળે ઘાલ્યો એ ઉપરથી આ ત્રણે જન વચ્ચે ખટપટ ઉભી થઇ, અને તેજ વખતે બહઉદ્દીને ફીરદોસી ઉપર એક કાસદ તુરતજ રવાનું કરી, નિચે પ્રમાણે જણાવ્યુ, કે તેણે ગીઝની આવવા માટે તુરતજ નિકલી પડવુ

**બહઉદ્દીને ફીરદોસીને ગીઝની**
**બોલાવવા લખેલો કાગજ.**

બિરાદરેમન ફીરદોસી નામદાર,
અએ આલી મરાતબ, આલી વિકાર
અવલ પુગે તુને મહારી સલાંમ,
હું બંદા બહઉદ્દીન તહારો ગુલાંમ
લખુ શું હકિકત અએ નેકનામ,
અગર આવી ગઝની કરે તું મુકામ.
ખુશી થાશે તુંથી મહામુદ શાહ,
સુણી તુંજ કલામો થશે દાદખાહ.
મળી સાથ રૂહકી અને અનસરી,
કિધી'તી લખાવટ હસદથી ભરી.
ગલત વાત સઘલી તે જાણજે,
હું જે લખુ છું સત માનજે.
અહેખાઇ રૂદકી તહારી કરે,
રખે તેની ફિરતી તુ આવી હરે.
મળી સાથ તેની ગયો અનસરી,
શિકાયત કરે વેર દિલમા ધરી.
અગર આવી હિયા શાએરી તુ કરે,
તો બેશક મહામુદનુ દીલ હરે.
અગર શાએરી તુ કરે દીલરંગ,
મળે માલો દોલત, એલકાબ સંગ.
લખાવટ મહારી મન માહે ચીન,
રફીક તારો લખતંગ બહઉદ્દીન."
'બહઉદ્દીન'

### બહઉદ્દીનથી મલેલી ખબર જાણી અનસરી અને રૂહકી માટે ફીરદોસીએ કરેલા ટીકા.

બહઉદ્દીનનો ગીઝનીથી આવેલો આવો કાગજ વાંચી, ફીરદોસીએ તુરતજ તેની ઉપર નિચે પ્રમાણે જવાબ મોકલાવી પોતે ગીઝની જવા નિકલ્યો— (B)

"મહેરબાંન બદઉદ્દીન રફીક નેકઆદ,
અર લાવે યબદા તહારી મુરાદ
સરોશે કહ્યુ છે મને કાનમા,[1]
ખજાનો છે મારા જીગર જાનમા
મુજ પર સરોશની છે પુર નિગાહ,
જ્યાં મારી મીસલે છે અઝદાહ.
નથી મુજ બીજા નમે અનસરી,
કહા ઘાસ અને કાંહ ગુલબન છડી
કરે ખ્યાલ મોટાઇ તણો રૂદકી,
બેશક કમઅક્કલ છે તે નકી"

### ફીરદોસીની ગઝની તરફ કુચ.

### ગઝનીના સાત શાએરો

બદઉદ્દીન ઉપર ઉપલો કાગજ રવાના કરી, ફીરદોસી હવે ગીઝની જવા હેરાતથી એકદમ ઉપડયો એ વખતે મહામુદ શાહની પાસે ઇરાનના પાદશાહ અને પહેલવાનોની તવારીખના સાત દાસ્તાનો નખરમા લખેના પડેલા હતા, તે તેણે પોતાની દરબારના સાત શાએરોને એકએકુ દાસ્તાન બેતબાઝીમા રચવા વેહચી આપ્યુ હતુ, અને જાહેર કીધુ હતુ, કે જે શાએરની બેતબાજી સહુથી સરસ નિકલશે, તે શાએરને ઇરાનના શાહોની આખી તવારીખ રચવાનુ કામ સપુરદ કરવામા આવશે. એ સાત શાએરો ૧ અનસરી, ૨ ફરરૂખી, ૩ અસજદી, ૪ ઝીયની, ૫ ચગઝન, ૬. ખુરરમી, ૭ તરમદી હતા

### ગઝનીના બાગમા ફીરદોસી અને દરબારી કવીનો સવાદ.

ફીરદોસી પોતાની સફર પુરી કરી ગઝનીમા આવી પોહચ્યો. તેણે પોતાના આવી પુગવાની ખબર એક કાસદ મારફતે પોતાના દોસ્તો ઉપર મોકલાવી, અને પોતે એક જાહેર બાગમા દાખલ થઇ ત્યા હાથ મોહડુ ધોઇ નમાજ પઢવા બેઠો

એ વખતે અનસરી, ફરરૂખી અને અસજદી નામના દરબારના ત્રણ શાએરો, તેજ બાગમા ઉજાણી કરવા આવી બેઠેલા હતા ફીરદોસી પોતાની નમાજ પુરી કરી, આ ત્રણ જનોને જોઇ તેઓ તરફ જવા ઉઠયો એક પરાયો અને અંજાણ્યો શખ્સ, તેઓની ટોળીમા સામેલ થઇ, તેમની મોજ સોખ અને તેમના બોલવા ચાલવામા ખલલ કરે, તે તેમને બીલકુલ ગમ્યુ નહી એટલા માટે ફીરદોસીને પોતાની ટોળીમાથી દુર કરવા માટે એક જને સુચના કરી કે "જેવો એ આપણી આગલ આવે કે આપણુ સઘલા છાકમ હોઇયે તેવુ ડોલ ઘાલી એની સાથે મસ્તી કરયે, એટલે એ આપો આપ ચાલી જશે"

પણ અનસરીએ તે સુચના પસદ કીધી નહી ત્યારે બીજાએ એવી સુચના કીધી, કે. "એને હિયા આવવા દો. એ જેવો હિયા આવે, કે આપણુ ત્રણ જણે

[1] સરોશના બાબમા ફીરદોસીએ લખેલી નઝમ નીચે મમાણે છે

બગુશ અઝ સરૂશમ બસી મુઝદહાસ્ત,
દેલમ ગજે ગોહર ઝબાંન અઝદહાસ્ત
ચે સનજદ બમીઝાને મન અનસરી,
ગીહા ચુ કશદ પીશે ગુલબન સરી
અઝ બીદાનશી બાશદો કુદકી,
કે સાએ કદ્રુની ઝનદ રૂદકી

એક એક લીટી બધેની જોડી કાહાડી તેના કાફીયો[1] બોલવાની સરત કરવી, અને તેને પણ એક સરખોજ કાફીયો બોલવાની ફરજ પાડવી જો તે ચોથી લીટીનો કાફીયો જોડી જવાબ આપે, તો તે આપણી સાથે બેસવાને લાયક થાય, અને જો તે નિશફળ નિવડે, તો રૂખસદ લીયે"

આ હિકમતભરી સુચના ત્રણે જનોને પસંદ પડી એ ગોઠવણ નક્કી થતાજ ફીરદોસી તેઓની આગલ આવી પુગ્યો. તેને તેઓએ બાઇજ્જત પોતાની પાસે બેસાડી, પોતાની ઇચ્છા જણાવી ફીરદોસીએ આ દરખાસ્ત તુરતજ કબુલ કીધી, અને જણાવ્યુ કે "જે મને આવડશે તો બોલશ." એવા નક્કી સેવટ ઉપર આ ચારે શાએરો એકમતે આવ્યા પછી, શાએર અનસરી, જેનો મરતબો સરવે શાએરોમા ઉત્તમ હતો, તેણે શરૂઆત કીધી:

અનસરી:- ચુ આરેઝો તો માહ ન બાશદ રોશન.
ફરરોખી - માનન્દે રૂખત ગુલ ન બુવદ દર ગુલશન.
અસજદી - મીંઝગાંનત ગુઝર હમી કુનદ દર જોશન.'
ફીરદોસી:- માનન્દે સનાને ગીવ દર જંગે પશન.

તરજુમો.

અનસરી:- મિસલ તુજ રૂખ માહ રોશન નથી
ફરરોખી - મિસલ તુજ મુખ કોઇ ગુલશન નથી
અસજદી:- ભવા તારા વીંધે બખ્તર કઠણ,
ફીરદોસી - વિંધ્યા જેમ ગેવે જંગે પશન[2]

(કરવા)

---

૧. કાફીયો એટલે કવીતાની લીટીને છેડે આવેલો છેલ્લો સબ્દ

૨ શીયાવક્ષના કીનાને ખાતર ઇરાનીઓ જે લડાઇ તુરાન ઉપર લેઇ ગયા હતા, તે લડાઈમા એક રાતે 'પશન'ના મેદાનમા ઘણુ ઇરાની લશકર ઉંઘાઇ ગયુ હતુ, તેવામા તુરાનીઓના એક લશ્કરે ઇરાનીઓ ઉપર અચાનક હુમલો કીધાથી, કેટલાક ઇરાનીઓએ પશનના મેદાનમાથી નાહસવા માંડયુ પણ પેહલવાન ગેવ જે જાગતો હતો, તેણે કેટલાક સરદારોની સાથે મળી, ઘણીજ તારીફ લાયક રીતે તુરાનીઓ ઉપર નેજાના માર મારી સખત રીતે તેમને વિંધી નાખ્યા હતા, જેથી ઇરાનીઓની ફત્તેહ થઈ હતી. આ લડાઈને જંગે પશનની લડાઈ કેહ છે. (શાહનામુ)

શાએર અનસરી અને તેના ગોઠીઆ શાએરોને આ જંગે પશન વિશે કાંઈ ખબર નહી હોવાથી, તેઓએ ફીરદોસીને પુછવાથી, તેણે તે વિશે જંગે પશનનુ બયાન કહી સમજાવ્યુ, અને એ પછી એ ત્રણે શાએરો સાથ ફીરદોસીને મિત્રાચારીનો સબંધ થયો, જો કે બાતેનમા તો ફીરદોસીની તેઓ અદેખાઇ કરતા હતા

કેટલાકોના કેહવા પ્રમાણે, અને ખાસ કરી વિદ્વાન લેખક મોહલના કેહવા પ્રમાણે, આ કાફીયા જોડવાનો બનાવ ગઝનીના એક જાહેર બાગમાં નહિ, પણ મહામુદ શાહ ગઝનવીની દરબારમા બન્યો હતો. મહામુદ શાહે પોતાના દરબારી શાએરો સાથે ફીરદોસીની શાએરીની કસોટી કરવા, તેઓને ચાર 'લાઇન' કાફીઆ સાથની જોડવા ફરમાવ્યુ. અનસરીએ કાફીયા તરીકે રદીફ આગલ 'શન' આવે એવો સબ્દ પસંદ કીધો. ફારસી ભાશામા, 'શન' ના કાફીયાવાલા 'રોશન,' 'ગુલશન,' અને 'જોશન' એવા ફકત ત્રણજ શબ્દો છે. એવા 'શન'ની રદીફ યાને છેડાવાલો ચોથો કોઇબી શબ્દ ફારસી ભાશામા બાકી નહી હોવાથી, ફીરદોસી જેને ઇરાનના આગલી તવારીખનુ અચ્છુ જ્ઞાન હતુ, તેણે તેનો ઉપયોગ કીધાથી, દરબારમા હાજરે રેહલાઓ તેની તારીફ કરવા લાગ્યા. મહામુદ શાહ પણ ફીરદોસી ઉપર ઘણોજ ખુશી થઇ ગયો.

**ફીરદોસીનો નવો દોસ્ત માહક. ફીરદોસી મહામુદ શાહની દરબારમા**

ઝટપટ બયેત જોડવાની ફીરદોસીની આવી શકતી જોઈ ત્રણે શાએરો ઘણાજ ખુશી થઈ, તેની જાબજા વખાણ કરવા લાગ્યા, અને આ બનાવ બનયા પછી તેઓ વચ્ચે દોસ્તીનો ગાઢ વધારે સારી રીતે બધાયો. બરોબર એજ ટેટોકટ વખતે, માહક નામના એક જાણીતા અમલદારનુ તે બાગમા અચાનક આવવુ થયાથી, શાએર ફીરદોસી સાથ તેને દોસ્તી બધાઇ ફીરદોસીની જબાનદરાજી, ફસાહત અને અકલમદીથી આ માહક ઘણોજ ખુશી થયો, અને પોતાની સાથે તે રાતે ખાનુ લેવા માટે, ફીરદોસીને તે પોતાને ઘેર લેઇ ગયો

માહક સાથ ખાનુ લીધા પછી, ફીરદોસીએ પોતા ઉપર ગુજરેલી તમામ મુશ્કેલીઓની હકિકત ખુલ્લા દીલથી તેને જણાવી, પોતે શુ ઉમેદ ધારી ગીઝની તરફ આવ્યો છે, તે જાહેર કીધુ. એ ઉપરથી માહકે ફીરદોસીને કહ્યુ, કે શાહ મહામુદની દરબારમા બાસ્તાન નામુ યાને 'સઇર-અલ-મલુક' નામની કિતાબ આવી હતી, અને શાહે પોતાના શાએરોને ઇરાનની તવારીખ માહેલુ એક એક દાસ્તાન બેતબાજીમા રચવા સોપ્યુ હતુ.

ફીરદોસી આ વાત સાભલી ઘણોજ ખુશી થયો, અને મહામુદ શાહની તારીફમા તેજ વખતે તે નિચલી નઝમ ઝટપટ જોડી બોલ્યો:

"તે છે જગનો દીનકર,[૧]
હુ છુ કિરણ સમાન;
અત તલક ઘસડાઇને,
કિરણ જશે આસમાન[૨]

**શાએર અનસરીનુ રૂસ્તમ સોહરાબનુ દાસ્તાન**

આવી ઝટપટ શાએરી સાભલી માહક ઘણોજ ખુશી થયો, અને કહ્યુ, કે આજ રોજે દરબારમા એક મોટી મીજલસ મલી હતી, કેમકે જે સાત દાસ્તાન સાત શાએરોને રચવા આપ્યા હતા, તેની આજે ત્યા તપાસ ચાલી હતી તે સઘળાઓમા શાએર અનસરીએ લખેલા રૂસ્તમ અને સોહરાબના દાસ્તાનની થોડાક બયેત શાહને ઘણાજ પસદ પડયાથી, શાહે રૂસ્તમ સોહરાબનુ દાસ્તાન તમામ બેતબાજીમા જોડવાનો હુકમ અનસરીને કીધો હતો

ફીરદોસીએ માહકને પુછ્યુ, કે "તે બયેત કયા હતા કે શાહ મહામુદને એટલા બધા પસદ પડયા" માહકે જવાબ આપ્યો કે "તે બયેત રૂસ્તમ સોહરાબની ઉપર જયારે ફત્તેહ પામ્યો, ત્યારે સોહરાબને એવી આશા હતી, કે જેમ સોહરાબે રૂસ્તમને ગેઇ કાલે જતો મુકયો હતો, તેમ રૂસ્તમ આજે તેને જતો મુકશે, પણ તેમ કઇ બન્યુ

૧. દીનકર યાને સુરજ ૨ આ તરજુમાવાલી બેતને મલતી ફીરદોસીની નઝમ નીચે પ્રમાણે છે —
બુવ‌‌. ઝરરેહ અગુ કાસમ વ શાહ મેહેર,
પએ મેહેર ઝરરેહ રવદ તા સપહેર.

નહી, અને રૂસ્તમ જેવો પોતાના આબદાર ખંજરે સોહરાબને મારવા જતો હતો, તેવામા સોહરાબ ખંજરની નીચેથી જે કાંઇ બોલ્યો હતો તે બયેત હતા તે બયેત આ છે.

| અનસરીની નઝમ :— | તરજુમો.— |
| --- | --- |
| હરાનગેહ કે તેશ્ને શૉહી તો બખુન, | તરસ્યો થયો મુજ લહુનો તુ જયાર, |
| બેયાલુદી ઇન ખજરે ઑબ ગુન | કિધુ આલુદા ખંજરે આબદાર |
| ઝમાને બખુને તો તીશ્ને શવદ, | તુજ લહુનો જમાનો તરસતર થશે, |
| બઅનદાંમ તો દમુઇ શને શવદ | બદન બાલ તારા ખંજર થશે |
| | (કરતા) |

## ફીરદોસીનુ મહામુદ શાહની દરબારમા જવું.

ફીરદોસીએ એ ઉપરથી માહકને કહ્યું કે, મે રૂસ્તમ અને અસ્ફન્દીયારનુ દાસ્તાન બયેતબાજીમા બનાવ્યુ છે, અને મે જોડેલી બયેતબાજી અનસરી કરતા વધારે કિમતી અને વધારે દીલપઝીર છે. તે હુ તારે સ્વાધીન કરૂં છુ, અને તુ તે શાહ મહામુદને સપુરદ કરજે.

આ રૂસ્તમ અને અસ્ફન્દીયારનું દાસ્તાંન, ફીરદોસીની ખાએશ મુજબ, માહકે શાહ મહામુદને પોહોચાડયુ, અને ફીરદોસીની તમામ હકિકત શાહ મહામુદને માહકે જાહેર કીધી. શાહ મહામુદ તે બયેતબાજી વાચી ઘણોજ ખુશી થયો, અને ફીરદોસીને દરબારમા હાજર થવાનો હુકમ કીધો. હુકમ મુજબ ફીરદોની દરબારમા હાજર થયો, અને મહામુદ શાહે રૂસ્તમ અને અસ્ફન્દીયારના દાસ્તાન વિશે પુછપરછ ચલાવી

## ફીરદોસી અને મહામુદ શાહ.

ફીરદોસીએ મહામુદ શાહ ઉપર દુવા ગુજારી, અને પોતાના લખેલા દાસ્તાનની હકિકત જણાવી એ પછી ફીરદોસીના વતન તુસની વાત નિકલતા મહામુદ શાહે પુછયુ કે તુસ શેહર કોણે બાંધ્યુ હતુ ? ફીરદોસીએ પોતાના ઇરાની તવારીખના અભ્યાસ અને જ્ઞાનને આધારે, તુસ શેહરની હકિકત જણાવતાં કહ્યુ કે

## તુસ શેહરની સ્થાપનાની હેકાયત.

એ તુસ શેહર મીનોચેહરના દીકરા નોઝરના છોકરા તુસે પેહલવેહલુ સ્થાપ્યુ હતુ હેકાયત એવી છે, કે પાદશાહ કએખુશરોએ શાહજાદા તુસને અફ્રાસ્યાબ સાથ લડવા[1] તુરાંન[2] તરફ રવાના કીધો હતો પણ પાદશાહ કએખુશરોએ તુસને એવી તાકીદ કીધી હતી, કે તેણે (તુસે) કેલાતને[3] રસ્તે જવુ નહી, કેમકે ત્યા તેનો (કએખુશરોનો) સાવકો ભાઇ 'ફરૂદ,' જે વજીર પીરાનની[4] છોકરીને પેટે, શીયાવક્ષને ત્યા જનમ્યો

૧ એ લડાઈ પાદશાહ કએખુશરોએ પોતાના બાપ સ્યાવક્ષના કીનામા પોતાના મમાવા અફ્રાસ્યાબ સાથે કીધી હતી, અને લડાઈ શરૂં કરવા માટે તેને પેહલવેહલા તુસને મોકલ્યો હતો' ૨. તુરાંન દેશને હાલ લોકો 'સીથીયા' કેહ છે એ દેશનું નામ ફરીદુનના દીકરા 'તુર'ના નામ ઉપરથી તુરાન કરી આપવામાં આવ્યું હતુ. હાલ- એ દેશને તારતરી કેહ છે ૩. કેલાત, બલુચીસ્તાંનની રાજધાની હતી. ૪. પીરાંન તુરાંનના પાદશાહ અફ્રાસ્યાબનો વડો વજીર હતો. કએખુશરોનો બાપ શીયાવક્ષ, જયારે તુરાંનમા ગયેલ ત્યારે પીરાંનની દીકરી સાથે તે પરણ્યો હતો.

હતો, તે ત્યા રેહતો હોવાથી, મબાદા તેની સાથે લડાઇ ઉઠાવે પણ કએખુશરોના ફરમાન ઉપર તુસે ધ્યાન આપ્યુ નહી, અને તુરાનની સરહદ ઉપરથી તેણે કેલાતને આરએજ આગલ વધવાનો વિચાર કીધો એ ઉપરથી ફરૂદ અને તુસ વચે લડાઇ થઇ, અને તે લડાઇમા ફરૂદ મારયો ગયો. એ બીના કએખશુરોને ખબર પડતા, તે તુસ ઉપર ઘણોજ ગુસ્સે થયો, અને કહ્યું કે " મે તુને મારા બાપના ખુની અફ્રાસ્યાબની ઉપર કીનો લેવા મોકલ્યો, અને તેને બદલે તે મારા ભાઇને મારી નાખ્યો ? " તુસ જયારે તુરાનથી પાછો ફરયો ત્યારે કએખશરૂની દરબારમા જવાની તેની હિમત થઇ નહી, તેથી તેણે ત્યા એક જુદુ શેહર વસાવ્યુ, અને તેનુ નામ પોતાના નામ ઉપરથી તુસ કરી રાખ્યુ.[૧]

આ ઉપરથી ફીરાસીના ઇરાનની તવારીખના જ્ઞાન વિશે મહામુદ શાહે ઘણું ઉચુ મત બાંધ્યુ. એ પછી પોતાના દરબારી કવીઓ સાથ ફીરદોસીની તેણે પીછાન કરાવી, કે તેણે રૂસ્તમ અસ્ફ-ન્દીયારનુ દાસ્તાન બયેતબાજીમા રચ્યુ છે મીજલસમા સરવે ફીરદોસીની તારીફ કરવા લાગ્યા; અને અનસરી જે દરબારી શાએરોમા પેહલો દરજ્જો ધરાવતો હતો, તેણે ફીરદોસીની તારીફ કીધી

## અયાઝ ગુલામ અને ફીરદોસી.

રૂસ્તમ અને અસ્ફન્દીયારની બયેતબાજી સાભલી મહામુદ શાહ ફીરદોસી ઉપર પ્રસન્ન થઇ ગયો એવામા મહામુદ શાહના ગુલામ અયાઝનુ દરબારમા આવવુ થયુ. તેને જોતા મહામુદ શાહે પોતાના શાએરોને ફરમાવ્યુ, કે મારા અયાઝની આખો ઉપર એ બેયત બનાવો ફીરદોસીની તપાસ લેવા સઘલાઓએ અરજ કીધી, અને તે અરજને અનુસરી ફીરદોસીએ નીચલી બયેત ઝટપટ જોડી આપી

| નઝમ | તરજુમો – |
|---|---|
| મસ્ત અસ્ત બુતા ચશ્મે તો વ તીર બદસ્ત, | અએ મર્દ હસીન તુંજ નયેનો છે મસ્ત, |
| બસ કસ કે ઝે તીરે ચશ્મે મસ્તે તો નઝસ્ત | અએ તીરદાજ તીર તારે છે દસ્ત |
| ગર પુશદ ઑરેઝત ઝરરેહે ઓઝરશ હસ્ત, | એ તીરેનિગાહથી થયા કઇક ખારો ખસ્ત, |
| કજ્ બતીર બે તરસદ હમે કસ ખાસ્સે જ્મસ્ત | બખ્તર સજી નયેનો ઉપર કર બદોબસ્ત– |
| | બાએસ એ નૈનોથી ડરે કુલ આલમ મસ્ત. |
| | (કરતા) |

આવી ઉમદા કિસમની ઝટપટ શાઅરી ફીરદોસીને કરતો જોઇ, મહામુદ શાહ ઘણોજ ખુશી થઇ બોલ્યો, કે બેશક મારી મીજલસને આજે તુએ મિસ્લે ફીરદોસ રોશન બનાવી દીધી છે મહામુદ શાહે કરેલા આ ટીકા ઉપરથી કેટલાક લખનારાઓ કેહ છે, કે મહામુદ શાહના મોહડામાથી 'ફીરદોસ' શબ્દ નિકલ્યો, તે ઉપરથી મજકુર શાએરે ફીરદોસી એવો તખલ્લુસ અખત્યાર કીધો હતો

## શાહનામુ રચવાનુ કાંમ ફીરાસીને મહામુદ શાહે સ્વાધીન કીધું.

આ બનાવ પછી 'સઇર-અલ-મલુક' વાલા પુસ્તકને તમામ બેતબાજીમા રચવાનું

૧ શાહનામુ અને ફીરદોસી

કામ મહામુદ શાહે ફીરદોસીને સોપ્યુ. એ કામ માટે મહામુદ શાહે પોતાના મેહલની પાસે એક મકાન તૈયાર કરાવી, ત્યા ફીરદોસીને મુકામ કરવા જણાવ્યુ. તે મકાન માહેલા દિવાનખાનાની દિવાલો ઉપર, પેહલવાનો, પાદશાહો તથા તેમના વજીરો, તેમજ હથિયારો અને જાતજાતના જનાવરોના ચિત્રો ઉપરાંત, ઘોડા, હાથી, ઉંટ, વાઘ, ચિત્તા વિગેરે ચિતારો ચિતરાવ્યા, કે જેથી ફીરદોસી શાએરી કરતી વખતે, તે ચિતારો જોઇ પોતાના મનના તરંગને સંતોષી શકે.

હિયા ફીરદોસીએ શાહનામુ બયેતબાજીમા રચવાનુ કામ શરૂ કીધુ. મહામુદ શાહના તે મકાનમા પોતાના પ્યારા ગુલામ અયાઝ સીવાય બીજા કોઇનેબી જવાની શાહે મનાઇ કીધી હતી

## મહામુદ શાહની દરબારમા ફીરદોસી કિરતન કરનાર[1] તરીકે.

આ મકાનમા ફીરદોસીએ શાહનામાના દાસ્તાનો જોડવાની શરૂઆત કીધી જેમ જેમ ફીરદોસી શાહનામાના દાસ્તાનો જોડતો હતો, તેમ તેમ તે દાસ્તાનો શાહની દરબારમા, મેહફીલ રૂબરૂ તે રજુ કરતો હતો. તે દાસ્તાનો સાંભળી મહામુદ શાહ ઘણોજ ખુશી થતો હતો, અને તમામ મેહફીલ ફીરદોસીની એક કિરતનકાર તરીકે તારીફ કરતી હતી.

## ફીરદોસીની બયેતબાજીની મહામુદ શાહે ઠેરવેલી કિંમત.

ફીરદોસીના દાસ્તાનો બયેતબાજીમા સાંભળી મહામુદ શાહે પોતાનો સંપુર્ણ સંતોષ જાહેર કીધો

"બેશક ખુબી તારી આલમ પડી,
ઇબારત સુણી ફસાહત ભરી
અજબ શએર તારા દીલને હરે,
અજબ દીલ મહેફીલ ખુશીથી ભરે
અજબ તારી તમસીલ,[2] શીરીન જબાન,
દિપેછે લાલ-એ-બદક્ષાં[3] સમાન
બેમુળ બંધન, બેમુળ મિજાન,
ઇલ્મે ફસાહત, ઇલાહી સુભાન.
રંગીન મીજાજી,[4] અજબ રંગ રૂબાબ,
ખાકી મિનોઇ, હિસે બેહિસાબ.
ગજબના સખુનો[5] કરે દીલફિગાર,
ઈલાહી અજબ છે કલમનો બહાર.
બયા જંગ બાજી,[6] બયાને શિકસ્ત,
બનાવી જીતે છે જીગર દીલબસ્ત[7]
સુભાન તારી કુદરત અએ ફીરદુસી,
કિધી સારી મહેફીલ તુ એ ખુશી.
સુભાન ઓ કલમબાજ અરે નામચીન,
કલમ તારી રાખે તે આફ્રેમીન.[8]
કબી દીલ કરે ખુશ, કબી દિલગીર,
કબી દીલ હરે તું ઓ યાદગીર

1. "મો૦ મોહલ પોતાની પાસેની એક જુની કિતાબમા આપેલાં એક ચીત્રને આધારે જણાવે છે, કે ફીરદોસી ગાયનના વાજી ત્રો અને નાચનારી સ્ત્રીઓના નાચ સાથે, પોતાની કવીતા શાહ મહામુદને ગાઇ સંભળાવતો હોય, એવુ દીસે છે. એ ચીત્રમા ફીરદોસી એક ગાદી ઉપર બેઠેલો છે, અને તેની આગલ એક લાવની ખાસ બેઠક ઉપર તેનુ શાહનામુ મેલેલુ છે તેની સનમુખ કેટલાક ગવઇયાઓ ઉભા છે, અને કેટલીક નાચનારીઓ હાથી અને જમણી તરફ વાંકી વળેલી લાગે તેના સરોદો પ્રમાણે નાચ કરતી ઉભેલી છે" (ડા૦ મોદી શાહનામુ અને ફીરદોસી) 2. તમસીલ યાને અલંકાર, Alhgory 3 લાલ-એ-બદક્ષાં બીજ હરીફ "માણેક ઉત્પન્ન કરનારી જમીનવાલો ઓકસસ નદી પાસે આવેલો જલ્લો, જે બદખશાનને નામે પ્રખ્યાત થયેલો છે." 4. Metaphor 5. કરૂણારસ યાને Tragedy 6 વીર રસ યાને લડાઇની હારજીતના શએરો 7. પ્યારથી બાંધેલ કરી છે. 8. આલમનો ધણી-ખુદા

કરે દીલ મલુલના ઘડીમા ખુશી,
એવો તું કાબેલ કવી ફીરદુસી.
કલમ બાજી તારી નથી કઇ કમી,
કલમથી કરી તુ રહ્યો રૂસ્તમી.
કલમ પાસ દૌલત શું છે બિસાદ,
કલમ છે શમશીર કરતાં જીયાદ.
કલંમ જે કરે તે બળ નહિ કરે,
કલમથી ભલા શેહરિયારો ડરે
કલમથી ખુશી 'ને કલમથી ગમ,
કલમથી બને સર પળમે કલમ
કલમથી કપાઈ ગયા રાજ છે,
કલમથી થયાં બહુ બુરાં કાજ છે.
કલમ છે જાતે મિસલ હિરકણી,
જો ઉખડી તો દીસે બુરી પાપણી.
કળી તો બને છે કલમ ગુલ કળી,
કળી તો બને ઝાડુકશની સળી
કલમબાજ રીઝે તો રાજી બને,
કલમબાજ ખીજે તો પાજી બને.
કલમબાજ રખે તું છકી ભાડતો,
કલમબાજ રખે કોઇ ફ દ માડતો.
કલમથી કલમબાજ બળવાન છે,
મગર કોઇ વખતપર પશેમાંન છે.
કલમ પર અગર હાથ 'રોશન' ધરે,
પલીદ મન જનોને પાવન કરે.

રચી મસ્નવી આવી સુંદર નલીન,[1]
કિધી તુએ રોશન ગઝની જમીન."(7)

### હરએક હજાર શએરના એક હજાર સુનાના મીસ્કાલ[2] ફીરદોસીને આપવાનો હુકમ.

આવી કિસમની શાએરી સાભલી મહામુદ શાહનું દીલ ઘણુંજ ખુશ થયુ, અને પોતાના દરબારીઓ અને અમીરોના દીલ ફીરદોસીની શાએરીથી જયારે ઘણુાજ ખુશ થયલાં જોયાં, ત્યારે તેણે પોતાના વજીર હસન મએમદીને નિચે પ્રમાણે ફરમાવ્યુ.

"સુબાન તારી કુદરત ઓ દાનેશવર,
કિધી મારી મહેફીલ તુએ ખુશતર.
નથી મુજ મહેફીલે તુજસમ કવી,
તપાવી તે દરબાર મિસલે રવી
મરહબ્બા અએ અબુ કાસમ જનાબ,[3]
હવે કર ખતમ જલ્દ તુ આ કિતાબ[4]
સાભલ વઝીર મએમદી હસન,
હર એક છે શએર બહારે–ચમન.
કરૂ છુ મુકરર એવો કરાર,
કરે શએર ફીરદોસી જયારે હજાર.
હર શએર હજારે મીસ્કાલ હજાર,
કરજે તું ફીરદોસીને અખ્તીયાર"
૩૦૦
સૂણી ખુશ થયો ફીરદોસી અપાર
ખુશી થાયો દીલથી સુણી કરાર.
શરૂ શાહનામુ કિધુ ધ્યાનથી,
રહ્યો નીત મશગુલ ઇમાનથી.
થતા શએર હઝાર એક તૈયાર જયાર,
જતો લઇ હસન મીસ્કાલ એક હઝાર.
મગર ફીરદોસી કહેતો હસીઃ
"મને કંઇ ઉતાવલ નથી હિયાં કસી.
તમો રાખો એ મેહરબાની કરી,
ન લેતા તકલીફ હવે હર ઘડી.
ખતમ થાશે શાહનામુ જયારે તદન,
જતી વખ્ત લેવશ હું મારે વતન"

૧ લોટસ, યાને કમળના ફુલ જેવી. ૨ રા। મીસ્કાલનુ વજન એક તોલા બરાબર થાય છે તે હિસાબે ૧૦૦૦ મીસ્કાલનુ વજન ૪૦૦ તોલા થવુ જોઇયે (બ૦ એ૦ પ૦) મેકન ૧૦૦૦ સોનાના મીસ્કાલને ૧૭૪ પાઉંડ બરાબર ગણે છે (ડા૦ મોદી૦) ૩. ફીરદોસીનુ જનૂમ નામ, ૪. શાહનામું.

મહામુદશાહ ગઝનવીની દરબારમા ફીરદોસી.



## ફીરદોસી ઉપર હુસન મએમંદીની ખફગી.

એવી રીતે ફીરદોસીએ ગીઝનીમા તેને માટે ખાસ બનાવેલા દિવાનખાનામા બેસી શાહનામુ લખવા માંડયું. મહામુદ શાહના હુકમ મુજબ તેનો વઝીર હસન મએમદી, ફીરદોસી માટે દરેક હજાર શએર જેવા પુરા થતા, તેવોજ તે સોનાના એક હજાર મીરકાલ કરાર મુજબ તેને આપવા જતો હતો. પણ ફીરદોસી તે જોખમ પોતા પાસે રાખવા બદલ વઝીરને અરજ કરતો કે. "એ જોખમ તમારી પાસેજ હાલ તુરત રાખવો, અને હુ જયારે શાહનામું પુરૂ કરી મારે વતન તુસ જવશ, ત્યારે એ સઘલી રકમ, હુ મારી સાથે લેઇ જવશ." ફીરદોસીની મોટામા મોટી મુરાદ એ પઇસામાથી પોતાના શેહરની તુસ નદી ઉપર એક પાકો બંધ બંધાવવાની હતી, કે જેથી તેના ગામને નેહર મારફતે પુરતુ પાણી મલતુ રહે.

ફીરદોસીની બાહોશીની ખબર જેમ જેમ ચોતરફ ફેલાતી ગઇ, તેમ તેમ અમીરો અને ઉમરાઓ તેની તારીફ સાભલી તેને માટે કિમતી ભેટ સોગાત ચાલુ મોકલાવવા લાગ્યા એ ભેટ સોગાતોની ખબર વઝીર હસનના કાન પર જવાથી, તે ફીરદોસીની અદેખાઇ કરવા લાગ્યો તે અદેખો પડી બેસી રેહો નહી, પણ મહામુદ શાહ જયારેબી કાઇ ઇનામ કે બક્ષેસ ફીરદોસીને આપવા ફરમાવતો, તે તેને આપવાના બીલકુલ અખાડા કરતો હતો.[1] ફીરદોસી તેથી ઘણોજ દુખી થઇ મનમા મુઝાવા લાગ્યો, અને બોલ્યો કે:

> છે રબ ઇલાહીનો હુકમ, રોઝે અઝલથી જાણુ,
> સંપુરણ શાહનામુ, કરશે મારી જબાન
> કંઇ પરવા મુજને નથી, શાહી માલો-ઝર,
> વળી પરવા મુજને નથી, મએમંદી કરરોફર.[2]

---

૧ ફીરદોસી ઉપર મહામુદ શાહના વઝીર હસન મએમંદી તરફથી બિટેલી અદેખાઇના જેવીજ કહાણી, ઇગ્લનના નામાંકિત કવી સ્પેનસરના બાબમા બનેલી નોધાઇ છે કવી સ્પેનસરે રાણી એલીઝાબેથને પોતે લખેલી કવીતાઓ દેખાડવાથી, તે રાણીને ઘણીજ પસંદ પડી હતી, અને તેના ઇનામ તરીકે, પોતાના ખજાનચી લોર્ડ સેસીલને તેણે હુકમ કીધો હતો, કે કવી સ્પેનસરને ૧૦૦ પાઉન્ડનુ ઇનામ આપવુ. ખજાનચીએ રાણી એલીઝાબેથને કહ્યુ "કે "એ ઇનામ ઘણુ મોટુ છે" તે ઉપરથી રાણી એલીઝાબેથે કહ્યું કે 'તુંને જે વાજબી લાગે તે આપ.' (Then give him what is reason). છતા ખજાનચીએ સ્પેનસર કવીને કાઇબી આપ્યું નહી, ત્યારે અંતે તે કવીએ નિચલી લીટીઓ લખી રાણીને આપી.

> "I was promised on a time,
> To have reason for my rhyme,
> From that time into this season,
> I receiv'd nor rhyme nor reason."

આ લીટીઓ વાંચતાંજ એલીઝાબેથે ૧૦૦ પાઉંડ આપી દેવા ફરમાવ્યુ હતુ. (The Globe Edition of Spencer by Marrio) ફીરદોસીની સાથે વઝીર હસન મએમદીની અદાવતનુ બીજુ એક કારણું એ હતુ, કે ફીરદોસી શીઆ પંથનો હતો, જ્યારે વઝીર હસન સુની પંથનો હતો. આ બંને પંથ વચ્ચે અસલથીજ ઝનુન અને વેર વસેલાં હોય છે. આ સબબને લીધે વઝીર હસન ફીરદોસીને ધીક્કારતો હતો. સુની પંથવાલાઓ શીઆ પંથવાલાને 'રાફેઝ' એટલે પાંખંડી મતવાલા કેહે છે. (પ્રo મોદીo)

૨. કરરોફર શાને શેર દમામ

ઉપલા શએર જોડવાની ખબર વજીર હસનને તેના દોસ્તોએ કેહવાથી, તે ફીરદોસી ઉપર ઘણોજ ગુસ્સે થયો, અને કોઇબી રીતે તેનુ કાટલુ કાહડવાની તક તે શોધવા લાગ્યો. આથી ફીરદોસીના સઘલા દુશમનોનુ ઘણુજ ચહડતું થયુ

## ફીરદોસી ઉપર મહામુદ શાહનુ ગુસ્સે થવુ.

### ગુસ્સે થવાના કારણો.

વજીર હસન મએમદી ફીરદોસી ઉપર ગુસ્સે થયા પછી ફીરદોસીના બીજા દુશમનો, જેઓ અત્યાર સુધી ગુપચુપ બેઠા હતા, તેઓ સઘલા મહામુદ શાહને ફીરદોસી વિરૂધ ભભેરીને દરબારમાથી તેનુ કાટલુ કહડાવવાની તજવિજ કરવા લાગ્યા, અને અનેક બોહતાનો તેની ઉપર ઉભા કીધા

### ફીરદોસી ઉપર મેલાયલા બોહતાનો.

પેહલુ બોહતાન તેઓએ ફીરદોસી ઉપર એવુ મુકયુ, કે ફીરદોસી જુદા જુદા ધાર્મિક મતો ધરાવનાર શખ્સ છે, અને તેના ટેકામા તેઓએ ફીરદોસીના જુદા જુદા શએરો ટાકી, તેઓએ પોતાની દલીલને મજબુત મનાવી. એ ઉપરાત શીઆ અને સુની પથ વચ્ચે વરતા ઝનુનના ઓઠા હેઠલ, મહામુદ શાહને ભભેરવાની ફીરદોસીના હરીફો તરકીબ કરવા લાગ્યા

આ સઘલી હીલચાલનુ પરીણામ એ આવ્યુ, કે મહામુદ શાહ ફીરદોસી તરફ બેદીલ થઇ ગયો, અને ફીરદોસી ઉપરથી તેણે મન ઉતારો કીધો

ફીરદોસીએ જયારે જાણ્યુ, કે શાહનુ દીલ તેના તરફ બેદીલ થયુ છે, ત્યારે તેણે પોતાના વફાદાર દોસ્ત અયાઝને એ બાબદ જણાવી. અયાઝે કહ્યુ કે "શાહની બેદીલીનુ એક કારણ એ છે, કે શાહનામામા કીયાની પાદશાહોની જુનીયાદની તુંએ બેહદ તારીફ લખી છે. દાખલા તરીકે પાદશાહ કએખુશરોની બેહદ તારીફ તે ચીતારી છે. તેજ પ્રમાણે અસ્ફન્દીયાર પોતાના બાપ પાદશાહ ગુસ્તાસ્પને માટે જેહાં પેહલવાન રૂસ્તમને કેહ છે એ લખાણો મહામુદ શાહને પસદ પડમા નથી, એમ મને લાગે છે, અને તેથી તે બેદીલ થવા પામ્યો છે

વળી એ ઉપરાત બીજો બનાવ જે બન્યો, તે એ હતો, કે ફીરદોસીની શાએરી ઉપર મરી ફીતનાર શોખીનો, તેની ઉપર અનેક જાતની કિમતી ભેટો મોકલતા હતા, તે ફીરદોસી બચાવી રાખતો નહી હતો, કેમકે મહામુદ શાહ તરફથી તેને મલનારી મહાભારત રકમ ઉપર તે મુસ્તાક હતો એક વખત ફીરદોસીનું રચેલુ રૂસ્તમ અને અસ્ફન્દીયારનુ દાસ્તાન, દેલમાનના[1] મુલકના શાહજાદા ફકરેદોલા પાસ એક શખ્સ લઇ ગયો. તે શાહજાદાએ તે દાસ્તાન વાચી, તે લાવનારને સુનાના ૫૦૦) દીરમ ભેટ આપ્યા, અને ફીરદોસીને માટે ૧૦૦૦) સુનાના દીરમનુ ઇનામ મોકલાવી એવુ કેહવાડયુ કે. "જો મારી દરબારે આવે, તો તુને મોટો મરતબો અને માન આપી રાખશ, અને ગંજાવર ખજાનો આપી હું તારી કદર બુજશ"

૧. એ દેલમાનનો મુલક કઝવીન અને ગીલાનની વચ્ચે આવેલો છે.

આ ખબર મહામુદ શાહને કાને ગઇ, અને ગીઝની શેહરમા તે ફેલાઇ ગઇ. મહામુદ શાહને ફીરદોસી તરફ બેદીલ થવાનુ તેથી એક કારણ હતું.

## ફીરદોસીની શાએરીની કસોટી.

એવા એવા તરેહવાર બનાવો, ફીરદોસીના દુશમનો કાઇ અને કાઇ શોધી કાહાડવાની તક જવલેજ જતી મુકતા હતા. પણ અત્યાર આગમચે જે બનાવો ફીરદોસીની વિરૂધ્ધ તેના દુશમનોએ મહામુદ શાહ આગલ પેશ કીધા હતા, તેનુ ભેગું પરીણામ એ આવ્યુ હતું, કે શાહ મહામુદનો મન ઉતારો ફીરદોસી ઉપરથી બેશક ઘણોજ થઇ ગયો હતો એવામા એક નવો બનાવ બનવા પામ્યો

દરબારમા એક દહાડો ફીરદોસીની શાએરીની વાત નિકલી ફીરદોસીના હરીફોએ જણાવ્યુ, કે ફીરદોસીની નઝમબાજી જે લોકપ્રીય થઇ છે, તેનું કારણ નઝમમા સમાયલી ફસાહતને લીધે નથી, પણ અસલની હેકાયતવાલા બનાવોની તરફ લોકોની મોહિનીને લીધે તે લોકપ્રીય થઇ પડી છે. ફીરદોસીના દોસ્તો જેઓ એ વખત દરબારમા હતા, તેઓએ એ બીનાનો રદીઓ આપતાં એવી દલીલ કીધી, કે અસલ હેકાયતના બનાવો તો નજીવા છે, પણ ફીરદોસીની શાએરીમા સમાયની ફસાહત, અને ઇલ્મે સુખનની બરકતથી લોકોનુ તે ધ્યાન ખેચી રેહી છે

આ તકરાર ઘણી જોશબંધ વધી પડી મહામુદ શાહે તેજ વખતે ફીરદોસીની શાએરીની કસોટી કરવાનો ઠરાવ કીધો, અને ફીરદોસીને રૂસ્તમ અને અશ્કબુશનુ દાસ્તાન આપી જણાવ્યુ, કે એ હેકાયતને આજનું આજ બેતબાજીમા રચી, દરબારમાં તેનુ કીરતન કથન કરવુ

### રૂસ્તમ અને અશ્કબુશની હેકાયતનો સાર [1]

આ રૂસ્તમ અને અશ્કબુશના દાસ્તાનનો ટુંકો સાર એવો છે કે, કામુસ કાસાંની નામનો સરદાર તુરાંનીઓની મદદે ઇરાંનીઓ સામે લડવા આવ્યો હતો. કામુસે પોતાનો એક પેહલવાન, જે ઘણોજ જોરાવર અને લડાઇના હુન્નરમા દરેક રીતે પુરવીણ ગણાતો હતો, અને જે અશ્કબુશને નામે પ્રખ્યાત થયો હતો, તેને ઇરાનીઓ સામે લડવા માટે મયદાને જંગમા મોકલ્યો. ઇરાની પેહલવાન રેહામ, જે ગોદરેજ વજીરનો દીકરો થતો હતો, તે તેની સામે લડવા ગયો પણ રેહામ અશ્કબુશની લડાયક હુંનરમદી, અને જોર સામે ટકી શક્યો નહી, અને અશ્કબુશથી આજેજ થઇ, જંગના મયદાનમાથી પીઠ ફેરવી નાહસી જઇ, સામેના પાડાહની કઠણમા છુપાઇ બેઠો રેહામને મયદાનમાથી એવી રીતે નાહસી ગયેલો જોઇ, તુસ પેહલવાન તેની ઉપર ઘણોજ ગુસ્સે થયો, અને પોતે અશ્કબુશ સામે લડવા જવા ચાહ્યુ. પણ રૂસ્તમ પેહલવાને તુસને મયદાનમા જતો અટકાવી કહ્યુ, કે . "તું લશ્કરની સરદારી ધરાવે છે, તેથી લશ્કરને પડતું મુકી, જો તું લડવા જશે, તો લશ્કરની પનાહ અને પાસ્બાંની કરવી મુશ્કીલ થઇ પડશે." રૂસ્તમે તુસને લશ્કર ઉપર નજર રાખી તેને તપાસવા કહ્યુ, અને પોતે જંગના મયદાંનમા

૧. અશ્કબુશ એ.કાસાંના મુલકનો એક જંગી પેહલવાંન હતો, અને અફ્રાસ્યાબની મદદે તે ઇરાની લશ્કર સામે લડવા બાહાર પડયો હતો.

અશ્કબુશ સામે લડવા, તેના હમનબર્દ તરીકે પાંઉ પીયાદો ચાલતો ગયો. રૂસ્તમે મયદાનમા જતાને વાર અશ્કબુશના ઘોડા ઉપર એક તીર ફેંકયો આ તીરથી અશ્કબુશનો ઘોડો વીધાઇ ગયો, અને ત્યાજ મરણ પામ્યો, જેથી અશ્કબુશ પાઉ પીયાદો થઇ ગયો. અશ્કબુશે આવો મામલો જોઇ તુરત પોતાની કમાન ઉપર હાથ નાખી તીર ચઢાવ્યો, અને નેમબધ રૂસ્તમ ઉપર છોડયો, પણ રૂસ્તમે પોતાની કુનેહથી તે તીરને છટકાવી નાખી, પોતે એક તીર અશ્કબુશ ઉપર ફેંકયો, અને તે તીરથી અશ્કબુશ વિધાઇ જમીન ઉપર પટકાઇ પડી, જંગના મયદાનમાજ મરણ પામ્યો

આ મતલબનુ દાસ્તાન ફીરદોસીને તેજ દાહાડે બેત બાજીમા રચી કાહડવા શાહ મહામુદે ફરમાવ્યુ, અને શાએર ફીરદોસીએ મહામુદ શાહના ફરમાન પ્રમાણે તૈયાર કરી, તેજ દાહાડે દરબારમા તેણે રજુ કીધુ આખી દરબાર ફીરદોસીની આ નઝમ બાજી સાભલવા તલપી રેહી હતી ફીરદોસીએ તે દાસ્તાન દરબારમા ગાઇ સભળાવ્યુ, અને તે સાભલી મહામુદ શાહ તેમજ તમામ દરબાર હેરત બની ખુશ થઇ, અને સરવે કોઇ ફીરદોસી ઉપર આફરીન કરવા લાગ્યા.

### અશ્કબુશના દાસ્તાનુ માહેલી ફીરદોસીની જગ આશકાર લીટીઓ

હવે એ બેતબાજીમા રૂસ્તમે અશ્કબુશ ઉપર તીર ફેંકવા બાબદ જે બેતબાજી ફીરદોસીએ રચી હતી, તે ઉપર આખી દરબારનુ ધ્યાન ખેચાઇ રહ્યુ હતુ એક તીર ફેકનાર, તીર ફેકતી વખતે પોતાના શરીરના ભાગોને, તેમજ તીર અને કમાનને તે કેવી રીતે જોલાન અને વળાણુ આપે છે, તેનુ બયાન ઘણીજ સુદર ફસાહતથી ફીરદોસીએ કરેલુ છે ફીરદોસીની એ બયેતો તેના તરજુમા સાથ અત્રે નોધી લીધી છે.

ફીરદોસી –

બે માલીદ ચાચી કમાનરા બદસ્ત,
બચર્મે ગુજન અન્દર આવર્દ શસ્ત
સેતુન કર્દ ચપરા વખમ કર્દ રાસ્ત,
ખરૂશ અઝ ખમે ચર્ખે ચાચી બેખાસ્ત.

* * *

'કઝા' ગુફ્ત ગીરો 'કદર' ગુફ્ત દેહ,
ફલક ગુફ્ત અહસન, મલક ગુફ્ત ઝેહ
કસાની હમ અન્દર ઝમાન જાન બેદાદ,
તો ગોફ્તી કે હરગેઝ ઝે માદર નઝાદ.

ફીરદોસીની નઝમનો સાર–

ધરી તેણે ચાચી કમાન હાથમા,
મુકયો અગુઠો ચર્મની[1] ફાટમા.
કિધો હાથ ડાબો સીધો તટાર,
જમણાને વાળી કિધો વાકદાર
હસીને કમાને[2] કિધો લલકાર,
વળતાજ વાકે કીધો પુકાર
ખેચીને તાણી તીર કાન તક
કમાને પુકારી કહાડયો હલક.
પુગ્યો અગુઠા તક પયકાન જયાર,
છુટી તીર વિધી પીઠ ગયો આરપાર.
'કઝા[3] બોલી, ધરધર, 'કદર'[4] બોલી માર,
ફલક બોલી શાબાસ. મલક બલહાર.
કસાની થયો તેજ વખ્તે ખતમ,
લિધો તો નહિ માત પેટે જનમ.

(કરતા)

૧. ચર્મની ફાટ યાને ચામડાની કોઠલી જે કમાનની તાંતમા તીર ગોઠવવા બનાવેલી હોય છે. ૨ કમાન વળીને વાંકી થયાથી તેમાથી અવાજ નિકલ્યો. ૩. 'કઝા' યાને ખુદાનો હુકમ. ૪. 'કદર,' યાને સરજત

ફીરદોસીની આ બેતબાજી સાભલી તમામ મેહફીલ છક થઇ ગઇ, અને મહામુદ શાહ ઉલટમાં આવી બોલી ઉઠયો –

"મરહબ્બૉ, મરહબ્બૉ, અએ નેકનામ, | કુલ કાબુલ[૫] ને જાબુલની[૫] દૉલત તમામ,
અજબ છે નઝમમા નઝાકત કલાંમ | આ શઍર આગલ કુલ્લે બેદામ.

છે દૉલતે રૂસ્તમ તુંજપર નિસાર,
નઝમ તારી બેમુલ એ આલીવિકાર"

## ફીરદોસીએ ખાબમા જોયલો રૂસ્તમ પેહલવાંન.

દરબારમા આવી રીતે પોતાના દુશ્મનોની રૂબરૂ પોતાની બેતબાજીની તારીફ મહામુદ શાહને મોહડેથી સાભલી, ફીરદોસી પોતાનો તમામ આગલો ગમ ભુલી ગયો, અને પોતાના દુસ્મનો ઉપર પોતાની આવી રીતની ફતેહથી હરખાઇ તે પોતાને મકાને ગયો એવામા એક અજાયબ બનાવ, બનેલો ફીરદોસી જણાવે છે એ બનાવ ફીરદોસીએ અસ્કબુશનુ દાસ્તાન દરબારમા રચીને તેનુ કિરતન કર્યા પછી તેજ રાતે બનેલો જણાવે છે

તે રાતે ફીરદોસી પુર નિન્દમા નિરાતથી સુતો હતો, અને મોડી રાતે તેણે રૂસ્તમને સ્વપનામા જોયો

નઝમની કદર થઈ ગઇ આશકાર,
પડયો સેજ ઉપર કરતો વિચાર
વહી રાત આગળ, પડી મધરાત,
ચહડી નિન્દ ભારી, મગજ મન રહાત.
પડેલો હતો ખુશ ખ્યાલાતમા,
દિઠો ખુદને 'મુકનાબાદ'મા
ઉભેલો હતો દરને દરમિયાંન,
નજર એક પડીયો બડો પેહલવાંન
બદન પર સજેલાં હતા હથિયાર,
બખતર તન પર હતુ એસ્તવાર.
હતા હાથ અંદર તીર 'ને કમાંન,
કમર બંધ ખંજર, શમશીર મિયાંન.
હિંમત હામમા તે નહિ કમ હતો,
નિર્ખીને જોયુ તો રૂસ્તમ હતો.
જણાયો સુરવીર પુર રંગમા,
જતો હોય બીસલ અશકબુશ જંગમા.

કદમ દબદબાથી ભરી આવતો,
ઉભો જોઇ ફીરદોસીને ભાલતો.
નમી ફીરદોસીની પાસે ગયો,
અદબથી નમી તે ઉભો રહ્યો:
"સલામો અલેક, ફિરદોસી તુસી,
હું રૂસ્તમ તુને જોઈને છું ખુશી.
અજબ તું કલમબાજ એ નામેવર,
કિધો તુએ જગમે રૂસ્તમ અમર.
લખી મારી કિરતી અજબ તોરથી,
જગત જાણીતી થઇ મુજ જોરથી
પડી ગારમા હુ થયો તો ખતમ,
મગર છવતો તેં કિધો રૂસ્તમ.
બજાંનો તું પરથી હું કરતે નિસાર,
ઇવજ તુને અનમોલ દેતે હજાર.
મગર છે લાચાર રૂસ્તમ થયો,
નથી ગેતીમા તે, બેદમ થયો.

૫. કાબુલસ્તાંન અને જાબુલસ્તાંન એ બંને ગીઝનીની દક્ષિણથી તે સીસ્તાન શેહરની પશ્ચીમ લગન જોડાયલા છે, અને તે જમાનામા રૂસ્તમ પેહલવાંનના મુલક તરીકે ગણાતા હતાં.

| | |
|---|---|
| મગર હે નવાજેશ મારી સુણી, | મે રાખ્યો છે તે ધુળના ઢગમા, |
| તુને વાત કહું છુ, બહુ છે જુની. | છે એક નેજ્ઞેબી તે વગમા." |
| કિધો'તો મે દુશ્મન કતલ એક વાર, | ધરી તીરને ઝટ ખેચી કમાંન, |
| ગળાંમાહે તેના હતો એક હાર | કહ્યુ રૂસ્તમે: "જોઇ લે જે નિશાણુ" |
| જવાહીર તેમાં હતા આબદાર, | જઈ તીર પડીયો જમીનની ઉપર, |
| ગોહુર 'ને લાલો હતા બિશીયાર. | પડયો ધુળનો એક ઢગલો નજર. |
| બેશક બેમુલ તે હાર છે, | કહ્યુ "જલ્દ જઇને કાઢી લે હાર, |
| લે તારે ખાતર તઇયાર છે. | છે તારે લાયક તે દીલબહાર." |

## ફીરદોસીનુ ખાબમાથી જાગરૂત થવું

આ સ્વપનો હિયાજ પુરો થયો, અને ફીરદોસી જાગી ઉઠયો, તો માલમ પડ્યુ, કે બડી બામદાદ પડેની હતી. તેણે વિંચાર કીધો, કે ખાબની વાત અગર જો તે કોઇને કેહશે, તો લોકો તેને દીવાનામા ખપાવશે એવી ધાસ્તીથી જો કે તે કોઇ આગલ એ વિશે બોલ્યો નહી, પણ એ સ્વપના માટે તે હમેશા વિચાર કરતો, કેમકે સ્વપના ઘણીવાર ખરા પુડે છે, માટે આ તેનો સ્વપનોમી ખરો હોવો જોઇયે.

## ફીરદોસી મહામુદ શાહ સાથ મુકનાબાદની સેહલગાહે જાય છે

આ સ્વપનાની વાતને લાંબો વખત ગુજરયા પછી, શાહ મહામુદનું પોતાના રસાલા સાથ મુકનાબાદની સેહલગાહે જવું થયુ મુકનાબાદ જઇ પુગતાજ ફીરદોસીને પોતાના સ્વપનાની યાદ પડી તે યાદ પડતાજ મુકનાબાદના દરવાજાની આસપાસ તપાસ કરતો, એક મોટો ધુલનો ઢગલો તેની નજરે પડયો. એ ઢગલો તેને સ્વપનામા રૂસ્તમે દેખાડેના ઢગલાના જેવોજ હતો, એવી તેની ખાત્રી થઇ. ફીરદોસીએ અયાઝને પોતાના સ્વપનાની વાત જણાવી. અયાઝે લાગ ફાવતા એક દિવસ મહામુદ શાહને કહ્યુ કે "આ ધુલના ટેકરાવાલી જગ્યા ખાલી પડી છે, ત્યા એક આલીશાન મકાન બાધવાનો જો આપ હુકમ કરો, તો જયારેબી શાહ હિયા આવે, ત્યારે મુકામ કરવા તે કામ લાગે"

મહામુદ શાહે અયાઝને તે ધુલના ઢગવાલી જગ્યા ઉપર એક મકાન બાંધવાની પરવાનગી આપી.

આ શાહી ફરમાન મળતાજ અયાઝે તે ધુલના ઢગલાનો ટેકરો ખોદવી જમીન સપાટ કરવાનો હુકમ કીધો, અને તે ટેકરો ખોદતાજ, રૂસ્તમની બશારત પ્રમાણે ત્યાથી એક બેમુલ હાર મલ્યો. અયાઝ તે હાર મહામુદ શાહ પાસે લેઇ ગયો, અને ફીરદોસીએ ગીઝનીમા જોયલા ખાબની વિગત જણાવી ફીરદોસીએ ગીઝનીમા જોયલા ખાબની વાત અયાઝથી સાભલી, મહામુદ શાહ ઘણોજ તાજુબ થયો, અને તે હાર ફીરદોસીનેજ આપવાનો તેણે હુકમ કીધો મગર ફીરદોસીએ તે હાર લેવાની માન સાથ ના પાડી, અને તે હારના ભાગલા પાડી, તેણે દરબારના શાએરોને વેંહચી આપ્યા, કેમકે તે જાણતો હતો, કે શાહનામુ પુરૂ થય. પછી તેને મહામુદ શાહ તરફથી એક ગંજાવર દોલત મલનાર હતી.

**ફીરદોસી શાહનામું તમાંમ કરે છે. મહામુદ શાહ પોતાની કબુલાત તોડે છે.**

અંતે ફીરદોસીએ ગઝનીમા મહામુદ શાહ આમલ બાર વરશ[1] રેહી શાહનામુ તમામ બેતબાજીમા સપુર્ણું રચી, તમામ કીધું. જયારે ફીરદોસીએ શાહનામુ લખીને તમામ સમાપ્ત કીધુ, ત્યારે તેની ઉમરે ૭૧ વરશની થઇ હતી

રચી શાહનામુ કિધું તૈયાર,
કિધા બેત તેણે પુરા સાઠ હજાર.
ખતમ કુલ કિધા દાસ્તાને કિયાન,
કરી કુલ નઝમમા તવારીખ બયાન.
હતો માહ સફંદાર, અને રોજ અર્દ,[1]
સમાપત કિધો કિસ્સે યઝદેઝર્દ.
રજા ચાહી શાહની નજર તે કરૂ,
કે મકસદે મુરાદ ઝરથી ભરૂ.

દિઠા વીપત 'ને વમલ અનેક,
બુઝોર્ગી બની સાલ સીતેર પર એક
આ દારગી દુનિયા, સરાએ સેપજ-
મા વરશ પાચ પર તીસ એ ચી મે રંજ.
અકળમદ બાહોશ દાનેશ યકીન,
પહડી બયતો કરશે મને આફરીન.
રચી આ બયતો જવશ હુ મરી,
મગર હુ થવશ જીવતો હિયા ફરી.

ફીરદોસીએ શાહનામુ તમામ લખીને પુરૂ કીધા પછી, હવે ને તેની ખબર મહામુદ શાહને કરવા, પોતાના માનીતા દોસ્ત અયાઝને તેણે કહ્યુ અયાઝે તે ખબર શાહને પુગાડી, અને શાહે તે પુસ્તક પોતાની પાસે મગાવ્યું. મહામુદ શાહ તે પુસ્તક તપાસવા લાગ્યો.

પહડી પુસ્તકને થયો શાહ ખુશી,
બોલ્યો: "આફ્રીન એ ફીરદુસી.
રચાંવટ, સજાવટ, અજબ છે કરી,
લડી રહી ફસાહત મોતન લડી.
હરેક બયેત દીલખુશ મનને હરે,
સિવા ફીરદોસી બિજો નહિ કરે.
શીરીન છે જબાની, મીસલ તેગ સમ,
કરે કુલ શાએરોના બધ દમ.

રચી બયેત બેશક કિધી રૂસ્તમી,
જશે કુલ જગતના શાએર નમી.
હવે વાત સાભલ વજીર ઓ હસન,
રચી બયેત આ છે એકએક ચુનંદ
હવે જલ્દ તઇયાર મિસ્કાલ કર,
કર તું રવાના પીલ પીઠ પર
ગણી કાહડજે સાઠ હઝાર[2] તુ,
હવાલે તુ કરજે જઇ રૂ-બ-રૂ"

**હસન મએમંદીએ મહામુદ શાહને ભંભેરવો.**

વજીર હસન મએમંદી, મહામુદ શાહનું ફરમાન સામળી મનમા ઘણોજ ખલબલ્યો, મગર તે લાઇલાજ હતો શાહના હુકમ સામે તે દમ ભરી શકે એમ નહી હતું મગર ફીરદોસીની ઉપર વેર લેવાની આ વખતે તેને એક નવી તદબીર શોધી.

સુણીને ફિતુરી હસન આ હુકમ.
બોલ્યો નમીને ભરી એક દમ
'કાયમ સલામત રેહો હોશિયાર,
બીસાદ શું છે તુંને સાઠ હઝાર.

મગર ફીરદોસી એ ઝેર જોઇને,
રખે થાય બેકલ,[3] અકળ ખોઇને.
પુગે જો દિમાગે હરખથી ખલલ,
પડશે વમળમા એ બુઝોર્ગ કમળ.

---

૧. ઇ૦ સ૦ ૧૦૧૦ ના ફેબરવારી માસની ૨૫ મી તારીખે અસ્ફન્દાર માહ અને (અર્દ) અશીસગ રોજે, ફીરદોસીએ પોતાની જીદગીના ૩૫ વરસ, એ કામ પાછળ રોકી તે પુરૂ કીધું હતુ

૨. સાઠ હજાર સોનાના મીસ્કાલનુ વજન ચોવીસ હજાર તોલા થાય છે. ૩ દીવાનો.

ખુશીથી કુલાઇ મરી એ જશે,
નહિ તો હરખઇ ચરી એ જશે
સહુ ચીજ હદમા સદા સારી છે,
મગર અનહદમા સદા ખ્વારી છે
અગર હોય શાહની જો પરવાંનગી,
કરી દુર શકીયે એ દિવાંનગી

અગરજો હુકમ તું કરે શેહરિયાર,
દઉ ચાંદી મીસ્કાલ હું સાઠ હજાર[1]"

* * *

સુણી લઇ હસનને શાહ બોલિયો:
"બેશક ભરમ તેં ખરો ખોલિયો.
અએ મંદી અકલ તારી મજુર છે,
બલા ફીરદોસી તણી દુર છે.

લઇ જા તુ ચાદી પીલ પીઠ પર,
ઇનાયત કંચન બદલ તેને કર."

### ફીરદોસીની કમનસીબી

ફીતુરી મએમદીએ એવી રીતે સોનાના મીસ્કાલ બદલ ચાંદીના મીરકાલ ફીરદોસી ઉપર. મોકલવાની મહામુદ શાહની પરવાનગી મેલવી. તેણે તુંરતજ ચાદીના સાઠ હજાર મીરકાલની થેએલીઆ ભરી અયાઝને સ્વાધીન કરી, તે ફીરદોસીને હાથોહાથ આપવા માટે તેણે રવાના કીધો

મદી ફીતુરી બડો જાલસાજ,
કહ્યુ એમ તેણે: "સાભલ અયાઝ
આ થેલીએ છે ફીરદોસી થકી,
તે રાખે છે બેશક આજે વકી
એકદર મળી સહુ છે સાઠ હઝાર,
પોહચાડી દે જઇ તેને દવાર"
હુકમ જયારે મંદીનો એવો થયો,
લઈ સંગ થેલીઆને તે ગયો
ગયો ફીરદોસીને ઘર તે ગુલાંમ,
મગર ફીરદોસી ગયો'તો હમામ[2]
નજર જયારે શાએર ઉપર પડી,
અયાઝે નમીને નમન ખુબ કરી
કહ્યુ ખુબ આજુર્દા એમ બની.
"આ સાઠ થેલી લેઓ તમે ગણી."
ખુશી થાયો ફીરદોસ મલકાઈને,
જોતો રહ્યો ખુબ હરખાઈને

કળી તેની ઉમેદ ગુલઝાર હતી,
મગર તેની તકદીર બેચાર હતી.
ખોલીને થેલી કીધી નજર,
દિઠી તેણે ચાંદીથી ભરપુર-તર.
ઉદાસી, નિરાસી, પરેશાનગી,
બની તેની હાલત દિવાનગી.
નિર્ખીને બોલ્યો જોઇ અયાઝ:
"આ તો છે ચાદી, બીલકુલ બેકાજ.
આ ચાદીના મીસ્કાલ શું કામ છે,
કબુલાત કંચન ઇનામ છે.
શુ આ શાહી ઇજ્જત, આ તેનુ નામ?
શુ આ શાહી સુખન, આ તેનુ કામ?
કીધો તો સુનાનો દેવા હુકમ,
ને ચાદીમા આપે છે આજે રકમ?
નઝમની ચહડી શુ મગજમે બુખાર, —
કે તોડે મહામુદ શાહી કરાર."(૪)

૧, સાઠ હજાર ચાદીના મીરકાલનુ વજન ચોવીસ હજાર તોલા થાય છે

૨ હમામખાનુ એટલે અંઘોળ કરવાની જગ્યા ત્યા ચોકસ દાંમ આપી નિરાંતે બદન મસલીને નહવાડે છે, યા તેઓ પોતાને હાથે નાહે છે ત્યા ખાવા પીવા અને હમામ લીધા પછી આરામેશ લેવાની જગ્યાઓ રાખેલી હોય છે

### અયાઝે ફીરદોસી આગલ ભેદને ખોલવો.

કહ્યુ એમ અયાઝેઃ "આલી જનાબ,
કરો કાં તબિયત નાહક ખરાબ.
હજરત સુણો તમ ધીરજ ધરી,
કહું છુ હકિકત બની જે ખરી
નથી કઇ કસુર મહામુદની જરી,
એ છે મઅેમદીની કારીગરી.
સુણી વાત મે છે ધરી કાંનથી,
થયુ છે એ કાંમ શયતાનથી.
મરો મઅેમદી, મરો એનું કામ,
ભમાવી કીધો શાહ બડો બદનામ.
દિધો 'તો કચન દેવા વચન,
મગર બલેરી કિધું રૂપ-રૂ દ."

### ફીરદોસીએ લુટાવી દીધેલી દોલત.

અયાઝને મોહોડેથી ફીરદોસી આવો ખુલાસો સાભળી વધારે ગુસ્સે થયો, અને ગુસ્સાથી બોલ્યોઃ

"ઓ કુદી, ફીતુરી, ઓ નાબકાર,
કિધો મારો પામાલ કુલ રોજગાર
અદાવત થકી તે ઘડયો મારો ઘાટ,
ભુલ્યો રાહ ઇલાહી તુ શયતાનઝાદ
લુટયો ગજ મારો, ન લુટિયુ નસીબ,
પડો માર તુજ પર ખુદાનો કરીબ.
બુરી તારી બુનિયાદ નામોશથી,
તુ છે જાતે કમતર પાપોશથી"[1]
૫૦૦
કરી એમ અફસોસ, ધરી મન ધીર,
ગળી ગોટ લહુનો દાબ્યુ રૂદીર
બુલાવી હમામી કરી એક પુકાર,
પળમે લુટાવી દીધા વીસ હજાર
બુલાવી અયાઝ એમ કહ્યુંઃ "દીલદાર,
લે તુ ઉઠાવી બિજા 'વીસ હજાર.
અએ માલીકે શરબત દુકાનદાર,
લે તુ ઉઠાવી 'આ વીસ હજાર.
ઇવજમા તુ દે એક પ્યાલો મધુર,
બનુ તેની લેહજતમા ચકચુર"
બાદઝ બોલ્યો, બુલાવી અયાઝઃ
"કહેજે શાહને સુખન મુજ આજ.
નથી શાહનામુ લખ્યુ ગજ કાજ,
મને ગજની કઇ હતી નહી દાજ.
ધરી'તી નહિ ગજ ખાતર કલમ,
રચી મુજ કિરતી ખાતર નઝમ.
છે માલેક રોજીનો રજાક પાક,
કિધો છે મે રોશન અકલ ચેરાગ"

### મહામુદ શાહનુ વજીર હસન મઅેમદી ઉપર ગુસ્સે થવું.

ફીરદોસીના ગુસ્સા અને ધિક્કારનો પાર રહ્યો નહી. બીજા હાથ ઉપર મહામુદ શાહના માનીતા ગુલામ અયાઝે તેજ વખતે મહામુદ શાહને ફીરદોસીએ કહી સભલાવ્લ સઘલા સખુનો કહી સભલાવ્યા, અને તેને માટે મોકલાવેલા ચાદીના સાઠ હજાર મીરકાલ ફીરદોસીએ કેવી રીતે ઉડાવી દીધા, તે તમામ હકિકત તેણે મહામુદ શાહને વિગતવાર જણાવી મહામુદ શાહ તે સાંભલી ઘણોજ દલગીર થઇ ગયો, અને હસન મઅેમદી ઉપર, તેને મીરકાલ મોકલવાના બાબમા આપેલી ખોટી સલાહ માટે

---

૧. પગના ખાસડાં.

ઘણોજ ગુસ્સે થયો એટલુજ નહી, પણ તેના મરતબાને માટે તેને આપેલા સઘલા ખેતાબો છીનવી લઈ, તેને ઠપકો આપી કહયુ કે

"અએ મદી ફિતુરી અરે બદલગામ, | અદાવત હિર્સનો થયો તુ ગુલામ,
કિધુ તુએ કેવું બુરૂ આએ કાંમ | કિધો શાએરોમે મને બદનાંમ.
ગીબત મારી આલમમે સારી થશે,
હવે મારી મહેફીલ અકારી થશે"(9)

## હસન મએમદીએ મહામુદ શાહને મનાવી લેવા દેખાડેલી ચતુરાઇ.

શાહ મહામુદને પોતાની ઉપર આવી રીતે ઉશ્કેરાઇ ગયલો જોઇ, મએમંદીએ તેને મનાવી લેવાની નવી ચતુરાઇ કરતા ચાપલુસીભરી સિફત ચલાવી કહ્યુ –

"અએ શાહ દલીલ તારી બેમુલ છે, | સદા શાએરોનો એ મામુલ છે,
મગર ફીરદોસીનીબી ભુલ છે. | સમજતા નથી ધુલબી ફુલ છે.
અગર શાહી બક્ષેસ હોય એક દિરમ, | અગર શાહી બક્ષેસ હોય કમતરીન,
છે લાજમ સમજવું મીસ્લે ચશમ | મગર તેને કરવી ઘટે આફરીન"

## ફીરદોસીને હાથીના પગ તલે કચડી નાખવાનો શાહે કરેલો હુકમ.

બુરા ખવાસના મએમદી વજીરે, પોતાની ચાપલુસી ભરી ફીલસુફીથી, શાહ મહામુદના મગજ ઉપર એવી તો અસર કીધી, કે શાહી બક્ષિસને આવી રીતે ફીરદોસીએ ધિક્કારી, શાહનું મોટુ અપમાન કરવાં જેવુ તેણે કાંમ કીધુ હતું આ દલીલથી શાહ માહમુદ, હસન મએમદીનો કસુર ભુલી જઈ, તે ફીરદોસી ઉપર છેડાઇ પડયો, અને પોતાની બક્ષેસ તરફ આવો ધિક્કાર દેખાડી તે લુટાવી દેવાની સરકસી માટે ફીરદોસીને હાથીના પગ હેઠલ કચડી નાખવાનો તેણે એકદમ હુકમ કીધો, કે જેથી બીજા શાએરો એવી બેદઅબી કરે નહી.

આ આફત ભરેલા હુકમની ખબર ફીરદોસીને કાને પડતાંજ તે હેબતી ગયો, અને પોતની બુજોર્ગીના વખતમા, વિના કારણે આવી કિસમની શીક્ષા થવા માટે તે નિરદોશ શાએર પોતાના નસીબને દોશ દેવા લાગ્યો. ફીરદોસીએ હવે પોતાના જીવની આશા છોડી. તોપણ એક છેલ્લો ઇલાજ તેણે પોતાના બચાવ ખાતર અજમાવવાનો વિચાર કીધો

## ફીરદોસીએ મહામુદ શાહને મનાવી લેવુ.

ફીરદોસીને રેહવા માટે શાહ મહામુદે આપેલુ મકાંન તેના મેહલની પડોસમજ હતુ. મહામુદ શાહ તે મેહલના બાગમા રોજ બામદાદે ફરવા નિકલતો હતો એ તકનો લાભ લેઇ બીજે દિવસે બડી ફજરમા, જેવો મહામુદ શાહ તે બાગમા ફરતો ફીરદોસીને દેખાયો, તેવોજ ફીરદોસી તે બાગમા ગયો, અને શાહ મહામુદના પગ ઉપર માથુ મુકી કહ્યું કે: "મારા દુશ્મનોએ મારે માટે, હું જુદી જુદી દીનને માનુ છું એમ આપને જણાવ્યુ હોય, તો તે બીલકુલ જુઠું છે. ફીરદોસીએ બહુ કરગરી જણાવ્યુ કે.

"અએ બ દે પરવર શાહ સુલતાંન, | વસે યાહુદી, પારસી, ખ્રિસ્તીયાન,
સિફત તુજ મુલકની કરે આસમાંન | દીયે તુને જણીયો દઇ પુર માન.
વસી તુજ અમલમે કરે સહું ચમન,
કુબી આપી જણીયો કરૂં હિયા વતન."

આવા મીનતગુજારીના સખુનો કહી, ફીરદોસીએ શાહના પગની ઉપર પોતાનું માથુ મુકી, તેના પગને ચુમી, તેના પગની ખાકને પોતાની પેશાની ઉપર લગાડી. ફીરદોસીના ઉપલા રસીલા શએરો સાભલી, તેની હાલત ઉપર દયા લાવી મહામુદ શાહે તેને માફી બક્ષી

## ફીરદોસીનુ મસજીદમાં જવું, અને મસજીદની દીવાલ ઉપર લેખ લખવો.

બાગમાથી નિકલી ફીરદોસી પોતાને મકાને ગયો મકાને જઇ પુગતાંજ, તેણે લખેલા થોડાક હજાર શએરો, જે તેની પાસે હતા, તે સઘલા ફાડી નાખી, તેના તુકડા કરી અગારમા બાળી નાખ્યા, અને પોતે જે મસજીદમા મહામુદ શાહ નમાજ કરવા જતો હતો, તે મસજીદમા ગયો, અને ત્યાં તેણે પોતાની નમાજ કરી લીધી. નમાજ ખતમ કીધા પછી, શાહ જે જગ્યા ઉપર ઉભો રહી નમાજ કરતો હતો, તેની પીઠ પાછલની દિવાલ ઉપર નિચલા શએર ફીરદોસીએ લખ્યાઃ

"અએ શાહ મહામુદ ગઝનવી,
દરીયા સમ તુંજ દરબાર—
થાગ જેનો લાગે નહી,
એવો તે બેકીનાર—૧
મે મારી ત્યા ડુબકી,
મોતી ન લાગુ હાથ—
કા દોશ દેઉં દરિયાને,
એ હિંનભાગની વાત[1]—૨

## ફીરદોસીનું ગીઝની શેહરમાંથી ચાલી જવું.

મસજીદની દેવાલ ઉપર શએર લખી ફીરદોસી ત્યાથી બાહાર નિકલ્યો. બાહાર આવી તે પોતાના સાચા દોસ્ત અયાઝને મલ્યો. અયાઝને ફીરદોસીએ એક બંધ કરેલુ કાગજ આપી અરજ કીધી, કે આજથી બરાબર વીસ દિવસ પુરા થયા પછી, તે કાગજ મહામુદ શાહને જયારે ખુશ મિજાજમા પુરસદે હોય, ત્યારે આપવુ.

---

૧. ઉપલી નઝમ ફીરદોસીની લખેલી અસલ બયેતનો ભાવાર્થ રૂજુ કરે છે. ફીરદોસીની અસલ નઝમ નિચે પ્રમાણે છે

"ખુજસ્તે દર ગેહે મહમુદ અબુલી* દર્યાસ્ત,
ચેગુન દર્યા કાનરા કેરાન પદીદા નિસ્ત.
ચુ ગવ્વાસેહા ઝેદમ વ અનદર ન દીદમ દોરર,
ગુનાહે બખ્તે મનસ્ત ઇન ગુનાહે દર્યા નિસ્ત.

* કોઇ નકલમા મહામુદશાહને 'અબુલી' લખ્યો છે

એ પછી ફીરદોસી અયાઝને બગલગીરી કરી છુટો પડયો ફીરદોસી તેજ વખતે ગીઝની છોડી નિકલી ગયો તેની સાથે કાંઇબી સામાન નહી હતો ફકત તેના હાથમાં એક લાકડી, અને તેની ખાઢ ઉપર એક જબ્બો હતો તેના ઘણાક દોસ્તોએ તેની સાથે જવાનો વિચાર કીધો, અને તેની મુસાફરીનો કાંઇક અસ્બાબ આપવાનો બી ખ્યાલ કીધો, પણ વઝીર અએમદીનો ગુસ્સો મબાદા તેઓ ઉપર ઉતરે, તેની ધાસ્તીથી તેઓ ફીરદોસીને કોઇબી જાતની મદદ આપી શકયા નહી અને ફીરદોસી ભારી અને ધડકતે દીલે, નાસીપાસ અને નિરાસ બની, મુફલીસ હાલતમા ગીઝનીને છેલ્લી સલામ કરી ચાલી ગયો

પણ અયાઝ ફીરદોસીને ભુલ્યો નહી તેણે ફીરદોસી તરફ પોતાની દોસ્તીનો ચાહ દેખાડયો તેણે ફીરદોસી માટે મુસાફરી કરવા એક ઘોડો, અને થોડોક મુસાફરીનો અસબાબ પાછલથી રવાના કીધો હતો

## ફીરદોસીનુ ગીઝનીથી નિકલી કોહીસ્તાન[1] જઇ પુગવુ

ફીરદોસીને ગીઝની છોડયાને જયારે વીસ દાહાડા પુરા થયા, ત્યારે અયાઝે પેલુ બધ કાગજ શાહ મહામુદને એક દિવસ ખુશ મિજાજમા જોઇ આપ્યુ શાહ મહામુદે તે કાગજ ખોલીને વાચ્યુ, તો તેમા તેને માટે સખત લખાણુમા જોડેલી બયેતો માલમ પડી.

## ફીરદોસીએ કરેલી માહામુદ શાહની ફજેતી.

અએ શાહે ગઝની ઓ નામેવર,
જરાબી દીલમા ખુદાથી ડર
થયા છે આલમમે શાહો ઘણા,
મળી ફાનીમા તેમને નહિ પનાહ
હતા તુથી આલા 'ને વાલા તબાર,
દરજજોબી તુંથી હતો બીશ્યાર
હતી રાસતી મનમા વન કસર,
નહિ જોર જબરી પડતી નજર
સદા સુણી ફરીયાદ લેતા તે દાદ,
ન અદના કે આલા હતા કઈ બિસાદ
તજી ગેતી એક રોજ ચાલી ગયા,
બે હાથ લઇ સાથ ખાલી ગયા
અગર 'ઝર બહમા'[2] પડે શેહરિયાર,
સદા દાનેશોમા બને ખારઝાર

અગર આએ જગમા હતે તુ બુલદ,
ન હરગેઝ લખતે હુ આ સુખન
નહિ મુજ નઝમનો કિધો તે વિચાર,
હુકમ કીધો ટરવા મને તુ એ ઠાર
મને કહિ કમીનો, કિધી બદઝબાન,
ખબરને[3] સમજયો તુ બકરી સમાન
બૂરા બદ લોકે નિન્દા કરી,
કે અલી 'ને નબીથી ગયો હુ ફરી
ગણે દિલથી કોઈ અલીને ગયેર,[4]
કદીબી ન પામે ખુદાની મહેર
અગર તુ કરે મારૂ તન ચાક ચાક,
ભુલુ નહિ કયામત તલક નામ પાક
અગર શાહી શમ્શીર સરપર ફરે,
નહિ પ્યાર અલીનો અબુ[5] વીસરે

૧, કોહીસ્તાંનનો પહાડી મુલક ખોરાસાનમા આવેલો છે ૨ લોભમા ૩ બબર યાને વાઘ.
૪ ગયેર યાને બિગનો ૫ ફીરદોસીનુ પોતાનુ નામ

દિધી એવી ધમકી કચડશે પીલ,
કરે ચાક તન મુજ મિસલ આબે નીલ[1]
એ ધમકીનો મુજને ડર કંઈ નથી,
નબી 'ને અલી પાસ મર કંઈ નથી
મને તારો ડર કે નથી કંઈ શરમ,
અલી 'ને નબીની છે મુજપર રહમ
લખ્યુ છે કુરાને શરીફ માહે ખાસ,
સદા રાખે બંદા મુજ માહે આસ
સદા હુ નબીના ગણુ સત સુખન,
નથી ભેદ એમા, છે એકજ વચન.
એ બનેને ખાતર લિધો મે જનમ,
થઈશ એ બનેને ખાતર ખતમ.
અગર તારૂ બનેથી સર જો ફરે,
હુ જાણુ કે અકલ વિના તું કરે
છે દુનિયાના શાહોને મારો પેગામ,
કે ફીરદોસી તુસીએ લખ્યા કલામ.
નથી તેણે લખ્યા મહામુદ કાજ,
અલી મુસ્તફાને હો જે નમાજ
લખ્યુ શાહનામુ બનામે અલી,
ગુંથી બેમુલ ગોહરની કળી
ન જણ્યો જગે ફીરદોસી સમાન,[2]
જમાનો હતો ત્યારે બેશક જવાંન.
ન થાયો ન થાશે બીજો તુસી,[3]
કે જોશે જગત, 'ને થાશે ખુશી.
કસુર મુજ કિસ્મતની એ હતી,
ચોમેર ચાલી રહી ગીબતી[4]
ન બુઝી કલામોની તુએ કદર,
અફસોસ કીધી ન ઝાખી નજર.

એવો તુ ગઝનીનો મહામુદ શાહ,
ગીબત સુણી ગાફેલ થયો ગુમરાહ
ગીબતની ચહડી હોય જેને બુખાર,
ખુદા તેને આપે ન હરગેઝ કરાર.
પુગી મારી પીરી એંસીને સાલ,
કિધી મારી ઉમેદ કુલ પાયમાલ.
મે ધારી'તી ઉમેદ ખેચીને રંજ,
શાહથી હુ પામશ બીશ્યાર ગંજ.
બયાનો કરવા વીગતવાર,
બયેતો મે લખ્યા છે સાઠ હજાર.
તલવાર, તીર 'ને તબર 'ને કમાન,
શાહોના સાજ 'ને શાહી નિશાન.
નેજા 'ને બખ્તર, ખંજર, કટાર,
ઘોડા 'ને હાથી, કોલાહ, સવાર.
જંગલ 'ને દરિયા, હવા 'ને આબ,
વાઘ અને વરૂ, બબર ને સાપ.
ગોર્ખર, 'ને અઝદાહ, 'ને ગુલની નિરંગ,[5]
મગરમચ્છ, માછી 'ને શીરો પિલંગ.
મર્દાને મરદ, ને જંગી જવાન,
સિપાહ 'ને લશ્કર, બયેબિયાન.
લડાઈના મયદાંન, જંગીના જંગ,
દલીરો, અમીરો, 'ને કયાનીના રંગ.
ભલા 'ને બુરા 'ને પાપી અધમ,
જોહાક જાલમ, તુર 'ને સલમ.
ફરીદુન ફરરોખ, શાહ કયેકોબાદ,
જમશેદ, કયેખુશરો પાકઝાદ.
હોશંગ, તેહમુર શાહ દેવબંદ.
અવલાદે આલા બખ્તે બુલંદ.

૧ જેમ નાઇલ નદીના પાણીના જોશથી માનસનુ શરીર ધુ ઇ જાય છે તેમ. ૨ આ ગુજરાતી શબ્દો ફીરદોસીની અસલ બયતનો તરજુમો ફકત છે એ અસલ બેતબાજીમા ફીરદોસી પોતાને માટે ઘણોજ ગુમાની ભરેલો અને ઉંચો વિચાર દરશાવી જણાવે છે, અત્યાર આગાઉ હું જનમ્યો ન હતો, કારણ કે જમાનો ઘણોજ જવાન હતો. વધુ માટે જુવો કા૦ મે કીડુ શાહનામુ અને ફીરદોસી. (કરતા) ૩. ફીરદોસી તુસી. ૪. કિસમ કિસમની નાલેસી. ૫ ગુલની નીરંગ, દેવોની અસર દુર કરનારા એક જાતના શબ્દો.

બુલંદ બખ્ત કાઉસ, નામી રૂબાબ,
કમઅ'દેશ, બિદાદ અફ્રાસિયાબ.
સામો–નરીમાન, કેરસાસ્પ નેક,
જેહા જોય રૂસ્તમ, દુનિયામે એક.
અશો નર શિયાવક્ષ, રોશન રવાન,
રૂઈનતન 'સ્ફન્દીયાર અજબ પેહલવાન.
મિનોચહેર, ગોદરેઝ આલીવિકાર,
હતા જેને એસી પિસર નામદાર
લોહરાસ્પ, ઝરીર, નામી સ્વાર,
લડી દીન થકી જે થયા બેહુ ઠાર
ગુસ્તાસ્પ જેવો શાહ શેહરિયાર,
અકલમદ જામાસ્પ રમલકાર
દારાએ દારાબ શાહ નેકનામ,
સિકન્દર રૂમી બુરો બદલગામ
શાહપુર અને અર્દશીર બાબેકાન,
બેહરામ, આદેલ નોશીરવાન
સાસાની ખુશરો પરવીઝ નામ,
કિધા સહુ જીવતા લખી મે કલામ
થયા દોરે ફાની ફના નામેવર,
હકિકત લખી છે સહુ સર–બ–સર
જીવતા કિધા મે કલમને કમી,
રવાનો રહ્યા તેમના છે હસી
કિધા નામ જીવતા ઇસુ[1] મિસાલ,
સદી સેકડો પર થયા ઈન્તેકાલ[2]
બારાંન 'ને ગરમી, હવા 'ને આબ,
કરે છે બુલંદ મકાનો ખરાબ
મગર બાંધ્યું છે મે એ મકાન,
હવા આબથી ના પુગે નુકસાન

અનદીઠ જમાનાનો વહિ જાશે કાળ,
મગર મુજ નઝમને ન પુગશે જવાલ
મે રાખી'તી શાહથી નહિ એવી આસ,
મગર એક કજાકે કિધો મારો નાશ
હતે રાસ્ત તારૂ અગર જો જીગર,
તો બુજતે ન મારી તુ એવી કદર.
કરી સાલ તીસ તીસૂ જબરૂ મથન,
જીવતુ કીધુ મે મુવેલું વતન.
અગર જો હતે નહિ તંગદસ્ત તુ,
તો બેસાડતે તખ્તપર રૂ–બ–રૂ.
અગર બાપ તારો હતે બાદશાહ,
મુકી તાજ મુજ સર દેતે પનાહ.
અગર તારી માદર હતે સર્ફરાજ,
ગુઠન ભર કચન કરતે નવાજ.
ખેંચી મે બરની ઉમેદ પર જફા,
ન જાણ્યુ કે થાશે તુ એવો કફા.
વચનથી ફરી તુ થયો બદનામ,
મને તુએ દીધુ ફુકાણુ દામ.[4]
નથી મારી ઉમેદ તુજથી ફળી,
મને શાહી કરતા ગદાઇ ભલી.
બીજ હોય કડવું, તો કડવુ જ ફળ,
નહિ થાય નિચથી મુશકીલ સફળ.
બુરાંથી ભલાની ના રાખ ઉમેદ,
કાળો તે કાળો, બને ના સફેદ.
અરજ મારી સાભલ પરવરદેગાર,
પડો શુમ ઉપર લીયાનત હજાર
લખી આએ કિસ્સો કરૂ છુ ખતમ,
હવે લે રોશન ખુશી થાઇ હમ[5]

૧ ઇસુ ક્રાઇસ્ટ ૨ મોત. ૩ મહામુદ શાહનો બાપ જાતે ગુલામ હતો તેને માટે ફીરદોસીએ આ મીહનું મારયુ છે ૪ એક જાતના શરબત જેવુ પીણુ એવા એક શરબતના પ્યાલા માટે ફીરદોસીએ વીસ હજાર મીસ્કાલ આપ્યા હતા, તે માટે આ ઇશારો છે. ૫. આ બયેતો ફીરદોસીએ લખેલા બયેતોનો ફક્ત તરજુમો બેતબાજીમાં કરતાએ રચ્યો છે ફીરદોસીએ લખેલા એ બયેતો દરેક શાહનામા અંદર ફીરદોસીના અહેવાલ પછી આવેલા છે. મગર તે ગુસ્સાના આવેશમા ફીરદોસીએ લખેલા હોવાથી ઘણીજ સખત ભાશા વાપરેલી છે (કરતા)

ફીરદોસીના બાબમા મહામુદ શાહની દરબારમા બનેલા બનાવોની ખબર, તેને કરેલો મોતની સજા, અને તે સજા કીધા પછી તેને મલેલી માફી, વિગેરેના સમાચાર આસપાસના મુલકોમા ફરી વલ્યા, અને તે વિશે ખુબ ચકચાર મચી રેહી હતી. ફીરદોસી ઉપર એવી રીતે ગુજરેલા ગેરઇનસાફની વીગત જાણી, લોકો ઘણાજ દલગીર થવા લાગ્યા, અને તેઓ હસન મએમદીની અદાવત અને હિર્સનુજ એ પરીણામ હતુ, એમ માનવા લાગ્યા.

ફીરદોસી ગીઝનીના મુલકને છેલ્લી સલામ કરી કોહીસ્તાન[૧] તરફ નિકળી ગયો.

કોહીસ્તાનનો હાકેમ ફીરદોસી સાથ દોસ્તી રાખતો હતો. તેને એ બીના ખબર પડી, અને એતેફાક ફીરદોસી પણ તેવે સમે કોહીસ્તાન જઇ પુગ્યો. ફીરદોસીના આવી પુગ્યાની ખબર કોહીસ્તાનના હાકેમ નાસરલકને ખબર પડનાજ, તેણે ફીરદોસીને માન સાથ એસ્તકબાલ લેવાને પોતાના માનસો મોકલ્યા, અને બાઈજ્જત તેને શેહરમા ઉતારો આપ્યો.

## ફીરદોસી એક નવુ પુસ્તક રચવાનો વિચાર કરે છે

કોહીસ્તાનમા તે પડાવ નાખી પડયો, પણ તેનુ ચીત ઘણુજ બેચેન અને ઉચાત થઇ ગયુ હતુ કોહીસ્તાનના હાકમ સાથ તેની અવારનવાર ચાલુ મુલાકાત થતી રેહી, અને તે મુલાકાત દરમિયાન ફીરદોસીએ હાકમ નાસરલકને જણાવ્યુ, કે. "હવે મારો વિચાર એક નવુ પુસ્તક નઝમમા રચવાનો થયો છે તે પુસ્તકમા મહામુદ શાહ અને તેના વજીર હસન મએમદી સાથ મારા બાબમા બનેલા સઘલા બનાવો હુ એતબાજીમા રચવા માગુ છુ"

ફીરદોસીની આવી ખાએશ નાસરલકને બીલકુલ પસંદ પડી નહી, કેમકે મહામુદ શાહની સાથ તેને ઘાડી મીત્રાચારી હોવાથી, ફીરદોસી તેના રાજમા વસી આવુ પુસ્તક રચી, મહામુદ શાહની ફજેતી કરે, તો નાહક તેઓની-મિત્રાચારીમા ખલલ થાય, અને મિનાકેસો બરપા થવા પામે એ સબબને લીધે હાકેમ નાસરલકે ફીરદોસીને એવું પુસ્તક રચી મહામુદ શાહની બદગોઇ કરતો અટકાવ્યો, અને તેને ઘણીજ શીખામણ આપી, એક લાખ દીરમ ઇનામ તરીકે ફીરદોસીને આપી, એ વાતને દાબી દેવાની સખત તાકીદ કીધી નાસરલકના સમજાવ્યાથી, ફીરદોસીએ એવુ બદગોઇવાલુ પુસ્તક લખવાનુ કામ બંધ કીધું, અને જે કાઇ થોડુક લખ્યુ હતું, તે તેજ વખતે તેણે હાકેમ નાસરલકને સ્વાધીન કરી દીધુ, અને નાસરલકે તે લેખનો તેજ વખતે નાશ કીધો. એ લેખમા થોડુક લખાણુ નીચે પ્રમાણે હતું.–

## ફીરદોસીના નાશ કીધેલાં પુસ્તક માહેલી થોડીક નઝમ.

"દિલ શાહનુ કા બેઇમાની થયુ, | કુલ મારી મેહેનત બરબાદ થઇ,
ગીઝનીમે લહુ મારૂ પાણી થયુ. | ગગન લક મહારી ફરિયાદ ગઇ.

૧. ફીરદોસીની જીંદગી વિશે લખનારાઓ માહેલા કેટલાક લેખકો જણાવે છે, કે ફીરદોસી ગીઝનીથી નિકલી પેહલા માઝીનદરાંન ગયો હતો, માઝીનદરાંનથી તે કોહીસ્તાન ગયો હતો.

કિધી રજ ભારી વરશ ત્રીસ તક,
મગર દાદ લેશે હવે મારી હક[1]
થયો શાહ મહામુદ બિદાદગર,
ન રાખુ હુ પરવા પયગાર[2] ભર.
હુ જાહેર જગને કરૂ એકદમ,
હેવી છે પેદર'ને માદર તોખમ
કરૂ જગ જાહેર બદો સુમ છે,
વળી આપની શુ તોખમ છે.
ચિતારૂ હુ જગમે એને સિહા,
કરી ના શકે એને કોઇબી સફા
ચહડી મજ્જ અદર એવીજ ધુન,
જતો ના મુકુ મહી બશુન,
કરી નહિ શકે કોઇ પાણી અસર,
ચિતારૂ એવો એ બિદાદગર
મે ચાહ્યુ કરવા સુખનથી કતલ,
ચિતારૂ મદીને જબરો ચુગલ[3]
નસલ શાહની જગમે કરૂ આશકાર,
કે નિકલે ચહેલી મગઝે બુખાર.
મગર એમ હુકમ કરે સરવર,[4]
હુકમથી ફરે કેમ કરી મારૂ સર.
રચેલી હતી પાસ જે કઇ નઝમ,
શરણુ કીધી બાજુ મુકી દઇ કલમ
ગમે તો બાળી ટરે તે ભસમ,
ગમે તો ઉકાલી, કરે તે ગરમ
કરાવશ હુ ઇનસાફ ત્યાં[5] જઇને,
રહીશ વાટ જોતો ત્યાં રહીને.
મિનોઇમે થશે મારો ઇનસાફ હક,
ખોટી હુ રહેવશ કયામત તલક."

## ફીરદોસાને કોહીસ્તાનથી નાસરલકે રવાના કરવો.

નાસરલકે ફીરદોસીને માન અને ઇજજત સાથે પોતાના મુલકમાથી રવાના કીધો, અને મહામુદ શાહ સાથે પોતાને મિત્રચારીનો સબધ હોવાને લીધે, ફીરદોસીના બાબમા એક વિગતવાર કાગજ લખી, ફીરદોસી ત્રીસ વરશની મહેનત કીધા પછી, નાઉમેદ અને નાસિપાસ થઇ પોતાને વતન ગયો, તેને માટે નાસરલકે પોતાની દલગીરી તે કાગજમા જણાવી, અને પોતાનુ કાગજ ખતમ કરતા નાસરલકે મહામુદ શાહને ફીરદોસીએ જોડેલા બયેતો માહેના છેલ્લા બયેતો પોતાના કાગજમા ટાકી મોકલ્યા:-

"કરાવશ હુ ઇન્સાફ ત્યા જઇને,
રહીશ વાટ જોતો ત્યાં રહીને
મિનોઇમે થશે મારો ઇનસાફ હક,
ખોટી હુ રહેવશ કયાંમત તલક"

## મસજીદની દેવાલ ઉપર ફીરદોસીએ લખેલો લેખ

### મદીને કતલ કરવાનો હુકમ

કોહીસ્તાનના હાકેમ નાસરલકનો કાગજ મહામુદશાહને જે દાહડે મલ્યો, તે દાહાડે શુકરવાર હતો. તે દિવસે શુકરવાર[6] હોવાથી, મહામુદ શાહ મસજીદમા નમાજ ખાતર ગયો હતો નમાજ ખતમ થયા બાદ મહામુદ શાહની નજર તેની પીઠ પાછલની દેવાલ ઉપર પડી મહામુદ શાહે નજદીક જઇ જોયુ, તો તે ઉપર લખેલા હરફ તેણે

૧ હકતાલા ખુદા. ૨ પયગાર યાને ખાસડુ ૩ ચુગલખોર યાને નિદા કરનાર
૪ પોતાના દોસ્ત નાસરલક માટે ફીરદોસી ઇશારો કરે છે. ૫ મીનોઈ જેહાન. ૬. જેમ ખ્રીસ્તી દેશમા રવીવાર આરામ્રેસનો દાહાડો છે, તેમ મુસલમાન લોકોના દેશમા શુકરવાર આરામ્રસ લેવાનો, અને મસજીદમા જઈ બદગી કરવાનો દાહાડો છે.

તુરતજ પીછાણ્યા તે ફીરદોસીના હરફ હતા. તે લેખ મહામુદ શાહે વાંચ્યો:-

અએ શાહ મહામુદ ગઝનવી,
દરીયા સમ તુજ દરબાર-
થાગ જેનો લાગે નહી,
એવો તે બેફીનાર-૧
મે મારી ત્યા ડુબકી,
મોતી ન લાગુ હાથ-
કાં દોશ દેઉ દરિયાને,
એ હીન ભાગની વાત-૨

આ લેખ વાચતાંજ તે ઘણોજ વિચારમા પડયો, અને ઉદાસ દીલે તે મેહલ તરફ પાછો ફરયો મેહલમાં પુગતાંજ તેને નાસરલકનો કાગજ મલ્યો. તે કાગજ વાંચી, તેની દલગીરીમા ઘણોજ વધારો થઇ ગયો. વળી 'તે કાગજમા નાસરલકે ટાંકેલી નઝમ વાંચી મહામુદ શાહ જેમ ગુસ્સે થયો, તેમ તે દલગીરબી થયો. દાનેશમંદો, જેઓ ફીરદોસીના વખાણનાર હતા, તેઓએ એવે વખતે ફીરદોસીને થયલો ગેરઇનસાફ જાણી-બુજી વજીર મએમદીએ કરાવ્યો હતો, એમ ભાર મુકી દલીલ કરી જણાવ્યાથી, મહામુદ શાહની પતીજ થઈ, અને તે મએમદી ઉપર ઘણોજ કોપાયમાન થઇ, પોતાને ભમાવી ભંભેરવા માટે તેને તલવારથી મારી નાખવાનો હુકમ કીધો.

### ફીરદોસી કોહીસ્તાંનથી માજીનદરાંન.

ફીરદોસીની ભટકતી જીંદગીનો હજી છેડો આવ્યો નહી હતો. કોહીસ્તાનથી નિકલી ફીરદોસી માજીનદરાનના મુલકમા[1] જઇ પુગ્યો હિયા ફીરદોસી પોતાના શાહનામાની બેતબાજી સુધારવાના કામમા રોકાયો. માજીદરાનનો હાકેમ, શાહ મહામુદનો જમાઇ હતો. તેનુ નામ 'કાબુસ-બીન-મશીગર' હતું.

ફીરદોસી માજીનદરાનમા રેહી, પોતે રચેલા શાહનામાના દાસ્તાનોના કિસ્તનો બેતબાજીમા જાહેર પ્રજા આગલ કથવા લાગ્યો તે કિસ્તનો માજીનદરાનમા ઘણાંજ લોકપ્રીય થઇ પડયાં. માજીનદરાનમા તેના કિસ્તનોને લીધે ફીરદોસીની જાબજા તારીફ થઈ રેહી. ફીરદોસીએ માજીદરાનના હાકેમની તારીફમા કેટલાક કલામો રચ્યા, અને તે જાહેરમાં કથ્યા. પોતાની તારીફના કલામો જાહેરમા ગવાય છે, એવી ખબર જયારે તે હાકેમના કાંન ઉપર ગઇ, ત્યારે ફીરદોસીને માટે તેણે તલાશ કરાવી. એ તલાશના પરીણામમા માજીનદરાનના હાકેમને એવી ખબર મળી, કે શાએર ફીરદોસી તુસનો વતનદાર છે, તે શીહા પથનો છે, અને ગીઝનીમાં જે કિતાબ તેણે નઝમમા રચી હતી, તે કિતાબ તે પોતાની સાથે લેઇ આવ્યો છે, અને તે કિતાબ શાહનામાને નામે ઓલખાય છે

[1] ૧. માંજીદરાનનો મુલક ગીલાન અથવા કાસ્પીયન સમુદ્રને કિનારે છે ગ્રીક લોકો એને 'હરકેનિયા' કહે છે. માજીનદરાન ઘણોજ ફળવંત મુલક કેહવાય છે.

### માઝીનદરાનમા શાહનામાની નકલનું વેચાણ

માઝીનદરાનના હાકેમ કાબુસને ફીરદોસી વિશે સઘલી ખબર અત્યાર આગમચની ગીલનીથી મળી ગયેલી હોવાથી, તે બોલ્યો કે "અગર જો એ કિતાબ ફીરદોસી મારી ઉપર મોકલે તો હુ તેને લાયક ઇનામ આપુ."

આ ફરમાસને અનુસરી ફીરદોસીએ પોતાના શાહનામાની એક નકલ કરી, તે નકલ માઝીનદરાનના હાકેમ કાબુસને આપી. કાબુસે તે નકલ લીધી, અને ફીરદોસીને એક નાદર રકમ આપી તેની કદર બુજી, અને લાયક ઇનામથી તેને નવાજ્યો. પણ હાકેમ કાબુસ પોતાનાં સસરા મહામુદ શાહના ગુસ્સાનો વખતે ભોગ થઇ પડે, માટે માઝીનદરાનમાથી ફીરદોસીને મા । અને ઇનામ આપી, તેને તાકીદે બીજે મુલક નિકલી જવા કહ્યુ

### માઝીનદરાનથી બગદાદ

ફીરદોસીએ કાબુસની બાએશને માન સાથ માથે ચહડાવી માઝીનદરાનથી નિકલી તે બગદાદ તરફ જવા નિકલ્યો

અ તે એક લાબી રજભરી સફર પુરી કરી, ફીરદોસી બગદાદ જઇ પુગ્યો. બગદાદમા ફીરદોસીને થોડાક દિવસ એકાતમા રેહવુ પડયુ, કેમકે કોઇપી તેની પીછાનવાલો કે ઓલખીતો બગદાદમા તેને કેટલાક દિવસો સુધી મલ્યો નહી.

એવામા એક દિવસે બજારમા ફરતા ફીરદોસીનો એક પુરાણો વેપારી દોસ્ત મલ્યો તે વેપારી ફીરદોસીને પોતાના પરોણા તરીકે પોતાને ઘર માન સાથ લઇ ગયો ફીરદોસીએ પોતાની ઉપર ગુજરેલી મુસીબત અને મુસાફરીનુ બયાન તેની આગલ જાહેર કીધુ

આ વેપારીને બગદાદના ખલીફના વજીર સાથ ધાડી મિત્રાચારી હોવાથી, તેણે ફીરદોસીનો સઘલો હેવાલ ખલીફના વજીરને જાહેર કીધો, અને મહામુદ શાહનો ગુસ્સો, તેમજ તેના વજીર મએમંદીએ અદાવત અને અદેખાઇના સબબે જે કાંઇ જુરાઇ ફીરદોસી સાથે ચલાવી હતી, તે વિગતવાર જણાવી આ ઉપરથી વજીરે ફીરદોસીને પોતાની પાસે બુલાવી તેની મુલાકાત લીધી.

### ફીરદોસી બગદાદના વજીરની મહોબત મેલવે છે.

ફીરદોસી અરબી ભાશા ઘણીજ સારી રીતે જાણતો હતો તેણે તુરતજ આ વજીરની લાએકી અને વિવેકભરી ચાહત માટે તેની સિફતમા અરબી ભાશામા થોડીક બેતબાજી રચી પોતે ગાઇ દેખાડી, અને તે સાભલી વજીર ઘણોજ ખુશ થઇ ગયો. વજીરે ફીરદોસીને પોતાના મકાનમાજ મેહમાન તરીકે રાખ્યો, અને બગદાદના તે વખતના ખલીફ કાદર બીલ્લા સાથ તેની પીછાન કરાવવાની, અને તેની દરબારમા દાખલ કરાવવાની તેણે ખાત્રી આપી

### ફીરદોસી બગદાદના ખલીફની દરબારમા.

વજીરે પેહલીજ તકે ખલીફ કાદર બીલ્લાને ફીરદોસીની તમામ હકિકત, હસંન, મએમંદીની ચાલ, અને મહામુદ શાહની બેઇમાની વિગેરે જાહેર કરી, ફીરદોસીની

ફસાહત, અને નઝમની કલમબાજી માટે સિફારસ કીધી. ખલીફે તુરતજ એવા ગુણી શાએરને મળવાની મરજી જણાવી. બીજેજ દિવસે ફીરદોસી ખલીફની દરબારમા હાજર થયો, અને દરબાર રૂબરૂ ખલીફની સિફતમા જોડેલી ૧૦૦૦) ફારસી બયેત તેણે લલકારી કિરતન કથ્યું આ નઝમબાજીની રંગત અને રંગબાજી સાભલી ખલીફ ફીરદોસી ઉપર પ્રસન્ન થયો, અને ઘણા માન સાથ તેને ત્યા રાખ્યો

બગદાદના ખલીફને શાહનામુ ગમતુ નથી. ફીરદોસીએ કથેલુ કિરતન.

નઝમની અસર એવી ન્યારી થઇ,
ખલીફ સગ અતી દીલદારી થઇ.
દરજ્જે મિસલે સિતારો થયો,
ખલીફની નજરમા પ્યારો થયો
હવે ફીરદોસીએ કીધો વિચાર,
વસી બગદાદે થવું બરકરાર
વસી શાહનામું કરતો કથન,
રીજવતો કથી લોકોને કિર્તન
કથ્યા પેહલવાંનો તણા દાસ્તાંન,
દિધા પ્યાર મહોબતના બહુ બ્યાન
સુણાવી જગ રંગ ચગ સગ કસી,
કથી ખુબ કિર્તી અતી પારસી.
વફાઇ, ભલાઇ કહી વર્ણવી,
હર રોજ નઝમબાજી કરતો નવી.
રૂસ્તમ સોહરાબ, બેજન-મની,
બયા હાલ કરતો ગમગીન બની
કિરત ગાઇ કરતો બયા નવરૂઝ,
બિઆબાંન પહાડો અને અલબરૂઝ.

કિધી પાક મહોબત બયાંને શીરીન,
થઇ કેમ ખતમ ખાઇ ખંજર હસીન.
થઇ કેમ તારાજ ધરાંન જમીન,
થયો કેમ ખુશરો ગોફેનશીન.
ગયો કેમ રૂઇનતન જંગમે મરી,
કિધી કેવી રૂસ્તમે કારીગરી.
થયો જયારે મુહમદ નબીનો જનમ,
હતો શાહ નોશીરવાંનનો ધરમ.
હતો તખ્ત પર જ્યારે નોશીરવાન,
જનમ પાયો મહમદ નબી સુલતાંન
બયાં હાલ કીધો લારી હાય સહૈ,
ફના કેમ થયો બાદશાહ યજદઝર્દ.
કથી કિરતી ગાવેચાની ધજા,
થઇ કેમ પામાલ 'રોશન' પ્રજા.

શાહનામુ નામજુર. કારણ ?

એવી રીતે ફીરદોસી બગદાદમા ઠામ ઠામ, આખું શાહનામુ કથ્યા કરતો હોવા છતાં, ત્યાની પ્રજાને તે બીલકુલ પસદ પડ્યું નહી, કેમકે તેમા

આતશપરસ્ત શાહોની તારીફ

ના, તેમજ પેહલવાનોની સિફતના બયાનો હતાં. ફીરદોસીએ શાહ નામાને આવી રીતે બગદાદમા નામજુર થયેલુ જોઇ દલગીર થયો. તેણે પોતાની મુશ્કેલી તેજ વખતે જોઇ લીધી, અને રખે ખલીફ પણ પોતાની રૈયતને અનુસરી નારાજ થાય, એમ ધારી તેણે તુરતજ

યુસુફ અને ઝુલીખાં

નું દાસ્તાન, તમામ બેતબાજીમા રચ્યુ, કે જે કિસ્સો કુરાંનમા જણાવ્યો છે. એ દાસ્તાંન તઇયાર કરી જ્યારે ફીરદોસીએ જાહેરમા કર્યો, અને બગદાદના ખલીફે જયારે તે સાભલ્યો, ત્યારે ખલીફ તેમજ લોકો એ કિસ્સો સાભલી, ફીરદોસીને ઘણોજ

ચાહવા લાગ્યા ફીરદોસીએ એ યુસુફ અને ઝુલીખાના દાસ્તાનમા નવ હજાર બયેત જોડયા હતા

### બગદાદથી ફીરદોસીનુ નીકલી જવુ

એક હાથ ઉપર જ્યારે ફીરદોસી બગદાદમા ખલીફ કાદર બીલ્લાની મેહરબાની હેઠલ નિગતે વસી 'યુસુફ ઝુલીખા'ના દાસ્તાનનુ કિરતન કથી લોકોની મેહરબાની મેળવી લોકપ્રીય થતો હતો, ત્યારે બીજા હાથ ઉપર કોહીસ્તાનના હાકમ નાસરલકનુ કાગજ મહામુદ શાહને મલ્યા પછી, તેના દીલમા ફીરદોસીની યાદ નવેસરથી તાજી થઇ. નાસરલકે ફીરદોસીની કેની દીલ પીગલાવનારી મીનતગુજારી, અને આશાવત બયેત

"કરાવશ ઇનસાફ ત્યા જઇને,
રહીશ વાટ જોતો ત્યા રહીને
મિનોઇમે થશે મારો ઇનસાફ હક,
ખોટી હુ રહેવશ કયામત તલક"

લખી જણાવી હતી. મહામુદ શાહે તે બયેત વાચી અને ફીરદોસીને ઇનસાફ આપવા તે તૈયાર થયો. તેણે તુરત ફીરદોસીનો પત્તો મેળવવાની તજવિજ કીધી, અને ખબર મળી, કે ફીરદોસી બગદાદના ખલીફની દરબારમા છે એ ખબર મળતાજ મહામુદશાહે ખલીફ ઉપર એક કાગજ લખી ફીરદોસીને પોતાની દરબારમા પાછો મોકલી આપવા જણાવ્યુ.

પણ મહામુદ શાહનુ એ કાગજ બગદાદ પુગે, તે આગમચ ફીરદોસી પોતાને વતન તુસ તરફ નિકળી ગયો હતો, એવા સમાચાર તે કાગજના જવાબમા ખલીફે મહામુદ શાહ ઉપર રવાના કીધા

### મહામુદ શાહને ફીરદોસી હૈડે ચઢી આવે છે.
### ફીરદોસીના બોલોમા દીલ્હીના પાદશાહને અપાયલી ધમકી

આવા સન્જોગ વચ્ચે મહામુદ શાહ ફીરદોસીની ભાલ મેલવવાની તજવિજ કરતો હતો, તેવામા મહામુદ શાહને પોતાના એક દુશમન–દીલ્હીના પાદશાહ–સાથ કાઇક વાધો પડયાથી, લડાઇ ઉઠવા જેવો સન્જોગ બરપા થવા લાગ્યો એ ઉપરથી તેણે પોતાના વજીરની સલાહ પુછી, કે દીલ્હીના પાદશાહ સાથે કેવી રીતે કામ લેવુ' વજીરે જણાવ્યુ', કે લડાઇ જાહેર કરવા આગમચ દીલ્હીના પાદશાહ ઉપર સખતમા સખત ધમકીભરેલો એક એવો કાગજ લખવો જોઇયે, કે જેથી તે એકદમ ઠેકાણે આવી જાય, અને લડાઇનુ મોહડુ કાળુ થાય

મહામુદ શાહને વજીરનો વિચાર ઘણોજ પસદ પડયો, અને એવાં કાગજમા કેવા ધમકી ભરેલા શબ્દો લખવા, તે વિશે વજીરને પુછયુ વજીરે જવાબ દીધો, કે બીજા કોઇબી શબ્દો કરતા શાએર અબુ કાસમ ફીરદોસીના નિચલા સખુનો એ કાગજમા લખી, તે કાગજ દુશમન ઉપર રવાના કરવાથી ધારેલી મતલબ પાર પાડશે

| ફીરદોસી – | તરજુમો |
|---|---|
| "અગર જુજ બે કામે મન આયદ જવાબ, મનો ગુર્ઝો મયદાનો અફ્રાસિયાબ. | "અગર જો ન દેશે સિદ્ધો જવાબ, તો અમો, ગુર્ઝ, મયદાંન 'ને અફ્રાસિયાબ." |

(કરતા)



ફીરદોસીની સેવટની આરાંમગાહવાલી બીસમાર
હાલતમા આવી પડેલી જગ્યા

આ ફીરદોસીના બોલો કાગજમા લખી, તે કાગજ દીલ્હીના પાદશાહ ઉપર રવાના કીધુ પણ ફીરદોસીની આ નઝમ સાભલી મહામુદ શાહને તમામ ગઇ ગુજરી એકદમ નવેસરથી હૈડે ચહડી આવી, અને વરશો સુધી ગીઝનીમા વસી ફીરદોસીએ ઉઠાવેલી મેહનતનો બદલો તે મેલવી શકયો નહી, તેથી તેને હદે ભારી પસ્તાવો થવા લાગ્યો.

## ફીરદોસી માંટે સાઠ હજાર સોનાના મીસ્કાલ રવાના કરવા.

મહામુદ શાહે તુરતજ સાઠ હજાર સોનાના મીસ્કાલ, અને એક પાદશાહી સરોપાવ ફીરદોસી ઉપર રવાના કરવાનો હુકમ કીધો.

## ફીરદોસીનો અંત.

બગદાદથી નિકલી ફીરદોસી પોતાના વતન તુસમા પોતાની બુઝોરગીના છેલ્લા દિવસો ગુંજારવા જઇ વસ્યો હતો. દુનિયાના રંગઢંગનો તેને પુરતો અનુભવ મલી ચુકયો હતો પોતાના વતન તુસમા ફીરદોસી એક દાહાડે શેહરના બજારમાથી પસાર થતો હતો, ત્યારે તેણે એક નાહના છોકરાને નિચલા બોલ બોલતો સાભલ્યો -

તરજુમો -

| | |
|---|---|
| "અગર શાહરૅા શાહ બુદી પેદર, | અગર આપ શાહનો હતે બાદશાહ, |
| બસર બર નેહાદી મરા તાજે ઝર" | મુકી તાજ મુજ સર દેતે પનાહ |

(કરતા)

આ બે લીટીઓ ફીરદોસીને કાને પડતાજ તેને તમામ ગેઇ ગુજરીની યાદ હઇડે ચહડી આવી. કેવા કેવાં દુઃખો તેણે સહન કીધા હતાં, કેવી કેવી નિરાસી અને નાસીપાસી તેને વેઠવી પડી હતી, તે સઘલાનુ તેને ભાન આવતાજ, અને પોતાની તીસતીસ વરશની બરબાદ ગયેલી મેહનતનુ સ્મરન થતાજ, તેનુ હરૂદય ધડકવા લાગ્યુ. તેની આખે એકાએક અંધારી ફરી વલી, અને એક સર્દ હાય મારી, ફીરદોસી બેહોશ થઇ, રસ્તા ઉપર તેજ જગ્યાએ પડયો.

લોકો તુરતજ તેની આસપાસ ભેગા મલ્યા, અને તેની હાલત તબાહ બનેલી જોઇ, તેને ત્યાથી ઉઠાવી તેને ઘર લઇ ગયા ઘેર લઇ જતાંજ માલમ પડયુ, કે તે ભલા નરનુ રૂહ તેના તનમાથી તેજ વખતે નિકલી ગયુ હતુ

આસા અને નિરાસા, ઉમેદ અને નાઉમેદી, દુઃખ અને વિપતી, સુખ અને સંકટ, હિસં અને અદાવત, કપટ અને કેહર, તથા નિન્દા અને નાલેસી વચ્ચે વસવાટ કરી, શાહનામા જેવુ, બેમુળ પુસ્તક તેણે સંપુર્ણ કીધુ, અને અંતે પોતે ઉઠાવેલી રંજનો બદલો મેલવ્યા વગર, ફીરદોસી બેકદરોનો ભોગ થઇ મોતને સ્વાધીન થયો.

## મહામુદ શાહે મોકલાવેલા સાઠ હજાર મીસ્કાલ

ફીરદોસી ગુજર પામ્યા પછી તેની લાસને જે વખતે સેવકની આરામગાહમા લેઇ જતા હતા, તેજ વખતે ગીઝનીથી મહામુદ શાહે મોકલાવેલા સાઠ હજાર સોનાના મીસ્કાલ સાથે, એક શાહી સાજનો સરોપાવ લેઇ દરબારના માનસો તુસ શેહરમા દાખલ

થયા પણ તે ભેટ, અને શાહનામાની કિમત ઘણીજ અસુરેથી આવી હતી. ફીરદોસી તે લેવાને અને ભોગવવાને માટે જીવતો નહી હતો.

## ફીરદોસીની બેહને સ્વીકારેલો શાહી હુંડીયો.

ફીરદોસીની એક દીકરીને તે શાહી સાજ અને સાઠ હજાર મીસ્કાળાની ભેટ શાહના આદમીઓએ સ્વાધીન કીધી, પણ તે તેણીએ મંજુર કીધી નહી ફીરદોસીની આઇશા નામની એક બેહન હતી, તે તુસ નદી ઉપર એક બંધ બાધવાની ફીરદોસીની ઇચ્છા વિશે જાણુતી હોવાથી, તે તમામ રકમ તે બંધ બાંધવા પાછલ ખરચવાની ખાએશથી તેણીએ રાખી લીધી, અને તુસ નદી ઉપર, તે રકમમાથી તેણીએ એક મજબુત બંધ બંધાવ્યો એ બંધનુ નામ ફીરદોસીની બેહનનાજ નામ ઉપરથી 'બંદ-એ-આઇશા એ ફરરોખ' કરી રાખ્યું

## ફીરદોસીની નઇયતે મહામુદ શાહે બંધાવેલી ધરમશાલા

હકીમ નાસરે ખુશરો, જે ઇરફાનનો એક કાબેલ શખ્સ હતો, અને જેણે દીવાને-ખુશરો નામની એક નામીચી કિતાબ લખી છે, તે જણાવે છે, કે હીજરી ૪૩૮ ના સાલમા તેણે તુસ શેહરમા એક સુંદર ધરમશાલા જોઇ હતી તે કોણે બંધાવી હતી, તે વિશે તપાશ કરતા લોકોએ જણાવ્યુ કે, તે ધરમશાલા ફીરદોસીની બક્ષેસ માહેલા પઇસામાથી, મહામુદ શાહ ગીઝનવીએ, ફીરદોસીના મરણ બાદ તેની મખ્રએતે બંધાવી હતી

## ફીરદોસીનુ બેહસ્તમા રોશન મકાંન- મુલ્લાં ગુરગાનીનો સ્વપનો

એ ધરમશાલાના બાગમાજ ફીરદોસીને દફન કીધો હતો. એવુ કહે છે, કે ફીરદોસી જયારે ગુજર પામ્યો, ત્યારે શેખ અબુલ કાસમ ગુરગાની નાનના તુસ શેહરના વડા મુલ્લાએ ફીરદોસીના રવાન ઉપર નમાજની કીયા કરવા ના પાડી એવું જણાવ્યું, કે ફીરદોસી બેશક કાબેલ અને પરહેજગાર હતો, મગર તેને પોતાની આખી જીંદગી જુદદીનોની સિફત, એટલે પારસીઓના આગલા નિયાગાનોની તારીફ કરવામા ગુજારી હતી, માટે એવા બેદીન શખ્સ ઉપર નમાજ પહડવી નારવા છે

કેહછે કે વગર નમાજે ફીરદોસીને દફન કીધો, પણ પાછલથી તેજ મુલ્લાએ એક સ્વપનો જોયો તેણે એક સુંદર મેહલ જોયો. તે મેહલમા તે મુલ્લા દાખલ થયો ત્યા એક દિવાનખાનામા તેણે એક ઝરીન તખ્ત આરાસ્તા કરેલુ જોયું મુલ્લાએ સવાલ કીધો, કે એ તખ્ત કોણુનુ છે? જવાબ મલ્યો કે, "એ તખ્ત ફીરદોસીનુ છે" અને તેજ વખતે તેણે ફીરદોસીને તે તખ્ત ઉપર બેઠેલો જોયો. તેણે લીલા રંગનો એક કિમતી પહેરવેશ પેહડેલો હતો, અને તેના માથા ઉપર જમરૂદને રંગનુ કિમતી તાજ હતુ

મુલ્લાએ સવાલ કીધો કે "અએ ફીરદોસી, તુંને આવો દરજ્જો કેમ મલ્યો!" ફીરદોસીએ જવાબ દીધો કે "શાહનામાની અંદર પરવરદેગાર, કે જે સહુથી મોટો છે, તેની સિફત કીધાથી, આવી કિસમનુ બેહસ્ત હુ પામ્યો છુ" તે બેયતો આ છે:-

તરજુમો -

| | |
|---|---|
| "સેતાયશ કુનમ ચઝહે પાકરા, | સિતાયશ કરૂ તારી ચઝહાંન પાક, |
| કે સુયા વ બીના કુનદ ખાકરા. | જે બોલતી 'ને જોતી કરે છે ખાક. |
| બઝુરી દેહદ માહશે નરરે શીર, | કરે જેર કીડી બળવત શીર, |
| કુનદ પશે બર પીલે જંગી હલીર" | પછાડે છે મચ્છર હાથી હલીર." |

(કરતા)

આ સ્વપનામાંથી જાગી ઉઠતાજ તે મુલ્લા ફીરદોસીની કબર આગળ ગયો, અને ત્યાં તેણે બંદગી કીધી.

---

## ફીરદોસી અને તઈમુરલંગ

એક વખત પાદશાહ તૈમુરલંગ ફત્તેહથી પુની તુરાન અને ઇરાનમાં જીત મેલવી, ફીરદોસીની કબર આગલ જઇ લાગ્યો, અને તલાશ કીવી, કે તે કબર કોણની હતી હુજુરીઆઓ જવાબ દીધો, કે તે શાએર ફીરદોસી તુસાની કબર હતી

એ ઉપરથી તૈમુરલંગ ફીરદોસીની કબર આગલ જઈ પુકાર કરી બોલ્યો -

તરજુમો —

| | |
|---|---|
| "સર અઝ કબ્ર બરહાર વ ઇરાંન બેબીન, | "નઝર કર કબરમાથી સર કાહાડી બહાર, |
| જવાંનીએ શીરાંન તુરાંન બેબીન." | કિંઘુ કેમ તુરાને ઇરાંનને ખારઝાર." |

(કરતા)

કહે છે કે તઇમુરલંગના આવા મગરૂરીભરયા સખુનોનો જવાબ તેજ વખતે ફીરદોસીની કબરમાથી નિચે પ્રમાણે નિકલ્યો -

તરજુમો -

| | |
|---|---|
| "ગુઝશ્તઃ શીરાંન અઝીન મર્ગઝાર, | "ગયા ચાલી મરદાંને મર્દ આશકાર, |
| કુનદ રૂબેએ લંગ ઇન જા શીકાર." | પડયાં "લંગ કોહલા" કરવા શીકાર. |

૭૮૦ (કરતા)

તૈમુર લંગને આ જવાબમાં જબરો તાણો હતો. એક તો તૈમુર પોતે એક પગે લંગડો હતો, તેથી તેને 'લંગડો કોહલો' કહીને તાણો મારયો હતો, અને બીજું તો ખરા નામચીન ઇરાની પેહલવાંનો જ્યારે જતા રહ્યા, ત્યારે સઘલુ વેરાન જોઇ, તે મયદાંને જંગમાં બહાદુરી દેખાડવા નિકલ્યો હતો.



પાદશાહ જમશેદ.



ક્રિધુ મોત બંધ જેણે જમમે સદા,
ક્રિધા દરદીઓના દરદને દફા
ક્રિધી દીન જેણે જગ આશકાર,
કૂરબાન હતો જેની પર કેરદેગાર.

# જમશેદ અને ઝોહાક.



જમશેદનો અમલ.

જમશેદનો ગરૂર

પેશદાદી શેહનશાહતનું પડી ભાગવું.

વતન ઇરાંનનું આગમે ખાક થવું.

ઝોહાકની પાદશાહી.

જમશેદનું નાહસવું.

જમશેદનુ પકડાવું.

જમશેદની કતલ.



# પાદશાહ જમશેદ.

## તેની મુખ્તેસર કારકીર્દી.

---

**શાહ જમશેદ**

પેશદાદી વંશના ત્રીજા બાદશાહ તેહમુરસ દેવબંદના મરણ પછી જમશેદ ઇરાનના તખ્તો તાજનો માલેક થયો હતો. ખુબસુરતી, અકલ, હોશ, અનુભવ, અને સદગુણમા જમશેદ બીનહરીફ હતો, અને તેની બરોબરી કરી શકે એવો કોઇબી ઇનસાંન કુલ ઇરાનવેજમા શુ, પણ કુલ જેહાનમા નહી હતો.

**મોતને બંધ કીધુ.**

ઇનસાનને દુ:ખ દરદ અને મરણથી મુકત કરવા માટે પરેવરદેગારની જનાબમાં શાહ જમશેદે બંદગી કરી, અને તે બારેહકતાલાની દરગાહમા શાહ જમશેદની બંદગી મંજુર રહી, અને કેહ છે, કે ત્રણસો વરશ સુધી જમશેદના રાજમા દુ:ખદરદ અને મોત બંધ થર્યા હતા.

**જમશેદે કરેલી શોધો**

કુદરતના ભેદો શોધી કાહડવાનું કામ જમશેદે માથે ઉઠાવ્યુ હતુ દરીઆવ અને જમીન ઉપર જે જે નવી વનસ્પતીઓ હસ્તી ધરાવતી હોય, તે મેળવી તેને ઉગાડવાની શરૂઆત જમશેદે કરી હતી, અને દરેક વનસ્પતીના ફુલ ફલોના ગુણ દોશ અને ખાસીયતો તેણે શોધી કાહડયા હતાં પાહડો અને ખાણોમા દટાએલી ધાતુઓ જમશેદે પેહલવેહલ્લી ખોદી કાહડી હતી લોખંડમાથી ભાલા, બરછી, બખતર વિગેરે લડાઇના હથીયારો, તથા ખેતી કરવાના ઓજારો બનાવવાનો હુનર પોતાની રઇયતને જમશેદે શીખવ્યો હતો હીરા, લાલ, યાકુત, ઝમરૂદ વિગેરે કિમતી પથરોની શોધબી જમશેદે કરી હતી, અને તે સરવેનો ઉપયોગ કરવાનુ કામબી પોતાની રઇયતને જમશેદે દેખાડ્યું હતુ. રેશમ બનાવવાનો, રંગવાનો, તેમજ કપડા વણવાનો હુંનર જમશેદ પેહલો શોધી કાહડયો હતો દુનિયામાં પેહલો તબીબ શાહ જમશેદ હતો, કેમકે તબિબી ઇલમ તેણે શોધી કાહડેલો હતો ગરમ પાણીથી આગ ધોવાની પેહલ જમશેદે લોકોને શીખવી હતી, અને તેથી થતા ફાએદા તેણે જાહેર કીધા હતા ખેતીવાડીનો હુનર તથા પાહડો અને વેરાન જંગલોમાથી રસ્તાઓ બનાવવાની પેહલ વેહલ્લી શોધ જમશેદે કરી હતી.

**શરાબની શોધ**

શરાબની પેહલી શોધ જમશેદના વખતમા થઇ હતી ઠંડી અને ગરમીની અસરથી દરાખનો સવાદ ઉતરી જતો હોવાથી, શાહ જમશેદે દરાખને એક મોટા શીસામા ભરી રખાવી, તે ફલોની અંદરથી નિકળતો રસ ચાખી તેની તપાસ કરતો હતો. તપાસ કરતા જમશેદને પાછલથી તે રસ એટલો તો કડવો અને તલખ થઇ ગયલો માલમ પડયો, કે તે ઉપરથી જમશેદે તે રસને 'ઝેહરે કાતીલ' સમજી, તે શીસાઓના મોહડા બંધ કરી, તે ઉપર બાદશાહી મોહોર મારી

'ઝેહર' એવા શબ્દો તે ઉપર લખી, તેને કોઇ પીએ નહી એટલાં માટે તે શીસાઓને અભરાઇ ઉપર ચહડાવી દીધા.

એતેફાક એવો બન્યો, કે શાહ જમશેદનાં મેહલમાં એક નાઝનીન માથાના દરદે બાદ મુદતથી હેરાન – પરેશાન થતી હોવાથી, તેણીએ જીંદગીથી કંટાલી આપઘાત કરવાનો વિચાર કીધો, અને તેમ કરવા માટે પેલુ બાદશાહી ઝેર તેણીએ નોશ કીધુ. તે ઝેર પીધાથી પેલી નાઝનીનનુ દુખ ઓછુ થાએલુ તેણીને લાગ્યુ. એ ઉપરથી તે શીસામાથી થોડુ વધારે ઝેર તેણીએ પીધુ, અને તેથી તેણીને ખુશ કેફ ચહડી. તે કેફની ખુમારીમાં તે બેફામ થઇ પડી જાગરૂત થતાજ તેણીએ પોતાની તબીયત બીલકુલ સુધરેલી જોઈ, તે ખુશી થઈ ગઇ આ ખબર તે નાઝનીને શાહ જમશેદને કહી, અને તે દિવસથી જમશેદે શરાબની શોધ કરી, તેની બનાવટમા સુધારો કરી તેને વપરાસમા લેવાનો હુકમ કીધો.

**ચેહલ મીનાર**

જમશેદે પોતાના રાજના અમલની શરૂઆતમા ચેહલમીનાર નામની એક ગજાવર ઇમારતનો પાયો પોતાને હાથે નાખ્યો હતો કેહછે કે એ મેહલનો પાયો શેહરે ફારસની પડોસમા આવેલા ખફરાકનાં મેદાન આગલથી શરૂ થઇ શેહરે શીરાઝના રામજર્દ જીલ્લા સુધી લબાયો હતો. એ ચેહલ મીનારની લબાઇ બાર ફરસગ જેટલી ગજાવર કેહવાય છે એ ઇમારત જેવી કોઈબી ગજાવર ઇમારત આજે દુનિયામા હોય એમ માનવામા આવતુ નથી હજીબી એ ઇમારતના ગજાવર થાભલા અને મસ્ત બુલદ ગુબજો મુસાફરોનુ ધ્યાન ખેચે છે

**નવરોઝ**

ચેહલ મીનાર તૈયાર થયા પછી, જે દાહડે બુલદ આફતાબ પેહલ વેહલો મેસ રાસીમાં તલુ થયો, તે મુબારક રોજને શાહ જમશેદે નવરોઝનુ નામ આપ્યુ હતુ તે મુબારક દિવસે શાહ જમશેદ મોટી ધામધુમ અને ખુશી ખુશાલીથી પોતાની દરબાર ભરતો, અને નાહના તેમજ મોટા તથા અદના અને આલાઓને પોતાની દરબારમા પોતાની રૂબરૂ બોલાવીને તે મુબારક રોજ તમામ ખુશી ખુશાલીમા ગુજારતો હતો હાલમા એ તેહવાર દુનિયામા 'જમશેદી નવરોજ' ને નામે ઓલખાય છે.

**રઇયતના કરેલા ચાર ભાગ.**

જમશેદે પોતાના રાજનો વહીવટ સુધારવા માટે પોતાની તમામ રઇયતને ચાર ભાગમા વેહેચી નાખી હતી ૧ અથોરનાન, જેમા દસ્તુરો, દાવરો અને ઓલમાઓ હતા ઓલમાઓના વરગમા લેખકો અને નવીસદાઓને મુકયા હતા ૨. રથેસ્તારાન, જેમા લશ્કરીઓ અને લડવઇયાઓ, તથા શમશીરનો ઉપીયોગ કરનાર અમલદારો હતા ૩ વાસ્ત્રીઓસાન, જેમા તમામ ખેડુતો અને ખેતી કરનારાઓ, અને ૪. હુતોખશાન, જેમા તમામ કારીગરો, કીસબીઓ અને બીજા ધધાદારીઓ હતા

**આથોરનાન**

એ વરગમા આવી ગએલા સરવે માટે જમશેદે એવી નસીહતના સખુનો કેહયા છે, કે ઓલમાઓ, દસ્તુરો અને દાવરોનો દરજ્જો બેહતર અને આલા કરવા માટે તેમને સદા માન આપતા રેહવુ ઓલમાઓ પેગબરના જાએનશીન જેવા છે નવીસંદા અને લેખકો એજ

વરગમાં આવી જતા હોવાથી, શાહ જમશેદે એવા સુખનો કેહયા છે, કે લેખકોની કલમથી જે કામ બની શકે છે, તે બાજે વખત તલવારથી બની શકતુ નથી તલવાર અને કલમ જોડીયા ભાઇ છે જે પાદશાહ એ બે ચીજ ઉપર આધાર રાખે છે, તે સદા સરફરાજ રહી શકે છે

રથેસ્તારાન. એ વરગ રઇયતનુ રક્ષણ કરનાર છે, અને પોતાની તલવારથી ફીસાદીઓ અને ફીતન ગેઝોની ગરદન સુલેહ સંપજની સાકલથી કબજ કરી જકડી લીએ છે પાદશાહ અને શેહનશાહાતનુ રક્ષણ કરનાર, સુલેહ સંપજને ટેકવી રાખનાર, અને બલવા તથા ફેસાદને નાબુદ કરનાર રથેસ્તારાનનો વરગ છે.

વાસ્ત્રીઓસાન. શાહ જમશેદે આ વરગને સરવેથી આલા દરજ્જો આપેલો હતો શાહ જમશેદે કહ્યુ છે, કે શેહનશાહતમા થતા સઘળા સુધારાઓ ખેડુતોને આભારી છે રાજનીતીની ફતેહ, સંસારનો આધાર, અને આદમીનુ પોશાણુ ખેડુતોને આભારી છે. રાજની દોલત અને મેહસુલનો સુધારો અને વધારો ખેડુતને આધારે છે ખેડુતોની રજ બીનહરીફ છે કકડતી ઠંડીમાં તેમજ ઉકળતી ગરમીમા મીસકીન ખેડુત પોતાની જમીનની વ્યવસ્થા કરવા સદા તઇયાર રહે છે જે વેળા ગરમીના જોશથી પત્થરનુ સીનુ પીગળી પાણી થાય છે, અને નાઇલ નદીમા મગરમચ્છ ગરમીના ઉકળાતથી તરફડી રેહ છે, તેવે સમે ગરીબ ખેડુતો કાપણી કરવા અને પાક ઉતારવા સદા રોકાયલા રેહ છે. તેટલા માટે શેહનશાહતે ખેડુતોને હમેશા માન આપવુ જોઇએ છે

હુતોકશાન. હુતોકશાન યાને કારીગરો અને કીસબીઓ તથા ધંધાદારીઓ તરફ માયા અને મેહરબાની બતાવવી સજાવાર છે, એવુ જમશેદ શાહે કહ્યુ હતુ વેરા અને જગાતથી તેમના ધંધાને કાઇબી હાણી નહી પુગે તે માટે રાજ કરતાઓએ તકેદારી રાખવી જોઇએ છે.

જમશેદની ચાર વીટીઓ. શાહ જમશીદની પાસે ચાર વીટીઓ હતી, અને તે ચારે વીટીઓ ઉપર ચાર લેખ કોતરેલા હતા પેહલી વીટી ઉપર 'પાકટ વીચાર અને નમ્રતા' એવો લેખ હતો બીજી વીટી ઉપર 'ઇનસાફ અને બરતરી' એવો લેખ હતો ત્રીજી વીટી ઉપર 'સચ્ચાઇ અને શીતાબી,' અને ચોથી વીટી ઉપર 'સજા અને દાદ' એવા લેખ હતા પેહલી વીટી હમેશા લડાઇના મેદાનમા ઉતરતી વખતે શાહ જમશેદ પેહરતો હતો, બીજી વીટી રઇયતનો ઇનસાફ કરતી વખતે પેહરતો હતો ત્રીજી વીટી ઉપરનો લેખ શાહ જમશેદને પોતાના રાજના ભલા માટે રોકેલા એલચીઓ તથા જાસુસોથી માહીતગાર રેહવાની બશારત કરતો હતો તેમની તરફથી મળતી ખબરો 'શીતાબીથી' અને 'સચ્ચાઇથી' ભરપુર હોવી જોઇએ, કેમકે જાસુસો અને એલચીઓ તરફથી મળતી ખબરો રાજમા થતા ઘણાક ઘોટાલાને દુર કરી શકે છે ચોથી ઉપર 'સજા અને દાદના' લેખ હતા

**જમશેદનો ખુદાઇ દાવો**

પોતાના રાજની આબાદી, પોતાની રઇયતની દુર થએલી બીમારી અને નાતવાની, પોતાનો બેસુમાર ખજાનો, પોતાના દરબારીઓ અને લશ્કરની ખુશ દ જાહોજલાલી, એ સરવે જોઇ જમશેદનુ દેમાગ ગરરથી ફુલી ગયુ, અને 'હુ પોતે આ દુનિયાનો માલેક છુ' એવો દાવો તેણે જાહેર કીધો કુદરતના માલેક દાદગર ઇલાહીની ખીદમતમાં સર ઝુકાવવાને બદલે, ખુદાને તજી પોતાને ખુદા તરીકે માનવાનુ તેણે ફરમાન જાહેર કીધુ તેણે પોતાની મુરતી બનાવી તેની પુજા અને પરસ્તેશ કરવાનો પોતાની રઇયતને હુકમ કીધો તકેબરી અને ગરૂરીમા જમશેદ એટલો તો ગુચવાઇ ગયો, કે પોતાના રાજકારોબાર ઉપર તેનાથી જોઇતુ ધ્યાન અપાયુ નહી બેદાદીનો શોર ઉઠયો, રઇયત બેદીલ બની, શેહરમા બંદ અને બલવો ઉઠયો આબાદીની બરબાદી થઇ ઝોહાક તેના રાજ ઉપર ચહડાઇ લાવ્યો, અને જમશેદ ગરૂરીથી ખુવાર થઇ રાજપાત છોડી, જગલમા ભટકતો થયો.

**જમશેદનુ મોત**

ઝોહાકથી હારીને જમશેદ વન જગલમાં ભટકતો થયો. એવી હાલતમા તે સેંકડો વરશ ભટકયો હતો અને તે ઝોહાકના આદમીઓને હાથ પકડાયો, અને ઝોહાકે તેને બે લાકડા વચ્ચે જકડી, કરવતથી વેહરાવી તેના બદનની બે ફાડ કરાવી તેને જબેહ કીધો.

**જમશેદનો અમલ**

શાહ જમશેદને એક નબી પેગમબર તરીકે ઘણા ગ્રથકારો જણાવી ગયા છે. તેની ઉમર કેટલાક ગ્રથકારોના કેહવા પ્રમાણે એક હજાર વરશ, અને તેનો અમલ સાત સો વરશ ચાલ્યો હતો



# જમશેદ અને જેહાંપેહલ્લવાંન રૂસ્તમ વચ્ચેનો સંબંધ.

——:o:——



બનામે યઝદાં.

ઇરાંનનુ પેશદાદીઅન વંશ.

# જમશેદ અને ઝોહાક.[1]



હવે પાતુ સાકી ભરી એક જામ,
કરૂ યાદ જમાને જમશેદ નામ
જે અફલાકી દોરે તારાજ થયો,
'ને દાદાર જેનાથી નારાજ થયો
ગરૂરી ગુમાની ચહુડી તેને સર,
પલકમા થયો ખાક તે બીસતર
અગરેબને મગરેબનો માલેક શાહ,
દાનવ 'ને માનવને જેની પનાહ
કિધુ મોત બધ જેણે જગમે સદા,
કિધા દરદીઓના દરદને દફા
કિધી દીન જેણે જગત આશકાર,
કુરબાન હતો જેનીપર કેરદેગાર.
કિધી બદગી જેણે આઠો પહર,
ના ભુલીયો ખુદાને શામો સહર
હતુ જેને ચ્હેરે ઇલાહીનુ નુર,
જે બળમા 'ને કળમા હતો વીર સુર
એવો તે નુરમદ પયમ્બર નબી,[2]
ન થયો, ન થાશે બિજો જમ ક્બી
એવો તે શાહોનો શાહ જમશેદ,
બુલદ જેની બાજુ, નુર ખુરશેદ[3]
કિધા અલબરૂઝ 'ને હુકેરે[4] પસદ,
કિધો ત્યાં આતશ રોશન બુલદ
ખુશી થાઇ ખલકત અર્પણ કરે,
દુવા દઇ લાખો તન મન ધરે 1)
એવો બળવત શાહ જમશેદ,
પામ્યો હતો જે અસ્માની ભેદ
ખડી કુલ્લ ખલકત તખતની પાસ,
ધરી આરજુ કઇક દીલ માહે ખાસ

---

૧ જમશેદ અને ઝોહાકનુ આ સગીત કિરતન, તા૦ ૨૪ મી સપટેબર ૧૯૦૩, (ગાથા ૫) ને દીને રાત્રે, મુબઇમા ફ. કા હૉલમા બઝમ રોઝે અહુરમઝ મડલી તરફથી મે પેહલીવાર રજુ કીધુ હતુ, જે વખતે પ્રમુખસ્થાને મરહુમ શેઠ ખુરશેદજી રૂસતમજી કામા બેઠા હતા ત્યાર પછી એ કિરતન મુબઇમા સરઅવસરે જુદે જુદે ઠેકાણે જુદી જુદી મડલીઓની ફરમાસથી, તેમજ મારી પોતાની તરફથી, સુમારે બે ડજનથી વધારે વાર રજુ થવા ઉપરાત, ભરૂચ, અમદાવાદ, અને નવસારી તથા સીન્ધમા કરાચી શેહર મધે રજુ કરવામા આવ્યુ હતુ (કરતા.)

૨ જમશેદને કેટલાક ગ્રથકારો પેગમ્બર તરીકે પણ ઓલખાવી ગયા છે. અવસ્તામા એનુ નામ 'યીમ' છે વેદમા એને 'યમ'ને નામે ઓલખાવ્યો છે પેહલવી કિતાબોમા એને 'જમ'ને નામે ઓલખાવ્યો છે ફીરદોસી એને 'જમશેદ'ને નામે ઓલખાવે છે. (કરતા)

૩ જમશેદના ચેહરા ઉપર પ્રકાશતુ ખોરેહ જમ્યાદ યશ્ત ફ૦ ૩૧ પ્રમાણે એના ચેહરા ઉપર એક પ્રકારનુ ખોરેહ યાને નુર હતુ અવસ્તામા એના 'યીમ' નામ સાથે 'ક્ષએત' નામનો એલકાબ જોડાયાથી 'યીમક્ષએત' કહ્યો છે એ ઉપરથી ફારસીમા 'યીમક્ષએત'નુ જમશેદ નામ બન્યુ છે (કરતા)

૪ અલબરૂઝ પાહડનો બલખની નજદીકનો છેડો, જે ઉપર પાદશાહ જમશેદે પેહલવેહલ્લો આતશ રોશન કરી બદગી કરી હતી (કરતા)

કરતા સહુ ગોહરનો તે પર નિસાર,
ઝલકતો તે ખૂરશેદ સમ નામદાર
હતો દીન નૌરોઝનો બરકરાર,
હતો રોજ હોરમઝદ ફસલે બહાર
હતો માસ ફરરોખ ફર્વર્દીન,
ખૂશીમા હતી કૂલ ઇરાન સર જમીન

જમશેદે ગરૂર કીધો અને
જમાનો તેનાથી ફર્યો

એક રોજ એવો ઉગ્યો ખુરશેદ
ઇરાન પર આવ્યા વિપત દુખ બેદ
જમશેદ સરપર ચહડીયો ગરૂર,
ઇબાદત બદગી થઇ તેની દુર
થયો મસ્ત • ગરૂરે શાહે-ઇરાન,
ભૂલિયો ખૂદાને બની બેધિયાન.
જમીન 'ને જમાનાને મારી પૂકાર,
કહ્યુ એમ તમ છો મજ તાબેદાર.
આ ધરતી 'ને આસ્માન છે મુજ નફર,
માનવ 'ને દાનવ 'ને કુલ જાનવર
જગતને જમાનાનો હુ છુ ખૂદા,
મૂજથી છે હસ્તી 'ને નીસ્તી સદા
મૂજથી આ દુનિયા 'ને દીન છે તમામ,
મુજથી છે કુદરત 'ને હસ્તી મૂદામ
મે માનવ 'ને દાનવને દીધા જ્ઞાન,
ન થાયો ન થાશે બિજો મૂજ સમાન.
આ ખલકતનો ખાવિદ હુ છુ ખૂદા
(2) ફરો બદગી સહુ મહારી સદા
પડો પાઉ પર મુજ ઇબાદત થકી,
લાજમ છે તમ નમો સર ઝુકી
બખશ્યા મે એશ અસરત 'ને રાગ,
કિધા મુજ રઇયતના ચાર[1] ભાગ.
તે ચારો જનોને આબાદ કરશ,
થશો નાફરમા તો બરબાદ કરશ
એ સૂણી ચારો અનજુમનોએ જમી,
નજર કીધા નજરાના સહુએ નમી (3)

✲ ✲ ✲

ચહડી જમને સર ઉભુ અભિમાન,
તોડયા તે દાદારના ફરમાન
કહ્યુ એમ પૂકારી. "છુ હુ તાજદાર,
જગતમા નથી મુજ સમ નામદાર
ગણો મૂજને તમ પરવરદેગાર,
મૂજને ગણો અહુરમઝદ કિરતાર
જગતમા છે કોણ મુજ સમ આજ,
વિવધાનનો[2] બેટો જમ સરફરાજ.

✲ ✲ ✲

ગરૂરી ગૂમાની નિકલતાને વાર,
કફા થાયો જમશેદ, ઉપર કીરતાર
થયૂ તેનુ નાબુદ યઝદાનુ નુર,[3]
ચમકતુ જે જમશેદને મુખ પુર
જોઇ જમની હાલત થઇ આજેજ તમામ,
રઇયત, ખલકત, અને ખાસો આમ
પડી પાઉ સહુએ કહ્યુ કરગરી,
તછ્છ હે ઓ જમશેદ તકોબરી
બનીને અકલમદ કરે શુ ગરૂર,
જમશેદ શાહને શુ એવી જરૂર
યઝદાં નિરજન નિરાકાર છે,
બન્દો સદા તો ગુનાહગાર છે

૧ જમશેદે પોતાની રઇયતના ચાર ભાગ કરેલા હતા અથોરનાન જેને ફીરદોસી કાતુઝીઅન કહે છે, તે ધરમગુરૂ હતા ૨ રથેસ્તાર જેને ફીરદોસી નીસારીઅન કહે છે, તે લડાએક લોક હતા ૩ વાસ્તરીઓશાન જેને ફીરદોસી 'નુસુદી' કહે છે, તેઓ ખુરજીગરો હતા ૪ હુતોકશાન, જેને ફીરદોસી 'અહનોખુશી' કહે છે, તે કારીગરો હતા

૨ ફીરદોસીના લખ્યા પ્રમાણે જમશેદ તેહમુરસનો દીકરો હતો, પણ અવસ્તામાં જમશેદને વીવધાનનો દીકરો જણાવ્યો છે

૩ કહે છે કે જમશેદના પીતા વીવધાને હોમની ક્રીયા કીધાથી તેને આ જમશેદ જેવા બેટાનો જનમ થયો હતો, જેના ચેહરા ઉપર એજમતી નુરનો પ્રકાશ દીપી રહયો હતો. [ઇજશને ૯ મો દા ]

પડી પાંઉ હમ તુને કરીયે અરજ,
(4) છે સરજમીનને[1] તહારી ગરજ

✲ ✲ ✲

કહ્યુ કુલ વજીરોએ ઝુકી સલામ,
ઓ દાવરના દાવર શાહ નેકનામ
બને જો ખૂદા ફાની આદમ એક,
તો દુનિયામે ખુદા બની રહે અનેક
અરે શાહ જમશેદ આલીવિકાર,
કરી કેમ ખદાનો રહ્યો ઇન્કાર
ખૂદાનો ખૂદા કેમ ગયો તુ બની,
નથી જેનો જગમા બિજો કોઇ ધણી
નથી થાયો પયેદા કોઇથી ખૂદા,
ખૂદા વન છે સહુ આખર ફના
ખૂદાની છે લાખો મજલ નજર,
છે કયા માનવમે એવી અસર
ખૂદા છે હાજર સદા હર જગે,
બશર હિયા રહે તો નહી ત્યા રહે
ખૂદા રેહશે કાયમ ફના સહુ થશે,
ફના થાશે આદમ, રૂહ ત્યા જશે
છે રાસ્ત એવો શાહ દાદગર,
જમશેદ તુ એ કેમ ફેરવ્યુ સર
૧૦૦

શએર

'આદમને ખૂદા ના કહો,
આદમ ખૂદા નથી,
મગર ખૂદાના નુરથી,
આદમ જૂદા નથી
કેમ બને આદમ ખૂદા,
આદમમા દમ નથી,
નુર ઇલાહિનુ જુવો,
આદમમા કમ નથી
ખૂદા કર મેહર કાઇ ઇરાંન ઉપર,
(5). સૂણી આ અરજ બુજ તુ કઇ કદર
ખતમ થઇ નબી પરથી યઝદાંન મહેર,
મેહર થઇ ખતમ, આયો સુલ્તાની કહેર

ચોગમ ઉઠીયા બદના પૂકાર,
અદના 'ને આલા થયા જોશદાર
અમીરો 'ને ઉમરાવો ગરદનફરાજ,
વળી રૂઠીયા ચોતરફના રાજ
જગે જગ બલવો જગે જગ પૂકાર,
ઇરાન થાયૃ જમશેદથી બેકરાર
નાગાજ 'ને તારાજ થયા લાખો જન,
હજારો વતનથી થયા બેવતન

✲ ✲ ✲

ઝોહાકે મોકલાવેલો જમશેદ
ઉપર પેગામ

ખબર ગઇ જયારે ઝોહાકને કાન,
કે ચહડાયો છે જમશેદ સર શયતાન
ગયો છે તે ગુમાન ગરૂરથી ફૂલી,
ગયો છે તે ખૂદ બસ ખૂદાને ભૂલી
રૈયત તેનાથી થઇ છે તબાહ,
ઇરાનીઓ માગે છે બીજો શાહ
ચહડીયો જ ગે ઝોહાક ખબર એ સૂણી;
લશ્કર લઇ ચાલ્યો તે ઇરાન ભણી
શેહરોના શેહરો 'ને ગામોના ગામ,
લુટીને કીધા તારાજ તમામ
કુચ કરતુ ઝોહાકી લશ્કર જબર,
એકદમ પુગ્યુ જઇ ઇરાન ઉપર
જઇને ઝોહાકે મોકલ્યો પેગામ,
લખી જમશેદ પર એવા કલામ
"ઓ ગુમરાહ, ગાફેલ, જમશેદ શહા,
નિકલિયો તૂ બનવા જગતનો ખૂદા
જો જીદગી 'ને જીવનો તૂ છે કરતાર,
'ને દાનવને માનવનો સરજનહાર.
તો કેહ તારા તનમા કેટલા છે જાન,
તૂ જમા ખૂદાઇની શુ છે નિશાન
ગરૂરી ગુમાંનીથી ફાલી ફુલી,
ગયો તુ ખૂદાને એકદમ ભુલી
ઉઠીયો છે ઇરાંનમા એ પૂકાર,
તુ પર નથી કોઇને ઇતબાર.

[1] સરજમીન યાને ઇરાન વતન.

ખૂદાથી તૂ બેદો ફેરવીને સર,
સજાને સજાવાર તૂ છે બદગોહર
મે જગમા ઉઠાવ્યો લડાઇનો પૂકાર,
કે પકડીને જમશેદ કરૂ હુ ખૂવાર.
અગર છે ખૂદા વુ નિકલ ઝટ બહાર,
હુ બહાસે મલ વુ જગને દવાર
થશે જગ જાહેર તહારી ખૂદઇ,
કરાઉ તૂને મોત સગ આશનઇ
છુટે તૂજ જુલમથી રૈયત તમામ,
કરૂ તારૂ નાબુદ જગમાથી નામ"

* * *

હૂકમ કીધો ઝોહાકે એવો તૂરત,
પૂગાડો એ પયગામ જઇ જમને ઝટ

* * *

સુણીને ઝોહાકના એ સખુન,
રગોમા ઉકલ્યુ જમશેદનુ ખુન
નિકલીયો ગુસ્સાથી એકદમ બહાર,
કરી કયેદ ઝોહાક કરવા ખૂવાર
ધરી દીલ કીનો અને બહુ ગમ,
પડીયો તે મયદાન થઇને ગરમ
ઉડી રહી જગથી ગીરદ બિશીયાર,
બિહા થઇ સુફેદી ગગન અધકાર

ઝોહાકના હાથ ઉપર જમ-
શેદની હાર.

થયો એ લડાઇમા જમશેદ ખૂવાર,
પરાગદે લશ્કર થયુ બીશિયાર
જોઇ જયારે જમશેદે એવી વલાન,
પશેમાન થાયો શાહે જેહાન
ઝોહાકી ડરથી થયો નાસિપાસ,
છોડી વતન, તાજ, અને તખ્ત આસ
બલ્યુ બખ્ત મારૂ, મૂવો હુ અભાગ,
ખૂદાના કિનાની સલગી છે આગ
થયુ ખ્વાર મારૂ વતન વીખિયાત,
થઇ ખ્વાર રઇયત, ખરી નેકજાત
ગજબ 'ને સિતમનો નથી કાઇ ડર,
પણ રૂઠીયો ખુદાવન્દ કસીને કમર.

કફા થાયો જયારે પરવરદેગાર,
જગતમા રહયો કોણ જીવાડનાર

* * *

વજીરો, અમીરો કરે સહુ ગમ,
રડે બેહનો નવધાર બે ગુલબદન
'મૂકી વુ વતનને જશે કયા ઓ ભાઇ,
હવે કેમ હમારી થશે રહેનૂમાઇ
મૂકી હમ તનહા ના વુ સિધાર,
અરે ભાઇ મારા કર કઇ વિચાર"
પડી એટલામા વજીરની નજર,
જમશેદ શાહના ચેહરા ઉપર
પૂકારી તે રડિયો "ઓ શાહોના શહા,
થયો છે અહુરમઝદ તુજ પર કફા
થયુ તારૂ નાબુદ એજમતી નુર,
ચમકતુ હતુ જે સદા ચેહર પુર
છે તે કહા તુજ નૂરનો પ્રકાશ,
દીપતો હતો જેથી જમશેદ ખાસ
ગયુ કાહ જમશેદ તે તારૂ નુર,
દરૂજી જલાવતુ મિસલ કોહેતુર"
સૂણી હજરતે મારી સર્દ એક હાય,
"ગયુ નુર મહારૂ, હવે કેમ થાય" (6)

જમશેદનુ તાજો તખ્ત છોડી
ગુમ થવુ

એ રીતે હારીને હજરત રૂવે,
નહાસવાની હરદમ તકને જુવે
લિધો વેશ બદલી, થાયો તે ગુમ,
ઇરાન અદર પડી એવી બુમ ૨૦૦
મૂકી દઇ રઇયત, વતનને તજી,
રખડતો થયો વેશ ફકીરી સજી
ગરૂરી ગુમાનીથી થઇને હેરાન,
ભટકતો થયો તે જગલ વેરાન.
ફના થાયો પેશદાદી શાહ સર્ફરાજ,
ભટકતો થાયો બની મોહતાજ.
વતન થાયુ બરબાદ ઇરાન આગમા,
ખિલેલો ગુલાબ હતો બાગમા. (7)

* * *

અરે એ જમાના કિધુ કેવુ કામ,
વતન પ્યારૂ કાં તુએ કીધુ તમામ
ખિલેલુ ચમન જે હતુ બહારમા,
ધજા ઉડતી જમશેદી લાડમાં
વતન વાહલુ બેમુલ ગયુ થઇ ખૂવાર,
(8) રડે ફુલ ઇરાનીઓ મારી પૂકાર
ઇરમ સમ ઇરાન હતુ ગુલઝાર,
કિધુ આગ અદર ઝોહાકે ખૂવાર
થઇ ખ્વાર કમબખ્ત હમ સરજમીન,
થયા ખન હજારો, મૂવા નામચિન
મુવા લાખ બાપો 'ને ફિકરા હજાર,
રડે માત નવધાર, નહિ કઇ પાર
વતન ખાક થઇને બળ્યુ આગમા,
કહેરે-ઇલાહી ઇરમ બાગમા

* * *

ગરૂરી ગુમાની તણો આએ સાર,
પડયો તખ્ત પરથી થઇને ખૂવાર
કરે પાપ કોણુ માફ, ગુનાહે—અઝીમ,
રખે થાતો બન્હાથી નારાજ કરીમ
ન તન પર વસ્તર કે ખાવાને અન,
(9) વિના અન પાણી ભટકતો તે વન

શએર.

'યારો સૂણો હમદીનો, સૂણી સહુ લેવો
કાન ધરી–ગયુ વતન પારસી,
ખોયુ વતન બેમુલ ઇરાન, ગરૂરે મસ્ત
થાયો જમશેદ–ખોયુ રતન પારસી

ડરી દુશમનથી તે નાઠો સિતાબ,
તજી અન્ન પાણી, તજી દેધ ખાબ
ભટકિયો તે વનમાં વરશ બીશિયાર,
પડયો નહિ નજર કોઇનેબી એક વાર
ગઇ શાહી ઇરાંનની સગ સાજ,
થયુ જગથી નાબુદ જમશેદ રાજ
થયો જગ જાહેર ઝોહાકી જુલમ,
થઇ નેકી નાબુદ, ભલાઇ રહુમ
બુરાઇ, બદી 'ને બેદાદિનો શોર,
ફરેબ 'ને ફિતુરનો થયો ચાલુ દોર
મલી નેકોને નહિ કઇબી રહાત,
જગે જગ થતી બસ પલીદીની વાત
સરજત એવી બની બેશરમ,
થઇ પેશદાદી શાહી ખતમ
જોઇ હાલે હજરત, રડે ખાસોઆમ,
ખોઇ શાહી દોલત દરજ્જો તમામ. (10)

* * *

અરે કર તૂ બન્દા જમાનાનુ ધ્યાન,
સાભલ જમના દુખ દેઇ કાન
ખબરના પેગામો ગયા ગામ ગામ,
જમશેદની હાલત, નીશાણુ, નામ
રવાના કિધા સહુ શાહ પર હૂકમ,
કે "પકડવો જમશેદ, બની બેરહમ"
રખડતો રઝડતો છૂપાતો ફરે,
અગર મોત આવે ખૂશીથી મરે
છુપાઇ તે વનમા ફરતો હતો,
વિના પાણી તરસે તફડતો હતો
કડક કરતી વિજળી ચમકતી ગગન,
ફુંકતો' તો વનમા તૂફાની પવન
વર્સાદ પુર જોરે પડતો હતો,
ભુખો પ્યાસો જમશેદ ફરતો હતો
ખોઇ ચારી રબની, ખોઇ ઇતબાર,
ખોઇ દિલદારી, ખોઇ રબ પ્યાર
જોઇ ખૂદ ખૂવારી, રડી જાર જાર,
કહ્યુ : "માફ કર મુજ ગુનાહ કેહેંગાર
અગર ખાકી આદમ ન ગફલત કરે,
જગમા ફરેસ્તા હર આદમ ઠડે"

* * *

તૂફાંની હતી એક રોજ એવી રાત,
ચમકતી'તી વિજલી, ગગન ગડગડાટ
પૂગ્યો એક ઝુપડી કણે જઇ જમ,
સરદીથી કાપી, સેહતો સિતમ
પડી ખેડુતોની જમપર નજર,
પિછાણી નહિ તે સિકલ નામવર
નિરખતા ઉભા સહુ બની બેસબર,
મચી રહીતી ગડબડ, જમ નની ઉપર (11)

**જમશેદનુ ફકીરી હાલે જાબુલ જઈ પુગવુ. કુરંગશાહની દીકરી સાથ તેનો મિલાપ થવો, અને જમશેદનુ ત્યાં જાહેર થવુ.**

મૂદત એક સંકટમા એમ ગઇ,
પૂગ્યો એક દન જમ જાબુલ જઇ
હિંદુ શેહર જાબુલ બહુ આબદાર,
બાગો બગીચાની હારો—કટાર
હુવા દીલ પસંદ, ખુબ બાગે-ચમન,
ચમનમા દિલો રહે હરદમ મગન
જમીન ફુલ ફલવંત, પાણી બિલોર,
ફુબળાને દરદીને દેતા તે જોર
હતો શાહ ત્યાનો કુરંગ જેનુ નામ,
હતો જેના લશ્કરનો ભારી દમાંમ
હતી ગુલબદન દીકરી તેની એક,
રૂપે રૂપાલી 'ને દામનની નેક
હતી તનમને બલવંત બીશિયાર,
નેકીમા આલા, દીલકસ દિદાર
અકલ જેની પુરી, અજબ જેના કાજ,
હતુ નામ શાહજાદીનુ સમન્નાજ
નજુમીએ આપી'તી એવી વધઇ,
કે જમશેદ થાશે કુરંગનો જમઇ
સૂણી એવી જમશેદ શાહની વખાંન,
થઇ'તી તે પર સમન કુરબાન
સૂણી જમ વિશે થઇ નામુરાદ,
(12) કરતી સદા બસ જમશેદ યાદ
સૂણો હમદિનો તમ જમાનાનો કહેર,
લિધુ કેમ જમશેદ ઉપર તેને વેર
ધરી ધ્યાન સૂણો પારસી આએ વાત,
ફના કેમ થયો એ શાહ પેશદાદ
ગઇ શાહી જમની, બનિયો ફકીર,
હતી બે બહેનો, ખરી દિલપઝીર
૩૦૦
હતી બેહન મોટી અર્નવાજ એક,
રૂપે રૂપાલી નેકોમા નેક
બિજી જે હતી નામની શેહરનવાજ,
હતી પાક અસ્મત બોલીદરાઝ
ગીરફતાર થઇ તે પડી બદિવાન,
જીતીયુ જોહાકે જ્યારે ઇરાન
બિજી બેહન નહાસી ગઇ અર્નવાજ,
રખડતી રઝડતી થઇ લાઇલાજ
વસી મેહલે હરદમ, જે કરતા ચમન,
રહ્યા તેઓના નહિ તન પર કફન
અર્નવાજ નહાસી બદલી લેબાસ,
છુપાવી ઔલાદ અને નામ ખાસ
જઇ તે વસી જાબલુસ્થાનમાં,
હતો ભાઇ જમશેદ જીવ જાનમા
બની રહી બાદી દરબારમા,
ભૂલી ભાઇને નહિ હર-કારમા
સમન્નાજની તે બની એક નફર,
હજુરીમા રહેતી ઝુકાવી સર
બની બેહન જમશેદ, અદના ગુલામ,
કરતી'તી મેહલે ચમન જે મૂદામ
નફર થઇ નિસ-દીન ખીદમત કરે,
કરી યાદ જમશેદ હરદમ રડે

* * *

પૂગ્યો ત્યા જમશેદ હાલે ફકીર,
ભુખો 'ને પ્યાસો દિલે દલગીર
જોઇ બાગે શાહી દીલકસ તમામ,
બેઠો તે પલભર કરવા આરામ
ચહડી ગઇ ગુજરીની હેડામે યાદ,
પરેશાન થઇને કિધી ફરિયાદ
ફૂટી સર બોલ્યો: "ઓ રબ મેહરબાન,
ખતા બક્ષ મારી, છુ હુ પશેમાંન"

* * *

સૂણી આવી ફરીયાદનો આ પૂકાર,
સમન્નાજ બોલી: 'ખબર બાદી કહાડ.
છે બેતમીજ કોણુ કરે છે અમલ,
કરે મારી અશરતમે એવી ખલલ"
હૂકમ એ સૂણી ગઇ તુરત અર્નવાજ,
છે કોણુ મુફલીસ કરતો અવાજ.
દિઠો એક નિન્દમા પડેલો મરદ,
હતો ગમ ચેહરે, દીલમે દરદ.

પેશાની નુરમદ, સિકલ પુર દમામ,
દિઠી રજ ભારી, ચહેરે તમામ
"જાગ ઓ મૂસાફર, અરે ગમખાર,
(13) ઉઠે કા તૂ ચમકી ઓ બેકરાર"
સૂણી આ સુરીલા સુખનનો અવાજ,
ઉઠયો ઝપટી જમશેદ છોડીને ખાબ
કરાવ્યો જમાનાએ ભાઇનો મિલાપ,
મલી બેહન સગ ભાઇ કરતા વિલાપ
"અરે બેહન મારી! આ શુ તારા હાલ,
અરે! શાહજાદી, આ શુ તારો કાળ
અરે રંગ મેહલે તૂ કરતી ચમન,
હવે તૂ ગુજારે આફતમા દન
ખિદમતમા તારી કઇએક નફર,
ફરી કેમ ખૂદાની તૂ પરથી નજર
જમાનાએ દેખાડીયો આએ રગ,
રખે તે કરે મારી હાલત બતગ
નથી કઇ મજાહ જીવવામા રહી,
(14)ફના એશો અસરત 'ને શાહી થઇ"

* * *

જોઇ હાલ ભાઇ, રડી અર્નવાજ,
"આ શુ હાલ તારા, ઓ ઇરાનના તાજ
ગયુ તખ્ત અને તાજ, વહાલુ વતન,
વતંનથી થયા પરવતન સહુ જન.
ફુટુ તુજ કરમ જે હતુ આબદાર,
બન્યો તુ ફકીર, જે હતો તાજદાર
પડયો માર તૂજપર ખૂદાનો અજબ,
રહયો પાર નહી ખ્વારીનો 'ને ગજબ
ગરૂરી ગૂમાનીનો આવ્યો આ સાર,
(15) થયો શાહ ઇરાનનો તુ ખૂવાર"

* * *

કહ્યુ બેહુને ભાઇ "ઓ જમશેદ જમાન,
ફૂરગ શાહ છે આપણો મહેરબાન
છૂપાવશ તહારી નિશાન હુ,
જણાવશ નહિ તહારી પીછાન હુ
સમન્નાજ જમશેદ ઉપર છે ફિદા,
ભરે તુજ ગમમા જુદઇની સદા
બની બેફિકર હ્યા મહેમાન થા,
રૂડો રગ દેખાડશે આસ્માન આ"
સૂણી બેહન-પ્યારી તણા આ સૂખન,
કહ્યુ જમશેદે: "મને દે વચન
કદી બોલતી ના મહારો ભરમ,
થયો જો હુ જાહેર, તો ફુટશે કરમ"
ગયો બેહન સગ તે સમન્નાજ પાસ,
જણાયો સમનને તે બહુ ઉદાસ
સિકલ જોઇ જમની 'ને રોશન દિદાર,
સમન્નાજે દીલમા કિધો બસ વિચાર
"નર કોઇ છે આ બુલદ બુનિયાદ,
સિકલને સુરતમાં અજબ છે રૂબાબ
ફરાખ સીનો, ને બાજુ દલીર,
કદાવર કદે ને સિકલે દીલપઝીર
મને મનમા છે બસ એ ગૂમાંન,
છે એજ જમશેદ, શાહે ઇરાન
જોઇ એની સજધજ હેરાન છુ,
અગર હોય એ જમશેદ, હૂં કુરબાંન છુ".

શરાબના ગુણ જમશેદે બ્યાન કીધા.

થઇ જ્યારે બનેની ઓલખ પિછાંન,
જમશેદે બોલી પોતાની જબાન.
"અએ નાર ગુણવત સૂણ મૂજ કલામ,
મને આપ શરાબ તુ લાલફામ.
છે દૂખીઆના દૂખનો સાથી શરાબ,
છે ભુખીઆનુ ભોજન, પ્યાસાનુ આબ.
જગમા છે ગમનો એ દારૂ ઇલાજ,
એ પીધાથી મનને મલે છે રહાત.
હદમા છે હરદમ અકસીર આબાદ,
બેહદ જો પીધો તો ખાનુ-ખરાબ
નામર્દો, નાહિમતનો છે મદદગાર,
નસલ આદમીની છે પરખાવનાર
મને બાનુ તુ એક ભરી જામ આપ,
છે શોધ જમશેદની એ શરાબ"
ખુબી સુણી દારૂ તણી દીલભર,
સમજી ગઇ કોણ છે આએ નર.

બની દીલે દલગીર સમન જોઇ ભરમ,
છૂપાતો ફરે છે જુદાકથી જમ
મગાવી હાજર કીધો શરાબ,
પિધો જમશેદે ભુલી રહ્યો તાબ
ખુશ જોઇ તબીયત જમશેદની,
સમન્નાજ બોલી દલગીર બની:
"સુજધજ નુરમંદ, રૂબાબ આબદાર,
અવલાદે અવલ દિસે તાજદાર
નથી એને ચહેરે ગમોની કમી,
વિના નુર ચહેરે નુરાંની રમી
ગમને અલમથી તનમન બરે,
દિસે છે ભટકતો વનવન ફરે
દિસે રૂમરૂમમા રમતી ગમી,
નથી એને મનં કઇ ગમીની કમી.
વિના નુર ચેહરે નુરાની ઘણી,
(16)નથી જમ વનકોઇ બિજો એ ધણી"

*   *   *

કહ્યુ જમશેદે "સોભાવત નાર,
ના થા તુ જમશેદ થકી ગમખાર
નથી ચાહતો હુ કે ખૂલે મૂજ ભરમ,
રખે આવે મુજપર નવો કઇ સિતમ
કહ્યા છે બુજોર્ગોએ એવા કલામ,
"છે ઓરતને ભેદ કેહવો હરામ
બૂરૂ મારૂ કિસ્મત કગાલ છે,
નવી મુજ સરપર જજાલ છે
ચહડી ચાદ હેડે, સુણી તૂજ સખન,
થયુ જ્વાર મુજ હાથ પ્યારૂ વતન
કહુ હાલ સણુ બાનુ જમશેદનો,
ધરી ધ્યાન સાભલ ભરમ ભેદનો
મને ચાહી દાદારે કીધો ચહા,
મને બક્ષી શાહી દિધો શેહનશહા
મિનોઇ, અસોઇથી આગાહ કરી,
મને આપી આલમ ઉપર સરવરી
મને શાહી સગ બક્ષી પેગમ્બરી,
નૂરી નુર સગ આપી આલમગરી.
એક રોજ આવી વતન પર બલા,
જોઇ થઇ ગયો જમશેદ ગૂમરહા.
ગયો જમ ભુલી બસ ખૂદાની ખૂદઇ,
મલી ગઇ ખૂદાથી તેને જુદઇ
વતન પ્યારૂ તારાજ થયુ આગમા,
પડયુ તખતે જમશેદ જઇ ખાકમા
ખોઇ રાજ જમશેદ ભટકતો થયો,
જોહાકી ઝુડો ફડકતો થયો
પુઠે મારી લાગા બહુ દુશમન,
ભુલી રાહ આવી પડયો તૂજ વતન"(17)

*   *   *

ખૂશી થઇ સમન જોઇ જમશેદને,
મગર થઇ દૂખી બહુ સૂણી ભેદને
કહ્યુ મહાખૂબે "ઓ શાહ નામદાર,
ખરૂ માન તૂજપર હુ છુ નિસાર
મૂદતથી હુ તારી પરસ્તાર છુ,
તૂને જોઇ નજરથી હુ બલહાર છુ
છે તુ મારો સાહેબ, છુ હુ તાબેદાર,
તુ મારો માલેક અને ભરથાર" (18)

*   *   *

થયો રાજી જમશેદ સમનને સુણી,
ખુશી થાઇ દીલમે હાસલ ઘણી.
કહ્યુ જમશેદે "સુણુ ઓ ગુલબદન,
તુજસે પરણુતુ મને છે પસન
મગર રાખજે તુ છુપુ મારૂ નામ,
નહી તો તૂ જોશે બૂરો એઙજામ"
થયા જમશેદ સગ લગનના કરાર,
સમનની ખૂશીનો રહ્યો નહિ સૂમાર

*   *   *

જમશેદની નહાસ-ભાગ અને તેનુ
ઝોહાકના હાથ ઉપર પકડાવુ
જમશેદની કતલ.

મૂદત એક અસરતમા થઇ પસાર,
સમન થાઇ જમશેદથી ગર્ભદાર
પડી એ બિનાની કુરગને ખબર,
પડયો તે વીચારમે નામવર
કે દિકરીએ છોડી દુનિયાની લાજ,
કિધી મારી કીરતી તારાજ આજ.

ગીબત સાભલી બહુ થયો તે ઉદાસ,
જવાને નિકલીયો પેદર તેની પાસ
ગુસ્સાથી લાલ અને પીલો થયો,
મલવા તે બેટીને મેહેલે ગયો
જોતાંજ પૂછ્યુ થઇ બહુ ગરમ,
કે "અએ બેહયા, બદચશમ,બેશરમ.
આશુ તારી હાલત, 'ને શુ કીધુ કામ,
ગુમાવ્યુ તુએ મુજ ખાનદાનનુ નામ
બની કેમ એટલી બધી બેહયા,
શુ રેહતી હતી એ થકી હિયા તન્હા
થયુ શુ અગર ખોલતી નહિ ભરમ,
મગર તારી છુપી નથી રહી શરમ
હતી તુ સીધ્ધી સરોવર સમાન,
બની કેમ કમર તારી મિસ્લે કમાન
હતો તારો ચેહરો ખિલતો ગુલાબ,
લૂટી કોણે લીધુ ગૂલાબોનુ આબ
ભમી કોઇ ભમરે તુને આપી શેહ,
હતી એક અવ્વલ, બની કેમ તૂ બે[1]
રખે રેહતા ગાફેલ દીકરીના બાપ,
ના દિકરીથી થાતી ખરાબ અવલાદ
કહ્યા દાનાવોએ છે એવા કલામ,
રખે થાતી બેટી બુરી બદલગામ
કોણ તારો સાથી છે, કોણ તારો યાર,
કોણથી થઇ છે તૂ હમેલદાર?
હતી તુ પરણવાની જમશેદ સાથ,
કિધો કોણ પાપીને તે તારો નાથ[2]
થયો જયારે જમશેદ ફના 'ને ખુવાર,
કિધો તેની માશુકે ભલતાને યાર
ગયા કહા નજુમના કહેલા સૂખન,
કહ્યુ એક, બીજુ બન્યુ આજ દન"
પેદરના સુખન, મીસલ તીર પેકાન,
સમન્નાજે ખોલી અદબથી જબાન

ચહડયુ ઝેન સતનુ સૂ દરને બદન,
કહ્યુ "ઓ પેદર, હુ નથી બદઝન[3]
નથી હુ બની આજ નિમકહરામ,
નથી ખોયુ મે મારી ઇજ્જત કે નામ.
નથી તુને રાખ્યો મે ગફલતમે બાપ,
નથી પડીયો મુજપર કલકનો છાપ
નથી કીધુ બદનામ ખાનદાંનને,
નથી ડાઘ લાગ્યો દામાનને
નથી મારી દામન કોઇએ લૂટી,
નથી મારી ઇજ્જત જરાબી ખૂટી
નથી મારો બીજો દીલદાર કોઇ,
ખરી છે નજુમ જે નજુમીએ જોઇ
રખે પડતી પચદા બેટી કજાત,
ઉઠાવે પેદરના હૂકમથી તે હાથ
રખડતો રઝડતો ગયો જમ બની,
કિધો તેને ત્યારે મે મારો ધણી
ગયુ તખ્ત તેનુ, ગયુ રાજપાત,
ત્યારે મે તેને દિધો મુજ હાથ.
થયો ખોઇ શાહી જમશેદ ખૂવાર,
પરણી હુ તેને બની દીલદાર
નહિ સાચી દીલદાર વચનથી ફરે,
ફૂલ ઇરાની બાનુ વચન પર મરે
ખૂશી થા ઓ પેદર સૂણી આ ખબર,
થયો છે જમઇ તારો જમ નામેવર
રેહયો છે મૂદત થઇ મેહમાન હિયા,
કરાવશ તૂજ સગ પીછાન હિયા
એ જમ જેવો મલિયો તુને જમઇ,
વચન પાલી મારો કિધી મે સગઇ"

* * *

ખૂશીની ખબરથી થયો શાદ શાદ,
ફરગ શાહે ચુમીયા બેટીના હાથ.
પછી બોલ્યો કે "ઓ મારા જીગર,
ખુશી છુ કે પામી તુ જમ જેવો વર

૧ યાને પેહલ્લે તુ એકલી હતી, અને હાલમા તુ હમેલદાર બની એક બીજા જીવને તારા શીકમમા સમાવે છે.

૨ નાથ યાને ભરથાર. ૩ બદઝન યાને ખરાબ ઓરતના જેરી.

ખરેખર તે આપી મુજને વધઇ,
કે જમશેદ જેવો થયો છે જમઇ
હવે મારી વધશે ઇજ્જત દમામ,
ખલકત અંદર થશે મારૂ નામ
નિકલીયો છે ઝોહાકનો એ હુકમ,
પકડવો જમશેદને એકદમ.
દુનિયામે જે કોઇ કરશે એ કાજ,
થાશે તે ઝોહાકથી સર્ફરાજ.
કિધુ બખ્ત મારૂ તુએ આશકાર,
સૂતેલુ જગાડી કિધુ ગુલજાર
પકડી હુ જમશેદ, કરી બદીવાન,
મેલવશ હુ ઝોહાકથી માન-પાન."

* * *

સુખન આ સુણી ઉડી ગઇ હોશ,
સમન્નાજ જમીન પર પડી બેહોશ
ખબર એ પુગી જ્યારે જમશેદ કાન,
કે થઇ છે જાહેર તેની નિશાન
કહયુ એમ સમનને "ઓ મોહન નાર,
હુ ન્હાસુ છુ હિયાથી, તુ થા ખીદાર
ગજબ છે અજબ તારો ગરદુ ગુબાર,
કિધો તુએ જમશેદને ખારઝાર
કહે કહા છુપાઇ છે મારી કજા,
કહે કહા મલુ જઇ મેલવુ સજા
સમન તારો પીદર પકડશે મને,
કરી કેદ મોકલશે ઝોહાક કને
મલી લે ઓ મહાબુબ હવે આ જેહાન,
ફરી મલશુ આપણુ મિનોઇ મકાન
રાહ તુજની જોવશ હુ કયામત તલક,
મલજે ઓ મહાબુબ પેલી ફલક
દુખી ના થતી મુજ થકી દીલજાન,
તપાસી તુ જાળવજે મુજની નિશાન[1]
થશે તુથી પયદા એવો પેસર
કરશે જે જમશેદ કીર્તી અમર"
કુટી સર સમનનાજ પીખે સર બાલ,
"ઓ આખોના તારા, ઓ જીગરના લાલ
કહે તારૂ જમશેદ હવે શુ થશે,
રખે તુ દુશમનને હાથે ફસે.
ઓ જમાનાના હજરત શાહે ઇરાન,
રૂઠયુ કેમ તુજ પર આ આસમાન"
પડી પેચ ખાઇ જમીનપર તે ગુલ,
ઉમેદ થાઇ બરબાદ, અરમાન ધુલ
ગયો શહા જમશેદ સમનને તજી,
હતી એવી દાદારની મરજી
કીધી તેણીએ હા-વ-જારી રૂદન,
દિનરેન જલતી નબીની અગન (19)
"ખબર લે જમશેદ ફરી એક વાર,
મરે તુજવન તરફડી દીલદાર
મરો કુલ ખલકત 'ને હસ્તી તમામ,
મને સારી આલમથી શુ છે કામ
થયો જમ આવી તુ કા દીલદાર,
કિધુ આવી મુજ મોત તુએ બિદાર
મને ખાકપર તે કીધી મુર્જાઆર,
કહે કહાં કજા તાહરી છે દીલદાર
કહેકે તુને ત્યા હુ આવી મલુ,
તુજ મન સમનને છે મરવું ભલુ.
ગયો તુ સનમ મુજ જીવને લુટી,
ઉમેદ આએ દીલની સઘલી તુટી"
ગયો નહાસી જમશેદ જગલ તરફ,
લિધો વેશ ફકીરી, ન બોલ્યો હરફ.
ભટકીયો તે વનમા મુદત એક તલક,
હતી તેની પાછલ ઝોહાકી ખલક.
દિવસે છુપાતો, 'ને રાતે ફરે,
રખડીને દિવસો પુરા કરે
ન ખાવાને અન, નહિ પીવાને આબ,
ન નીરાત દિવસે, ન રાતે ખુવાબ.
જોઇ કહેર ખુદાનો જમશેદ ડરે,
રખે જઇ ઝોહાકને બસ પડે
પડી ખાકપર દમ ભરતો હતો,
હરપલ ફીકરથી તે ડરતો હતો

૧ આ ઇસારો જમશેદની ઓલાદના સબધમા છે. સમન્નાજને જમશેદથી રહેલા હમેલના બાબમાં જમશેદ કહે છે, કે તેણીને પેટે જે બેટો પયદા થાય, તેની તું જાળવણી કરજે

ઝોહાક અને એબ્લીસ.



"બની એક ખુજરોજ કાબેલ તબીબ,
ગયો પાસ જોહાક મિસલ એક હબીબ."

હતો ત્રાસ ભારી, જોહાકી સિતમ,
કમ નહિ હતો જમ જીગર માહે ગ મ
સૂતેલો તે ગાફેલ હતો ખાકમા,
મગર મન હતુ યઝદા પાકમા
પુગ્યા જઇ જગે ત્યા ઝોહાકી સિપઇ,
નજર પડતાં હજરત ગયા ઓલખઇ
લિધા જકડી હાથો કરી બદીવાન
ઉઠયા ઝપટી જાગી નબી સુલતાન
જોઇ ખુદ હાલત મારી એક હાય,
કે રોજે કિયામત આવી છે હાય
હવે બાપ કર માફ ગુન્હા છે અજીમ,
કિધો છે મે નારાજ તુને કરીમ
કિધા છે ગૂનાહ બહુ બની બેઇમાન,
ખૂદાની ખૂદઇથી ફેરવી મે ધ્યાન
મને રાખી મેહરો ઇફાજતથી,
દુનિયા દેખાડી નજાકતથી
ગૂજારી ઉમર મે ઇબાદતથી,
થઇ ખ્વારી પળની દેમાકતથી
ઇલાહીમા મ્હોબત પડી બસ રહી,
નૂરીમા નજર મૂજ ઠરી બસ રહી
ફરૂ બધ ચશ્મો દિસે તુ હજુર,
ઘડીબી નહી મૂજથી રેહતો'તો દુર
ખૂદાનો ખૂદા હુ થવાને ગયો,
ખૂદા મુજથી બિલકુલ બિગાનો થયો
થયો 'જોશે જીનુ'[1] બદન આગમા,
(20) ગરૂરીથી જમશેદ પડયો ખાકમા

* * *

લિધો પકડી જમશેદ કરી બદીવાન,
ગયા સાથ લઇ પાસ જોહાક માન
જોઇ 'જમને' મારી જોહાકે પૂકાર,
કહ્યુ કે: "અરે ઓ શાહ ગૂન્હાગાર
બની ખાકી આદમ ઉઠાવ્યો પૂકાર,
આ જગમા થવા ચ્હાયુ પરવરદેગાર !
હતોં તૂ ખૂદા તો થયો કેમ આ હાલ,
હતો તૂ ખૂદા, કેમ થયો કઆલ ?
અગર હોય ખરો જો તુ પરવરદેગાર,
થઇ તારી કેમ એક બન્દાથી હાર ?
થયા ગુમ કહા તારા હુન્નર ઇલમ,
ગઇ કહા ત્હારી ગેબી ઇસમ.
ચહડી તુજ મગજમે ગરૂરની ખૂમાર,
કિધા દેશ, રઇયત, વતનને ખૂવાર
જગત તારા પાપે થઇ ભારી બહુ,
જમીનપર રેડાયા લાખો લહુ
ખૂદાને ભૂલી ભુલ્યો તુ ઇમાન,
ચહડયો તુજ સરપર બૂરો શયતાન"

* * *

કરી લાખો અફસોસ હજરત રડે,
ડરે નહી અજલથી, ગુન્હાથી ડરે (21)

હતો નહિ નબીને મરવાનો ગમ,
પણ ડરતો ખૂદા સામે ધરવા કદમ (22)
પુકારી જોહાકે મારી બરાર,
"અરે ઓ સિપાઇ કરો જલ્દ કાર •
બૂલાવો જઇ કોઇ જલ્લાદને,
સજા તે કરે આએ કઝાબને
રસીથી બદન ખૂબ કસી જકડે,
'ને કરવતે કાપી બે ટુકડા કરે"

* * *

ઉભી સામે જમશેદની આવી અજલ,
જોઇ દુખ તેના થયા સહુ દૂજલ.
નમાવીને સર તેને કીધી અરજ:
"ઓ ખલકતના ખાવિંદ સૂણ મુજ ગરજ
થયા પાપ મૂજથી છે લાખો હજાર,
ખતા બક્ષ મારી ઓ પરવરદીગાર"

* * *

કતલ થાયો જમશેદ, ખતમ થાયુ રાજ
ખતમ થાઇ પેશદાદી શાહી 'ને તાજ
વતન દિલચમન થાયુ વેરાન તમામ,
બાગો બગીચા મેહલો એવાંન
ગરૂરે થયા ખાક હજરત નબી,
હતૂ જેને મેહરે નુર એજમતી

[1] 'જોશે જીનું' યાને દીવાનગીનો પવન

કિધી જેણે દુનિયા આરાસ્ત તમામ,
ફૂનરને ઇલમના શિખાડયા કલામ
નથી થાયો કોઇ એવો પારસી શહા,
ઉડી હોય જમ જેવી જેની ધજા.
લખાઇ હકીકત તવારીખે ચાર,
ગરૂરે થયો શાહ જમશેદ ખુવાર

(સાર)
રખે કરતો બન્દા તુ જગમા ગરૂર,
ગરૂરે થયા ખાક કઇએક મશ્હુર
જશે કુલ જગત લોભ ગરવે જળી.
તજી ક્રોધ કર તૂ ભલાઇ ભલી
કલમથી કસુ ચાહ નિચાંગાનની,
વધો કીરતી પારસીઆનની.



# ઝોહાક અને એબ્લીસ.[1]

એબ્લીસનુ વેશ બદલી ઝોહાક પાસે જવુ.

સુણો હમદિનો એક નવુ દાસ્તાંન,
કરૂ 'એબ્લીસ' 'ને 'ઝોહાક' બયાંન
જબાં પર લઇ નામ પરવરદેગાર,
કરે તે સહેલ માફ મુશકીલ કાર
હતો એક જમાનામા નર નામદાર,
દિલે બહુ દિલાવર, શુરો સવાર
મર્દાસ તાજી હતુ તેનુ નામ,
સખાવત, રાસ્તી, હતાં તેનાં કામ
મર્દાસને ત્યા હતો એક પિસર,
હતુ નામ જોહાક[2] સુરવીર નર.
પડી એક રોજે બૂરી બામદાદ,
કિધો એબ્લીસે બરપા ફેસાદ.
ગયો વેશ[3] બદલી, બની ખુબરૂ,
ઉભો જઇ ઝોહાકની રૂબરૂ

૧. શાહનામાના દાસતાંનનો આ ભાગ મુબઇની 'ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીની' ફરમાસથી તારીખ ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૧૦ ને દીને (શેહશાહી ગાથા ૪ થો, ૧૨૭૯ યઝદેજરદીને દીને) રાતે ૯ વાગે, ૫. કા હોલમા, મારા જમશેદ અને ઝોહાકના કિર્તનમા ખાસ આમેજ કરેલો હતો એ કિર્તન સાંભલવા માટે તે રાત્રે જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થોનો જે અસાધારણ ધસારો થયો હતો, અને જેને માટે જામે જમશેદમા ચરચાર જન્મ પામી હતી, તેને લગતો ખુલાસે વાર જવાબ, આ ગ્રંથના લખનારે જામે જમશેદમા આપ્યો હતો, તે આ પુસ્તકના આગલા ભાગમાં પ્રગટ કીધો છે.

ધ ન. પટેલ.

૨ અવસ્તા પ્રમાણે ઝોહાક એક બુરો પાદશાહ થઇ ગયો છે. અવસ્તામા ઝોહાકને અઝીદહાકને નામે ઓલખાવ્યો છે ફીરદોસી એને ઝોહાકને નામે ઓલખાવે છે. વલી ઝોહાકને 'બીવર અસ્પ' ને નામે શા માટે ઓલખાવવામા આવતો હતો, તેનું કારણ ફીરદોસી એવું સમજાવે છે, કે પેહલવી ભાશામાં 'બીવર'નો અર્થ 'દસ-હજાર' થાય છે, અને એની પાસે દસ હજાર અરબી ઘોડાઓ (અસ્પ) હતા, તેથી, એને 'બીવર અસ્પ' કહ્યો છે (ડા૦ જી૦ જ૦ મોદી)

૩. એબ્લીસ એક રોજ એક નેક અને ભલા આદમીનુ રૂપ ધારણ કરી ઝોહાકની આગલ ગયો.

સખુનો ફરેબી કહ્યા જાઇને,
સૂણીયા ઝોહાકે તે હરખાઇને
સૂણી એબ્લીસને થયો તે ખુશાલ,
કહ્યુ "બોલ શુ છે તહારો સવાલ?"
નમી એબ્લીસે બોલી જબાન
"અયે ઝોહાક સાભલ ધરી તુ ધિયાંન
કહુ ફાએદાના તૂને હુ સૂખન,
ભરમ રાખવાનો મને દે વચન
કહી દેહતો ના ઇન્સાનને,
રફિક, દોસ્ત, યા કોઇ દીલજાનને
સદા રાખજે મનમા મારી વાત,
વચન તોડતો ના તૂ ઓ નેકજાત
સાભલ અએ મર્દાસના તુ પિસર,
જરા કર વિચારી તૂ ઉડી નજર
તુ જેવો બેટો જીવે આ જેહાન,
પેદર તારો મર્દાસ રહે સુલતાન
તુ જેવો જગમા છે જીવતો પિસર,
તો શુ કાંમ જીવે તહારો પિદર
અરે ઓ અકલમંદ સુણ આ કલામ,
લેઇ લે મૂલકની તૂ એકદમ લગામ
બૂઝોર્ગોના આયુશ રહેછ બરકરાર,
કરતો નહી કેમ તેનો વિચાર?
આ શાહી, દોલત, દરજ્જો 'ને તાજ,
એ સહુ છે લાયક હવે તારે કાજ
સાભલ શિખામણ અએ નેકફાલ,
એકદમ કર તુ પિદરનો નિકાલ"
કિધો આ સૂખન પર ઝોહાકે વિચાર,
દરદમન્દ થયો તે બની બેકરાર
કહ્યુ એબ્લીસને બહુ કરગરી,
"ખુને પેદર હુ કરૂ કેમ કરી
જીગર મારૂ ધડકે સૂણી તુજ સખુન,
કરૂ નહિ કદીબી એ કારે જબુન
કહે તુ બિજુ જોબી કરવા મને,
બતાવુ કરી હુ જરૂર તે તને"

* * *

કહ્યુ એબ્લીસે બની બહુ નિરાશ,
"કરે કાં ઓ નાદાંન તુ તારો નાશ
સદા તારી ગરદન ઉપર રહેશે બાર,
તોડીને સોગંદ થશે ખારજાર.
સૂખી તુ થશે કોઇબી દીન નહિ,
મર્દાસ જયા સુધી જીવશે અહિ
શિખામણ માની કહ્યુ તેમ કર,
થશે તારી હાણી જો જીવશે પિદર"
જીકર સાભલી તે થયો લાજવાબ,
થયો ચિતભ્રમ તે અતિ બેહિસાબ
સુણી એબ્લીસના ફરેબી સૂખન,
થયો અંતે ઝોહાક તેને શરણ
કહ્યુ એમ ઝોહાકે: "ઓ નેક નર,
શૂ છે તે ઇલાજ તુને ખબર?
બને કેવી રીતે કિયામત જબુન,
કરે કોણ મહારા પેદરનુ ખુન?"
કહ્યુ એબ્લીસે "ફિકર ના તુ કર,
હૂ પોહચાડુ આફ્તાબ તલક તારૂ સર
કરશ એકલો હુ વિના કંઇ મદદ,
તૂ જો કે કરૂ છુ હૂ કેવો કસદ."

ઝોહાકે પોતાના પેદરનુ
ખુન કરાવવુ

પીરીમે પુરો હતો તે શાહ,
ભલાઇ ભરેલો હતો નેકખાહ
રહેતો ઇબાદતમે મશગૂલ સદા,
ન ભુલતો જરાબી દીલથી ખુદા
ચમનમા હતી એક ઇબાદતગાહ,
કરતો તે બંદગી ત્યા જઇ તનાહ
હરચંદ જતો ત્યા બડી બામદાદ,
કરી બંદગી દીલ કરતો તે શાદ
ઉઠી હર ફજરની બહારમા,
નમાજે જતો ત્યાં અંધારમા
ન ચેરાગ, ચાકર હોતો તે સંગ,
પરસ્તેશ કરતો ધોઇને અંગ
જઇ એબ્લીસે કિધૂ એવું કાર,
ખણ્યો તે જગે એક ખીશિયાર ગાર

ખણી ગાર ઉંડો કીધો વિચાર,
મુખ બધ કીધુ ઢાકીને ચાર [1]
નમાજે નિકળિયો મરદાસ જ્યાર,
હતો સાથ ના કોઇ ખિજમતગૂજાર.
અજલ સર ઉપર ખુબ ભમતી હતી,
કજાની સવારી રમતી હતી
એકાએક તે નેક ચગ્રહા પરસ્ત,
પડીયો ગાર અદર મૂવો પામી કષ્ટ
હતી આ દગાની ન તેને ખબર,
કજા ગારમા થઇ, બની તે કબર.

બીજી વાર વેશ બદલી
એબ્લીસનુ ઝોહાક
પાસ જવુ.

રખે કોઇ જનતી જને એવો પુત્ર
બને બાપના મોતનો તેજ દુત [2]
અગર બદ ફરજન્દ સુરવીર હોય,
કદી નહિ પિદરના ખૂને હાથ ધોય
મગર એ જન્મમા છે ન્યારો ભરમ,
છુપાયો છે માદરનો એમા મ્હરમ [3]
લિધુ તખ્ત ઝોહાક બેદાદગર,
નવાજેસ કિધી ચોતરફ સરબસર
થયો ખુશ એબ્લીસ મનમા અતી,
નવા ફન્દની બસ ચલાવી ગતી
નવો વેશ લઇ તે બન્યો નવજવાન,
જઇ પામ ઝોહાક કિધુ સન્માન
નમીને કિધી તેની તારીફ અનેક,
કહ્યુ "છુ હુ બાવરચી લાખોમા એક.
હુ જાણુ છુ પકવાન અનેક જાતના,
અજાએબ સુખવાસ, અજબ ભાતના
ન ખાધા તો શુ, પણ ન જોયાં હશે,
જગતમા ન કોઇએ પકાવ્યા હશે"
સાંભલી હુન્નરમદીના એ સુખન,
ઝોહાકે કીધો બાવરચી પસન
હતો તે જમાનો અનફળનો, [4]
અનફળ છતે પણ બહુ બળનો
ઝોહાકનો એબ્લીસ બની તાબેદાર,
અજાયબ ભોજન કિધા તઇયાર
મુરગના ઇડા, 'ને જરદીનો પાક,
ગોરખરના ગોશતના કીધા કવાબ
તિત્તર 'ને મુરગ 'ને હલવાનનુ ગોસ,
મેઢા 'ને બકરા 'ને કરતો તે 'રોસ'

૧ ચાર, યાને ગારના મોહડા ઉપર ઘાસ અને ચારો નાખી તે ગારનુ મોહડુ ઢાકી નાખ્યુ.

૨ દુત યાને પેગામ લઈ જનાર

૩ ફીરદોસી ઝોહાકના આવાં ઘોર કર્મ માટે નીચલા સખુનો લખે છે —

" ફર્ઝન્દે બદ ગર બુવદ નરરે શીર, બખુને પેદર હમ નબાશદ દેલીર
મગર દર નેહાની સખુન દીગરસ્ત, પેઝહન્દહરા રાઝ બા માદરસ્ત "

બીજા બોલોમા ખુલાસો એવો થઇ શકે છે, કે ઝોહાક એના બાપની તોખમથી પેદા પડેલો નહિ હતો

૪. શાહનામુ અત્રે ખુલ્લે ખુલ્લુ જણાવે છે, કે ઘણાજ દુરના સોનેરી જમાનામાં, જ્યારે ઇરાનમા જમશેદ પાદશાહ રાજ કરતો હતો, તે વખતમાં લોકો અનફળ શાકનો ખોરાકજ ખાતા હતા, પણ પાછળથી હારેમને ઝોહાક જેવા બદ પાદશાહ મારફતે, ગોસ્તના ખોરાકનો બુરો રેવાજ ધીમે ધીમે દાખલ કરાવ્યો શાહનામાના તે શબ્દો આ રહ્યા - "તે જમાનામાં ઘણી જાતની ખાવાની ચીજો નહી હતી, કારણ કે ખાવાનો ખોરાક ઘણો કમી હતો તે વખતના લોકો અનાજ, તરકારી અને જમીનમાથી ઉગેલી ચીજો સીવાય બીજી ચીજ ખાતા હતા નહી. પછી બુરી કરણીના હારેમને જાનવરને મારવાનો (અને તે રાધી ખવાડવાનો) પોતાના દીલ સાથે વીચાર કીધો

જંગલની મુરગી 'ને મેના ને મોર,
બાજ અને સકરા 'ને લક્કડખોર
એ સરવેને કાપી તે કરતો હલાલ,
પકાવતો તે ભોજન લાલમલાલ
કસ્તુરી, કેસર 'ને નાખી અંબર,
ઝોહાકના કરતો તે પકવાનો તર.
પાતો તે ઉપરથી જહલદ શરાબ,
કરતો તે ઝોહાકની ખસલત ખરાબ.
ગાઇ તે ગાયન કરતો કમાલ,
સૂણી થાતો ઝોહાક અતી ખુશહાલ.
સુંદર સરોદે લેઇ ખુબ તાન,
કરતો તે કુદરતની ભારી વખાણ

ઝોહાકના ખભાં ઉપર બે કાળા નાગનું પેદા થવું

પકવાનની લેહજતથી થઇ ખુશ હાલ,
ફિદા થઇ ઝોહાકે કીધો સવાલ.
કે "અએ મર્દ-બાહોશ 'ને નવજવાન,
હૂં જાનપર તારા છૂ હું કુરબાન
કહિ દે જે હોય ચહાતો ઉમેદ,
કરૂં દુર હું તૂજ સંકટ 'ને ખેદ"
કહ્યુ એબ્લીસે "ઓ આલમપનાહ,
જીવજો જગતમા તું વરસો ઘણા
અએ મૂલ્કે અરબના માલેક ખુદા,
રહો તારી કાયમ જગતપર ધજા

મને તારી ઉપર બહુ પ્યાર છે,
જીવ મારો તુ પર નીસાર છે
છે મુજ દીલમા એવી ઉલટ,
લેઉ તારી બાજુપર ચુંબન દુપટ.
હૂકમ હોય તો હુ ચૂમુ એકદમ,
હૂં સમજશ કે મુજપર તે કીધુ કરમ"
ઝોહાક ફરેબથી હતો બેખબર,
હતી નહિ તેને દીલ કઇ ફિકર
ખુશી થઇ એબ્લીસને આપી રજા,
બે ચુંબનમા એવી તે શુ છે મજાહ
લિધા એબ્લીસે ચુંબન તરત,
ચૂમીને જમિનમા ગરક થાયો ઝટ
તૂરત તન સલગી જબરી અગન,
અગનના દરદથી દુખી તન-બદન
સલગી રેહી ઝોહાકને તન આગ,
નિકલિયા બાહો પર બે કાળા નાગ

ત્રીજી વાર વેશ બદલી એબ્લીસનું ઝોહાક પાસ જવુ

વઝીરો, અમીરો, ગરદનફરાજ,
મલી સંગ હકીમો, થયા લાઇલાજ
મલી નહિ જગતમા કંઇબી દવા,
કરે કોણ હવે આ દરદને સફા
લિધો એબ્લીસે ફરી એક વેશ,
નવા છલ ખાતર ધરી દીલ દવેસ

બની એક બૂજરોગ કાબેલ તબીબ,
ગયો પાસ ઝોહાક મિસલ એક હબીબ

ફરી એકવાર એબ્લીસે એક બુઝરોગ હકીમનો વેશ ધારણ કરી, તે ઝોહાકની દરબારમા ગયો, અને તેની બાહ ઉપર ઉગી નિકલેલા નાગને નાબુદ કરવાના ઇલાજ તરીકે, હર રોજ માનસના ભેજા તે નાગોને ખવડાવવા જણાવ્યુ, કે જેથી તે નાગો મરણ પામશે આ નવા ઇલાજ ઉપર એતેકાદ રાખી, એબ્લીસના ફરમાવ્યા મુંજબ ઝોહાક દરરોજ બે માનસોના ભેજા કાપી કઢાની પોતાની બંને બાહ પરના નાગોને તે ખવાડતો હતો એબ્લીસે આવી રીતે યુકતી માડીને ઝોહાકને પેહલા ઇંડાં, ગોશ્ત, અને મછીનો ખોરાક ખવરાવીને પાછળથી માનસને ખાવાનો ઘાટકી રીવાજ (Cannibalism) પણ દાખલ કરાવ્યો. (શાહનામાનાં શબ્દોમાં બોલ્યે તો) "તે નર દેવોના સરદારે (બાને એબ્લીસે) આવી યુકતીથી શું તાલ શોધી હતી, તથા એ વાતમા

શુ મતલબ જોઇ હતી ? સીવાય કે તેણે છુપી યુકતી રચી હતી, કે જેથી ફરીને આ જેહાન માનસથી ખાલી યાને વેરાન થાય "

કહ્યુ કે. "થવાનુ થઇ બસ ગયુ,
આ દુખ તો સદાનુ રહી બસ ગયુ
દરદ છે કાતીલ તે કરશે તબાહ,
ન મરશે કદીબી એ મારે સીયાહ[1]
મૂજ પાસ છે એક એની દવા,
સિવા તે દવા વન ન થાશે સફા

અએ ઝોહાક ઇલાજ તુ જલદ કર,
મગજ આદમીના તુ બે રોજ ધર.
કર રોજ બે આદમીને કતલ,
મગજ તેમનાથી થશે દુઃખ સફલ
મગજ ખાઇ નાગો જશે બસ મરી,
થન દુઃખ દફા ન થશે તે ફરી"



# ફરીદુન અને ઝોહાક.[2]

### અવસ્તામાથી ઝોહાક અને ફરીદુન વીશે મલતી શાહદતો

શાહનામાના ઘણુંક દાસ્તાનો વિશે અવસ્તામાથી આપણને શાહદતો મલે છે. ફરીદુન અને ઝોહાક માટે પણ તેવીજ શાહદતો મલી આવે છે

આબા યશતના ૨૯, ૩૦, અને ૩૧મા ફકરા પ્રમાણે ઝોહાક એવી દુવા ગુજારે છે, કે હુ ફરીદુનને મારૂ અને ઇરાનને વેરાન કરૂ ઝોહાકની એ અરજ મંજુર રેહતી નથી.

આબા યશતના ૩૩, ૩૪, અને ૩૫મા ફકરામા ફરીદુન ઝોહાક જેવા જુલમગાર, જે ઇરાનને વેરાન કરવા માગે છે, તેને જેર કરવા, અને પાદશાહ જમશેદની બે બેહનો શેહરનવાજ અને અરનવાજને તેના કેદમાથી છોડાવવા દુવા ગુજારે છે તેની એ દુવા પ્રમાણે તેની ઉમેદ પાર પડે છે

### ઝોહાકી જુલમથી ઇરાનમા ફેલાયલો ત્રાસ

જ્યારે ઝોહાકના બને ખભા ઉપર ઉગી નિકલેલા બે કાલા નાગને નાબુદ કરવાના ઇલાજ તરીકે, તેના વેશ ધારી તબિબે રોજ બે માનસના ભેજા, તે નાગને ખવડાવવાનો ઇલાજ દેખાડ્યો, ત્યારે ઝોહાકના હુકમથી તેના સીપાઇઓ રોજ બે

---

૧ મારે સીયાહ યાને કાળાનાગ

૨ ફરીદુન અને ઝોહાકનુ આ સંગીત દાસ્તાન પેહલવેહલ્લુ તારીખ ૨૫ મી મારચ ૧૯૧૭ અને રવીવારની સાંજે, મુંબઇમા બેહરામજી જીજીભાઇ ઇનસ્ટીટ્યુશનવાલા હૉલમા, મુંબઇની જશન કમીટી માટે, મેહેરગાનના જશન પ્રસંગે ધન પટેલે રજુ કીધું હતુ. ત્યાર પછી એજ કિરતન ૧૯૧૮ના સાલમા અમદાવાદની બઝમ ફજે બેહેરામ તરફથી અમદાવાદમા ત્યાના પ્રેમાભાઇ હૉલમા રજુ થયુ હતુ એ ઉપરાત એજ કિરતન બીજીવાર મુંબઇની જશન કમીટી માટે ૧૯૨૧ના સાલના મારચ માસની ૨૪ મી તારીખે, બે૦ જી૦ સ્કુલના હૉલમાં ત્રીજી વાર રજુ કર્યું હતુ.

ઇરાનીઓને પકડી લાવી તેમને કતલ કરાવી તેમના ભેજા ઝોહાકના ખભા ઉપર ઉગી નિકલેલા નાગને ખવાડતા હતા[1]

આવા બનાવો રોજ-બ-રોજ બનના રહ્યાથી ઝોહાકની રઇયત બેજાર થવા લાગી.

## બે ઇરાની બાવરચીઓની કુનેહ.

એવે સમે ઇરમાઇન અને ગીરમાઇલ નામના બે ઇરાનીઓએ પોતાના હમદીનોને રોજ નાહક કતલ થતા અટકાવવા એક યુક્તી રચી તેઓ બન્ને જન બાવરચી તરીકે ઝોહાકના બાવરચીખાનામા, કાઇક કુનેહ ભરી રીતે નોકરી રેહ્યા આ બે ઇરાની બાવરચીઓને, ઝોહાકના આનમા શેહરમાથી બે ઇરાની જવાનો પકડી લાવી, તેમને કતલ કરવા, અને કતલ કરી તેમના ભેજા કાહાડી લેઇ ઝોહાકના ખભા ઉપર મુકવા માટે મોકલી આપવા ફરમાવતા હતા

પણ આ રેહમદીલ બાવરચીઓએ રચેલી યોજના પ્રમાણે, તે બેમાથી એકને તેઓ કતલ કરતા, અને એકને જીવતો છોડી મેલી, તેને ગામની બાહાર એકાંત જગ્યા ઉપર નિકલી જવા ફરમાવતા હતા, અને બીજા ભેજા મદલ તેઓ બકરા યા મેંઢાના ભેજાનો ઉપયોગ કરતા હતા એ પ્રમાણે આ બે માહોશ બાવરચીઓ. એક મોટી સખ્યાના ઇરાનીઓને બચાવી શકયા, જેઓ બરબાદ તરીકે જીદગી ગુજારવા લાગ્યા એવા અને એવી કિસમના અનેક ઝોહાકી જુલમથી ઇરાનની રઇયત ત્રાગી રેહી લેકો બેદીલ થયા બેદાદી ફાએશ થતી ચાલી, અને ઝોહાકના રાજના જોર, જબરી અને ધાસ્તીનો પાર રહ્યો નહી

### ઝોહાકે જોયલો સ્વપનો

ઝોહાકી જુલમથી જમાનો તમામ,
લરજી રહ્યો હર કદમ ઠામ ઠામ
રહ્યા જયારે ચાલીસ ઝોહાકી સાલ,
પડયા તેની ઉપર કૈ કૈ જવાલ.
પડેલો હતો નિન્દમા પુર પલગ,
દિઠો ખાબ બુરો, બનિયો બતગ
દિઠા ખાબમા ત્રણ જગી સવાર,
ઓલાદે આલા, રોશન દિદાર
કદાવર હતા તે અતી નવજવાન,
હતો એક નાહનો, શાહી પેશાન
કમરબધ કમરપર મિસલ પેહલવાન,
હતો હાથમા એક ગુરજ ગાવેચાન
ધસી સગ ગુરજ તે કરતો પૂકાર,
લડતો તે ઝોહાકસે ઓસ્તવાર.
એકાએક ઉખાડી બદન પરથી ખાલ,[2]
બાધી બે હાથો કિધો પાયમાલ
જન્જીરથી ગરદન કિધી ભારદાર,
કિધો કેદ લેઇ જઇ દમાવન્દ પહાડ

* * *

જોઇ ખાબ ઉઠીયો પૂકારી જોહાક,
ધસક ધાસ્તીથી જીગર ચાક ચાક
સૂણી ધાસ્તીનો ભયકર અવાજ,
ઝપકી ઉઠી નેક નાર અરનવાજ.
પૂછ્યુ એમ ધીરેથી: "ઓ નામદાર,
એકાએક થયો તુ કેમ બેકરાર!

---

૧ આ બે નાગના બાબમા એવો ખુલાસો કેટલાક લખનારા કરે છે, કે તે બરપસાના જેવુ દરદ હોવુ જોઇએ, કે જેના ઇલાજ તરીકે માનસના ભેજાનો ઉપયોગ પુર્વ કાળમા કરવામા આવતો હોય. ૨ ખાલ યાને ચામડી

હુમા હફ્ત કેશ્વર, જમીન જર્નિગાર,
મશરેક 'ને મગરેબ તૂને તાબેદાર
આરામથી તુ હુતો ખાબમા,
ઉઠયો કેમ ઝપકી આઝાબમાં' (1)

ઝોહાકે નજુમીઓને ખાબની તાસીર જાહેર કરવા જણાવ્યુ

ગઇ રાત અધુરી, પડી બામદાદ,
થયો જગ જાહેર ખુરશીદ આબાદ
સિતારેશનાસોને કીધો હૂકમ,
સૂણી ખાબને તમ ખોલો ભરમ.
જમાનાની જાહેર કરો રફતાર,
ખોલી કહો ગરદિશે રૂઝગાર
સિતારાની ચાંલેને એકદમ ગણી,
કહો કોણ થશે આ તખ્તનો ધણી
આ તાજ મારૂ, તખ્ત 'ને કમર,[1]
આ રાજ મારૂ 'ને આ કરરોફર[2]
બતાવો જનમિયો છે કોણ બસર,[3]
થશે કોણ જીતવા મને તતપર

* * *

નજુમી ફિકરમદ થયા કુલ તમામ,
બેશક હતુ તે મુશ્કીલ કામ
૯૦૦
દિવસ ત્રણ કીધા ફિકરમા પસાર,
જશે જીવ કહીશુ ખરો ઇસરાર
દરદમન્દ દીલે ધરી ખુબ હામ,
ગયા ચોથે દાહડે શાહને મૂકામ
નજુમાં 'ઝીરક' નામનો એક પીર,
કહ્યુ શાહને સાભલ: "એ દસ્તગીર
ના થા તુ નાહક એમ ગમખાર,
ના કર તુ દીલને બેકરાર
રહ્યુ કોઇ નથી જેહાનમા બરકરાર,
નથી કોઇ અમર રહ્યો શેહરીયાર
જનમ લઇ જગમાથી સહુને જવુ,
અજબ છે તૂને કેમ દીસે એ નવું
સિવા એક રબ સર્વનો નાશ છે,
એ બેલ જગદીશનો ખાસ છે
સાભલ સૂખન કહુ એ રાજદાર,
જનમ લઇ મૂઆ છે કઇક તાજદાર
મગ્રા મોત કરતુ નથી બેરહમ,
અદના કે આલા ગણે એકસમ
દયાહીન છે કાળ, દીલે કઠોર,
ડરે નહિ કદીબી કરે લાખ શોર
અગર તુજ તન હોય લોખડ સમાન,
પલકમા કચડશે તૂને આસ્માન
આ તખ્ત-કોલાહ, 'ને તાજે-કમર,
એક રોજ લેશે બિજો કોઇ નર
સાભલ કહુ ખાબનો હુ ભરમ,
નામે ફરીદુન લેશે જનમ
થશે તે કદમા સરવની સમાન,
કોવતે આલા, બુલદ ખાનદાન.
ગુરજ ગાવેચાનીને ગરદન ધરી,
જરબ દરશે તુ પર, જશે તુ ડરી
ફરીદુન કરશે તૂને બદીવાન,
અગર તુ ઘણોબી હશે બલવાન
હજી તે જનમિયો નથી નામદાર,
માટે તુ દીલથી એ ગમને ગુજાર"
સૂણી ખાબના આ ભરમની ખબર,
પડયો થાઇ બેહોશ જમીનની ઉપર

ફરેદુનનુ નામ સાંભલી ઝોહાકે ધાસ્તી ખાઇ નજુમીને સવાલ કીધો.

આ ગજબભરી ખબર સાંભલી ઝોહાક ધાસ્તી ખાઇ બેહોશ થાઇ જમીન ઉપર પડયો જ્યારે તે હુશીયાર થયો ત્યારે તેણે નજુમીને સવાલ કીધો, કે "એવો તે મેં શુ ગુનાહ કીધો, કે તે મને બાધી કેદ કરશે તેને મારી સાથ શુ વેર છે"

---

1 કમરબધ 2. કરરોફર માને દમામ, રૂઆબ 3. માનસ માને ઇનસાન

તે બાહોશ નજુમીએ જવાબ દીધો કે "કોઇબી કારણ વગર કોઇબી કોઇની સાથ બુરાઈ કરતુ નથી ફરીદુનના બાપનુ મોત તારે હાથ થશે, અને તેના કીનામા તે તેનુ વેર લેવા નિકળશે પોરમાય નામની એક નિરદોશ ગાય, જેનુ દુધ પીઇ ફરીદુન મોટો થશે, તે ગાય તારા હાથ ઉપર કતલ થશે, તેનુ વેર ફરીદુન તારી ઉપર લેશે, અને તે ગાયની સુરતનો એક ગુરજ બનાવી તે વડે તે તુને જેર કરશે"

આ ખબરથી ઝોહાક દીવાના જેવો થઇ ગયો તેણે દુનિયામા ફરીદુનની શોધ કરાવવાનો ઠરાવ કીધો

### ફરીદુનનો[1] જનમ[2]

સૂણો હમદિનો કહુ ફરીદુનની વાત,
ગૂજરી ગજબથી ભરી વારેદાત
મૂબારક ફરીદુને લીધો જનમ,
માદર ફરાનક, અતી પુર રહમ.
સરવ સમ સિધ્ધો, નુર આબદાર,
જમશેદ સમ દીપતો તે અપાર
કરી કુલ રઇયત સગ ગુફ્તગુ,
કરાવી ઝોહાકે ખુબ જુસ્તજુ
કે પકડી ફરીદુન લાવો સિતાબ,
કરો તેની હસ્તીનુ ખાનુખરાબ
અગર હોય છૂપાયો જઇને પાતાલ,
ત્યા જઇ કરો તેનો એકદમ નિકાલ
છૂપાયો અગર હોય આસ્માન જઇ,
કતલ તમ કરો તેને મસ્તાન થઇ
ગયા સહુ સવારો પવનની ઝરફ,
પકડવા ફરીદુન ચારો તરફ
ફરીદુન પિદર આબ્તીન[3] બેગુજીન,
પકડઇ ગયો આખેરસ એક દીન.
કતલ કીધો ઝોહાકે તે નેક નર,
ફરીદુન થકી તે થયો બેસબર
ફરાનક નહાથી લઇ બાળને,
ભટકતી થઇ તે લઇ વહાલને.

### માદર ફરાંનકની નાહસ-ભાગ

લઇ બાળ ફરીદુન ભટકતી ફરે,
નહી રહાત જગમે રહી કે ઠરે
રડીને તવલતો બાળક નિરાસ,
વિના દુધ કઠે હતી બહુ પિયાસ
રડીને તે પસવારતી લાલ-ગાલ,
કહેતી: "ના રડ ભવિશના ભુપાલ
કાં તલમલીને રડે મારા બાળ,
હૂ સમજુછુ માગેછે શુ તૂ વહાલ
ના રડ ઓ બેટા હુ લાચાર છુ,
તૂને જોઇ તવલતો હુ ગમખાર છુ.
રડીને તુ બેટા ના શોર કર,
સાભલશે દૂશમન જરાબી તો ડર
ના રડ ઓ ઇરાનના પાદશાહ,
રહો મેહેર તુજપર કાયમ ખૂદા
ના રડ ફરીદુન ઓ નેકજાદ,
રખે તુને પકડે ઝોહાકી જલ્લાદ.
રડ ના, રડ ના, ઓ શ્યાણા સપુત,
ધવાડુ તને કેમ, સૂકાયુ છે દુધ
તૂ સમજે તે ક્યાંથી નિર્દોશ બાળ,
કહુ કો'ને જઇ હુ તહારો હેવાલ (2)

૧ હોમ યશ્તમા જણાવ્યા પ્રમાણે ફરીદુનના બાપ આબતીને હોમ યજદની બદગી કરી, તેની ક્રિયા કરી, અહુરમઝદ પાસે એક બેટા માટે દુઆ ગુજારી હતી. તે દુઆ બર આવી, અને તેને ત્યા ફરેદુનનો જન્મ થયો હતો. (ડા૦ જી૦ જ૦ મોદી.)

૨ ફરીદુનની જનમ ભુમી 'વરેન' એટલે 'ગીલાન' ના મુલકમા હતી. (ડા૦ મોદી).

૩. અવસ્તામા ફરીદુનના બાપનુ નામ 'આથ્વ્યાન' છે, પણ શાહનામા અદર આબ્તીન છે.

## ફરીદુનની માદર ફરાંનકનુ દુધમલ ફરીદુનને લઇ પુરમાય ગાય પાસ જવુ

ઝોહાકના હાથ ઉપર ફરીદુનના બાપ આબતીનના મારયા ગયા પછી, ફરીદુનની માદર દુધમલ ફરીદુનને લઇ, ઝોહાકના હાથમા પકડાતી બચવા, જગલે જગલ ફરીદુનને બચાવવા ભટકવા લાગી. બાળક ફરીદુન દુધ વિના તરસતો હતો જેમ જેમ તે નિરદોશ બાળક દુધ વિના રડતો, તેમ તેમ તેની માદર વધારે અને વધારે ગભરાતી, કે રખે તે બાળકના રડવાનો અવાજ સાભલી, તેની શોધમા નિકલેલા ઝોહાકના સીપાઈઓના હાથ ઉપર બને જન પકડાઇ જાય એવા સજોગ વચે બાળક ફરીદુનને બચાવવાનુ કામ તેની માતા ફરીદુનને માટે મુશ્કીલ થઇ પડયુ દુધ માટે તવલતા ફરીદુનને લઈને તેની માતા એક દિવસ એક ખેતર આગલ જઇ લાગી, જયા તેણીએ એક દુધાલી ગાયને તેના માલેકની સાથે દીઠી આ ગાય દુધથી એટલી તો ભરપુર હતી, કે તે કે ગામડામા વસ્તા સઘલા દુધમલ બાળકો તે ગાયના દુધ માટે આવી, તે ખેતરમા એકઠા થતા, અને તે સઘલા તે ગાયના દુધથી સંતોશ મેલવી જતા હતા તે મુબારક ગુણવાલી ગાયનુ નામ પુરમાય હતુ ફરાનક પોતાના દુધમલ ફરીદુનને લઇ તે જગ્યે જઇ પુગી

### માદર ફરાનકનુ ફરીદુનથી છુટુ પડવુ

હતી ગાય પુરમાય નામ આશ્કાર,
દુધાલી હતી તે બહુ ખીશિયાર
ફરાનક ગઇ ત્યા ધરી દીલ ઉમગ,
ઉભી જઇ રખેવાલ પાસે બતગ
રડીને ફરાનક એમ કરગરે.
"આ મારૂ દુધ વન બાળક મરે
એ બાળક છે એમુલ લઇ તુ ઉધાર,
રાખી પનાહમે એને ઉગાર
પેહર સમ ચહાઇ જો એની ગમ,
ગણજે મિસલ તુજ નુરેચશમ
પેહર સમ સભાલી કરજે જતન,
કર તારા ધરમે તુ એનુ વતન
અગર હોય તુને કાઈ બદલાની આસ,
જીવ મારો ગીરવી છે તારી પાસ
ખુદા હાફેજ બેટા ફરીદુન જાન,
નિગાહબાન તારો થજો યઝદાંન (3)

### જોહાકને હાથ પુરમાય ગાયનુ કતલ થવુ. બાળક ફરીદુન ત્રણ વરશની ઉમરે પુગે છે

ફરાનકની આજ્ઞાથી પુરમાય ગાયના રખેવાલે બાળક ફરીદુનને મોટી ખુશીથી પોતાના ઘરમા રાખી, પુરમાયના દુધ ઉપર તેને ઉધારવાનો કોલ, માદર ફરાનકને આપ્યો ફરાનક પોતાના બાળકને પુરમાય ગાયના માલેકને સ્વાધીન કરી, પોતે વનમા એકલી છુપાતી ફરી, અને એ રીતે બાળક ફરીદુન પુરમાય ગાયનુ દુધ પીઇ, ત્રણ વરસનો મોટો તે રખેવાલના ઘરમા થયો

વખત જેમ જેમ વધતો ગયો, તેમ તેમ જોહાક વધારે ગભરાટમા પડતો ગયો, કેમ કે હજી તેનો દુશ્મન—ફરીદુન—તેને હાથ સપડાયો નહી હતો નજુમીઓની આગાહી પ્રમાણે રખે દુધમલ ફરીદુન મોટો થાય, એવી ધાસ્તીથી તે બેદાદગરે ગામે ગામ અને શેહરે શેહરની દુધાલી ગાયોને કપાવી નાખવા માડી, અને એવી રીતે દુનિયામા નિરદોશ ગોસ્પન્દોની

તેણે કતલ ચલાવી આ કતલ દરમિયાન પુરમાય ગાયની શોધ થવા લાગી. ફરીદુનની માતા ફરાનકને કાને આ વાત જઇ પુગી, અને પોતાના પ્યારા ફરજન્દને બચાવવા, તેજ ઘડી પુરમાય ગાયના રખેવાલના મકાન તરફ તે દોડી ગઇ

માદર ફરાનક ફરીદુનને અલબરૂઝ પહાડ ઉપર એક આબેદને સ્વાધીન કરે છે.

કતલ આબતીનને ઝોહાકે કરી,
ફરીદુનની પુઠ તેણે ધરી
સિપાહો 'ને જાસુસ નિકલિયા તમામ,
પકડવા ફરીદુન જંગલ 'ને ગામ
ફરાનક ફિકરથી થઇ ગઇ સુફેદ,
રખે થાય બાળક ફરીદુન કેદ ૧૦૦૦
ગઇ દોડતી તે રખેવાલ પાસ,
કહી વાત સઘલી બનીને ઉદાસ:
"એ બાળ મારૂ છે નુરેચશમ,
લઇ જઇ છૂપાવુ બિજી કોઇ ગમ
લાજમ છે તજવુ આ જાદુસ્થાન,
અરમાન છે જાઉ હિન્દુસ્થાન
મદદ કર મેહરબાન ગેતીફરૂજ,
છૂપાવુ ફરીદુન કૂહે અલબરૂજ "
ઉઠાવી ફરીદુન પલકમા ગઇ,
નિશાણી ન તેની ત્યા કંઇ રહી
હતો અલબરૂજ પાહડ પર એક પીર,
ઉભી જઇ સામે બનીને અધીર
નમાવી સરને કહ્યુ કરગરી,
"અએ આબેદ સૂણ મૂજ હાકકત જરી "
ધીમેથી બોલી. "અએ પાકદીન,
હૂં. આવી છુ છોડી ઇરાન જમીન
આ ફરજન્દ મહારૂ છે બન્તે બુલન્દ,
એ તારાજ કરશે ઝોહાકી ગઝન્દ
એ જીવશે તો તારાજ કરશે ઝોહાક,
કે મરબન્દ પકડીને કરશે હલાક
પેદર સમ એનો નિગેહબાન થા,
ઉધારી તુ એને મેહરબાન થા
જતનથી જાળવજે એ દીલજાન,
રખે ગુલબદનને પૂગે નુકસાંન"
ખુશીથી કિધી અર્જ પીરે કબુલ,
ખિલવિયુ ઇફાજતથી નાજુક ગુલ

ફરાનક બાળક ફરીદુનને લઇ અલબરૂજ પાહાડના એક એકાન્ત ગુફામા એક પરહેજગાર આબેદને સ્વાધીન કરી, પોતે પાછી ભટકતી જીદગી ભોગવવા લાગી બીજા હાથ ઉપર ઝોહાકના સીપાહો દેશે દેશ ભટકી ફરીદુનની શોધમા નિશફળ થઇ જ્યારે શરમીંદગી સાથ ઝોહાકની આગલ જઇ ઉભા, ત્યારે તે જુલમગાર પાદશાહ ઘણોજ ગુસ્સે થયો, અને ચોમેર તેણે વધારે જોસભેર જુસ્તજુ ચલાવવા તાકીદનો હુકમ ફરમાવ્યો એ નવી જુસ્તજુના પરીણામમા ઝોહાકના એક જાસુસે આવી, એવી ખબર આપી, કે ફરીદુન પુરમાય ગાયના રખેવાલના ઘરમા વસે છે

પૂગી ગઇ ઝોહાકને એ ખબર,
વસે છે ફરીદુન પુરમાય ઘર
ધસક ધાસ્તીથી બની બેઅકલ,
ચલાવી ચોમેરે ગોસ્પન્દ કતલ.
પકડીને કાપી પુરમાય ગાવ,
નિરદોશ લહુ માહે થઇ ગરકાવ
હૂકમ કીધો જલ્લાદોને સિતાબ
"શોધો ફરીદુન ચીરી ધરતી-આબ
ભટકતો હશે વનમા ભાઇ સંગ,
મબાદા હશે સાથ માદર બતંગ
તજી મેહર દીલથી કરજો કમાલ,
ફરીદુન પકડી કરો તમ નિકાલ

નથી એકલો દુનીયામે તનાહ,
હશે સાથ બે ભાઇઓની પનાહ
જકડી પકડજો તે મુરદારને,
કરો લાવી હાજર તે બદમારને

દુશમન છે તે મારા જીવ-જાનનો,
ઉઠાવ્યો છે ફિતનો રમખાનનો"

* * *

કતલ ચાલી નિરદોશોની ચારો ગમ,
હતો બસ જોહાકનો એજ હુકમ
રખેવાલનુ સર કીધુ કલમ,
કિધુ આગમાં થર તેનુ ભસમ

## ફરીદુન સોલ વરશની ઉમરે પુગે છે

અલમરૂજ પાહાડના છુપા ગુફામા, તે પરહેજગાર આબેદના પાહાડી મુલક અંદર, તેની માયાભરી પોસ્તપનાહમા રહી ફરીદુન અતે સોલ વરશની ઉમરે પુગ્યો સોલ વરશની ઉમરે જયારે તે પુગ્યો, ત્યારે એક રોજ તેણે પોતાની માતા ફરાનક પાસે જઇને નમનતાઇથી સમજાવી પોતાની હસ્તી અને ઓલાદ વિશે સવાલ કીધો (4-5)

### ફરાનક ફરીદુનને તેના જનમની કાહાણી કહે છે

ફરાનકે બોલી ધીરજથી જબાન,
"હકિકત સાભલ સપૂત દિલજાન
હતો નેકજાત એક નર આબ્તીન,
વસ્તો હતો તે ઇરાન સરજમીન
મનશની, કુનશની હતી તેની નેક,
અદના 'ને આલાસે કરતો વિવેક
હિમતે આલા અતી જોરમન્દ,
તુખ્મે હતો તહેમૂરસ્પ દેવબન્દ
તે તારો પીદર જગત આશકાર,
ખાવિન્દ મહારો રોશન દિદાર
જોહાકે જાણ્યા નજુમથી ખબર,
જનમશે ફરીદુન સુરવીર નર
કરશે તે જોહાકી અમલ ખતમ,
ફરીદુન કરશે ખતમ તેનો દમ
એ જાણીને દ્હીયો તે જાદુપરસ્ત,
લંબાવિયો તુ તરફ તેણે દસ્ત
કતલ કીધો તારો પિદર દીલજાન,
ગૂજર પામિયો તે રોશન-રવાન
જોહાકી ખભે બે બલા છે ખરાબ,
વતન પર પડે છે સિતમ બેહિસાબ
મગજ 'આબ્તીનનુ કહાડી બહાર,
ખવાડી બલાને પામ્યો કરાર
સકટ હજારો 'ને દુખો સહી,
લઇ તુને જગલ ભટકતી રહી
લઇ તુને ગઇ હુ પુરમાય મકાન,
હતી નહી દુધાલી બિજી તે સમાન.
રખેવાલે તેના બહુ પ્યારથી,
તુને કિધો મોટો અતી લાડથી
કિધી માય તેબી જોહાકે કતલ,
રખેવાલનીબી ન રાખી નસલ
બેજાન કીધી તે નિરદોશ ગાય,
વરશ ત્રણ સુધી જે બની તારી માય
લઇ તુને નાહઠી બની બેસબર,
લઇ બઇ તુને અલબરૂજની ઉપર"

* * *

### ફરાનક પોતાના બેટા ફરીદુનને જોહાક સામે જગ ઉઠાવવા કહે છે.

"હવે વાત સાભલ ઓ મારા જીગર,
હકીકત કહીછે તૂને મૂખ્તેસર
કિધો છે તૂને કેરદેગારે પસન,
બચાવે હવે તુ તહારૂ વતન.
જગતમા થયો છે જુલમ આશકાર,
ઇરાન થયુ છે અતી બેકરાર.
વતનના સુખની ખીલી છે કળી,
જશે કુલ અધકાર બિલકુલ ટળી.

કરી જંગ જોહાક કર જહદ ખાક,
કતલ જેણે કીધા જમશેદ પાક
કતલ જેણે નિર્દોશ કિધા ગોસ્પન્દ,
કતલ જેણે દુધમલ કિધાં ફરજન્દ
કતલ કીધી પુરમાય નિર્દોશ ગાય,
કિધો જેણે મોટા બની તુજ માય

કતલ જેણે કીધો તહારો પેદર,
ભટકતી બની હું લઇને પેસર
હવે ખેચ શમશીર તું મ્યાનથી
કિનો લે તું જમશેદને ધ્યાનથી, ૧૧૦૦
હરએક જણુનો એ એકરાર છે,
વતનથી ફરે તે ગુન્હાગાર છે (6)

## ફરીદુનનું ઝોહાકને મારવા માટે તઇઆર થવુ

જોહાકના જુલમની આવી હકિકત પોતાની માદર ફરાનકને મોહડેથી સાભલી, જવાન ફરીદુનનું લોહી તેની રગોમા ઉછલી આવ્યું. તે પોતાની માતાનો ઉપકાર માની ઉલટમા આવી બોલ્યો કે —

" આફરીન માત મારી તું પર હજાર,
આભાર કિધો કેવો મુજપર અપાર
હતી નહિ મને આજ તક એ ખબર,
કે હતો આબતીન નેક મારો પેદર.
ખબર સાભલી છે મે આનન્દથી,
કે તોખ્મે છુ તેમુર–દેવબન્દથી
અગર જોશ્વર છે ખરેખર શીર,
વિના અજમાયશ બને ના દલીર
હતો જ્યારે જગમા જોહાકી અમલ,
ફરીદુન બાળક હતો બહુ અબલ.
ફતેહમંદ માહરેમન મેહેરબાન,
ના કર દીલમાહે કઇબી ગુમાન
તજુ આજથી હું વતન અફબરૂજ,
નિગેહબાન થશે મારો ગેતીફરૂજ.

હુકમ છે અગર એવો યઝદાનનો,
કરૂ ખાક• દુશમન ઇમાનનો
હલક કાપી પુરમાય, કિધુ તેનુ ખુન,
સહુ કેમ ફરીદુન જુલમ એ જબુન
કતલ કીધો મારો પિદર નેકજાદ;
કિનામા મચાઉ ભયંકર ફેસાદ
કરૂ નહિ જમીંન 'ને જમાને જરૂર,
કરૂ તે દરૂજને વતનથી દુર
પૂરમાય ખુનનો ઉઠાવી પૂકાર,
કાહડ એ શયતાનને દેશપાર.
કરૂ વાહલુ ફતેહ વતન મૂજ ઇરાન,
વતન કાજ ખાતર સદકે છે જાન
અગર છે મદદ તે યઝદાન પાક,
કરશ જઇ જાલમ જોહાક ખાક (7)

## ફરાનકે ફરીદુનને જાહેર નહી બનવા સમજાવવું.

ઉલટમા આવેલા ફરીદુનને રણુના રંગ ઉપર ચહડેલો જોઇ, તેની માતા ફરાનક તેને સમજાવવા બોલી કે. " દાનેશમંદ દીકરા, એવી રીતે વગર વિચારે હુલડાઇ કરવી ના રવા છે નજુમીઓની આગાહી છે, કે જોહાકનો દોર ફરીદુન તોડશે, પણુ તુ એકલો જોહાકને કેવી રીતે જેર કરી શકશે, તેનો ખ્યાલ કરવો રવા છે તે જાદુપરસ્ત જોરમંદ છે, અને તાજ તખતનો માલેક હોવાથી તેની ખીદમતમા હજારો સીપાહો કમર બાધી લડવા તઇયાર છે તારી પાસે લશકર કે સીપાહો નથી, માટે તું ધીરજ ધર, અને જવાનીના જોમથી ઉતાવેરાઇ જોખમભરેલા કામની અંદર વગર વિચારે ના ઝંપલાવી દે "(8)

## જોહાકે પોતાના જુલમથી ત્રાસી રેહલી રઇયતને મનાવવા માટે તઇયાર કરેલી યોજના

એક હાથ ઉપર ફરીદુન જોહાકને જેર કરવાની તક જોતો રેહ્યો હતો, ત્યારે બીજા હાથ ઉપર જોહાકે પોતાના ખભા ઉપર લાગુ પડેલા દરદ માટે ઇરાંનીઓની ચાલુ રાખેલી કતલથી શેહરમા બેદીલી અને જુલમની ફરીયાદ એટલી બધી તો ફેલાઇ ગઇ, કે અતે ત્રાસી રેહલી રઇયતને શાત પાડવાની તે હવે કાઇ તજવિજ કરવા લાગ્યો

ફરીદુન હજી તેને હાથ પકડાયલો નહી હોવાથી તે ધાસ્તીથી અધમુવા જેવો થઇ ગયો તે જોગેમદ હોવા છતા કમરમાથી વાકો વળી ગયો. ફરીદુનને દુધ પાઇ ઉધારનાર ગાયને કતલ કરાવી, પણ ફરીદુન તેના હાથમાથી છટકી ગયલો જાણી તેની ફિકર વધતી ગેઇ શેહરમા શાતી ફેલાવવા તેણે કેટલાક દાનાવ મોબેદો અને દસ્તુરોને પોતાની પાસે બુલાવી તેમને સમજાવીને મનાવી લીધા, અને તેમને કહ્યુ કે :—"એક એવી અરજી લખી કાહાડો, કે જોહાક જેવો નેક, ભલો અને રાસ્ત ઇનસાફ કરનાર પાદશાહ ઇરાનના તખ્ત ઉપર આજ સુધી બીજો કોઇબી થયો નથી રઇયતમા તે ગેરઇનસાફ બિલકુલ ચાલવા દેતો નથી. દુખીઓની દાદ લેનાર તેના જેવો બીજો કોઇ નથી."

એવી બાબદ તે મેહજર અદર લખાવી, તે મેહજર ઉપર શેહરના આગેવાન અમીરો અને દરબારીઓની સહી લેવા, અને જાહેર બજારમા તેમજ મોહલ્લાઓમા એવાં ભાશાણો કરી લોકને શાત પાડવા તેણે સમજાવ્યુ

આ મેહજર યાને લખત ઉપર જોહાકની બીહીકથી ડરીને ઘણાક મોબેદો અને દસ્તુરો જોહાકની સમજાવટથી મોહલ્લે મોહલ્લે ફરી જોહાકની તારીફ ગાવા લાગ્યા

મોબેદોએ જાહેર મોહલ્લાઓમા ભેગાં થયલાં લોકોના ટોલાં આગલ ઝોહાકની સીફત ગાવી.

"સૂણો સજજનો તમ સૂણો નામવર,
સૂણો તમ તવગર નારો 'ને નર
નસીબો છે રઇયતનો આબદાર,
છે ઝોહાક જેવો ભલો શેહરીયાર.
જીગરમા ભરી છે મનશની નેક,
દીલે દયાલુ મયાલુ વિવેક
છે બખ્ત ઇરાનનુ બહુ બૂલન્દ,
છે શાહ ઝોહાક સહુને પસન્દ"

## ઝોહાકની ખોટી સીફત મોબેદોને કરતા સાંભલી કાવેહ નામના લુહારનુ તેઓ ઉપર ગુસ્સે થવુ.

આવી રીતની જોહાકની ખોટી તારીફ જાહેર રસ્તા ઉપર મોબેદોને કાવેહ નામના એક લુહારે કરતા સાભલી તેનુ લોહી ઉકલી આવ્યુ. કેમકે જોહાકના ખભા ઉપર લાગુ પડેલા દરદ ઉપર મુકવા માટે, માનસના ભેજા મેળવવા જે જવાન ઇરાનીઓને મારી નાખવામા આવતા હતા, તેમા આ લુહારના સતર છોકરાઓમાથી સોલ છોકરાઓને મારી નાખી, તેમના ભેજાનો ઉપયોગ જોહાકના ખભા ઉપર કીધો હતો. આ કારણને લીધે જ્યારે કાવેહ લુહારે જોહાકની આવી ખોટી તારીફ થતી સાંભલી, ત્યારે તે ગુસ્સે થઇ મોબેદને કેહવા લાગ્યો —

"તૂ છે કોઇ મોબેદ કે અહેરેમન ?
બેઠો છે બાજારે લેઇને શુ ફંદ
સૂણુ કોણુ તારી ગલત વાત છે,
તૂ મોબેદ નથી, કોઇ કમજાત છે
કહાં જમશેદ સમ જેહાંદાર છે,
પલીદીનો આજે રોજગાર છે
થયુ બખ્ત ઇરાનનુ ખારજાર,
મલ્યો શાહ ઝોહાક બડો નાબકાર.
ખૂશામત કરે છે બની બેલગામ,
દિસે છે ઝોહાકનો તુ ગુલામ"

## કાવેહના અહારમાં છોકરાનુ ચોરાઈ જવુ.

શેહરમા તેમજ દરબારમા જયારે એવો જોર, જુલમ, અને જબરદસ્તીનો મામલો ચાલી રેહયો હતો, તેનામા કાવેહ લુહારના અઢાર છોકરા માહેલો જે એક છેલ્લો દીકરો બાકી રેહયો હતો, તેને જોહાકના સીપાહો મોહલ્લામાથી એકદમ છુપ છાપ ઉંઠાવી, જોહાકના બાદશાહી બાવરચીને હવાલે કરવા લઇ ગયા. આ બનાવની ખબર લોકોએ તુરતજ કાવેહ લુહારને પુગાડી, અને તે ખબર સાંભલતાજ કાવેહના ગુસ્સાનો પાર રેહયો નહી.

## કાવેહ લુહારનુ જોહાકની દરબારમા પોતાના દીકરાને પાછો મેલવવા જવું

જોહાકની દરબારમા અમીરો અને દરબારીઓને મનાવી લેવાને સારૂ, મેહજર ઉપ. તેમની સહી લવામા આવતી હતી, તેવામા જોહાકની દરબારમા એકાએક ફરીયાદના પુકારે સભલાયા આ ફરીયાદનો પુકાર ઉઠાવનારને જોકે પોતાની દરબારમા તુરતજ દાખલ કરવાનો હુકમ કીધો તે ફરીયાદ કરનાર કાવેહ લુહાર પોતે હતો. જોહાકે તેને બુલાવ પુછતા તેણે પોતાની ફરીયાદ રજુ કીધી

હુકમ કીધો ઝોહાકે સુણી પૂકાર,
બૂલાવો છે કોણ મરદ દુખિયાર
હાજર થયો એક કદાવર મરદ,
અલબત બાજુ, દીલમે દરદ
જોઇ કેહરથી બહુ તપેલો ગરમ,
ઝોહાકે પુછીયુ બનીને નરમ
"અએ મર્દ દુખિયાર સાભલ સવાલ,
કહે તારી ઉપર શુ છે મલાલ"
કુટી સર તેને કીધો પૂકાર,
"નામે છુ 'કાવેહ—અહંગાર' લુહાર
ફરીયાદ મારી સુણ શેહરીયાર,
તુએ મારી જીંદગી કીધી ખુવાર
કિધુ છે તૂએ મારૂ ખાનુખરાબ,
ગજબ છે, સીતમ છે, અલમ બેહિસાબ
અગર તુ નથી ચાહતો હારે જશન,
કિધા મુજ ફરજન્દોના કાંય ખુન
દિકરાઓ મારા હતા કુલ અઢાર
સત્તરને કાપી કિધા તુએ ઠાર
એકજ રહ્યો તો જે નુરેચશમ
લૂટી તુએ લીધો કરવા ખતમ
અરે એ સિતમગર જો મુજ હાલ
કિધો મારો સસાર તે પાયમાલ
ખતા શુ મહારી, ગુનાહ શુ કીધ
કે સત્તર ફરજન્દોના જીવ લિધા
દયા કર મુજપર બક્ષી પિસર
ફરજન્દ ખાતર જલે છે જીગર
બને જયારે જગમા ઇનસાન પીર,
દિકરાઓ તેના બને દસ્તગીર
નથી ખ્યાલ કરતો તુ જગ જહાનનો
નથી ખ્યાલ કરતો તુ યઝદાનનો
હુ બેગુનાહ છુ અદના લુહાર
જમાનો કિધો મહારો તે અધકાર

અગર રાસ્તીનો તુ છે ધણી,
ઇનસાફ કર તુ મેહરબા બની
અગર રાસ્તીનો તૂને છે ખિયાલ,
મને આપ મારૂ નિરદોશ બાલ.
જુલમ સેહસે બન્દો, ન સહેસે ખૂદા
જુલમ છે બન્દા ઉપર નારવા"

## જોહાકે અંતકરણના ડંખથી ડરોને કાવેહને તેનુ ફરજન્દ પાછુ આપવુ

કાવેહ લુહારની હિમત જોઇ, અને તેની દલીલ સાભળી જોહાક ડગ થઇ ગયો. કાવેહની દલીલ અને તેની હિંમતથી તે જુલમગારનુ અંતકરણ તેને ડંખવા લાગ્યુ, અને નાહિમત બની જઇ, તુફાની કાવેહને મનાવી લેવાની મતલબથી, તેનો દીકરો તેને પાછો સ્વાધીન કરવાનો હુકમ કીધો, અને તેને ઠંડો પાડી જોહાકે પેલા મેહજર ઉપર સહી કરવા કાવેહને જણાવ્યુ.

## ઝોહાક સામે કાવેહ લુહારે બલવો ઉઠાવવાની શરૂઆત કરવી

કાવેહ લુહારે તે મેહજર તુરતજ હાથમા લઇ ધ્યાનથી વાચ્યો, અને તેમા જુલમગારૂ જોહાકને નેક, ભલો, અને રાસ્ત ઇનસાફ કરનાર તરીકે દરશાવેલો વાચી, તેના ગુસ્સાનો પાર રહયો નહી, અને ગુસ્સાથી લાલ બની, દરબારમા બેઠેલા અમીરો દસ્તુરો અને મોબેદો, તથા પહેલવાનો તરફ નજર કરી, તે પુકાર કરી બોલ્યો —

"શુ આ છે મેહજર, ગુલામી લખત,
શુ માગોછો એ પર તમો દસ્કત
ગજબ છે, અલમ છે, રંજો-મહન,
વતનનો શુ બેઠો છે અરગસ્તે દન.
અરે દસ્તુરો, પેહલવાનો. દલીર,
ઓ આકીલ, ફાજીલ. જવાનો પીર
શુ અકલ હવા થઇ, ખોયા દેમાગ,
દિધી તમ લોકોએ એ પર સાખ
શુ ભૂલીયા ખૂદાને બની બેદીન,
શુ ભૂલીયા છોડી ધરમ 'ને યકીન.
નથી વાહલી બેટીની ઇજત 'ને માન,
નથી બેહન, માદરની હૂરમત ધ્યાન
લહુ શુ જમાનાનુ કાલુ થયુ,
શુ દોજખ તમુને વહાલુ થયુ ? ૧૨૦૦
નથી રાસ્ત ઝોહાક, જુલમ દીન રાત,
મલી દેવ સગ તમ કરો જુલમાત.
નથી કરતો મહેજર એ હુ કબુલ,
સરજત એ ખતની છે ખાક—ધુલ"
કિધુ ફાડી કાવેહે મેહજર ખરાબ,
જોઇ હામ ઝોહાક થયો સુરખાબ
બગલમા ઉઠાવીને લીધો પિસર,
ગયો ત્યાથી ચાલી કાવેહ બેડર.
જોઇ તેની હિંમત, જોઇ તેનો તાબ,
દરબાર સારી બની લાજવાબ

કાવેહએ તે મેહજરના ફાડીને તુકડા કરી નાખ્યા, અને પોતાના દીકરાને બગલમા ઉઠાવી, જોહાકની કાઇબી દરકાર કીધા વગર, તેની દરબારમાથી તે ચાલી ગયો લોકો કાવેહને તેના ફરજન્દ સાથ પાછો ફરેલો જોઇ તેની આસપાસ ફરી વલી ખબર પુછવા લાગ્યા. કાવેહ બજારને મુખડે ઉભો રહી પુકાર કરી તમામ રઇયતને ઇનસાફ માગવા માટે ઉશ્કેરવા લાગ્યો. લોકો તેને સાભલવા મોટી સખ્યામા એકઠા થર્યા, અને કાવેહની દરખાસ્ત અને તેના વિચારો સાથે એકમત થઇ, તેઓ પણ ફરીયાદ અને ઇનસાફના પુકારો ઉઠાવવા લાગ્યા.

## પાદશાહ ફરીદુન



ફરીદુનના સુખુનઃ--"જે શખ્સ પોતાના મા બાપ સાથે
બદી કરે, તે પોતાના ફરઝન્દોથી નેકી કદી નહી જોય
[૨] જે શખ્સ પોતાના મા બાપને માન નહી આપે,
તે શખ્સ પોતાના ફરઝન્દોથી માન નહી પામે
[૩] જે શખ્સ પોતાના ભાઇઓ સાથ દુશમની કરે,
તે શખ્સ ભાઇના દરજજાને લાયક નથી
[૪] દુનીયાના લોકો યાદ રાખજો, કે
આ જમાનો તમારી કરણીનુ દફતર છે,
માટે તેમા નેક કામોના લેખ કરી
રાખવા કે મીનોઇમાં તે કામ
આવે."

જ્યારે લોકોને પોતાની આસપાસ કાવેહે જમાવ થયલા જોયા, ત્યારે તુરતજ તેણે પોતાની કમર ઉપર બાંધેલું ચામડું છોડી પોતાના નેજાની નોક સાથ બાંધી, તે ઉંચે હવામાં ઉઠાવી પુકાર કરતો મોહલ્લાઓ અને બજારોના ચોકમાં ભાશણો કરવા લાગ્યો —

### ફરીદુનને જઇ મલવા માટે કાવેહ લુહારે ઇરાની ખલકતને જમાવ કરવી

" ઉઠો દીનદારો, ઉઠો નામદાર,
ઉઠો તમ ગરીબો, ઉઠો માલદાર
ઉઠો કામદારો, યઝદાં પરસ્ત,
કરો દુર જુલ્મીનો જાલમ દસ્ત
ઝોહાકથી તમ થયાં હો તબાહ,
તો ચાલો ફરીદુનની લેવા પનાહ.
ફરીદુન સલામત, પૂકારો સહુ,
લડો દેશ ખાતર, રેડો લહુ
પૂકારો ઝોહાક છે અહેરેમન,
ચાલો ફરીદુન ધરીયે ચરન.
આ ઝુન્ડો ફરીદુનનો છે હલકાર,[1]
ફરીદુન ઉપર કરો જીવ નેસાર "(12)

* * *

પૂકારી ફરીદુન નામે પૂકાર,
જમા જ ણીઓને કિધા બીશિયાર
હજારો જવાનો અને પેહલવાન,
ફરીદુન નામે થયા શાદમાન.
હજારો ખૂશીથી થયા હમસંગ,
ફરીદુન ખાતર ધરીને ઉમંગ.
જગે જગ બહલો, જગે જગ બદ,
જગે જગ ફેસાદ, ફીતુર, ફંદ.
મલી કુલ રઇયત બની લશકરી,
લિધી તેઓની કાવેહે અફસરી.

હતો જે જગાએ ફરીદુન વાસ,
ગયા સરવે સંગ મલી તેની પાસ.
હજુરીમે હાજર ઉભી અનજુમન,
ઝૂકીને ફરીદુનને કીધું નમન
ખશી થાયો જોઇ તે ઇરાંની મજા,
ખૂશી થાયો જોઇ ચાંમડાની ધજા
ધજા ચામની પર કિધો સણગાર,
જડયા લાલો-ગોહર અતી આબદાર
પૂકારી બોલ્યો ફરરોખ શાહ
"ઇરાંનીઓ લેવ આ ધજાની પનાહ
ખૂદા રાખે કાયમ ધજા આબદાન,
ઓલખાશે એ ઝુંડો-એ-કાવેઆન
જગમા એ ઝુંડો થશે આશકાર,
કરશે જુલ્મી જાલમને ખૂવાર
એ ઝુંડા પર રેહમત પરવરદેગાર,
બદી 'ને બુરઇનો થશે ટાલનાર
એ ઝુંડો મૂબારક છે ઇરાંનનો,
ગણો કુલ ઇરાન જીવ જાનનો,
ગગન તક એની ઉડશે ધજા,
રેહશે ફતેહુમંદ ઇરાની મજા.
ચમકશે ખલક પર મિસલ મુશ્તરી,
કરશે એ રોશન ફીરોઝગરી
ઉઠાવી ધજા એ પૂકારો ઇરાન,
કાયમ રહો ઝુંડો-એ-કાવેઆન " (13)

### કાવેઆંની ઝુંન્ડાની ઉત્પત્તી અને તેની હકિકત.

ઇરાનનો આ ઝુન્ડો પેહેલ વેહલો કાવેહ નામના લુહારે પોતાની કમર ઉપર બાંધવાના ચામડાનો બનાવી, લોકોને ઉશકેરી ફરીદુનની પનાહમા જવા તેણે એકઠા કીધા હતા. કોઇ લખનાર એ ઝુન્ડાને 'કાવેઆની[2]' અને કોઇ એ ઝુંન્ડાને 'ગાવેઆની[2]' કહે છે.

---

૧. હલકાર યાને પેગામચી. ૨. ફારસી ભાષામા 'ક' અને 'ગ' નજદીક એક સરખી રીતે લખાતા હોવાને લીધે કોઇ લખનાર 'ગાવેઆની' લખે છે.

ફરીદુને એ ઝુન્ડાને પોતીકા ઝુન્ડા તરીકે જાહેર કરી, તેને કીમતી લાલ ગોહરથી સગારયો હતો. ફરીદુન પછીના દરેક પાદશાહ તેો ઘણોજ ભાગ્યશાલી ગણતા હતા, કેમકે તે ઝુન્ડા તલે ઇરાનીઓએ મહાન મોટા જંગો અને લડાઇઓ ફતેહ કરી હતી જયારેબી ફતેહ થતી, ત્યારે આ ઝુંડાને સંગારવામા આવતો હતો.

જમાનાના દોરને લીધે, એ ઝુન્ડાએ પાછલથી અનેક ચહડતી-પડતી દીઠી હતી. કિયાની વંશ પછી તે હખામની વંશના પાદશાહોને હસ્તક ગયો હતો, અને છેલ્લે દારા પાદશાહની સલ્તનતમા, તે ફતેહ અને કિરતીની ઉંચામા ઉંચી ટોચે પુગ્યો હતો પણ રૂમી સીકંદરે જ્યારે દારાને માહત કીધો, ત્યારે એ ઝુન્ડાની પડતી આવી હતી

પણ અર્દશીર બાબેકાને યુનાનીઓને જેર કરી, ઇરાન દેશનો છુટકારો જ્યારે તેઓના હાથમાથી કીધો, ત્યારે પાછો આ કાવેઆની ઝુન્ડો જાહેરમા આવ્યો હતો, અને ઇરાની પાદશાહો તેને માન આપવા લાગ્યા હતા આ તેની નવી કિરતીવાલી જીંદગી લાંબો વખત ટકી નહી, કેમકે સાસાની વંશનો છેલ્લો પાદશાહ યઝદઝર્દ, ૪૦ સ૦ ૬૨૬ ના સાલમા કાદુશીયાની લડાઇમા આરબો સાથ લડતા હાર ખાઇ નાહઠો, અને ત્યારે એ ઝુંડો પણ જાવેદાનનો તારાજ થયો.

આ ઝુંડાનુ કદ કહે છે કે લંબાઇમા ૨૨) અને પોહળાઇમા ૧૫) ફીટ જેટલું મોટુ હતુ જુદા જુદા પાદશાહોએ તેને કિમતી ગોહરોથી સંગારેલો હોવાને લીધે, તેની ઉપર જડેલો કિંમતી ખજાનો આરબોને હાથ ગયો હતો

## ફરીદુને ઝોહાકને મારવા માટે ગાયની સીકલનો ગુરજ બનાવવો

એ ઝુંડાને ફરીદુને હાથમા લેઇ ઇરાનીઓની સાથે મલી ઝોહાકને જેર કરવાનુ જાહેર કીધુ.

ફરીદુને પોતાના બે મોટા ભાઇઓ ' કયાનોશ ' અને પુરમાય 'ને બુનાવી એક હુશીયાર લુહારને તેડી લાવવા જણાવ્યુ, અને તે લુહારની પાસે ગાયની શીકલનો એક ભારી લોખંડનો ગુરજ બનાવી લીધો, અને તે માટે તેને મોટુ ઇનામ આપી રવાના કીધો.

જંગની સઘલી સામગ્રી તઇયાર કીધા બાદ, ફરીદુન પોતાની માતા ફરાનક પાસ હથીઆર સજી તેણીની રજા લેવા ગયો.

કમર પર બાંધી કમરબંધ ખાસ,
પેહડીને કોલાહ ગયો માત પાસ
નમીને કહ્યુ: " માદરે પાકજાદ,
કરે રબ હાસલ તારી મુરાદ
હવે જાઉ ઝોહાક કરવા બતંગ,
હજારો ઇરાની સિપાહ છે સંગ
છે ભાઇ બે મુજ અજીજ દિલજાન,
ઇફાજતથી રાખશ આંખો સમાન
આ સમશીર, તફંગ સંગ તીરો-કમાન,
કમદ સાથ છે આ ગુરજ ગાવેઆન

પુરમાય ખુનનો ઉઠાવી પૂકાર,
ગુરજ ગાવમુખથી કરૂ તેને ઠાર
વતનથી કરૂ દુર શયતાનને,
પવિતર કરૂ પાક ઇરાંનને
ફતેહ જમશેદનુ કરૂ તખ્ત-તાજ,
કરૂ તેની ઉપર તૂને સરફરાજ
દૂઆ દે મને તુ કરી બંદગી,
બલી બંદગી વન ફુલ જીંદગી

* * *

### ફરેદુનનું માદર ફરાનકની રજાથી ઝોહાકને જેર કરવા, અલબરૂજ ઉપરથી નિચે ઉતરવું

| | |
|---|---|
| ભરી નયન નીરે કિધો રબ યાદ, | હરવખ્ત મુશ્કીલ હેજે પનાહ, |
| ફરાનકે માગી મનની મુરાદ | મેહરવત તહારી કરજે નિગાહ |
| "અરજ છે મહારી એ દસ્તગીર, | ફતેહમન્દ કરજે ફરીદુન પિસર, |
| સપુરદ કરૂ છુ તુને મારો વીર | અરજ એ ગુજારૂ ગુઝાવી સર (14) |

### ફરીદુનની ઝોહાક ઉપર ચહડાઇ. સરોશ યઝદની મુલાકાત

ખોરદાદ રોજને દાહડે, ફરીદુન પોતાના બાપ આબ્તીન અને પુરમાય ગાયના કીનામા કમર તંગ કરી, પોતાના બને ભાઇઓ અને ઇરાની લશકરને લેઇ, અલબરૂજ પાહાડ ઉપરના પોતાના પાહાડી મકાનમાથી નીચે ઉતર્યો.

કહેછે કે એક રાત્રે સરોશ યઝદની ફરીદુનની સાથ મુલાકાત થઇ, અને તેણે કેટલીક અફસુન અને નીરંગ ફરીદુનને શીખવી[1] આ નીરંગોની બરકતથી, ફરીદુન કુદરતના ભેદ ભરમ જાણી શકતો હતો, અને તે નીરંગોની બરકતથી લાકોના દુખ દરદો તે સાજા કરતો હતો

### ફરીદુનના ભાઇઓએ ફરીદુનનો જાન લેવા રચેલુ કાવતરૂ.

ઝોહાકને જેર કરવા ફરીદુને પોતાના લશકર સાથ, 'બએતલ મકદસ[2]' તરફ કુચ કરવા માડી

ધારેલી મજલે પોહોચવા આગમજ ફરીદુને લશકર સાથ એક પાહાડની તલેતી હેઠલ પડાવ નાખ્યો રાતને સમે ફરીદુન તે પાહાડની તલેની હેઠલ સુતો હતો, તેવામા તેના બે ભાઇઓએ, તેની કિરતીવંત કુનેહથી અદેખા બની તેનો જીવ લેવાનુ કાવતરૂ રચ્યુ. રાતની અધારીમા કોઇની તેઓ ઉપર નજર નહી પડે તેમ તેઓ પેલા પાહાડ ઉપર ગયા, અને ઉપરથી એક મોટો પત્થર તેઓએ ફરીદુન ઉપર વેર લેવા, ઉપરથી ગબડાવ્યો. ફરીદુનનો નાશ કરવાની મતલબથી બને ભાઇઓએ આ કામ સાથે મલી કીધુ હતુ. આ તેમના કાલા કરતુકની ખબર કોઇને હતી નહી, પણ ફરીદુન આ સઘલો મામલો નિન્દમા હોવા છતાં, જોતો હતો પત્થરના ગબડવાનો અવાજ થતાજ તે જાગી ઉઠયો, અને સરોશ યઝદે શીખવેલી નીરંગ પહડતાજ, ને ગબડતો પત્થર એકદમ અટકી ગયો, અને ફરીદુનનો જીવ બચ્યો

### ફરીદુનનુ અરવન્દ નદી ઓલંગી બએતલ મકદસ જઇ પુગવુ.

આવી રીતે ફરીદુન પોતાના ભાઇઓના પ્રપંચમાથી બચી, લશકર સાથ તે

---

૧ ફરીદુન એક તબીબ તરીકે જણાયલો હતો, એમ કેટલાક પુસ્તકો ઉપરથી માલમ પડે છે. એ વિશે ફરવરદીન યસ્તના ક૦ ૧૩૧ મા જણાવ્યા પ્રમાણે, ફીડ, તાપ, કોહવાટ, ટાઢયો તાવ, અને બુરી શેહવતની સામે થવા માટે, અને સાપથી ઉતપન્ન થતા દુખોની સામે થવા માટે, આબતીનના બેટા અશો ફરીદુનના ફરોહરને આરાધ્યો છે. (ડા૦ જી૦ જ૦ મોદી.)

૨. હાલના જમાનામા જણાયલુ જેરૂસલમ શેહર જ્યાં ઝોહાકનો શાહી મહેલ હતો.

આગલ વધ્યો, અને અરવંદ[1] નદીને કિનારે આવી, નદી કેમ ઓળગી જવી તેના વિચારમા તે પડયો

તે નદીનો રખેવાલ ઝોહાકનો નોકર હતો તેણે નદી ઓલગવા માટે ફરીદુનને મછવાઓ આપવા ના પાડી જણાવ્યુ કે —"ઝોહાકે એવુ ખાનગી ફરમાન કેહવાડયુ છે, કે જયા સુધી તેની મોહોરબધ પરવાનગી દેખાડવામા આવે નહી, ત્યા સુધી કોઇનેબી નદી પસાર કરવા માટે મછવો નદીમા ઉતારવા દેવો નહી.

આ ખબર મલતાંજ ફરીદુન ગુસ્સે થયો, અને ટાઇગ્રીસ નદીના ઉડા પાણીની જરાબી દરકાર કીધા વગર તે ઘોડે ચહડી બેઠો, અને પોતાના ઘોડાને નદીના પાણીમા દોડાવ્યો. ફરીદુનની આવી હિમત જોઇ તેનુ તમામ લશ્કર તેની પછવાડે નદીમા પડયુ, અને ખુદાની મેહેરથી તેઓ સઘલા તે નદી પસાર કરી જોહાકના પાયતખ્ત-વાલા શેહેર બયેતલ મકદસને કિનારે જઇ પુગ્યા.

કિનારે ઉતરી જગલમાથી શેહેર તરફ ફરીદુન ચાલ્યો શેહેરમા પુગતાજ તેણે ઝોહાકનો મેહેલ જોયો, અને તે જોતાંજ ફરીદુને તે મેહેલને ઘેરો ઘાલ્યો, અને પોતે પોતાનો ગાવેઆંની ગુરજ ઉઠાવી મેહેલની અદર બેધડક દાખલ થયો

ફરીદુનને આવી બેધડક રીતે મેહેલમા દાખલ થયલો જોઇ, કોઈબી ચોકીમાનની હિમત તેને રોકવાની કે અટકાવવાની ચાલી નહી. જે કોઇ હિમત કરતા તેઓ જાનથી જતા, મેહેલમા દાખલ થઇ ફરીદુન ઝોહાકની શોધ ચલાવી રહયો

### ફરીદુનનો પાદશાહ જમશેદની બેહનો સાથ મેલાપ થવો.

પકડવા ઝોહાક બનીને અધીર,
ધસિયો શબેસ્તાન અદર વીર
દિઠી ત્યા સુદર બે નાજનીન,
બહુ રૂપવતી હતી મહેજબીન
હતી તે બેહન બે જમશેદની,
બિગાનાને જોઇ અજબ તે બની
નમીને કહ્યા તેણાઓએ સૂખનઃ
"જીવજો જ્યાં તક છે આ કહન
જાહેર હમુને તું કર નેક ફાલ,
કહે નામ તારૂ, કહે તારો હાલ.
તૂ 'બયતલ મકદસ' ભલે આવીયો,
ભલે આવીને તુ હિયા ફાવીયો
અજબ તારી હિંમત ઓ શેરગીર,
કે સિહના ગુફામે ધસીયો દલીર
હાલત હમારી થઇ છે તબાહ,
જમાનાએ ના દીધી હમને પનાહ
સહી હેરેમનથી છે રજો બલા,
કરી ખ્વાર હમને ગયો અઝદહા
નથી જોયો તુજ સમ હમે નરપતી,
કિધી હોય જેણે હિમત અતી
જીતી જગ લીધુ તૂએ તેનુ તાજ,
તલેસમ તોડી થયો સર્ફરાજ"(15)

* × *

સાંભલી ફરીદુને દીધો જવાબ
"સૂખન સાભલો તમ અએ માહેતાબ
નથી કોઇ કાયમ રહ્યુ તખ્તો-તાજ,
નથી રેહ્યુ કાયમ નસીબ 'ને નાજ.
આબ્તીન મહારો પેદર મેહરબાન,
લિધો તેનો જોહાકે એક રોજ જાન.
કતલ કીધી નિર્દોશ દુધમલ ગાય,
પુરમાય હતી જે મિસલ મુજ માય.

---

૧. અરવદ નદી હાલના જમાનામા જણાયલી ટાઇગ્રીસ નદી.

કિનામા કમર મે બાંધી છે તંગ,
આવ્યો છુ લડવા ઝોહાક સંગ
સર તેનુ તોડુ ગુરજ ગાવચેહેર,
જરાબી કરૂ નહિ તે પર મેહેર
ગમ ના કરો નાર ઓ નેકજાદ,
ખૂદા બર લાવે તમારી મુરાદ (16)

## પેહલવાંન ગંનદર્વનુ ઝોહાકને ખબર કરવા છુપી રીતે નિકલી જવુ

ફરીદુન જ્યારે બયતલ મકદસમા દાખલ થયો, અને ઝોહાકના મેહલ ઉપર તેણે જ્યારે હુમલો કીધો, ત્યારે ઝોહાક પોતાના એક માનીતા પેહલવાન ગંનદર્વને સ્વાધીન પોતાનો મેહલ અને જનાનખાનુ કરી, તે બીજે મુલક ગયો હતો. જ્યારે મેહલનો કબજો ફરીદુને લીધો છે એવી ખબર ગંનદર્વને પડી, ત્યારે તેણે ફરીદુનની સામે થયા વીના મેહલનો કબજો આસાનીથી તેને લેવા દીધો, અને ફરીદુનના ફરમાનને માન આપી તેને સારૂ એક મેહફીલ તેણે સંમારી, અને પોતે મેહલમાથી છુપી રીતે ઝોહાકને એ ખબર આપવા નીકલી ગયો તેણે ઝોહાકને જઇ કહ્યુ કે.—

"ખબર શુ કહુ શાહ ગર્દનકેશાન,
બરગશ્તે દીનની દિસે છે નિશાન
મને લાગે છે દીન આવ્યો દુખી,
દિસે છે વતન નહિ થવાનુ સુખી
ઉભા દુશમન શેહરમા ઠામ ઠામ,
મેહલે બગીચે લશકર તમામ
દિઠા મેહલ અંદર ત્રણ નોજવાન,
ઔલાદે આલા દિસે પેહલવાંન
છે ત્રણમા એક અતી બેમિસાલ,
અજબ રૂપ રંગે, બુલંદ ચકબાલ
ઉમર છે નાહની, બળ બીશિયાર,
છે તેની સાથે લશકર અપાર
થયો છે તે દાખલ, દિવાનેખાસ,
કિધો તારા મરદાને મરદોનો નાશ.
પરાગન્દે કીધો તલેસમ તમામ,
બેઠો ચહડી તખ્તપર પુર હામ"

આ હકિકત સાભલી ઝોહાક શકમંદ બન્યો, અને ગંનદર્વને પુછ્યું કે — "ત્યારે તો તેઓ મારા કોઇ દીલજાન દોસ્ત યા તો મારા મેહમાન હશે."

ગંનદર્વએ ઝોહાકને જવાબ દીધો કે —

નમીને દિધો પેશકારે જવાબ:
"શુ મેહમાન તારા છે એવા ખરાબ
લઇ હાથમાં એક ગુરજ ગાવેચાન,
ધસી મેહલ અંદર, ઘુસે જનાન ?
મેહમાન એવા થશે ગુમનામ,
બને મેહેલમા બેશરમ બદલગામ
મેહમાન તારા અજબ બેઅદબ,
જનાને જઇને કરે છે ગજબ.
લઇ બેઠો બેહનો જેહાદાર જમ,
કરે ના ફીકર, કે કરે ના શરમ.
ઘડીમા કરે તે 'શહેર' સંગ નાજ,
પકડે ઘડીમા લબ-એ-અર્નવાજ

## ઝોહાકે ગુસ્સે થઇ ગંનદર્વને ઠપકો આપવો.

આવી ગજબનાક ખબર સાભલી ઝોહાકે ગંનદર્વને ગુસ્સાથી કહ્યુ કે·—"અરે હરામજાદા, તારે સ્વાધીન મે મારૂ શેહેર અને મેહલ કીધા, તેની તે આવી રીતે સભાલ લીધી ? નિમકહરામ, તું બેવફા થયો, અને મારા મેહલમા મારા

દુશમનોને તે દાખલ થવા દીધા તારૂં કાલુ કર, આજથી તુ મારા મેહલનો રખેવાલ નથી"

ગનદર્ઝ બોલ્યો :--"ભલે તું મને બરતરફ કર, પણ હવે તારો મેહલ કહા છે, કે તુ મને તેનો રખેવાલ કરે જ્યારે તારૂ રાજ તાજ કે તખ્ત રેહશેજ નહીં, ત્યારે તુ મને તારો નોકર કયાથી બનાવશે"

ઝોહાકનુ ફરીદુન ઉપર ચહડાઇ કરવા જવુ.

આ દુખભરી ખબરે ઝોહાકના બદનના સાંધા ઢીલા કરી નાખ્યા —

જેહાંદાર ઝોહાકે જાણી ખબર,
છલંગ મારી ઉઠીયો, બની બેસબર
લઇ પેહલવાનો 'ને લશકર સંગ,
ધસી દોડીયો જેમ દિવાનો પિલંગ
હતા શેહરમાં જે દલીરો જવાન,
મલી જઇ ફરીદુન દિધુ તેને માન
કિનાના કેહરથી મલી, ખાસો આમ,
ઝોહાકને જોઇ રૂઠયુ સારૂં ગામ
જમીન થાઇ આજેજ, જોઇ ધરફરી
પૂકારોથી પાહાડો ગયા બહુ ડરી
ગીરદથી થયા કુલ કાલાં અબર[1]
જંગ જોઇ પિગલીયા ખુની જીગર
નિકલીયો એક આતશકદેહથી અવાજ:
"નથી ચાહતી રઇયત જોહાક રાજ"
શુ અદના કે- આલા જવાનો કે પીર,
શેરદીલ દલીરો, સુરા કે વીર
કહેકે ભલે કોઇ આવે કઝાક,
જોઇતો નથી તખ્ત ઉપર ઝોહાક
ધરી હામ રઇયત, સજી શસ્ત્ર અંગ,
જમા થઇ જગાડી દિધુ એક જંગ
ફરીદુન સવારો નિકલીયા બહાર,
નેજા 'ને સમશીર ધરી ધારદાર.
રહી ગાજી ગડબડ ગજબથી ભરી,
લિધી ઘેરી ઝોહાકની લશ્કરી
જમીન કાંપી લરજી, હવા ડરડરી,
વિજલી ચમકતા દીલમે ડરી
ધુલના ધુલાડા 'ને શોર-બકોર,
હવા થાઇ કાલી, ઘટા ઘનઘોર
પૂકાર એક નિકલીયો સાલારનો,
પિછો છોડતા ના ગૂનહાગારનો
પકડજો હમારા વતન ચોરને,
કદી છોડતા ના સરજોર ને

*     *     *

જોઇ હાલ ઝોહાક તપી તાપથી,
ગયો મેહલ તરફ તે છુપ છાપથી
થયો પોશીદા પેહડી બખ્તર બદન,
લિધી સાઠ હાથ એક લાંબી કમંદ
કમંદ ફેકી મેહલે ગયો તે ચહડી,
દિઠી ત્યા મેહરીલ રંગથી ભરી
ધસ્યો લઇ ખંજર, ફરીદુન ઉપર,
પડી તેટલા તેની પર સહુ નજર.
છલંગ મારી કૂદીઓ ફરીદુન મહાન,
લઇ હાથ દોડીયો ગૂરજ ગાવેયાન.
જરબ એક ગૂરજથી કિધો સર ઉપર,
જમીન પર તે પડીયો ખાઇ ચકકર
તુટી સરની કોલાહ, થઇ ગઇ ચૂરો,
થયો જોર જાલમનો દમ પૂરો
પડયો તેવો જકડી કમર બંધ ધરી,
ફરીદુન બોલ્યો પૂકાર એમ કરી
કે': "ઝોહાક જાલમ જુલમગાર શાહ,
કિધી તુએ દુનિયાને બિલકુલ તબાહ.

1. આસમાન પરના વાદલા.

કિધુ તુએ ઇરાનને ખારજાર,
કિધી નાર નિરદોશો તે ખૂવાર
૧૪૦૦
કિધુ તન જમશેદ કાપી કલમ,
કિધી નહી તુએ જરાબી રહમ
કિધી તુએ વેરાન ઇરાન જમીન,
કિધાં તુએ તારાજ ધરમ ને દીન

લહુની નદીમા ચલાવી તે નાવ,
કતલ કીધી નિરદોશ પુરમાય ગાવ.
કિધી તુએ નાપાક પવિતર જમીન,
કિધો તે કતલ મુજ પેદર આબતીન
કરૂ આ ગુરજથી તૂને હુ ખતમ,
સમજ કે નથી તુએ લીધો જનમ

### ફરીદુનને સરોશ યઝદનુ ઝોહાકનો જીવ લેતા અટકાવવુ

ગુસ્સાથી લાલ બની ફરીદુને ઝોહાકનો જીવ લેવા પોતાનો ગાવેસાની ગુરજ જોરથી હવામા ઘુમાવી જેવો તે તેને મારવા જતો હતો, તેવામા સરોશ યઝદનો ગેબી અવાજ નિકલ્યો, અને ફરીદુન તેને મારતા અટકી જઇ તે ગેબી અવાજ સાભલવા લાગ્યો – (17)

સરોશનો અવાજ એ હતો, કે "ફરીદુન સબુર કર ઝોહાકને મારતો ના ઝોહાકનો મરવાનો વખત હજી થયો નથી એને જકડીને દેમાવદ પાહાડ ઉપર જ્યા બે પાહાડો સાથે પાસે પાસે આવેલા હોય, ત્યા લેઇ જઇ તેના ગારમા તુ એને કેદ કર"

સરોશ યઝદનુ આ ફરમાન હતુ, અને તે સાભલતાજ ફરીદુન તેને તુરતજ તાબે થયો. ઝોહાકનો જીવ નહી લેતાં, તેણે તેને મજબુત બાન્ધ્યો, અને દેમાવદ પાહાડની ખીણમા લઇ જઇ, ત્યા તેને બધ કીધો[1]

### ફરીદુને જશને મેહેર ગાન કરવુ.

આ ફત્તેહની ખુશાલીમા ફરીદુને એક મોટુ જશન કીધુ, અને ઇરાનને જીતી ઝોહાકને દેમાવદ પાહાડની ખીણમાં કયેદ કીધો

એ ખુશાલીનુ જશન મેહેર મહીનો અને મેહેર રોજે કીધુ, અને તે જશન મેહેરગાનના જશનને નામે ઓલખાયુ હતુ, અને આજ સુધી તે કુલ્લે જરથોશ્તીઓ ઓલખે છે ખરૂ જોતા તો એ જશન મેહેર મહીનો અને હોરમજદ રોજે અસલ પડતુ હતુ, પણ પાછલથી તે મેહેર મહીનો અને મેહેર રોજે ઉજવવામા આવે છે

ફરીદુનથી ઝોહાક પડયો બધમા.
કિધો કેદ તેને દેમાવદમા
કિધા કામ ફરીદુને બહુ ઇઝદી,
કિધી પાક દુનિયા, 'ને નાબુદ બદી
તુ કર કામ એવા ઓ નેકજાદ,
મૂવા બાદ તુને કરે સહુ આદ
ફરેસ્તો હતો નહી ફરીદુન પાક,
હતી મુશ્ક-અંબરની ના તેની ખાક

સખાવત 'ને ઇન્સાફ કરી તે ગયો,
મૂવા બાદ ગેતીમા કાયમ રહ્યો
ઓ દૂનિયા તુ કેવી છે બદખવાસ,
કરી પરવરશ તુ કરે છે નિરાસ
કહા છે ફરીદુન ફરરોખ પાક,
કિધો જેણે પામાલ બુરો ઝોહાક
સૂતા જઇ સઘલા મલી ખાકમા,
બિછાના થયા મિટ્ટીએ પાકમા

૧ દેમાવદ પાહાડ ઉપર ફરીદુને ઝોહાકને પકડી બધ કીધો, તે વિશે બુનદેહશ બાબ ૨૯, ફ. ૯મા જણાવ્યુ છે, કે ફરીદુને જ્યારે ઝોહાકને પકડયો, ત્યારે તેને દેમાવદ પાહાડ ઉપર બાન્ધ્યો.

ફના એક રોજ સહુ સૂણો પારસી, | સખાવતની જો તુજમા ધુન છે,
દૂનિયા અજબ રંગ છે આરસી | સમજ તુબી જગમા ફરીદુન છે.

**ફરીદુનનુ ઇરાનના તખ્ત ઉપર બેસવુ.**

આ ખુશબખ્તી ભરેલા બનાવની ખબર ફરીદુને માદર ફરાનક ઉપર રવાના કીધી, અને તે નેકજાદ ત્યા આવી પોતાના ફરજંદને વાહલથી મલી

ફરીદુને મેહેર માસ અને મેહેર રોજે ઝોહાકને પકડી કેદ કીધો. અને એજ દિવસે ફરીદુન ઇરાનના તખત ઉપર બેઠો, અને એક મોટુ જશન આ ખુશ્રદ મહીમાની યાદમા કીધું. (18) એ મેહરગાનનુ જશન શાહ ફરીદુને સ્થાપ્યુ હતુ (19).



# શાહજાદો એરચ.



**ઇરાંન અને તુરાંન વચેના કીનાકેસાની પહેલ્લી શરૂઆત.**

શાહા ફરીદુને ઝોહાકને કેદ કરી તેને દેમાવંદ પાહડ ઉપર બંધ કીધો, અને ઇરાન ઉપર પોતે રાજ ચલાવવા લાગ્યો. ચોતરફ જે જે બદીઓ ઝોહાકના અમલમા ફેલાઇ રહી હતી, તેનો ફરીદુને નાશ કરી દુનિયામા નેકીનો ફેલાવો કીધો.

**ફરીદુનને પેટે ફરજન્દની વૃધી.**

પચાસ વરસની ઉમરે પુગતા ફરીદુનને ત્યા ત્રણ ફરજંન્દોનો જનમ થયો હતો તે ત્રણે બેટા હતા. વડાનુ નામ સેલમ, બીજાનુ નામ તુર, અને નાહના બેટાનુ નામ એરચ હતુ.

ફરવરદીન યશ્તના ફકરા ૧૩૧ મા એરચને "અઇર્યવ" ને નામે ઓળખાવ્યો છે.

એ ત્રણે શાહજાદાઓ તાજને લાયક હતા એ ત્રણમા બે શહેરનવાજ અને એક અરનવાજને પેટે જનમેલા હતા ફરીદુને એ ત્રણે બેટાઓને મોટા લાડમા ઉધારયા હતા.

**એરચની ઓલાદ**

એરચને પેટ બે બેટા અને એક બેટીનું ફરજન્દ હતુ દીકરાઓ 'વાનીતાર' અને 'અનાસ્તોખ' ને નામે જણાયલા હતા, દીકરી, ગન્જ' ને નામે ઓળખાતી હતી.

એરચને તેના ભાઇ સેલમ અને તુરે અદેખાઇ અને વેરના સબબે મારી નાખ્યો હતો એરચની ઓલાદ તેઓ ઉપર કીનો લીએ, તેથી તેઓએ પાછલથી એરચના બને દીકરાઓને પણ મારી નાખ્યા હતા. એરચની દીકરીને પેટે અવતરેલી ઓલાદમાંથી

પાદશાહ મીનોચહેર




મિનૂચહેરના સુખુનઃ—"સંસાર જે છે તે ઉનાળાના વાદળ, તથા શીયાળાના તડકા સમાન છે, જે હમેશ, સુધી રહેતા નથી."

## મીનોચેહરનો જનમ

થયો હતો તેણે પોતાના વડલા એરચનુ વેર તુર અને સેલમને મારી નાખી લીધુ હતું.

ફીરદોસીના શાહનામા પ્રમાણે એરચનુ દાસ્તાન નીચે પ્રમાણે છે

એ ત્રણે દીકરાઓ જ્યારે ઉમરે પુગ્યા, ત્યારે પાદશાહ ફરેદુને તેઓને દુનિયાઇ સસાર્ મા નાખવાનો વિચાર કીધો

**ફરેદુને પોતાના દીકરાઓ માટે બાઈડીઓ શોધી લાવવા પોતાના એક વિસ્વાસુ દરબારી જન્દેલને ફરમાવ્યુ.**

એક દિનએ ફરેદુને જન્દેલ નામના પોતાના વીસ્વાસુ દરબારીને બોલાવી, પોતાના દીકરાઓ માટે ત્રણ ઉચા ખાનદાનની દીકરીઓ શાદી માટે શોધી કાહડવા ફરમાવ્યુ આ કામ બજાવવા માટે ફરેદુનને જન્દેલ ઘણોજ લાયક માલમ પડયો

ફિધી શાહ ફરેદુને ચોગમ નજર,
દિઠો તેણે જન્દેલ ખુબ પૂર હુનર
કહ્યુ એમ ફરીદુને મલકાવી મન,
સાભલ ઓ જન્દેલ મારા સૂખન
દુનિયાની કરવા નિકળ તુ સફર,
ચૂટી લાવ મહાબુબ મિસલે કમર[1]
ખુબીમા ખાલેસ, ગુણવત અપાર,
નહિ હોય ખાંમી કઇબી લગાર
રૂપે રૂપાલી ત્રણે એક સગ,
સરસ કે નરસ નહિ જરા હોય રગ
ત્રણે નારનો હોય એકજ પિદર,
'ને ત્રણે એક માતા તણી દુખ્તર
પરીચહેર, તન પાક, મન પાક ઝન,[2]
અવલાદે આલા ત્રણ ગુલબદન
અગર લાવે શોધી તુ એવી નાર,
કરૂ મુજ પેસર સગ શાદી કરાર.

* * *

ફિધી જુસ્તજુ જન્દલે ખુબ ફરી,
હુડે ત્રણ દુખ્તર ઘુમે ફેરવરી
મળી કોઇ મુલકમા નહી એવી નાર,
કરે જે ફરીદુન પેસર હિલફિગાર
ગયો આખીરશ તે શેહરે યમન,[3]
દિઠો શાહ 'સરવ' નામનો દીલપસન
હતી તેને ઘર દુખતર નેક ત્રણ,
સિકલમા અકલમા સૂદર બદન
ગયો તેની દરબારે જન્દલ સિતાબ,
ફરેદૂનનો જાહેર કીધો કુલ હિસાબ.
"પિસર ત્રણ તેના મિસલ માહેતાબ,
અજબ છે સજધજ, અજબ રૂઆબ
ગરજ છે મહાબુબ ત્રણ બેનજીર,
ઓલાદે શાહી 'ને બહરેમૂનીર
ફરેદુનને એવી પડી છે ખબર,
કે, શાહે યમનને છે ત્રણ દુખતર.
ખુબી શુ વખાને જબા કમતરીન,
નથી નારી તે સમ પરહે જમીન
ફરેદુને મોકલાવી છે એ વધાઇ, (1)
રાજી છે કરવા તુ સે સગાઇ
ત્રણ તારી દુખ્તર છે રોશન રવાન,
ચમકાવે છે જે સિહા આસમાંન
ફરેદુન ચાહે છે એવી ભલઇ
કરે તેના ફરજન્દોને તુ જમઇ"

---

૧. મિસલે કમર યાને માહતાબ જેવી ખુબસુરત. ૨ ઝન યાને ઓરત.
૩ યમન શહેર, હાલના વખતમા "અરેબીઆ ફેલિક્સ" ને નામે જણાયલુ છે ઇરાન અને હિદુસ્થાન સાથ તે મોટા વેપાર માટે જાણીતુ હતુ

દલગીર થયો શાહ સુણી એ સુખન,
પઝમુર્દા થાયો મિસલ ગુલ સમન[1]
દુખી થાઇ દીલમે યમન શાહ કહે,
"એ દુખ્તર વગર કેમ જીવ આ રહે
થશે રોજ રોશન સિહા મિસ્લે શબ,[2]
નથી હામ હૈડે કે ખોલુ હૂ લબ
વજીરોને જાહેર કીધો રાઝે મન,[3]
દૂખ્તર વિના કેમ જશે મુજ દન
કરૂ જો એ ખાએસ મજુર હુ,
બનુ આએ જગમા રંજુર હુ
તપી દીલ જલે મારૂ દુખ્તર થકી,
ચશ્મોથી વેહશે આસુ નકી
અગર ના પાડુ ફરેદુન સૂખન
નારાજ બેશક થશે તેનુ મન.
બુલન્દ બખ્ત છે શેહરિયારે જમીન
કરશે કિનામા પામાલ યકીન "

## યમનના શાહે ફ્રરીદુનની માગણી સ્વીકારી, અને શાહજાદાઓને નજરે જોવાની તેણે ખાહેશ દેખાડવી

યમનનો પાદશાહ આ પેગામ સાભલી ઘણોજ વીચારમા પડયો, કેમકે તેને પોતાની દીકરીઓથી જુદુ પડવા જરાબી ગમતુ નહી હતુ તેણે જન્દલને પોતાના મહેમાન તરીકે રાખ્યો, અને પોતે પોતાના દાનેશમદ વજીરો અને દરબારીઓ સાથે મસલત ચલાવી યમનના શાહે પોતાના દરબારીઓને કહ્યુ કે —"જેમ મને મારી બેટીઓથી છુટ્ટુ પડવા ગમતુ નથી, તેમ ફરેદુન જેવા પાદશાહની માગણી ના પાડવાની મારી હિમત પણ થતી નથી. જ્યારે ફ્રરેદુનની એવીજ મરજી છે, તો હુ ના કહી શકતો નથી" બીજે દાહડે શાહે યમને જન્દલને જવાબ આપતા કહ્યુ કે —"હુ શાહ ફરેદુનની ખાહેશને મારે સર ચહડાઉ છુ મારી દીકરીઓને હું ફરેદુનના દીકરાઓ સાથ લગનના ગાઠથી જોડવા રાજી છુ, પણ તે આગમજ હુ એ ત્રણે શાહજાદાઓને મારી નજરે જોવા ચાહુ છુ વાસ્તે એ ત્રણે શાહજાદાઓને મારા મેહમાન તરીકે મારે ત્યા મોકલી આપવાની હુ અરજ કરૂ છુ "

આ પેગામ લેઇ જન્દલ તુરતજ શાહ ફરેદુન પાસ ગયો, અને શાહે યમનનો જવાબ ખુલાસા વાર જાહેર કરી, તે શાહી બાનુઓની તારીફ ગાવા લાગ્યો (2)

## જન્દલે સરવ શાહનો પેગામ ફરેદુનને કેહવો, અને ફરેદુને પોતાના દીકરાઓને શીખામણ દેવી

"કરૂ શું સિફ્ત શહેરિયારે યમન,
દાનાવ, દાનેશ, સરે અન્જુમન[4]
દુખ્તર છે ત્રણ, મિસલ માહેતાબ,
જવાની 'ને જોબન ખિલતા ગુલાબ
સિકલમા ત્રણ છે મિસલ મુશ્તરી,[5]
અદબ 'ને અદામા અજબ સુન્દરી
અગર જો જુવે નાર એવી સરોશ,[6]
ચુંબન કરે ખાકને ખોઇ હોશ.

---

૧ ચપેલીના જેવુ એક ઇરાનમા થતુ ફુલ, જે સમનને નામે જણાયલુ છે, જેને સેહજબી ખરાબ પાણી લાગ્યાથી તુરતજ કરમાઇ જાય છે   ૨ શબ યાને રાત
૩ રાઝે-મન યાને મનનો ભેદ   ૪ સરે અન્જુમન યાને અનજુમનનો સરદાર
૫ બરેસ્પતી મીતારાના જેવી ખુબસુરત   ૬ સરોશ યઝદ

ફિધી માગણી તેમની તમ થકી,
પડી પાર છે મુજ દીલની વકી
થયુ દીલ ખૂશ છે, સૂણી એ ખબર,
નજરથી જોવા તે છે બેસબર ”
કહે એમ ફરેદુન “સિધારો યમન,
જઇને કરો તમ મહાબુબ્ પસન ન
કરજો અકળ હોશથી તમ કલામ,
સદા રાખજો તમ્ બિશીયાર હામ
પૂછે તેનો દેજો વિચારી જવાબ,
ભુલતા કદીબી ન શાહી રૂબાબ
પીસર તમ્ ઓલાદે છો પાદશા,
છે લાજમ્ હરદમ્ રહો પારસા.[1]
સદા રેહજો રોશન દિલે પાક દીન,
સદા રાખજો તમ્ સાબુત્ યકીન
કદમ ધરજો હરદમ્ તપાસી જમીન,
કદીબી ન ભુલતા ફર્જે અઇન[2]
દુર દેશ, અકળમદ છે શાહ યમન,
નથી તેની સમ્ કોઇ બિજી અન્જામન
કહુ છુ તમુને સૂણો મુજ વચન,
અમલ તમ્ કરજો કરી ખૂબ મનન
ભરશે તે મેહફીલ્ એક રોજ ખાસ,
કરશે તમારી અકળની તપાસ
મચી રેહશે મહેફીલ બની દીલ શાદ,
થશે શાહ હાજર દુખ્તર સાથ
હર એક સુન્દર, નજર મનમાન,
નાહની કે મોટી દિસે એકસાન
કદમા કદાવર એક એક સમ,
ત્રણે બેહનની એક સરખી ચશમ
કમર એક સરખી, ને ઉર[3] એકસાન,
પિછાની શકે નહી કોઇ ઇનૂસાંન
કહુ જે તમુને, સુણો ધીર ધરી,
જે આવે પેહલ્લી, તે નહાની ખરી
કદમ તેની પાછલ હુરી[4] જે ભરે,
તે બેહેન ત્રણમા વચલી ખરે
સહુમા જે મોટી હશે ગુલબદન,
કરશે સહુ બેહન પાછલ ગમન.[5]
હવે સાભલો દિલબન્દ મુજ પેસર,
તમોમા જે મોટો છે તાજવર
તે પાસ બેસી જશે નાહની હુર,
ચમકાવશે બેસીને નુર પુર
તમોમા જે નાહનો છે તાજદાર,
તે પાસ બેસી જશે નાહની નાર
બેસે જે વચલા બિરાદર પાસ,
વચલી બેહન્ જાણજો તમ ખાસ
કસોટી થકી કરશે તે ઇમ્તેહાન[6],
કરશે તમારી અકળની પિછાન
પુછે તમુને • જો તે સવાલ,
બતાવો કિયુ બારૂ છે મોટુ લાલ?
કિયુ છે કહો મારૂ નાહનુ ગોહર?
વચલી કઇ મારી છે દુખતર?
ગાફેલ બનીને ન કરતા હિસાબ,
દેજો બરાબર અકલથી જવાબ
અગર રહેશો હમેશ તમો એકસગ,
ફતેહમન્દ થાશે તમારો ઉમગ
મલી સપથી તમ રહેજો સદા,
કદીબી ન પડતા કુસપે જુદા
કુસપે થયા છે કઇકો ખૂવાર,
કુસપે વેરાન્ બાગો બહાર
અફસોસ! ગરદીશની છે રસમ,
કૂસપે ખુવારી, કૂસપે સિતમ.
પામાલ ,ગરદીશથી છે થયા,
નથી કોઇ તેથી બચીને રહ્યા
હતા મેહલ, હવેલી, અએવાન જયા,
દિસે આજ ગરદીશે વેરાન ત્યા” (3)

* * *

૧. પારસા યાને પરહેજગાર ૨ ફર્જે આઇન યાને ખુદની ખરી ફરજ ૩ ઉર યાને છાતી. ૪ હુરી યાને પરીના જેવી સુન્દર. ૫. ગમન યાને ચાલવુ યા પ્રવેશ કરવુ. ૬. ઇમ્તેહાન યાને પરીક્ષા.

સુણી લઇ દાનાઇના એ વચન, | બની ખુબ દાના, બની હુશિયાર,
પેદરના વચનનુ કિંધુ ખુબ મનન | છોડી પેદરને નિકલીઆ બહાર

## ફરીદુનના બેટાઓનુ યમન શેહરમા પોતાની મોહોરદારોને જોવા માટે જવુ

પાદશાહ ફરીદુનના બેટાઓ યમન શેહરમા આવે છે, એવી ખબર જ્યારે યમનના સરવ શાહને થઇ, ત્યારે તેણે તેમને માનપાન આપવા માટે મોટી હીલચાલ ચાલુ કીધી એક જંગી લશ્કરની ફોજને એસ્તકબાલ જવા માટે તેને તૈયાર કરાવી, અને મોટી ધામધુમ અને શાહી દમામ સાથ ફરીદુનના ત્રણે બેટાઓને યમન શેહેરમા લશ્કરી અને શાહી માન સાથ દાખલ કીધા યમનવાસીઓએ તેમને હરખે વધાવી લીધા, અને ગુલાબ અને સુગંધી ફુલોનો લોકોએ તેઓ ઉપર વરસાદ વરસાવ્યો

યમન શાહે ફરીદુનના બેટાઓને એક બાદશાહી મેહલમા ખાસ ઉતારો આપ્યો યમનના પાદશાહે એક ખાસ મીજલસ ભરી રંગરાગ અને શરાબનો દોર ચાલુ કીધો મહેફીલમા રામશગરો ફરીદુનના શાહજાદાઓની તારીફ ગાવા લાગી, અને દરબારીઓ પણ તેઓની કીરતીના રૂાગ ગાવા પડયા

પોતાના ભવીશના જમાઇઓની પરીક્ષા લેવાનો યમનના પાદશાહે ઠરાવ કીધો તેણે એક મેહફીલ બનાવી ત્રણે શાહજાદાઓને ત્યા બીરાજવાનુ ઇજન કીધુ, અને તે મેહફીલમા પોતાની ચંદ્રમુખી બેટીઓને હાજર થવા ફરમાવ્યુ હુકમ મુજબ ત્રણે બેહનો એક એક પછી આવી તે મેહફીલમા બેઠી, અને યમનના શાહે ત્રણે શાહજાદાઓને સવાલ કીધો કે — "આ ત્રણેમાથી નાહની બેહન કઇ છે, વચલી બેહન કઇ છે, અને મોટી બેહન કઇ છે, તે જણાવો"

ફરીદુનના બેટાઓને જે સબક પોતાના બાપ પાસથી મલ્યો હતો, તે પ્રમાણે તેઓએ ત્રણે શાહજાદીઓને ઓળખાવી. (4)

શાહજાદાઓની આવી ચંચળાઇ જોઇ મેહફીલ ખુશી થઇ, અને શાબાસીના પુકારોથી દરબારે તેમને વધાવી લીધા યમનના શાહે પોતાની ત્રણે બેટીઓને તેમની ઉમરના પ્રમાણે મુજબ ત્રણે શાહજાદાઓને સવાધીન કરી, અને પોતાના જમાઇઓની પરોણાગત કરવામા તેણે કાઇબી કચાસ રાખી નહી

## ફરીદુનના બેટાઓ ઉપર શાહે યમને જાદુ ચલાવી તેમને બેજાર કરવુ.

ગઇ રાત અરધી થયો વખ્તે ખાબ, | સજી સેજ ખુબ્ આબગીરે-ગુલાબ[1],
થયો બઝમ ઉપર ગાલેબ્ શરાબ | દલીરોએ કીધો બગીચે ખૂવાબ
કિધો એવો હુકમ્ શાહે યમન, | યમન શાહે એવી કિધી તદબીર,
બનાવો બગીચાને મુલ્કે યમન | જમાઇને જાદુથી કરવા અસીર

1 આબગીરે ગુલાબ યાને ગુલાબની હોજની પાળ ઉપર

કિધો તેણે બરપા ઠંડો પવન,
ગયા તેથી સુકઇ ગુલે ગુલશન,
વનચર, જળચર 'ને પખી તમામ,
અકડીને છોડી ન શકયા મૂકાંમ
જોઇ આ બલાનો ગજબ 'ને ગઝન્દ,
પિછાની લિધો છે જાદુઇ ફન્દ
કૂદી સેજ[1] પરથી મારી છલગ,
જબા પર લીધી ફરીદુન નિરગ
અફસુ પહડી કીધી મરદાનગી,
તુટી કુલ જાદુની હયરાંનગી
પડી જયારે પાછી રૂડી બામદાદ,
નાબુદ થયો જાદુગરનો ફસાદ
ઉભો આવી હસ્તો શાહે યમન,
હયરત રહ્યો જોઇ કરતા ચમન
ખુશીમા દિઠા ત્રણ સુરવીર મરદ,
નહી ગમ ચહેરે, દિલે નહી દરદ
આજેજ બની શાહ મનમે બલે,
પસ્તાઇ હાથોને તે મલમલે[2]

તૂરત કીધી મજલીસ બડી ધુમધામ,
હાજર્ થઇ ત્યા કુલ્ ખાસોઆમ
કિધી ત્યા રજુ ત્રણ દુખ્તર હૂરી,
સિફલ્ ને અકલમા હતી જે પુરી.
હરચન્દ કરતી ઉમગ્ સગ રગ,
સદા ચગ્, મુરડગ્, મોરચગ્, તરગ
નહી ગમ્ દિલમે, નહિ કાંઇ રન્જ,
મગર ઝુલ્ફ ગુંઠવાનો રન્જે શેકન્જ[3]
અદનાં'ને આલા મલી અન્જુમન,
સપૂરદ કિધા ત્રણ સિતારે યમન
મહેલે મચી શાદીની ધામધુમ,
નાચી રહી હર સખી ઘુમઘુમ
સિતારો 'ને ઝાંઝર, દફ, મુરડગ,
ધમકતા ઢોલક, સુર્ તાલ્, ચગ ૧૬૦૦
છમકતા છમકલાં, અજબ રાગરગ,
ચમકી રહ્યા સહુ સૂણી મોરચગ
મલી સાથ સરવે લિયે ખુબ તાંન,
રીજવી રીજાવી દિયે ખુબ માંન

**ફરીદુને પોતાના બેટાઓની દલેરી કસી જોવા કરેલી હિકમત !**

આ શાદીની ધુમધામ પુરી થયા પછી ફરેદુનના શાહજાદાઓએ પોતાની મહાબુઓ સાથ વતન ઇરાન તરફ પાછુ ફરવાની તૈયારી કીધી યમનનો પાદશાહ પોતાની દીકરીઓથી જુદો પડતા ઘણોજ દુખી થયો, પણ તે લાચાર હતો તેણે પોતાના જમાઇઓને મોટી ભેટ સોગાત આપી, તેમના રસાલ સાથે, તેમને તેમના વતન ઇરાન તરફ રવાના કીધા

ફરેદુને જયારે જાણ્યુ કે તેના બેટાઓ પોતાની મોહરદારો સાથે પાછા ફરે છે, ત્યારે તેણે તેમની હિમતની કસોટી કરવાનો ઠરાવ કીધો

શાએર લખે છે, કે ફરેદુન પાદશાહ એક મોટા ખુખાર અઝદાહનુ રૂપ ધારણ કરી, પુકારતો અને ફુફાડા મારતો પોતાના દીકરાઓ જે રસ્તે આવતા હતા, તે તરફ તે ગયો, અને તેમની રાહ ઘેરી મારગમા તે આડો પડયો.

સૂણી શાહ ફરેદુન થાયો ખૂશાલ,
યમનમા થઇ છે પિસરથી કમાલ
ઉભા આવી સરહદ ઉપર સગ સવાર,
લશકર રસાલા અને અહેલેકાર

વલી સાથ મહાબુબ મનહર પરી,
પિસર્ સગ્ સરહદ ઉપર છે ખડી.[4]
ફરેદુને દિલમાંહે કીધો વિચાર,
દલેરી પિસરની કસુ હુ લગાર

૧ સેજ યાને પલગ ૨. હાથોને મલમલે યાને હાથોને ઘસે ૩. રંન્જે શેકન્જ યાને (ઝુલ્ફા વાલવાની) મેહનત ૪ ખડી યાને ઉભી છે.

કસોટી ઉપર હુ કસી જોઉ હામ,
કરે છે ખરૂ કોણ મરદાની કામ
તૂરત રૂપ ધારણ કિધુ અઝદાહ,
પડયો આવી આડો સરહદ રહા
દિઠા જ્યારે ત્રણે પિસર્ દીલબન્દ,
કિધો શોર ભારી, ફુકી પવન
ઉડી ધુલ હવામા, જેહા અધકાર,
ગયુ વન લરજી, આતશ વરાર[1]
જોઇ આએ આફત નિકલીયો બહાર,
ફરેદુનનો બેટો, સેલમ નામદાર.
ધરી હાથ ગુરજ અને તલવાર,
દિઠો અઝદહા એક અતી ખૂનખાર
દુરદેશ બની બોલીયો તે કલામ,
'અઝદાહસે લડવુ છે જાહેલ કામ'
ગયો ત્યાથી નહાસી' બોઇ હામને,
લિધા જોઇ બાપે' પિસર કામને
ગયો ત્યાથી અઝદહા મારી પૂકાર,
ફુ ઉ, ફુ ઉ ફુકારા, ધુલાડુ અપાર.
ગયો તુર સામે હવે તે ધસી,
પલકમા લિધી તેની હિમત કસી
ધરી હામ તુરે લિધી તીર કમાન-
બને મારી અઝદહા, ખરો બળવાન

મગર જોઇ અઝદાહ, ઉડી તેની હાંમ,
દુરન્દેશ બની બોલીયો તે કલામ
'એક અઝદાહસે લડવાની શુ છે જરૂર,
મારી હુ એને બનશ શુ મશહુર?'
ડરી તુર દિલમા થયો લાજવર્દ,[2]
ગયો ત્યાથી નહાસી બની નામર્દ
જોઇ એવી અઝદાહે તુરની વલાણ,
બની મસ્ત થાયો ધરી તુન્દ-તાંન
હવા રગે અબનુસ[3] થઇ ગઇ સિહા
સલમ-તુર બને બનિયા તબાહ
કેહ્યુ એરચે "ઓ બિરાદર ભલા,
દિસે છે એ અઝદાહ, બુરી કોઇ બલા
એ જીવશે તો કરશે દુનિયા ખરાબ,
બેજાન જઇને કરૂ હુ સિતાબ"
ગયો જગી એરચ વીર પીલતન,
થયો રૂબરૂ જોઇ અઝદાહનુ તન
તૂરત ખેચી શમ્શીર કીધો પૂકાર,
"નિકલ દુર થા રાહથી નાબકાર!
નથી જાણતો શુ ફરેદુનનુ નામ,
કે લડવાની હમ સગ ભીડે છે હામ
હમો ત્રણ છેયે ફરેદુન પિસર,
ગૂરજ મારનારા શમ્શીરગર

અગર જો થશે તુ નહી હિયાથી દુર,
બેજાન તુને કરશ હુ જરૂર"

એરચ આવી ધમકી આપી થોભ્યો નહી, પણ તુરતજ તેણે પોતાની કમાનનો ચીલ્લો ચહડાવી તીર વડે તે અઝદાહને વિધી નાખવાનો ઠરાવ કીધો એરચનો આવો હિમત ભરેલો ઠરાવ જોઇ, પેલો અઝદાહ (ફરીદુન) તુરતજ એરચની નજર આગલથી બેમાલુમ થઇ ગયો, અને થોડી વારમા તે ફરેદુન તરીકે પોતાના ત્રણે દીકરાઓ આગલ આવી ઉભો! એવી રીતે પોતાના દીકરાઓની દલેરી અને હિમતની ફરેદુને પરીક્ષા કરી લીધી ત્યાર પછી ઇરાની રેવાજ અને રસમ મુજબ મોટી ધામધુમ સાથે પોતાના ત્રણે બેટાઓની ફરેદુને શાદી કીધી

## ફરીદુને પોતાના બેટાઓની બાનુઓને નામથી નવાજવી

એ પછી ફરીદુને સેલમની બાનુને "આર્ઝુ," તુરની બાનુને "આઝાદેખુઇ," અને એરચની મહાણુમને "સહી" એવા નામો આપ્યા

---

1 વરાર યાને વરાળ 2. થયો લાજવર્દ યાને ફીકો પડી ગયો. 3 અબનુસના લાકડાના કાલા રગ જેવી હવા થઇ ગઈ.

## ફરીદુન પોતાના બેટાઓનુ નસીબ જુવે છે

ફરીદુન પોતે સેતારેશેનાસીના હુનર અંદર પુરવીણ હતો પોતે મોટી ઊમરે પુગ્યાથી પોતાની ઓહુાલી સલતનતના ભાગો કરી, તેણે પોતાના દીકરાઓને તે વેહચી આપવાનો ઠરાવ કીધો નાહનો દીકરો એરચ તેનો સર્વથી વધારે વાહલો હતો સલતનતની વેહચણી કરવા આગમજ ફરીદુને પોતાના દીકરાઓના ગ્રહની ચનન જોઇ, તો એરચના[૧] ગ્રહ ા ચાન તેને ઘણીજ ખરાબ માલમ પડી, કેમકે આસમાન તેની ઉપર રૂઠેલુ માલમ પડ્યુ

**ગરદીશના ગજબ ઉપર અફસોસ.**

ગજબ છે ગરદીશ તહારી ચલન,
ઘડીમા હસાવી કરાવે રૂદન
ફના દોરે-ફાની આખર છે,
આ દુનિયા દુઃખનો સાગર છે
નથી કોઇ ઇનસા કાયમ રહ્યુ,
ખીલીને કરમાઇ પાછુ ગયુ
ઓ બન્દા અજબ્ તારી સરજત છે,
અરે આસમા તુ બલાગત છે
મૂરવ્વત કહા તુજમા ખાક છે,
ગીરેબા ઇન્સાનના ચાક છે.
ખલક છે ખોટી, 'ને ખોટુ વતન,
પલકમા નજર સામે દીસે કફન
સદા જે જગા ઉપર ખૂશાલી હતી,
દિસે તેની વેરાન થયેલી ગતી
થતા'તા જે ઘર હરદમ રાગ,
પડયા તે ખાલી, વસે ત્યાં કાગ (5)

**ફરીદુનનો અફસોસ.**

દુખી થાયો જોઇ સિતારાવી ચાલ,
ભવિશ જોયુ એરચનુ તણુ વિકરાળ.
થયો· ભેદ જાહેર આસ્માનનો,
તૂટો દોર ફરેદુન .અરમાનનો
બૂલાવી બુજુર્ગો પોતાની પાસ,
કીધી ફરેદુને મસ્લત ખાસ.
કિધા સલ્તનતના તૂરત ભાગ ત્રણ,
ફરેદુને વેહચવાનુ કીધુ પસન
રૂમ[૨] સગ ખાવર[૩], બિજો તૂરકો ચીન,
ત્રીજો દસ્તે ગોર્દાનો[૪] ઇરાન જમીન
રૂમ અને ખાવર મુલ્કે ઝરરીન,
બક્ષી સેલમને તે સુદર જમીન
ઇનાયત કિધુ તુરને કુલ તુરાન,
વલી આપીયો દેશ ચીનનો[૫] મહાન
બાદઝ ફરેદુને કીધુ પસન,
એરચ થકી કુલ ઇરાન વતન

૧ એરચને અવસ્તામા "અઇર્યવદયો" કહે છે, અને બુનદેહેશમા "અઇરજ" ને નામે વર્ણવ્યો છે મીરખુંદ પ્રમાણે વતન ઈરાનનુ નામ અસલ "ઇરજ" ઉપરથી પડયુ હતુ. અવસ્તામા "અઇર્યવ' (એટલે એરચ) ઉપરથી "અઇરન" (એટલે ઇરાન) શબ્દ નીકલ્યો છે. વિદવાન જોન માલ્કમના વિચાર પ્રમાણે પારસીના પુરાતન વતન ઇરાનનુ નામ "એરચ" ઉપરથીજ પડયુ છે (દસ્તુર મીનોચેહરનુ શાહનામુ)

૨ રૂમ તે ખાલદીયા અને એસીર્યાના માતો હોવા જોઇએ ઇરાનીઓ યુરપના મુલકોને રૂમને નામે ઓળખતા હતા, અને તેથીજ ગ્રીસને રૂમને નામે ઓળખવામા આવતુ હતું કેટલાકો રૂમ અને ખાવરને હાલમા જણુયલા "રશીઆ" સાથ સરખાવે છે (દસ્તુર મીનોચેહરનુ શાહનામુ)

૩ ખાવર ઇરાનની પશ્ચીમ તરફના મુલકોને કહેવામા આવે છે (કુતાર બીરાદરોનુ શાહનામુ)

૪ ઇરાન સરજમીનને દસ્તે ગોર્દાન યાને પેહલવાનોના વતન યાને મયદાન તરીકે ગણાતી હતી. ૫. ચીનાઇ તારતરીના મુલકને ઇરાનીઓ ચીનને નામે ઓળખતા હતા અવસ્તામા એ ચીનના મુલકને "સાઇનિનામ દખ્યુનામ" કહયો છે (દસ્તુર મીનોચેહરનુ શાહનામું.)

વલી સાથ દશ્તે નીઝાવરાન[૧],
કિધી તખ્તે શાહી ફૂઝ કુરબાન
ખૂશી કુલ રઇયત થઇ શાદમાન,
ખૂશી પેહલવાનો, ખૂશી મર્ઝબાન
ખુશી કુલ અમીરો, ખુશી કુલ દલીર,
થયો શાહા એરચ[૨] આલમગીર
થયા સાલ કઇ એક સરાસર પસાર,
ફરેદુને ખોયો જવાની બહાર
ઘુમતી ઉભી રહી પિરી[૩] સર ઉપર,
ફરી ફરઝન્દોની લોભી નજર
૧૭૦૦

* * *

ઇનશાંનને। દુનિઆઇ લોભ

જમાનાની ગીરદેશ, સિતારાની ચાલ,
ઇન્સાંન્ની સરજત્ પામે જવાલ
કરે જ્યારે બેહુધી ઇન્સાંન્ વાત,
ગણજે તુ તેને ખરો બદસિફાત
બિજાની કિરત જોઇ કરતો ના ગમ,
થતો ના નિરાસી અગનમા ભસમ
બની બેમૂરવ્વત્ અરે બદલગાંમ
બકે વેશધારી ચલકતા કલામ
અગર હોય અકળ નહિ તુજ પાસ,
તો રેહજે તૂ ખામોશ, થતો ના નિરાસ
જગતમા તવગર છે ફકત એક,
નથી લોભ જેને, ખરો તેજ નેક

સેલમે પોતાના ભાઈ તુર ઉપર
લખેલો રૂકકો.

હવે સાભલો હમદિનો દીલજાન,
કિધુ શુ સેલમે કરૂ છુ બયાન
ફરેદુન થયો જ્યારે બુજોર્ગવાર,
થયો લોભ સેલમ અદર બિદાર.
પસદ્ નહિ પડી તેને બક્ષીસ પેદર,
ધરી દવેશ દીલે થયો બેસબર

"મને રૂમ સગ આપી ખાવર જમીન,
લિધો હક છિનવી, બની બેયકીન
હતો તખ્તે ઇરાન ઉપર મારો હક,
ફરેદુને દુબાડીયો બેધડક
થયો છે ઇન્સાફ પેદરથી ગલત,
એરચને આપી બુલન્દ સલતનત"
ધરી દિલ કીનો થયો જોસદાર,
રવાના કિધા તુર તરફ અહેલેકાર[૪]
લખાવટ કિધી ખૂબ ફિતુરી તમામ,
ફરેબથી ભરેલા હતા તે કલામ
"અવલ જબા પર ધરી રબ નામ,
દુઆ તુજ હકમા ગુજારૂ તમામ.
કહુ શુ હકીકત અએ શાહે ચીન,
અકલમદ, દાનેશ, દિલે દુરબીન
કિધો છે ફરેદુને ઇન્સાફ ગલત,
એરચને આપી બુલન્દ સલતનત
દુરન્દેશ બિરાદર જરા કર ખિયાલ,
થયા હક પામાલ હતા જે હલાલ
હતો જો કે ઉમરમા હુ વડીલ,
અને જોર તનમા મિસલ એક પીલ
છતા હક મારો લુટાઇ ગયો,
એરચ ખાતર ઝુટાઇ ગયો
ભલે આપીયુ મુજને નહિ ઇરાન,
તો બેશક હતો તારો હક બેગુમાન
કરે કેમ ખામોશ જીગર એવો ગમ,
ફાટે છે છાતી જોઇ એ સિતમ
ચમન સગ 'ઇરાંનો-દશ્તે-ચલાન',
એરચને આપી દીધુ મોટુ માન
મને આપી ખાવરની ખાલી જમીન,
તુને આપી દીધુ બિયાબાન્ ચીન
મને એવી બક્ષેસ છે નાકબુલ,
પડે એવી શાહી ઉપર ખાકો-ધુલ"

---

૧. નીઝાવરાન યાને નેજા મારનારાઓનુ મયદાંન ૨ એરચે ઇરાન ઉપર ફકત બાર વરસ રાજ કીધુ હતું ૩. પીરી યાને બુઢાપો. ૪ અહેલેકાર યાને પેગામ લઇ જનાર

## સેલમને મલવા તુરનુ ખાવર તરફ જવું

પહડી ફરકકો થાયો પરેશાન તુર,
ચહડયુ તેને અ ગે શયતાની સુર
મોહડેથી કીધો રવાના જવાબ,
કહે કે: "હુ આવુ છુ ખાવર સિતાબ.
મલી સ ગ મસ્લત છે કરવી રવા,
નિકલ્યુ છુ એકદમ ખાવર જવા

હતા જ્યારે હુમ ભાઇ નાહા પેસર,
બનીયો ફરેદુન બેદાદગર
જે ઝાડ રોપ્યુ તુ એ તારે હાથ,
મોસ મ બહારે થશે ફલ-પાત
ઝેહર પાત તેના, થશે ફલ લહુ,
થશે ત્યારે આબાદ બરબાદ સહુ."

## તુર અને સેલમની મસલત. ફરીદુન ઉપર તુર અને સેલમે પેગામ મોકલવો

આ મોહડેનો જવાબ મોકલાવી, સેલમની સાથ મસલત કરવા તુર એકદમ ખાવર તરફ નીકલી ગયો, અને ત્યા પુગતાજ સેલમ સાથ આ અગત્યના સવાલ ઉપર તુર છુપી મસલત ચલાવી તુરને તેના ભાઇ સેલમે જ ભેરી ઉશ્કેરયો, અને તે કમબખ્ત ભાઇના મનમા શયતાની જુસ્સો ભડકી ઉઠયો આ બન્ને ભાઈઓએ ભવિષ્યમા કેવી રીતે કામ લેવુ તે નકકી કરી, તેઓએ પોતાના બાપ ફરીદુન ઉપર એક કાસદને પેગામ આપી ઇરાન તરફ રવાનો કીધો બને ભાઇઓએ તે કાસદને તાકીદે ઇરાન તરફ નિકલી જવા હુકમ કીધો.

"ઉડતો તુ જા જલ્દ ઓ નેકમર્દ,
પકડે નહી તુને બાદો-ગર્દ[1]
ઝુકી ફરેદુનને કરજે સલામ,
બાદજ કહેજે હમારા કલામ
કે: "અએ શાહે આલમ, ગેતી પનાહ,
કીધો હમોએ શુ એવો ગુનાહ
તૂને લાજમ તર્સે ખુદા-
મિનોઇ ને ગેતીમા હરદમ સદા.
જવાનીની પાછલ જઇપ્રી સુફેદ-
સદા રાખવી બસ તેની ઉમેદ
સૂફેદ કેસ કાળા ન બનશે કદી,
કજાની કદીબી ન ફરશે ગતી
કિધી તુ એ ચઅદા તરફ નહિ નજર
કિધી કાસ્તી[2] વ ન કરવે ફિકર
હતા હમ ત્રણે તારા પિસર,
છુટા નહિ લાયકની લાયક કદર

થયો શુ સેલમથી એવો કસુર,
કિધો તુ એ તેને દુનિયાથી દુર
ખતા તુરથી શુ એવી થઇ,
રવાના કિધો તેને આફત મહી
એરચને આપ્યુ તૂ એ તારૂ તાજ,
નજર પાસ રાખી કરાવે તૂ નાજ.
નથી હમૂ કમતર પેદર શુ નથી,
અવલાદે છેયે ફરેદુનથી
અગર રાસ્તી નહિ કરે અખ્તીયાર,
જગતમા ન પામે કદી તુ કરાર
નજરથી તું એરચને દુર કર,
કર તાજથી તેનુ બેતાજ સર
કર દુર કોઇ તેને વેરાંનમા,
રહે હમ સમ તે જગ જહાનમા
અગર કામ એ જો તુ કરશે નહી,
કદિબી તૂ જ પીને ઠરશે નહી

[1] બાદો ગર્દ યાને હવા અને ધુલ. [2] કાસ્તી યાને ગેરઇનસાફ

જેહા તગ કરવા લડશુ હમો,
મારીને એરચ, મરશુ હમો
હજારો રૂમીઓનુ લશ્કર હલીર,
જગમા ઉતરશે ધરી શમ્શીર
નિકલશે મયદાને તૂરકી સિપાહ,
ઇરાન 'ને, એરચ કરશુ તબાહ"
૧૮૦૦

કહ્યુ એમ તુરે હસી ભાઇને,
'તજી દે તુ હોલથી અધીરાઇને
બિરાદર હવે તૂ ધરી હામ લે,
ફિતુર 'ને ફરેબથી હવે કામ લે
અગર આવે જો હિંચા સરજોર તે,
છોડુ ના જીવતો હુ હરગોર તે" (6)

## ફરીદુને પોતાના બેટાઓનો પેગામ સાંભલી, તેમને શ્રાપ દઇને જવાબ મોકલવો

આ પેગામ લઇને ફરમાવ્યા મુજબ તુર અને સેલમનો કાસદ ઇરાન તરફ નિકલી ગયો. ફરેદુનને એ કાસદના આવવાં વિશેની નકીબોએ ખબર આપી ફરેદુ ને તે કાસદને તુરતજ પોતાની રૂબરૂ હાજર કરવા ફરમાવ્યુ તુરનો પેગામચી દરબારમા આવી હાજર થયો અને ફરેદુનની ફરગેબી અને તેની દરબારનો દબદબો જોઇ, તે નમન કરી તેની તારીફ ગાવા લાગ્યો (7)

તુરના પેગામચીએ પોતાના પાદશાહ તુરની તરફથી લાવેલો પેગામ ફરીદુન આગલ કહી સભલાવ્યો, અને પોતાના જીવને માટે તેણે માફી ચાહી. ફરીદુન સેલમ અને તુરનો પેગામ સાભલી ઘણોજ ગુસ્સે થઇ બોલ્યો'—

"ના ડર તુ દિલમા મરદ હુશીયાર,
ખતાવાર એમા નથી તુ લગાર
હતો મારો એવો જ હરદમ વિચાર,
થશે આખીરશ એજ અજામે કાર
અવલથી મૂજને હતી એ ફિકર,
એ શયતાનો અતે કરશે મક્કર
કહેજે તે નાપાકોને આ સુખન,
પુરા છો તમ ખસ્લતે અહેરેમન
રાખી ન આખોમે કઇબી શરમ,
પિદરની પિરીનો કીધો નહિ ગમ
જીગરમા જરાબી ન રાખી વફા,
થઇ હોશ નાબુદ, અકલ દફા
જમાનો જવાનીનો થાયો ખતમ,
થયા બાલ સુફેદ, નથી તેનો ગમ
દિધી મારી આસ્માને વાકી કમર,
મગર હુ જવાનીથી બિલ્કુલ તર
થશે તારી વાકી કમર એક વાર,
નથી જેહાનમે કોઇબી પાયદાર

કસમ લેઇ કહુ છુ ખુદા પાકના,
કસમ છે ખૂરશીદનુ અને ખાકના
કસમ તખ્તો કોલાહ, સિતારા ને માહ,
નથી અને પર મારી ઓછી નિગાહ
બૂલાવી દિધી મે જમા અન્જુમન,
દુરદેશ, દાના, અકલમદ સજન
મલી સગ મસ્લત કિધી વાર વાર,
પછી મે કિધો વાટણીનો વિચાર
ગયુ દિલ તમારૂ સુજથી ફરી,
નથી રહિ ચશમમા શરમબી જરી
ચઢીયો દેમાગે ગરૂરનો પવન,
રહાબર તમારો થયો અહેરેમન
પેદર સગ ચલન તમ ગુનાહે અજીમ,
નહી માફ હરગેજ કરશે કરીમ.
હુ મે સર તમારે કજા ધમકાર,
નોબત ગજબની, અજબ ચમકાર
લરજતા પેદરની ગરજતી ગતી,
ફફડતી ફિતુરથી ઘટી ગઇ મતી

પૂકારી ગુજારૂ અરજ જગપતી,
રખે પુત તમ સમ જગત જનતી
થયો લોભ સર પર તમ છે સવાર,
થશે તેથી જીંદગી તમારી ખ્વાર
કહુ રાસ્ત આખર એ જાણો વચન,
"કરો તેવુ પામો"[1] એ કરજો મનન
થશે લોભ દુર જ્યારે તનથી તમામ,
ખજાનાને ગણુશો ત્યારે નકામ
થશે લોભ દીલથી જ્યારે ખતમ,
ખજાનાને જોશો તમો ખાક[2] સમ
બિરાદરથી જીયાદા ગણે જે ખાક,
ગણાએ નહિ તેની અવલાદ પાક
દુનિયાએ જોયા છે તમ સમ હજાર,
નથી કોઇની તે બની તાબેદાર
કરો હોય ઇલાજ જો કઇ ખબર,
કરે માફ મીનોચહેર કેરફેગર.
થશે છુટકો કેમ રોજે-શુમાર,[3]
કરે માફ નહિ જો ખતા કેરહેગાર-"(8)
સુણી ધ્યાનથી સર્વ ગુફતારે શાહ,
લિધી કાસદે ત્યાથી ખાવર રાહ.

## એરચ આગલ તેના ભાઈઓના પેગાંમની હકિકત કહી, ફરેદુનનુ ગમગીન થવુ, અને લડાઇની તઈયારી કરવા તેને સમજાવવુ

ફરીદુને આ નાખુશ ખબર એરચને બુલાવી જાહેર કીધી તેણે એરચને કહ્યુ કે — "તારા ભાઇઓ તારી તરફ અદેખા થયા છે, અને જે વખત જાય છે તેમા તેઓ તારી સામે લડાઇ ઉઠાવવા બાહાર પડશે, વાસતે તુ ને હવે લડાઇની તઇયારી કરવી જોઇએ. અગરજે તુને તારા જીવની દરકાર હોય, તો એકદમ ખજાનાનો દરવાજો ખોલ, અને લડાઇની તમામ સામગ્રી તઇયાર કર દુનિયામા તુને દોસ્ત શોધવાની અગત નથી. નિરદોશપણુ અને સચાઇ એ બજ તારા દોસ્ત છે "

## એરચે ફરેદુનને જવાબ દીધો.

"સાંભલ અએ પાક ફરરોખ પેહર,
જમાનાની ગીરદેશ પર કર નજર
એ ગરદીશનો ગમ છે નારવા,
એ ગમની નથી આએ જગમે દવા
ફરમાવે છે તે ગુલે અર્ગવાન્,
કરે છે સિહા તે રોશન રવાન્
નાકાંમ દુનિયા, નાકામ ગન્જ,
જવુ તોડી આખર છે દિન પન્જ[4]
એક રોજ બિછાનુ જમીન ખાક છે,
થશે ઇટ તકિયો, જીવ પાક છે
કઇ કઇ શહેરીયાર ચાલી ગયા,
મુકી તાજ 'ને તખ્ત ખાલી ગયા
થયુ તે થયુ, ના થયુ તે થશે,
ગયુ તે ગયુ, 'ને રહ્યુ તે જશે
રજા આપ રાજી થવશ શહેરિયાર,
કરૂ જઇ અહીને કુલ ખારજાર
નથી ચાહતો લેવા તખત તાજને,
નથી ચાહતો ઇરાનના રાજને
જઇ ભાઇ પાસે કરૂ હુ નમન,
ચુમી દસ્તો પાઉ, પડીને ચરન
બાદઅ નમીને કરસ હું કલામ,
કે છે ભાઇ નાહનો તમારો ગુલામ
કરો કાય નાખુશ ફરેદુન પાક,
કિનાને કપટથી કરો ના હલાક.

૧. "હમૉન બર કે કારીદ ઑન બર રૂઇદ" (ફીરદોસી) ૨ શાએર ફીરદોસી દોલત અને ખજાનાને ખાક સાથ સરખાવે છે ૩. રોજે શુમાર યાને કિઆમતને દાહડે
૪. દીન પન્જ યાને પાંચ દાહડા.

કાં આધો ગેતી ઉપર તમ ઉમેદ,
જીુવો કેવી રીતે મૂવો જમશેદ
ચલન ચર્ખે કોહન, બુરી તેની સગ,
ગયો છોડી શાહી બર્નાને અતગ
એક રોજ છે મારો કિસ્સો તમામ,
દુનિયામે કાયમ નથી કોઇ નામ"
વિનવીને એરચ પેદરને કહે,
"જવા દે મને બાપ કા ગમ સહે

સખૂન કહી જબાથી મીઠા મધુર,
મનાવી હું લેવસ સેલમ સગ તુર"

## ફરીદુને એરચને ભાઇઓ પાસે જવાની રજા આપવી

એરચના સખુનો સાભલી ફરેદુને તેમા કાઇક દુર દેશી જોઇ ફરેદુને સલમ અને તુરની પાસે જવાની એરચને રજા આપી ફરેદુને એરચને કહ્યુ કે — "અએ અકલમદ અને દયાલુ દીલના મારા સપુત, તારૂ દીલ દયાલુ છે તારા ભાઇઓ જયારે તારી સાથ લડાઇ શોધે છે, ત્યારે તુ તેમને મલીને સુલ્લેહ કરવા ચાહે છે અગર જો તારો એવોજ વિચાર છે, તો તુ ભલે જા તારી સાથે તારા રસાલેદારોને આવવાનો હુકમ ફરમાવ, કે તેઓ સફરની તઇયારી કરે હુ એક નામુ લખી તેઓ ઉપર રવાના કરૂ છુ, અને તુને તન્દરોસત જલ્દી પાછો ફરેલો જોવાની હુ ઉમેદ રાખુ છુ" ( 9 )

## ફરીદુને તુર અને સેલમ ઉપર રૂકકો લખવો.

"જબાં પર ધરી રબનુ નેકનાંમ,
જે જાહેર 'ને બાતેન રહે છે સુદામ
બાદઅ લખુ અએ પિસર દિલબન્દ,
બે બરશેદ તમ છો, ચલકતા બુલન્દ.
૧૯૦૦
બે સગી, બે જગી, શાહે જમીન,
રેહો તમ આલમમે બેગુઝીન[1]
લખું હાલે દીલ શુ, છે ભારી રજ,
નથી જોઇતી કોલાહ, લશ્કર કે ગજ
ગૂજારૂ દુવા એવી જઇપ્રી અદર
રહો ત્રણ ફેરજન્દ સદા ખુશતર
બિરાદર એરચ તમ ભાઇ જાન,
આવ્યો છે ચાલી તમારે મકાન.
સૂણી દુખ તમારા થયો બેકરાર,
તે આવે છે મલવા બની દિલફિગાર
તજી તે તખતને, તજી અફસરી,
તજી શેહનશાહી, તજી સરવરી
તજીને મહોબત, તજી રાજપાત,
તે આવે છે કરવા સુલેહની વાત
નથી એણે કોઇને દીધો રજ ખાસ,
નથી એણે કીધા કોઇને નિરાસ
તખત પરથી ઉતરી થયો છે સવાર,
એ આવે છે તમ પાસ થઇ તાબેદાર
શાહીથી ભાઇ ગણેછ એ અજીજ,
નથી ભાઇ કરતા વધુ કોઇ ચીજ
નવીશ્તો[2] લખાને દિધી મોહોરે[3] શાહ,
લિધી શાહ એરચે બાવર રાહ
લિધા સગ રફીકો, જવાંનો 'ને પીર,
લિધા સગ થોડા સિપાહો દલીર
નિકલીયો તે છોડી વતન ઘર 'ને બાર,
જૂદઇથી ફરેદુન થયો બેકરાર. ( 10 )

૧ નેકીને પસદ કરનાર ૨. નવીશ્તો યાને રૂકકો. ૩. મોહોરે શાહ, યાને શાહી મોહોર

શાહજાદા એરચ, તુર અને સલમ




એરચ —

"ના કામ દુનિયા, ના કામ ગજ,
જવુ છોડી આખર, છે દીન પન્જ
એક રોજ બિછાનુ જમીન ખાક છે,
થશે ઇટ તકિયો, જીવ પાક છે
કઇ કઇ શેહેરીયાર ચાલી ગયા,
મૂકી તાજ ને તખ્ત ખાલી ગયા
થયુ તે થયુ, ના થયુ તે થશે,
ગયુ તે ગયુ, 'ને રહ્યુ તે જશે"

(જુવો પાનુ ૫૧)

## એરચનુ ખાવરના મુલકમા જઇ પુગવુ તુર અને સેલમનું ફીતુર

એરચ પોતાના રસાલા સાથ પોત ના ભાઇ સેલમના મુલકમા જઇ પુગ્યો તુર અને સેલમ પોતાના કાળા કરમો કરવા તલપી રેહ્યા હતા એરચના આવી પુગવાની ખબર તેમને મલનાજ તેઓ તેને એસ્તકબાલ લેવા પોતાના લશકર સાથ સામે ગયા, અને એરચને શાહી આવકાર આપી તેને શેહરમા દાખલ કીધો તમામ લશકર એરચનો રૂઆબ અને તેની હમછબ જોઇ તેની ઉપર આફ્રીન કરવા લાગ્યું પોતાના લશકરની આવી વલાણ જોઇ, તુર અને સેલમ, એરચ તરફ વધારે અદેખા બની બળવા લાગ્યા.

| | |
|---|---|
| મલી સગ બિરાદર કરે ગુફતગુ, | હતા બે લોભી હવસના નફ્ર, |
| કરે બે ફિતુરી વધુ જુસ્તજુ | હતો એક સતોશી દિલમા સબર |
| હતા બે કિનાખોર કપટી ખરે, | હતા બે ખુની, બૂરા બદગુમાન, |
| હતો એક ભલો, લાખોમા નહી જડે | હતો એક નિરદોશ શેશાન રવાન |
| હતા બે વહેશી, કપટના ગુલામ, | હતા બે જલ્લાદ, કીનાથી ગરમ, |
| હતો એક દાના દયાલુ તમામ | હતો એક આદિલ, ચશમમે શરમ |

## તુરે એરચની મુલાકાત લેવાની ગોઠવણ કરવી

બીજે દાહડે એરચની મુલાકાતે બને ભાઇઓ ગયા. તેમને આવતા જોઇ એરચ તેઓને માન આપવા તેમની સામે ગયો, અને બગલગીરી કરી બને ભાઇઓને નમન કીધુ બને જન વચ્ચે વાતચીત ચાલી રહી તુર, કે જેને એરચ સાથે કેવી રીતે કામ લેવુ તે યોજી રાખેલુ હતુ, તેણે છેડતી શોધવાની મતલબથી વાત છેડી. તુરે કહ્યુ કે—"આ શુ પેદર ફ્રેદુનનો ગેરઇન્સાફ નથી, કે તુ નાહનો ભાઇ ઇરાન જેવી બુલંદ સલતનતનો માલેક ગણાય, અને હમો ખાવર અને તુરકસ્તાન જેવા મુલકમા દુનિયાથી દુર, વતનથી દુર, અને પેદરથી દુર પડી રહીયે ?"

| | |
|---|---|
| કહ્યુ તુરે એરચ તરફ જોઇને: | વડો ભઇ વતનની રહે હદ બાહર, |
| "તુ આવ્યો છે તારી અકળ ખોઇને | બને કેમ નાહનો બુજોર્ગવાર ? |
| વાતો કરે છે અક્કલથી ભરી, | ગજબ છે ફ્રેદુને ખોયુ યકીન, |
| કરે છે હમો પર તુ અફસરી | ભુલીયો જીગરથી તે ફર્જે અઇન. |
| હમારાથી નાહનો થઇ ભાઇ તુ, | દિધુ એને[1] ખાવર, મને દીધુ ચીન, |
| કરે કેમ જયાદા શરીફાઇ તુ | તુને આપી ઇરાંનની સર જમીન |
| બૂજોર્ગીની કોલાહ સર પર ધરી, | શુ આ તેનો ઇન્સાફ, આ તેનુ કામ ? |
| ડોળે છે ડહાપણ વાતો કરી ? | આલમમે થાજો બુરૂ તેનુ નામ" |
| ચહડી બેઠો ઇરાંનના તખ્ત પર, | * * * |
| શુ હુ તારી ખિદમતને બાધુ કમર ? | |

૧. એને એટલે સેલમને.

નમી એરચે એમ બોલી જબાન
"રહો શાહે તુરાન તુ શાદમાન.
અગર તુજ દીલની છે એ મૂરાદ,
કસમ છે ખુદાના, કરૂ તુને શાદ
નથી તાજ જોઇતુ મને રાજ સાથ,
નથી શાહી ચાહતો, નહી કાઇ ઠાઠ
નથી ચાહતો ઇરાનની સર-જમીન
નથી ચાહતો તુરાન, ખાવર કે ચીન
ઇન્સાન્ અગર જો ચહડે આસમાન,
છે ખાકમા તેનુ આખર મકાન
અગર કિર્તી પામી ચહડે જો ગગન,
પલકમાં કજા આવી કરશે દફન
બની શાહે ઇરાન બેજાર છુ,
તમુને દેવી હુ તઇયાર છુ
છે તખ્તો કોલાહ. જ જાલ સર,
તમુને હુ સોપુ ખૂશી છે જીગર.
નથી તમ સાથે મને કાઇ વેર,
બની ભાઇ મારા કરો કા કહેર!
કરૂ તાબેદારી ગણી મુજ ધરમ,
કરો કા કીનાનુ બાજાર ગરમ (11)

તુરનો કોફ એરચ ઉપર

પૂકારીને તુરે કિધો એક અવાજ,
"બધ કર જબા તારી ઓ જાલસાજ"[1]
પિલગ સમ તુરે મારી છલગ,
કપટ આગ અગે, ગજબ્ મન તરગ
ફલગ મારી કુરસીને ઉચકી તુરત,
ઘુમાવી ગજબથી સરપર સખત
બદન બળ કપે કપટ વેરથી,
મારી તે એરચને કહેરથી
કહ્યુ એરચે "અએ બિરાદર તુર,
બને કેમ એટલો તુ બેશહુર[2]
અરે ભાઇ મારા કરે શુ ગજબ,
ભરે કા દેમાગે કિનો તુ અજબ
જરા કર ખુદાના ડરનો તુ ગમ,
જરાબી તો કર તુ પેદરની શરમ
મને મારી શુ તુ કરે મારૂ ખુન!
કિધો શુ ગુનાહ કે ચહડયુ ઝનુન?
કરે કા કબજ મૂજ જવાની અબસ,[3]
જરા કર જમાનાનો દિલમા તરસ
તે છે ખરેખર ખરો સગદીલ,
કરે એક નિર્દોશ કિડી તગદીલ[4]
તેનેબી વહાલો છે જીવજાન,
મરે કેમ ખુશી થઇ ઇનસાન
અરે ભાઇ તુર તુ જરા કર વિચાર,
તુને છોડશે નહિ જમાનો જીન્હાર
૨૦૦૦

આ દુનિયાને એકદમ કરી હુ તરક,
પડુ એક ખુણે જઇ બેધડક
કરે ભાઇનુ ખુન બાંધી કમર,
રહેશે કહાં તક હિયાતુ અમર" (12)

* * *

ઘણુ બી કહ્યુ એરચે તુરને,
દિલે નહિ દયા તે હતી કુરને
અગન ભડકી અગે, જલન રૂમરૂમ[5]
બદન ખટકે[6] બગે,[7]ચહડી ખુનઝુમ
ધરી ઝુમ ઉઠીયો લઇ નેમ છુરી,
તૂરત ખેચી કહાડી છુપી એક છુરી
જરબ કીધો કાતીલ, ચીરીયુ જીગર,
પડયો ખાઇ ઘુમરી, જમીનની ઉપર
થયુ લોહી જારી, જખમ આરપાર,
સિનામાથી વેહતી થઇ લોહી ધાર. (13)

---

૧ જાલસાજ યાને મકરબાજ ફિતુરી, ૨ બેશહુર યાને વિચાર વગરનો, બેશરમ ૩ અબસ યાને નાહક—ફોકટ ૪ " મેયાઝાર મુરી કે દાનહકશરત, કે જાન દારદો જાને શીરીન ખશસ્ત." (કુટાર શાહનામુ) ૫ રૂમ રૂમ યાને આગ ઉપરના રૂવે રૂવામા ૬. ખટકે યાને ભોકાય. ૭ બગે યાને કપટથી.

વહી લોહી ખાલી થયુ જ્યારે તન,
થયુ જ્યારે ઠંડુ બરફ સમ બદન
લિધી તુરે કાતીલ છુરી ધારદાર,
ખતમ કીધુ ખુનીએ બરગશ્તે કાર
કિધુ તનથી જીુદુ કાપીને સર,
ભરી મુશ્ક[1] અંબર, કિધુ ખુબતર
સજીને સુગંધી કિધો દુર વાસ,
રવાના કિધુ તે ફરેદુન પાસ.
મોકલાવી પયગામ સાથે પિછાન,
"જો તારો દિકરો શાહે જેહાન
હવે આપ એને ભલે તખ્તો તાજ,
ભલે કર એને હવે સર્ફરાજ"

અરે! ઓ જહાં! કેમ સંગદીલ થઇ,
અરો પર તુ કેમ તંગદીલ થઇ
હતુ જે ખિલેલુ ગુલ બાગમા,
પડયુ તે કરમાઇ જઇ ખાકમા
થયુ મુખ સુર્ખાબ હતુ જે લાલ,
ગયો લહુથી રંગાઇ રંગે ગુલાલ
લહુની નહેર ખાક નાળુ થયુ,
આ ખુનથી તુર તારૂ કાળુ થયુ
અલમ હોજો ભારી તુ પર ભારોભાર,
સિતમની સવારી તુ પર હારોહાર
કહેરે' ઇલાહી પડો તુજ પર,
બની ભાઇ ચિરીયુ ભાઇનુ જીગર

* * *

**એરચની લાસને એક સંદુકમા બંધ કરી તુર અને સેલમે ફ્રેદુન ઉપર હદીઆ તરીકે મોકલવી.**

એરચના પાછા ફરવાની ફરેદુન ઘણોજ ઇનતેજારીથી રાહ જોતો હતો. તેનો પાછા ફરવાનો સમો થતા ફરેદુન પોતાના રસાલ સાથ એરચને એસ્તકબાલ લેવા જવા તઇયાર થયો પણ તેવામા દુરથી એક ગીરદ ફરેદુનની નજરે પડી, નજદીક આવતા ફરીદુનને એક સવાર ઉંઠ ઉપર રડતો દેખાયો. તેના હાથમા એક કફન હતુ તે સવારે ફરેદુન આગળ એરચનુ કફન મુકયુ તે કફન ખોલતા રેશમના કપડામા વીંટાલેનુ એરચનુ માથુ ફરેદુને જોયુ, અને તે જોતાજ તે નેક પાદશાહ બેહોશ થઇ પડયો તમામ લશ્કર હા-વ-જારીમા પડયુ, અને સરને જન માહેતમ કરતા એરચનુ કફન લેઇ શેહેરમા પાછા ફરયા

મહેલમા આ નહી ધારેલી આફત જાહેર થતાજ સરવે કોઇ માહેતમમા પડયા. ખલકતમા મોહતમ ચાલી રેહી, અને શાહજાદા એરચના કવખતના મોત ઉપર વિલાપ થવા લાગ્યો ફરેદુન પોતાનુ કપાલ કુટી હાય મારી બોલ્યો:- (14)

ન ધારી બિના થઇ આફત નમુદ,
ઉઠયો હા-વ જારીનો સઘળે અરૂદ
ફરેદુન બેહોશ પડયો ખાકમા,
પડી કુલ રઇયત અગન આગમા

કુટી સર રડે કુલ પીરો-જવા,[2]
રડે હર ચમન, ગુલ કળી, અર્ગવા
થયા રૂખ ગમથી અબનુસ[3] રંગ,
પડી બંધ મહેફિલ, રંગ રાગ ભંગ

ભરી ધુલ સરમા હર કોઇ સિપાહ,
લિધી સંગ ફરેદુન શેહેરની રાહ

---

1 કસ્તુરી અને અંબર. 2 પીરો-જવા યાને ઘરડા અને જવાન
3 ગમથી અબનુસના રંગ જેવા ચેહરા થયા.

એરચના રવાંન ઉપર ફરેદુનનો વિલાપ

પિસરનુ બગલમા ધરી સર પેહર,
ચુમી હાબે છાતી, રડી સર-બ-સર
જોઇ તખ્તે એરચ ફરેદુન રડે.
'અરે ઓ મપુત, કા કવખ્તે મરે"
કુટી છાતી સર 'ને ભરી સર ખાક,
લગાડી મેહેલને ફરેદુને આગ
તખત જોઇ ખાલી ભરી માહે ધુલ,
ચમન છોડી ઉડી ગયુ બુલબુલ
સીનામે દિકરાનુ હાબીને સર,
બોલ્યો ફરેદુન: "અરે દાદગર
કતલ થાયો છે બેગુનાહ મૂજ પેસર,
જરા કર એ નિર્દોષ પર તુ નજર
સર તેનુ તનથી કપાઇ ગયુ,
તન તેનુ દુર દેશ ખવાઇ ગયુ

કર તારી બેદાદગર પર નિગાહ,
દુનિયામે દેસો ના તેમને પનાહ
ખુને પીસર કેમ જુવે આ ચશ્મ,
જહાંપ્રીમે સુલતાની મૂજ પર સિતમ
અરજ એ ગુજારૂ છુ ઓ કેરકેગર,
કે જીવે 'ને જુવે મહારી નજર.
એક તુખ્મે એરચ બને નામવર,
જે કીનામા બાધે પોતાની કમર
કમર બાધી જગમે નિકલે દલેર,
લડીને લીયે તે એરચ વેર
કતલ બેગુનાહ જેમ થયો મૂજ પેસર,
થજો તેમ કતલ તે બેદાદગર.
જોઉ મારી ચશ્મોથી બનેના સર,
ત્યારેજ થશે ખુશ મહારૂ જીગર

ત્યા તક જીગર માહે તુ રાખ દમ,
પછી મારા દમને તુ કરજે ખતમ



# ઝાલ અને રૂદાબેહ[1]

પ્રારભ

શએર

હમદીન મહારા સુણજો પ્યારા,
આ મારા કલામ છે,
કયાનિઓની કહાણીથી,
પથ્થરના દીલ મુલામ છે

નામ કરી ચાલી ગયા,
જરથોસ્તીના નિચાગાન છે,
મુકી ગયા જે કિરતી પાછલ,
તેથી તમુને માન છે.

---

૧ આ ઝાલ અને રુદાબેહના દાસ્તાનનુ કિરતન પ્રથમ સિધમા કરાચી મધે ત્યાની 'યગ-મેન્સ ઝોરાસ્ત્રીયન એસોસિએશન'ની ખાસ ફરમાસથી તા૦ ૨૮ મી ડીસેબર ૧૯૧૨ ને દીને સાજના, ત્યાની ઝોરાસ્ત્રીયન કલબના મકાનવાલા હૉલમા રજુ કીધુ હતુ, જે પ્રસગે સિધના વડા દસ્તુર ડાકટર માણેકજી નશરવાનજી ધાલા, એમ એ., પી એચ ડી પ્રમુખ તરીકે બીરાજ્યા હતા કરાચીની એ મારી પહેલ્લી મુલાકાત હોવાથી ત્યા શાહનામાના મારા બીજા સઘળા કિરતનો આખુ અઠવાડીયુ મે ચાલુ રજુ કીધા હતા ત્યાર બાદ મુબઇની ભાઠબધ મડળીની ફરમાસથી આ કિરતન ૫૦ કા હૉલમા બીજી વાર રજુ થયુ હતુ

## ઝાલનો જન્મ અને તેને અલ્બુરૂઝ પાહાડ ઉપર સામે જઇ મુકી આવવુ.

કરૂ યાદ અવ્વલ દાદારને,
પછી મુજ નિયાગાન સરદારને
સૂણો હમદીનો પ્યારનુ એક બયાન,
કરૂ ઝાલ[1] રોદાબેનુ દાસ્તાન.
હતો કિયાનીઓમા સુરો નેકનામ,
મશહૂર નામ જેનુ નરીમાને-સામ
હતો તે મીનોચેહરનો વીર નર,
કરતો તે શાહી જાબુલ પર
એક રોજ દાયાએ આપી ખબર,
વધાઇ સુણાવી કિધો ખુશતર
કે "બાનુને પેટે લીધો છે જનમ,
પીસર એક સુદર ખુરશેદ સમ
બદન છે પિસરનુ મિસલ શેરદીલ,
થશે જોરવર તે જબરદસ્ત પીલ
સિકલ તેની સુદર સોહીલ[2] સમ,
અજબ તેની ચમકે છે બે ચશમ
મગર હાલ શુ હુ કહુ નેકફાલ,
તન પર દિસે છે સુફેદ રગ બાલ"
દૂખી થાયો દીલથી સૂણી હાલને,
નારાજ થાયો જોઇ બાળને.
જીગર થાયુ જખમી જોઇ પિસર,
બોલ્યો પૂકારીઃ "અરે દાદગર
ઓ માલેક મહારા નિરજન પિતા,
શુ થાઇ એવી મહારી ખતા
કિધી એવી બક્ષેસ તૂએ દાદગર,
થયુ રજીદા તેથી મારૂ જીગર
બદન બાળનુ છે અજબ પીલતન,
ખરેખર દિસે 'બચ્ચ-એ-અહેરેમન'
અજબ તારી કુદરત, અજબ છે કળા,
એ બાળક છે, યા છે કોઇ બલા.
અજબ તન રગ છે લાલમલાલ,
મગર છે બદન પર સુફેદ[3] રગ બાલ
કદમા છે આલા, સિકલ ગુલફામ,
મગર છે બદન પર અજાયબ ખામ.
જગત સારી જોઇ એને હસશે મને,
રખે એને ફરજન્દે-એબ્લીસ[4] ગણે
મને એવો વારેસ છે ના કબુલ,
થઇ છે દાદારની કાઇ ભુલ
બુરૂ મારૂ કિસમત, બુરો મારો કાળ,
પડયો મારે પેટ 'હેરેમન ઝાલ'!"
ઝુકાવીને ગરદન કીધી નમાજ,
"ખુદા મારી રાખે જગત માહે લાજ"(1)
દુખી થાયો દિલથી સામેસવાર,
પિસર કાજ કઇ કઇ કરે તે વિચાર.
"જગતમા થશે મારી ઇજ્જત ખાક,
તુ લાજ મુજ અનજુમન માહે રાખ
મને એ ફેરજન્દથી છે શરમ,
નજરથી જોઇ તપે લહુ ગરમ
દિસેછે એ જબરો મને અપશુકન,
શુ કહેવશ જો પુછશે અનજુમન
કરૂ કેમ એ બાળ વસ્તીથી દુર,
મને એ પિસરની શુ છે જરૂર"

૧. 'ઝાલ'નો અર્થ ઘરડો થાય છે. અને 'ઝાલેઝર' (એટલે સોનેરી બાલવાળો ઝાલ) કરીને પણ કહે છે. ૨ સોહીલ સીતારા જેવી ખુબસુરત સીકલ ૩ ઝાલનુ તમામ બદન સુફેદ બાલથી ભરેલુ હતુ, તે જોઇ સામ ઘણોજ નારાજ થયો હતો. ૪ ફરજદે એબલીસ યાને શયતાનનુ ફરજંદ સામે આ બાળકને માટે પરવરદેગાર આગલ ફરીયાદ કરી, કે આ ફરજદથી હુ જગતની નામોસીમાં આવી પડીશ.

કિધો સામે વીચાર એવો કરૂર.
કે, કરવું તે બાળક દૂનિયાથી દુર
રવાના કિધુ બાળ તે એક રૂજ,
પડયુ જઇ તનહા કૂહે અલ્બરૂજ.[1]
પડયુ જઇ ત્યા તે માસુમ બાળ,
જુદુ થઇ જગતથી થયુ કગાળ
નહિ ગોદ માદર, ન પેદર વહાલ,
રડે ચીસ પાડી નિરાધાર ઝાલ

ઘડીમા રડીને તવલતુ તે બાળ,
કદી ચુસી ઉગલીને કરતુ વબાલ
હતી નહી તે બાળને એ ખબર,
જુલમગાર તેનો થયો છે પેદર
ન કોઇ તેની ચિસને હતુ સુણનાર,
ફકત એક હતો ત્યા પરવરદેગાર
લખેલા કરમના ન લેખો ટળે,
કરે બન્દો તદબીર હજારો ભલે. (2)

## ઝાલનુ અલબરૂજ પાહાડ ઉપર વતન.

ગજાવર પાહાડ અલ્બરૂજ ઉપર આવેલા એક ગુફામા, સામ પોતાના દુધમલ દીકરા ઝાલને દુધ વીના તરસતો, અને માતાની ગોદ વીના તવલતો મુકી પાછો ફરયો ત્યાં એક ગજાવર ઝાડને મથાલે એક સીમુરગનુ ઠેહઠાન હતું. તે સીમુરગ પોતાના બચ્ચાના ખોરાકની શોધમા ત્યા જઇ લાગ્યું, અને ત્યા એક દુધમલ બાળકને રડતુ સાભલી, તે તેની આગલ ગયુ ઝાલ ત્યા રડતો તવલતો ખાકમા પડેલો હતો ના તેના તનપર વસ્તર, ના જમીન ઉપર બિછાણુ, ના કોઇ દાયા, કે ખોરાક હતો સીમુરગ તેને પોતાના પજામા પકડી ઉઠાવી લઇ, હવામા ઉડી ગયો

હતો તે જગે સીમોરગનો[2] વાસ,
સૂણી બાળની ચીસ ગયુ તેની પાસ
જઇ પાસ તેણે ઉઠાવી લીધુ,
લઇ જઇ માળામે સાતી દીધુ
દયા સિમુરગને દિલે ઉતરી,
અવાજ એક ગેબી થયો તે ઘડી
કે "સાભલ અએ સિમુરગ નેકફાલ,
આ દુધમલ બાળક પોશી તુ પાળ
એ બાળકથી એવી થશે એક તોખમ,
જેહા પેહલવાનોને દેશે જનમ

સભાલી કરજે તૂ એની જતન,
તૂ જો કે જમાનાની શુ છે વલન"
દયાલુ થયો ઝાલ પર દાદગર,
કરામતભરી થઇ મૂરગપર અસર
જતન લઇ પોશણુ કિધુ માનથી,
કિધી ચાહો-મોહબત દિલોજાનથી
એ રીતે ઉધરી રહ્યો ત્યા ઝાલ,
રહ્યો સિમુરગ સગ કઇએક સાલ
કુહે અલબરૂજ પર રહેતો મગન,
દરદાં-પર દાસે કરતો ચમન

---

૧. અલબરૂજ પાહડ ઇરાનમા જાણીતો છે આ પાહડ અવસ્તા જમાનાથી વખણાતો આવેલો છે. અવસ્તામા એ પાહડને 'હુબરે જાઇતી' પાહડને નામે ઓલખાવ્યો છે આ પાહડની ઉચાઇ હાલ ૧૮૦૦૦ ફીટની મપાઇ છે (તવારીખે કયાનીઆન)

૨ સીમુર્ગને માટે એવુ કહે છે, કે તે કાઇ પક્ષી નહી હતુ, પણ અલબરૂજ પાહડ ઉપર વસ્તો એક પરહેજગાર આબેદ હતો, જેને ઝાલને પોતાના આશરામાં લઇ જતનથી ઉધારી મોટો કીધો હતો. અલ કારીક લખાણો કરનારાઓએ એક ગીરીનીવાસી આબેદને 'પાહાડી પક્ષી' તરીકે વર્ણવ્યો હોય, એ બનવા જોગ છે.

જગતથી રહ્યા ત્યા વસી બેખબર,
નહિ સાથ, સગી, સિવા દાદગર

**સામે પોતાના બેટા ઝાલને ખુવાબમા જોવો, અને તેની શોધમાં નિકળવુ.**

તજી ઝાલ જેવો પિસર નેકનામ,
હરદમ રહેતો પરેશાન સામ
પિસરને તજી તે જલતો હતો,
હૈડાના દુખે તે બળતો હતો
દિઠો સામે એક રાત એવો ખુવાબ,
ઉઠયો તે ભડકી, થયો સૂર્ખાબ
નજુમી બુલાવી કિધુ કુલ બયાન,
ભવિશ મારૂ વરતો આપી ધિયાન

* * *

સુણી મોબેદોએ કહ્યા એ સખૂન,
"અરે સામ! કીધુ તે કારે-જબુન
દરંદા, પરંદા જંગલ વસી,
દિયે જાન ફરજંદ ખાતર હસી
તૂએ એવું કીધુ કારે જબુન,
કિધુ તારી ઔલાદનુ તેજ ખુન
જોઇ બાલ તન પર સુફેદ તમામ,
બતંગ થઇ કિધુ તે બરગશ્ત કાંમ
એ દાગે-દીલથી થશે તૂ દુ:ખી,
જગતમા જીવી થશે નહિ સુખી
કુહે અલબરૂજ પર શોધાવ ઝાલ,
મબાદા તે જીવતો હશે નેકફાલ
દિસે તેની પર મહેર યઝદાનની,
એ બાળક છે ઉમેદ ઇરાનની"
સુણી આ સુખન સાંમ ઉઠયો સિતાબ,
ધરી જીન ઘોડે, લગામો રિકાબ.
ગયો તે તૂરત અલબરૂજની ઉપર,
મદદ ચાહિ રબની ઝુકાવી સર
"ખુદાવદ કર માફ મારી ખતા,
થયો છે બન્દાથી બેશક ગુનાહ
અરજ મારી સાંભલ ઓ જગપાળ,
અગર મારી તોખ્મથી હોય ઝાલ.
અગર અહુરેમનની ના હોય તોખ્મ,
તો રૂજવ પિસરની જુદાઇનો જખ્મ
ઓ આલમપનાહ દાવરે દાદગર,
ખતા માફ કર 'ને બક્ષ ઝાલેઝર.

## સીમુર્ગનુ ઝાલને તેના પેદરને સ્વાધીન કરવું.

એવુ કહે છે, કે સામે આવી રીતની બંદગી પરવરદેગારને કીધી, અને તેજ વખત તેની બંદગી પરવરદેગારની દરગાહમા કબુલ રહી સીમુરગે જ્યારે સામને અલબરૂજ પાહાડ ઉપર આવેલા જોયે, ત્યારે તેણે જાણ્યુ કે તે પોતાના બચ્ચાના શોધમાજ ત્યા આવ્યો છે તેણે સામના બેટાને કહ્યું કે —"આજ સુધી મેં તુને પાળીપોશી એક દાઇ તરીકે ઉછારયો છે. મે તારૂ નામ 'દસ્તાને ઝંદ' રાખ્યુ છે. તારો પેદર આ અલબરૂજ પાહાડ ઉપર તુને શોધવા આવ્યો છે. તે એક જોદ્ધાપહેલવાન છે તેનુ નામ સામ છે, વાસ્તે તુ મારી સાથે આવ, હુ તુને તેની નજદીક લેઇ જાઉ છુ"

સીમુર્ગની જબાનથી આવા સખુનો જ્યારે તે જવાને સાંભલ્યા, ત્યારે તે ઘણોજ દીલગીર થઇ, આખમા આંસુ લાવી બોલ્યો, કે —"મને લાગે છે કે, તુ મારી હાજરીથી હવે ધરાઇ ગયો છે" * * * સીમુરગે કહ્યુ:—"તુ જો હિયા રહે, તો હુ ઘણોજ ખુશી થાઉ, પણ તારે માટે આ પાહડી વનના કરતા વધારે સારી જગ્યા સરજાયલી છે. તારાથી છુટુ પડવા મને બીલકુલ ગમતું નથી. મે તુને મારા બચ્ચા મિસાલ ઉછારી મોટો કીધો છે, વાસ્તે તુ મને ભુલી જતો ના." એવા મીઠા અને મહોબતથી

ભરેલા સખુનો કેહી, તે જવાનને સીમુરગ પોતાની પાખ ઉપર ઉઠાવી, હવામા ઉચે ઉડયો, અને તેને તેના બાપની નજદીક લેઇ જઇ હાજર કીધો, અને નીચલા સખુનો સીમુર્ગે તેને કેહયા.

"હતો જયારે તુ એક દધમલ બાળ,
તૂને પાળી મીતે કીધુ મે વહાલ
પૂત સમ પાળી કીધો દિલપસદ,
મધુર નામ રાખ્યુ, 'દસ્તાને ઝન્દ'[1]
કિધી રાતો દન મે તહારી જતન,
હવે તુ જશે કાહે તજી મનમોહન
દુવા છે તૂને મારી ઓ નામેવર,
થજો તુજ દૂશમન જીરોજબર
તૂપર જો પડે કાઇ રજો-અલમ,
તો કરજે મને યાદ તૃ એકદમ
સભાલી તુ રાખજે મારૂ પર,[2]
ઉમેદ તારી લાવશ હર વખત બર
મૂસીબત, મૂશ્કીલ પડે તારે સર.
જલાવી તૂ દેજે એ આતશ ઉપર"

એવી રીતના દીલાસાના સખુનોં કહી ઝાલને પોતાનુ પીછ આપી સીમુરગ પાહડ ઉપર ઉડી ગયું, અને દીલાવર સામ પોતાના ફરજન્દને ભેટી, તેને પગથી માથા સુધી જોતો રેહયો સામ પોતાના બેટાનો ફરાખ સીનો, કદાવર બાધો, અને રોશન પેશાની જોઇ, બેહદ ખુશી થયો ફકત તેના બદન ઉપર સુફેદ બાલ સિવાય, બીજી કોઇબી ખામી સામને જણાઇ નહિ.

સામે કહ્યુ કે "બેટા, ગુજરેલી બીનાને તું ભુલી જા, અને મારી ઉપર દયા કર. હુ તુને કોલ આપુ છુ, કે હવેથી તારા દીલની જેબી મુરાદ-ભલી તેમજ બુરી-હશે, તે હુ બર લાવીશ." એ પછી સામ પોતાના બેટા ઝાલને મોટી ધામધુમ સાથ પોતાને શેહર જાબુલ લઇ ગયો

## ઝાલનુ શાહ મીનોચેહરની દરબારમા જવુ

ઇરાનના તખત ઉપર એ વખતે મીનોચેહરે શાહ પાદશાહી કરતો હતો, તેને આ વાતની ખબર પડી મીનોચહેર તુરતજ પોતાના દીકરા નવદરને સામ પાસ મોકલી ઝાલને ઇરાન લાવવા ફરમાવ્યુ શાહ મીનોચેહરના હુકમ પ્રમાણે સામે ઝાલને મીનોચેહેર આગલ હાજર કીધો, અને અલ્બરૂઝ પાહાડ ઉપરથી તેણે તેને કેવી રીતે મેલવ્યો, તે બીના જાહેર કીધી. મીનોચહેર ઝાલને જોઇ ઘણોજ ખુશી થયો, અને તેને પાદશાહી રીતભાત તથા લડાઇનો હુનર શીખાડવાની સામને તાકીદ કીધી

જોઈ ઝાલ થાયો મિનોચેહર ખુશાલ,
કિધો ગોહરોથી વધાવી નિહાલ
નજુમીને હોકમ કીધો તતકાલ,
જુવો ઝાલેઝરના સિતારાની ચાલ
ભવિશ થાયુ ખુલ્લુ રમલથી તમામ,
થશે એથી આબાદ ઇરાનનુ કામ.
થશે એની ઓલાદ એવી બુલંદ,
નાબુદ કરશે એ સુદઇ ચુનંદ
થશે કુલ જમીન 'ને જમાનો નફર,
થશે તાજનો એ બક્ષેસગર
થશે જોરે આલા 'ને બખ્તે બુલંદ,
થશે એની તોખ્મ ખરી દેવબંદ

1. 'દસ્તાને ઝન્દ' એટલે યુકતીવાલો યાને કુનેહબાઝ 2 પર યાને પીછ

થશે એથી દુનિયાના આજેજ દલેર,
દરીઆની માહી, 'ને જંગલ શેર
* * *
સુણી મિનોચેહર થયો ખુશ અપાર,
ઉમેદ બાંધી ભવની અનેક બીશિયાર
કિધા જરને ગોહર ઇનાયત હજાર,
અખ્તર 'ને ઘોડા, 'ને હિન્દ તલવાર
યાકુત 'ને હીરા, 'ને જરીનૂ લેબાસ,
રૂમી ગુલામો બખશીયા ખાસ
ખંજર 'ને ભાલા, 'ને નેજા કટાર,
ગુરજ કમરબંધ, તીર નોકદાર
જાબુલથી[1] કાબુલ,[1] 'ને હિન્દુસ્થાન,[1]
'ને સિંધુ નદીની ઉપરના મકાન
કિધા ભેટ સરવે લખી સાંમને,
કિધુ એમ્ જાહેર કૂલ આમને

## જાલની કાબુલ તરફ સફર

### કાબુલના પાદશાહ મહેરાબ સાથ ઝાલની મુલાકાત થવી, અને મહેરાબની બેટી રૂદાબેહની તારીફ સાંભળી ઝાલનુ તે ઉપર આશક પડવુ.

સણો હમદિનો ઝાલેઝરનુ બયાન,
કિધુ જઇ પેહર સંગ જાબુલ મકાન
નિકલ્યો તે એક રોજ કરવા સફર,
લઇ સાથ બુજોર્ગો રફિકો-નફર
કિધી કુચ એકદમ બાંધી કમર,
હતુ સાથ લશ્કર બહુ જોરવર
પૂગ્યો જઇ એક રોજ કાબુલ શહેર,
ગમી ઝાલેઝરને હવાની લહેર
હુકમ ત્યાં કિધો ઝાલે કરવા મૂકામ,
પડયા સરવે ત્યા નાખી તમ્બુ તમામ
હતો શાહે કાબુલ મહેરાબ નામ,
હતો તાબે ઇરાનને તે તમામ
હતો તે જાતે અરબ પેહેલવાન,
હતુ તેનુ ઝોહાકથી ખાનદાન
'તે હેતો 'તો ચોથઇ હર સાલ સાંમ,
સબબ નહિ હતી કાઇ લડવાની હાંમ
પુગી જ્યારે મહેરાબને એ ખબર,
કે આવ્યો છે કાબુલ તરફ ઝાલેઝર
નિકલ્યો તે એકદમ મલવાને કાજ,
લશ્કર નજરાંનુ લઇ સંગ સાજ

### મેહરાબની ઝાલ સાથ મુલાકાત થવી.

ઝાલે મેહરાબની ખુશી સાથ મુલકાત લીધી, અને તેને બેહદ માન સાથ આવકાર આપી પોતાના તખ્તની પાસે એક જડાવદાર બેઠક ઉપર તેને બેસાડયો, અને તેનુ નજરાનુ તેણે ખુશીથી કબુલ્યુ અરસપરસની વાતચીત થયા પછી ઝાલથી મહેરાબ છુટો પડી પોતાને મકાને ગયો, અને ઝાલ તેની તારીફ પોતાના દરબારીઓ આગલ બબજા કરવા લાગ્યો

એ વખતે ઝાલની મહેફીલમા એક બુજોર્ગ કાબુલી દરબારી હતો, તે મહેરાબની બેટી રોદાબેહની ખુબસુરતીની બબજા તારીફ કરવા લાગ્યો (3)

૧. આ અને એની સાથના બીજાં સઘના મુલકોના નામો પાછલા જમાનામા બપાયલા છે. સામના વખતમા એ મુલકોના એવા નામો હોય એમ લાગતુ નથી. કાબુલનુ અવરતાઇ નામ 'વએકેરેત' ધારવામા આવે છે. (તવારીખે કયાનિયાન)

## રૂદાબેહની ખુબસુરતીની ઝાલ પાસે તારીફ કીધી.

"સુણ એ દિલાવર, જંગી જવાન,
એ દસ્તાને ઝંદતુ બુલન્દ પેહેલવાન
છે કાબુલ અંદર કબુલ એક સુરત,
નથી તેની શાની બિજી કોઇ મૂરત.
બદન જેનુ રંગે, મિસલ હાથીદાત,
અજબ જેનો ચહેરો ઘટમ 'ને ઘાટ
તન જેનુ સિધ્ધુ સરવની સમાન,
ઝુલ્ફો છે તેણીના મિસલે કમાન
બે તેના ગાલો છે ગુલાબી લાલ,
શરમિન્દો રહે છે રંગે ગુલાલ
બે તેના હોઠો છે રંગે પરવાલ,
દાતોની હારો છે મોતી મિસાલ
લબ સંગ રૂખસાર, ખુબ લાલદાર,
ખિલેલા સિના પર છે બે અનાર[1]
બે તેની ચશ્મો છે નરગીસ ફુલ,
સુંદર સરોદ છે મિસ્લ બુલબુલ
ભવા જેના જાલમ મિસ્લે કમન્દ,
નિગાહ જેની કાતિલ છે પુર ફંન્દ.
જો ધરતી પર જોવો હોય, મ્હાતાબને,
તો છે એવી મ્હાબુબ કાબુલ કને
ગરજ હોય દરશન મહાતાબના,
જુવો નાજ અદા છે રૂદાબના
હશે નહિ જગતમા બિજી એવી નાર,
તલબગાર હજારો ગયા થઇ ખ્વાર (4)

રૂદાબેહની આવી તારીફ સાભળી ઝાલનુ દીલ તેના હાથમા રહ્યુ નહિ. બીજે દાહડે મહેરાબ પાછો ઝાલની મુલાકાતે આવ્યો, અને ઝાલને પોતાને ત્યા જમવાનુ ઇજન કીધુ, પણ ઝાલે તે ઇજન માન સાથ ના પાડી જવાબ દીધો, કે મારો બાપ સામ અને પાદશાહ મીનોચેહર જો જાણે, કે મે એક બુતપરસ્તની સાથે શરાબબાજી કીધી, અને તેની સાથે ખાનુ ખાધુ, તો તેઓ નારાજ થાય[2] આ સખુન સાભળી મહેરાબ દલગીર થઇ પાછો ફર્યો, અને ઝાલ રૂદાબેહની તારીફ સાભળી દીવાના જેવો થઇ ગયો (5)

સૂણી મહાબુબની સિફતના કલામ,
થયો ઝાલ દિલથી બેતાબ તમામ
જીગર માહે લાગી મ્હોબત અગન,
અગન્ માહે જલતુ બદન નીસદન
થયો ઇશ્ક રૂદાબેહથી બેકરાર,
કહ્યો કોઇનેબી નહિ ઇસરાર
નિસદીન મીતમા તે જળતો રહે,
જુદઇના જખ્મોથી બળતો રહે
કહે કોણને જઇ ભરમની એ વાત
બની કેવી કિયામત બુરી કમજાત
બુરી થઇ હાલત, હતી જે ખુશાલ,
બન્યો જાણે ઓરત જવામર્દ ઝાલ

---

૧ ફીરદોસીની આ બે લાઇનો નીચે પ્રમાણે છે —
'રોખાનશ ચુ ગુલ્નારો લબ નરવાન—ઝે સીમીન બરશ રોસ્તહ દુ નાર દાન.'

૨ કાબુલનો પાદશાહ મહેરાબ જોહાકના ખાનદાનથી ઉતરેલો હોવાથી તે બુતપરસ્ત ગણાતો હતો ઝાલ અને સામ તેમજ શાહ મીનોચેહર બુતપરસ્ત નહી હતા પેશદાદ વંશના પાદશાહો કુદરતી શકતીઓ અને રોશનીઓ જેમકે મેહર, આફતાબ, માહતાબ, આતશ વિગેરેને માનતા હતા. ફીરદોસીએ જોહાકને અરબ તોખમનો ગણ્યો છે. અરબો તે જમનામા મુરતી પુજક હતા આ સબબને લીધે ઝાલે એક બુતપરસ્ત સાથ ખાનપાન કરવાની તે વખતના રેવાજ પ્રમાણે ના પડી હતી

પ્યારથી ભલા ભલા નામદારો છ દગીથી હાથ ધોઇ બેઠા છે, એ વાત અજાણી નથી. ઝાલની હાલત રૂદાબેહની તારીફ સાભળી એક દીવાના જેવી થઇ ગઇ હતી. શાએર ફીરદોસી એ ઉપરથી સ્ત્રીની સગતથી દુર રહેવા માટે એક અરબ પહેલવાનના શબ્દોમા કહે છે કેઃ—

"થશે મારી ખિલવતગાહ આસમાન,
સદા હુ તેનો બનશ મહેમાન
થશે મારો ઘોડો મહારો ગુલામ,
બની મુજ મહાબુબ રેહશે મુદામ
મને નાર કરવી છે નારવા,
કરી સગ બનુ હુ રખે નાતવા
દુનિયાની નારોથી છુ હુ તબહા,
મને રેહશે નફરત તે પર સદા
નથી ચહાતો કરવા તે સગ સગઇ,
થશે મારી દાનોવોમે રૂસવઇ

**મેહરાબે પોતાની રાણી આગલ ઝાલની તારીફ કીધી, અને રૂદાબેહ તે સાભલી ઝાલ ઉપર આશક પડી.**

એક દિવસ મહેરાબની રાણી સીનદોખ્તે રૂદાબેહની રૂબરૂ મહેરાબને ઝાવેઝરની ખબર પુછી મહેરાબે તેનુ બયાન કરતા જણાવ્યુ કે —

"કહુ શુ સિનદોખ્ત એએ દીલજાન,
કરૂ કેમ તે ઇરાનીનુ હુ બયાન
મે જોયો છે આજે તે દસ્તાને બુલન્દ,
અજબ તેની પેશાની છે નુરમન્દ
જગતમા ન કોઇ એની જોડી હશે,
નહિ એની સમ કોઇ ઇરાની થશે
હિમત છે આલા મિસલ શેર-દીલ,
બે હાથો છે તેના દરીયા-એ-નીલ
દિસેછે તે બળવત બહુ જોરવર,
ગુરજ મારી તોડે છે પહાડોના સર
જમીન જેના જોરે પૂકારે છે હાય,
લરજીને દુશમન મારે છે હાય
સિકલમા છે સુદર લાલ-મ-લાલ,
તન પર છે સઘલા સુફેદ રગ બાલ
એ બાલોથી બહેતર દીપેછે નુર,
દીલે દિલાવર, 'ને અક્કલે પુર"
સુણી આ રૂદાબેહ થઇ ખુશ હાલ,
કરે યાદ મનમા સદા ઝાલ ઝાલ
ખોઇ સુખ-ભુખને બની ગઇ બિમાર,
દિલ માહે વસીયો સામે સવાર
પડે નીસદીન કઇ નહિ ચેન જરી,
ગઇ ઝાલ ઉપર રૂદાબેહ મરી
થઇ દિલથી આશક સુણી હાલે-ઝાલ,
હસ્તી રૂદાબેહ બની હાલ હવાલ
જઇ કોણુને કેહ ભરમ ભેદ વાત,
રખે થાય નિશફળ પ્યારી મૂરાદ
જોઇ હાલે-ફુરકત, જોઇ આ વલાણ,
સખીઓએ જાણી લીધી મોહકાન
જોઇ ચિત ચકભમ, દિલ બહુ ઉદાસ,
તરસે તે પળ પળ મળવાની આસ (6)

**રૂદાબેહનુ પોતાની સખીઓ સાથ મસ્લત કરવુ**

"સખીઓ મારી સુણો એક વાત,
કદી મારો ના કરતી વિસ્વાસઘાત
સખી નેક મારી વફાદાર તમ,
સુણો હાલે-દિલ મુજ, સુણો મુજ ગમ
સુણો મુજ દીલના ભરમની વાત,
જો કહેશો કોઇને થશે મારો ઘાત
દિલે સદ લાગો ઇરાની પવન,
પવનથી છે ભડકી મહોબત અગન
રખે થાતી મુજ સમ દુખી કોઇ નાર,
મને ઝાલ જાથલીની છે બુખાર

પડી છુ હુ મોહી તે નર ઉપર, નથી એ દરદની બિજી કઇ દવા,
મને ચેન્ નથી રાતો-દીન પળભર, ફ્કત ઝાલ કરશે દરદ સફા."

રૂદાબેહને મોહોડેથી તેની સખીઓ આવા સખુન સાભળી અજબ થઇ બોલી કે—"અએ જેહાનની બાનુઓની સરતાજ, તારા જેવી બાનુ જે હિદુસ્થાનથી ચીન સુધી પોતાની ખુબસુરતી માટે વખણાઇ છે, તેને એવો ખ્યાલ કરવો છાજે નહિ તારા જેવીએ ઝાલને માટે એટલી બધી મોહબત રાખવી નારવા છે જેને તેના બાપે પાહાડ ઉપર ફેકી દીધો, તેને તુ તારી મોહબ્બત આપવા તેયાર થઇ ? કોઇબી માદરને પેટે કોઇમી દીકરો બુઢો જનમ્યો નથી તારા જેવી સુદરનો આવો એક ઘરડો ખાવદ કેમ બની શકે ? તારો ખાવિદ કોઇ સોહામણો અને સુદર ચેહરાનો હોવો જોઈએ."

પણ રૂદાબેહને પોતાની સખીઓની શીખામણ પસદ પડી નહિ, અને તે બાનુ ગુસ્સે થઇ બોલી કે —

"કરો બધ સખીઓ તમારા કલામ,
મને છે તમારી શિખામણ હરામ
થયુ દીલ દિવાનુ • સિતારા ઉપર,
અને ખુશ કેમ મહાતાબે જીગર
દરકાર મને નથી કોઇ ગુલની,
મને છે ખાએશ ફકત ઘુલની
બુજે બેખબર શુ કદર પ્યારની,
બુજે શુ કદર તે વફાદારની

મને જોઇ તો નહિ કયસર[1] હાથ,
મને જોઇતી નહિ ફગફુર સાથ
મને જોઇતો નહિ આલમ પનાહ,
મને જોઇતો નહિ ખુર્શીદ-માહ.
મને જોઇતો નહિ કોઇ તાજદાર,
મને પ્યારો છે મારો સામે સવાર
અગર હોય બુઢો, અગર હોય જવાન,
વિના ઝાલ મુજને અકારી જેહાન (7)

## રૂદાબેહની સખીઓએ ઝાલની મુલાકાત કરાવવાનુ કામ માથે લેવુ.

રૂદાબેહનો આવો મકમ વિચાર જોઇ સખીઓએ તેણીને વચન આપ્યુ, કે તેઓ તેની ખાએશ બજાવવાની દરેક તજવિજ કરશે, અને ઝાલ સાથ તેણીનો મીલાપ કરાવવાની તેઓ દરેક કોશીશ કરશે

ફરવરદીન મહીનાનો તે વખત હતો, એટલે બહારની મોસમ તે વખતે ચાલતી હોવાથી ફુલો ચોતરફ ખીલી રહેલા હતા નદીને કિનારે, જ્યા ઝાલનું લશકર છાવણી નાખી પડેલુ હતુ, ત્યાની સામી બાજુએ રૂદાબેની સખીઓ ફુલ ચુટવા જઇ લાગી ઝાલની નજર તે બાનુઓ ઉપર પડી, અને તેણે પોતાના નોકરોને સવાલ કીધો કે— "પેલી બાનુઓ કોણ છે ? તેઓ આપણા બાગમાથી ફુલ ચુટવાની કેમ હિમત કરે છે ?"

---

૧ મિનોચેહર પાદશાહના અમલમા અને સામ અને ઝાલના જમાનમા 'કયસર'ના નામનો કોઇ રાજકરતા હોય, એમ જણાવલુ નથી જુલીયસ સીઝર પછીજ રૂમના રાજકરતાઓ 'કયસર'ને નામે ઓલખાવા લાગ્યા હતા એમ હોવા છતા શાએર ફીરદોસીએ રૂદાબેહના મોહડામા 'કયસર'નુ નામ મુકયુ છે, તે દરોબસ્ત હોય એમ લાગતુ નથી એ વિશે શાહનામામા નિચલા શબ્દો આપેલા છે —

ન કયસર બેખાહમ, ન ફગફુર ચીન ન અજ તાજદારાને ઇરાન જમીન,

તુરતજ નોકરોએ ખબર મેલવી ઝાલેઝરને જણાવ્યુ કે, તે બાનુઓ પાદશાહ મેહરાબની દીકરી બાનું રૂદાબેહની સખીઓ છે, અને તેઓ પોતાની શાહજાદી માટે ફુલ ચુટવા નદી કિનારે[1] આવી છે આ બાનુઓ રૂદાબેહની સખીઓ છે એવુ જાણતાજ ઝાલ ઘણોજ ખુશી થયો, અને તુરતજ પોતાના તીર વડે તે સરોવરના પાણી ઉપર ગેલ કરતા મુરગોમાથી એકને તેણે એવી રીતે વિધ્યુ, કે તે મુરગ ફડી પેલી બાનુઓ જયા ઉભી હતી, ત્યા આગલ જઇ પડ્યુ

તે વિધાયલા મરગને લેઇ આવવા, ઝાલે પોતાના નોકરને મોકલ્યો, અને તે નોકર સાથ રૂદાબેહની સખીઓને વાતચીત થઇ રૂદાબેહની સખીઓ અને ઝાલના નોકરોએ ઝાલ અને રૂદાબેહની અરસપરસ તારીફ કીધી, અને એ બન્ને જન જો સાથે મળે, તો તેઓએ પોતાની ખુશી જણાવી

ઝાલને એ ખબર તેના નોકરે કહી, અને ઝાલે તે સખીઓને પોતાની પાસે બોલાવી, તેમના વિચારો જાણી લીધા ઝાલે રૂદાબેહ માટે તે સખીઓ સાથે એક કિમતી વીટી, એક મુલક અને બીજી કેટલીક બેમુલ ભેટો મોકલી આપી

રૂદાબેહે તે સઘળી ભેટ ખુશીથી સ્વીકારી, અને તેણીએ ઝાલની મુલાકાત લેવાની ગોઠવણ રચી તે ગોઠવણને લગતો પેગામ રૂદાબેહે પોતાની સખીઓ મારફતે ઝાલ ઉપર મોકલાવ્યો, અને તે ગોઠવણ પ્રમાણે રાત પડતા રૂદાબેહના મેહેલ તરફ ઝાલ જવા નિકલ્યો બન્ને જના એક બીજાને મળવા અધીરા થઇ ગયા હતા મેહેલના ઝરૂખા ઉપર ચાદની રાતના ચલકાટ વચ્ચે, રૂદાબેહ ઉભી રહી અધીરી બની, ઝાલની રાહ જોતી હતી. રસતો રૂપેરી રાતના પ્રકાશ વચ્ચે એકાંત દીસતો હતો નહી દીઠેલા એક ધરાની પેહલવાનની દિલાવરી, અને ખુબસુરતીની તારીફ પોતાના બાપને મોહડેથી સાભલી, તેની ઉપર મોહી પડેલી રૂદાબેહ ઇનતેઝાર અને ધડકતે દીલે દુર નજર ફેકી, પોતાના વાહલાના આવી પુગવાની રાહ જોતી હતી તેવામા તેણીએ કોઇને દુરથી આવતો જોયો તે આવનાર કોઇજ નહી, પણ ઝાલ પોતે હતો મેહેલના ઝરૂખા આગલ જેવો તે આવી આસપાસ નજર કરવા લાગ્યો, તેવીજ રૂદાબેહ ધીમે અને મધુર અવાજે મેહલના ઝરૂખા ઉપરથી વાકી વલી બોલી – (9)

**ઝાલ અને રૂદાબેહનો મેલાપ થવો.**

" ભલે એ જવામર્દ બહાદુર સિધાર,
ખુશી છુ જોઇ રોશન દિદાર
મૂબારક તૂને દિલપઝીર આએ રાત,
મૂબારક તૂને આજની મૂલાકાત
મૂબારક તૂને આએ કાબુલ સફ્ર,
મૂબારક તૂને ચદ્રમાની નજર
ચમનમા તુ રહેજે સદા શાદ શાદ,
થજો તારા મુદ્દઇ સદા બરબાદ
તડફ્તા આ દિલની વહિ ગઇ છે ઘાત,
ચલકતી થઇ છે સિહા મારી રાત"
ખુશી થઇ જવાંમર્દે બોલી જબાન;
"મૂબારક ઓ મહાતાબ, નૂરી બેગુમાન
તૂને જોઇ વેરાન મૂજ મન ચમન છે,
મૂબારક મૂલાકાત મૂજ મન જશન છે
તૂજ વન ખાલી ચર્ખે કોહન છે,
સિવા તુજ મોહોબત સુજનુ કફન છે.

[1] આ નદી આજના વખતમા જણાયલી કાબુલ નદી હોવી જોઇયે, જે જાબુલ અને કાબુલ (આજના અફઘાનિસ્તાન) પાસેથી પસાર થાય છે.

અગર મારી મહોબત જો તારે મનછે,
તો સર ઝાલેઝરનુ તારે શરણુછે
સિતારાની ચાલે મલી મનમોહન છે,
તૂ ઉપર હૂ નિચે, એ ઉત્તર દખન છે
તુ ઉભી ઝરૂખે, આરામ ફરશ પર,
ખડો છુ હુ રસ્તે, તહારા દરસ પર
અગર પ્યાર મારો તુને મજુર છે,
તો કાં ઝાલેઝરથી રૂદાબેહ દુર છે?
૨૪૦૦
જીગરના જલનની તૂજમા દવા છે,
તો રૂદાબેહનો આ જુલમ નારવા છે

રૂદાબેહના બાલની તારીફમા

સુખન સાભલી ખુબરૂ થઇ અધીર,
વીરાને મળવા કીધી તદબીર
કિધા બાલ ખુલ્લા સરના તમામ,
હતા બહુ લાબા વીના કાઇ ખામ
બનાવી તે બાલોની લાબી કમન,
દિધી વીટ ઉપર વીટ આપી વલન
ફેકી તે બાલોની સુદર લડીં,
ઉપરથી તે નીચે જઇને પડી
હસી બોલી મહાબુબ, "સાભલ ઓ ઝાલ,
પકડી લે મજબુત, આ મુજ બાલ
એ બાલોને પાળી મે કીધી જતન,
મને કામ લાગ્યા તે આજ દન
પકડી એ બાલોને ઉપર તુ આવ,
પ્યાર અને મહોબત સાથે તુ લાવ

ઝાલે રૂદાબેહના સુગધી બાલોને પોતાની આખોમા દાબી તે ઉપર વાહલથી ચુબન કરી છાતીસે લગાડી કહ્યુ (10)

**ઝાલનુ કમદ નાખી રૂદાબેહુના મેહલના ઝરૂખા ઉપર ચહડી જઇ મેહલમા દાખલ થવું**

રૂદાબેહે પોતાના પેચદાર બાલોને મેહલના ઝરૂખા ઉપરથી નીચે નાખ્યા, અને ઝાલ જ્યા ઉભો હતો, ત્યા તે જઇ પડયા ઝાલે ખુશબોથી મઘમઘતા તે બાલોને ચુબન ઉપર ચુબન કરી, રૂદાબેહને તે નીચેથી કહેવા લાગ્યો કે —"તારા આ બાલ ઉપર હુ આવી રીતની સખ્તી કદીબી ગુજારૂ નહિ" એટલુ બોલી, તેણે પોતાની કમંદને વળ આપી ઝરૂખા ઉપર ફેકી તે કમદ તુરતજ તેમા ભેરવાઇ ગઇ ઝાલ તે કમદ પકડી રૂદાબેહના ઝરૂખા ઉપર ચહડી જઇ, રૂદાબેહની પાસે જઇ ઉભો રૂદાબેહે તુરતજ માન અને ચહાથી ઝાલનો હાથ પકડી, તેને મેહલના દીવાનખાનામા સમાગેલી મહેફીલ તરફ લેઇ ગઈ, અને ત્યા ઝાલને પોતાની પાસે મહેફીલમા બેસાડી, વહાલભરી નજરથી જોઇ બોલી — (11)

"નજર જ્યા કરૂ ત્યા પડે તુ નજર,
જીગરમા સદા તુ વસે ઝાલેઝર
સિફત તારી સુણી, થઇ બલહાર,
મુબારક છે મૂજ ને તુ સામે સવાર
થયુ છે જીગર આ તુને જોઇ શાદ,
ઉમેદ મુજ મનની થઇછે આબાદ
નિરાસીના સકટ કાલા ગયા,
સુખના ભરાતા નાળા થયાં
ચશમ મારી તુજ વન બેનુર છે,
દિલ તજ મહોબતથી ચકચુર છે"
કહ્યુ ઝાલે "સુદર તુ મનમોહન છે,
બેશક રૂદાબેહ મને તુ પસન છે
અજબ તારા ઝુલ્ફો એવાં તો બસ છે
પલકમા ફરેસ્તાઓબી થાય વસ છે 12)

* * *

રફીકો સુણો હુ કયુ છુ જે હાલ,
ખરા પ્યારની જડ પડીછે પતાલ
સખી જોઇ સુદર દિલ બાગ-બાગ,
મલી બન્ને મોહન કરે રગ રાગ
મલ્યા દિલ સે-દિલ એક એક સાથ,
મલ્યા લબ-સે-લબ, હાથો-સે-હાથ

મલી ચાર ચશ્મો, બની મદહોશ,
થયા બન્ને મહોબત-અગન પુર જોશ
મગર શેરે કીધો ન ગુરખર શિકાર,
રહિ હદ અદર કિધો પાક પ્યાર
કહ્યુ ઝાલે. "મહાબુબ અએ ગુલોઝાર,
રાખે સદા તુને રબ બરકરાર
દિલભર પરીરૂખ મીઠી મધુર,
થયો તારી મહોબતમે ચકચુર
રહુ તૂજ બગલમા કહો તક ગુલ,
મબાદા બને મુજ ઇજ્જત ધુલ
ગરમ તુજ મહોબતનુ છે બઝાર,
છુટુ ના હુ દામન, વિના હકદાર
કરૂ તારી સગે જો કારે હરામ,
કફા થાય મૂજપર પિદર મારો સામ
હુ યઅદાપરસ્તનો તુ લે વચન,
થશે ઝાલ-રૂદાબેહના બસ લગન"

*   *   *

ગઇ એવી ગુફ્તગુમા સારી રાત,
પૂરી થઇ નહિ તોબી બનેની વાત
કહ્યુ ઝાલે અતે બની નાશાદ
"જવા દે ઓ મહાબુબ થશે બામદાદ
થયો છે જુલમગાર ખુરશેદ ચઞદ,
જુદા પાડવાનો કરે છે કસદ
સબર કર ઓ ખુરશેદ, જરા કર સબર,
જખમી જીગરપર જરા મેહર કર"

*   *   *

સુણી આ સુખનને રૂદાબેહ રડી,
રડતી બે આખોએ સુદર ખડી
ધડકતે દિલે બોલી આપી વચનઃ
"તુ મારો ખાવિદ, તુ મુજ જીવન
ગવાહ છે મહારો તે રબ દાદગર,
તુ મારો ખાવિદ થશે ઝાલેઝર"(13)

*   *   *

કહ્યુ ઝાલે "મહાબુબ જો મુજ ગમી,
રહીછ તુ મહારા જીગર રમી
રજાથી હૂ રાજી, તૂને છે સલામ,
મને રહેશે તૂજ વગ સહુ ચીજ હરામ
કરશ યાદ તૂજનો મધુર મુખ વાસ,
કરશ યાદ તૂજના લબોનો મિઠાસ
કરશ યાદ તૂજની બગલગીર મધુર,
કરશ યાદ તૂજના નૈનોનુ નુર
કરશ યાદ તૂજનો મિઠો અવાજ,
કરશ યાદ તૂજના નખરા 'ને નાજ
કરશ યાદ તૂજના બાલોનુ નુર,
ભરેલો છે જેમા તલેસમ પુર (14)

## ઝાલનુ પોતાના રફીકો સાથ મસલત કરવુ, અને પોતાના બાપ સામ ઉપર ઝાલે પેગાંમ રવાના કરવો

રૂદાબેહથી છુટો પડી ઝાલ પોતાની છાવણીમા ગયો બામદાદ થતાજ તેણે પોતાના અગત રફિકો અને સલાહકારોની એક દરબાર ભરી, અને તેઓ આગલ પોતાના દીલની ખરી હકિકત જાહેર કરી કહ્યુ કેઃ—"મહેરાબના મેહલમા મારો જીવ અને જીવન છે, અને તેની દીકરી રૂદાબેહ મને બેહદ પસદ પડી છે હુ તેના પ્યારમાં પડયો છુ, અને તેની જુદાઇ મારાથી સેહવાતી નથી હુ તમો જેવા દાનેશમંદોની સલાહ પુછુ છુ"

ઝાલને મોહડેથી આવા સખુનો સાભળી તેના દરબારીઓ વિચાર અને વમાસણમા પડયા, કેમકે તેઓ સારી રવેસ જાણુતા હતા, કે કાબુલના પાદશાહ મહેરાબને ઝોહાક સાથ અતલગની સગાઇ હતી, અને તે કારણુને લીધે પાદશાહ મીનોચહેર તેને ઘણોજ ધીકકારતો હતો. દરબારીઓએ વિચાર કરી ઝાલને એવી સલાહ આપી, કે તેણે એ

વિશે એક ખુન સાવાર રૂકકો, સામ ઉપર લખવો દરબારીઓ અને રદ્દિકાની સલાહને માન આપી, ઝાલે નિચે પ્રમાણે એક રૂકકો પોતાના બાપ સામ ઉપર લખી તુરતજ રવાના કીધો

સરતાજ મહેરબાન્ પેદર નામદાર,
સામ બીન નરીમાન જગ આશકાર
સદા રહેજો તુ પર ખૂદાની મહેર,
રહેજો તૂથી દુર બલા 'ને કહેર
કુલ મૂજ હકીકત તૂને છે ખબર,
શુ શુ મુસીબત પડી મારી પર
પેદર મારો કરતો 'તો જ્યારે ચમન,
હતુ અલ્બરૂજ પર મહારૂ વતન
પેદર મારો સજતો 'તો શાહી લેબાસ,
હુ ત્યારે કરતો હતો વનવાસ
તુ જ્યારે પીઇતો 'તો જામે-શરાબ,
હુ ત્યારે પીઇતો હતો ખુને-આબ
કરમમા લખેલા ન લેખો ટળે,
લખ્યુ હોય તેથી ન જ્યાદા મળે
ગમે જોરાવર હોય, ગમે હોય દલીર,
ગમે હોય જવામર્દ, ગમે હોય પીર [1]
ફરમાને યઝદા કદી ના ચુકે,
નમાવીને સર કુલ આલમ ઝુકે
કહુ શુ પેદર જાનેમન હાલે દિલ,
વરસે છે મૂજ નયનોથી આબે-નીલ [2]
નિકલ્યો હુ કરવા હિન્દની સફર,
લુટાયુ છે કાબુલમા મૂજ જીગર

જીગર ચોર છે કાબુલી માહરૂ,
નથી કોઇ તે સમ બિજી ખુબરૂ
ગમ જોઇ મારો રડે આફતાબ,
નહિ ચેન દિવસે ન રાતે ખુવાબ
નહી ચાહુ જાની વિના જાનને,
નહી ચાહુ ઇરાનના માનને.
મધુર નામ રૂદાબેહ જગ આશ્કાર,
પેદર હુરનો કાબુલી શેહરિયાર
મરે મોહી આશક, બની બેકરાર,
બને કુલ બિછાણુ દોજખ ગાર
ગરજ છે મને તારી મંજુરીઆત,
કરૂ શાદી દૂખ્તરે મહેરાબ સાથ
ભૂલીશ નહિ રેવાજ, દિન ને રસમ,
ભૂલીશ નહિ કદી હુ ઇરાની ધરમ

આ પેગામ ઝાલે પોતાના એક ખાસ નોકર પાસ પોતાના પેદર સામ ઉપર તાકીદે મોકલાવ્યો, અને તે કાસદ પવન વેગે કાબુલથી સામને મળવા જાબુલસ્થાન નિકલી ગયો સામ તે નામુ વાચતાજ ઢિકકો પડી ગયો, અને તે વિચારમા પડયો. તે મનમા વિચાર કરવા લાગયો કે —

" મે ઝાલને વચન [3] આપ્યુ છ, કે તેની દરેક મુરાદ હુ બર લાવશ જો આ લગન માટે હુ ના કહુ છુ, તો મારુ વચન હુ તોડુ છુ જો હુ આ લગન માટે મંજુરીઆત આપુ છુ, તો આ બન્ને જુદી જુદી ખાસીયતના જોડાણથી કેવી ઓલાદ જનમશે, તેનો વિચાર મને દિવાનો બનાવે છે"

---

૧ પીર યાને બુઢો ૨ આબે નીલ યાને નાઇલ નદીના પાણી મિસાલ આસુનું વરસવુ ૩ કોઇનેબી આપેલા વચન આગલના જમાનામા ઇરાનીઓ કદીબી તોડતા નહી હતા એવુ તેમને બચપણથીજ શીક્ષણ મલતુ હતુ. આપેલુ વચન નહી તોડવા માટે મેહર યશ્તમા ખાસ ફરમાન લખાયલુ છે, અને વચન તોડનારને ઉપર મેહર યઝદ કેવો ગુસ્સે થાય છે, તે મજકુર યશ્તમા જણાવેલુ છે

આ ગુચવાડો દુર કરવા સામે તુરત નજુમીઆન બુનાવી, તેઓને સઘલી હકીકત કહી, અને ઝાલનુ ભવિશ જોવા તઆને ફરમાવ્યુ નજુમીઓએ નજુમ જોઇ જણાવ્યુ કે.-

ખુશી થા દીલથી ઓ સામે સવાર,
છે કિરતાની નોબત ચટી તારે બાર
થશે ઝાલ-રૂદાબહના જો લગન,
હરૂ થાગે ઇરાનના કુલ વધન
થશે શાહીથી એક પયદા પિસર,
કરશે તે દુનિયા જીરોજબર

દેશે કઇકોને તે જીવદાન,
ફના કરશે સગ્સાર, માજીદરાન
બનશે તે નામી કરી યુધ્ધ-જગ,
કરશે તે તુરાન હાલત બતગ.
દુનીયામા રહેશે અમર તેની યાદ,
કરશે તે ઇરાનની હાલત આબાદ

## ઝાલના પેગામનો સામે મોકલાવતા જવાબ

આવી ખુશ ખબર નજુમીઓને મોહડેથી સાનળી સામે ઝાલને કહવાડયુ કેઃ—"આની માહબતમા તે ડહાપણ વાપડ્યુ નથી, પણ હુ લાચાર છુ મે તુને તારી મુરાદ પાર પાડવાનુ વચન આપ્યુ છે હુ મીનાચહર શાહ પાસ જાઉ છુ, અને એ બાબદમા તેની મરજી મેળવવાની તજવિજ કરૂ છુ" ઝાલના કાસદ આ વધાઈનો પેગામ લઇ ઝાલ પાસે નિકલી ગયો

પવી તરફ ઝાલની હાલત જુદાજ પ્રકારની હતી રૂદાબહની મોહબતમા તેની ઉઘ અને ભુખ જતા રહ્યા હતા, અને દરેક પળ તે રૂદાબેહનીજ યાદ કરતા હતો, એવે સમે પેલા કાસદ જઇ લાગ્યા, અને તેણે ઝાલને ખુશ ખબરની ખબર આપી

## રૂદાબહની સખીનુ પકડાઇ જવુ અને રૂદાબેહના ભેદનુ ખુલ્લુ થવુ

જે ઓરત ઝાલ અને રૂદાબેહની વચ્ચે પેગામ લાવતી અને લઇ જતી હતી, તેની પાસ ઝાલ આ ખુશ ખબર રૂદાબેહને કહવાડી તે ખબર સાભલી રૂદાબેહની ખુશાલીનો પાર રહ્યો નહી તુરતજ રૂદાબહ ઝાલ માટે એક કિમતી તાજ, એક કિમતી પોશાક, અને એક બેમુન વીંટી વિગેર પેલી ઓરત પાસે છુપી રીતે મોકલ્યા પણ તેવામા રૂદાબેહની માદર સીન્દોખ્તે તે ઓરતને પકડી પાડી, અને તેણીને સજા કરવાની ધમકી આપી, જેથી રૂદાબેહનો સઘલો ભરમ તેણીએ જાહેર કરી દીધો રૂદાબેહના ભેદની વાત જાણી સીન્દોખ્તે રૂદાબેહને બોલાવી સખત ઠપકો આપ્યો, જેથી તેણીએ પોતાના દીલની ખરી હકીકત પોતાની માદર પાસ જાહેર કીધી

નજર એચી નિચી રૂદાબેહ રોય,
રડી બન્ને ગાલો આસુથી ધોય
"સાભળ અકલમદ મા મહેરબાન,
અરજ મારી સાભળ જરા દઇ કાન
કહુ છુ હકીકત જુઠી નથી,
યકીન માનજે, હુ ભુડી નથી
મન મુજ અશો છે, તન મુજ પાક,
મગર ગમ જીગરમા છે દર્દનાક

ચિત મારૂ બેચેન, મન છે દુખી,
છે હાલ તનનો અતી અસુખી
કહુ શુ ઓ માદર, દીલની હુ વાત,
દમીયારી કહાડુ છુ હુ મારી રાત
નથી રહી પરવા મને જાનની,
ઉમેદછે મને એક અરમાનની.
રખે રહેતુ જગમાં કોઇ પ્યાર વન,
રખે તેનો ભવ જાતો દિલદાર વન.

દિઠો જે દિવસથી જાબુલી ઝાલ, કહુ રાસ્ત માહર હુ ખોલી જબાન,
થઇ છુ તન-મનથી હૂ બસ્તહાલ મને તે ગયો છે, મળી દીલ જાન
સલગી સિનામા છે મહોબત અગન, હમોએ કિધાછે કોલોકરાર,
બલા છે એ મહોબત મહારૂ કફન તે મારો ખાવિદ, હુ તેની નાર (15)

સીન્દોખ્તે આ ખબર પોતાના ખાવિદ મહેરાબને સિફીતા સિફીતે જાહેર કીધી. તે સાંભલી પેહલા તો મહેરાબના ગુસ્સાનો પાર રહ્યો નહી, પણ સીન્દોખ્તે તેને સમજાવી કહ્યુ કે.— "ઝાલના પેદર સામે આ બન્નેના લગન વિષે પોતાની બહાલી આપી છે" ત્યારે મહેરાબ શાંત પડયો

**હિન્દુસ્થાનને આગ લગાડવાનો શાહ મીનોચેહરનો સામને હુકમ**

સામનો બેટા ઝાલ રૂદાબેહ સાથ પરણના નિકલ્યા છે, એવી ખબર જયારે શાહા મીનોચેહરને પડી, ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યા નહી [1]

ઝોહાકની ઓલાદની એક ઓરત સાથ ઝાલ જો જોડાશે, તો તેનુ પરીણામ ઇરાન માટે કદીબી સારૂ આવશે નહી, એમ ધારી તે ઘણોજ દલગીર થયો

શાહ મીનોચહેરે તુરતજ સામને બોલાવી હિંદુસ્થાનને આગ લગાડવાનો, અને મહેરાબની તમામ ઓલાદને ખુવાર કરી, કાબુલને વેરાન કરવાનો હુકમ કીધો મીનોચહેર શાહાના એ હુકમ પ્રમાણે સામ એક મોટુ લશ્કર લઇ કાબુલ તરફ ચાલ્યો.

**કાબુલને વેરાંન કરવા સામ આવે છે, એવી મેહરાબને ખબર પડવી**

મહેરાબને તેમજ ઝાલને જયારે એ વાતની ખબર પડી, કે સામ મીનોચહેરના હુકમથી કાબુલને વેરાન કરવા આવે છે, ત્યારે ઝાલે જીવવા કરતા મરવુ વધારે પસંદ કીધુ. ઝાલ તુરતજ પોતાના બાપ સામને મલવા તેની સામે ગયો સામ તેને જોતાજ વહાલથી ભેટી પડયો, અને પોતાની પાસે બેસાડી તેની ખબર પુછવા લાગ્યો ઝાલે સામની આગલ પોતાની તમામ હકિકત જાહેર કીધી, અને બચપણમા પોતાને થયલા ગેરઇનસાફની યાદ આપી, તેને આપેલો વચન યાદ કરાવી, તે વચન પાર પાડવાની અરજ કીધી, અને જો તેમ તે નહિ કરે, તો પોતાના તનના બે ટુકડા કરવા ઝાલે તેને અરજ કરી, કાબુલને બચાવવા સમજાવ્યુ

**ઝાલને તેના બાપે શાહ મીનોચેહર પાસ અરજ કરવા રવાનો કીધો**

સામે ધીરજથી ઝાલનુ બોલવુ સાંભલી, તેણે પોતાનુ વચન પાલવા કબુલ્યુ તેજ વખતે શાહ મીનોચહેર ઉપર સામે એક અરજ પત્ર ઝાલની મુરાદ પાર પાડવા માટે

---

૧ સામ ઇરાની (આર્ય) તોખમનો અને સીન્દોખ્ત ઝોહાકની (સેમેટીક) તોખમની હોવાથી, એ બંન્ને કોમો એક બીજા સાથ શાદીના ગાઠથી જોડાય નહી, એમ હોવાથી પાદશાહ મીનોચેહર ઝાલની રૂદાબેહ સાથની મોહબતની વાત જાણી ગુસ્સે થયો હતો (તવારીખે કયાનીઆન)

લખ્યુ તેમા ઝાલને પોતે આપેલા વચનની બાબદ દરશાવી, અને તે રૂક્કો ઝાલને આપી સામે મીનોચહર પાસ તેને રવાના કીધો

## મેહરાબનુ રૂદાબેહ ઉપર ગુસ્સે થવુ સીન્દોખ્તની હિકમત.

બીજા હાથ ઉપર કાબુલને તારાજ કરવા સામ આવ્યો છે, એવી ખબર મહેરાબને પડતાજ, મહેરાબે પોતાની દીકરી રૂદાબેહ અને રાણી સીન્દોખ્ત ઉપર ગુસ્સે થઇ કહ્યુ કે—"કાબુલ ઉપર આવી પડેલી આ આફતને દુર કરવા માટે, તમો બન્ને મા-દીકરીઓને સામની નજર રૂબરૂ કતલ કરવા વગર છુટકો નથી, જેથી કાબુલનો બચાવ થાય, અને તે તારાજ થતુ બચે"

પણ સીન્દોખ્તે મહેરાબનો ગુસ્સો નરમ પાડી તેને સમજાવ્યો, અને સામને સમજાવી કાબુલને તારાજ થતુ બચાવવાનુ કામ, તેણીએ પોતે માથે લીધુ એ પછી સીન્દોખ્ત બેસુમાર ખજાનો લઇ સામની દરબારે ગઇ સામે તેણીની બાઇજત મુલાકાત લીધી સીન્દોખ્તે સઘળો ખજાનો લઇ સામને નજર કીધો, અને સામે તે સઘળો ખજાનો ઝાલને નામે મંજુર કીધો સામે તે બાનુનુ નામ પુછતા સીન્દોખ્તે પોતાનુ ખરૂ નામ જાહેર કીધુ, અને કાબુલને તારાજ નહિ કરે, એવી સામને અરજ કીધી સીન્દોખ્તની એ અરજ દીલાવર સામે મંજુર કીધી, અને કાબુલને બચાવવાની, તથા ઝાલ સાથ રૂદાબેહની શાદી કરવાની કબુલાત આપી

## ઝાલ પાદશાહ મીનોચેહરની દરબારમા.

પેલી તરફ ઝાલ મંજલ કાપતો ઇરાનના પાદશાહ મીનોચેહરની પાસે જઇ પુગ્યો, અને સામનો રૂક્કો શાહ મીનોચેહરને આપ્યો મીનોચેહર ઝાલને જોઇ ઘણો ખુશી થયો, પણ સામનુ નામુ વાચી તે દલગીર થયો. તોપણ તેણે વિચાર કરી ઝાલને જવાબ દીધો કે —"તુએ મારા જુના દુખને તાજુ કીધુ છે, પણ સામને ખાતર હુ મારી મંજુરીઆત આપુ છું"

બીજે દીને દરબારમા મીનોચેહરે નજુમીઓને બુલાવી ઝાલનુ ભવિશ જોવા ફરમાવ્યુ નજુમીઓએ ઝાલના સીતારાની ગતીની બારીક તપાસ કરી જાહેર કીધુ કે—"ઝાલ અને રૂદાબેહના લગનથી એક અકલમંદ અને જોરેમંદ બેટો અવતરશે, કે જેના જેવો બીજો આસમાન હેઠલ કોઇબી અવતરેલો નહિ હશે" મીનોચેહર આ વધાઇ સાભળી ખુશી થયો, અને ઝાલને પોતાની લેખીત મંજુરીઆત આપી

એ લેખીત પેગામ મેલવી, ઝાલ કાબુલ તરફ પાછો ફર્યો, અને મીનોચેહરની મંજુરીઆતવાલુ નામુ, જે શાહ મીનોચેહરે સામને માટે આપ્યુ હતુ, તે ઝાલે પોતાના બાપ સામને સ્વાધીન કીધુ, અને સેવટે કાબુલના શાહ મહેરાબની બેટી રૂદાબેહ સાથ ઝાલની શાદી થઇ એ શાદીથી દુનિયા વરણના ઇરાનના પેહલવાન રૂસ્તમનો જનમ થયો



કિયાંનીઅન વંશ.[1]

# રૂસ્તમ અને સોહરાબ.[2]

રૂસ્તમનુ શેકારગાહે જવુ અને ત્યાં તેના રખ્શનુ ચોરાવુ

ખલકના ખાવદ અએ દસ્તગીર,
ઝુકાવે છે સર તારો બદો હકીર
જબાપર તહારા ધરી નામને,
બાદશ્ર શરૂ મુજ કરૂ કામને.
લખુ એક હકિકત અતી પુર ગમ
દાંસ્તાને સોહરાબ 'ને રૂસ્તમ

કિધો રૂસ્તમે એક રોજ એમ વિચાર,
નિકલીયો શેહેરથી કરવા શિકાર
કિધી તગ કમરને લિધા હથીયાર,
ધરી રક્ષ પર જીન થાયો સવાર
લિધી રાહ તુરાન જમીનની તરફ,
ડપટાવ્યો ઘોડો બસ પુર ઝડફ

૧. પેશદાદીઅન વશનો સમાપ્તી થયા પછી, ઇરાનની ગાદી ઉપર કિયાનીઆન વશના પાદશાહોનો અમલ ચાલુ થયો હતો.

કિયાની વશના પાદશાહો, એક ખાસ 'ખોરેહ' ધરાવતા હતા, જે કિયાની ખોરેહ કેહવાતુ હતુ. એ ખોરેહ વિશે, યજશ્ને હા ૨, ફ. ૧૪ મા લખે છે કે "અહુરમજદના પેદા કરેલા કિયાની ખોરેહને અમો આરાધિયે છીયે" એ કિયાનીઅન વશના પાદશાહો પેહલવી પુસ્તકોમા 'કએ' ને નામથી ઓલખાયા છે

કિયાની વશના જાણીતા પાદશાહો અને શાહજાદાઓના જે નામો શાહનામામા આવેલા છે, તે 'કએ કોબાદ' 'કએ કાઉસ,' 'કએ શ્યાવક્ષ,' 'કએ ખુશરો,' 'લોહરાસ્પ,' 'ગુસ્તાસ્પ,' 'અસ્ફન્દયાર' વિગેરે છે

કિયાની વશનો સ્થાપક કોબાદ હતો ઇરાનની ગાદી ઉપર કએ કોબાદે ૧૫ વરશ, કએ કાઉસે ૧૫૦ વરશ, કએ ખુશરોએ ૬૦ વરશ, લોહ રાસ્પે ૧૨૦ વરશ, ગુસ્તાસ્પે ૧૨૦ વરશ, બેહમને ૧૧૨ વરશ, રાણી હોમાએ ૩૦ વરશ, દારા ૧૨ વરશ, અને દારાએ ૧૪ વરશ અમલ કીધો હતો (બુનદેહશ)

૨ શાહનામાના સગીત કિર્તનો (યા વાચનો)ની પ્રથમ પેહેલ પારસી કોમ આગલ આ વાચણુથી મે કરી હતી આ વાચણુ પેહલ વેહલુ મુબઇમા તા. ૨૨ મી આગસ્ટ ૧૮૯૭ને દાહડે સાંજે, ૫૦ કા૦ હૉલમા થયુ હતુ, જે પ્રસગે મરહુમ મી૦ કેખશરૂ નવરોજજી કાબ રાજી, પ્રમુખ તરીકે મેલાવડામા હાજર થયા હતા સગીતના સમજદાર વર્ગમા મરહુમ મી૦ કેખશરૂના જેવા સમજદાર વણાજ થોડા હતા, એ વાત જાણીતી છે મરહુમે આ કિર્તન સાભલી તેના સગીતના જે વખાણુ કીધા હતા, તે હજી રાસ્ત ગોફતાર પત્રની કૉલમોમા જળવાઇ રહ્યા છે આ કિર્તનનુ સગીત મરહુમને એટલુ તો પસદ પડયુ હતુ, કે તે સાભલ્યા પછી તેવણે જમશેદ અને ઝોહાકનુ કિર્તન કરવાની મને ખાશ યાદ આપી, પોતાની કલમથી લખેલા 'જમશેદ' નાટકની એક ચોપડી તેવણે મને ભેટ આપી, તે પુસ્તકની મદદ લેવાને મને જણાવ્યુ હતુ જમશેદના તેમજ બીજા કિર્તનો મરહુમ હમેશ સાભલવા હાજર થતા હતા, અને અનેકવાર પ્રમુખસ્થાન પણ લેતા હતા રૂસ્તમ અને સોહરાબનુ આ કિર્તન મુબઇમા તેમજ દુર દેશાવરો–નવસારી, ભરૂચ, અમદાવાદ, કરાચી વિગેરે પારસી કોમથી વસાયલા શેહેરોમા આજે (ઇ૦ સ૦ ૧૯૨૩ મા) છેલ્લા છત્રીસ વરશની મુદતમા લગભગ એકસોથી વધુ વાર રજુ થયુ હતુ.

ઇ૦ ન૦ પટેલ

દિઠું એક જંગલ હતું ખુબ ગીચ,
શિકારોથી ભરપુર હતું ખીચખીચ
ગોરખર, ને ચીતા,'ને શીરો પિલંગ,[1]
થી ખિલેલો જોયો જંગલનો રંગ.
જોઇ એવું જંગલ ખુબ રંગદાર,
કિધો રૂસ્તમે ગુરખરનો શિકાર
ભુંજી ગુરખરને કીધા કબાબ,
ખાઇને કીધો તે વનમા ખુવાબ

રખસ પણ બેફીકર ચરતો રહયો,
ખુશાલ વનમાં ફરતો રહયો.
જતા 'તા ત્યાંથી તુરાંની સવાર,
રખશ જોઇ પકડવાનો કીધો વિચાર.
પકડતાં પકડતા મૂવા બે સીપઇ,
ત્રીજો જમીનપર મૂવો પટકઇ.
થયો જેર અંતે કમંદમા ફસી,
લિધો બાંધી ખુબ એકદમ કસકસી

રખશ લેઇ તેઓ ગયા શેહર ગમ,
મેલવવા ચાહતા'તા તેની તોખમ[2]

## રૂસ્તમના રખશનું ચોરાઇ જવું

તુરાનની સરહદ ઉપર આવેલા સમનગાન[3] શેહેરના એક વેરાનમા રૂસ્તમ શેકાર કરી, પોતાના રખશને ચરતો મુકી સુઇ ગયો હતો એતેફાક થોડાક તુરાની સવારો તે વેરાનમાથી પસાર થતા હતા, તેઓએ રૂસ્તમના રખશને ત્યા ચરતો જોઇ તેને ઓલખ્યો, અને તેઓએ તે રખશને પકડી લેઇ જવાની તજવિજ કીધી તે સવારોએ પોતાની કમંદ રખશ ઉપર ફેકી તેને પકડવાની તજવિજ કીધી, પણ તે બહાદુર જાનવર ઘણો છેડાયો, અને સવારો માહેલા કેટલાકોને સખત ઇજા કીધા પછી, અંતે તે જેર થઇ પકડાઇ ગયો, અને તે સવારો તેને કમંદમા જકડી સમનગાના શેહર તરફ લઇ ગયા રૂસ્તમ ખાબમાથી જાગરૂત થયો, અને જાગરૂત થતાજ પોતાના રખશને જોવા લાગ્યો

### જેહાંપેહલવાંન રૂસ્તમનું રખશની શોધમાં સમનગાન જઈ પુગવું

થયો ખાબથી જ્યારે રૂસ્તમ બિદાર,
થવા ચાહ્યુ રખશપર પોતે સવાર
રખશ મારો કયા છે પડી એમ ફિકર,
નથી કેમ પડતો મને હિંયા નજર
સમનગાનના ચારાથી આસુદો થઇ,
હશે ઉભો દરખત નીચે કોઇ જઇ
નિકલ્યો રખશ શોધવા રૂસ્તમ,
બેઠો 'તો હૈડામા ઘોડાનો ગમ (1)

નેજો 'ને બખ્તર ગુરજ 'ને તીર,-
થી રૂસ્તમે સજીયું પોતાનુ શરીર
'ને ચાલ્યો સમનગાન શહેરની તરફ,
ક્રોધમા 'ને ક્રોધમા ન બોલ્યો હરફ
પુગો જ્યારે રૂસ્તમ શેહેરને કિનાર,
ચાલુ મુકયું પેહલ દરબાર દ્વાર
તાજ બખ્શ રૂસ્તમને આવતો ત્યા જોઇ,
હેરત થયો પાદશાહ, અમીરો મોહિ
વજીરો, અમીરો ગયા સરવે પાસ,
ઇજતથી દરબારમાં લઇ આયા ખાસ
૨૬૦૦

* * *

૧ શીરો પલંગ એટલે વાઘ અને સિંહ ૨ આ રખશની પીઠથી એ રખશના જેવીજ ઓલાદ મેલવવાની મતલબથી તુરાંનીઓ તેને પકડી લઈ ગયા હતા કહે છે કે રૂસ્તમનો રખશ ચાલીશ ઘોડીઓના સમાગમમા આવ્યા છતા, ફકત એકજ ઘોડી એ રખશથી હમેલદાર થઇ હતી આ રખશની પીઠથી અવતરેલા જાનવર ઉપર પાછલથી સોહરાબે સવારી કરી હતી ૩ તુરાનની સરહદ ઉપર આવેલો એક મુલક, જેનો પાદશાહ, તુરાનના પાદશાહ અફ્રાસિયાબને ચોથાઇ આપતો હતો

બોલ્યો રૂસ્તમ કે "શાહ તાજવર,
થાયુ છે ગમભરયુ મારૂ જીગર
સમનગાંનના વેરાનમા કરી શિકાર,
કરી ખાબ જ્યારે હુ થાયો બિદાર
નહિ પડયો વ્હાલો રખશ મુજ નજર,
બન્યો મારો જીવ તેથી બહુ બેસબર
આ ધરતીના માનવીનુ કરતુક છે આ,
રખશને છુપાવવાની એજ છે જગા
અગર રખ્શ મહારો નહિ આવશે હાથ,
તો બેશક ઉઠાવશ હુ જગ તારી સાથ"
કહ્યુ શાહે "રૂસ્તમ, ઓ તાજના દેનાર,
જરા આપ શાન્તીથી દીલને કરાર
સબર કર; હુ ચાંપતી કરૂ છુ તલાસ,
મોકલુ છુ નોકર વફાદાર ખાસ
રેહ મારે મેહલે તુ તેટલા મહેમાન,
મળશે તુ લાયકનુ સઘળુ સનમાન."
સમજાવી લઇ ગયો મહેલની અદર,
તાજબક્ષનુ શાત થયુ તેથી જીગર

શાહજાદી તેહમીનાનુ રૂસ્તમની
ખાબગાહમા જવુ

દિધો તે શબે[1] રૂસ્તમે ત્યા કરાર,
થયો ખાબમા લીન તે નામદાર
ગયો નિન્દમાં પોહોર ત્યા એક જયાર,
દિઠી સામને ખુબસુરત એક નાર
હતો ચહેરો સુદર મહાતાબ સમ,
નમેલી નમનતાઇ સાથે ચશમ
સરવ સમ સીધ્ધી, ઝુલ્ફ પેચદાર,
આલો સિયાહ,[2] અબરૂ[3] કમાનદાર
ચશમ તેની કાતિલ વિધતી જીગર,
ફરેસ્તાઓ જોઇ બને બેસબર
ગાલોના ગુલ 'ને મુખની વલાન,
જોઇ લાગે તીર જેમ છુટી કમાન
હોઠોના રગને સિનાની ઢલાણુ,
હવ સદકે તે પર કુલ્લે-તુરાન
થયો તેહમતન જોઇ તેને ખુશાલ,
ભલા આવિયા તેહને તુરત ખ્યાલ
અજબ હુસ્ન'ને આ અજબ બહાર છે,
અજાયબ ખરે કોઇ દિલદાર છે
અજબ રૂપ 'ને રગ 'ને ગાલ લાલ,
રબે છાટિયો છે સિફતથી ગુલાલ
પડી મોહી તેહમીના તેહમતનને જોઇ,
વમાસણ અદર અક્કલ સર્વ ખોઇ (2)

* * *

જોઇ પુછીયુ રૂસ્તમે તુર્ત એમ,
"અએ નાર મોહન અહિ આવી કેમ ?
કહિ દે શુ રાખે છે મૂજથી મુરાદ,
કહી દે કરી હુ દેખાડુ સિતાબ
હુ ઔલાદે જાલ બીન સામ નરીમાન,
તેમનો પિસર છુ હુ રૂસ્તમ જાણુ
કહે તારૂ શુ છે મુબારક નામ,
સિહા રાતે આવી, હિયા છે શુ કામ"
સુણી સુદરે મુખ ખોલી જબાન,
દિધો હાલ જાહેર કરીને બયાન. (3)
"સુણ હાલ રૂસ્તમ જરા આપ ધ્યાન,
સુણી હાલ મારો પછી તુ પિછાન
હુ તેહમીના છુ દુખ્તરે શેહરિયાર,
પેદર મારો શાહે સમન નામદાર
નથી કોઇ ખલકમા બીજી મુજ સમ,
મે લિધોછ બહાદુર કુળથી જનમ
સીફત સુણી તારી હુ માઇલ બની,
તુને જોઇ આજે હુ ઘાઇલ બની
અને તારી શમશીર, ગુરજથી અતગ,
પલકમા ધ્રુજે તુથી શીરો પલગ[4]
અગર જો બને મારો ભરથાર તુ,
બનુ દાસ તારી, હક્કદાર હુ
બનુ તારી મોહબતની અહના ગુલામ,
બજા લાવુ ફરમાવે જેબી તુ કામ
શોધાવી આપુ દલેર અસ્પને,[5]
કરી દેઉ હવાલે દીલચસ્પને"

૧ શબે યાને રાત્રે ૨ સિયાહ યાને કાળા ૩ અબરૂ યાને ભવા.
૪ શીરો પલગ યાને વાઘ અને સિહ ૫ અસ્પ યાને ઘોડો

સુણી રૂસ્તમે આ સિફતના સુખન,
ખિલાવ્યુ ખુશીથી ખિલીને બદન
તુરત ચેતિયો તે જહાંપેહલવાન,
કિધો છે હુરીએ ફિદા સર્વ જાન
થયો તેહમીના પર ફીદા તેહમતન,
રખશ મેલવી દેવાનો લીધો વચન
ખુશી ખુબ જીગરમાં થયો નામવર,
હસી બોલીયો તે કરીને નજરઃ (4)
"સાભલ ઓ શ્યાણી અકલમદ નાર,
ખુશી છુ થવા તુજનો ભરથાર
રખશ લાવવાનો તુ આપે વચન,
છે મારે મનથી એ રૂડા સુકન
ફિદા જીવ મારો થયો તુ ઉપર,
જીવે નહિ રૂસ્તમ હવે તુ વગર
જીગરમા તે મારી મોહોબત ક્ષુરી,
અજલ જાણે રૂસ્તમની છે ખડી
ઓ એ મહુતાબી મહાબુબ,ઓ ગુલકલી,
મરે જેમ ચકોર ચદ્રપર તલમલી.
ફિદા તેમ છે જીવ તુ પર સનમ,
જીવે કેમ કરી તુ વગર રૂસ્તમ
તુ સે ના પરણુ તો જીદગી બળી,
વિના તારી મોહોબત ફકીરી ભલી
વચન રૂસ્તમનો કદી ના ફરે,
હલક પર અગર મુજ ખજર પરે

## સમનગાનની શાહજાદી તેહમીના સાથ રૂસ્તમના લગન.

આ અરસપરસ અપાયલા લગનના વચનની ખબર તેહમીનાના બાપને તેની દીકરીએ જણાવી, અને તે ખુશ ખબર સાંભળી સમનગાનનો પાદશાહ ઘણોજ ખુશી થયો, અને મોગી ધામધુમ સાથે પોતાની દીકરી તેહમીનાની શાદી જેહાપેહલવાન રૂસ્તમ સાથ સમનગાનના પાદશાહે કરી આપી. આ શાદી થયા પછી રૂસ્તમ સમનગાનમા પોતાના સસરા સમનગાનના પાદશાહના મેહમાન તરીકે એશ અસરતમા કેટલોક વખત રહ્યો.

ચમનમા મુદત એક થઇ એમ પસાર,
ધરાયો પછી અએશથી નામદાર.
કહ્યુ તેહમિનાને પછી એક દન.
"કિધુ સાથ તારી ઘણુ મે ચમન.
તને આજ આપુ છ હુ એક નગ,
ખબરદારીથી રાખજે તારી સગ
ખુદાએ તને બક્ષિ છે આ ઉમેદ,
ભવિશમા થશે સર્વ જાહેર ભેદ
અગર લે જન્મ પેટ તારે પિસર,
તૂરત બાધજે નગ બાજુ ઉપર
૨૭૦૦
અગર એક બેટી લિયે જો જનમ,
મૂબારક ગણી તેહના તુ કદમ.
ખુશી સાથ ઝુલ્ફામે એ બાંધજે,
અને મુજ સગાઇ ખરી સાધજે.
કદાવર થશે મુજ સમો તે પુતર,
પિછાનસ તુરત જોઇ બાજુ ઉપર
રખે ભુલતી ઓ ખબરદાર નાર,"
સુણી આ સુખન થઇ પરી બેકરાર (5)

* * *

ભરી હાય રડે, તેહમીના જાર જારઃ
"મને છોડી રૂસ્તમ ના તુ સિધાર.
નથી થાઇ સુખની હજી તો સહવાર,
કરે કા તુ મુજની ઉમેદો ખુવાર
અરે સગદિલ આ સિતમ તુ કરે,
જુદાઇથી રખે તારી મહાબુબ મરે.
જલ્યુ આ જીગરને રહ્યુ ફક્ત તન,
સુબો શામ મરસ મારૂ મારીને મન
સિધાર ઓ સનમ કાપી મુજ ગર્દન,
થશે તારી પુરકત મહારૂ કફન"

સિતારા કરે શોક જોઇ તેના હાલ,
ગયો ભુલી ખુરશેદ પોતાની ચાલ
સૂણી તેહમીનાના એવા સૂખન,
મનાવ્યુ તહેમતને પ્યારીનુ મન (6)
* * *
રડે તહેમીના જોઇ કિસમતને,
જુદાઇની જોઇ આવી સરજતને
કરે રાતોદન તે જુદાઇના રૂદન,
ભુલે નહિં જરા રૂસ્તમ તેહેમતન (7)
રડી બેસબર તે બની બેહિસાબ,
તન મન બળીને બન્યુ બસ કબાબ
"જીગર તેહેમતન તુ ફરી આવજે,
મૂબારક મુખ તારૂ બતલાવજે"
કિધો તેહમીનાએ રજુ રક્ષને,
હવાલે કિધો તે તાજબક્ષને
સિધાર ઓ સનમ મુજ દુવા નેક લઇ,
રૂસ્તમની સવારી સમનગાનથી ગઇ (8)

સોહરાબનુ જનમ પામવુ, અને પોતાના બાપની નિશાંણ માટે તેહમીનાને પુછ્યુ.

ગુજરિયો નવ માસનો જ્યારે વખત,
જન્યો તેહમીનાએ સપુત નેક બખત.
નરો જાણે પીલતન રૂસ્તમ જવાન,
દિસે જાણે બીજો સામ-નરીમાન
સિકલમા હતો તે સુરો તહેમતન,
મહતાબી ચેહરો 'ને તાલે રોશન
મુખ તેનુ મોહન 'ને ગાલો ગુલાબ,
નામ તેનુ રાખ્યુ સુરો સોહરાબ
લડાવીને લાડો કરી બહુ જતન,
તેહમીનાએ પાળ્યો તે સુંદર બદન
થયો જ્યારે મોટો તે બહાદર જવાન,
પાધલ 'ને ધરપચથી બની મસ્તાન
આવ્યો તે એક દન તેહમીના પાસ,
'ને એકદમ પુછી કીધી તલાસ (9)
કે. "અએ માહરે મન મુજ મેહરબાંન,
પુછુ ભેદ તુને ખરૂ કર બયાન
મને સહુ પુછે પેદર 'ને તોખમ,
કહી દે તુ ખોલી, એ શુ છે ભરમ
રફીકો પુછે કોણ મુજ પિદર,
શુ નામ તેનુ, હું કોણનો પિસર
કોણ મારી ઓલાદ, શુ છે નિશાન,
કહી દે ઓ માદર બની મેહરબાન
ખરૂ કહે તૂને મૂજ સરના કસમ,
ખરૂ કહે રખે તુ છુપાવે ભરમ
* * *
સુણી તેહમીના એ થઇ દર્દમદ,
બોલી કે: "સાભલ પિસર દીલબદ
કર ના તુ તુન્હીથી એવી ફરિયાદ,
છોડી દે તુન્હી તુ ધીરે કર વાત"(10)
સોહરાબ બોલ્યો, ઝુકાવી સર.
"અરજ છે મહારી સુણ નામવર
સાભળ ઓ માદરેમન મેહરબાંન,
પૂછુ ભેદ તુને ખરૂ કર બયાન
કસમ તુને માદર ખુદાવદે પાક,
છુપાવી ભરમ તુ ના કર હલાક
પીદર કોણ મારો, શુ છે નિશાન,
વતન તેનુ કહા છે, કીયુ ખાનદાન"
કહ્યુ તેહમાનાએ: "સાભળ પીસર,
હકિકતથી તુ છે, બહુ બેખબર.(11)
બયાન હુ કરૂ સુણ ગુન્ચ-એ-ગુલાબ,
રખે છોડી માદર જતો સોહરાબ
પીદર તારો આલમનો પેહલવાન છે,
તુ અવલાદે સામો-નરીમાન છે
સોહરાબ સાભલ તહારો પેદર,
છે તેહેમતન રૂસ્તમ સરો નામવર
જગતમા નથી કોઇ જન તે સમાન,
તે ઓલાદે અવ્વલ છે પેહલવાન.
જેહાનજોય રૂસ્તમ છે તુજ પેદર,
નિયાગાન તારો છે બાલેઝર.
અગર તુજ પેદરને પડે જો ખબર,
કે સોહરાબ રૂસ્તમનો છે પેસર.

તો બોલાવી લે તે તુને સીસ્તાન,
સિહા થાય રોશન મારૂ મકાન
અગર વાત જાણે જો અફ્રાસિયાબ,
કે બેટો છે રૂસ્તમનો સુરો સોહરાબ.
તો ધરશે દીલમા કીનો 'ને હવેસ,
કરે તુને હલાક કોઇબી રવેસ"

* * *

ખબર સુણી ખુશી થયો તે દલેર,
"હવે જાઉ છોડી સમનગાન શહેર.
શુ જાણુલી રૂસ્તમ છે મારો પેદર,
ને ન્યાગાન મારો બુઝોંગ આલેઝર
જગાડુ ઇરાંનમે રસ્તાખેજ,
ડરૂ નહિ ગોદર્ઝ ગેવથી હરગેજ
ગુરજ મારો ભારી, ખજર આબદાર,
દુશમનના સિનાને કરશે ફિગાર.
૨૮૦૦
શમશીર મારી, 'ને ભાલો બુલદ,
બખ્તર, નેજો, તીર 'ને કમદ
પીદરને પીસર જો મલે બેહુ સાથ,
તો દુનિયાની શાહી કરશુ હમ હાથ.

છીનવી લઇ શાહોના તાજ અને તખ્ત,
તેહમતન પિદરનુ બુલદ કરૂ બખ્ત.
જમીન પર પટકુ હુ અફ્રાસિયાબ,
કરૂ તખ્ત કાઉસનુ હુ ખરાબ
બનાઉ તુને રાણી ઇરાનની,
બક્ષુ તુને શાહી કુલ જહાનની"

* * *

એ સાભળી તેહમીના થઇ દર્દમદ,
ને બોલી કે: "સુણુ દિલબદ ફરજદ(12)
સુણુ સોહરાબ રૂસ્તમ છે તારો પેદર,
મગર છે તુ રૂસ્તમથી બેખબર.
તુ બુનિયાદે સામો નરીમાન છે,
અને આલેઝર તારો ન્યાગાન છે.
આ મોહરા પર બેટા કર તુ નજર,
સદા રાખજે તારી બાજુ ઉપર.
એ રૂસ્તમની આપેલી નિશાન છે,
એ નિશાન રૂસ્તમની પિછાન છે
દેખાડી મોહોરો તુ કરજે પિછાન,
થશે તારી ઓલખ પેદર સાથ જાણુ.
આપુ છુ રજમને[1] હુ તારી સાથ,
મેળવશે રૂસ્તમને તારી સગાથ

## સોહરાબની જુદાઇથી તેહમીનાનુ ગમગીન થવું, અને સોહરાબની સલામતી બાબે ચિતાતુર બનવું.

પોતાના બાહદુર સપુતને આવી રીતે પોતાથી જુદો પડવાની જુદાઇથી, તેહમીનાનુ જીગર ઘણુજ દુખી થઇ રહ્યુ તોપણ તેનો સપુત પોતાના બાપને મલવા જતો હોવાથી, તે પોતાના દીલમા ખુશી થતી હતી. પણ એ ખુશાલીમા એક મોટો અદેશો જે તેહમીનાને આવતો હતો, તેનુ કારણ એટલુજ હતુ, કે તેણીએ સોહરાબનો જનમ રૂસ્તમથી છુપાવી, એવી ખબર આપી હતી, કે તેણીએ એક દીકરીને જનમ આપ્યો હતો પોતાને ત્યા એક દીકરી જનમી છે, એવી ખબર રૂસ્તમને મલ્યાથી તે ઘણો નિરાશ થઇ ગયો હતો આ જનમના ભેદની વાત ઉપર સોહરાબે સેહજમી ધ્યાન આપ્યુ નહી, પણ સોહરાબના જીવની સલામતી માટે ફીકરમદ બની, તેણીએ પોતાના ભાઇ જન્દેહ રજમને સોહરાબ સાથે એવી મતલબથી મોકલ્યો કે રૂસ્તમ સાથ તે સોહરાબનો મીલાપ કરાવી, બાપ દીકરાને મેલવી આપે. કેમકે રૂસ્તમ જ્યારે સમનગાનમા રેહગો હતો, ત્યારે રજમ સાથ તેની પીછાણ થયલી હોવાથી, તે રૂસ્તમને સારી રીતે ઓલખતો હતો

1. રજમ તહેમીનાનો ભાઇ થતો હોવાથી સોહરાબનો તે મામો કહેવાતો હતો.

પોતાના બાહદુર દીકરાને મોહડેથી એવી દેલાવરીના સખુનો સાભલી, હરખથી તેહમીનાનુ દીલ હરખાઇ જવા લાગ્યુ. તુરતજ તેહમીનાએ રૂસ્તમના રખ્શની બુનિયાદનો ઘોડો, જે સમનગાનના શાહી તબેલામા જનમ પામ્યો હતો, તે સોહરાબની સવારી માટે મગાવ્યો, અને તે પોતાના વાહલા સપુતને સ્વાધીન કરી, તેને ભલા આશીસ દેવા લાગી તેના મમાવાએ, દમામદાર સવારોને તેના રસાલદાર તરીકે આપ્યા, અને એ રીતે સોહરાબ ભર ઉમેદ અને ઉલટમા પોતાના બાપ રૂસ્તમને મલવા સમનગાનથી રવાના થયો

સજી શસ્ત્ર સુરો નિકલ્યો બહાર,
ભરી દીલમા આરજુ બીશિયાર
તજ્યા સોહરાબે વતન દેશ-બેશ,
ધર્યો દિલમા જગનો એક દવેસ
દુખી થાઇ માદર બની બેસબર,
ભવિશ સુજિયુ શુ ખુદાને ખબર
કિધી તેહમીનાએ ખુશાલી હરામ,
કરી ઉઘ અને ભુખનેબી સલામ
દિવાની બની તે પિસર વહાલમા,
ફસી ગુલબદન, દુખની જાલમા.(13)

* * *

અફ્રાસિયાબનુ સોહરાબને ઘેરવા,
અને ઇરાન વીરૂધ લડવા માટે
રીતુર રચવુ.

તુરત એ ખબર પુગી અફ્રાસિયાબ,
કે ચહડયો છે જગે સુરો સોહરાબ
નવુ તેણે કિધુ છે બરપા તુફાન,
ચાહે છે ઇરાનને કરવા હેરાન
હજી તો છે બાળક ખિલતો જવાન,
હજી દાતોપર દુધની છે નિશાન
તોબી છે બળમા, 'ને કળમા પુરો,
દીસે છે સોહરાબ બેશક સુરો
બૂલાવી હોમાનને[1] દિધો વિચાર:
"જમા કર લશ્કર તુ બાર હજાર
લેજે તુ લશ્કરની સરદારી હાથ,
લઇ જજે બારમાનને[2] તુ તારી સાથ
સાભલ ઓ જગી તુ મારો હુકમ,
ફરેબના ભરજે તુ સાબુત કદમ
હુકમ પર મારા ખુબ ધ્યાન આપ,
છે જાબુલી[3] રૂસ્તમ સોહરાબનો બાપ
છે મારા દીલની એવી ઉમેદ,
ન પીછાને રૂસ્તમ સોહરાબનો ભેદ
પડે નહિ સોહરાબને રૂસ્તમની જાણ,
ને જાણે નહિ પીસરની રૂસ્તમ નિશાન
લઇ જઇને લશ્કર, સોહરાબને ઘેર,
પયેદા તુ કર તેના દીલમા કહેર
દેજે ફરેબથી તુ એવી ઉલથાપ,
બાપ અને બેટાનો ન થાય મિલાપ
મેલવજે ઇતબાર ખુશ ચાલથી,
દેખાડજે હેત તુ વહાલથી
અગર બાપ બેટા જો જગે ચહડે,
તો બેશક બેમાથી એકબી મરે.
અગર જો એ જગે રૂસ્તમ મરે,
તો કાઉસની શાહી પળમા પડે
અગર બાપને હાથ બેટા મરે,
તો રૂસ્તમ જગમા નહિ ઠીર ઠરે.
ભરમ રાખ દીલમા સુણી સહુ લઇ,
છુપી રાખજે વાત જે છે કહી.
બાતેનમા જહેર ને મોહડે મીઠાસ,
સોહરાબને દેજો ઉલટ ને આસ
સિધારો દલેરો લશ્કર સગ,
બેમાથી એકને કરજો બતગ

૧.–૨ હોમાન અને બારમાન પાદશાહ અફ્રાસિયાબના બે માનીતા સિપેહસાલારો હતા
૩ જેહાપેહલવાન રૂસ્તમ જાબુલસ્થાનનો વતનદાર હોવાથી ઘણીવાર તે 'જાબુલી' ની અટકે ઓળખાતો હતો.

ધરી ધ્યાન સાભળ તુ આએ વાત,
કે બાપ અને બેટા જો થશે સગાત
તો કરશે પલકમા તુરાન પરાજ,
ઇરાંન જગમા થશે સર્ફરાજ"

* *

કમર તગ કરીને નિકલ્યા બહાર,
બન્ને તુરાનીઓ જગી સવાર
લિધી રહા ઘેરી 'ને કીધો મિલાપ,
જઇ પાસ સોહરાબ દીધી ઉલથાપ
પાદશાહી હદીયો કીધો નજર,
કહ્યુ બારમાને: "સુણ નામવર
અગર ચાહે કરવા તુ ઇરાંન હાથ,
તો બેશક દેશે જમાનાને રહાત
અગર જોઇતુ હોય લશ્કર-સવાર,
તો આપુ ત્રણ લાખ લશ્કર તઇયાર
ખિદમતમે રહેશે તહારી મુદામ,
હકિકતમે રહેશે તે તારા ગુલામ"

* *

સિતારાની સરજત હતી બહુ ખરાબ,
ફસીયો ફરેબે નિર્દોશ ગુલાબ
ઉઠાવી ઉમગે લડાઇનો પુકાર,
કરી તગ કમર, તે થાયો સવાર
ધ્રુજી રહી ધરતી ને લશ્કરની સફ,
સોહરાબ ચાલીયો ઇરાન તરફ.
કરનાયા, ભુગલ,[1] ને પડઘમ અવાજ,
લશ્કરના સીપાહ, જગીના સાજ-
સાથે તે મજલ કરતો પસાર,
જરાબી પકડતો નહિ તે કરાર
શેહરોના શેહરો, ને ગાંમોના ગામ,
લુટીને, બાળીને, કરતો તમામ
કિલ્લા, 'ને બુરજ, ને મહેલો અએવાન,
હિમતથી સઘળુ કરતો વેરાન
ઇરાનની સરહદ પર પુગ્યો તે જઇ,
જોયો 'દેઝે-સપીદ[2]' હરખઇ.
બેશક હતો તે કીલ્લો અજીત,[3]
બુલદ, ને ભારી હતી તેની ભીત

દેઝે-સપીદ ઉપર સોહરાબે ચહડાઇ કરવી
અને દલેર હજીરનુ બદીવાન થવુ.

હતુ' નામ તેનુ 'દેઝે-સપીદ,'
ઇરાનના બચાવની મોટી ઉમીદ.
નિગેહબાન હતો તેનો નામે હજીર,[4]
જગે જોરાવંર, ને દીલે દલીર
વળી રહેતો કિલ્લામા કોટવાલ એક,
ગઝદમ દિલાવર સુરો, 'ને નેક
એ કિલ્લામા રહેતી હતી એક નાર,
ગઝદમની બેટી, અતી હુશીયાર
હતુ નામ 'ગોરદાઆફરીદ' જોરવર,
બલવત, બહાદુર અને બેખતર
લડાયક હુન્નરમદ પુરી હતી,
બલમા 'ને કળમા તે સુરી હતી
એ કિલ્લાપર સોહરાબે કીધી ચઢાઇ,
બરપા કિધી ત્યા પેહલ્લી લડાઇ
ઉડી ગીર્દ આસમાંને જઇને પુગી,
જમીન તેથી ધ્રુજી, થઇ ગઇ સુગી
ગયો જગી સોહરાબ ગુરજ હાથ લઇ,
નેજો, ને જમદર, શમશીર સહી

૧ ભુગલ યાને બ્યુગલ ૨. દેઝે સપીદ યાને સુફેદ કીલ્લો ધારવા મેલે એ કીલ્લો એક પાહાડ ઉપર આવેલો છે અવસ્તામા એ પાહાડ 'સ્પેન્તોદાત'ને નામે જણાયો છે, (જુવો જમયાદ યશ્ત ફકરો ૬) રૂસ્તમનો નિયાગાન નરીમાન એજ પાહાડ ઉપર મારીયો ગયો હતો આ પાહાડ અને અસ્ફન્દીયારનુ નામ મલતા આવે છે એથી ધારવામા આવે છે કે 'ગુમ્દાત' નામે જણાયલો પાહાડ એજ છે, કે જે ઉપર પાદશાહ ગુશ્તાસ્પે પોતાના દીકરા અસ્ફન્દીયારને કેદ કરાવ્યો હતો ૩. અજીત યાને જીતી શકાય નહી એવો. ૪ હજીર ગોદર્ઝનો દીકરો થતો હતો એ ગોદર્ઝના ફીરદોસીના જણાવ્યા પ્રમાણે ૭૬ દીકરાઓ હતા

કિલ્લામા ફેલાઇ રેહો ઘભરાટ,
કિધો છે કોણે આ ખરપા ફેસાદ
નિકલીયો લડવાને સુરો હજીર,
પહેરીને બખ્તર ધરી શમશીર
નેજો, ને ગુરજ તીર, ને કમાન,
લેઇને તે પડયો લડવા મેદાન
તુરત તે ઘોડા પર થાયો સવાર,
જઇ કિધો તુરાનીઓ પર પુકાર
"કોણ છે તમારો સુરો સરદાર,
શુ તેનુ નામ, ને શુ તેનુ કાર ?
શુ તેની બુનિયાદ, શુ છે હેવાલ,
આવ્યો છે કરવા આ નવી જ જોલ?"
સાભળી લઇ. હજીરની આવી તકરાર,
નિકલીયો સોહરાબ એકદમ બહાર
ઉભો જઇ સોહરાબ મેદાનમા,
બોલ્યો પુકારીને ખુબ તાનમા
"કે અએ બેઅદબ, બેશરમ, બેશહુર,
તુ જો કે હુ કહાડુ છ તારો ગરૂર
કોણ તારી ઓલાદ, શુ તારૂ નામ,
પલકમા કરૂ તારો કિસ્સો તમામ"
એ સાભલી હજીરે કિધો અવાજ.
"ઓ જવાન તુ આયો છે મરવાને કાજ
સાભલ ઓ સરકશ તુરકી જવાન,
હુ અઉલાદે કેશવાદ ગોદરેજીઆન
હુ ગોદરેજનો બેટો નામે હજીર,
પેદર મારો ઇરાનનો છે વજીર
વતન મારૂ ઇરાન, ઇરાન નસલ,
તુખ્મે હુ ઇરાન, ઇરાન અસલ
હવે મારા નેજાનો સભાલ માર,
એકજ જરબથી કરૂ તુને ઠાર"
ધરી ધુન હજીરે બનીને ગરમ,
શરૂ કિધુ નેજાનુ જગ એકદમ

*　　*　　*

સોહરાબે કીધો હસીને પુકાર:
"વાહ! તારો નેજો, ને નેજાનો માર!
સાભલ ઓ ઇરાની સરદાર હજીર,
કરૂ છ કેવી રીતે હુ તુને અસીર
ખબરદાર થઇને રહે હુશીયાર,
જો મારા નેજાનો કેવો છે માર"
ઉઠાવી નેજો, તે બનીયો ગરમ,
નાબુદ કરી દિલમાથી રહમ
ઘુમાવી નેજાને કીધો જખમ,
તે જખમથી રૂઠાયો હજીરનો દમ
તુરત એક સોહરાબે મારી છલગ,
ઉઠાવ્યો હજીરને મીસાલે પતગ
જમીન પર પટકી કિધો બદીવાન,
લેઇ ગયો ઘસડીને લશ્કર મકાન

સોહરાબની સાંમે ગોર્દાફ્રીદનુ મરદાના
વેશે લડવા નિકલવુ અને ગોર્દાફ્રીદનુ
ઓરત તરીકે જાહેર થવુ.

પુગી આ આફતની જયારે ખબર,
ગઝદમની બેટીને કિલ્લા અદર.
થઇ ત્યારે દિલગીર દીલથી બહુ,
ઉકળિયુ તેના બદનનુ લહુ
રડી બોલી મોહન ગોર્દાફ્રીદ.
"કિધીછ આ બનાવે મને નાઉમીદ"
કિધો તે બાનુએ એવો વિચાર,
હજીરના કીનામા પડવુ બહાર
બખ્તર પર બાંધી ગુરજ ને ઢાલ,
છુપાવી માથાના ઝુલ્ફો ને બાલ
મરદાના વેશે કમરને કસી,
સોહરાબ સામે ગઇ તે ધસી
પુકારીને ગરજી તે વાદલ સમાન,
ગરજનાથી ધુજી રહ્યુ મયદાન (14)

*　　*　　*

સોહરાબે જોયો આ સુદર સવાર,
પડીયો તે મયદાન લઇ હથીયાર
જોઇ તેની સુરત અને ઢબછબ,
સોહરાબને જોઇ થઇ તે અજબ
ધરી હામ–હિમત ખેચી કમાંન,
વરસાવા લાગી તે બાણ ઉપર બાણ
હિકમત ને હુન્નરનો હતો તે દાવ,
સોહરાબથી થયો નહિ તેનો અટકાવ

જોઇ લીધો સોહરાબે હુન્નરનો રંગ,
ડપટાવી ઘોડાને મારી છલંગ
ઉઠાવી નેજો, 'ને મારી બરાર:
"સાભલ ઓ જંગી, થઇ હુશીયાર
કરૂં તારૂં જીગર આ નેજાથી ચાક,
ચખાડું તુને એક લેહજામે ખાક"
ઘુમાવી નેજો, ને કીધો જખમ,
કમર તેની નાજુક થઇ ગઇ કલમ
૩૦૦૦
પેચ ખાઇ ઘોડાની ઉપર વલી,
મુરઝાવા લાગી તે નાજુક કળી
જખમ લાગો જાલમ, થઇ નાસિપાસ,
જીતવાની છોડી તેણીએ આસ
જોઇ હાલ જંગનો, થઇ નાઉમીદ,
સિતાબીથી નાહથી ગોર્દાફ્રીદ
સોહરાબે ઘોડાને સોપી લગામ,
પકડીને પુઠ તેને ઘેરી તમામ
ઘેરીને સરપર ફેંકી કમંદ,
પેચમા પકડાઇ થઇ ગઇ તે બંદ
પટકઇ જમીનપર નાજુક નાર,
આફ્રત આ જોઇ થઇ બેકરાર
ઉડી ગઇ કોલાહ, ને ખુલ્યો ભરમ,
શરમાતી ઉભી તે નીચી ચશ્મ
ભરમ થાયો જાહેર, થઇ પાયમાલ,
લટકતા દેખાયા ઝુલ્ફો 'ને બાલ
સોહરાબે જાણી હકિકત તમામ,
કે આ તો છે બહાદુર ઓરતનું કામ!
જોઇને આ ખેલ તે થાયો અજબ,
કે ઇરાની ઓરત શું કરેછ ગજબ
છે ઇરાની બાનુ એવી જોરવર,
તો કેવા હશે તે નારોના નર
પડયો જંગી સોહરાબ તે પર મોહી,
સિકલ તેની જોતા અકલ તેણે ખોઇ
મહાતાબ સમ જોઇ મહાબુબ પરી,
સિહા રંગ બાલોની સુંદર લડી
બોલ્યો સોહરાબ "મને નહિ ખબર,
હરીફ મારો હશે બાનુ સુંદર
તુને જોઇ જીગરથી કુરબાન છું
જોઇ તારી હિમત હું હેરાન છું
કરી કેદ તુને પરેશાન છું.
અએ બાનુ હું તારો બંદીવાન છું" (15)

* * *

સુખન સુણી ધ્રુજી તે ઇરાનની નાર,
રૂપે રૂપાલી પરી મહેરનિગાંર
ખોલીને મુખ કિધુ ખુલ્લુ તદન,
ને ફરેબ દઇ બોલી તે મીઠા વચન (16)
"જવામર્દ બહાદુર, તુરકી દલેર,
તુને જોઇને હું ભુલુ મુજ કહેર
અજબ જંગ તારૂં, અજબ તારૂં જોર,
એક ઇરાની બાનુની મહોબતનો ચોર
ખુશીથી કબુલુ છું તારી વાત,
ખુશી છુ હું તુજ પર, લે મારો હાથ
લશ્કરે તારા સમારી છે સફ,
જુવે છે સઘળા તહારી તરફ
અગર જાણશે વાત લશ્કર તમામ,
એક ઓરત જીતી શું મેળવશે માન
કહીબી ન રાખુ હું એવી વકી,
સહે તુ ખેજાલત મહારે થકી
હું તારી તુ મારો જીવજાન છે,
મને તારે ખાતર બહુ માન છે
આ કિલ્લો છે મારો, ને લશ્કર તમાંમ,
હવે એ છે તારૂં, મને છે હરામ
હું હારી હવે તારી નારી થઇ,
તુજ વન જીંદગી અકારી થઇ
હવે ચાલ મુજ સંગ તુ 'દેઝ' પાસ,
લેઇ આવું જઇને હું મહારી મિરાસ"
ફ્રરયો ફરેબે સુરો પહેલવાન,
સુંદરના બોલો પર લાવ્યો ઇમાન
કિલ્લાની પાસે ગયા બેહુ સાથ,
વચન લિધો સોહરાબે સુંદરને હાથ (17)
ગઇ 'દેઝ' અંદર કરીને કરાર,
ઉભો જંગી દર પર[1] બની ઇન્તેજાર,

* * *

૧. દર પર, યાને (કીલ્લાના) દરવાજા આગળ.

૬

સુરખ મર્દ તુ આ લખી રાખ વાત,
જગે નારીઓથી સદા થાઇ ઘાત
અએ બદા તુ સમજી લે રાખીને ધ્યાન,
છે ઓરત દગાખોર, સદા બેઇમાન
રખે ફસતો જગમાં તુ ઓરતને હાથ,
રખે હાથ પડતી કોઇ ઓરતને વાત
વચન જેના જુઠ્ઠા, બિલકુલ નકામ,
મિસલ રેતી ઉપર લખેલા કલામ
વચન એક આપી કરે બીજુ કામ,
ફરેબી મક્કરથી ભરી છે તમામ
વચન પર ગઇ થાપ આપી ખરી,
નહિ આવતી જોઇ તેણું ફરી
ઉભો સુર ' જગી તહિ રાહ જોઇ,
શુરાતન છતે પ્યારમા હાથ ધોઇ
ઉભો જગી સોહરાબ ઉમેદમા હસી,
વચન પર લોભઇ ગયો તે ફસી
હતો ખ્યાલમા ચીડમા એટલા,
બુરજ પર પુકારો થયો તેટલા
હતી કોટની તે જબરદસ્ત દિવાલ,
ગયો જગીનો ત્યા પુકારેજ ખ્યાલ
નજરે ફેકી જોયુ બુરજની ઉપર,
હસ્તી જોઇ ગુલબદન બેફિકર.
બોલી તે સુદર ઝુકાવી સર
"અરે જા સોહરાબ કઇ કામ કર
બધી ત્હારી બહાદુરી લીધી મે જોઇ,
એક ઓરતને ખાતર અકલ તુ એ ખોઇ
તુ છે તુરાની, હુ જાતે ઇરાન,
મળી નહિ શકે બન્નેના ખાનદાન
પણ પુછુ હું તુને સોહરાબ એક વાત,
કહે તારૂ વતન, ને શુ તારી જાત
આ તારી ઘાયલ, આ તારૂ જોર,
આ તારી સુરત, ને આ તારો શોર
આ તારી હિમત ને તારી અક્કલ,
દેખાડે તારી કોઇ ઉમદા નસલ
સાભળ સોહરાબ જગી જવાન,
નિકલી જા હિયાથી તુ છોડી મયદાન
ખબર તારી પડશે જો શાહે ઇરાન,
તો પકડીને તુને તે કરશે બેજાન [૩૧૦૦
જો આવશે આ જગે રૂસ્તમ સુરો,
તો પકડીને તારો તે કરશે ચુરો"

આવી રીતના તાનાજાનીના સખુનો સાભળી સોહરાબ ઘણોજ ગુસ્સે થયો, મગર તે શુરનીર જવાન ગોર્દાફ્રીદની દીલાવરી, અને ખુબસુરતી ઉપર એટલો તો મોહી પડયો હતો, કે તેની આવી રીતની દગનબાજીથી તે છેતરાયા છતા, તેણીનો ખ્યાલ તે દીલથી વીસરયો નહી. તોપણ સોહરાબ કીલ્લાના બુરજ ઉપર નજર કરી, ખીજવાઇ જઇ પુકાર કરી બોલ્યો કે—"ઓ ખુબસુરત પણ દગલબાજ, તે મને ખોટો વચન આપી છેતર્યો, પણ તેનો બદલો આ તારા કીલ્લાને તારાજ કરી તુને પકડીને કેદ કરી લેવશ."

સોહરાબની આવી ધમકી સાભળી ખુબસુરત ગોર્દાફ્રીદ હસી પડી બોલી કે—"સોહરાબ, તું નાહક ગુસ્સે થાય છે તારો અને મારો મેલાપ થઇ શકે એમ નથી શુ તું જાણતો નથી, કે ઈરાની બાનુઓ તુરાનીઓ સાથ શાદીના ગાઠથી કદીબી જોડાઇ શકતા નથી" (18)

## ગોર્દાફ્રીદ ઉપર સોહરાબે દેખાડેલો ક્રોધ, અને તેને આપેલી ધમકી.

એ સાંભલીને સોહરાબ થાયો બેબાક,
જીગરમાં સલગી મોહોબતની આગ
ગુસ્સાથી મારી સિહ પેરે બરાર,
કે "ઓ બેવફા ને ફરેબી દુ નાર.
દગાખોર, દગલબાજ ગઇ તુ છુટી,
મગર જો કે તુ કેમ રહે છે સુખી" (19)

## ગઝદમે શાહ કાઉસ ઉપર સોહરાબ વીશે નામુ લખવુ

ઇરાનીઓ ઉપર આવી પડેલી આ અચબુચ આફતથી કીલ્લાનો કોટવાલ ગુર્દોર્ગ ગઝદમ ઘણોજ ચિંતાતુર થયો, અને પેહલવાન સોહરાબના હાથ ઉપર હજીર જેવો જંગી કેદ પકડાયલો જોઈ, તે ઘણોજ રંજીદા થયો. ગઝદમે આવો મામલો જોઇ શાહા કાઉસ ઉપર એક નામુ લખ્યુ, જેમા 'દેઝે-સપીદ' ઉપર ઘેરો નાખી સોહરાબે બરપા કરેલા નવા ફેસાદનો તમામ હેવાલ જણાવ્યો, અને સોહરાબ સાથ લડાઇ કરતા પેહલવાન હજીર તેના હાથ ઉપર બંદીવાન થઇ પડવાની બુરી ખબર જણાવી. આ નામામા ગઝદમે સોહરાબને માટે તેના દેલાવરી અને લડાયક કુનેહ તથા હુનરની બાબના તારીફ કરી જણાવ્યુ કે —

"લશ્કર સંગ આવ્યો છે એ પહેલવાન,
કદમા કદાવર, સરોવર સમાન
ફરાખ સીનો, ને બાજુ બુલંદ,
સુરત ને સીકલ અતી સુરમંદ
હુન્નરમે આલા, બહુ જોરદાર,
નથી એવો ઇરાનમે કોઇ સવાર.
ઉમરમા દીસે છે ચોદેક સાલ,
ધુજાવી રેહયો છે ધરતી-પતાલ
લડવાની રહી નથી કોઇનામા તાબ,
નામે છે બહાદુર સુરો સોહરાબ
દિસે જાણે બીજો રૂસ્તમ છે,
યા તો નરીમાનની તોખ્મ છે.
મે જોયા છે તુરકી હજારો સવાર,
એવો મે જોયો નથી કોઇ વાર.
સિવા રૂસ્તમ નહિ થશે બરદાસ,
રહી છે હવે રૂસ્તમ પર આસ.
નથી કઇ હમોમા તાકત રહી,
નથી ધીર ધરવાની હાલત રહી
અગર જલ્દ રૂસ્તમ નહિ આવશે,
તો સોહરાબ કિલ્લા ઉપર ફાવશે
હમારી અરજ સુણ ઓ નામવર,
સિતાબીથી રૂસ્તમ રવાના કર"

આ રૂક્કાની ઉપર કીલ્લાની મોહોર કરી ગઝદમે શાહ કાઉસ ઉપર તે રવાના કીધો રૂકો રવાના કીધા બાદ, કાસદની પાછલ, અ ધારી રાતને વખત ગઝદમ કીલ્લાની પાછલી બાજુએ આવેલા એક ગુપ્ત દરવાજાને રસ્તે, પોતાનો તમામ અસબાબ ઉઠાવી, રાતોરાત પોતાના કુટુંબ અને કબીલા સાથ ગુપચુપ કીલ્લો છોડી નીકલી ગયો.

સોહરાબે બામદાદ પડતાજ 'દેઝે-સપીદ' (કીલ્લા) ઉપર હુમલો કરી તેને સર કરવાનો, અને તે માહેલા પેહલવાનોને પકડી બંદીવાન કરવાનો ઠરાવ કીધો. તેણે તેમ કરવાનો હુકમ કીધો. કીલ્લાના દરવાજા તોડી સોહરાબનુ લશ્કર કીલ્લામા દાખલ થયુ, અને 'દેઝ-સપીદ' સોહરાબે ફતેહ કીધો કીલ્લામા તલાશ કરતા તેણે માલમ પડયુ, કે તમામ કીલ્લો ખાલી થઇ ગયો હતો, અને કીલ્લામા રેહતા સઘળા ઇરાની પહેલવાનો રાતોરાત કીલ્લો છોડી ચાલી ગયા હતા સોહરાબે ગોર્દાફ્રીદની તલાશ કીલ્લામાં ઘણીબી કીધી, પણ તેણીનો કાઇબી પતો તેને મલ્યો નહી. અંતે તે તુટેલા દીલે નીરાશ થઇ બોલ્યો કે —

"છુપો મારો મહાતાબ વાદલ અંદર,
કરૂ શોધ તારી કહા દીલબર.
મને એવી લાગી કોઇની નજર,
ગયુ હાથમાથી બેમુલ ગૌહર.

ગઇ કહા મહાણુબ, ઓ ડીલરૂબા,
થયો તારી મોહબતમે હૂ મૂબ્તીલા
કિધુ જાદુ એવુ આ હાલે પુગો,
એકાએક બોલતાને કીધો મુગો
કહે કાહ શોધુ હુ અનજાણો છુ,
ઓ ચેરાગ તારો હુ પરવાનો છુ."

* * *

સોહરાબ બેજાર થઇને રડે,
આશક બિચારો તલવલતો ફરે
બુરી થાઇ મહોબત, અગન તન-બદન,
રગેરગ સલગી મોહોબત જળણુ
કહે હાલ જઇ કહા, કહે કોને વાત
નિકલતી વૂમાસણમે સારી રાત
થયો એવો ગાફેલ જગી જવાન,
ગયો હાલ પામી તુરકી હોમાન
જોઇ હાલે સોહરાબ અતી હાલહવાલ,
હોમાને કીધો એક રોજ સવાલ:
"ઓ શેરદીલ બહાદુર, ગર્દનફરાજ,
મને કેમ કહેતો નથી તારો રાજ[1]
કહે કોણે લુટીયો તહારો કરાર,
કહે કોણુની પ્રીતે થયો બેકરાર
ખરા પેહલવાનો શુ એવા હશે,
કે પરીચહેર ઓરતને ફંદે ફસે.
કદી એમ કરે નહિ ખરા પેહલવાન,
પડી પ્યારમા એમ ગુમાવે માન!
ખરા પેહલવાનો એમ નહિ કરે,
તજી જગ ઓરત ખાતર મરે!
સાભલ સોહરાબ, દલેર નેકનામ,
મુશ્કીલ છે લીધેલુ માથે તે કામ.
'દેઝ-સપીદ' તે કીધો છે હાથ,
લડવુ હવે તો છે જગીઓ સાથ
જરા કર સોહરાબ મનમા વિચાર,
કરવો છે લોહીનો દરીઓ પસાર
તુ જો આ જગોપર છે ઇરાનની હદ,
ઉભી હિંચાજ થાશે હવે હરકત
હિચાજ કરવી પડશે લડાઇ જબુન,
હિચાજ કરવાં છે બ્વારીને ખુન
હિચાજ હવે આવશે શાહે ઇરાન,
ગોદર્ઝ, ગેવ, ને બિજા પેહલવાન
ફરમાર્ઝ, બહેરામ, ને ફરહાદ દલીર,
મીલાદો ગોરગીન, ને ગોરાઝે શીર[2]
સુરો રહામ. ને દિલાવર તુસ,
લાખોના લશ્કર સગ જાબુલી રૂસ[3]
નિકલશે જ્યારે એ સઘળા મયદાન,
સિહા થાશે ધરતી, અને આસમાન
અગર ખ્યાલે મહાબુબ ન કરશે તુ દુર,
તો બેશક આ જગ હારશે તુ જરૂર
હજી છે જવાની, ધીર લે ધરી,
દુનિયા પડીછ મહાબુબોથી ભરી
અગર જીતી ઇરાન બને સર્ફરાજ,
કરશે કુલ મહાબુબ તહારી નમાજ

સોહરાબે જ્યારે હોમાનને મોહડેથી આવી રીતની શીખામણના સખુનો સાભલ્યા, ત્યારે તેણે પોતાના દીલમાથી ગોર્દાફ્રીદની મોહબતનો ખ્યાલ દુર કરવાનો ઠરાવ કીધો, અને મનમાથી તેની મોહબતનો વિચાર દુર કરી, પોતે માથે ઉઠાવેલુ કામ બજાવવા બીદાર થયો, અને લડાઇની ગોઠવણો ઉપર તે ધ્યાન આપવા લાગ્યો.

બીજા હાથ ઉપર કીલ્લાના કોટવાલ ગઝદમનો રૂકકો જ્યારે પાદશાહ કાઉસને પોહોચ્યો, ત્યારે રૂક્કામા લખેલી બીના જાણી તે ઘણોજ ઉદાસ અને ગમગીન થયો તેણે તુરતજ પોતાના વજીરો અને પેહલવાનોની દરબાર ભરી મસલત ચલાવી ગઝદમનો રૂકકો વાચી, ગોદર્ઝ, તુસ, કેશ્વાદ, ગેવ, ગોરગીન, બેહરામ તથા રેહામ અને ફરહાદ

1. રાજ યાને ભરમ 2 શીર યાને વાઘ 3. જાબુલી રૂસ યાને રૂસતમ પેહલવાન.

પેહલવાનો વિચારમા પડયા, અને તુરકી સોહરાબને માટે તરેહવાર અટકલ અને ગણતરી કરવા લાગ્યા, કે આ નવો પેહલવાન કોણ છે, અને તે કયાથી આવ્યો છે. ગઝદમની હકીકત ઉપરથી તેઓ સઘળાઓએ એક મતે જેહાપેહલવાન રૂસ્તમની મદદ આવા મામલામા મેળવવાની ખાએશ જણાવી પેહલવાનોની આ ખાએશને શાહ કાઉસે પણ મજુર કીધી, અને જેહાપેહલવાન રૂસ્તમને મદદે આવવા માટે, તેમજ ઈરાન ઉપર આવી પડેલી આ નવી આફતને દુર કરવા માટે, તેને સમજાવવા ગેવને જાબુલસ્થાન રવાને કરવાનુ નક્કી કીધુ એવી મતલબનુ એક નામુ શાહ કાઉસે નવીસદા પાસે નીચે પ્રમાણે લખાવી, તે ઉપર પોતાની શાહી મોહોર કરી, તે ગેવને સ્વાધીન કીધુ, અને ફરમાવયુ કે, તે નામું વીજલીની ઝડપે જાબુલ જઇ રૂસ્તમને આપી, તુરતજ તેને સાથે લઇ પગન આવવુ

## સોહરાબ સાથ લડવા માટે રૂસ્તમને જાબુલથી બોલાવવા કાઉસે નામુ મોકલવું

"બુલંદ બખ્ત સદા ખુશ જેહાપેહલવાન,
દિલાવર રૂસ્તમ રોશન રવાન
રહો તારૂ દાયમ મુબારક નામ,
કાઉસની તુને હજારો સલામ
સદા રાખે યઝદા તુને ખુશહાલ,
રહે તારૂ રોશન સદા ચકબાલ
ચહડીઓ છે જ જો કોઇ તુરકી સવાર,
'દેઝે-સપીદ' ને આપી છે હાર
કીધો છે દેઝે-સપીદને કબજ,
નથી પડતી ઇલાજની કઇ સમજ
ગયો હાથમાથી છે દેઝે સપીદ,
એ જાણીને ઇરાન થયુ નાઉમીદ
દિલાવર છે જગી, બદન પીલતન,
હિમતમા દીસે બિજો તેહમતન.
લડે કોણ જગી જઇ તેની સાથ,
નથી કોઇ એવો, ભીડે જઇ બાથ
૩૨૦૦
નહિ અનજુમનમા દિસે કોઇ આજ,
વિના રૂસ્તમ નહી કરે કોઇ કાજ.
નથી કોઇ ઇરાંનમે એવો સવાર,
કરે તે તુરકીને જઇને ખુવાર.
છે તારે આધારે કુલ અનજુમન,
હમારી છે આસા તુ પર તેહમતન.
છે તે તુરકીનુ સોહરાબ નાંમ,
ઉમર છે નહાનીં પણ મોટા છે કાંમ
છે ઇરાનની નજર તુ પર રૂસ્તમ,
આવી તુ સોહરાબનુ સર કર કલમ.
વાચી આ પેગામ નિકલજે તુરત,
ખોતો ના બિલકુલ જરાબી વખત
અગર કરતો હોય જો તુ સયેરે ચમન,
તજી દઇ નિકલજે તુરત તેજ દન.
અગર હાથમા હોય ગૂલાબી જો ગૂલ,
સુધવા તે થોભશે, તો કરશે તુ ભુલ
નિકલજે જાબુલથી એકદમ સિતાબ,
તરસ લાગી ત્યાં હોય, હિયા પીજે આબ
જો જાબુલમાં ખાતો હોય ખાંનુ અગર,
તો ગળજે તે લુક[1] આવી ઇરાંન અદર.
અગર નિન્દમા હોય તો ઉઠજે સિતાબ,
કરજે તુ ઇરાંન આવીને ખાબ.

આવી રીતનુ એક અતી તાકીદનું નામુ શાહા કાઉસે જેહાપેહલવાંન રૂસ્તમ ઉપર મોકલાવ્યુ. ગેવને[2] શાહા કાઉસે ખાસ તાકીદ કરી કહ્યું કે.—"રૂસ્તમને આ સઘળા મામલાનુ ગભીરપણુ સમજાવી તુરતજ તુ તેને તારી સાથે લેઇને નીકલી પડજે."

---

૧. લુક યાને નવાલો ૨ પેહલવાન ગેવ તેહમતન રૂસ્તમનો જમાઇ થતો હતો, અને ઇરાનના વજીર ગોદર્જનો દીકરો હતો.

પોતાના શાહના ફરમાન મુજબ દીલાવર ગેવ જાબુલ તરફ પવન વેગે નીકલી ગયો, અને જેહાપેહલવાન રૂસ્તમને જઇ મલ્યો ગેવે જતાને વાર શાહા કાઉસનુ નામું રૂસ્તમને સ્વાધીન કીધુ, અને સોહરાબની સરવે હકીકતથી રૂસ્તમને વાકેફ કીધો.

જ્યારે જેહાપેહલવાન રૂસ્તમે શાહા કાઉસનુ નામુ વાચ્યુ, ત્યારે તે ઘણોજ વિચાર અને અદેશામાં પડયો, અને ગેવને તે કેહવા લાગ્યો કે –"પેહલવાન ગેવ, સોહરાબની તમામ હકીકત સાંભલી હુ વિચારમા પડયો છુ, કે એવો જવાન, એવો હિમતવાન, અને એવો જોરાવર પેહલવાન તે કોણ હશે ? તે કયાથી આવ્યો હશે ? આપણી ઇરાની કોમની કોઇ નામચીન ઘુનીયાદથી એવો નામીચો પેહલવાન પેદા થાય, એ કદાચ બનવા જોગ હુ ધારૂ છુ, પણ કાઉસ લખે છે તેવો પેહલવાન તુરાનીઓમાથી કદીબી પેદા થયો હોય, એમ હુ માનતો નથી સમનગાનના પાદશાહની બેટીથી હુ એક દીકરો ધરાઉ છુ, પણ મને જણાવવામાં આવયુ છે, તેમ તે દીકરો હજી તો એક બાળક છે તે નખતાવર બેટો લડાઇની વાત શુ જાણે ? તે બહાદુર જ્યારે મોટો થશે, ત્યારે હજારોના સર કલમ કરશે, અને લડાઇમા મારી બાજુએ રહી મારો તે બચાવ કરશે. પણ હજી તો તે ઘણો નાહનો છે, અને મોજમજાહમા પોતાનો વખત ગુજારે છે."

ગેવે જવાબ દીધો કે —"અએ નામના ઉઠાવનાર જેહાપેહલવાન, શાહ કાઉસે મને ખાસ હુકમ ફરમાવ્યો છે, કે મારે તારી સાથે પાછા ફરવામા જરાબી ઢીલ કરની નહી તુરકી સોહરાબે હજીર જેવા પેહલવાનને આસાનીથી કેદ કરી બદીવાન કીધો છે. દેઝે સપીદનો તેને કબજો લીધો છે હજી તો તેની ઉમર ચૌદ વરશની પણ નથી, અને તેટલામા તેણે જમાનાને જેર કીધા છે."

પેહલવાન ગેવને આવી રીતે અધીરો પડેલો જોઇ, જેહાપેહલવાન રૂસ્તમ હમીને બોલ્યો કેઃ—"લશ્કરની સફને તોડનાર ગેવ, તુ જરામી ફીકર ના કર શાહ કાઉસને હમેશાં એવીજ ટેવ પડેલી છે, કે નજીવી વાતને મોટુ રૂપ આપી ગભરાટ કરી મુકે છે વાસતે આજે તો ખુશાલીમા હિયા વખત ગુજારીયે. તુ હિયા બે દીવસ આરાએસ લે, અને ત્યાર પછી આપણુ ઉતાવલે ઇરાન તરફ નીકલી જઇશુ * * *"

રૂસ્તમના સખુનને માન આપી, ગેવે બે ત્રણ દીવસ એશ અસરતમા રૂસ્તમ સાથ ગુજારીયા, અને ચોથે દીવસે રૂસ્તમ ગેવ શાથ ઇરાન જવા તૈયારી કરવા લાગ્યો

રૂસ્તમે પોતાનુ ગજાવર લશ્કર તેયાર કીધુ તે લશ્કરની સરદારી પોતાના ભાઇ જવારેહને આપી, અને પોતે ગેવની સાથે ઇરાંન તરફ જવા નીકલ્યો.

અતે રૂસ્તમ ગેવની સાથ પોતાના લશકરને લઇ ઇરાન જઇ પુગ્યો, રૂસતમને આવેલો જોઇ ઇરાની પેહલવાનોના ઇતેજાર દીલ ખીલી નીકલ્યા, અને તુસ, ગોદર્ઝ અને બીજા પેહલવાનોએ રૂસ્તમને ભેટી પડી, બગલગીરી કીધી રૂસતમ એ પછી શાહા કાઉસની મુલાકાત લેવા તેની દરબારમાં ગયો, અને નમીને શાહી માન પ્રમાણે નમન કીધું. રૂસ્તમે કરેલી ધીલને લીધે કાઉસ એટલો ગુસ્સે થયો હતો, કે રૂસ્તમને પોતાની દરબારમા એક બેઠક વટીક આપવાની તેણે લાએકી દેખાડી નહી, અને રૂસ્તમને કાઇબી જવાબ કે આવકાર આપવાને બદલે, ગેવ ઉપર તે પુકાર કરી બોલ્યો કે.—

### પાદશાહ કાઉસનો મીજાજ બરખેલાફ થવાથી રૂસ્તમનું તરછોડ કરી ચાલી જવુ

"અરે બેહયા, બેશરમ ગુન્હાગાર,
ધીક તારી પર છે, હજારો હુજાર (20)
મે કેહ્યા'તા નહિ તુને આવા કલામ?
કે તાકીદનો છે બહુ મારો પેગામ?
મોકલ્યો શા માટે તુને સીતાબ,
કે, ઉડતો જઇ લાવે તુ મારો જવાબ
ઓ સરકશ તે કીધું છે એવુ તો કામ,
ઇરાનને થયો તુ નમકહરામ
હિયા બેઠા હમ, સહુ દિલ દર્દમંદ,
ને ત્યા કરવા બેઠો તુ એશો-ચમન?
હિયા સરવે હમદીનો ખસ્તા જીગર,
ને ચમનમા તુ બેઠો બની બેફિકર.
કિધી સરકશી એવી તે બદગોહર,
નહિ તારા શાહનો કિધો કાઇ ડર
છે કોણુ એવો રૂસ્તમ બેતમીજ,
કે ફરમાનને મારા તે ગણે નાચીજ
અગર પાસ મારી હુતે તલવાર,
તો સર તનથી જુદુ હુ કરતે આ વાર
સજાને તુ સરકશ સજાવર છે,
કસુર તારી ભારી, ગુનહાગાર છે
દિલાવર જગી તુસ-નામેવર,
કતલ કર આ બનેના એકદમ સર"
સુણી આ સુખન થાયો રૂસ્તમ બેબાક,
દિલ માહે સલગી ગુસ્સાની આગ
ઝટક એક મારી કિધો તુસ દુર,
પડયો તે જમીનપર વિના કઇ કસુર
પુકારીને બોલ્યો જેહા પેહલવાંન:
"અએ બેહુયા, બેશરમ, બેઇમાંન (21)
નથી તુને લાજમ આ તખ્તો-તાજ,
નથી તુને લાજમ ઇરાનનુ રાજ
નહી તારી ચશ્મોમે રાખી શરમ,
થયો મારી ઉપર તુ એવો ગરમ?
નથી તારો હુ કાંઇ નોકર-નફર,
કે સાભલુ તહારા સુખન બદતર
મને તારી કઇબી નથી દરકાર,
નથી તારો હુ કઇ ફરમાબરદાર.
મને તારી શાહીનુ શુ કાંમ છે,
મને મારૂ પ્યારૂ સદા નામ છે
છે આ જમીન મારી હમેશ નફર,
તખત મારૂ છે મુજ રખશ નામવર
જીતી મે લીધા છે ચીન ને મિસર,
થયા છે તે આજ મહરા નફર
રૂમ, સાથ સગ્સાર, 'ને હામાવરાન,
કિધા મે ફતેહ છે માજીન્દરાંન
આજે તે સરવે છે માંરા ગુલામ,
કહે તેને આવા તુ બુરા કલાંમ
અગર જોર છે તો ડરી કેમ ગયો,
સુણી નામ સોહરાબ, હરી કેમ ગયો.
પકડ જઇ જગે સુરો સોહરાબ,
જોઉ તારી હિમતનો ત્યારે હિસાબ
છે મારી આગલ તુ શુ બિસાદ,
જો ચાહુ તો એકદમ કરૂં બરબાદ.
તે દાવરે કીધો છે મુજને ફિરોજ,
નથી કામ લાગી શાહી કે ફોજ.
નેજો ને ગુરજ છે મારા યાર,
આ બાજુ ને હિમત મુજ શેહરિયાર
પડયો કેદ જયારે તું માજીન્દરાંન,
છોડવીને લાયો હુ તુને ઇરાન
શુ આ તેનો બદલો, ને આવુ ઇનામ?
બેહકીને બોલે તુ બુરા કલાંમ.
જો ચાહુ તો લઇ લેઉ, હુ તારૂ રાજ,
જો ચાહુ તો કરૂ, હુ તુને તારાજ.
કોણુની છે શાહી, ને કોણુનું તખત,
કોણથી થયુ તારૂ બુલંદ બખત
બની બેશરમ તુ થયો કમઅકલ,
કરાવે તુસ પાસ રૂસ્તમ કતલ
ગયો શુ રૂસ્તમને એટલો ભુલી,
કે દેવડાવા નિકલીયો તેને સુલી!

સલાંમ સરદારો ! સલામ પેહલવાન !
ઇરાનના થજો, તમ નિગેહબાન
સુખન મારા આખેરના લેઓ સુણી,
દિલ માહે રાખો શિખામણ ચુની
રણધીર સોહરાબ હવે આવશે,
નાહના કે મોટા ઉપર ફાવશે
સદા એકસપે જો રહેશો મલી,
તો હરએક ઉમેદ ફળશે ભલી.
ધરી ધીર રહેજો સંકટ સમે,
ઇરાન પર આફત ભારી ભમે
સોહરાબથી રહેજો સદા હુશિયાર,
ગફલત જો કીધી તો થાશો ખુવાર
મુબારક તમુને તમારૂ ઇરાન,
ખોદા તમારો થજો પાસબાન
હવે મારી છેલ્લી તમુને સલામ,
થજો દુર મુસીબત તમારી તમામ"
કહીને શિખામણના એવા કલામ,
બેઠો રખશપર, ને પકડી લગામ
પવન વેગે નિકલી ગયો રૂસ્તમ,
કરે કોણ બરદાસ નવો આ સિતમ

* * *

મળી સરવે સુરા કરે એમ વિચાર,
હવે કોણ સુધારે આ બગડેલુ કાર
કહ્યુ ગોદર્ઝને સહુએ મળી
"આ આફત નવી નહિ જશે એમ ટળી
કહે તે દીવાનાને[૧] ખોલી જબાન,
સાભળશે તારૂ તે આપીને ધ્યાન"
સહુ કોઇ સરદારો કરતા ફરીયાદ,
કે કાઉસે કીધો આ નવો ફેસાદ
કીધુ રૂસ્તમને અજબ અપમાન,
હરગીજ હવે તે ન જોશે ઇરાન
મળી સંગ જંગી જવાનોને પીર,[૨]
રૂસ્તમને લાવવા કરે તદબીર.
વજીરીને લાયક ગોદર્ઝ વજીર,
અકલમા પુરો, ને પીરોમા પીર.
મળીયો તે કાઉસને તુરત જઇ,
ઇરાનની હાલત હકિકત કહી
સમજાવી કાઉસને કેહ્યા સુખન,
"રૂસ્તમ વન પડશે હજારો વઘન.
કીધો નહિ રૂસ્તમનો કઇબી વિચાર,
ગયો ભુલી તુ તેના સઘળા આભાર
કિધુ રૂસ્તમનુ તુએ અપમાન,
આફતમા પડયુ છે આખુ ઇરાન
નથી આજ ઇરાનમા કોઇ સપુત,
કે પુરે લડાઇમા રૂસ્તમની ખુટ
અગર વાત સોહરાબને કાને પડે,
તો એકદમ તે ઇરાન ઉપર ચહડે
કરશે તે તારાજ કુલ રાજપાત,
રૂસ્તમ વિના નહિ થશે તે મહાત'
ધરી ધીર ગોદર્ઝને સાભળી,
પસ્તાયો કાઉસ બહુ કકલી.
કહ્યુ એમ ગોદર્ઝને કરગરી:
"સુખન તુજમા છે બહુ બહેતરી
બૂરો કોફ મારો, ને બુરો મિજાજ,
બેશક થયો તેથી રૂસ્તમ નારાજ
તુને મારૂ એ છે ફરમાન ખાસ,
એકદમ તુ જા નિકલી રૂસ્તમ પાસ
જઇ તેને કોઇબી તરેહ સમજાવ,
સાથે લેઇ રૂસ્તમને જલદી તુ આવ"
પસ્તાઇ હાથોને શાહ મલમલે,[૩]
વજીર ગોદરેજને બહુ કરગરે.
મલી સર્વ સાથે કરો તદબીર,
કરે માફ રૂસ્તમ મુજ તકસીર
ગયા ગોદરેજ સંગ કુલ પેહલવાન,
મનાવવાને લાવે રૂસ્તમ ઇરાન.

૧. કાઉસને માટે આ ઇશારો તેના સરદારોએ કીધો છે ૨ પીર યાને બુઢા
૩. હાથોને મલમલે યાને હાથોને ઘસે

## રૂસ્તમને મનાવીને ઇરાન પાછો લાવવા માટે ગોદર્ઝ અને બીજા પેહલવાનોનુ તેની પાછલ જવું.

આ શાહી ફરમાનની રૂએ બુઝોર્ગ ગોદર્ઝ અને બીજા પેહલવાનો રૂસ્તમને સમજાવીને ઇરાન લાવવા માટે એકઠા થઇ સાથે જવા નિકલ્યા. તેઓએ રૂસ્તમને રસતામાજ પકડી પાડયો ગોદર્ઝે રૂસ્તમને ભલી દુવાઓ દઇ તારીફના સખુનોથી તેને વધાવી લીધો, અને ત્યાર પછી પાદશાહ કાઉસને નામે તે તેને સમજાવવા લાગ્યો એ પછી ગોદર્ઝે રૂસ્તમને કહ્યુ કે —"કાઉસ ઘણોજ પાજી ખવાસનો છે. તુન્દી કરવાનો તેનો ખવાસજ છે. તે ઘણોજ આકરા સ્વભાવ અને તેજ ગુસ્સાવાલો જાહેલ શખ્સ છે, પણ તેનો ગુસ્સો નરમ પડતાજ તે પશેમાન થઇ જાય છે. વળી તે ઘણોજ ભોળો અને મીઠનસાર છે ઓ જેહાનને પનાહ આપનાર રૂસ્તમ, હમો સઘળા શાહ કાઉસના ફરમાનથીજ તુને મનાવવા, અને તુને પાછો ઇરાન લઇ જવા આવ્યા છીયે. રૂસ્તમ, ઇરાનનો મામલો ઘણોજ બારીક થઇ પડયો છે, અને આ નવા જંગમા તારી હાજરીની ખાસ જરૂર છે ઓ દલેરાન દલેર, આ બારીક સમે તુ હમુને છોડી ના જા. ઓ તહેમતન, અગર જો તુ શાહ ઉપર ગુસ્સે થયો હોય, તો તેમા હમારો શુ કશુર છે, કે તું ઇરાનને તરછોડી જાય છે ? કાઉસ • પાદશાહ તારી સાથ જાહેલીથી વર્તીયા પછી ઘણોજ પસ્તાય છે. * * *."

રૂસ્તમે આ સખુનો સાભળી જવાબ દીધો કે:—"મને કાઉસની તેમજ તેના ગુસ્સાની જરાબી દરકાર નથી કાઉસમા અગર જો દાનાઇ હોતે, તો કદીબી મારી સાથ આવી જાહેલીયતભરી ચાલ ચલાવી મને તે બદઝબાન કરતે નહી હુ કાંઇ તેનો નોકર નથી, કે આવી રીતે મારી ઉપર તે તકાજો કરી હુકમ કરે હું યઝદાન સીવાય કોઇથી ડરતો નથી* * *"

ગોદર્ઝે જવાબ દીધો કે —"ઓ નામના ઉઠાવનાર પીલતન, અગર જો તું આ નવાં જંગમાં હાજરી નહી આપશે, તો પાદશાહ અને પેહલવાનો તારી ગેરહાજરીનો જુદોજ અર્થ કરશે તેઓ એવુ સમજશે, કે તુ પેલા તુરકી સોહરાબથી ડર ખાઇ ગયો અને તેથી આવી રીતનું એક બહાનુ શોધી ઇરાનને છોડી ગયો. વાસતે ઓ જેહા-પેહલવાન, તારા દીલમાથી કાઉસ તરફનો કોફ દુર કર, અને હમારી સાથ પાછો ઇરાન તરફ ચાલ * * * ." (22)

ગોદર્ઝના આ સખુનોમા રૂસ્તમે બેશક ભારી વજુદભરી દલીલ જોઇ, અને તેણે ગોદર્ઝ સાથ ઇરાન તરફ જવું વાજબી ધાર્યું રૂસ્તમે ગોદર્ઝ અને બીજા પેહલવાનો સાથ કાઉસની દરબારમા પાછો જવાનો ઠરાવ કીધો, અને પોતાના રખ્શની લગામને ઇરાન તરફ પાછી ફેરવી.

રૂસ્તમ દરબારમા જેવો દાખલ થયો, તેવોજ શાહ કાઉસે પોતાના તખત ઉપરથી ઉઠી, તેને માન આપી, પોતાની પાસે આરાસ્તા કરેલી એક બેઠક ઉપર તેને બેસાડયો, અને પોતાના જાહેલ ખવાસ અને ગુસ્સાને માટે તેની દરગુજર ચાહી, ઇરાન ઉપર આવી

પડેલી આફતને લીધે પોતે કેટલો બેચેન થઇ ગયો હતો, તે સઘળુ જણાવી, રૂસ્તમને પાછો મનાવી લીધો.

શાહ કાઉસે એ પછી એક મોટી દબદબા ભરી ખુશીની મીજલસ બનાવી, તેમા શરાબ અને ખાણીપીણીનો દોર ચાલુ કીધો, અને બીજે દીવસે લડાઇ ઉપર કુચ કરવાની સામગ્રી તૈયાર કરવાનો હુકમ જાહેર કીધો એક લાખ સિપાહો શાહ કાઉસના હુકમથી તુરાનીઓ સામે લડવા તઇયાર થઇ બાહાર પડયા

ઇરાન અને તુરાંન વચ્ચે જંગ.

નિકલિયો ખુરશેદ એક બામદાદ,
થઇ તેથી દુનિયા બિલકૂલ આબાદ
કાઉસે ફરમાવ્યો એવો હુકમ,
કે તઇયાર લશ્કર કરો એકદંમ
સજી શસ્ત્ર ઉઠો રણધીર નરો,
એક લાખ લશ્કર તૈયાર કરો
ઉભા સહુ પલકમા સજી હથીયાર,
એક લાખ જંગી, સૂરા-સરદાર
નિકલ્યુ શેહરમાથી લશ્કર બહાર,
વાહ-વાહ, ને હો-હોના ઉઠીયા પુકાર (23)
ગીરદે છુપાઇ ગયા ઝાડ-પાહાડ,
હવા થઇ ઘનઘોર અતી અંધકાર
પુગ્યુ જઇ લશ્કર સરહદ ઉપર,
પડી તેની તુરાનીઓને ખબર
હતી ત્યા કરેલી ખડી દીદગાહ,[1]
કરતા ત્યા ચોકી તુરાની સીપાહ
પડયો દીદગાહ પરથી એવો પુકાર,
કે આવે છે ઇરાની લશ્કર સવાર
ખબર કાને પડતાજ દોડયો સોહરાબ,
સફિલપર ચહડી જોઇ લિધો ઇન્તેખાબ
ગયો જંગી હોમાન સોહરાબ સંગ,
જોતાજ લશકર ગયો થાઇ દંગ
સોહરાબે ખૂશ દિલ મજલીશ ભરી,
ભવિશની ઉમેદોને દિલમાં ધરી
દિધો ચાલુ મહેફીલમા રંગરાગ,
ખુશીથી સોહરાબ થયો બાગબાગ

તુરાની લશકરની છાવણીમાં રૂસ્તમનુ તુરાની વેશમાં અંધારી રાતે સોહરાબને નજરે જોવા જવુ, અને રજમનુ રૂસ્તમના હાથ ઉપર મારીયા જવુ

બીજી બાજુ ચાલી બીજી ધુમધામ,
ઇરાની લશ્કરે કીધુ મુકામ
હાથી ને ઘોડા ને તંબુ હજાર,
મયદાને પડીયા તે હારો કટાર
થયો અસ્ત ખુરશેદ, પડી જ્યારે રાત,
કિધી રૂસ્તમે કંઇ નવિ એક વાત
સજી શસ્ત્ર અંગે કમર કીધી તંગ,
જતો હોય કરવા સિહા રાતે જંગ
જઇ શાહ કાઉસને કીધુ નમન,
કહ્યુ "શાહે આલમ, સુણુ મુજ સુખન.
પેહડીને તુરકી સિપાહનો લેબાસ,
જાઉછુ કરવા હુ છુપી તલાસ
સિહા રાતનો છે વખત આએ હાલ,
જોઇ આવુ દુશમનોની હિલચાલ
જોઉ મારી નજરે હુ તુરકી સોહરાબ,
કેવી છે સીકલ, સુરત ને રૂબાબ"
કહ્યુ કાઉસે "જા સૂખે તુ સિધાર,
થજો તારો રહેબર પરવરદીગાર"
લિધો તેહમતને એક તુરકી લેબાસ,
ગયો ગુપ્ત વેશે દુશમનની પાસ
ધરી હામ કિલ્લામે થાયો પસાર,
કિધી કોઇની નહિ જરા દરકાર.

૧ દીદગાહ યાને દુશમનોની હીલચાલ જોવા માટે ઉભા કરેલા માચરા

ધીમા ને ધીરા તે ભરતો કદમ,
નજર રાખી જોતો તે ચારેગમ
જોઇ તેના તનપર તુરકી લેબાસ,
ગયો કોઇનેબી નહીં શક ખાસ
હરગમ નજર કરતો ઉમેદભર,
કે જોઇ લેઉ સોહરાબ નજરેનજર
ઢુંડતો હરીફને હતો રૂસ્તમ,
પુગ્યો જઇ તેનાજ તમ્બુની ગમ
દીઠું ત્યા તખત એક રૂઆબદાર,
સવારો દિઠા ત્યા કઇક નામદાર
હતી તેજ સોહરાબની દરબાર,
હતો તે તખતપર સજી સગાર
દિઠો તે તખતપર સુરો નવજવાન,
દિસે જેમ ગગન પર તુરતનો ચાન
પડી રૂસ્તમની તે પર નજર,
સોહરાબને જોયો તખ્તની ઉપર
અજબ તેની ઢબછબ સાથે રૂઆબ,
અજબ તેનો બાંધો, અજબ તેનો તાબ
હતો એક બાજુએ રજમ દલેર,
હતો બીજી બાજુએ હોમાન શેર
હતો એક બાજુ સુરો બારમાન,
હતા આજુબાજુ બિજા પેહલવાંન
સહુમા ચમકતો દિઠો સોહરાબ,
હતો તેનો ચહેરો મીસલ એક ગુલાબ
કદમા કદાવર ને બાજુ બુલદ,
રૂપે રૂપાલો, મીસલ એક ચદ
ઉભો રૂસ્તમ દૂર જગે એક છુપઇ,
પુગો ત્યા અચાનચ રજમ જઇ
જોઇ તેને રૂસ્તમ, કીધો પુકાર
"અરે કોણ છુપાઇ ઉભો છે આ ઠાર"

જોઇ મામલો રૂસ્તમે બહુ તગ,
તરત તેણે એકદમ મારી છલગ
કહીયો તે જગી મીસલ એક પીલગ,[1]
કિંધી તેણે રજમની જીંદગીને તગ
કૂદી રૂસ્તમે એક મારી તડાપ,
ગરદન પર મારી કકડાવી ઠાપ
પડયો ત્યા રજમ થઇને બેજાન,
ગયુ તેના તનમાથી નિકલી રવાન
થઇ તેની જહેમત ને જીંદગી તમામ,
ગયો પુગી રજમ 'મુલ્કે-આરામ'[2]
પડી જ્યારે સોહરાબને એ ખબર,
કે અજમ છે ખાલી રજમ વગર.
હૂકમ કીધો તેણે કરવા તલાશ,
ખબર કાહડો જઇને જુઓ આસપાસ
તરત એક જણ આવીને બોલીયો,
કજાની ખબરનો ભરમ ખોલીયો.
ખબર સાભળી તે થયો બહુ બેતાબ,
દોડીયો તે રજમ જોવા સ્તિાબ.
જમીનપર સુવેલો દીઠો તે દલેર,
વરસી રહ્યો તો કજાનો કહેર.
સોહરાબ પુકારયો: "ખામોસ તમામ-
કરો બધ એશ અને અસરત આરાંમ"
ગરજીને સોહરાબે મારી અરાર:
"ગયો આવી દુશમન કોઇ નાબકાર
સૂણો તમ રફિકો, દલેરો સવાર,
રહેશો ના ગાફેલ, રહેજો બિદાર
બચવા સિતમગરથી કરતા ન ખાબ,
રાખજો ઘોડાની તૈયાર રિકાબ
શરૂઆત જાસુસે કીધીછ શરૂ,
એક ગોસ્પન્દને મારી ગયૂ છે વરૂ."

**રજમના મરણથી સોહરાબનુ તેના ગંમમા ગીરફતાર થવુ**

રજમના આવી રીતે આવેલા અકાળ મરણથી સોહરાબની ફિકર અને દીલગીરીનો પાર રહેલો નહી, કેમકે સોહરાબ જ્યારે જગ ઉપર જવા માટે સમનગાંનથી નીકલ્યો, ત્યારે તેની માદર તેહમીનાએ, તેના સલાહકાર અને રાહબર તરીકે તેની સાથે

૧. પીલગ યાને સિહ.
૨. 'મુલ્કે-આરામ' યાને હમેશગીની આરાંમ આપનારો મુલક. મીનાઈ જેહાન.

રજમને રવાના કીધો હતો. રજમને સોહરાબ સાથ મોકલવાનું મુખ્ય કારણ એ હતુ, કે તેહમીનાનો તે ભાઇ થતો હતો, અને રૂસ્તમ જયારે સમનગાન તરફ આવ્યો હતો, ત્યારે રંજમે તેને નજરે જોયલો હોવાથી, તે રૂસ્તમને પીછાનતો હતો તેહમીનાની મુખ્ય નેમ રજમને સોહરાબ સાથ મોકલવાની એટલીજ હતી, કે જયારે રણ પર ચહડેનો સોહરાબ ઇરાન જઇ પુગે, ત્યારે બાપની સાથે તેના બેટાની તે પીછાન કરાવી તેનો મીલાપ કરાવે. પણ સરજતના લેખ જુદાજ હતા એવા એક ભલા અને પોતાના નેક સ્નેહી—મામા—ના અચાનક મરણથી સોહરાબની ઉમેદોનો ભગ થયો, અને પોતાના બાપ રૂસ્તમની પીછાન અને ઓળખ કરાવવાનુ એક પુરૂ અને એકલુ સાધન, તે હમેશનુ ખોઇ બેઠો

બીજા હાથ ઉપર જેહાં પેહલવાન રૂસ્તમ, રજમને મારી નાખી, ગુપચુપ તુરાની છાવણીમાથી ઇરાની છાવણી તરફ નીકલી ગયો, અને ત્યાથી નિકલી તે સીધો પાદશાહ કાઉસની આગળ ગયો તેણે તુરાનીઓની છાવણીમા શુ શુ જોયુ, અને શુ શુ અનુભવ્યુ, તેનુ વીગતવાર બયાન કરી, રજમના બાબમા બનેલા બનાવનુ તેમજ સોહરાબના કદ, બાંધા, અને દેખાવનુ બયાન કીધુ રૂસ્તમ બોલ્યો કે:—

"સોહરાબના જેવો દીલાવર, જોરાવર, કદાવર અને મસ્ત બાંધાનો મર્દ તુરાનીઓમા પેદા પડેલો આજ સુધી મે જોયો નથી ઇરાન તેમજ તુરાનમા એકબી એવો પેહલવાન નથી, કે જેને સોહરાબની સાથે સરખાવી શકાય * * *"

એ પછી શાહ કાઉસના તખ્તમા રંગરાગ સાથ શરાબનો દોર ચાલી રેહો, અને લડાઇની તઇયારીઓ આખી રાત ઇરાની લશકરમા થવા માડી.

### સોહરાબે હજીરને બોલાવી ઇરાની પેહલવાંનો વીશે તલાશ કરવી, અને પોતાના બાપની કાંઇબી નીશાણ નહી મલવાથી તેનુ નીરાસ થવુ.

થઇ જગથી જયારે સિહાઇ દુર,
'ને ફેલાયુ રોશન આફતાબી નુર
પડી જયારે વળતી બડી બામદાદ,
સોહરાબે કીધો હજીરને યાદ.
ઉભો એક ઉચી જગો જઇને,
તપાસ્યુ લશકર ઉભો રહીને
ઇરાની લશકરની કીધી તપાસ,
હજીરને બોલાવી કીધી તલાશ
કહ્યુ તેને સમજાવી સોહરાબે એમ:
"અગર હોય જો મારી ચહાતો રહેમ
તો પુછુ હુ જે કાઇ તુને સવાલ,
સાચોજ કહેજે તુ તેનો હેવાલ
અગર કરશે જુઠી મુજ સગ વાત,
તો બેશક કરશ હુ જરૂર તારો ઘાત

અગર હોય ચાહતો જીવની અમાન,
અગર હોય ચાહતો ઇજતને માન
અગર હોય ચાહતો દોલતને જર,
યકિનથી કહીને ખુલાસો તુ કર'
હજીરે નમીને દીધો જવાબ
"ભલે પૂછ ગમે તે મને સોહરાબ.
સખુન રાસ્ત સીવા ન બોલુ બીજુ,
સિવા રાસ્તી નહિ કહી હુ રીજુ."
સોહરાબે કીધો હજીરને સવાલ
"મને કહે ઇરાની લશકરનો હાલ
જો પેલો તખ્ત જે રગે છે લાલ,
ને દીસે છે કદમા જબરો વિશાલ
દીસે છે ઉભેલા સેકડો પીલ,[1]
મલેલી દીસે છે જો માહફીલ.

1. પીલ યાને હાથી

તે તમ્બુપર દીસે સિહનો ચીતાર,
ને ઝુન્દો છે ખુરશીદ પયકર[1] બાહાર
એ કો'નો છે તમ્બુ? શુ તેનુ નામ?
કોણ છે તે નર? શુ તેનુ કામ?"
કહ્યુ એમ હુજીરે કે: "અએ પેહલવાન,
એ તમ્બુનો સાહેબ છે શાહે ઇરાન"
સોહરાબે પુછ્યુ હજીરને ફરી:
"નજર કર જમણી તરફ તુ જરી
જો પેલો તમ્બુ રગે સિહા,
ઉભા છે ઝુકાવીને સરને સિપાહ
પાસે પડેલા છે તમ્બુ અનેક,
ઉડે છે ધજા[2] પીલ પયકર[3] એક
ઇરાનીઓમા એનુ શુ નામ છે?
શુ એનુ ખાન્દાન, અને કામ છે?"
હુજીરે નમીને કીધો એકરાર'
"એ તમ્બુ છે ઇરાનમા આશકાર
તમ્બુનો માલીક છે તુસ નામવર,
ધુજે જેને નામે પહાડી જીગર
છે ખાન્દાને શાહી એ સુરો સવાર,
લડાયક ભારી, બહુ નામદાર"
"હવે અએ હુજીર તુ જરા કર સબર,
જો પેલા તમ્બુ તરફ કર નજર
તે રગે છે રાતો, ઝલકદાર છે,
ઉભેલુ લશકર બિશીયાર છે
ધજા ઉડતી જે દિસે છે બુલદ,
સજેલા દિસે છે ગોહર બુરમદ
સિકલ શેરનો તે ઉપર છે ચિતાર,
કો'નો છે તમ્બુ, એ કોણ નામદાર?
ખરી વાત કેમ બોલતો તુ નથી!
ખરો ભેદ કેમ ખોલતો તુ નથી?"

"અએ જગી સોહરાબ સાંભળ મને,
સુખન મારા જુઠા કા તુ ગણે?
કહુ રાસ્ત બોલી હુ મારી જબાન,
એ તમ્બુ છે ગોદર્ઝ વજીરનો જાણ.
છે એ અકલમન્દ અને જોરવર,
એ નરના છે એસી પીલસમ[4] પીસર."
સોહરાબે પૂછીયુ હુજીરને ફરી
"કહે તુ મને મેહરબાની કરી
જો પેલો તમ્બુ, રગે છે સબ્ઝ,[5]
ઉભા છે બૂઝોર્ગો કરી દસ્ત કબ્ઝ[6]
તખત એક દીસે છે બેમુળ ઝરીન,
ને ટાંગેલા પરદાઓ રગ બેરગીન
ઉભા આજુબાજુ દિસે પહેલવાન,
ને ઉડતી રહી છે ધજા કાવેયાન[7]
બિરાજેલો નર કોણ તખત પર છે,
દરેક જન ઝુકાવી ઉભો સર છે
અજબ દબદબાનો દિસે પેહલવાન,
દિસે છે ખરો અખ્તરે[8] કોઇ ઇરાન
બુલદ તેની પાસે ઉભો અસ્પ છે,
ખરેખર તે દેખાવે દિલચસ્પ છે.
જો તેનો ઝુન્દો છે અઝદાહ-પયકર,[9]
દિસે ત્યા મચેલો ઉમગ જોસભર
કહે કોણ છે પહેલવાન એ દલીર,
પૂકારે છે બહાદુર, મીસલ એક શીર[10]
નથી કોઇ દીસતો મને એ સમાન,
શુ નામ એનુ, શુ છે નિશાંન?"
વમાસણુમે પડીયો હુજીર બદીવાન
"કહુ કેમ એને ખરૂ હુ બયાન.
અગરજો કહેવશ ખરી એને વાત,
બેશક એ કરશે રૂસ્તમની ઘાત.

૧. ખુરશીદ પયકર યાને આફતાબના ચીતારવાલો ૨. ધજા યાને ઝુન્દો. ૩ પીલ પયકર યાને હાથાના ચીતારવાલો. ૪ એસી પીલસમ પીસર યાને હાથી જેવા એસી દીકરા ગોદરેજ માટે કહે છે, કે તેને એસી દીકરા હતા, અને તે સઘળા હાથી જેવા મસ્ત અને જોરાવર હતા ૫. સબ્ઝ યાને લીલા રગનો. ૬. દસ્ત-કબ્ઝ યાને હાથ જોડી ૭ ધજા કાવેયાન, યાને કાવેયાની ઝુન્દો ૮ અખ્તરે-ઇરાન, યાને ઇરાનનો સીતારો. ૯. અઝદાહ-પયકર યાને અઝદાહની સીકલના ચીતારવાલો. ૧૦. શીર યાને વાઘ.

અગર રાસ્ત બોલશ હું જો વચન,
હયરાન એ કરશે જરૂર તેહમતન"
વિચારીને દીધો હજીરે જવાબ
"બહાદુર, બળવંત, સુરા સોહરાબ
હું ધારૂં છું એવું મને છે યકીન,
છે કોઇ સરદાર એ મુલ્કે-ચીન
દિસે છે એ ઇરાનનો બ્યેરખાહ,
આવ્યો છે નજદીક કાઉસ શાહ
ખુદાને ખબર શું હશે એનું નામ,
નથી પડયું કોઇ દીન મને એનું કામ"
"નજર કર જરા તું હવે આ તરફ,
ને બોલજે તું સાચા, ને સાચાજ હરફ
અલાહેદો છે તંમ્બુ, જો પેલો એક,
ઉભેલા સવારો દિસે છે અનેક
નિકલે છે કરનાયનાં કંઇ અવાજ,
ઉડે ગોર્ગ પયકર[1] ધજા સંગ સાજ
સમારી સફ્ને ઉભા છે સવાર,
એ તંમ્બુનો માલેક કોણ નામદાર?"
"એ તંમ્બુનો માલેક ગેવ નેકનામ,
દલેરોને આશકાર એના છે કામ
તહેમતન રૂસ્તમનો છે એ જમાઇ,
દરજ્જો છે આલા, નોબત સવાઇ"
ફરી કીધો સોહરાબે બીજો સવાલ:
"કસમ પર કહેજે, હજીર તું હેવાલ
તંમ્બુ જો પેલો, રંગે છે ઝર્દ,
મળી સંગ ઉભા છે દિલાવર મર્દ
ઉડે છે ધજા એક એક પયકર-ગોરાજ[2]
કોણ નામવર છે, એ ઉમરદરાજ?"
"એ તંમ્બુનોમાલીક છે ગોરાજ જાણ,
એ પેહલવાંન ઔલાદે છે કાવેયાન[3]"
થયો બહુ ગમગીન સોહરાબ દલીર
પેદરને મળવા તે બનીયો અધીર
હજીરે ન આપી કંઇબી નિશાણ,
હવે કો'ને જઇ તે પૂછે ઓળખાણ
હજીર પર હુતી તેને ઉમેદ ખાસ,
તેમાબી અંતે થયો તે નિરાસ
રહ્યો સાથી નહિ કોઇ કરાવે મિલાપ,
દેખડાવે સોહરાબને તેનો બાપ
તડપતો તે હરપળ જગમે રહે
નહી ચેન દિન રેન અગમે રહે
"અરે ઓ પેદર તુને શોધું કાહા,
મને કોણ બતાવે તારી નીશા."[4]
હું મતી'તી સરજત ભરમ ભેદભરી,
ઇનસાન એમા શકે શું કરી
કરી શું શકે બંદા ફાનીમે,
અજલ પાસ અકળ પાણીમે.

* * *

સોહરાબ બોલ્યો:"અરે ઓ હજીર,
હજીબી કહે તું ખરૂં ઓ દલીર
જો પેલો તંમ્બુ ફરી એકવાર,
જો પેલો ઘોડા, ને કર કંઇ વિચાર

૧ ગોર્ગ પયકર યાને વરૂની સુરતના ચીતારવાલી ધજા.

૨ પયકર ગોરાજ યાને કુક્કરની સુરતના ચીતારવાલી ધજા.

૩. કાવે નામનો લુહાર જે શાહ ફ્રેદુનના વખતમા એક પહેલવાન તરીકે જાણીતો થઇ ગયો હતો. કાવેયાની ઝુન્દાની હસ્તીને જન્મ આપનાર એજ મહાન મર્દ હતો, જેણે પહેલવેહલો ઝુન્દો બનાવી, ઝોહાક સામે જંગ મચાવવા ફ્રેદુનને તે જઇ મલ્યો હતો, અને ફ્રેદુને ઝોહાકને કેદ કીધો હતો કાવે લુહારે ઉભા કરેલા એ ઝુન્દાને શાહ ફ્રેદુને, તેના નામ સાથ જોડી કાવેયાની ઝુન્દા તરીકે જાહેર કીધો હતો, અને તે પ્રખ્યાત ઝુન્દાને, સેવટ સુધી ઇરાંની શેહનશાહતે જાળવી રાખ્યો હતો, જે અંતે યઝદઝર્દ શહેરીયારે ગુમાવ્યો હતો. પહેલવાન ગોરાઝે, એ કાવેની ઔલાદનો હતો. ૪. નીશાં યાને નીશાણી.

જો પેલો બેઠો છે, મિસ્લે પિલગ,
ઉછળે જીગર માહે જોતા ઉમગ
શુ તેની સજધજ! અજબ છે રૂબાબ!
ખરો કેમ દેતો નથી તુ જવાબ"
ફરીને હજીરે દીધો જવાબ·
"ખરૂ જે હતુ તે કહ્યુ સોહરાબ,
નથી જાણુતો કોણુ છે એ સવાર,
હુ તો છુ કીલ્લામા, એ તો છે બાહાર"
ચીરડાઇ સોહરાબે મારી બરાર
"અએ હેમક, કરે છે, તુ જુઠી તકરાર
શુ સમજે છે મુજને તુ એટલો નાદાન,
દેખાડે રૂસ્તમ વિનાનુ મેદાન
આવ્યો છે હ્યા જ્યારે શાહે ઇરાન,
તો રૂસ્તમ હોય નહિ જગને મેદાન'
બિરાજેલા જગે છે કુલ પેહલવાન,
ને દરેકની આપે છે તુ ઓળખાંન.
જબા કેમ તારી નહી ખોલતો,
ને રૂસ્તમ વિશે કેમ નહી બોલતો?
થશે જગ ભારી બહુ ખુનખાર,
ત્યારે શુ રૂસ્તમ પડે નહી બહાર?
મને લાગે છે તારી વાતો ગલત,
શુ સમજે છે નાદાન મને કમબખત.
સમજ ઓ દીલાવર હજી કર વિચાર,
કહા છે કહે રૂસ્તમ નામદાર"
હજીરે કહ્યુ એમ ખોલી જબાંન
"તુ ને મારીપર છે ગલત બસ ગુમાંન
હુ ધારૂ છુ રૂસ્તમ નથી આએ જગ,
તે કરતો હશે જાણુલે રાગરગ
વસતનો ખિલેલો હશે ત્યા બહાર,
ખુશીમા રૂસ્તમ હશે બરકરાર"
પૂકારીને બોલ્યો, સોહરાબ કલામ:
"ન કર વાત એવી બેહુધી તમામ.
શાહ અને સરદારો જગમે લડે,
ને રૂસ્તમ જાણુલમે જયાફત કરે!
એ વાતો છે જુઠી નિશ્ચીત જાણુ,
હસી કહાડે દુનિયાના પીરો જવાંન

સાંભળ હુ આપુ છુ તુને વચન,
ઘણુ બોલવુ નહિ હુ કરતો પસન
અગર જો દેખાડે મને રૂસ્તમ,
હુ સમજશ મુજપર કીધુ કરમ
કરશ તુને આલમમે હુ સર્ફરાજ,
રહેશે તુ દુનિયામા નહિ મોહતાજ.
અગર ખોલશે જો નહિ તુ ભરમ,
તો સર તારૂ એકદમ કરશ હુ કલમ
હવે કહે હજીર તારો શુ છે વિચાર,
પસદ કર બેમાથી એકબી કરાર
અગર કરતો હોય, જો અજલને પસદ,
તો કર· મન ગમતાં પ્રીતુર ફદ"
નમનતાઇથી બોલીયો એમ હજીર
"જવામર્દ સોહરાબ શેરદીલ દલીર
કરે કાં રૂસ્તમંનો તુ વિચાર,
રૂસ્તમ કહાં છે જગને દુવાર
અગર જીદગીથી ગયો હોય ધરઇ,
તો કરજે તુ રૂસ્તમ સાથે લડઇ
દેવો, ને શેરો, પલગ, અઝદેહા,
નથી તેને હાથે જીવતા રેહા.
જખમ એક ગુરજનો જો તે કરે,
બેશક પલકમા સેકડો મરે
નથી કોઇ તેનો હમનબર્દ આજ,
કુરી જગ તે સગ બને સર્ફરાજ
ધરી નહિ શકતા પિલગ, પીલ તાબ,
રખશની ઝડપ છે મીસલ નીલ આબ
લઇ હિન્દી તલવાર, કરે જ્યારે જગ,
નિભે નહિ સોહરાબ તુ તેની સગ
નથી જોયા દુનિયાના પેહલવાનો તે,
ને ગરજના ગુરજની મયદાનો મે
મશહુર જગ જગમા છે રૂસ્તમનુ,
લડે જે જુવે મુખ માહેતમનુ"

* * *

સુણી હાલ સોહરાબ કહે પેહલવાન
"આફરીન તુજ પર ઓ ગોદરેજીઆન.
દેરવાદી ગોદરેજ, અકકળે પુર,-
પડી કમબખતને શુ એવી જરૂર

કે તુ જેવા ડરપોંક[1] ને આપી જનમ,
કિધો દુનિયા પર નાહક સીતમ
સાભળ ઓ નામર્દ જગી હજીર,
નથી તુંએ જોયા ખરા શુરવીર
હરદમ તુ ગાયે છે રૂસ્તમ વખાન,
પણ જોયા છે કાહ તે ખરા પેહલવાન?
દરીઆના પાણી કરે જો ફિસાદ,
તો આતશના શોલા શુ છે બિસાદ?
નિકલે છે આફતાબનુ જ્યારે નુર,
નાહસે છે રજનીની[2] અધારી દુર"

"કા થાય સોહરાબ મુજપર ગરમ,
ચાહે તો ગુજાર મૂજ પર સિતમ
અગર તુને કરવું જો હોય મારૂ ખુન,
તો શા કાજ શોધે છે બાહના જણુન.
મગર આખરી કહુ સુખન હુ ફરી,
કે, રૂસ્તમસે લડતા જશે તુ મરી"
ગુસ્સાની ગરમીથી થઇ બેધિયાન,
પૂકારી તે બોલ્યો "બધ કર જબાન'
તુરત મારી કકડાવીને એક ઝપાટ,
પડીયો જમીનપર તે ચતોપાટ

**સોહરાબનુ ઈરાંની લશ્કર ઉપર ધસી જવુ, અને શાહ કાઉસને પોતાના હમનબરદ તરીકે બોલાવવુ, અને છેડાઇ પડી તેના તમ્બુની ખુટીંઓને ઉખેડી નાખવુ**

હજીરથી નાસીપાસ થયેલા સોહરાબના હવે ગુસ્સાનો પાર રહો નહી પોતાના પેદર રૂસ્તમની નીશાણ મેળવવાંની સઘળી ઉમેદોનો જ્યારે ભગ થયો, ત્યારે તે હથીયાર સજી, કીલ્લામાથી એકદમ ઇરાની લશ્કર ઉપર ધસી ગયો, અને શાહ કાઉસના તમ્બુ આગળ જઇ પુકાર મારી તેને હમનબરદ તરીક મેદાનમા પોતાની સામે લડવા માટે બોલાવ્યો સોહરાબની આવી હિમત અને બહાદુરી જોઇ, ઇરાની લશકરમાથી કોઇબી પેહલવાનની તેની સામે જવાની હિમત ચાલી નહી, અને તેઓ હેબતી ગયા શાહા કાઉસ પણ આ ધુજારો જોઇ ગાફેલ થઇ ગયો, અને દમ મારવાની પણ તેનામા તાકાત રહી નહી. જ્યારે સોહરાબે કોઇનેબી પોતાની સામે આવેલો જોયો નહી, ત્યારે તે પુકાર મારી બોલ્યો કે –"ગેઇ રાતના મારી છાવણીમા કોઇ નાતરસ વરૂએ આવી, મારા નિરદોશ પહેલવાન રજમનુ ખુન કીધુ છે, અને મે કસમ લીધા છે, તે મારા પહેલવાનના કીનામા એકબી ઈરાની સવારને હુ આ મયદાનમાથી જીવતો જવા દેઇશ નહી, અને કાઉસને જીવતો પકડી જબેહ કરીશ? કહા છે તમારા નામીચા ઇરાની પહેલવાનો ગેવ, ગોદરેજ, તુસ અને ફરીબુરઝ? કહા છે તમારો રૂસ્તમ, અને ફરહાદ? કેમ તેઓ બાહાર નીકલતા નથી? કાહ છે તમારો જેહાપેહલવાંન અને બીજા જગીઓ"

સોહરાબની આવી તાણાજની સાભળી ઇરાનીઓ ચુપ થઇ ગયા, અને કાઉસ વમાસણમા પડ્યો જ્યારે સોહરાબે પોતાની સામે કોઇનેબી બાહાર પડેલો જોયો નહી, અને કોઈએબી તેને જવાબ આપ્યો નહી, ત્યારે તેણે કાઉસના તમ્બુ ઉપર એકદમ હુમલો કીધો, અને પોતાના ભાલાની નોક વડે કાઉસના તમ્બુની એક પછી એક સીતેર ખુટીઓ ઉખેડી નાખી, જેથી તે શાહી તમ્બુ લચી ગયો આવો મામલો જોઇ કાઉસ બેધ્યાન થઇ ગયો, અને પોતાના પેહલવાનોને કહેવા લાગ્યો, કે –"તમારામાથી કોઇ જલ્દી જઇ રૂસ્તમને આ હુમલા વીશે ખબર કરો"

1. ડરપોક યાને હિચકારો.   ૨ રજનીની અધારી, યાને રાતની અધારી

## પાદશાહ કયકાઉસ.



કયકાઉસના સુખુન —"સહુથી સુંદર વસ્તુ એ છે કે અદલ ઇન્સાફથીથી ચાલવુ [૨] ધરમદાન કીધાથી દુખ દુર થાય છે [૩] માનસ જેવો વિચાર દીલમા રાખે, તેવુ કામ તેનાથી થાય."

પહેલવાન તુસ, જેહાપેહલવાંન રૂસ્તમના તમ્બુ તરફ આ અચણુચ આવી પડેલા હુમલાના ખબર આપવા દોડીયો, અને રૂસ્તમ તે સાભળી તુરતજ પોતાના ભાઇ જવારેહને પોતાના લશ્કરની સરદારી આપી, પોતે હથીયાર સજી સોહરાબની સામે મયદાનગા ગયો

રૂસ્તમ, પોતાની સામે તુરકી પેહલવાન સોહરાબને ઉભેલો જોઇ બોલ્યો કે:— "અએ જવાન આ જગ્યા આપણી લડાઇને લાયક નથી, માટે કોઇ એકાંત અને કુસાદે જગ્યા ઉપરૂ આપણુ જઇને લડાઇ કરીયે."

રૂસ્તમની આ માગણી સોહરાબે તુરતજ મજુર કીધી, અને બને જગી પેહલવાનો લશ્કરની સફમાથી બહાર નીકલી, લડાઇના મેદાન તરફ ચાલ્યા. લશ્કરની ચલવલ અને દોડધામનો કાઇબી પાર રહ્યો નહી

ગજબ હતો કહેરનો જગને મેદાન,
ધ્રુજી રહિ ધરતી, ને કાપતુ આસ્માન
હજારોની સફ પર સોહરાબ સવાર,
સિહ પેરે ઉછળી મારતો બરાર
તો પાહડોના જીગરબી કાપતા તમામ,
અજબ તોર તેનો, ને ન્યારો દમામ
ગુરજ ને બરછી ને નેજો શમ્શીર
બખ્તર પર બાંધી કમાન ને તીર
૩૭૦૦
ગયો જગી લડવા ઇરાનીઓ સગ,
થયુ જગમા બખ્ત રોશન ભગ
ગયો તે મેદાંને કમર કસી,
પુકાર્યો તે લશ્કર ઉપર જઇ ધસી (24)

સોહરાબનુ પોતાના હુમનબર્દને
લડવા બુલાવવુ.

કે "અએ દિલ દલેરો સુરા પેહલવાંન,
કહા છે તમારો નરેશેર ઇરાન
કહો જઇ રૂસ્તમને મારા સુખન,
થઇ તેની ચઢતી સોહરાબ વન.
ગુરજ મારો ભારી છે ખુનખાર,
જબરદસ્ત શેરો બને ખાકસાર
આ બરછી ને ખજરના પયકાન તેજ,
ગુજારૂ હુ ઇરાનમે રસ્તાખેજ
શમ્શીર મુજની છે આબદાર,
કરશે કુલ ઇરાનને તે ખ્વાર
કહા છે બુલાવો તે ગર્દનફરાજ,
છે કોણુ માદરનો પુત એવો આજ,
બચાવે જે ઇરાનનુ આજ તાજ"

રૂસતમનુ જગના મેદાનમાં લડવા
નિકળવુ

જોઇ તેને રૂસ્તંમ નિકલ્યો બહાર,
સોહરાબસે લડવા તે થયો તેયાર.
જોઇ તેને બળવત અને સર્ફરાજ,
જોઇ તેનો ચેહરો ને ગર્દનફરાજ.
જોઇ તેની સજધજ સિકલ આબદાર,
વીચારમે પડીયો તે સામેસવાર.
કહ્યુ રૂસ્તમે કે "સાંભળ જવાન,
તજી દે તુ તારા મનનુ ગુમાંન
જગતમા કિધા છે મે જગ બીશિયાર,
કિધા છે આ હાથે હજારો ખ્વાર
નથી કોઇએ જગમે મને આપી હાર,
નથી કોઇ મુજથી છુટો જીનહાર
અગર મારે હાથે જો ના તુ મરે,
તો આલમની ઉપર તુ શાહી કરે.
મગર જોઇ જવાંની ઉપજે દયા,
અજબ ઉછળે છે જીગરમે મયા
નથી ચાહતો કે તુ મરે મારે હાથ,
નથી ચાહતો કરવા હુ જગ તુજ સાથ
નથી કોઇ દિસતો તુ તુરકી જવાંન,
નથી કોઇ તુરાનમે તુ સમાન
જોઇ તારી જગમા હિંમત અકલ,
નથી દીસતો તુ તુરકી નસલ (25)

સોહરાબે સાંભળીને કીધો સવાલ:-
"પુછુ હુ તેનો કહે રાસ્ત હાલ
કહી દે મને તહારૂ શુ નામ છે?
કોણ તારી બુનિયાદ, કિયુ ગામ છે?
હુ ધારૂ છુ એવુ તુ રૂસ્તમ છે,
શુ સામો નરીમાનની તોખમ છે'"
જીગર માહે તેના દોડી મયા,
'ને નરમીથી એવા સુખન કહ્યા (26)
હસી બોલીયો રૂસતમ "ઓ જવાન,
બિલકુલ ગલત તહારૂ એ છે ગુમાન
નથી જંગી રૂસ્તમ પેહલવાન હુ,
નથી તુખ્મે સામો નરીમાન 'હુ
તે પેહલવાનનો હુ છુ બન્દો ગુલામ,
તે પીલતન આગળ છુ હુ નકામ
કેહેર મારો જાલમ છે એવો બુરો,
પલકમા ગરજીને કરશે ચુરો "(27)
સોહરાબે સુણ્યા સુખન જ્યારે એમ,
વિચાર્યું થશે મુજનુ હાય કેમ
બધી દીલની દીલમા રહી ઉમેદ,
નહી બોલતુ કોઇ પેદરનો ભેદ
અરે ઓ પેદર તુને શોધુ કહા,
બતાવે મને કોણ તારી નીશા[1]
લિધી ખુશ મિજાજે હવે ત્યા રજા,
ઉભી સર ઉપર આવી તેની કજા
સુખન સાંભળીને થયો તે ગરમ,
નહી રેહેવાનો હવે હુ નરમ
થવાનુ કરમમા હશે તે થશે,
લખેલા કિસમતના લેખ હશે
પૂકાર્યો સોહરાબ બનીને ગરમ'
"નથી બોલતો તુ ભલે એ ભરમ
હુશે જો નસીબ તુજ સગ[2] બુરૂ જંગ,
કરૂ તારી હાલત હુ આજે બતંગ"(28)

થયુ જંગ ભારી, ખલક અધકાર,
લડે બેઉ જંગીઓ મારી પુકાર
થયો શોર એવો કુલ જેહાન જુવે,
એ આફત જોઇ ગોયા આસમાન રૂવે
ગઇ તુટી નેજાની નોકો તમામ,
તલવારો ભાગાને થઇ ગઇ નકામ
જખમનો રેહો નહી તનપર સુમાર,
થયુ લહુ જારી મીસલ નીર ધાર
નેજા ને શમશીર, ગુરજ, કમાન,
તુટા સર્વ શસ્ત્રો, ન તુટ્ટ ગુમાન
થઇ ગુમ અકળ ને માથા છુપઇ,
નહિ કોઇનીબી પુરી થઇ લડઇ
થાકી બને ઉભા પેહલવાન,
એક ગમ બુઢો, બિજી ગમ જવાન
મુકી બાજુ હથીયાર, કમર કસી,
ગયા બને જંગી એકએક પર ધસી
કમરબધ પકડી કરે જોર હજાર,
કોઇબી હિલે નહિ કદમબી લગાર
કસી દમ રૂસ્તમ કરે બહુ જંગ,
સોહરાબ લાગો મીસલ એક સગ.[2]
ઉઠાવી પટકવાને પકડી કમર,
મીસલ પાહાડ લાગો જમીનની ઉપર
પવન જો પાહાડને હિલાવી શકે,
તો સોહેરાબને રૂસ્તમ ઉઠાવી શકે
નીમા શામે[3] સોહરાબે મારી પુકાર,
કહ્યું રૂસ્તમને "ઓ જંગી સવાર
થયો છે રોશન રોજ આજ તમામ,
જઇ તારા લશકરમે કર તુ આરામ
૩૮૦૦
ફરી કાલે અજમાવીશુ બળ-કળ,
જોઇશુ કે કોણ થાશે તેમા સફળ"

## જોહા પેહુલવાન રૂસ્તમે સોહરાબના જંગથી નામુરાદ થઇ, જવારેહુના પાસે પોતાના માબાપને પેગામના સખુનો કેહુવડાવવા

એવી રીતના એક મહાભારત જંગમાથી ફારેગ થઇ, બને પેહલવાનો પાતપોતાના લશકર તરફ ચાલ્યા સોહરાબ પોતાના હમનબરદનુ જોર અને હુન્નર જોઇ

૧ નીશા યાને નીશાણી. ૨ સગ યાને પથ્થર. ૩ નીમા શામ યાને સાજને વખતે.

વિચારમા પડયો, અને તેને શક પડયો, કે " આવા દીલાવર કદ અને જોરવાલો પેહલવાન રખે તેનો બાપ રૂસ્તમ હોય ! પણ બીજા હાથ ઉપર તે મનમા વિચાર કરતો, કે જો તે ખરેખર રૂસ્તમ પોતે હોય, તો મારી આજીજી છતા તે શા માટે પોતાનું નામ છુપાવે "

બીજા હાથ ઉપર રૂસ્તમ પોતાની છાવણીમા નામુરાદ દીલે અને તુટેલા જીગરે ગયો તેણે કાઉસને તેમજ બીજા પેહલવાનોને પોતાની લડાઇનો હવાલ વિસ્તારીને જણાવ્યો. શાહા કાઉસે રૂસ્તમને હિમત આપી, આવતી કાલના જગમા તે ફત્તેહમદ થાય, એવુ ચાહના ખુદાતાલાની બદગી કરવાની ખાએશ જણાવી રૂસ્તમ સરગરદાન દીલે ત્યાથી નીકળી પોતાના તમ્બુમા ગયો, એને ત્યા જતાજ તેણે પોતાના ભાઇ જવારેહ આગળ જગનુ બયાન કરી, પોતાના દીલનો હાલ જાહેર કીધો, અને સોહરાબના જગની વાત જણાવી કહ્યુ કે —" અગર જો આવતી કાલના જગમા હુ મારીયો જાઉ, તો આ લડાઇને તમો કોઇબી આગળ ચલાવતા ના, પણ તમો સઘળા જાબુલ તરફ જાલની આગમ નીકળી જઇ, આખા કુટુબને દીલાસો દેજો "

થયો રૂસ્તમ જગથી નાસિપાસ,
ને જીવવાની છોડી સઘળી આસ
કહ્યા રૂસ્તમે ભાઇને આ કલામ
"સાભળ બિરાદર મારો પેગામ
અગર જગે કાલે હુ જાઉ મરી,
તો કરશો રૂદન નહિ હરગેજ જરી
વધુ જગ એકદમ કરજો ખતમ,
લડાઇમે આગળ ન ધરતા કદમ
જજો લઇને લશ્કર 'દસ્તાન' પાસ,
ને કહેજો કજાનો પયગામ ખાસ
માદર ને પેદરને કહેજો પેગામ,
કે રૂસ્તમનો થાયો જમાનો તમામ
માદર રોદાબેને કહેજો સલામ,
ને ગોસસ્પ બેટીને કહેજો કલામ
કે, કરી જારી ના કરતી હયરાન જાન,
થશે તેથી નારાજ મારૂ રવાન
જનમ લેવો જગમા છે મરવાને કાજ,
રહ્યો નહિ જમાને જમ સર્ફરાજ
રહ્યો નહિ એરચ, તુર, ને સલમ,
રહ્યો નહિ ફરીદુન થાયો ખતમ
રહ્યો નહિ કેરસાસ્પ જેવો સવાર,
રહ્યો નહિ નરીમાન સામેસવાર.
હશે હકતાલાનો એવો હુકમ,
કે સોહરાબ હાથે મરે રૂસ્તમ
તો ઇલાજ ઇનસાનના શુ કરે,
લખેલા કરમના ન લેખો ફરે
જગમા નથી કોઇ રહ્યુ જાવેદાન,
મને કેમ જીવાડી શકે આસમાન.
અગર જો જીવે આદમી સાલ હજાર,
આખર છે એક રોજ અજલનો શિકાર " (29)

## રૂસ્તમનુ સોહરાબ સાથ બીજી વાર કુશ્તી લડવુ, અને સોહરાબે રૂસ્તમને જમીન પર પાડવુ.

કરી રૂસ્તમ સાથ સોહરાબ જગ,
થયો દિલ અદર તે બહુ બતગ
બુલાવી હોમાનને પુછયુ સિતાબ
"ખરો કર ખુલાસો, ખરો દે જવાબ.
લડે છે જગમા સુરો મારી સાથ,
રખે પામે એલજામ તે મારે હાથ.
મને તેહમીનાએ જે કહી છે નિશાન,
દિસે તેને મળતોજ એ પેહલવાન
રખે-હોય પેદર મારો એ નેકનામ,
રખે મારે હાથે પૂગે એલજામ.

રખે ફરતો હોઉ તેની ઉમેદ ભંગ,
કરે કોણુ ખુલાસો, નથી કોઇ સંગ
અગર જંગે મુજ હાથ મરે જો પેદર,
તો લ્યાનત જગતની પડે મારી પર
જો મારીયો જતે નહિ મામો રજંમ,
તો ઓળખાવતે બેશક મને રૂસ્તમ "(30)
સુખન સુણી હોમાને દીધો જવાબ:
"બને કા તુ સોહરાબ દીલ-બેતાબ
કિધી છે લડાઇઓ મે રૂસ્તમ સંગ,
હુ જાણુ છુ રૂસ્તમનુ રૂપ-રંગ
હુ જાણુ છુ રક્ષ, ને રખશની રીકાબ,
હુ જાણુ છુ રૂસ્તમનો અસબાબ
કહા છે રૂસ્તમ આ જંગ દવાર,
દિસે આ તો કોઇ નવો છે સવાર"
કપટી હોમાને ન આપી પિછાન,
વાતો ગલત કહી છુપાવી નિશાન

### રૂસ્તમે સોહરાબને ફરેબ આપી, તેના હાથમાંથી છુટવુ

થઇ રાત પુરી, પડી બામદાદ,
શરૂ થાયો જંગનો ફરીને ફેસાદ
લીધુ રૂસ્તમે પેહડી બગ્રેબયાન,
પુકારતો તે પાછો પડયો મયદાન
જોઇ તેને સોહરાબ થાયો સવાર,
ફરી જંગ કરવા નિકલ્યો બહાર
નીરખીને બોલ્યો સોહરાબ હસી:
"શુ જંગ તારા દીલમે રહ્યું છે વસી?
કેમ તારી કેવી છે આજે પ્રભાત?
ગુજારી તે કેવી રીતે તારી રાત?
ફેંકી દે બાજુએ તીર ને કમાન,
ને લડવાનુ છોડી દે દિલથી ગુમાન
ખરા દીલે કરીએ કોલોકરાર,
કે લડીયે કદી નહિ આપણુ જીનહાર
તુને જોઇ દીલમા છલકે છે પ્યાર,
આખોથી વહે છે, શરમ બીશિયાર.
કિધી તારી તેહકિક સુબો ને શામ,[1]
નથી કોઇ કહેતુ મને તારૂ નાંમ
કહે નાંમ તારૂ તુ ખોલી જબાન,
તુ છે યા નહી રૂસ્તમ પેહલવાન"

* * *

કહ્યુ રૂસ્તમે "ઓ તુરાની જવાન,
જરા રાખ તારૂ ઠેકાણે ધીયાન
ગઇ કાલે કીધો તો એવો કરાર,
કે લડશુ પાછુ પડતા સહવાર.
કરે કેમ આજે ફિતુરી જબાન,
શુ સમજે છે બાળક મને તુ જવાન
ઉતર જંગમા ઝટ જણાઇ જશે,
થશે તેજ હકનો[2] હુકમ જે હશે"
દિધો રૂસ્તમે નહિ સિધ્ધો જવાબ,
પુકારીને બોલ્યો જંગી સોહરાબ (31)
"કિધો મારી ઉમેદનો તુએ નાસ,
થયો છુ હુ તુજથી સદાનો નિરાસ
હતી તારે માટે મયા મારે મન,
જુવે નહિ પિરીમા[3] તુ દુખીઆરો દન
લાચાર કિધો તે કરીને છકર,
કરી લે તુ દુનિયાને છેલ્લી નજર.
અગર હોય મૂજ હાથ તહારી કજા,
ચખાડુ તુને મોતની હુ સજા.
કિધી બહાદુરી તે જગતમા હજાર,
હતો જયારે સોહરાબ નહી આશકાર"
તુરત ઘોડા પરથી ઉતરીયા દલેર,
કિધુ જંગ જારી ધરી દીલ કહેર
થયા જંગે જખમી બને શરીર,
બદનમાથી વહેતા લહુ જેમ નીર,[4]
કુદી એક સોહરાબે મારી છલંગ.
લિધો પકડી રૂસ્તમ, કિધો ખુબ તંગ

૧ સુબો ને શામ યાને સવાર અને સાજ. ૨. હકનો હુકમ, યાને ખુદાતાલાનો હુકમ. ૩ પીરીમા યાને ઘડપણુમાં. ૪ નીર યાને પાણી

જોઇ રંગ સોહરાબ જમીન થાઇ દંગ,
હતી ગોયા કિયામત, હતુ નહિ જંગ
કરી જોર ઉચકીયો રૂસ્તમ અધ્ધર,
ને પટકીયો જમીન પર જાણે પત્થર
ચહડી બેઠો સોહરાબ છાતી ઉપર,
ને ચીરતો 'તો ખંજરથી તેનુ જીગર
તુરત બોલીયો રૂસ્તમ નામવર:
"સબર કર જંગી, જરા કર સબર
અએ રણધીર દિલાવર શમશીરગર,[1]
જંગની રસમથી દિસે બેખબર
કરે છે તુ ખંજરથી મુજને કતલ,
કહા ગઇ જંગી તહારી અકલ
બની સુર જંગી છકી જાય તુ,
પટકી જમીન પર ખુશી થાય તુ
નથી કુશ્તીના કાયદાની એ રીત,
એકજ પટકમા તુ સમજે છે જીત
બે વાર પટકે હરીફ સર-બ-સર,
કરે બીજી વખ્તે જુદુ તેનુ સર
હમ પહેલવાનોની છે એ રસમ,
દિસે તુ અનુભવથી બિલકુલ કમ"

* * *

દલેરે કિધી વાત તેની કબુલ,
ગુમાનીની ધુધમા કિધી ભારી ભુલ
ફત્તેહથી ફુલી કિધુ મોટુ મન,
કબુલ તેણે કીધા રૂસ્તમ સુખન
હતી નહિ ખબર કોણ હતો તે પીર,
પિછાની ન શકીયો હરીફને તે વીર
ઉઠી છાતી પરથી ઉભો તે દલેર,
કિધો દુર દીલથી કિનો 'ને કહેર
કહ્યુ રૂસ્તમને "હવે તુ સિધાર,
ગરમ કાલે કરશુ જંગનુ બજાર
લડતા લડતા પડી આજે શામ,
જઇને જરા કર જરૂર તુ આરામ"

* * *

ગયો જંગી સોહરાબ લશકર ભની,
કહી વાત જંગમે હતી જે બની
હોમાન જાણી થયો દીલગીર,
કહ્યુ: "કીધી ગફલત તુએ ઓ દલીર
અફસોસ! ગફલત કિધી તે જબુન,
કે કીધુ નહિ તુએ બુઢાનુ ખુન
બનિયો તુ ગાફીલ, ને છુટો શીકાર,
ફરી હાથ આવે એ મુશ્કીલ છે કાર
હવે જોજે મયદાનમા શુ બને,
હવે જો તે બુઢો કો'ને હણે"
કહ્યુ ખુબ હસીને સોહરાબે એમ
"તુ જો જે હુ જંગે કરૂ કાલે કેમ
ના થા તુ દલગીર, જરા ધીર ધર,
મીસલ શેર પકડશ તે ગોરખર"

રૂસ્તમે પોતાના જીવવાની આશા
છોડી, પોતાનુ આગલુ જોર પાછુ
મેળવવા બંદગી કરવી.

હવે છોડી રૂસ્તમે જીવવાની આસ,
હારીને જંગથી થયો બહુ ઉદાસ.
હતુ તન જખમી, બદનપર ખાક,
થતો તે જખમની અગનથી હલાક.
દરદ તન બદનમા થતુ બીશિયાર,
થયો બિલકુલ જંગથી બારજાર
સોહરાબસે લડવા તે ડરતો હતો,
ફિકર કાલની તે કરતો હતો.
ગયો ત્યાથી એકાંત દુર વનમા,
ધરી યાદ યઝદાનની મનમા
જોઇ એક નીરમળ ઝરણનુ નીર,
સફા તેણે કીધુ પોતાનુ શરીર.
બૂજાવી તરસ પીઇ પાણી ઝરણ,
કિધી તેણે બંદગી ધરી ધ્યાન મન.
નિયાયેશ કરીને કિધી ફરીયાદ
"ઇલાહી હવે લે તહેમતનની દાદ."

1 શમશીરગર યાને શમશીરને ઉઠાવનાર જંગી

કહે પ્રીરદોસી એવા સુખન,
કે રૂસ્તમનુ જોર હતુ પાર-વન
હતુ જોર એવુ વિના કઇ ફરક,
કદમ જયાબી મુકતો તે થાતો ગરક
જગલના પાહાડો, ને પત્થર સગીન,
તડકી જતી તેના ભારે જમીન
દુખી તેથી રૂસ્તમ થતો દીન રાત,
ને ચાહતો હતો જોર બને સમધાત
કિધી બદગી ચાહી એવી ઉમેદ,
કે "યઝદાન દુર કર આ મારૂ ખેદ
લેઇ લે તુ થોડુ બદનમાનુ બળ,
થશે મારી તેથી મુશ્કીલ હલ"[1]
અરજ સુણી મેહરબાં થયો કેરદેગાર,
બળવત બદનનો કિધો કમ ભાર.
પડી આજ તેને તે બળની ગરજ,
કિધી દાદગરને તેણે અરજ
કે:"ઓ માલેક જગતના થા મેહરબાન,
જીતી જાય જગે મને એક જવાન.
કર મેહર મુજ પર અએ યઝદાન,
મને આગલુ જોર બક્ષ મેહરબાન.
કર મારી ઇજજત ઉપર કઇ નિગાહ,
આ જઇફીમા મારો તુ થા ખેરખાહ"

(32)

કિધી અર્જ યઝદાએ તેની કબુલ,
ઘટેલુ મલ્યુ જોર અને અમુલ
બદનમા પડી તેને માલુમ અસર,
થયો તે હવે જગથી બેફીકર

સોહરાબ અને રૂસ્તમનુ જગ. રૂસ્તમના હાથ ઉપર સોહરાબનુ મારયા જવુ.

ફરી જયારે ઉગ્યો બુલદ આફતાબ,
ધરી રૂસ્તમે રખ્શ ઉપર રીકાબ
કરી તગ કમરને થયો તે સવાર,
ગયો જગે પાછો કરતો પુકાર
સજી શસ્ત્રો અગે કમદ બાજુ પર,
તીરો-તબર સગ શમશીર કમર
જોઇ જગે પાછો રૂસ્તમ વીર,
લડવા નિકલ્યો સોહરાબ દલીર

પુકારીને બોલ્યો સોહરાબ શીર
"ફરી આવીયો કેમ આજે ઓ પીર
જરા તારી પીરીનો કર તુ વિચાર,
ગરમ કા કરે છે કિનાનુ બજાર
ગયો છે તુ શુ કામ જીવથી ધરઇ,
કરે જઇફીમા ઝોર સગ લડઇ
નથી જઇફ ચશ્મોમા તારી શરમ,
જવા દીધો બે વખ્ત કરીને રહમ
છુટો ત્યારે આવ્યો તુ લડવા ફરી,
કેમ આવતે તુ જતે જો મરી"
કહ્યુ રૂસ્તમે "ઓ દિલાવર જવાન,
જવાનોમે હમેશ રહે છે ગુમાન
અફસોસ ગરૂરે ગયો તુ ફુલી,
ગયો છે બેશક તમીજ[1] તુ ભુલી
કહેર મારો જાલમ છે એવો બુરો,
પલકમા તે ગરજીને કરશે ચુરો

૧ પ્રીરદોસી એવુ કહે છે, કે રૂસ્તમને તેની જવાનીમા એટલુ બધુ જોર હતુ, કે પત્થર યા પાહાડ, યા કોઇબી જમીન ઉપર જ્યારે તે ચાલતો, ત્યારે તેના શરીરના વજનથી તેના કદમ જમીનમા પેસી જતા હતા. રૂસ્તમ તેથી ઘણોજ કટાલી જતો હતો, અને તેની હલાકીનો પાર હતો નહી એથી તેણે યઝદાનની જનાબમા અરજ કીધી, કે તેના શરીર માહેલુ જોર અને ભાર ઓછા થાય શાએર કહે છે, કે તેની અરજ યઝદાને કબુલ કીધી હતી અને તેનુ જોર ઓછુ થયુ હતુ સોહરાબના હાથ ઉપર પોતે નક્કી મારીયો જશે, એવુ જાણીને રૂસ્તમે પોતાનુ આગલુ જોર યઝદાનની બદગી કરી, સોહરાબને મારવા માટે પાછુ માગ્યુ, અને તેના માગ્યા પ્રમાણે યઝદાને તેને તેનું આગલુ જોર પાછુ આપ્યુ હતું ૨. તમીજ યાને લીઆકત.

બની પેહલવા તુ કરે એમ મક્કર,
મિસલ એક ઓરત કરે તુ જીકર
કરી લે તુ બદગી ઉભી છે કજા,
ચખાડુ તુને હુ ગરૂરની સજા '

* * *

ફરી ચાલિયૂ કુશ્તીનુ ભારે જગ,
થયુ બખ્ત બનેનુ રોશન બતગ
પકડીને બને કરે ખેચ તાન,
હતા એકએકથી વધુ મસ્તાન
થયો રોજ સિહા બુલદ હસ્તીનો,
હતો દીન કજાની જબરદસ્તીનો
હતો કાળ સોહરાબની નિસ્તીનો,
થયો રોજ તેની ખતમ મસ્તીનો
હટી જઇ સોહરાબ છટકતો હતો,
તુરત તેને રૂસ્તમ પટકતો હતો
ઘડીમા તે ધસતો ને ખસતો હતો,
તુરતજ પકડાઇ ફસતો હતો
તગ થાયુ તન તેનુ ગુમ થાયુ જોર
રોશન થયો દીન સિહા ઘનઘોર
જોઇ એવો સોહરાબનો સુસ્ત હાલ,
ગરદન ઉપર મારી રૂસ્તમે ફાળ
કમરબધ પકડીને ગરદન ધરી,
બગલમા જકડી ખુબ જોર કરી
દબાવી હફાવી કિધો બહુ બતગ,
ઉઠાવ્યો પકડી મિસલ એક પતગ
ઉડાવી હવામે અધ્ધર અતરગ,
પટકીયો જમીનપર જગી પિલગ
ચહડી બેઠો રૂસ્તમ છાતી ઉપર,
ને ચીરીયુ સોહરાબનુ કોમળ જીગર (33)

અરેરે! રૂસ્તમ કીધુ તે શુ કામ,
એ સોહરાબ હતો તુજ પિસર ગુલફામ
ચિરાયુ તૂએ તેનુ નાજુક જીગર,
અટકિયો નહી એકબી દમભર
જવાબ શુ દેશે તુ દાદાર દવાર,
થશે સવાલ જયારે 'રોજે-શુમાર'[1]

* * *

કળ ખાઇ સોહરાબે મારી બરાર,
ને બોલ્યો કે "બુઢા અરે જુલ્મગાર
મરવાનો મુજને નથી કાઇ ગમ,
મગર મુજ અજીજપર કિધો તે સિતમ
હશે મારી સરજતની એવી ચલન,
હશે તારા હાથોમે મારૂ કફન
ઉમેદો દિલની દિલમા રહી,
નિરાસી જગતમા ઘણી મે સહી
મૂજ જેવા હાલ તારા આખર થશે,
મૂજ લોહીની નહેરનો સાગર થશે
છૂપાશે અગર જઇ તુ દરીઆ ભીતર,
યા સતાશે ધરતીનુ ફાડી જીગર
સતાયો સતાઇં શકશે નહી,
પાતાળે છુપાઇ બચશે નહી
ગગન પર જઇને તુ તારો થશે,
ત્યાબી ન તારો ગુજારો થશે
કિધુ મુજ જીગર તુએ એકદમ ચાક,
કિધી મુજ ઉમેદો એકદમ ખાક
ભરી મૂજ દિલમા ઉમેદો હજાર,
જવાનીમા નાહક થયો હુ ખૂવાર
પેદરની ન મૂલાકાત આખર થઇ,
ઉમેદ મુજ દિલની દિલમા રહી.
મળવા પેદરને તલબગાર થયો,
કિધી જુસ્તજુ બહુ લાચાર થયો
પેદરની ન આપી કોઇએ પિછાન.
પેદરના દરશન વિના જાય જાન
ખબર રૂસ્તમને જશે જયારે કાન,
કિનો મારો લેશે, લેઇ તારો જાન.(34)

* * *

સૂખન સુણી તુટો રૂસ્તમનો જોશ,
જમીન પર પડીયો થઇને બેહોશ.

૧ 'રોજે શુમાર,' યાને કયામતને દાહાડે

કુટી સર ને છાતી મારીયો પૂકાર,
"જોઇ લે આ કમબખ્ત રૂસ્તમ દિદાર
મને આપ સોહરાબ કદ્દી પિછાન,
કોણ તારી માદર ને શુ છે નિશાન" (35)

* * *

પેદરની જોઇને સિકલ આબદાર,
રડે પેચ ખાઇ પીસર જાર-જાર'
"અરે ઓ પેદર તે ન ખોલી જબાન,
દગાથી તે મારી લિધો મારો જાન
ઘણી વાર પુછી મે તારી નિશાન,
નહિ કીધી જાહેર તહારી પિછાન.
ખોલ મારી. બાજુ ને જો તારૂ નગ,
દિધો છે તે કેવો પિસરને બતગ
નિકલીયો હુ જયારે જવાને ઇરાન,
મને તહેમીનાએ એ બાંધી નિશાન.
કહ્યુ એ મને છે ઘણી કામની,
એ ઓળખ થકી છે વિના ખામની.
નિશાંણી કરે શુ કજા જયા ભમે,
પડયુ કામ એનુ મરણને સમે
ખબર કોઇ કરો તેહમીનાને જઇ,
મરે છે સોહરાબ આવી અહી."
૪૧૦૦
ખોલીને બખ્તર રૂસ્તમ જુવે,
નિશાંણી પિછાની પૂકારી રૂવે
સોહરાબને જોઇ થયો તે બેબાક,
ગીરેબાન ખૂદનુ કરે ચાક-ચાક
પટકીને સર તે રૂવે જાર-જાર.
"જો બેટા કમબખ્ત રૂસ્તમ દિદાર
ઉમેદ ભર તુ આયો મળવા પેદર,
ખુંની તારા બાપેજ ચિરીયુ જીગર
મુજ ખાંન્દાનનુ કીધુ મે ખાનુખરાબ,
જાબુલ પર કિધો મે બુરો અજાબ
મને નહિ ખબર કાઇ તારી જીગર,
કે બનશે આ મયદાંન તારી કબર
મુવો કમ્બખ્ત રૂસ્તમ પેહલવાન,
અરે મારા બેટા સુરા બળવાંન
જલો કુલ ઇરાન અને સિસતાન,
મુવો બાપ હાથે બેટા અજાણ
મને તહેમીનાએ ન આપી ખબર,
થયુ જંગ મયદાન તારી કબર"

* * *

કહે એમ સોહરાબ "પેદર રૂસ્તમ,
હવે કા કરે તુ રડી હાય-ગમ
કરે કા તુ નાહક જીદગી હલાક,
ના કર તહારૂ ગીરેબાન ચાક
બનવાનુ જે કાઇ હશે તે થયુ,
બનીયા વિના તે ન બને રહ્યુ
મે સમજાવી તુને ઘણુ પુછીયુ,
નહી કાંઇ સારૂ તુને સુજીયુ"

રૂસ્તમ માટે કાઉસનુ ફીકરમદ થવુ

થયો અસ્ત ખુરશેદ, પડી જયારે શામ,
થયા કૂલ ઇરાની ફિકરમન્દ તમામ
પડી શાહ કાઉસને એ ખબર,
પૂકારી તે બોલ્યો, બની બેસબર
"રખે જંગે રૂસ્તમ મુવો જો હશે,
તો ઇરાનની હાલતનુ શુ થશે?
થશે હાલ રૂસ્તમ વિના બહુ ખરાબ,
નથી કોઇમા રૂસ્તમ જેવી તાબ
રખે થાય જમશેદ સમ મારો હાલ,
તજી સલ્તનત હુ બનુ પાયમાલ
ધરો નામ જબાપર યઝદાનનુ,
નાબુદ કરો નામ તુરાંનનુ
કરો જંગ મળી કુલ લશ્કર ઇરાન,
નહિ તો તમે ખોઇ દેશો ઇરાન"

સોહરાબે મરતી વખત પોતાના બાપને દિલાસાના સખુનો કહી તુરાંની લશ્કરને માટે અરજ કરવી.

કહે એમ સોહરાબઃ "સાંભળ પેદર,
હવે હા-વ-જારી, જરા કમ કર
જનમ લેઇ મરવુ, જાયુ તે જાય,
ખિલેલુ ખરે છે, લીલુ સૂકાય
નથી અવનીમા અમર કોઇ ભૂપ,
સુરા કે રૂડા વીરા અનૂપ.

રૂસ્તમ અને સોહરાબનુ જંગ



"થયો રોજ સીહા બુલંદ હસ્તીનો, હતો કાળ સોહરાબની નિસ્તીનો,
હતો દીન કજાની જબરદસ્તીનો, થયો રોજ તેની ખતમ મસ્તીનો"

( જુઓ પાનુ ૧૦૩ )

અરજ એક ગુજારૂ હવે તારી પાસ,
કે, દેતો ના તુરાંની લશ્કરને ત્રાસ.
એ લશ્કરને રાખ્યુ 'તુ મે મારી પાસ,
રહ્યા છે સહુ કોઇ બની મૂજ દાસ
નથી તેઓની એમા કઇબી કસુર,
થતો ના તુ તે પર જરાબી ક્રુર.
મે આસા ને ઉમેદો બાંધી હજાર,
મળુ જો જઇ હુ પેદર નામદાર
તો દુનિયામા રાખુ નહી તાજવર,
હતી મોતની નહિ મને કઇ ખબર
અફસોસ હજીર આપતે જો ખબર,
થતે જીવ મારો ન જીરોજબર
ઘણી વાર પુછી મે રૂસ્તમ નિશાન,
જરાબી હજીરે ન આપી પિછાન
હજીરે કિધો બિલકુલ નાઉમેદ,
કિધો છે સિહા તેણે દિન મુજ સુફેદ
પૂછજે તે જગીને મારો હિસાબ,
પણ દેતો ના તેને તુ કઇબી અજાબ
હુ આયો મિસલ વીજળી આ જહાન,
હુ જાઉ છુ જગથી હવાની સમાન
હવે લે પેદર મારી છેલ્લી સલામ,
ફરી મળશુ આપણુ મિનોઇ મુકામ

રૂસ્તમે જવારેહ પાસ હોમાનને
પેગામ કેહવડાવવો, અને હોમાને
હજીર ઉપર બોહતાન મુકવુ.

એ સાંભળીને રૂસ્તમનો રૂંધાયો દમ,
કુટી છાતી, સર, ને કરે માહેતમ
છલગ મારી થાયો રખ્સપર સવાર,
ને દોડયો તે લશ્કર તરફ નામદાર
જોઇ સહુ રૂસ્તમને ખસ્તા જીગર,
સિતમ ચશ્મો અદર, પુર ખાક-સર
કુટી સર પૂકારી રડયો પેહલવાંન,
"મુવો મારો બેટો મુજ હાથે અજાણુ
દગાથી મે કીધો જબેહ મારો જાન,
જુવો જઇ મરે છે, પુનમનો ચાન
હવે મારી હિમત છે બિલકૂલ ખૂટી,
ઉમેદ મુજ દિલની સરવે તુટી
બુઢાપામા મારીયો મે મારો પિસર,
દગાથી મે ચીરીયુ તેનુ જીગર
મોકલાવો હોમાન પર પયગાંમ,
જણાવો અહેવાલે સોહરાબ તમામ.
કહેજો કે બર આવી છે તૂજ મુરાદ,
થયુ તારૂ અરમાન બિલકૂલ આબાદ
બુરી નેમ તારી પડી પાર છે,
ખુદાનો તુજ પર ફિટકાર છે
સોહરાબને આપી નહિ મુજ પિછાંન,
કરતૂકથી તારા થયો તે બેજાન.
સોહરાબની મરજીને આપીને માન,
કિનાની કીધી છે શમશીર મિયાંન.
બિરાદર જવારેહે ફેરવી લગામ,
કહ્યો જઇ હોમામને સઘળો પેગામ
કરતુકી હોમાને દીધો જવાબ:
"બેશક એ બદનામી છે બહુ ખરાબ
સજાને છે લાયક ઇરાની હજીર,
છુપાવી ભરમને કિધી તકસીર
સોહરાબે રૂસ્તમની પુછી પિછાન,
જરાબી હજીરે ન આપી નિશાન

ખતાવાર તો છે હજીર બદગુમાન,
કતલ થાયો નાહક રોશન રવાન."
બિરાદર જવારેહે પાછો ફરી,
કહ્યો હાલ રૂસ્તમને આસુ ભરી
નવી આ ખબરથી થયો બેધિયાન,
દોડયો તે કરવા હજીરને બેજાન
પકડી પટકીયો જમીનની ઉપર,
ને કરતો હતો તે કલમ તેનુ સર
તુરત પેહલવાંનોએ વચ્ચે પડી,
હજીરને બચાવી લિધો તેજ ઘડી
હજીરને મુકી દોડીયો તે મેદાંન,
જઇને જોયો મરતો જવાન

જોઇ હાલ રૂસ્તમ કરે સહુ ગમ,
ગયા જંગીઓ સહુ મળીને બહમ
અફસોસ કરતા તે જોઇ સિતમ,
તુસ સાથ ગોદરેજ અને ઘસ્તહમ
કરે કુલ લશ્કર રડી માહેતમ,
ધરી ખાકમા સર કરતા અલમ
રડી કુલ લશ્કરે કીધી નમાજ,
આ આફતનો કર ચઝદાંન ઇલાજ
રડી રૂસ્તમ બહુ થયો લાઇલાજ,
સરપરથી ફેકી દિધુ તેણુ તાજ
ધરી હાથ ખજર લિધુ એકદમ,
ને ચાહ્યું કે ખુદનુ કરે સર કલમ.

ગોદર્ઝ વજીરે રૂસ્તમને શીખામણના સખુનો કેહવા, અને રૂસ્તમે કાઉસ પાસ 'નોશદારૂ' સોહરાબને માટે મંગાવવો

તુરત હાથ પકડી લિધો ઘસ્તહમ,
કહ્યુ "એ ઘટે નહી તુને રૂસ્તમ"
કહ્યુ ગોદરેજે. "ઓ રૂસ્તમ દલીર,
જરા મારૂ સાભળ ધરીને ધીર
અગર સળગાવી મુકે તુ જેહાન,
અગર તુ હલાવે જમીન આસમાન.
અગર ખુદ પર તુ ગુજારે અજાબ,
તો હાસલ શુ કરશે તેથી સોહરાબ
અગર જો કજા એની એમજ હશે,
તો જીવતો એ જંગી કહાથી થશે?
નથી કોઇ જગમા રહ્યુ હિયા સદા,
મુફલિસ, તવગર, ગની કે ગદા
એક રોજ જવુ છે 'મુલ્કે-અદમ,'
ખબર એનો કોઇને ન પડતો ભરમ"
કહે રૂસ્તમ "સુણ વજીર નેકનામ,
જલ્દીથી લઇ જા તુ મારો પેગામ
જઇને તુ કાઉસને કહે મારો હાલ,
થયો છુ જમાનાથી હુ પાયમાલ.
ઇરાનને ખાતર મે બાધી કમર,
દગાથી મે ચિરીયુ પિસરનુ જીગર
જઇને એ સઘળુ તુ તેને સમજાવ,
તુરત "નોશદારૂ[1]" તુ માગીને લાવ
અગર લાવે દારૂ તુ સોહરાબ કાજ,
અજમાવવા ચાહુ છુ છે-લો ઇલાજ
એ દારૂથી બચશે જો મારો પીસર,
તો થઇશુ હમ બને તહારા નફર.
જો મારો તફડેછ લોહિમા વીરો,
મુજ આસાનો કોટ, 'ને બેમુલ હીરો
જમાનાએ રૂસ્તમને કીધો હેરાન,
થયો બાપને હાથ બેટો બેજાન'

નોશદારૂ લેવા ગોદર્ઝનુ કાઉસ પાસે જવુ, અને કપટી કાઉસે તાણો મારી નોશદારૂ આપવા ના પાડવી.

સોહરાબનુ ગુજર પામવુ

ગયો ગોદરેજ લઇ રૂસ્તમ પેગામ,
કિધો હાલ કાઉસને જાહેર તમામ
પણ કપટી કાઉસે કીધી તકરાર
કે, "સોહરાબ છે હુલ્લડ અને જોરદાર
જો રૂસ્તમને સોહરાબ મળે બેઉ સાથ
તો ઇરાનની શાહી ન રહે મારે હાથ

---

૧ "જેમ 'મય' અને 'શરાબ' વિગેરે પાદશાહ જમશેદના વખતમા જાહેર થયા હતા, તેમ તેનીજ ઔલાદથી ઉતરેલા જેહા પેહલવાન રૂસ્તમના વડવા અને કદીમ ઇરાનીઓનાં સર્વેથી મોટા વૈદ અત્રત જેને અવસ્તામા થ્રીત કહે છે, તેણે 'નોશદારૂ' નામની દવા પાદશાહ ફરીદુનના વખતમા બનાવી હતી એ 'નોશદારૂ' નામની દવા અનેક દવાઓની મેળવણીથી બનાવવામા આવી હતી, તેમાનુ જાણુવા જોગ એક મુખ્ય તત્વ "આપ હુઓમ" યાને હોમની ક્રીયા કરેલુ પાણી છે, કે જે ને આજે પણ દીન ચુસ્ત જરથોસ્તીઓ માનની નજરથી જોય, અને તેનો પીવામા ઉપયોગ કરે છે (કુટાર બીરાદરોનુ શાહનામુ )

અગર નોશદારૂથી જીવે સોહરાબ,
તો બેશક પોહચાડે મને તે અજાબ
સોહરાબે ખાધાતા એવા કસમ,
કે કાઉસને નેજાથી કરવો બેદમ
અગર નોશદારૂથી જીવે તે નર,
તો કરશે કદીબી શુ તે મારો ડર
કિધુ રૂસતમે છે મને અપમાન,
કિધુ તેણે દરબારે કેવુ તુફાન?
નહિ નોશદારૂ હુ આપુ જીનહાર,
ભલે જગી સોહરાબ મરે નામદાર"

* * *

ગયો ત્યાથી ગોદરેજ પવનની મિસાલ,
કહ્યો રૂસ્તમને કાઉસ હેવાલ
સુણી રૂસ્તમ બહુ થયો નાસિપાસ,
દિધી છોડી સોહરાબના જીવની આસ
થયો બહાવરો તે નહિ કઇ સુજે,
જમીન ને જમાનો રૂદનથી ધ્રુજે
કહ્યુ ગોદરેજે "દલેર પેહલવાન,
જરા ધીર ધરીને કહ્યુ મારૂ માન
બદબખ્ત કાઉસ છે બેકદર,
સગદિલ હેડુ મિસલ છે પત્થર
નથી તેની આખોમા કઇબી શરમ,
બુજે તે કદર જોઇ તારો સિતમ
રૂસ્તમ તુ જા તેની પાસે સિતાબ,
ને કહે તારા દુખનો તુ તેને હિસાબ.
અગરજો તે સગદિલ તુથી ગળે,
અને નોશદારૂ જો તુને મળે
તો બેશક બચે તારો પીલતન પીસર,
ઉમેદ લાવે બર તારી તે દાદગર"
પસદ ગોદરેજનો કિધો એ વિચાર,
જવા શાહની પાસે થયો તે સવાર
મગર તેટલા એવી આવી ખબર,
કે, પીલતન સોહરાબ પામ્યો ગુજર
નથી માંગતો તે મેહલ કે ચમન,
હવે જોઇએ છે ફકત એક કફન

### સોહરાબના મોત ઉપર રૂસ્તમનો વિલાપ.

સુણી આ ખબર રૂસ્તમે મારી હાય
"હવે મારૂ જગમે ગમે તે થાય"
દિધુ સર ઉપરથી ફેકીને તાજ,
ઉતરીયો રખસપરથી તે સર્ફરાજ
રડીને બુલ્લેગોં જારી કરે,
કુટી સર રૂસ્તમ પૂકારી રહે

"સપુત મારા બેટા, ઓ જગી જવાન,
દલેર, ને દિલાવર, સુરા પેહલવાંન
આ ધરતી, સિતારા, ને ખુરશીદો-માહ,
આ બખ્તર ને શસ્ત્ર ને તખત-કોલાહ
જોશે ન તુ · જેવા નરને કદી,
ગુજરે જો દુનિયામે લાખો સદી
નબીરો તુ દીકરા નરીમાનનો,
વીરો ને સુરો સમનગાનનો
દલેર મારા બેટા, જગી જવાન,
રૂસ્તમના ચેરાગ, તેહમીનાના જાન
ઓ જગી જોરાવર શ્યાણા દલેર,
ઓ સામો નરીમાનના નાદર ઝવેર
ઓ ઇરાનના હીરા, જાબુલના લાલ,
ઉઠીને મારો તુ કર કઇ નિકાલ.
બુનિયાદે આલા ને તુખ્મે દલીર,
સુવો મારે હાથે તુ ઓ બેનજીર.
હતુ જોર તનમા બહુ બેહીસાબ,
કિધો તુએ રૂસ્તમને લાજવાબ.
કરે કોણુ જઇ તેહમીનાને ખબર,
કે રૂસ્તમને હાથે સુવો છે પીસર.
કજા તારી જોઇ રૂવે આસમાન,
પેદરના દગાથી થયો તુ બેજાન.
પડયો મેહલ છોડીને તુ ખાકમાં,
જલે તન રૂસ્તમનુ આગમા
હતી નહી મને તારી એવી ખબર,
કે, દીકરો છે મારો પીલગ શીર નર

હતી નહી મને તારી એવી ખબર,
કે બાધશે તુ રૂસ્તમની સામે કમર
થયો ગુમ મહારો રોશન ચેરાગ
લગાડી ગયો રૂસ્તમ તન આગ
બેટા તુ આયો જીતવા ઇરાન,
થયુ મોત તારૂ તુ પર કુરબાન
જીતવાને આયો તુ તખ્તો તાજ,
તખતની જગે આયુ તાબુત આજ"

રૂસ્તમને શાહ કાઉસે દીલાસાના સખુનો કેહવા.

સરદારો સુરા થયા શોકમન્દ,
ચશ્મ આજુથી પુર, દિલ દર્દમન્દ.
ખસ્તા જીગર થાઇ કુલ અનજુમન,
હુકમથી કિધુ એક તૈયાર કફન
ગયા સર્વ સોહરાબને લઇ ઇરાન,
ભરે ખાક સરમે પીરો-જવાન
કિધા ખાક સળગાવી તરણુ તમામ,
સોનેરી તખ્તો ને જરરીન કામ
રડી છાતી કુટે કમબખ્ત પેદર
"અફસોસ ઓ દુનિયા વરણુના પીસર
અફસોસ કરમાયો ખિલતો ગુલાબ,
જરા જો પેદરને તુ છોડીને ખાબ"
એ રીતે રૂસ્તમ ગમ બહુ કરે,
ફરી ચાક ગીરેબાંનને બહુ રડે.
મળી સહુ કહે દીલસોજી સુખન,
સુણે નહિ જરાબી, દિલે દુખ અગન
કહ્યુ શાહ કાઉસે "અએ રૂસ્તમ,
ના કર વધુ ખુદ પર તુ સિતમ
આ ચરખે કોહનની છે એ રસમ,
રાખે જરાબી ન કોઇની શરમ
દુનિયાની માયા છે જીઠ્ઠી તમામ,
નથી આવી કોઇને જરાબી તે કામ
ખિલેલા ફુલો ખીલતા નહિ ફરી,
મૂવેલા જીવતા થતા નહિ જરી
મોડે કે વહેલે મરે સહુ સદા,
તવંગર ને મુફલીસ, રંક ને ગદા.
સેવટ સદા સર્વનુ એક છે,
ફકત એક કાયમ તે માલેક છે
સદા મોત જગમે રહ્યુ છે અજીત,
પલકમા તોડે છે ફાનીની પ્રીત
કજા આવી હોય તે કદીના ફરે,
હિકમત હજારો નકામી કરે
જમીન પર ગગનને અગર લાવે તુ,
અગર ચાહે દુનિયાને સળગાવે તુ.
નહી થાય જીવતુ જે પામ્યુ મરણુ,
કિધી તે રવાને મીનોઇ પસન"

સોહરાબના રવાંન ઉપર સામેસ્વારના ખાનદાનનો વિલાપ.

ખબર સાભલી આયો બુર્જોગ જાલ,
જોઇ રૂસ્તમ સગ લશ્કર બેહાલ.
કફન ખોલીને એમ કહે રૂસ્તમ
"અરે બાપ મારા તુ જો એની ગમ
જો આ કફનમે છે મારો પીસર,
કલમ કર ખજર લેઇ મારૂ સર
હુ કમબખ્ત રૂસ્તમ છુ ખારજાર,
કતલ થાયો મૂજ હાથ સામે સવાર'
રડીને રૂદાબેહ ઉભી કરતી ગમ,
"અરે! કેમ ફુટી નહી મુજ ચશમ
જરા બોલ મારા ઓ સુરા દલેર,
તુ પર કોણે ગુજારીયો છે કહેર
જરા તો ઉઠી વાત મુજ સાથે કર,
કહે કોણે ચીરીયુ તહારૂ જીગર
અરે કોણુની લાગી તુને છે નજર,
કે કરમાઇ ગયો એમ જલ્દી જીગર
જરા બોલ દિકરા તુ ખોલી ચશમ,
કહે કેમ રૂઠઇ ગયો તારો દમ
રીસાઇ સુતો કાંચ સામે સવાર,
કહે તારી નિન્દનો શુ છે ઉતાર"

* * *

પડી તહેમીનાને ખબર જ્યારે વાત,
કે મુવો છે સોહરાબ રૂસ્તમ હાત.

રડીને કિધુ તેણીએ તન હલાક,
ગોરેબાન જરરીન કિધુ ચાક ચાક
પિખી બાલ સરના કીધુ માહેતમ,
ભરી ખાક સરમા કરતી સિતમ:(36)
' અએ જાને-માદર કહા તુ ગયો,
લપટાઇ લહુમા બેજાન થયો
હુ કરતી'તી રાતો દિન એજ ફિકર,
રખે નહિ મળે તુને તારો પિદર
લડાવીને લાડો તુને રાતો દન,
કિધો મોટો દિકરા કરી બહુ જતન
નહિ કાંધી રૂસ્તમે તારી કદર,
ને ચીરયુ તે ખુનીએ તારૂ જીગર
તું વસનારો મહેલે પડયો ખાકમા,
પડી તારી માદર અગન આગમા
ગયો મળવા તુ તારો પદર,
પદરને બદલે તુ પામ્યો કબર
દેખાડી નહિ કાં તે દિકરા નિશાન,
થતે રૂસ્તમ સાથ તારી પીછાન.
અગર તારી સાથે હું કરતે સફર,
તો ઓલખાવતે તુને તારો પેદર
ઓ સપુત સુરા, માદરના જાન,
કા મારી ન સુવો ઓ બેટા જવાન
અફસોસ દિઠા નહિ છેલ્લાં દિદાર,
સુવો જઇ તુ બેટા વતનની બહાર
અફસોસ મારો કિધો નહિ વિચાર,
અફસોસ મારી કિધી નહિ દરકાર
દિલની ઉમેદો તો દિલમા રહી,
માયા ને મોહબતની બરબાદી થઇ
જરા બોલ કોણુનો તુને લાગો ગમ,
કીધો કોણુ જુલમગારે બધ તારો દમ
થયો તારો આશક જાલમ જમ,
ગયો છોડી માદર તુ 'મુલ્કે અદમ'
મને તારા મોતની જરા કહે દવા,
મરવામા લાગી તુને શુ મજાહ
કહે કોણુ પર તુ થયો છે ફફા,
ગુજારી તે દિકરા મુજ પર જફા
ફના થાવ ખલકત, ફલક અધકાર,
સિહા થાવ ધરતી, ગગન આબદાર
ગયો મારો સોહરાબ પ્યારો પિસર,
ભલે થાવ દુનીયા જીરોજબર "(37)
જમીન પર પડી તે રડે જારજાર,
કેસોના તોડે તે હર તાર તાર

* * *

ઉઠી તહેમીના ત્યાંથી નિકલી બહાર,
કિધો અસ્પે-સોહરાબને[1] ખુબ પ્યાર
કરી વહાલ ચુંબન લિધા મુખને,
ઘડી ચુમતી સર, ઘડી રૂખને[2]
ઉઠાવી વહાલે જોઇ અસ્પ નાલ,
ચુમી આખે દાબી, મસલતી કપાલ
બગલમા લઇ મૂખ પુછ્યુ રડી,
"રખશના બેટા,[3] કહે તો જરી
કહે કેમ મૂવો તારો સોહરાબ સવાર,
કહે કેમ થયો તે જગે ખુવાર"

* * *

રહ્યો તહેમીનાના ન ગમનો સુમાર,
કરે હા-વ-જારી જોઇ હથીઆર.
જોઇ તેનો પોશાક, બખ્તર, કમાન,
જોઇ તેનો નેજો, શમ્શીર ને બાન
જોઇ તેનો ગુરજ ને લાબી કમદ,
કિધુ તહેમીનાએ મરવુ પસદ
ધરી હાથ શમશીર પાડીને ધુમ,
કાપી રખશની, ચાલ અને દુમ.[4]
બાદઅ કિધો કુલ ફના જરને માલ,
મહેલો બગીચા કિધા પાયમાલ

૧ અસ્પે-સોહરાબના યાને સોહરાબના ઘોડા. સોહરાબના ગુજર પામ્યા પછી તેના રવાનની સાથે તેના ઘોડાને, તેમજ તેના તમામ હથીયારો અને લડાએક બખતર અને પોશાકને ખરાન લઇ જવામા આવ્યા હતા ૨. રૂખ યાને ગાલ ૩. સોહરાબના ઘોડાને માટે કહે છે, કે તે રૂસ્તમના રખ્શની ઓલાદનો હતો. ૪ દુમ યાને પુછડી.

ધરી શોક લીધો કાળો લિબાસ,
થયો જીવ ગેતીથી બિલકુલ નિરાસ
રાત કે દિવસે, સુબો કે શામ,
સોહરાબની યાદ કરતી મુદામ

ભુલી તે ભવનને, ભુલી તનમન,
ભુલી દિલથી તે નહીં ફરજન્દ.
વરશ એક તક તે જીવી આ જેહાન,
ગુજર પામી બાદઅ તે રોશન રવાન



# શિયાવક્ષ અને ફીરંગીઝ.[1]

શિયાવક્ષ, ઇરાનના પાદશાહ કેકાઉસનો દીકરો હતો. એના જન્મની હકીકત, તેમજ એની જીંદગીના હેવાલ ઉપરથી માલમ પડેછે કે, એ ઘણો નેક, ભલો, અને અશોઇથી ભરેલો શહાજાદો હતો

શિયાવક્ષના ફરોહરને ફરવરદીન યશ્તના ૧૩૨ મા ફકરામા આરાધવામા આવ્યું છે

શિયાવક્ષનુ દાસ્તાન, ફીરદોસીની આગલ એક દહેકાનીએ વર્ણવ્યુ હતું, અને ફીરદોસીએ તે કથાને આધારે પોતાની રસીલી એબારતમા તે પાછલથી રચ્યુ હતુ શિયાવક્ષનુ દાસ્તાન કેટલુ પુરાણુ હશે, તે એટલા ઉપરથીજ જણાય છે, કે ફરવરદીન યશ્ત જે જમાનામા લખાઇ, તે આગમજ એ શહાજાદો થઇ જવો જોઇએ એમ લાગે છે, કેમકે ફરવરદીન યશ્તના ૧૩૨ મા ફકરામા કીયાની વંશના ઘણાક પાદશાહો, કએકોબાદ, કએકાઉસ, કએખુશરૂ, વિગેરેના ફરોહરોને જેમ આરાધવામા આવેલા છે, તેમ શિયાવક્ષના ફરોહરને પણ ફરવરદીન યશ્તના એજ ફકરામા આરાધિલુ જોવામા આવેછે.

"કવોઇશ સ્યાવર્શનો અષઓનો ફ્રવષીમ યજમઇદે" યાને અશો શીયાવક્ષના ફરોહરને હમો આરાધીએ છીયે

### અવસ્તામાથી શીયાવક્ષને માટે મળતા ઈશારા.

શીયાવક્ષને કીયાની ખોરેહ, યાને તેના ચેહરા ઉપર નુર હતુ, કે જેવુ નુર પાદશાહ જમશેદ ધરાવતો હતો (જમયાદ યશ્ત ફકરો ૭૧) શીયાવક્ષ અસાધારણ ખુબસુરતી ધરાવતો હતો, અને તેના ચેહરા ઉપર કીયાની ખોરેહ હતુ લગનના આશીરવાદોમા, એજ ઉપરથી પરણુતા છોકરાને દુઆ ગુજારવામા આવે છે કે—"હુદીદ બેદ ચુન શીયાવક્ષ," યાને "શીયાવક્ષના જેવો સારા દેખાવવાલો થજે"

૧ આ દાસ્તાનનુ સંગીત કીર્તન, મુબઇમા પેહલ વેહલુ બુધવાર, તારીખ ૨૦મી મારચ ૧૯૦૭ ની રાત્રે, નવ કલાકે, ધોબીતલાવ ઉપર આવેલા ફ્રા૦ કા૦ હૉલમા કર્તાએ રજુ કીધુ હતું ત્યાર બાદ એજ વાચન, મુબઇ, વાદરા, નવસારી, ભરૂચ અમદાવાદ અને કરાચી ખાતે જુદે જુદે વખતે જુદા જુદા મંડલોની ફરમાસથી, લગભગ ચાર દજનથી વધારે વાર રજુ કરવામા આવ્યુ હતુ (કર્તા)

૨. શાહનામાના દાસ્તાનો ડા૦ જી૦ જ૦ મોદી, બી. એ

બીજો ઈશારો જે અવસ્તામાંથી મળે છે, તે એ છે કે—શીયાવક્ષ બેગુનાહ હતો, અને પોતાના કોલને ખાતર તેણે પોતાનો જીવ ખોયો હતો. તેને તુરાનના પાદશાહ અફ્રાસીયાબે કતલ કીધો હતો, જેના કીનામા શીયાવક્ષના દીકરા કએખુશરૂએ અફ્રાસીયાબને "ઉરૂમીઆના" સરોવર આગલ મારી નાખ્યો હતો.

શીયાવક્ષને માટે એટલુ બોલ્યા પછી, હવે શીયાવક્ષના દાસ્તાનની શરૂઆત ઉપર આપણ આવ્યે છીએ

## તુસ અને ગેવનુ ગોદરેજ સાથ શીકારગાહે જવા નીકલવુ, અને ત્યા એક પરીચેહર ઓરતને મળવુ.

ગુલાબી એક રોજ હતી આમદાદ,
હતી હર તરફ કુદરત શાદ-શાદ
નિકલીયો ફજરમા તુસ નામદાર,
ગેવ સગ ગોદરેજ કરવા શિકાર
લઇ સાથ થોડા ચુનન્દા નર,
દધુઇના[1] જગલની કીધી સફર
ભરપુર હતુ તે શિકારોથી વન,
કિધુ જગીઓએ તે વનમે ચમન
કરી ખુબ શીકાર ફરતા હતા,
નહી કોઇથી તેઓ ડરતા હતા
એકાએક વનમા દિઠી એક નાર,
સિકલમા પરી સમ રોશન દિદાર
જમાનામા તેની ન જોડી હતી,
જગતમા તે સમ થોડી હતી
સરવ સમ સીધી હતી ગુલબદન,
મૂખ તેનુ મહાતાબ સમ મનમોહન
થયો ખુશ જોઇ નાર તુસ નામવર,
સિકલ જોઇ આશક પડીયો તે ઉપર (1)

જઇ પાસ તેણીને કીધી સલામ,
પુછ્યુ "શુ છે મૂબારક નામ
ફરે આએ વનમા અકેલી તુ નાર,
નથી તુજ સગ કોઇ મદદગાર યાર
રાહ છે ખતરનાક આફતભરી,
જશે વનમાથી બહાર કેમ કરી"
નમીને તે બાનુએ બોલી જબાન
"સાભલ ઓ જગી તુ મારૂ બયાન
પેદર મારો બેરહેમ છે બહુ ખરાબ,
અને મસ્ત હરદમ પીઇને શરાબ
કિધુ તેણે ગઇ કાલ રાતે તૂફાન,
ચાહાતો'તો લેવાને તે મારો જાન
તજી ઘર લિધી આએ વનની પનાહ,
પડી છુ હુ ભુલી આ વનમે તનાહ
છે મારી તોખમ બુલદ ખુનથી,
છે મારી ઓલાદ ફરીદુનથી
બેશી છે મારો ગસરવજ સુરો,
સુદીયો એ સરવે ઉપર મે પૂરો

તુસ અને ગેવ બને પેહલવાનો આ ઓરત ઉપર મોહી પડયા, અને આ ઓરત સાથ પરણવા માટે, તેઓ પોતપોતામા તકરાર કરવા લાગ્યા. પહેલવાન તુસે તે ઓરત ઉપર પેહલ્લો હક તેનો પોતાનો લાગુ પડે છે, એવી તકરાર કીધી, અને ગેવ પેહલવાને પેહલ્લો હક પોતાનો છે, એવી દલીલ કીધી અને આ કકાસનો ફડચો એક અમીરે એવી સુચના કરી કીધો, કે તે ઓરતને શાહ કાઉસની દરબારમા લઇ જવી, અને જે હુકમ તે ફરમાવે તે પ્રમાણે બન્ને જને વર્તવુ. આ સુચના ગેવ અને તુસને પસદ પડી, અને તેઓ સઘળા પાદશાહ કાઉસની દરબારમાં ગયા

શાહ કાઉસની દરબારમા પેલી ઓરતને રજુ કરવામા આવી, અને તુસ તથા ગેવે પોતાની ફરીયાદ શાહ કાઉસ આગલ જાહેર કીધી. દરબારમા હાજર રહેલા સઘળા

૧. ઇરાનની ઉત્તર તરફની સરહદ ઉપર આવેલી 'જીહુન' નદી આગલ આવેલુ જગલ

પેહલવાનો આ ઓરતની ખુબસુરતી જોઇ છક થઇ ગયા સર્વેથી વધારે જાણુવા જોગ બનાવ તો એ બન્યો, કે તે ઓરતનો ચેહરો જોતાજ શાહ કાઉસ પોતે તેણીની ઉપર આશક પડયો, શાહ કાઉસે સઘળી હકિકત સાભલી, તુસ અને ગેવને સમજાવી એવો હુકમ કીધો, કે અગર જો તે ઓરત ઉપરથી તેઓ બને જન પોતાનો હક ઉઠાવી લીયે, તો તે પોતે તે બાનુ સાથે શાદી કરવા રાજી થાય. બને પહેલવાનોએ કાઉસના સુખનને સર ઉપર ચહડાવી, તે ઓરત ઉપરથી તેઓએ પોતાના હક ઉઠાવી લીધા, અને શાહ કાઉસે તે બાનુને પોતાના શાહી જનાનખાનામા મોકલાવી

## શીયાવક્ષનો જનમ

મૂહત માસ નવની પુરી થઇ તમામ,
ખુશી થાઇ હાસલ કુલ ખાસો આંમ
૪૫૦૦
દિધી શાહ કાઉસને એવી ખબર,
પડીયો છે .હુરમન્દ પચહા પીસર
જેહાદારે[1] રાખ્યુ શીયાવક્ષ નામ,
મચી હર જગે રહીં ખુબ ધુમધામ,
ગુજર પામી બાહજ઼' કઇએક મૂહત,
વરશ સાતનો તે થયો નેકબખ્ત
સીતારેશ્નાસોએ દીધી ખબર
"એ નરથી થશે એક પચહા પીસર
કરશે તે રોશન ઇરાની રૂબાબ,
કતલ કરશે તુરાની અફ્રાસિયાબ"
જોઇ તેને રૂસ્તમ થયો શાદમાન,
દિઠી તેને ચેહરે મૂબારક નિશાંન
કહ્યુ શેહનશાહને કરીને નમન:
"મને કર હવાલે તુ એ મનમોહન
મોટો કરશ હુ ઉધારી એ બાળ,
જતનથી કરશ કેળવીને વહાળ"
અરજ કીધી મજુર શાહે સિતબ
"લેઇ જા તુ જાણુલ, એ ખીલતો ગુલાબ
ઇઝ્ઝાજત રાખીને કરજે જતન,
બનાવજે તુ એને બિજો તહેમતન
શિખાડજે તુ એને હુનર 'ને ઇલમ,
તાજીમ તવાજો 'ને શાહી રસમ
ભલઇ 'ને બુરઇનો શિખવજે ફરક,
મિનોઇ અશોઇનો દેજે સબક.
શિખવજે તુ ઇન્સાફ કરતા અદલ,
કરે નહિ બેદાદ હરગેજ અમલ
તુને આપુ છુ દિલપઝીર નક્ષને,
લઇ જા તુ મારા શીયાવક્ષને.

એ રીતે શીયાવક્ષ સાત વરશની ઉમરનો થતાજ, તેના બાપ શાહ કાઉસે તેને જેહા પેહલવાન રૂસ્તમને સ્વાધીન કીધો, અને રૂસ્તમ શીયાવક્ષને પોતાને વતન જાબુલ લઇ ગયો રૂસ્તમે તેને ભારે ઇઝ્ઝત અને વાહનથી પાળી મોટો કીધો, અને દરેક જાતના હુનર અને ઇલમ તેને શીખવ્યા લડાઇના હુનરની શીયાવક્ષને ઘણીજ ઉત્તમ પ્રકારની તાલીમ રૂસ્તમે આપી. ઘોડેસવારી કેમ કરવી, તીર કમાનનો ઉપયોગ કેમ કરવો, કમદ કેમ ફેકવી, ઘોડાને જોલાણુ કેમ આપવું', ગુરજ અને શમશીરને કેમ ઘુમાવવા, નેજાનો ઉપયોગ કેમ કરવો, વીગેરે સઘળા હુન્નરમા શીયાવક્ષને રૂસ્તમે કેળવીને હુશીયાર કીધો ત્યાર બાદ શાહ કાઉસના ફરમાન મુજબ, રૂસ્તમે શીયાવક્ષને શાહી તાજીમ તવાજો અને રીતભાતની કેળવણી આપી, દરબાર કેમ ભરવી, મેજબાનીઓ કેમ આપવી, શીકાર કેમ કરવા અદલ ઇનસાફ કેવી રીતે કરવો, રઇયત ઉપર કેવી રીતે અમલ કરવો, જાહેરમા ભાશણો કેમ કરવાં, વીગેરે હુન્નરોની સપુર્ણ તાલીમ રૂસ્તમે શીયાવક્ષને આપી, તેને તૈયાર કીધો.

[1] જેહાંદાર યાને જેહાનનો પાદશાહ—કાઉસ.

શીયાવક્ષનુ દીલ એક દાહડો પોતાના બાપના દીદાર જોવા થયુ શીયાવક્ષે પોતાનો તે વિચાર રૂસ્તમને જણાવ્યો, અને રૂસ્તમે શીયાવક્ષને તેના બાપ પાસ રવાના કરવાની તૈયારી કીધી મોટી ધુમધામ અને ખુશાલીનો મકીમા મચી રહ્યો, અને રૂસ્તમ પોતાની સાથે શીયાવક્ષને મોટા નઝરાના સાથ લઈને ઇરાનના શાહની દરબારે ગયો શીયાવક્ષની સવારી ઇરાનમા દાખલ થઇ શહેરમા રઇયતની ઉલટ અને ઉમગનો પાર રહ્યો નહી સર્વેની નજર શીયાવક્ષ ઉપર ઠરી રહી. કાઉસ પોતાના દીકરા શીયાવક્ષનુ ઉછરી રહેલુ કદ, અને દબદબા સાથે તેના ચહેરા ઉપરનું નુર (ખોરેહ) જોઇ અજાએબીમા ગરક થઇ ગયો, અને યઝદાનની જનાબમા તે શુકર ગુજારી કરવા લાગ્યો

શેહેરના જાગીદારો, માનવતો, અમલદારો, અને અમીરો સર્વે શીયાવક્ષના દરશન કરવા નઝરાના સાથ દરબારમા આવવા લાગ્યા, અને તેનુ 'રોશન નુર' જોઇ સર્વે તાજુબ થયા. કાઉસે ખુશાલીની એક મોટી મીજલસ ભરી, અને નાચ રગની મોટી ધુમધામ ચાલી રહી ખાન-પાન ચાલુ થયુ શીયાવક્ષને જાહેરમા કાઉસે મોટુ માન આપી નવાજયો, અને ઉમરે પુગતાજ તેને તાજ આપવાનુ જાહેર કીધુ.

શીયાવક્ષની મરદાનગી અને હુનરમદીના ખેલો ખલકતને જાહેરમા દેખાડવા કાઉસે એક જાહેર મેલાવડો પોતાના મેહલની સામે આવેલા ચોગાંનમા કીધો. તમામ ઇરાની ખનકત, તેમજ મહેલના ઝરૂખા ઉપર શાહી કુટુબની બાનુઓ શીયાવક્ષની મરદાનગીના ખેલ જોવા ભેગી મલી હતી

શીયાવક્ષની મરદાનગીના ખેલો જોઇ કાઉસે રૂસ્તમની બાબજા તારીફ કીધી, અને તેને બેસુમાર જર અને ગોહરથી વધાવી લીધો તેજ વખતે મેહેલના ઝરૂખા ઉપરથી રાણી સોદાબેહ શીયાવક્ષની હુનરમદી અને તેની ખુબસુરતી જોઇ તેની ઉપર મોહી પડી.

જીગરમા જોઇ નુર લાગી અગન,
ભુલી ગઇ સુધ્ધબુધ્ધ ભુલી ગઇ ચમન
જુદઇના મરજથી તવાતી ગઇ,
બરફની મિસાલે ગળાતી ગઇ
બની તે મલવા શ્યાવક્ષ અધીર,
જીગર માહે લાગો મહોબત તીર.
જુદઇમા તે કરતી વિચારો હજાર,
સિકલ જોઇ શીયાવક્ષ, ખોયો કરાર (2)
ગઇ શાહની પાસે કરી ખુબ વિચાર,
નજાકતથી બોલી કરી સતકાર
"ખુશી રહે સદા શેહરિયારે સિપાહ,
રહે રબની તુ પર દાયમ નિગાહ
રહે તારો શિયાવક્ષ સદા શાદમાન,
પરહે જમીન પર નથી તે સમાન.

અગર આવે મૂજની મૂલાકાત કાજ,
વધાવુ ગોહરથી તે ગર્દનફરાજ
તલબગાર જનાનો છે જોવા દિદાર,
કરે શાહી નારો તે પર નિસાર"
ખુશી થાઇ કાઉસે દીધો જવાબ:
"અએ માહેતાબા, ન કર પેચોતાબ.
તુ માદર છે તેની, તે તારો પિસર,
રહો તારી દાયમ મહેર તેની પર"
બુલાવી શીયાવક્ષ કીધો હુકમ:
"જઇ તારી માદર સોદાબેહને નમ
દિધુ છે તુને એવું અઝદાએ નુર,
પડે તુ ઉપર મોહી 'મલાયક-હુર.'
મૂલાકાત અહેનો ઘણી ચાહે છે,
ગુણ તુજ કિરતના સહુ ગાયે છે.

ખિલવતમે જા ભલે તુ પિસર,
ખુશી તારી માદરનુ થાશે જીગર"
અદબથી નમીને કહે એમ અશો[1]
"જનાને જવામા નક્કો નહિ કસ્સો
નવો શુ શીખશ જઇ જનાને હુનર,
કરશે શુ હાસલ નારોથી નર
મને છે અકલમદ બુઝોર્ગોસે કામ,
બુઝોર્ગોની સગમા બનુ નેકનામ"
કહ્યુ શાહે: "બેટા રહો તુ ખુશાલ,
રહેજો ચમકતુ સદા ચકબાલ
કરી દીલથી દુર ગમ કહ્યુ મારૂ માન,
જઇને તૂ મલ માદરે દીલજાન
ખુશી થાશે જોઇ તુને માહેજબીન,
તલબગાર જોવા છે હર નાજનીન."
સુખન સર ચઢાવીને કીધુ નમન,
શીયાવક્ષ પેદરને પડીયો ચરન
જનાને જવાને કબુલ તે થયો,
માદર સોદાબેહને મળવા ગયો
ઉભો જઇ શીયાવક્ષ દરની[2] ઉપર,
પલકમા કિધી તેણે હરગમ નજર
દિઠો હર તરફ તેણે ખુબ રાગરગ,
સીતાર, સરનઇ, અને મોરચગ
પરી રૂપ સખીઓ થઇને મગન,
વધાવાના તઇયાર કીધા સગન
ફુલોના ગજરા અને ગૂલ ગૂલાબ,
કસ્તુરી, અબર, સૂગધ બેહિસાબ
ચપા, ચબેલી મહેકથી ભરી,
હરગમ વરસતી ખુશબો ઝરી
મહેફીલ હુતી તે અજબ ધુમ ભરી,
બને મસ્ત દેમાગ અતી ઝુમ ધરી
હતુ તે શબેસ્તાન[3] ગોયા ઇરમ,
પરી સમ મહાબુબ દિસે હર કદમ.
બ ફરમાને પેદર ગયો નેકનામ,
ઝુકી કિધી સોદાબેહને સલામ
તખત એક સુદર હતુ ખુબ ઝરરીન,
હુતી તે તખત પર ઝોરાજબીન
લાખોમા તે એક સિતારો હતો,
નહી તેણી સમ કોઇ તારો હતો
શીયાવક્ષને જોઇ હસી તે પરી,
ઉતરી તખત પરથી નખરા કરી
લટકતી મટકતીએ કીધુ નમન,
બગલમાહે પકડી કિધુ આલિગન[4]
ઘડીમા તે ચુમતી ચશ્મને દિદાર,
ઘડીમા તે ચુમતી મુખ-રૂખસાર[5]
૪૬૦૦

બુજાઇ નહી તેના દીલની અગન
બોલી તે મૂખ ખોલી સુદર બદનઃ(૩)
"શકર હુ કરૂ છુ હજારો હજાર,
નિસદિન યઝદાનના વાર વાર
કરૂ શુ શીયાવક્ષ તુજસે જીકર,
નથી કોઇએ જનીયો તુજ સમ પિસર
રૂઆબે તુ આલા, નુર દિલપજીર,
સુરત તારી મીઠી, કરે દોલ અસીર

રાણી સોદાબેહથી આવા સખુનો સાભલી, અને તેણીની ફીલચાલ જોઇ અશો શીયાવક્ષ સમજી ગયો, કે તેણીની મહોબતમા કાતીલ ઝેર સમાયલુ છે. તુરતજ તે ત્યાથી નીકલી પોતાના પેદર કાઉસ પાસ ગયો, અને શીયાવક્ષની તારીફ આખા જનાનખાનામા હરએક બાનુ કરવા લાગી

બીજા દાથ ઉપર પાદશાહ કાઉસ જયારે સોદાબેહને મલ્યો, ત્યારે તેણીએ શીયાવક્ષની બાબજા તારીફ કરી કહયુ કે —"શીયાવક્ષને શાદી કરવાની જરૂર છે તેને એક એવી ઉચી તોખમની બાનુ સાથ પરણાવજો, કે જેનાથી એક નામદાર બેટાનો જન્મ થાય" કાઉસે સોદાબેહના એ વિચારને ટેકો આપ્યો, અને સોદાબેહએ કાઉસને ફરમાસ

૧ અશો શિયાવક્ષ ૨ દરની ઉપર યાને દરવાજાની ઉપર ૩ શબેસ્તાન યાને જનાનખાનુ ૪ આલિગન યાને કોટી કીધી ૫ મુખ-રૂખસાર યાને મોહોડુ અને ગાલ.

કરી કે "અગરજો શીયાવક્ષને તું મારી પાસ જનાનખાનામા અવાર નવાર મોકલ્યા કરે, તો હુ તેને સમજાવી, કોઇ નામદાર નાજનીનની મોહબતમા તે ગીરફતાર બને એવી તદબીર કરૂ "

સોદાબેહની આ વાત કાઉસને પસદ પડી, અને કાઉસ વલતે દિવસે પોતાના દીકરા શીયાવક્ષને તનાહીમા તેની શાદી વિશે વાત કરી કહ્યુ કે—"તારા સીતારાની ચાલ જોઇ, નજુમીઓએ આગાહી કરી છે, કે તારી તોખમથી એક એવો નામદાર દીકરો પેદા પડનાર છે, કે જે દુનીયામા પોતાનુ નામ અમર કરી જશે માટે તુ જનાનખાનામાં તારી માદર સોદાબેહ પાસે જા, અને એ વિશે તુ તેણી,સાથ કાઇ વાતચીત કર." શીયાવક્ષ મોટી આનાકાનીથી પોતાના બાપ શાહ કાઉસના હુકમને તાબે થઇ, બીજી વાર સોદાબેહની પાસ જનાનખાનામા ગયો.

### શીયાવક્ષની સોદાબેહ સાથ બીજી વારની મુલાકાત.

શીયાવક્ષને ફરીથી જનાનખાનામા આવેલો જોઇ રાણી સોદાબેહ નાજભરી નજાકતે તખ્ત ઉપરથી નીચે ઉતરી, અને પોતાના ચેહરા ઉપર ઢાંકેલો બારીક રેશમના કપડાનો નિકાબ ઉઠાવી, પોતાનો ખુબસુરત મુખડો ખુલ્લો કરી, શીયાવક્ષની સામે આવી ઉભી એકજ ઇશારો સોદાબેહ તરફથી થતાંજ, દિવાનખાનામા હાજર રેહેલી તેણીની સઘળી સખીઓ તેણીને એકલી મુકી જતી રહી, અને સુદર સોદાબેહ મીઠા હલકે પ્રીતભરીયા દીલથી શીયાવક્ષને સમજાવવા લાગી કે —

"ભલે આયો તુ ઓ નુરમન્દ જવાન,
તૂને જોઇ સોહાબેહ છે શાદમાન
જરા બેસી મુજ પર કર તુ નિગાહ,
છિપે કેવો ખુરશીદ પાસે માહ
જોઇ લાખો નારોની ચતરાઇ ગઇ,
ગુલોનીબી ગરદન કતરાઇ ગઇ
સજી મારો સુદર સગાર સાજ,
હુ બેસુ તખત પર પેહડીને તાજ.
મિસલ મુજ ચમકે નહી કોઇ નાર,
મરે મારી સુરતને કરવા પીચાર
મુજથી ના ફેરવ તુ તારી નજર,
તુ પર ફિદા છે આ મારૂ જીગર
જરા બોલ બોલીને તારી જબાંન,
દિસે તારી ઓલાદ પરીની સમાંન
ચશ્મ તારી ચીરે માશુક જીગર,
સિકલ જોઇ તારી બને બેસબર
મૂખ તારૂ મિસલે મહાતાબ જોઇ,
પડે પેચ ખાઇ પરીઓ મોહી

સાંભલ પ્યારા શીયાવક્ષ જવાન,
ફિદા તારી ઉપર છે મારો જાન
હવેથી તુ મારો, હુ તારી નાર,
મને તારે એકદમ ગલે તુ લગાર
જશે જ્યારે મારો ખાવદ મરી,
થશે શાહી તારી 'ને મારી અરી
જો તારી સનમુખ નમી હુ ખડી,
દિધુ તુને તનમન અર્પણ કરી.
નથી કોઇનો ડર મને આ સમે,
મને તારી સુરત શીયાવક્ષ ગમે"
બની પ્રીત અગનથી દિવાની તે નાર,
થયુ'તુ ગરમ તેનુ ઇશ્કે બજાર
ભુલી ખુદને તે બની હાલહવાલ,
પકડીને શીયાવક્ષ, ચુમીયા બે ગાલ
શરમ લાજ છોડી, બની મદ હોશ,
રહ્યો કાબુ અદર નહી મનનો જોશ
સુણી દિલરૂબા દેવણીના સુખંન,
અશોએ કહ્યુ "બધ કર તુ વચન.

કદી કામ એવું ન મુજથી થશે,
જીગર માહે તારા શયતાન વસે.
હુ તારો બેટા છુ અહના ગૂલામ,
બની મારી માદર કરે બદ કલામ.
પેદરથી પિસર કેમ બને બેઇમાન,
પેદરની છે બાનુ માદર સમાન

જગત એવાં પાપે ભારી થશે,
દુનિયાની નારોની ખ્વારી થશે
લાજમ છે ઓરતને રાખે શરમ,
નજર પાક રાખે, 'ને નયેનો નરમ
સજાવાર છે નારોનો એક ધરમ
એકજ ખુદા, 'ને એકજ સનમ.

કદી પાકદામન નહી એમ કરે,
હલક પર અગર તેના ખજર ફરે" (4)

## શીચાવક્ષ ઉપર સોદાબેહનુ બોહતાંન મુકવુ—સ્રી ચરિત્ર !

શીયાવક્ષ ગુસ્સાના આવેશમા આવા તીક્ષણ સખુનો કહી સોદાબેહ આગલથી ચાની જતો હતો, પણ સોદાબેહે તેને જતો અટકાવી કહ્યુ કે —"શીયાવક્ષ, અગરજો તુ મારી આજેજી ઉપર ધ્યાન નહી આપશે, અને જો મારી મહોબત તુ નામજુર કરશે, તો તુ પોતાના ઉપર મોટી બલા ખેચી લેશે પાદશાહ કાઉસે તુને જે કાંઇ બક્ષયુ છે, તે કરતાબી હુ તુને વધારે આપી નેહાલ કરશ જો તુ મારીથી સર ફેરવશે, તો શાહી તખ્ત મેળવવાની તારી આશાનો નાશ થશે, અને તારી જીદગી જોખવામા આવી પડશે" એવી ધમકી આપી સોદાબેહ તેને ફરી મનાવવા અને સમજાવવા લાગી (5)

આ સઘળી ધમકીને શીયાવક્ષે તરછોડી કાહડી, અને સોદાબેહના હાથમાથી છુટી, તે પોતાના મેહલ તરફ નીકલી ગયો. પોતાના છુપા ભેદને આવા રીતે જયારે સોદાબેહે જાહેર થઇ ગયલો જોયો, ત્યારે તે પોતાના મનમા તરેહવાર અંદેશો કરવા લાગી શીયાવક્ષ ઉપર વેર લેવાની તેણીએ તુરતજ એક તદબીર કાધી, અને તે અશો શાહજાદા ઉપર તેણીએ એક ખોટુ બોહતાન જોડી કહાડ્યુ જેવો શીયાવક્ષ સોદબેહને તરછોડી મેહેલમાથી ગયો, કે તેણીએ તેજ વખત એક જબરી ચીસ પાડી, મેહલનુ દીવાનખાનુ ગજાવી મેલ્યુ. પોતાના તન પરનો કિમતી પોશાક તેણીએ ચારીને ફાડી નાખ્યો, અને પોતાના ગાલોને તેણીએ નખ વડે જખમી કીધા પોતાના સર પરથી તેણીએ તાજને ફેકી દીધુ, અને માથાના બાલોને પીખી નાખી, શોર અને પુકાર કરતી તે જમીન ઉપર પછડાઇ પડી.

સુખ અને શાતીના મકાનમા આવી રીતે માહેતમ અને શોરનો પુકાર ઉઠેલો સાભલી સોદાબેહની દાસીઓ અને મેહલના નફરો દોડી આવ્યા, અને રાણી સોદાબેહની આવી હાલત જેઇ તેઓ હેરત થયા. આ ખબર પાદશાહ કાઉસને પુગતાજ તે તુરતજ રાણી સોદાબેહ પાસ ગયો, અને સોદાબેહનો આવી રીતનો પરેશાન હાલ જોઇ, તે ઇતેજાર બની પુછવા લાગ્યો. ઠગારી સોદાબેહ, પોતાના ખાવિદ પાદશાહ કાઉસને પોતાની આગલ ઇતેજાર ઉભેલો જોઇ, મકર કરી રડતી આખે હા-વ-અફસોસ કરતી બોલી કે —

"ખબર શુ કહુ શાહ મુજ હાલની,
નજરથી જો હાલત આ કંગાલની
જફાકાર પિસર તૂજ જફા એમ કરે,
બની બેટા માદરથી નહિ ડરે.

શીચાવક્ષ તારો બની બદલગાંમ,
કિધા આવી મૂજ સાથ બુરા કલામ.
ગઇ તેની ચશ્મોથી નિકલી શરમ,
હવસના મરજથી બન્યો તે ગરમ.

બની મસ્ત હવસે, પીઇને શરાબ,
આયો મુજ દામન તે કરવા ખરાબ
બની બાવરી જોઇ તેની સિકલ,
પડી સુજ મને નહિ, ગઇ મુજ અકલ
જકડી મુજ હાથોને પકડી મને,
કરી જોર જબરૂ કચડી મને
બની પ્યારમા લીન થયો બેશરમ,
હવસની અગનમા થયો તે ભસમ
બગલ માહે પકડી, કહ્યુ એમ મને,
'મને કા તુ સુંદર, બિગાનો ગણે
નથી કોઇ તુજ સમ બીજુ કમલ,
નથી બાગે મહેફિલમા તુજ નકલ
નથી ચાહતો તુજ વન બિજી કોઇ નાર,
તુએ વીંધીયુ મુજ જીગર આરપાર'
જોઇ તેની ધાયલ હુ ધરકાઇ ગઇ,
હુ નારી બિચારી ગભરાઇ ગઇ.
પડી પેચ ખાઇ હુ જમીનની ઉપર,
લચકઇ ગઇ મારી નાજુક કમર
ટગ મારા ટુટા, 'ને છુટા બાલ,
છુટી હાથમાથી બની હાલહવાલ
જતી 'તી હુ નાહસી, પણ પકડાઇ ગઇ,
હુ નાજુક નવેલી પછડાઇ ગઇ
સુણી ચીસ મારી ગઇ તેની હામ,
ગયો હિયાથી નહાસી તે નીમકહરામ."
સુણી રાણીની આ હકીકત 'ને હાલ,
કિધા દિલમે કાઉસે કઇક ખિયાલ.

અગર હોય હકીકત એ સઘળી ખરી,
કલમ સર કરૂ એનુ હુ આ ઘડી.
બાદઅ કીધો શાહે એવો વિચાર,
કે ગુસ્સો કિધાથી થશે બહુ બિગાર
ગુસ્સો છે કરવો મને નારવા,
ગુસ્સો કરે છે અકલને હવા.
ધીરજથી કરવી ઘટે છે તપાસ,
ગુન્હાગાર કોણુ છે કરૂ હુ તલાશ

બુલાવી શીયાવક્ષનુ સુંઘીયુ બદન,
હાથો 'ને છાતી 'ને બાજુ વદન[1]
બાદઅ સોદાબેહનુ સુંઘીયુ શરીર,
હતી ખુશબોથી ભરી તેની ચીર[2]
પમરતુ હતુ તેણીનુ તન તમામ,
અતર મુશ્ક બુથી[3] પમરતી'તી ચાંમ[4]
નિકલતી મુખમાથી બુ-એ-શરાબ,[5]
બદન પર બહેકતો ખાલેસ ગુલાબ.
અગર નાર તનથી લુટાઇ હતે,
તો બેશક સુગંધની ગવાહી હતે.
અગર તન સંગ ધુમ રમાઇ હતે,
તો શિયાવક્ષ તન બુ લુછાઇ હતે
મગર તન હતુ તેનુ નિર્મળ તમામ,
હતુ નહિ જરાબી ખુશબોનુ નામ,
કરી શાહે ખાતરતસલ્લી ઘણી,
દિધી વાત દાબી, ગણી ના બની.

## શીયાવક્ષનુ નીરદોશપણું સાબેત કરવાનું ફરમાંન.

સોદાબેહની ફરીયાદવાલા બનાવને જોકે શાહ કાઉસે દાબી દીધો હતો, છતા તે બનાવની યાદ તેના જીગરમા હરદમ ખટકયા કરતી હતી તેણે પોતાની દરબારના દાનાવ અને અકનમંદો સાથ એ વીશે મસલત ચલાવી, અને શીયાવક્ષનુ નિરદોશપણુ કેવી રીતે સાબેત કરી શકાય, તે તેઓથી જાણુવા ચાહ્યું. એક અકલમંદ ફાઝેલે શાહ કાઉસને કહ્યું કે —

૧ વદન યાને મોહડુ ૨ ચીર, યાને ઓરતોના બદન ઉપર નાખવાનો સારી જેવો લેબાસ. ૩ મુશ્ક બુથી યાને કસ્તુરીની સુગંધથી. ૪. ચામ યાને શરીરની ચામડી. ૫. બુ-એ-શરાબ યાને શરાબનો વાસ.

"અએ આલમ પનાહ, અગર જો તુ એ વાતનો સતોશકારક નિવડો લાવવા ચાહતો હોય, તો બેગુન્હાગારોનુ નિરદોશપણુ સાબેત કરવાનો જે એકજ માર્ગ છે, તે તારે અખત્યાર કરવો ઘટે છે જ્યારે એ બને નામદારો પોતાને બેગુન્હા જણાવે છે, ત્યારે બેમાથી એક જને આતશની ચેહમાથી પસાર થઇ પોતાનુ નિરદોશપણુ જાહેરમા સાબેત કરવુ જોઇએ શીયાવક્ષ જો બેગુન્હા હશે, તો આતશની ચેહમાથી પસાર થતા તેને જરાબી એલજામ પોહોચશે નહી[1]"

આ ઉપરથી કાઉસે શીયાવક્ષને પોતાની પાસ બોલાવી, તેને તેનુ નિરદોશપણુ સાબેત કરવા માટે આતશની ચેહમાથી પસાર થવા તેણે ફરમાવ્યુ શીયાવક્ષ પોતાના પેદરને મોહડેથી આવા સખુનો સાભલી બહુ દુખી થયો, પણ પોતાનુ નીરદોશપણુ સાબેત કરવા તે ઘણોજ ખતી હોવાને લીધે, તે આતશની ચેહમાં જવા તૈયાર થયો

શાહી હુકમ થતાજ જગલમાં એક એક ગજાવર મોટી આતશની ચેહ સલગાવવામા આવી કુલ ઇરાન શેહેર શીયાવક્ષનું નીરદોશપણુ જોવા જમાવ થયુ. શીયાવક્ષે પોતાના બાપને કહ્યુ કે—

"સાભલ સુખન ઓ પેદર મેહરબાન,
ગલત આએ છે મુજ પર બોહતાન
કરૂ કેમ પેદર એવુ હુ નીચ કામ,
અને સગ માદર બેટા હરામ
કહી નરને લાજમ નથી એવુ કામ,
કરે પરનારીસે એવા કલામ.
છે લાજમ નરને કરે નહિ નજર,
દોલત પરાઇ, 'ને પર ધન ઉપર
પરનારી પર જે નજર બદ કરે,
જઇને તે આખર દોજખ પડે
હશે જો ખરા મુજ વચન 'ને ઇમાન,
થશે ચેહ આતશની પાણી સમાન"
* * *
બુલદ ચેહ સલગી ભભુકથી ભરી,
કુલ ઇરાની આલમ જોવા ખડી
ગરમીથી ધરતી તપી થઇ લાલ,
પૂગી આસમાંને જઇ તેની ઝાલ
ઉભો આવી શિયાવક્ષ હસ્તો આનન્દ,
કિધો ગમ નહી જોઇને આ ગઝન્દ
મિસલ થાતી હોય જેમ રસ્મે કફન,
કિધુ તર છાટી કપુરથી બદન
જઇ પાસ પેદર કીધી નમાજ,
કહ્યુ કે: "તુ રહેજો ઉમર દરાજ
રજા દે મને તુ, હુ રાજી થવશ,
આતશની ચેહમા ખુશીથી જવશ
ગુન્હેગાર હોવશ તો થાવશ ભસમ,
નિરદોશ ઉપર છે રબની રહમ."
ગયો તે કહી એમ આતશ તરફ,
નહી બોલીયો તે બિજો કઇ હરફ
કિધી અર્જ હકને:"અહો દીન દયાલ,
હુ નિરદોશ પર કેવો છે જવાલ
જો નિર્દોશ હોઉ તો અએ દાદગાર,
થવા દેજે આ ચેહમાથી ગુજર
થશે દુર તેથી પેદરનો વહમ,
ગુન્હાગાર હોઉ તો કરજે ભસમ."
ખડી કુલ રઇયત રડે જાર-જાર,
દમન્દ ખોઇ થાયો મન્દ શહેરિયાર

---

૧ ગુનેહગારોનુ નિરદોશપણુ તપાસવા માટે આતશના ચેહમાથી તેને પસાર કરાવવાની કસોટી, અસલ અવસ્તાના જમાનામા હશે એમ જણાય છે ગાથા વાણીમા પણ એ બાબદ ઇશારા મલે છે (જુવો યજશ્ને હા ૪૭ ફ૦ ૬).

કસી તન ધસી તે ગયો આગમા,
આલમ જોઇ પડી કુલ ખલક ફાગમા
અજબ રંગ રાતો કહેર અગનીનો,
થયો ભોગ નિર્દોશ ગઝબ ઠગણીનો.
નજરથી થયો આગમા ગુમ સિતાબ,
પડીયો અશો પર ગઝબ બેહિસાબ
ફિકરમંદ બની કુલ આલમ ઇરાન,
દિઠી આગમે નહિ શીયાવક્ષ નિશાંન
નિગાહબાન હતો તેનો પરવરદિગાર.
ઉભો આવી હસતો ચેહમાથી[1] બાહાર
નહી આગના ડાગ અંગે જરી,
નહી તેનો જામો ગયો તો બરી
ઉભો આવી હસતો મિસલ ગુલ કલી,
રહ્યો મેહરે યઝદાનથી ઝલઝલી
જોઇ સારી આલમ થઇ ખુશહાલ,
કિધા કિમ્તી નીસાર કરીને વહાલ
જઇ સર નમાવી ઉભો આપ પાસ,
બોલ્યો. "ફરમાવ હુકમ હોય ખાસ"
લગાડી ગલે પુત પસ્તાય પિદર
"મને માફ કરજે તુ મારાં જીગર
બેશક તુ છે બેગુન્હા બેગુમાન,
પાકીજેહ તન છે તુ રોશન રવાન

મને મળ મારા ઓ લખ્તે જીગર,
ખરો છે તુ નીરદોશ મારા પિસર.
દગાખોર છે દુનિયામે નારો તમામ,
વચન જેના જુઠા, મહોબત હરામ
દગાખોર ડાકણથી રહી બેખબર,
મરદો થયા છે જીરોજબર
નથી કીધી ઓરતે કોઇસે ભલઇ,
ગઇ છે હજારોની ગરદન કપઇ
કસમ જેના જુઠા પાપી તમામ,
મિસલ રેતી ઉપર લખેલા કલામ
તન જેનુ પાપી, ને મન માહે ઝેર,
નજરમા હવસ સંગ દિલ માહે વેર
નથી રહેતી ઓરતમા રાસ્તી,
વસે દમ હરએકમા કાસ્તી[2]
સજાને છે લાંએક ઠડી નાપેકાર,
હવે ના બચે મૂંજથી એ જીનહાર,"
વાચક આ વાચીને કર તુ વિચાર,
વિચારીને જો શુ નિકલે છે સાર
વિસ્વાસ લાયક નથી કોઇ નાર,
ઘટે નહી નરને કરે ઇતબાર
સિવા પાક દામન ન ધરતો તુ હાત,
સદા નામોસી જો હોય કમજાત.

---

[1] અવસ્તાના જમાનામા ગુનેહગારોનુ નીરદોશપણુ સાબેત કરવા માટે આતશની ચેહમાથી તેમને પસાર થવુ પડતુ હતુ એવુ પજેશ્નેમાથી તેમજ પેહેલવી કીતાબોમાથી માલમ પડે છે (નાયબ દસ્તુર મીનોચેહેર દસ્તુર જામાસપજીનુ શાહનામુ)

હિન્દુ શાસ્ત્ર પ્રમાણે, ગુનેહગારોને પોતાનું નીરદોશપણુ સાબેત કરવા માટે રામના જમાનામા એવીજ રીતે "અગ્ની પરીક્ષા" આપવી પડતી હતી કહે છે કે, રાજા દશરથની પુત્રી સીતા, રામ સાથ પરણી વનવાસ ભોગવતી હતી, ત્યાથી લંકાનો રાજા રાવણ, તેણીને જોગી વેશે આવી ઉઠાવી ગયો. સીતાના આવી રીતે થયેલા હરણના પરીણામમા રામ અને લક્ષમણે હનુમાનની મદદથી લંકાપતી રાવણ સાથ યુધ્ધ ચલાવી રાવણને માર્યો, અને સીતાને પાછી મેળવી પણ લાંબી મુદત સુધી રાવણને ઘરે સીતા રહેલી હોવાથી, રામે તેણીને પોતાનુ સત દેખાડવા કહ્યુ. આ ઉપરથી સતી સીતાને પોતાનુ સત દાખવવા વીના બીજો ચારો હતો નહી. તુરતજ એક મોટી અગ્નીની ચીતા (ચેહ) સલગાવવાનો હુકમ કીધો, અને સીતા તે ચેહમા જઇ પડી પણ તેણીનુ સત ખરૂ હતું, તેથી સીતા તે ચેહમાથી જીવતી નીકલી, રામની તેણીએ ખાત્રી કરી આપી હતી

[2] કાસ્તી યાને જુઠાઇ (બી-ચરીત.)

બુરી નાર અને અઝદાહા બે બલા,
એ બને જમીનમા ડટાયલા ભલા[1]                    (6)

## તુરાંનના પાદશાહ અફ્રાસીઆબની ઇરાંન ઉપર ચહડાઇ

ઇરાંનમા જ્યારે એક હાથ ઉપર એવી રીતનો મામલો ચાલતો હતો, ત્યારે બીજા હાથ ઉપર તુરાનનો પાદશાહ અફ્રાસીયાબ, એક લાખ આદમીનુ લશ્કર લેઇ ઇરાંન ઉપર ચહડાઇ લાવવા નીકલ્યો આ ખમર ઇરાનના શાહ કાઉસને પડતાજ તેણે પોતે અફ્રાસીયાબ સામે લડાઇમા જવાનો વિચાર પોતાના વઝીરો અને દરબારીઓને જાહેર કીધો. પણ વઝીરો અને દરબારીઓએ એવી હુલ્લડાઇ કરતા તેને અટકાવી, કોઇ લાએક પેહલવાનને અફ્રાસીયાબ સામે લડાઇમા મોકલવાની અરજ કીધી

શીયાવક્ષ આ વાત જાણી વીચારમા પડયો સોદાએક રાણીની ચાલુ સતાવણીથી તે ઇરાનમાંથી નિકલી ગયો હતો, તેવામા આ લડાઇની ખમર તેને પડતાજ તે બાહાણે તેણે ઇરાનમાથી નીકલી જવાનો નકકી ઠરાવ કીધો. તુરતજ તે કમર કસી પોતાના બાપ શાહા કાઉસ પાસ ગયો, અને કેહ્યું કે -"અફ્રાસીયાબની લડાઇમા ઇરાનના શાહને જવાની જરૂર નથી, કેમકે હુ ઇરાનના શાહાનો દીકરો, એ જગમા જવાને લાએક છુ. બ મેહરે યઝદાન દુશમનોના સરને હુ ખાકમા નાખી ફતેહ કરશ જયા સુધી સીપાહ-સાલારો અને પેહલવાંનો લડવા તૈયાર છે, ત્યા સુધી શેહનશાહે લડાઇમા ઉતરવુ ઘટે નહી" કાઉસે તુરતજ સીસતાંનથી જેહા પેહલવાન રૂસ્તમને બોલાવ્યો, અને અફ્રાસીયાબે ઉઠાવેલી લડાઇની ખબરથી તેને વાકેફ કરી, શીયાવક્ષ એ લડાઇમા જવા માગે છે, એમ તેને જણાવી શીયાવક્ષ સાથ રૂસ્તમને એ જંગમા જવા અરજ કીધી

જેહા પહેલવાન રૂસ્તમે શીયાવક્ષ સાથ જગમા જવા તુરત કબુલ કીધુ, અને શીયાવક્ષની જગમા રેહબરી કરવાની, તથા તેની દરેક સભાલ લેવાની રૂસ્તમે કાઉસને કબુલાત આપી

બાર હજાર જંગી સીપાહોની એક ગજાવર ફોજ હુકમ થતાજ તૈયાર થઇ ઇરાની પેહલવાનો કમર કસી આ જગે જવા બાહાર પડયા કાવેયાની ઝુન્ડો લશકરની હરોલમા પાંચ બાહાદુર પેહલવાનોએ ઉઠાવ્યો, અને તમામ લશ્કર કરનાયાના અવાજ વચે શેહરમાથી કુચ કરતુ બાહાર પડયુ તમામ લશકરની સરદારી શીયાવક્ષે લીધી રૂસ્તમ શીયાવક્ષનો ખાસ સલાહકાર અને રહેબર થયો, અને તમામ લશકર કાબુલ અને હેરાતને[2] માર્ગે પસાર થઇ, બલખના મેદાનમા જઇ પુગ્યુ.

---

૧. ફીરદોસીના કહેવા પ્રમાણે બુરી ખસલતની ઓરત, અને સાપ (અઝદહા) એ જગતમા બે મોટી બલા સમાન છે, માટે એ બને (બલા) જમીનમા ડટાયલી રહે તેટલુ સારૂ '—

"ઝાનો અઝદહા હર દો દર ખાક બેહ,
જહાંન પાક અઝીન હર દો નાપાક બેહ."

૨. આપણા આ ઇરાની લશકરે પોતાની કુચ દરમ્યાન પસાર કરેલા શેહેરોને વંદીદાદની પેહલી પરગરદમા યાદ કરેલાં છે. વદીદાદમા બલખ શેહરને "બાખ્ધીમ શ્રીરામ અર્ધરેશ્વો દ્રફ્શાંમ" યાને ઉચી ધજવાલુ બલ્ખ શહેર, એ નામે ઓળખાવ્યુ છે શાહનામુ ડા૦ જી. જ મોદી.

જેહા પહેનવા રૂસ્તમ લડાઇના મેદાનમા ચુનન્દા ઇરાની સવારો અને પેહલવાનો સાથ આવી પુગ્યો છે, અને લશકરની સરદારી શાહઝાદા શીયાવક્ષે લીધી છે. એવી ખબર પડતાજ ગરસીવેઝે તુરાનથી વધુ લશકર મદદ માટે મગાવવા તુરતજ કાસદને રવાના કીધો એક મોટુ જગ ત્રણ દિવસ સુધી ચાલ્યુ, અને તે જગમા તુરાનીઓની જબરી ખુવારી થઇ. ચોથે દિવસે તુરાનીઓની હાર થઇ, અને તેમનુ લશકર પરાગન્દે થઇ નાહસવા લાગ્યુ

જયારે તુરાની લશકર લડાઇના મેદાનમા હાર ખાઇ ઇરાનીઓના હાથ ઉપર માર્યુ જતુ હતુ, ત્યારે અફ્રાસીયાબ પાદશાહે એક રાતે એક ડરામણો ખાબ જોયો

અફ્રામીયાબે જોયલો ખાબ,
અને તે ખાબનો ભેદ.

હતી રાત કાળી, સિહા ઘન્ઘોર,
ગુજરીયો હતો રાતનો એક પોહોર
હતો ફર્શપર સુતો અફ્રાસિયાબ,
ઉઠયો ચીસ પાડી જોઇ એક ખાબ,
પડયો ફાલ ખાઇ જમીનની ઉપર,
ઉભા આવી ખિદમતમે કુલ નફર.
વઝીરો અમીરોએ કીધી ઝીકર,
હકિકત કહો ખાબની બેફિકર
કહ્યુ શાહે "કહુ ખાબનુ શુ બયાન,
લરજે છે કહેતા હકિકત જબાન
દિઠુ ખાબમાં એક બીયાબાન વન,
હતુ સાપોથી તે ભરેલુ તદન.
જમીન ધુલથી બહુ ભરેલી ખરાબ-
ઉડતા દિઠા કઇ હઝારો ઓકાબ[1]
હતુ મારા તખ્તમે મારૂ મકાન,
થયુ ત્યા એકાએક જબરૂ તુફાન
પડયો મારો ઝુન્ડો ઉડી ખાકમા,
નહિ મારૂ લશ્કર રહ્યુ ધાકમા
ગયો ફાટી તમ્બુ 'ને તુટી રસી,
ગજબની દહેશત મનમા વસી
કતલ થાતુ દીઠુ મે લશ્કર તમામ,
ગઇ મારી ફિરતી થયુ ગુમ નાંમ
દિઠી હર તરફ મે લોહીની નહેર,
ધસી આવતી જાણે કરતી કહેર
પડી મારે કાને એકાએક ધુમ,
જોઇ મે ઇરાની લશ્કરની ધુમ
ધસી આવી ઉભા લેઇને કમાન,
હાથોમા નેજા' શમ્શીર મેયાન
ઉઠાવી તખત પરથી મુજને લીધો,
હાથો બે બાંધીને કેદી કિધો
ગયા મુજને લેઇ તે લોક ઇરાન,
ઉભો કીધો કાઉસ શાહ દરમીયાન
દિઠો તે જગે ખુબસુરત એક જવાંન,
વરશ ચૌદનો તે હતો પેહલવાન.
મને જોઇ ગુસ્સાથી પાડી બરાડ,
કિધી શમશિરે મુજ તનની બે ફાડ
જખમના દરદથી કિધો મે પૂકાર,
થયો ખાબમાથી તુરત હુ બિદાર."
કિધો એકદમ શાહે એવો હુકમ,
બૂલાવો નજુમી કે ખોલે ભરમ
નમી કુલ નજુમી ઉભા જાણકાર,
જોઇ ખાબે તાસીર થયા ગમખાર
જીવતદાન ચાહી ને માગી અમાન,
કિધો ભેદ જાહેર ખોલી જબાન:
"ભરમ ખાબનો સુણુ શાહે જેહાન,
ધરી ધીર સાંભલ કરૂ જે બયાન

1. ઓકાબ યાને ગરૂડ પક્ષી

છે તાસીરમા ખુબ ભરેલો ભરમ.
કહુ લેખ છુપા લખ્યા જે કરમ
નિકલ્યો છે જંગી જે મયદાનમા,
થશે તે ફત્તેહમંદ તુરાનમા
તે જંગી બહાદુર-બખ્તે બુલંદ,
સિકલમા છે સુંદર મિસલ એક ચંદ
અગર સંગ શીયાવક્ષ કરે જો તુ જંગ,
થશે તારૂ તુરાન કુલ્લે બતંગ
અગર જંગ ઇરાનસે તુ કરે,
અને તે લડઇમે જો શિયાવક્ષ મરે.
થશે તેથી તુરાન બીલકુલ તબાહ,
જશે રાજ તારૂ થશે તુ ફનાહ."

**અફ્રાસિયાબના ખાબની તાસીરનુ ખરૂ પડવુ.**

સુણી તાસીરે ખાબ અફ્રાસિયાબ,
ઉડી હોશ તેની થયો લાજવાબ
નહી તાબો-તાકત રહી અંગમા,
થયો ભંગ ભારી ખુશી રંગમા
કિધી આવી ગસરીવજે એ ખબર
"હકીકત સુણુ જંગની નામેવર
બરહમ થાયુ લશ્કર બની ખારજાર,
થયા કુલ્લે તુરાનીઓ છે ખુવાર
નિકલીયો છે શીયાવક્ષ મયદાનમા,
નથી કોઇ તે સમ તુરાનમા.
સીકલ તેની સુંદર, દિસે નૌજવાંન,
બળમાં છે પુરો રૂસ્તમ સમાન
ગુરજના જરબથી તુટે પાહાડ સર,
પૂકારે ધ્રુજે છે જમીનનુ જીગર
પરાગન્દે લશકર કીધુ એકદમ,
હજારોના સરને કિધા છે કલમ
અજબ છે તદબીર, ગજબ છે કહેર,
જમીન પર ચલાવી લોહીની નહેર
ઠરી ઠીર જગે એક રેહતો નહી,
ઘડીમા લડે હિયા, ઘડીમા તહી
ગજબ છે કે આ કોઇ ઇન્સાન છે,
અકલ મારી જોઇને હયરાન છે"(7)

**શીયાવક્ષ સાથ અફ્રાસિયાબે સુલેહ કરવા માગી.**

હકિકત જાણી થયો બહુ નિરાસ,
દિઠો તેણે ચારો તરફ નાશ-નાશ
કરી ખ્યાલ દિલ માહે કીધો ઠરાવ,
તજી દઇ લડાઇ 'ને કરવો બચાવ
"અગર જો લડુ નહિ શીયાવક્ષ સાથ,
કદી ભીડશે તે નહી મૂજસે બાથ
થશે મુજ મુલ્કોમે શાન્તી તમામ,
સુધરશે સુલ્હેથી દુનિયાનું કામ"
કિધો ગસરીવજને તૂરત એ હુકમ:
"જઇ કર સુલ્હે તુરત એકદમ
સફરનો તુ અસબાબ તૈયાર કર,
વગર ઢીલે બાંધી લે એકદમ કમર
ખતમ જંગ કરો તમ બની હમસંગ,
લખો એક પયગામ રૂસ્તમ પીલંગ
નિકલ તુ ઉતાવલથી કરવા સફર,
જઇ કર તુ બેમૂલ હદીઓ નજર
કહેજે શિયાવક્ષને મારો પેગામ,
મને તારી સાથે છે લડવુ હરામ
ચીનથી જીહુન[1] તક છે મારી મિરાસ,
નથી રાખતો હુ વધુ એથી આસ
વળી કહેજે રૂસ્તમને એ સુખન,
તજી દઇ કુસંપ, જંગ, કર તુ ચમન
                                        ૪૯૦૦
ઇઝ્ઝાજતથી રૂસ્તમને કરજે નજર,
ને સમજાવી સુલેહની કરજે જીકર
રવાના તુ થા એકદમ ભાઇ જાન,
નિકલી પવન સમ જા તુ ઇરાન."

**સુલેહ કરવા માટે શીયાવક્ષે અફ્રાસીયાબ સાથ સરતો કરવી.**

અફ્રાસીયાબના હુકમને સરપર ચહડાવી, તેના ભાઇ ગસરીવજે તુરત પોતાની સફરનો

1. ચીનના મુલકોથી તે જીહૂન (ઑકસસ) નદીના કીનારા સુધી તુરાની સરહદ કહેવાતી હતી.

અસબાબ તૈયાર કરાવ્યો, અને રૂસ્તમ તેમજ શીયાવક્ષ માટે બેમુલ હદીઓ પોતાની સાથે લઇ, જીહુન નદી પસાર કરી, બલખમા ઇરાનીઓએ નાખેલી છાવણીમાં દાખલ થઇ, શીયાવક્ષની દરબારમા તે હાજર થયો શીયાવક્ષે તેને માન સાથ આવકાર દીધો ગસરીવેજે પોતાના પાદશાહ અફ્રાસીયાબનો પેગામ રૂસ્તમ તથા શીયાવક્ષને કહી સભલાવ્યા, અને અફ્રાસીયાબે મોકલેલો કીમતી હદીઓ તેણે દરબારમા રજુ કીધો આ ભેટ રૂસ્તમે તેમજ શીયાવક્ષે કબુલ રાખી, અને સુલેહની સરતો ઘડી કાહડવા માટે એક હફતાની મહેતલ શીયાવક્ષે માગી, કેમકે અફ્રાસીયાબની દરખાસ્ત ઉપર તેઓ વિચાર કરવા ચાહતા હતા.

અફ્રાસીયાબની દરખાસ્ત ઉપર શીયાવક્ષ અને રૂસ્તમ એકમત થયા બાદ, ગસરીવેજને શીયાવક્ષે જાહેર કીધુ કે:-"સુલેહની દરખાસ્ત ઉપર હું તેમજ જેહાં પેહલવાન રૂસ્તમ એકમતે એવા ઠરાવ ઉપર આવ્યા છીયે, કે પાદશાહ અફ્રાસીયાબની દરખાસ્ત કબુલ રાખવી, લડાઇને બધ કરવી, અને કીનો છોડી દેવો મગર અફ્રાસીયાબની આ દરખાસ્તની પાછલ કાઇ દગો કે છળ કપટ જો ન હોય, તો આ લડાઇથી ઇરાનને જે નુકસાની થઇ છે, તેના બદલામા અફ્રાસીયાબે પોતાના અતલગના એક સો ખેશીઓને હમારી નજદીક જામીનગીરી તરીકે મોકલી આપવા, અને જે જે ઇરાનના મુલકો તુરાનીઓએ જીતી લીધા છે, તે તુરત પાછા ઇરાનને સ્વાધીન કરવા.

આ સરતનો પેગામ ગસરીવેજે તુરતજ અફ્રાસીયાબની ઉપર રવાના કીધો અફ્રાસીયાબે આ સઘળી સરતો તરતજ મંજુર કીધી તેણે તેજ વખતે પોતાના એક સો નજદીકના ખેશી પેહલવાનોને જામીનગીરી તરીકે શીયાવક્ષ ઉપર રવાના કીધા, અને બોખારા, સમરકદ અને પંજાબના કેટલાક મુલકો, અફ્રાસીયાબે શીયાવક્ષને પાછા સ્વાધીન કીધા

## શીયાવક્ષે સુલેહનો પેગામ શાહ કાઉસ ઉપર રૂસ્તમ સાથ રવાના કરવો.

તુરાન સાથ સુલેહની સરતનો પેગામ શાહજાદા શીયાવક્ષે તુરતજ પોતાના બાપ કાઉસ ઉપર રવાના કરવા જેહાં પેહલવાન રૂસ્તમને સમજાવ્યુ, અને આ અતી અગત્યનો પેગામ કાઉસ પાસ લેઇ જવા રૂસ્તમ પોતે તૈયાર થયો, કેમકે રૂસ્તમ સિવાય બીજા કોઇબી પેહલવાન કાઉસને આ સરતો કબુલવા સમજાવી શકે, એમ તેને લાગ્યુ નહી રૂસ્તમ આ પેગામ સાથ તુરતજ ઇરાન તરફ નીકલી ગયો, અને શીયાવક્ષ પોતાના પેદરના ફરમાનની રાહ જોતો બેઠો

પણ રૂસ્તમ કાઉસને મલે તે આગમજ અફ્રાસીયાબના ખાબની, અને તે ખાબની તાસીરની ખબર ઇરાંન જઈ પુગી હતી. આ સબબને લીધે જ્યારે રૂસ્તમે અફ્રાસીયાબની સરતો કાઉસ આગલ રજુ કીધી, ત્યારે લોભી કાઉસે તે સરતો કબુલવા ના પાડી. રૂસ્તમે ઘણુંબી સમજાવ્યુ, કે સુલેહના કરાર મેં અને શીયાવક્ષે ઘડી કાહડયા છે, અને હવે જો એ કરાર તું નામંજુર કરશે, તોપણ શીયાવક્ષે તુરાનને જે કોલ આપ્યો છે, તે કોલ તેનાથી હવે તોડાએ એમ નથી વળી એ કરાર ઇરાનને લાભકારક છે, કેમકે બુખારા, સમરકદ, અને પંજાબના મુલકો ઇરાંનને પાછા મલ્યા

છે પણ કાઉસના ધ્યાનમા એ દલીલ ઉતરી નહી, અને રૂસ્તમ ઉપર તે ગુસ્સે થઇ પુકાર કરી બોલ્યો કે —

"બંધ કર એ બકવા,બંધ કરએ વાત,
બંધ કર જબા તુજની વાહિયાત
ભમાવી તે ભોલવ્યો નાહાનને,
બનાવ્યો તે મુરખ, બેધ્યાનને
લિધા સો અમાનતમે[1] બદનેઝાદ,
નથી નામે-પેદર જેઓને યાદ,
નથી લેવુ મુજને હવે તુસે કામ,
થયો છે તુ ઇરાનને નિમકહરામ
દલેર ને દિલાવર તુસ પેહલવાન,
સાભલી લે મારૂં શાહિ ફરમાન
સિતાબી કરી જા જગને મેદાન,
ને મોકલ તુ શીયાવક્ષ પાછો ઇરાન.
કહેજે તે નાહાનને મારો પેગામ,
નથી રહ્યુ તારૂ લડાઇમે કામ
સોપી કુલ લશ્કર 'ને અસબાબ તુને,
પડ આવી ઇરાનમા એક ખુને
કહેજે કે ફેરવશે મૂજથી જો સર,
કરશ તારી હાલ્ત હુ જેરોજબર
નથી રૂસ્તમની મને દરકાર,
એક તુસ આગલ છે રૂસ્તમ હજાર"

* * *

ચહડી ઝેન સરમા, સુખન એ સુણી,
ઝનુની થયો સુરવીર તે ગુણી
ગરજી મિસલ શેર મારી પુકાર:
"અરે બેવફા શાહ કર કઇ વિચાર
શુ જસ પાછલ આપે છે આવો ટજસ,
વસે તુજ જીગરમા કજસનો હવસ
મને તારી કઇબી નથી દરકાર,
છે સર સલામત, તો નોબત હજાર
અગર જગી તુસને તુ રૂસ્તમ ગણે,
તો દુનિયામે રૂસ્તમ હજારો બને"
બનીને ગજબનાક કીધુ તુફાન,
ગયો નિકલી બાદઝ વતન સીસ્તાન

* * *

તૂરત કીધો કાઉસે તુસને હુકમ
"જા તુ બલખની તરફ એકદમ
જઇને તુ લશ્કરનો સરદાર થા,
તુરાનસે લડવા તૈયાર થા
પવન વેગે જા જલ્દ કરતો ગરફ,
જઇ કર તુ શીયાવક્ષને બરતરફ
કહેજે શીયાવક્ષને મારો પેગામ,
હુકમ તોડી ઉલટુ કીધુ છે કામ
કિધા વન હુકમ તુએ કોલો-કરાર,
ગયો ફેરવી સર સત્તા બહાર
અગર ચાહતો હોય તારી તુ અજુમન,
અને ચાહતો હોય નહિ થવા બેવચન.
તો લશ્કરને છોડી તુ ફરજે ઇરાન,
તુસના હુકમને દેજે તુ માન'

* * *

ગયો તુસ પયગામ શાહનો લઇ,
હકિકત શીયાવક્ષને કહી જઇ
બેદિલ થયો તે સુણી દિલગીર
નાખુશ થયા કુલ રફીકો, અમીર
"અગર કોલ[2] આપીને હુ તોડુ છુ,
તો યઝદાનથી મુખ હુ મોડુ[3] છુ

૧ રૂસ્તમે જામીનગીરી તરીકે અફ્રાસીયાબ પાસથી મગાવેલા એક સો પેહલવાનો માટે કાઉસ આ ઇશારો કરે છે, કે 'એવા એક સો આદમીઓને તુએ જામીનગીરી યાને અમાનતમા લીધા છે, કે જેઓ પોતાના બાપ કોણ છે, તેના નામો વગીક જાણુતા નથી, યાને હરામ ઝુનીયાદના છે.' ૨ આપેલા કોલ તોડવામા કવો જોખમ સમાયલો છે, તે બાબે મેહર યશ્તમા વિગતવાર દરશાવેલુ લખાણુ મલી આવે છે. ૩ મોડુ છુ યાને ફેરવુ છુ

જો ફરમાને પેદર ભૂરાઇ કરૂ, અગર છોડી લશ્કર જાઉ ઇરાન,
જગતમા જીવીને મૂઆઇ મરૂ સોહાબેહ કરશે નવુ કઇ તુફાંન"
નહી માફ કરશે ગુનાહ યઝદાન, કરતો તે મનમા કઇ કઇ વિચાર,
વચન આપી તોડુ જો મારી જબાન પડે સુજ કઇબી નહી એક સાર
ચલન મારી કરશે ન યઝદા પસન, બુલાવી રફીકોને બે દીલજાન,
જગત મૂજ વચનને ન દેશે વજન બહેરામ, અને ઝગ-એ-સાવરાન
તનાહીમા મસલત કિધી તેઓ સગ,
દેખાડે છે કિસમત નવો ટાઇ રગ

## શીયાવક્ષે પાદશાહ અફ્રાસીયાબ ઉપર પયગામ મોકલાવવો.

પોતાના બે દીલોજાન રફીકો, બહેરામ, અને ઝગ-એ-સાવરાનને શાહ કાઉસના પેગામની તમામ હકીકતથી જાણીતા કીધા, અને એવા સજોગ વચ્ચે કેવી રીતે કામ લવુ, તેના સેવટ ઉપર અંતે શીયાવક્ષ આવ્યો શીયાવક્ષે કહ્યુ કે –"સુલેહના કરાર મજુર કરાવવાનુ મે અફ્રાસીયાબને જણાવ્યુ હતુ સુલેહ કરવી યા લડાઇ ચાલુ રાખવી, તે લશકરના વડા સીપાહસાલાર તરીકેના મારા ઓધાની રૂએ મારૂ કામ હતુ અને તેથીજ મે અફ્રાસીયાબને એ કરાર મજુર રહેશે એવો કોલ આપ્યો હતો પણ હવે જો મારો આપેલો કોલ ફોકત જાય, તો ભવીશમા મારા સુખન ઉપર કોઇબી ઇતબાર રાખશે નહી"

શીયાવક્ષ પુરતો વિચાર કરી એવા સેવટ ઉપર આવ્યો, કે શાહા કાઉસના હુકમ પ્રમાણે ઇરાની લશકરની સરદારી તુસને સ્વાધીન કરી દેવી, પણ એવા સજોગ વચ્ચે ઇરાન જવુ તેણે પસદ કીધુ નહી

શીયાવક્ષે પોતાના રફીક સાવરાનને ફરમાવ્યુ કે મારો એક રૂકકો તુ એકદમ પાદશાહ અફ્રાસીયાબ પાસ તુરાન લેઈ જા શીયાવક્ષે તે રૂકકામા પોતાની સઘલી હકીકત લખી પોતાની હાલત દરશાવી, અને પોતાનો કોલ તે અદા કરી શકતો નથી, માટે તેણે પોતાની લાચારી જણાવી પોતાનો સુખન હેઠલ પડયાથી હવે તે પોતાના બાપ કાઉસ પાસ ઈરાન જવા ચાહતો નથી, અને તેના કોપથી બચવા, તે તુરાન આવી વસવા રાજી છે એવુ તે રૂકકામા તેણે જાહેર કીધુ

એ રૂકકો તેમજ અફ્રાસિયાબે જામીનગીરી તરીકે મોકલાવેલા એક સો પેહલવાનોને શીયાવક્ષ સાવરાન સાથ તાકીદે તુરાન રવાના કીધા, અને પોતે અફ્રાસીયાબના જવાબની ઇતેજારીથી રાહ જોતો બેઠો

આ રૂકકો મલતાજ, અને તે માહેલી બાબત જાણ્યા પછી અફ્રાસીયાબની ખુશીનો પાર રેહ્યો નહી શીયાવક્ષનો રૂકકો વાચતાજ અફ્રાસીયાબે જવાબ આપ્યો કે.—"હુ તારા પેદર સાથ સુલેહ કરવા માગતો નથી, પણ તારી સાથ સુલેહ કરવા માગુ છુ. માટે તારી દરખાસ્ત હુ મોટી ખુશી સાથ કબુલુ છુ તુરાનમા તારે માટે હમો દરેક સગવડ કરીશુ આખુ તુરાંન તારી ખીદમતમા હાજર રહેશે, અને તુને હુ મારા ફરઝદ કરતાંબી વધારે વાહલથી ગણુશ જયારેબી તું મારા પેદર પાસ પાછો જવા માગશે ત્યારે હુ તુને બાઇજતથી રવાના કરીશ. * * *"

અફ્રાસીયાબનો આ પેગામ, ઝંગ-એ-સાવરાને વીજળીની ઝડપે શીયાવક્ષને પોહોચાડયો. શીયાવક્ષ આવા સંતોશકારક જવાબથી જેટલો ખુશી થયો, તેટલોજ તે દલગીરખી થયો.

અફ્રાસીયાબનો જવાબ મલતાજ શીયાવક્ષે પોતાના ઓધાનો તમામ અખીતાર અને અખત્યાર તુસને સ્વાધીન કીધો, અને પોતાની સાથે પોતાના માનીતા ત્રણ સો સવારોને લેઇ જીહુન નદી પસાર કરી, તે અફ્રાસીયાબના મુલક તરફ જવા નીકળ્યો. પણ જવા આગમજ તેણે પોતાના પેદર ઉપર નીચલો રૂકો લખી રવાના કીધો.

"મુજ પર જનમથી પડયો છે સિતમ,
ગજબને અલમનો નથી કાંઇ ગમ
તુજના અમલમે નથી જોયુ સુખ,
પડયાં તુ થી મુજ પર હજારો છે દુ:ખ.
ઠગારી સોદાબેહથી ગાફેલ બની,
દિકરાની કિરતી ન આપે ગણી
બની એક ઓરત થકી બેરહમ,
કિધો મુજ કજાનો જરાખી ન ગમ
હતો દાદગર મુજનો મહેરબાન,
કિધી ચેહે-આતશ પાણી સમાન
જીતી જગ કિધા મે તુરાંની ખુવાર,
સુલેહના કિધા મે કોલો કરાર
શુ આ તેનો બદલો, આવુ ઇનામ,
રહ્યુ નહી વફાઇનુ દુનિયામે નામ,
રહી રાસ્તીની ન તુજમે નિશાન,
ને દીકરાની મોહોબતની નહિ પિછાન
રખે રહેતા મતરઇના એવા ખસમ,
કે ફરજન્દથી ફેરવે પોતાની ચશમ
સલામ ઓ પેદર તુને મારા શાહ,
મે દુશમનની લીધી છે આરી પનાહ (૩)

## શીયાવક્ષનુ તુરાન જઇ પુગવું

જીહુન નદી પસાર કરી, પોતાના માનીતા સવારો સાથ શીયાવક્ષ તુરાનમા દાખલ થયો. તુરાનમા દાખલ થતાજ શીયાવક્ષને તુરાની રઇયતે મોટા માન અને મોટી ધામધુમથી વધાવી લીધો. શેહરમા દાખલ થતાજ જર અને ગોહરનો તેના ઉપર નેસાર થયો, અને તુરાની રઇયતે ખુશાલીના પુકારોથી શીયાવક્ષને વધાવી લઇ, શેહરને ગજાવી મેલ્યુ. અફ્રાસીયાબે એક જાહેર દરબાર ભરી, પોતાના તખતની પાસે એક ખાસ ઝરીન સોનેરી તખત મુકાવી, તે ઉપર શીયાવક્ષને બેસાડી તેને માનથી નવાજ્યો, અને શીયાવક્ષની ખુબસુરતી અને અશોઇની તેણે જાહેરમા બબ્બા તારીફ કીધી.

## શીયાવક્ષનાં શાહજાદી ફીરંગીઝ સાથ લગન થવાં.

તુરાનમા શીયાવક્ષને જઇ વસ્યાને એક વરસ વહી ગયુ. એ મુદ્દત વહી ગયા પછી, પીરાન[1] વજીરે શીયાવક્ષને કહ્યુ કે — "શાહાજાદા શીયાવક્ષ, પાદશાહ અફ્રાસીયાબની નજરમા તુ બેશક એટલુ બધુ માન ભોગવે છે, કે તેટલુ માન દરબારમા કોઇને મલતુ નથી. પાદશાહને તારી એટલી બધી તો મોહબત લાગી છે, કે ઉંઘમા પણ તે તુને ઘણીક વાર યાદ કરે છે. હવે તુને ઘટે છે કે કોઇ લાએક બાનુ સાથ સુખ અને ચેનમા વસે. પાદશાહ અફ્રાસીયાબના મેહેલમા ત્રણ ખુબસુરત બેટીઓ છે, જેઓ ફરેદુનના ખાનદાનથી ઉતરેલી છે. તે ત્રણ નાજનીનોમાથી જેબી એકને તુ પસંદ કરે, તેની સાથ તારી શાદી કરવાની હુ તજવીજ કરૂ.* * *" વઝીર પીરાનની સમજાવટથી શીયાવક્ષે અફ્રાસીયાબની બેટી ફીરંગીઝ સાથ શાદી કરવાની પોતાની ખાએશ પીરાનને જણાવી

૧. અફ્રાસીયાબ અને પીરાન પીત્રાઇ ભાઇઓ થતા હતા.

પીરાન વઝીરે આ ખુશ ખબર પાદશાહ અફ્રાસીયાબને જણાવી, પણ અફ્રાસીયાબે એ લગ્ન માટે સાફ ના પાડી પીરાનને જણાવ્યું કે —'મે એ વાત ઉપર અગાઉ પણ વિચાર કીધા હતા, અને પાછલથી તે વિચાર છોડી દેવાની મને દુ ખભરી ફરજ પડી હતી, કેમકે નજુમીઓએ એવી આગાહી કરી છે, કે 'મારા નબીરા મારૂં તાજ, તખત અને મારો મુલક તથા ખજાનો વેરાન કરી મારા જીવનો નાશ કરશે"

પણ અફ્રાસીયાબના વિચારો વઝીર પીરાનની સમજાવટ અને દલીલ આગલ ટકી શકયા નહી, અને અંતે અફ્રાસીયાબે પોતાની બેટી ફીરંગીઝને શીયાવક્ષ સાથ લગનના ગાંઠથી જોડી આપવા કબુલ કીધું

શીયાવક્ષ અને ફીરંગીઝના લગન તુરાનમા મોટી ધામધુમથી થયા. અફ્રાસીયાબે પોતાની દીકરીના લગન પ્રસંગે શીયાવક્ષને બેસુમાર ગંજ અને માલ ભેટ તરીકે આપ્યો, અને પોતાની રાજધાનીવાલા શેહરથી ચીનના દરીઆવ સુધી આવેલા મુલક માહેલા તમામ શેહેરો, લગનની ભેટ તરીકે તેને ભેટ આપ્યા શેહેરમા. એ પ્રસંગે રંગરાગ અને ધામધુમનો પાર રહ્યો નહી. આખા શેહરને જીઆફત આપવામા આવી, અને તે જીઆફત આઠ દિવસ સુધી ચાલુ રહી

## શીયાવક્ષની સફર

આ બનાવને એક વરસ વહી ગયા બાદ, શીયાવક્ષ પાદશાહ અફ્રાસીયાબની સુચનાથી પોતાને બક્ષસ મલેલા શેહરો નજરે જોવા માટે સફરે નીકલ્યો બાનુ ફીરંગીઝને તેણે પોતાની સાથે લીધી, અને એક માટા ભપકાદાર રસાલા સાથ તેઓએ પોતાની સફરની કુચ શરૂ કીધી

સફરની મંજલ કરતો શીયાવક્ષ પોતાના રસાલા સાથ એક રોજ એવી જગ્યાએ જઇ પુગ્યો, કે તે જગો જોતાજ તેનું દીલ બીલકુલ ખુશ થઇ ગયું. આ જગ્યાની ચોતરફ નજર કરતા શીયાવક્ષને તે ઘણીજ પસંદ પડી, અને જેમ જેમ તે જગ્યાને તે વધારે જોતો ગયો, તેમ તેમ તેની તબીયત વધારે અને વધારે ખુશ થતી ગઇ હીયા તેણે પોતાનું વતન કરવાનું પસંદ કીધું હીયા શીયાવક્ષે એક સુંદર શેહર વસાવ્યું, અને એક ગંજાવર મોટો કીલ્લો બંધાવ્યો, અને પોતાને વાસતે એક મેહલ બાંધી તેમા વસવાનો વિચાર કીધો. એ મથક તવારીખમા "કંગદેઝ" ને નામે જણાયલું છે

### દુનિયાની નાપાયદારી—દાસ્તાને કંગદેઝ.[1]

કરૂં કંગે શીયાવક્ષનું હું બયાન,
દિધું યાદ અવસ્તામા છે જે મકાન

જમાનાની રેલ માહે ઘસડાઇ જગત,
થયા તાનમે કુલ તણાઇ જપત.

૧ અવસ્તામા એ જગ્યાને 'કંગદેઝ' કહે છે કહે છે, કે હિયા શીયાવક્ષે એક અજીત કીલ્લો બાંધ્યો હતો એ શેહર તેણે અતી રોણકદાર બાંધ્યું હતું. બુનદેહશ પ્રમાણે 'કંગદેઝ'મા પાદશાહ ગુસ્તાસ્પનો બેટો પેશોતન, જે પેગમ્બર હજરત જરથોસ્ત સાહેબને હાથે અમરંગી પામ્યો હતો, તે હજી હયાત હોતો કહેવાય છે. કંગદેઝને અવસ્તામા પણ યાદ કીધો છે. (શાહનામું કુતાર બીરાદરો)

ગયા શાહોના કાહ તાજો તખત,
ગયો કિયાંનીઓનો કહા તે વખત
ગયા કાહ પ્યારા દિલાવર સવાર,
ગયા કાંહ ન્યાગાંનો જગ આશકાર
ગયા કાંહ હકીમો ભરમ જાણકાર,
ગયા કાહ તવારીખનવેશ યાદગાર
૫૦૦૦
ગઇ કાહ કોમળ નૂરી નાજનીન,
સરોદે મનોહર માહેજબીન

ગયા કાહ તે આબેદો[1] કુહે વતન,
પાહડી વતનમા જે કરતા ચમન
ગયા કાહ કીરતી ભરેલા મહાંન,
ગયા કાહ જે લડતા સિહની સમાન
સુતા જઇ તે સઘળા મળી ખાકમા,
બિછાના કિધા મીટી-એ-પાકમા
સિવા જેણે નેકી કિધુ ના કઇ,
ભલો તે સિવા કોઇ ખલકમા નહી

*                    *

આ ખાકસાર લેખક પોતા માટે ગમ કરે છે —

ઉમર બહુ ગુમાવી કરી બહુ તરગ,
ગયા છોડી સરવે સાથીઓ સગ
જશે તુ બી દુનિયા તજી એક દન,
આ ફાની નથી તારૂં કાયમ વતન
વખત રગે રાગે કિધો બહુ પસાર,
તે દાહડા રહયા નહી,ઓ પરવરદેગાર
ગયા કુલ જવાની ને જોબનના દન,
દિસે આજ ડોલા ધુરકતુ કફન
જવાની રૂઆનીના દિવસો ગયા,
કરતા'તા સહુ કોઇ મોહબત-મયા

સદા ધન જોબન કદી નહિ ઠરે,
જવાની ઉતરતા જોબન મરે
ગુલ 'ને ગુલાબો કરમઇ ગયા,
જગલી ધતુરા ફુલઇ રહ્યા
દાનાવો થાયા જમાનાથી ચુર,[2]
જીવતા જગતમે રહયા બેશહુર[3]
ભલા ભાઇ ના કર તુ દોડધામ,
પલકમા જવુ છોડી છે આ મુકામ
જે ઘર થાતા'તા છત્રીસ રાગ,
પડયા આજ ખાલી વસે ત્યા કાગ

*          *          *

હવે કગદેઝનુ કથુ દાસ્તાંન,
હકિકત સાભલ ધરીને ધિયાન
બનાવી દિધુ તેને પાહડી ચમન,
કિધુ ત્યા શીઆવક્ષે કાયમ વતન
હતી તે જગાની એવી હવા,
તબિયત રહેતી બીલકૂલ સવા
હતુ નહી દરદ ને બિમારીનુ નામ,
પડતુ કદીબી દવાનુ ન કામ
રહેતો સદા ત્યા વસતનો બહાર,
નિરમળ નીરના ઝરા ઠાર ઠાર

બનાવી દિધો ત્યા બાગ ઇરમ,
બાગો બગીચા કદમ હર કદમ
મહેલો હવેલી દિસે ઠામ-ઠામ,
નહેરો'ને નાળા 'ને સુદર હમામ
હતી નહી ગરમા કે સરદી સદા,
દિલખુશ રહેતી કાયમ હવા
ચારો તરફ ત્રીસ ફરસગ હતા,
ભરી .ખુબ લીલોતરીની ઘટા.
જમીનથી હતો બહુ બુલદ તે પાહાડ,
ઉચો હતો દોઢ ફરસગ આબાદ

૧. પાહાડોમા વતન કરી રહેલા પરહેજગારો ૨ જમનાથી ચુર થયા, યાને જમાનાએ જેર કીધા, યાને મરણ પામ્યા ૩ બેશહુર યાને શરમ વગરના માનસો, જેઓએ ઉપકારનો બદલો અપકારથી, અને જસનો બદલો કજસથી વાલ્યો હતો

તુરાંનનો પાદશાહ અફ્રાસીઆબ



"રહો જગમા નહી ઓહાકી જુલમ,
થઇ શાહી તેનીબી એક રોજ ખતમ"

*          *          *

"બદીનુ જમીનમા તુ રોપે છે ઝાડ,
ઉગશે કિનાનાના ફળ બેશુમાર"

(જુવો પાનુ ૧૩૮)

જોઇ આ જગો ખુશ થયો નેકનામ,
હતી તેને લાયક કરવા મુકામ
લિધો ઘેરી કિલ્લાથી તે પાહાડને,
બર લાવીયો દીલ મુરાદને
વસાવી શેહરને કિધુ ગુલજાર,
થયુ દુનિયામે બહુ આશકાર
નિસદિન વસી ત્યા કરે સહુ રંગ,
કહ્યુ "એ જગાને કેહો દેઝે-કંગ"
કિધો એક તૈયાર ત્યા રંગમહેલ,
બાગો બગીચાની બહુ રેલ છેલ

ગુલાબ, સમ્બુલ, નરગેસ લાલ,
ખુશબો ફુલોની કરતી કમાલ
મહેલની દિવાલે કિધો સણગાર,
ન્યાગાનોના ચીતરાવી ચિતાર.
કોબાદ,[1] કાઉસ,[2] અને જાલ[3] નેક,
રૂસતમ, ગોદરેઝ, બીજા અનેક.
સિકલ જોઇ કરતો વતંનને યાદ,
કહે કોણુને જઇ દીલની મુરાદ
વતનની નિરાસી, પેદરનો પીયાર,
મનને જલાવીને કરતો બેજાર.

કહી ગમ કરી ખાતો ગમને તે વીર
હરદમ ચશ્મોથી વેહતા'તા નીર (9)

### કંગદેઝની તારીફ અફ્રાસીયાબે સાંભલી તેણે ગસરીવેજને શીયાવક્ષની પાસે મોકલવો

કંગદેઝની રચના અને આબાદીની તારીફ જ્યારે અફ્રાસીયાંબે સાભલી, ત્યારે તેણે ગસરીવેજને ફરમાવ્યુ, કે એક બેમુલ નજરાંનુ તૈયાર કરી શીયાવક્ષને મુબારકબાદી આપવા 'કંગદેઝ' તરફ તેને નીકલી જવુ એક વેરાન જગ્યાને શીયાવક્ષે બાગે બેહસ્ત જેવી ફુલવાડીમાં ફેરવી નાખી છે, અને ફીરંગીઝને ખાતર તેણે એક એવો મેહલ બાંધ્યો છે, કે જેણી જોડી હોય એમ પીરાંન પણ માનતો નથી. માટે તુ જા, અને શીયાવક્ષને તેના આ કામ માટે મારી તફરથી મુબારકબાદી આપી, એક હદીઆ નજર કરી આવ.

### ગસરીવજની અદેખાઈ અને તેના કારસ્તાંન

એક પરદેશી પેહલવાંન ઉપર પોતાના ભાઇની એટલી બધી મોહબત જોઇ, કારસ્તાનથી ભરેલો ગસરીવેજ પોતાના દીલમા અદેખો થવા લાગ્યો તેનો દીલમા અદાવતની ચીંગારી પડી, અને તે ચીંગારીમાથી વેરનુ ભડકુ સલગી ઉઠયુ

### ગસરીવેજે અફ્રાસીયાબને શીયાવક્ષને માટે ભભેરવુ.

અફ્રાસીયાબના હુકમ પ્રમાણે ગસરીવેજ કંગદેઝ તરફ નીકલી ગયો, અને શીયાવક્ષને તે જઇ મલ્યો પોતાના ભાઇ શાહ અફ્રાસીયાબની મુબારકબાદીનો પેગાંમ તેણે શીયાવક્ષને નજરાના સાથ પોહચાડયો શીયાવક્ષ આ નજરાનાની ભેટથી ઘણોજ ખુશી થયો, અને ગસરીવેજને પોતાના મેહમાંન તરીકે બાઇજત મેહલમા રાખી, તેની ઇઝ્ઝાજત કીધી. શીયાવક્ષના મેહલની રચના, શેહરમા તેણે કરેલા સુધારા, અને શીયાવક્ષની જાહોજલાલી જોઈ, ગસરીવેજ પોતાના મનમા ઘણોજ બળવા લાગ્યો જ્યારે કંગદેઝથી ગસવેરીજ પાછો તુરાંન ગયો, ત્યારે તેણે અફ્રાસીયાબને જણાવ્યુ કે—"અએ શાહ, તુએ શીયાવક્ષ માટે

1. કોબાદ, પુનદેહશ તેમજ શાહનામામા અને કએકોબાદને નામે ઓળખાવ્યો છે. એ કિયાનીઆન વંશનો સ્થાપનાર હતો. (ડા० જી. જ મોદી) 2 કાઉસ, શાહનામામા અને કએકોબાદનો છોકરો ગણ્યો છે 3 જાલ, જેહાં પેહલવાન રૂસ્તમનો બાપ

જે આશા રાખી હતી, તે બીલકુલ ફોકટ ગઇ છે મને તેની રીતભાત ઉપર બીનકુન ભરૂસો આવતો નથી અગાઉના જેવો તે મીલનસાર અને ઃમાનો નથી તે પ્રણોજ ફેરાઉન સન્કશ અને તુમાખી થઇ ગયો છે. પાદશાહ કાઉસના એક કાસદને મે ઇરાનથી શીયાવક્ષ પાસ આવેલો જોયો, જેની સાથ તે લાંબો વખત વાતચીત કરવામા રોકાયો હતો તપાસ કરતા મને એવી ખબર મની છે, કે શીયાવક્ષે કગ દેઝમા એક મોટુ લશકર એકઠુ કીધુ છે, અને જે વખત જાય છે તેમાં તે તુરાન ઉપર ચહડાઈ લાવવાનો વિચાર રાખે છે"

ગસરીવેજને મોહડેથી આવા સમાચાર સાંભલી, અફ્રાસીયાબ વિચારમા પડયો, અને બોલ્યો કે–"ભાઇ ગસરીવેજ, તુએ આપેલી ખબર જો કે બરવખતની છે, મગર શીયા-વક્ષ પોતાનુ બાપીકુ વતન, દેશ, અને ઐશ છોડી, મારે આસરે આવી વસ્યો, અને મે તેને મારા જમાઇ તરીકે સ્વીકારી, ખજાનો અને મુલક આપી સગાઇનો ગાઠ બાંધ્યો, અને હવે હુ તેની સાથ બુરાઇ કરૂ, એ બનેજ નહી બેહતર તો એ છે, કે હુ શીયાવક્ષને તેના બાપની પાસે રવાના કરૂં"

પણ અફ્રાસીયાબની આવી વફાણુ ગસરીવેજને ગળે ઉતરી નહી, અને તેથી તેણે અફ્રાસીયાબને વધુ ભમાવવાની તજવિજ કરી કહ્યુ કે:–"આવી ગભીર બાબતને તુ એટલી બધી નજીવી નાં ગણ તુ જો શીયાવક્ષને તેના બાપ પાસે રવાના કરશે, તો જરૂર તે આપણો મુલક વેરાન કરશે શીયાવક્ષ તુરાનની અદર તેમજ બાહારના તમામ રાહઘાટથી જાણીતો છે, તેમજ તુરાની લશકરની નબલાઇ અને કારસાજીથી તે પુરેપુરો ખબરદાર છે, અને જો તે ઇરાન ગયો, તો બેશક રૂસ્તમની મદદ લેઇ તુરાની શાહી જરૂર તારાજ કરશે માટે આવા સજોગ વચે શીયાવક્ષને ઇરાન જવા દેવો નહી જોઈએ બેહતર તો એ છે, કે કગ દેઝથી તેને હિયા બોલાવી કેદ કરવો, કે જેથી તુરાનની શાહી વેરાન થતી બચે, અને તુરાન ઉપર તે હુમલો કરતો અટકે"

**ગસરીવેજનુ કારસ્તાંન! અફ્રાસીયાબે શીયાવક્ષને પોતાની પાસે બોલાવી લાવવાનુ ફરમાન કેહવડાવવુ.**

"કહુ ભાઇ ખોલી શુ જ્યાદા જબાન,
બનીયો છે શ્યાવક્ષ બહુ બદગુમાન
નથી તેની આખોમે રહ્યા કઇ શરમ,
ભુલી તારી મોહોબત, થયો બેરહમ
ફુપ્તર ફિરગીઝ લખ્તે જીગર,
જીગરથી ફીદા છે શ્યાવક્ષ ઉપર
મળી સગ ખાવિદ કિધો છે વિચાર,
કરે તારી શાહી ને અમલ ખ્વાર
કરી મુલ્ક તારાજ તુરાનનો,
ઉડાવે તે ઝુન્ડો ઇરાનનો
જો જીવતો અગર હ્યાથી શ્યાવક્ષ જશે,
જરૂર તારો વેરાન મુલક થશે
બિગાનને કીધો તે તારો સગો,
સીનામે કીધી તે તેની જગો.
અફસોસ નહી ચેતીયો તુ શાહ,
દુશમનને આપી તે તારી પનાહ
કહ્યા છે દાનાવોએ આ સુખન
કે ઘરમાથી નિકલી ગયલા પવન-
ને બધ કરવાનો નથી કોઇ ઇલાજ,
રખે થાય દુશમનથી તુ પરાજ." (10)

* * *

આ ફિતના ઉપર શાહ ગયો ભોલવઇ,
સમજીયો નહી ભાઇની તે ઠગઇ.
હુકમ ગસરીવેજને કીધો એકદમ:
"લઇ જા તુ પયગામ કગદેઝ ગમ
કહે જઇ શીયાવક્ષને મારી સલામ,
ને સમજાવી કહેજે મારો પયગામ.

ચશ્મ છે ઉમેદવાર જોવા દિદાર,
મલવા તુને શાહ છે ઇન્તેજાર
૫૧૦૦
દુખ્તર ફિરગીઝ આખોનુ નુર,
તેથી પડી છે, મુદ્દત થાઇ દુર
ભલે લઇ ફિરગીઝ હિયા તુ સિધાર,
ખુશી દિલ થશે જોઇ રોશન દિદાર.
હિયા આવી મારો થા મહેમાન,
મળી સગ કરશુ હિયા ખાનપાંન
રહી સાથ થોડા દિવસ તુ ગુજાર,
બાદઅ ભલે તુ ગહેઝે સિધાર"
આ પયગામ લઇને તે નિકલી ગયો,
ઉભોખી રાહમા નહી તે રહ્યો.
મળીને શીયાવક્ષ કીધુ નમન,
દિધા તેણે ચાલુ કરતુક-ફન.
પૂગાડી શ્યાવક્ષને પેગામ ખાસ,
મનાવી મેળવી લિધો વિશ્વાસ.
ખુશી થાયો શ્યાવક્ષ સુણીને ખબર,
મળવા શાહને થયો બેસબર
તુરત તેણે હુકમ કીધો સિતાબ
તઇયાર કુચનો કરો આસબાબ.

## ગસરીવજે શીયાવક્ષને નવો ફરેબ આપવો.

શીયાવક્ષનો કુચ કરવાનો ઈરાદો જોઇ ગસરીવેજ વિચારમા પડયો, કેમકે તેણે શીયાવક્ષને ફસાવવા જે કરતુકની જાળ બિછાવી હતી, તે જુદીજ હતી ગસરીવેજે જોયુ, કે અગરજો શીયાવક્ષ અફ્રાસીયાબના પેગામને માન આપી તેની પાસે તુરાન જશે, તો તેની રચેલી બાજી બીલકુલ બગડી જશે એટલા માટે ગસરીવેજે શીયાવક્ષને તુરાન જતો અટકાવવાનુ નવુ કાવતરૂ રચવા માડયુ તેણે શીયાવક્ષને સલાહ આપી, કે.-"મુસાફરી માટે એટલી ઉતાવળ કરવાની જરૂર નથી" શીયાવક્ષે જવાબ દીધો કે –" મારૂ દીલ શાહ અફ્રાસીયાબને મળવા તલપી રેહ્યુ છે, અને તેના સખુનોને માન આપવાની મારી પેહલી ફરજ છે"

આ જવાબ સાભલતાજ ગસરીવેજે પોતાના કરતુક ચલાવવા શરૂ કીધા તેણે શીયાવક્ષ તરફ જોઇ દયા અને પ્યારનું ડોલ ઘાલી, આખોમા આસુ લાવી રડમસ અવાજે કહ્યું કે –"મારા ભાઇ અફ્રાસીયાબની ચાલ ઉપર મને અફસોસ કરવો પડે છે. શીયાવક્ષ મને તારી દયા આવે છે મારો ભાઇ અફ્રાસીયાબ એક એવુ હીચકારૂ કાંમ કરવા તૈયાર થાય છે, કે જેથી મારા બુઝોર્ગ ખાનદાનની કીરતીને કલક લાગશે. શુ કહુ શીયાવક્ષ, ખરી હકીકત તારી આગલ બોલતા મારી જબાંન લરજે છે. અફ્રાસીયાબનો વિચાર તુને તુરાન બોલાવી કેદ કરવાનો છે તેથીજ હુ તુને તુરાન જતો અટકાઉ છુ. શીયાવક્ષ, હાલ તુરત શાહનો ગુસ્સો નરમ પડે ત્યા સુધી તું હિયાજ રહે. હુ પોતે તુરાન જઇ શાહને સમજાવી કહીશ કે બાંનુ ફીરગીઝ બિમાર છે, તેથી હાલ તુરત આવી શકે એમ નથી"

આ ફરેબથી શીયાવક્ષ ભોલવાયો, અને ઠગાયો ગસરીવેજના સમજાવ્યાથી શીયાવક્ષે અફ્રાસીયાબ ઉપર તેવીજ મતલબનો એક રૂકો લખી ગસરીવેજને સ્વાધીન કીધો, અને કરતુકી ગસરીવેજ તે રૂકો લેઇ અફ્રાસીયાબને પોહચાડવા એકદમ તુરાંન તરફ નીકલી ગયો કમનસીબે શીયાવક્ષે ગસરીવેજને પોતાના વફાદાર રફીક તરીકે માની લીધો

## ગસરીવેજે અફ્રાસીયાબને ભંભેરવો.

કગ દેઝથી નીકલી પવન વેગે ગસરીવેજ તુરાનમા શાહ અફ્રાસીયાબને જઈ મલ્યો, અને શીયાવક્ષનો રૂકકો અફ્રાસીયાબને તુરતજ સ્વાધીન કીધો રૂકકો પુગાડી ગસરીવેજે પોતાના ફીતુર ચલાવ્યા તેણે કહ્યુ કે,-"ઓ શાહ, તુરાન ઉપર આફતનુ વાદલ ઘેરાવા માડયુ છે શીયાવક્ષની આંખોમાથી શરમ બીલકુલ નીકળી ગઇ છે કગ દેઝમા તેણે મને મોટુ અપમાન કીધુ છે તારો પેગામ વાચવાની પણ તેણે દરકાર કીધી નહી. દરબારમાં તેણે મને એક ખુનામા બેસવા માટે જગા આપી તેણે એક મોટું લશકર જમાવ કરવા માડયુ છે, અને તુરાન ઉપર ચહડાઇ લાવવાની તૈયારી કરવામા તે રોકાયો છે" આ વાત સાભલતાજ અફ્રાસીયાબના મનમા ગુસ્સો ભડકી ઉઠયો, અને શીયાવક્ષની સામે લશ્કર લઇ જઇ તેણે તેને પકડવા એકદમ હુકમ કીધો એ લશ્કરની સરદારી તેણે ગસરીવેજને આપી, અને હુકમ મુજબ ગસરીવેજ તે લશ્કર લઇ કગ દેઝ તરફ જવાની તૈયારી કરવા લાગ્યો

## શીયાવક્ષની સરજત.

અફ્રાસીયાબનુ લશકર કગ દેઝ તરફ ધસ્યુ આવે છે, એવી ખબર જ્યારે શીયાવક્ષને મળી, ત્યારે તેની ખાત્રી થઇ કે ગસરીવેજે તેને અફ્રાસીયાબને વીશે ખબર આપી હતી કે "તે તેને કેદ કરવા માગે છે" તે ખબર ખરી પડે છે તુરાની લશ્કરના ધસી આવવાની નાખુશ ખબર શીયાવક્ષે તુરતજ ફીરંગીઝને જાહેર કીધી તે નેક બાનુના ગભરાટનો પાર રહ્યો નહી આ ન ધારેલી આફતમાથી પોતાના ખાવિંદને બચાવવા માટે ફીરંગીઝે એકજ ઇલાજ, તેને નહસાડી મુકવાનો જોયો તેણીએ શીયાવક્ષને તેનો જીવ બચાવવા ઘણુંજ સમજાવ્યુ, પણ શીયાવક્ષે ફીરંગીઝને એકલી મુકી જવા ના પાડી. ફીરંગીઝથી શીયાવક્ષની સાથે નહાસી જવાય તેમ હતુ નહી, કેમકે તે નેક બાનુ તે વખતે હમેલદાર હતી, અને તે સબબે રસ્તાની મુસાફરી અને ઠાક, તે નાજુક નાર ઉઠાવી શકે એમ હતું નહી શીયાવક્ષની સરજત બદલાઇ જવાનો વખત આવી લાગ્યો હતો, એમ તેણે હવે નકી જાણ્યુ ફીરંગીઝના વિલાપનો પાર રહ્યો નહી (11) ફીરંગીઝનો વીલાપ જોઇ શીયાવક્ષે કહ્યુ કે'—

"દગલબાજ ગરદિશનો છે ધરમ,
ઘડીમા હસાવી ને પાડે સિતમ
ઉભુ આવી રહેશે લશ્કર તમામ,
નથી કોઇ મદદગાર કે આવે કામ
તજી કેમ જાવુ તુને ગુલબદન,
થતી કેમ નહી આ જમીન મુજ કફન
નથી કોઇ જીવતુ જગમે સદા,
દફન છે આખર, અમીર કે ગદા[1]

થયુ તે થયુ, ના થયુ નહિ થશે,
ગયુ તે ગયુ, જે રહ્યુ તે જશે.
કજા જોઇ મારી તુ ના ગમ કર,
ધરી હામ હિંમત ગમ કમ કર
વફાદાર મહાબુબ તુને છે સલામ,
સભાલી લેજે પેદર સાથ કામ
ના થા તુ દિલગીર અએ જાનેમન,
જરા તુ સુણી લે છેલ્લા સુખન.

૧. ગદા યાને ગરીબ, મુફલીસ.

જનશે પીસર એક તુ ખુબરૂ
જરૂર રાખજે નામ 'કએખુશરૂ'[1]
નથી મારી જીવવાની કંઇબી વકી,
જરાબી ન કરતી ગમ મુજ ઠકી
સદાની નિન્દમા નચિત હુ પડશ,
તુરાની જ-લાદોથી હુ મરશ
જફા પાડશે તારો તૂજ પર પેદર,
થશે તારો પોરાંન-પીર રહેબર
થશે તારો બેટો જગત આશકાર-
કએખુશરૂ પાદશાહ નામદાર
કિનો મારો લેવાને બાંધી કમર,
નિકલશે મચદાને મારો પિસર
મને કર તુ મહાબુબ છેલ્લી સલામ,
પુરૂ મારૂ થાયુ છે ગેતીમાં કામ"(12)

* * *

ફુટી સર ફિરંગીઝ રડે ઝાર ઝાર,
કહા જાય શીયાવક્ષ તજી દિલદાર.
ગયો ત્યાથી શીયાવક્ષ બેહજાદ[2] પાસ,
સીનામે દાબી રડતો નિરાસ
કહ્યુ તેણે હલવે રહી કાનમા·
"બેહેજાદ સુખન રાખજે ધ્યાનમા.
થવા દે તો કોઇનેબી ના તુ સવાર,
થજે કએખશરૂનો તુ તાબેદાર
કિનો મારો લેવા તે આવે તુરાંન,
તેને તુ દેજે સવારીનુ માન
ભલા મારા સાથી હવે હિયાથી જા,
ચરાગાહે[3] જઇને છુટો તુ થા"

## શીયાવક્ષનુ નાહુસવું

બહેજાદ ઘોડાના કાનમા શીયાવક્ષે એટલા સખુનો કહી, તેને તબેલામાથી છોડીને છુટો કીધો, અને તેજ વખતે તે સમજદાર જાનવર, પોતાના માલેકનુ ફરમાન સમજી ગયુ હોય, તેમ તબેલામાથી છુટો થતાજ બીયાબાન વન તરફ તે નીકલી ગયો

એ પછી શીયાવક્ષ પોતાના મેહલ અને બાગો બગીચાને, તેમજ પોતાની મોહોરદાર ફીરંગીઝને છેલ્લી સલામ કરી, પોતાના ત્રણ સો ઇરાની સવારો જેઓને તે પોતાની સાથે તુરાન લઇ આવ્યો હતો, તેઓ સાથ નહાસી ઇરાન તરફ જવા નીકલ્યો બાનું ફીરગીઝ પોતાનો ખાવિદ સલામત ઇરાન જઇ પુગે, એવી દુવા તે બાગેહકતાલાની જનાબમા વિલાપ કરતી ગુજારવા લાગી. (13)

## ફીરંગીઝની અફ્રાસીઆબને મીનત

પણ શીયાવક્ષની સરજતના લેખ જુદાજ હતા ગસરીવેજ પોતાના લશકર સાથ કંગ દેઝમા દાખલ થયો, અને તેને તુરતજ ખબર પડી કે શીયાવક્ષ ઇરાન તરફ નાહસે છે, તેવીજ તેણે પોતાના લશ્કર સાથ તેની પુઠ પકડી, તેને પકડી પાડયો. એક મોટુ જગ શીયાવક્ષના ઇરાની સવારો અને ગસરીવેજના લશકર વચે થયુ, અને અતે શીયાવક્ષ જીવતો કેદ પકડાયો એટલામા અફ્રાસીયાબ ત્યા આવી લાગ્યો શીયાવક્ષને જોતાજ અફ્રાસીયાબ ખુન પર ચહડી તેને બેજાન કરવા જતો હતો, પણ વઝીર પીરાંનના ભાઇ પીલસમે વચ્ચે પડી, શીયાવક્ષને કેદ કરવાની સલાહ આપી શીયાવક્ષને

---

૧. અવસ્તા, તેમજ બુન્દેહેશમા કએખુશરોને શીયાવક્ષના બેટા તરીકે જણાવ્યો છે અવસ્તામા કએખુશરોને 'કવીહુસ્રવઘ' ને નામે ઓલખાવ્યો છે

૨ શીયાવક્ષનો માનીતો ઘોડો, જેનુ તેણે 'બહેજાદ' નામ આપ્યુ હતુ.

૩. ચરાગાહ યાને જાનવરો માટે ચારો ચરવાની જગ્યા.

તે ઉપરથી જન્જીરથી જકડી કેદ કીધો, અને ખુનારાથી ઘસડતા તેના મેહલમા તેને પાછો લઇ ગયા

આવી ખુવારીભરી હાલતમા પોતાના વાહલા ખાવિંદને જોઇ, બાનુ ફીરગીઝ હા-વ-ઝારી કરી પોતાના પેદર શાહ અફ્રાસીયાબને તે સમજાવવા લાગી (14)

"પેદર કા કરે આ જફા ને જુલમ,
થયો કાં તુ શીઆવક્ષ પર બેરહમ.
અરે શાહબાહ તુ જરા કર વિચાર,
કરે કા નિરદોશને તુ ખુવાર
કિધો શુ શિયાવક્ષે તારો ગુનાહ,
કે ખોઇ તારી મોહબત ને માયા પનાહ
નથી એને એવી કિધી કઇ કસુર,
થયો કેમ શીઆવક્ષ પર તુ કુર
તજી તારે ખાતર તે આયો વતન,
ગુજારે તુ તે પર આવા વિઘન?
જરા કર બેઢંગી જગનો વિચાર.
થયા તાજદારો છે કેમ ખુવાર
નિરાધાર બેટી તહારી રડે,
અરજ એમ ગુજારી પગો પર પડે
રહ્યો નહી જગમા ઝોહાકી જુલમ,
થઇ શાહી તેનીબી એક રોજ ખતમ
વળી તૂર સલમના થયા કેવા હાલ,
કિધુ શુ ઇરાને કર તેનો ખ્યાલ
ના કર તુ નાહક શ્યાવક્ષ બેજાન,
કિનામે ગજબનાક થાશે ઇરાન
કિનાબાજ રૂસ્તમનો કર ખિયાલ,
ધ્રુજાવશે તે ધરતી, ગગન ને પતાલ
તૂરાનમે ચલાવશે લોહીની નહી,
ન ભુલશે શીયાવક્ષનો કીનો કદી
ફરીબુર્ઝ, ગોદરેજ ગેવ પેહલવાન,
તુસ ને ફરામર્ઝ પડશે મેદાન
બદીનુ જમીનમા તુ રોપે છે ઝાડ,
ઉગશે કિનાના ફળ બેસુમાર
શીઆવક્ષને કીનો ન ભુલશે ઇરાન,
તુરાની શેહનશાહત કરશે વેરાન
દુખી તારી દુખ્તર ઉપર મેહર કર,
વિના કારણે તુ ના કેહર કર
* * *
ઓ આદીલ અદલ મારા ખાવિંદ ખુદા,
ભુલશ તુજ કજાનો નહી ગમ સદા
અફસોસ કિધો તારો વિશ્વાસઘાત,
દગો તુને દીધો આપાને હાત
તુટા તારા સોગંદ અફ્રાસીયાબ,
ગગન પર ધ્રુજશે સુરજ–માહેતાબ
ફુટી મારી આંખો જતી કેમ નહી,
કજા તારી જોઇ શકુ એમ નહી.
પ૨૦૦
લગાડી પેદર તુએ તન માહે આગ,
થયો ગુલ મારા જીગરનો ચેરાગ.

## શીઆવક્ષને જબેહ કરવાનો હુકમ કરે

ફીરગીઝની આજીજી અને કલપાતથી અફ્રાસીયાબના ઘાતકી દીલ ઉપર જરાબી અસર થઇ નહી ફીરગીઝને શીયાવક્ષની આગલથી દુર કરી, મેહલના એકાંત દિવાનખાનામા તેણીને બંધ કરવાનો તેણે હુકમ કીધો, અને શીયાવક્ષને એકદમ જબેહ કરવા ગસરીવેજને ફરમાબ્યુ પણ શીયાવક્ષને જબેહ કરવા આગમજ અફ્રાસીયાબે ખાસ હુકમ કીધો, કે તેના લોહીનું એકબી ટીપુ તુરાન જમીન ઉપર પડે નહી, તેની સંભાલ રાખવી, કેમ કે શીયાવક્ષના લોહીના ડાઘ જો તુરાન જમીનને લાગશે, તુરાનમા શીયાવક્ષના કીનાનો પુકાર ઉઠશે

નીરદોશ શીઆવક્ષ ! તેને કીયા કારણ અને કીયા ગુનાહ માટે જબેહ કરવામા આવનો હતો, તેની પણ તેને ખબર આપી નહી ના તેનો ઇનસાફ થયો, ના તેનો કોઇ યાર થયો ના કોઇએ તેની દાદ લીધી, ના કોઇએ તેનો પુકાર સાંભળ્યો શીયાવક્ષે અફ્રાસીયાબને મનાવના આજીજીથી કહ્યું કે —

"અરે ઓ તુરાંની શાહ જુલ્મગાર,
કરે કાં તુ નિરદોશને એમ ઠાર
જરા સુણ હકીકત કહુ જે ખરી,
નથી મે કિધી કઇ સુખનપરવરી
જરા કર નજર તારી દુખ્તર ઉપર,
પડી કેવી બેહોશ, કર કઇ કદર
નથી મારો કોઇબી મદદગાર હિયાં,
નથી મારા પેહલવાંન, હથિયાર હિયા
અગર મુજને નાહક કતલ તુ કરે,
તુ જોશે કે ઇરાન તુને શુ કરે.
અફસોસ થઇ મારીથી ભુલ જબુન,
કે દુશમનનો માની લિધો મે સખુન
અફસોસ વતનથી થયો બેવતન,
વતન પ્યારાં તુજની ન કીધી જતન
અફસોસ જવાની ને જોબન ઉપર,
અફસોસ ભવિશની ન રાખી ખબર
દુનિયામે જીવવુ છે મરવાને કાજ,
કોઇ આજે કોઇ કાલે, અ તે તારાજ
નેકોની નેકીની રહિ જાશે બુ,[1]
ફના સરવે ખાકી, સિવા પાક રૂહ
આખીર સલામ ઓ પ્યારા વતન,
આખીર સલામ તુને તહેમતન
કુલ ઇરાની પેહલવાંનોને છે સલાંમ,
ખતા માફ કરજો મહારી તમામ
ઉમેદ મારા દિલની રહી-દિલ અંદર,
કરી લે ફિરંગીઝ, છેલ્લી નજર.
હવે મલશુ મહાણુબ મિનોઇ જેહાન,
તૂટી સરવે ઉમેદ અને અરમાન
લઇ જા તુ મુજનો પયગામ હવા,
રહેજે તુ મારા ખુનનો ગવાહ
અરજ એક ગુજારૂ ખુદા તારી પાસ,
લિએ મારૂ ફરજંદ દિનો મારો ખાસ"(15)

## શીયાવક્ષનુ સેવટ

ગરસીવેજ જેણે જલ્લાદોને તૈયાર રાખ્યા હતા, તેણે જલ્લાદોને ઇશારત કીધી. જલ્લાદોએ તેજ વખત શીયાવક્ષના સર ઉપરથી તેનુ તાજ ખેચી કાહાડી ફેકી દીધુ, અને શીયાવક્ષને જબરીથી જમીન ઉપર પટકી, તેનુ સર તેના બદનથી જુદુ કરી, તેને જબેહ કીધો

હુકમ પ્રમાણે એક સોનેરી તશમા શીયાવક્ષનુ લોહી ઝીલી લીધુ, કે જેથી તુરાંન જમીન ઉપર તે પડે નહી પણ ઘણીબી તજવીજ અને સભાલ રાખવા છતા, શીયાવક્ષના લોહીના છટા તુરાન જમીન ઉપર પડયા, અને પાછલથી તે જગ્યા ઉપર એક ફુલનું ઝાડ ઉગ્યુ, જે ફુલને શીયાવક્ષનુ નામ આપવામા આવ્યુ

કહેછે કે શીયાવક્ષને જેવો જબેહ કીધો, તેવુજ એક સખત તુફાન એકાએક આખા શેહરમા થયુ આખા શેહરમા એવુ તો અંધારૂ ફરી વલ્યુ, કે આદમીઓ એક બીજાના ચેહરા પણ જોઇ શક્યા નહી. અફ્રાસીયાબ આ બનાવને ખુદાઇ કેહર સમજી ગભરાવા લાગ્યો, અને તુરાનની રઇયત અફ્રાસીયાબ તરફ ધીકકારથી જોવા લાગી કુલ દેશની તમામ રઇયત શીયાવક્ષના કમબખતના મોત ઉપર માતેમ કરવા લાગી

[1] બુ યાને ખુશબો.

શીયાવક્ષે એક છેલ્લી ચીસ પાડી પોતાનુ પાક રૂહ તે દાદગરને સ્વાધીન કીધુ તે ચીસ બેહોશ ફીરંગીઝને કાને પડતાજ તે હોશમા આવી દીવાની મીઆલ દોડી ગઇ, અને શીયાવક્ષને જબેહ થયલો જોઇ, તેના ર્‌વાન ઉપર માહેતમ કરવા લાગી (16)

ફીરંગીઝના કલપાતનો પાર રહ્યો નહી અફ્રાસીયાબે ફીરંગીઝને બેજાન કરવાનો હુકમ કીધો, કેમકે નજુમીઓએ કરેલી આગાહી પ્રમાણે, તેણીને પેટે અવતરનાર ફરઝન્દ અફ્રાસીયાબનો જીવ લેશે, એમ તે જાણી ચુકયો હતો પણ પીરાન વઝીરને અફ્રાસીયાબના વિચારની ખબર પડતાજ અનેક રીતે સમજાવી ફીરંગીઝને તેણે પોતા। સ્વાધીન લીધી, અને એવી કબુનાત પીરાને અફ્રાસીયાબને આપી, કે "જયારેબી ફીરંગીઝને પેટે બાળક જનમશે, ત્યારે તેને હુ પોતે તારી આગલ હાજર કરશ."



# બેજન અને મનીજેહ.[1]

### કીયાંની મોહબતનો એક સફો.



### બેજનના દાસ્તાંન ઉપરથી મળતો બોધ.

આ દાસ્તાન એક દલેર ઇરાની બચાની દલેરી સાથ, તેની વફાદાર મોહરદારની વફાદારી અને પાક મોહબતને લગતુ છે બેજનનુ દાસ્તાન જો કે પ્યાર અને મોહબતની એક કાહાણી છે, પણ તે ઉપરથી આપણા આજના સંસારને કાઇક બોધ મળે, એવી એ કાહાણી છે બેજન અને મનીજેહનુ દાસ્તાન મોહબતના મુદ્દા ઉપર રચાયુ છે. ઇનસાનની બહેતરી માટે પ્યાર અને મોહબતની હસ્તીની જગતમાં ખાસ જરૂર છે, એ કદી બી ભુલી જવુ નહી જોઇએ એ નજરથી જોતા માલમ પડે છે, કે પ્યાર અને મોહબત દુનિઆઇ સંસારમા સર્વથી બુલન્દ દરજજો ધરાવે છે આ દાસ્તાન પરથી માલમ પડશે, કે પ્યારને ખાતર એક સદ્‌ગુણી બાનું શુ શુ સંકટ ઉઠાવી રહે છે સદગુણી નારીએ દુનિઆઇ સંસારમા પોતાના ખાવિંદો તરફ કેવી ફરજો બજાવવી જોઇએ, તે બેજનની માહસુમ મનીજેહ શીખવે છે .

૧ આ વાચન મુબઇમા તા० ૫ મી સપટેમબર ૧૯૧૪ ને દીને મુબઇની જશન કમીટીની ફરમાસથી, ફીરદોસી તુસીના મરણ દીવસની યાદમા થયેલા જશન પ્રસંગે, શેઠ બેરામજી જીજીભાઇ ઇન્સ્ટીટયૂટવાલા હૉલમા સાંજના ૭ વાગે મે પેહલી વાર સંગીત સાથે કીધા પછી, મુબઇમા જુદાં જુદા મંડલો તરફથી અનેક વાર તથા પાછલથી ભરૂચ અને અમદાવાદની જરથોસ્તી અનજુમન રૂબરૂ, ખાસ ફરમાસ થવે, રજુ કીધુ હતુ. (કરતા)

શીયાવક્ષને અફ્રાસીયાબના હુકમથી કલરીવેજ કતલ કરાવે છે.



"અગર મુજને નાહક કતલ તુ કરે,
તુ જોશે કે ઇરાન તુને શુ કરે"

* * *

"દુનિયામે જીવવુ છે મરવાને કાજ,
કોઇ આજે, કોઇ કાલે, એ તે તારાજ
નેકોની નેકાની રહી જાશે ખુ,
બીના સર્વ ખાકિ, સિવા પાક રૂહ."

( જુવો પાનુ ૧૩૫ )

ઘણીક વાર આપણુ એવુ સમજવાની ભુલ કરીયે છીયે, કે આપણા નિયાગાનોના ભલા કામો ઉપરથીજ આપણુને બોધ અને નસિહત મળી શકે છે, માટે તેવાજ બનાવોને ચાનક રૂપી સમજી રજુ કરવા. પણ આ બીના ધ્યાનમા રાખવી જરૂરની છે, કે ભલા કામોના દાખલાઓ ઉપરથી આપણુને જેમ બોધ મળે છે, તેમજ આપણા નિયાગાનોએ કરેલી કસુર અને ભુન ગમે એવી ગભીર પ્રકારની હોય, તો તેવી ભુલવાલા બનાવો ઉપરથી પણ આપણુને બોધ અને ચાનક મળી શકે છે. એના પુરાવા તરીકે મારા આજના દાસ્તાનના નાયક—બેજન—તરફ આપણુ જોઇશુ. બેજને એક ઘણીજ ગભીર ભુલ કીધી હતી, અને તે ભુલના પરીણામમા તેનો જીવ જોખમમા આવી પડયો હતો પોતાના બાપની મ જુરીઆત વગર બેજ ન એક પારકી ઓરતની મોહબતમા પડયો, અને તેણે તેણીને પરણવાનો કોલ આપ્યા, અને તેમ કરી તે એવી આફતમા વિ ટળાઇ ગયો, કે જેમાથી તેનો છુટકો પાછલથી રૂસ્તમ પેહલવાને કીધો હતો. કોઇબી રીતે જોતાં બેજને ભુલ કીધી હતી, એ તો નક્કીજ હતુ. તેની એ ભુલ ઉપરથી જે કાંઇ દુખ તેને વેઠવુ પડયુ હતુ, તે ઊપરથી પણ મોટો બોધ મળી શકે છે હવે આપણુ આજના દાસ્તાનની બાબદ ઉપર આવ્યે છીયે •

પાદશાહ કએખુશરોની દરબારમાં તેના અરમાની બેડુતોની ફરીયાદ

સાકી ગુલાબી ભરી પા તુ જામ,
ધરૂ હુ જબા પર ચગ્રદાનુ નામ
સતાપ અને સુખનો તે ધણી,
આબાદી વચરાની છે તેહની
કસુ મુજ કલમ યાદ તેને કરી,
ચિતારૂ ચિતાર એક નવો હુ ફરી
બુલદ શાન તેની બુલદ જેના કામ,
રાસ્તીનો માલેક હિસે હર ઠામ

* * *

એક રોજ કએખુશરૂ[1] તાજદાર,
બેઠો ભરીને હતો દરબાર
બુજોરગો, જવાનો, બિજા નેકનામ,
ગોદરેજ, ફરીબુર્ઝ અને ધસ્તહામ
કેશ્વાદ, ફરહાદ ને ગેવ નેક,
મીલાદનો ગુરગીન ને બીજા અનેક.

હતો જગી બેજન જગ જીતનાર,
દરબારે બેઠો'તો દિલખૂશ અપાર
હતો શાહે ઇરાન અતી ખૂશ ખૂશાલ,
હતા સર્વના દીલમા ખૂશ ખિયાલ
ચાકુતી જામો શરાબે ભરી,
ફરતી'તી સાકીઓ શીસા ધરી
ખિલેલુ સરોદનુ હતુ ખુબ બજાર,
એકાએક આવ્યો જુલમનો પૂકાર.
નકિબને કિધો શાહે એવો હુકમ,
તુરત લાવે દૂખીઆને હ્યા એકદમ
ઝુકી નકીબે હુકમ માનીયો,
દાખલ કિધા દુખી અરમાનીઓ
કહ્યો સર નમાવી દૂખીઓએ હાલ
"રહો શાહે ઇરાન તુ ખુશ ખુશાલ
રહો તારૂ કાયમ રોશન રવાન,
જીવો હફ્તકેશ્વર ઉપર જાવેદાંન.
હમ છૈયે અરમાનીઆના રઇસ,
દુખી થઇ પડીયા હમો રાત દીસ.

---

૧. પાદશાહ કએકાઉસના દીકરા શાહજાદા શીયાવક્ષનો બેટો અફ્રાસીઆબને હાથે શીયાવક્ષ જબેહ થયા પછી, તેણે ફીરગીજને પણ કતલ કરવાનો હુકમ કીધો હતો, પણ વજીર પીરાન તેણીને બચાવી પોતાને ઘેર તેણીને લેઇ ગયો, અને પોતાની બાઇડીને સ્વાધીન કરી, તેની મહાવજત કરવા જણાવ્યુ, કેમકે તે વખતે ફીરગીજ હમેલદાર હતી જયારે હમેલની મુદત પુરી થઇ ત્યારે તેણીએ એક બેટાનો જનમ આપ્યો હતો.

ભારી છે પડીયો હમો પર ગજબ,
ગજબ છે બુરો પાર વનનો અજબ
હમો ત્યાના બુરજીગરો બેતિકાર,
હમારા સકટોને તુ નિવાર
ખેતી હમારી રસીલી રસાળ,
જગલી ભુડો કરે પાયમાલ
ભુડો છે ભયકાર, અતી ખુનખાર,
મૂહત થઇ કરે છે ખેતી ખુવાર
તારાજ કિધી છે ખેતી તમામ,
નથી રાખિયુ ફુલ ફુલનુ નામ
બલા છે એ આફ્ત બુરી બદખિસાલ,
બદન પાહડ સમ, દાત હાથી મિસાલ
કાયર છે અરમાની રઇયત તમામ,
અરજ છે હમારી એજ નેકનામ"

* * *

સુણી આવી આફ્તનેં ગમનો હેવાલ,
દુખી થાયો કએખુશરૂ નેક ફાલ
નવાજી રવાના કિધા બેતિકાર,
બાદઅ બોલ્યો તે શહેરીયાર
"અએ નામદારો સૂરા પેહલવાન,
છે કોઇ આ મિજલસમે એવો જવાન
તે મારા દુખને પોતાનુ ગણે,
દુખી જોઇ મુજને દુખી તે બને
છે કોઇ મેહફીલમે એવો દલેર,
આ ભુડાને મારી, કરે દુર કહેર
જે કોઇ કરે આએ દુખનો નિકાલ,
કરૂ જર ગોહરથી તેને નિહાલ
કરી દુર બલાને જે બક્ષે કરાર,
કરૂ માન શાહી તે ઉપર નેસાર
કરૂ મારી દરબારમે સર્ફરાજ,
ઉઠાવે જે સરપર મહારો અવાજ" (1)

બેજને ભુડાનો નાશ કરવાનુ કાંમ
પોતાને માથે લેવુ, અને ગેવે
તેને ઠપકો આપવો.

સુણી શહેનશાહની અરજના કલામ,
થઇ ફુલ્લે દરબાર ખામોશ તમામ
દરબારમે ના રહી એવી તાબ,
ઉઠી કોઇ પહેલવાંન દીયે જવાબ
જોઇ હાલ દરબારનો બહુ કઠણુ,
એકદમ ઉઠીયો દિલાવર બેજન
રૂપે રૂપાળો, બળ બીશિયાર,
હિકમતમે પુરો, હિમત અપાર
નબીરો તે ગોદર્ઝ, ગેવનો પિસર,
કહ્યુ શહેનશાહને ઝુકાવી સર:
"અએ શાહે ઇરાન, હુ તારો દાસ,
ફરમાવ મુજને હુકમ તારો ખાસ
કરૂ તારી ખિદમતમે સર નિસાર,
રજા હોય તો જઇ કરૂ ભુડો ઠાર
કરૂ દુર અરમાનીઓની બલા,
કરૂ મુજ ફરજ તુજ તરફની અદા"

* * *

પિસરની જોઇ આવી હિમત 'ને હામ,
કહ્યુ ગેવે, "દીકરા, એ શુ કીધુ કામ'
જવાની ઉપર તે કિધો કા ગરૂર,
એ બલામે જવાની તુને શુ જરૂર?
જીગરબદ બેટા તુ નાદાન છે,
પિસર તુ અનુભવથી અજાણુ છે
ભુડાના જગથી તુ છે બેખબર,
જઇને શુ કરશે તુ જગલ અદર.
અએ જાહેલ તુએ કીધુ શુ કાર,
જઇફીમા લુટીયો મહારો કરાર"

* * *

કહ્યુ બેજને "સુણુ પ્યારા પેદર,
કરે કા તુ નાહક મહારી ફિકર
જવાન હુ ખરો, પણુ નાદાન નથી,
અકલ હોશથી હુ અજાણુ નથી
દુખી છુ સુણી તારો એવો વિચાર,
શુ બેસી હુ ઘરમા કરૂ દીન પસાર?
ના કર પેદર મારી તુ કઇ ફિકર,
ના કર તુ રજીદા મારૂ જીગર
નરેશેર હોય મારો જો બાપ તુ,
રજા જગે એકદમ જવા આપ તુ"

* * *

ખુશી થાયો શેહનશાહ સુણીને જંવાન,
બેજનની તારીફમે બોલી જબાન
"ખુશી છુ જોઇ તારી હિમતને હામ,
બેજન તુ કરશે, ફતેહ મારૂ કામ
મને તુ દિસે છે હુનરમન્દ પૂરો
ખુરઇનો પલકમા તુ કરશે ચુરો.
બેજનની હિમત ન કર ગેવ ખરાબ,
જવા દે તુ જંગે ખુશી થઇ સિતાબ
મગર તુ છે મંજલથી બેખબર,
થશે તારો ગુરગીન ભલો રાહબર
રાહ છે ખતરનાક, મુશકિલ હજાર,
થશે તારો ગુરગીન મદદગાર યાર
સદા રહેજે ગુરગીન, બેજનની સાથ,
કદી રહેતો ના દુર, શુ દિન કે રાત"
પલકમા થઇ ફોજ ઘોડે સવાર,
બેજન નિકલીયો વતનની બહાર (2)

ગુરગીન સાથે બેજનનુ અરમાની–
આના જંગલમા ભુંડાનો નાશ
કરવા જવુ.

મંજલ મંજલની કરતો સફર,
ઉભો જંગી જઇ એક જંગલ અંદર
દિઠી બેજને ત્યાં બલા બીશિયાર,
ભયંકર ભુંડા 'ને ડુક્કર હજાર
બલા જોઇ બેજન થયો બહુ કફા,
ગુજારી ભુંડા પર કંઇ કંઇ જફા
જફા જોઇ ભુંડા થયાં પુર જોશ,
કરી શોર ભારી, થયા કુલ બેહોશ.
ઘણાંકો ગયા મારથી બહુ ડરી,
ઘણાકો બિહીકથી ગયા બસ મરી.
ઘણાકો થયા જોમ ધરી મસતાન,
ઘણાકોએ નાહસી કીધુ તૂફાન
જોઇ હાલ બેજને ખેંચી કમાન,
વરસી રહ્યા ચોતરફ બાણ–બાણ.
પિલંગ શીર જંગીએ થઇ બેફિકર,
કંઇકોના વિંધીયા તીરે જીગર
કંઇકોને મારી, કિધા મુરદાલ,
કંઇકોનો કીધો, ગુરજથી નિકાલ
નેજાની નોકે કિધા બહુ ફના,
કતલ થઇ મુવા શમશીરથી ઘણા.
ગરજનાથી ગરજી રહ્યુ વન તમામ,
કિધુ બેજને એખલે હાથ કામ (3)

### બેજનની દલેરી અને ફત્તેહ જોઈ ગુરગીનનું અદેખા બનવું

એવી રીતે દીલાવર બેજને અરમાનીઆના જંગલમા ગુરગીનની મદદ વગર, જ્યારે એકલે હાથે જંગલી ભુંડા અને ડુક્કરોનો નાશ કીધો, ત્યારે બેજનની ફત્તેહ જોઇ ગુરગીન પોતાના દીલમા અદેખો બન્યો. બેજને ગુરગીનને કહ્યુ કે–"જંગલને એક છેડે તુ ઉભો રહે, અને હુ જંગલના ભીતરમા જઇ સઘળા ભુંડાને ઠાર કરૂ. પણ જે ભુંડા મારા હાથમાથી છટકીને નાહસે, તે જ્યારે તારી આગળથી પસાર થાય, ત્યારે તું તારા તીરોથી તેમને વિંધી નાખી ઠાર કરજે"

પણ ગુરગીને બેજનને કાંઇ બી મદદ આપવા સાફ ના પાડી, અને કહ્યુ કે —"બેજન, પાદશાહની દરબારમા માનપાન મેળવવા તુ જ્યારે એખલો તઇયાર થયો, ત્યારે ભુંડાને ઠાર કરવાનુ કામ પણ તુએ એખલેજ હાથે કરવુ જોઇયે પાદશાહનુ ફરમાન એટલુજ છે, કે મારે તારો રાહબર થઇ તુને જંગલની રાહ દેખાડવી એથી વધારે મદદ હુ તુને કાંઇ બી કરી શકનાર નથી"

ગુરગીનના એવા સુખુનો સાભલી બેજન જરાબી નિરાસ થયો નહી, અને અરમાનીઆના જંગલ માહેલા તમામ ભુંડાનો તેણે એખલે હાથે મારીને નાશ કીધો. બેજનની આવી ફત્તેહ જોઇ ગુરગીન પોતાના દીલમા અદેખાઇથી બળવા લાગ્યો રખે બેજન પાદશાહ પાસ તેની ફરીયાદ કરે, અને તેથી તે શાહી ઠપકા અને નામોસીને લાએક થઇ

પડે, તેના ખ્યાલથી હવે તે દીલમા બિહીવા લાગ્યો. એવા વિચારમા તે હતો, તેવામા અહેરેમને તેના દીલમા એક ખ્યાન સુજ પાડયો એજનને કોઇબી રીતે ફરેબના ફાંદામા ફસાવી તેને દુર કરવાની યુકતી તેણે રચી ભુડો સાથનુ જગ પુરૂ થતાજ, બેજન સાથ ગુરગીન પાછો મળી ગયો, અને ફરેબી સખુનોથી એજનને પોતાની મતલબના પેચમા લાવવા તેણે કહ્યુ કે —

## ગુરગીનને મોહડેથી મનીજેહની ખુબસુરતીની તારીફ સાભલી બેજનનુ લલચાવુ

ફતેહ જોઇ ગુરગીન ડઘાઇ ગયો,
અહેમો બની ફાલ ખાઇ ગયો
મનશની છુરી ચહડી તેને સર,
પરીણામની ના કિધી કઇ ફિકર
ફરેબી બોલ્યો મધુર પુર વેન,
સિફ્ત ગાઇ ગુરગીને મલકાવી નેન
"સાભલ અએ બેજન જગી જવાન,
આ રસ્તો છે સિધ્ધો મુલ્કે તુરાન
છે એક જશનગાહ હિચા દીલ પસદ,
અજબ છે બગીચો, ફુલ ફુલ સુગધ
દિસે ચોતરફ સર્વ પીલુ 'ને લાલ,
કુદરતે ગોયા કરી છે કમાલ

હવા છે સુગધીભરી તેજદાર,
વસે તે જગે છે પરી સમ નાર
એ નારોમા રહેછ એક તુરાંની કમળ,
તે મહાબુબ નામે મનિજેહ અસલ
સરવ સમ સિધ્ધી, ચદર સમ નાર,
સજની સુદર સગ કરે ગેલ હજાર
હસતી ને ફરતી જગેજગ દિસે,
રમતી ને ભમતી કદી નહી રીસે.
છે તેનુ જોબન ખીલતો ગુલાબ,
પેદર છે મનિજેહનો અફ્રાસિયાબ
લાખોમા તે એક છે સરવરી,
મહેકે બદન જેમ મુશ્ક અમ્બરી

કરૂ શું સીફ્ત ગાઇ તેની વખાણ,
છે લાઇલાજ આએ મારી જબાંન"(4)

પાદશાહ અફ્રાસીયાબની દીકરી મનીજેહની ખુબસુરતીની તારીફ ગુરગીનને મોહડેથી સાભળી, બેજન પોતાના દીલને કાબુમા રાખી શકયો નહી, અને મનીજેહને પોતાના નજરે નજર જોવા તે લલચાયો તુરતજ બેજને ઠરાવ કીધો, કે તે મનમોહન મહાબુબને નજરે જઇ જોવી તેણે તરતજ પોતાનો દરબારી પોશાક મગાવી પેહડયો, અને પોતાના સર ઉપર શાહી કોલાહ મુકી, જરીન કમરબધ સજી મનીજેહની જશનગાહ તરફ જવા તે ઘોડે સવાર થઇ નીકલ્યો. અતે તે પોતાની ધારેલી જગ્યાએ જઇ પુગ્યો. ત્યા જતાજ તેણે પોતાના ઘોડાને ચરતો મુકી, પોતે જશનગાહની બાહાર આવેલા એક મોટા ઝાડના છાયા હેઠળ બેસી, આસપાસ નજર કરી જોવા લાગ્યો બાનુ મનીજેહનુ એવામા ત્યા આવવુ થયુ, અને બેજન ઉપર તેણીની નજર પડતાંજ તે તેની ઉપર આશક પડી મનીજેહએ પોતાની એક વિશ્વાસુ દાસીને પોતાના વિશ્વાસમા લીધી, અને બેજન પાસ તેણીને પોતાનો પેગામ આપી તેણીએ રવાના કીધી.

સિકલ જોઇ બેજનની થઇ તે અજબ,
સિકલમા દીઠો પ્રિતનો ગજબ
તૂરત દાસીને કીધો એવો હુકમઃ
"જઇને તુ કર ઝટ તલાશ એકદમ

છે કોણ બિગાનો, દિપે ચદ્ર સમ,
ચિરે મુજ જીગરને કરીને જખમ
અજબ નયનો તેના, બદન રૂપ રગ,
દિસે છે બદન બળ 'શીરો પીલતન.

સિકલમા પરીજાદનો નકસ છે,
યા જીવતો થઇ આયો શ્યાવક્ષ છે
હૂ હર સાલ વસ તમા કરૂ હિયા જશન,
દિધુ આ બિગાનાએ આજે વધ ન
દીલમા લગાડી બિગાનાએ આગ,
કિધો મારો વેરાન ખીલેલો બાગ

સખી જઇ પુછ તેની જલ્દી પિછાન,
અદબથી પુછી જો, કરેછ શુ બયાન
પછી કહેજે તુ તેને મારો પેગામ,
ભલે આવીને તુ હિયા કર મુકામ
કરી કોઇ તદબીર સમજાવી લાવ,
બને તો વીરાને લઇને તુ આવ" (5)

## બેજનનો મનીજેહ સાથ મીલાપ થવો.

મનીજેહની દાસીએ પોતાની મલેકાનો પેગામ તુરતજ જઇને બેજનને સભલાવ્યો, અને બેજનના દીલનો ખરો ભેદ જાણી લેવાની તેણીએ તદબીર કીધી બેજને પેલી ચચલ દાસીના સવાલના જવાબમા જણાવ્યુ કે —" હુ નથી શીયાવક્ષ, કે નથી પરીજાદ. હુ ગોદરેજના બેટા ગેવનો દીકરો બેજન છુ મારા પાદશાહ કએખુશરૂના હુકમથી અરમાનીઆના જગલમા જગલી ભુડોના વધી પડેલા ત્રાસથી હેરાન થતી રઇયતને બચાવવા માટે, ભુડાનો શીકાર કરવા આવ્યો છુ ભુડોનો શીકાર કરી હુ મારા વતન પાછા ફરતો હતો, પણ તેવામા તુરાનના પાદશાહ અફ્રાસીયાબની બેકરી મનીજેહની ખુબસુરતની તારીફ સાભલી, તેણીને નજરે જેવા આ તરફ હુ નિકળી આવ્યો છુ."

મનીજેહની સખી સાથ બેજનને લબાણુ વાતચીત થયા પછી, તે દાસી બેજનને મનીજેહના જશનગાહ મધે લેઇ ગઇ, અને ત્યા બને દીલદારોની મુલાકાત થઇ એ મુલાકાત ત્રણ દિવસ અને રાત સુધી ચાલુ રહી રગરાગ અને ખાનપાનનો મહિમા તે જશનગાહના દેહરામા ચાલી રહ્યો. ચોથે દિવસે બેજને મનીજેહને કહ્યુ કેઃ—

"મનીજેહ મહાણુબ, ઓ ગુલકળી,
બુલદ બખ્ત માહરા તુ મુજને મળી
સાભલ મહાણુબ ઓ મનમોહન,
લગાડી તે દીલમા પ્રિતની અગન
સોહેલ સિતારા દિપે જેમ ગગન,
બગલમા તુ બેજનની દીપે મોહન
દીલ મારૂ તુજપર થયુ છે નિસાર,
ખુબી શુ વખાણુ પરી ગુલજાર
સિટલ મનમોહન સુદર પરી,
દિપે તેજ તારૂ મિસલ મુશ્તરી
સિફત સુણી તારી હુ માઇલ થયો,
નજરથી તુને જેઇ ઘાઇલ થયો
કહુ રાસ્ત સુણ તુજને મુજ બયાન,
મનીજેહ વિના છે બેજન બેજાન
મનીજેહ તુ લે આ મહારો વચન,
કે બેજન મનીજેહના થાશે લગન" (6)

મળી સગ પ્રીતે હસી ગુલકળી,
બેજનની સઘળી ઉમેદો ફળી
કિધી ખુબ અશરત કરી ત્યા વતન,
ગુજરીયા ચમનમે દિવસ એમ ત્રણ.
જુદઇનો વખત જોઇ મનીજેહ રડે,
કરે બહુ વિચારે, નહી સુજ પડે.

## બેજનને મનીજેહ બેહોશ બનાવી પોતાની સાથે છુપછાપ તુરાન લઇ જવુ.

સખી સગ મળીને ઘડીયો એક ઘાટ,
કે લેઇ જવો બેજનને તુરાન સાથ
થઇ જ્યારે હસ્તી બુલદ રાતની,
કિધી એક તદબીર નવી જાતની.
મળી સગ સખીઓએ મજાલશ ભરી,
બેજનની ખીદમતમે સહુ ખડી.

મચી હર તરફ બઝમમાં ધામધુમ,
નાચી રહી હર સખી છુમ છુમ
બિરાજી તખતપર મનીજેહ નાર,
લઇ સાથ બેજન કરે ખુબ પ્યાર
હસાવી મનાવી લિધો મનમોહન,
લટાવી ભમાવી કીધો શરણ
રિજવી રિજાવી કીધી ઠગઇ,
દારૂમે નાખી બેહોશ દવઇ
બેજનને પાયો દગાથી શરાબ,
બની તેની હાલત પીતા ખરાબ
ચહડી ઘેન ઘુમરી, મગજ બહુ ફરે,
થયુ શુ એકાએક નહી સુજ પડે
પડયો પેચ ખાઇ જમીન પર બેહોશ,
રહી નહી સધઘી, રહી નહી હોશ
થઇ તેની હાલત બિલકુલ બેફામ,
દગલબાજ શરાબે કિધુ એ કામ
પડયો જ્યારે બેજન થઇ ને બેભાન,
મનીજેહ ઉઠાવી લઇ ગઇ તુરાન

*　　*　　*

ઉતરી બેહોશીની જ્યારે અસર,
ઉઠી બેજને કીધી સહુ પર નજર
ઝુકી સાહેલીઓએ કીધી આદાબ,
મનીજેહે દીધો નમીને જવાબ
"દિલદાર બેજન, એ છે મુજ મકાન,
હુ લાવી છુ મુજ સાથ તુને તુરાન
આ રંગ મેહેલ મારો છે તુ થકી,
નથી હિચા ફિકર કે દગાની વકી
તુ છે મારો બેજન સાહેબ ધણી,
મનીજેહ હવે તારી દાસી બની"

### મનીજેહની ચાલ ઉપર બેજનનુ ગુસ્સે થવુ, અને મનીજેહનુ બેજનને મનાવી લેવુ.

ચહડયો જોશ ભારી સુણી આ ખબર,
પુકારીયો બેજન બની બેસબર,
"અરે ઓ દગલાજ, દગો તે દિધો,
મને તે ફસાવી તારાજ કિધો
મદદ તારી યજદાન! દુશમન મકાંના!
થશે કેમ છુટકો! મુલક છે તુરાંન!
અએ ગુરગીન નાપાક, ઓ બદસિફાત,
મને તે ફસાવી ઘડયો મારો ઘાટ
મને તે દેખાડી જશનગાહની રાહ,
ફસ્યો મોહેનીમા થયો હુ તબાહ
કિનો મારો તે પર લે દાદગર,
તે હિચકારો મુજ સંગ રમિયો મકર
અફસોસ પ્રીતપર હજારો હજાર,
અફસોસ મીતપર ફિતકાર અપાર"(7)
જોઇ હાલે બેજન, બોલી તે નાર:
"કરે કા તુ બેજન, ખોટા વિચાર
નથી મે દિધો તુને કઇબી દગો,
નથી મુજ સિનામા કપટની વગો
ખરા પ્યાર ખાતર, કિધુ મે એ કામ,
ના બોલ બેજન કડવા કલામ.
વહાલા સુણી લે મહારા સુખન,
મને લાગે સુહનુ તુજ વન ચમન
જીગરમા લગાડી મહોબત અગન,
રખે તારી મહોબત બને મુજ કફન
ખરા પ્યાર ખાતર તુને લાવી સંગ,
હવે તુ કરે મુજ ઉમેદ ભંગ
ખુશી થા દીલભર, બુરા તજ વિચાર,
નરેશેર થઇ કેમ બને બેકરાર.
ખુશી થા ઓ બેજન, જરા પીઇ શરાબ,
દુર કર દિલથી કેહેરને સિતાબ
મનીજેહ છે દાસી તહારી નફર,
કસુર હોય જો થઇ, કતલ તુ કર
અગર તારો જાહેર થશે ઇસરાર,
તો તુજને બચાવાકરશ જીવ નીસાર."(8)

## બેજનના તુરાનમા આવવા વીશેની ખબર અફ્રાસીયાબને કાંને પડવી.

લાબે વખતે આ બનાવની ખબર મનીજેહના મેહલના દરબાંનને પડી, કે એક ઈરાની બચ્ચાને બાનુ મનીજેહ પોતાની સાથે જશનગાહ તરફથી લઈ આવી છે. પોતાની પુરેપુરી ખાતરી કીધી પછી, દરબાને એ ખબર કસરેવજને જઈ કહી, અને કસરેવજે તુરતજ એ ખબર પોનાના ભાઈ અફ્રાસીયાબને જઈને જાહેર કીધી અફ્રાસીયાબ આ ખબર સાભળી ઘણોજ ગુસ્સે થયો, અને બોલ્યો કે —"જેને ત્યા દીકરી હોય, તે જો કે પાદશાહ બી હોય, તોપણ તેના જેવો કમનસીબ બીજો કોઈ બી હશે નહી¹" તુરત અફ્રાસીયાબે કસરેવજને હુકમ કીધો, કે —"સવારોની એક ટુકડી લેઈ, મનીજેહના મેહલ તરફ ધસી જા, અને પેલા ઈરાની બચ્ચાને પકડી મારી પાસે લેઈ આવ"

પોતાના ભાઈ અને પાદશાહના હુકમ પ્રમાણે કસરેવજ તુરતજ લશકરી સરદારોની એક ટુકડી લઈ મનીજેહના મેહલ તરફ ગયો, અને મેહેલને ચોતરફથી ઘેરી લેઈ, પોતે અદર દાખલ થયો દાખલ થતાજ તેણે જાણ્યુ, કે દિવાનખાંનાના દરવાજા અદરથી બધ હતા, અને અદર રગરાગ અને ખાનપાનની ધુમ મચી રહી હતી વગર ઢીલે તેણે દિવાનખાનાના દરવાજા ભાજ્યા, અને પોતે અદર દાખલ થયો તેણે તખત ઉપર એક ઈરાની બચ્ચાની ગોદમા મનીજેહને બેઠેલી જોઈ મહેફીલના રગમાં અચણુચ ભગ થયો રગ રાગ બધ પડયો, અને મનીજેહ ગભરાટમા પડી સરવે કોઈ ફીકકા પડી કાપવા લાગ્યા

પૂકારી કહ્યા કસરીવેજે કલામ:
" અએ બેહયા, બદનસલ, બદલગામ
વિના હક પર ઘર ઘુસે ચોર તુ,
કરે એશો અસરત ઓ સરજોર તુ
નથી નહાસવાની રહી એક રાહ,
કરી લે તુ દુનિયાને છેલ્લી નિગાહ
લિધો છે મે ઘેરી મહેલ ચોતરફ,
શરણુ થા વિના બોલાવે એક હરફ"

* * *

પલકમાં પડયો કુલ બધ રાગ રગ,
બેજને ગરજીને મારી છલગ
દિધી ચોતરફ તેણે એકદમ નજર,
અચાંનક આફત દિઠી સર ઉપર.
"ખુદા થા મુજનો મદદગાર હિયા,
લડશ કેમ નથી પાસ હથિયાર હિયા
કહા છે પેદર મારો ગેવ મહેરબાંન,
બચાવે કોણ આ સમે મારો જાન
નથી મારો ઘોડો, નથી તલવાર,
પરાયા મુલકમા નથી દોસ્તદાર
ઓ સાહેબ ખલકના, કરીમ દાદગર,
મૂજ આફતરસીદા ઉપર કર નજર"

* * *

હતો તે વમાસનમા નેકજાદ,
પડો તેટલા તેને અચણુચ યાદ.
છૂપાવી તે રાખતો'તો ખજર એક,
પગના મોજાની અદર છેક.
તુરત ખેચ્યુ તે ખજર આબદાર,
ને બોલ્યો બહાદુર મારી પુકાર
"ઓ બેહયા બેશરમ બદગૂમાન,
અગર હોય લડવુ નિકલ મયદાંન

૧ શાએર ફીરદોસી એ વિશે નીચે પ્રમાણે લખે છે

"કેરૉ અઝ પસે પરદહ દુખ્તર બુવદ,
અગર તાજ દારદ બદ અખ્તર બુવદ."

હુ ગેવનો છુ બેજન ગોદરેજીઆંન,
નરે શેર ફેરવાદ મુજ ખાન્દાન
અગર હોય ચાહતો તુ જગ મુજ સાથ,
તો તેયાર છે બેજન ભીડવાને બાથ
કરશ આએ ખજરથી સો સર કલમ,
દેખાડશ તુને હુ નવો કઇ સિતમ.
અગર ચાહતો હોય જો તુ કરવા ભલઇ,
તો કર આ સમે મારી તુ રહાનુમઇ.
મને પાદશાહ પાસ લઇ જા સિતાબ,
ખરી વાતનો તેને આપુ હિસાબ "(9)

**કસરેવજે બેજનને ફરેબ આપી કેદ કરી અફ્રાસીયાબની દરબારમાં લેઇ જવુ.**

કસરેવજે જયારે બેજનનું નામ સાભલ્યુ, અને તેને હથીયારબધ બનેલો જોયો, ત્યારે તેણે લડાઇ કરવાથી હાથ ઉઠાવવાનો એકદમ ઠરાવ કીધો, અને ફદ તથા મક્કરથી તેની સાથ કામ લેવાની તેણે તજવિજ કીધી તેણે બેજનને નરમાસથી સમજાવી કહ્યુ કે " બેજન, અગર જો તુ તારા હાથ માહેલુ હથીયાર નાખી દીયે, તો હુ કસમ ખાઇ તુને કોલ આપુ છુ, કે હુ તારો એક વફાદાર દોસ્ત અને રહાનુમા થવશ વળી અફ્રાસીયાબ પાસ તારે માટે સારા બોલો બોલી, તુને માફી અપાવવાની હુ દરેક તજવિજ કરશ. * * *" બેજને તેની મીઠી મીઠી વાતો ઉપર વિસ્વાસ મુક્યો, અને તુરતજ પોતાના હાથ માહેલુ ખજર ફેકી દીધુ આવો મામલો જોઇ કસરેવજે તુરતજ પુકાર કરી બેજનને ઘેરી લેવા પોતાના સવારોને ફરમાવ્યુ, અને તેજ વખતે દિવાનખાનામા બેજન ઉપર તુરાની સવારો ધસી ગયા, અને તેને કેદ કરી જજીરથી જકડી, ઘસડતા અફ્રાસી-યાબની આગલ તેની દરબારમા લેઇ ગયા બેજન જયારે અફ્રાસીયાબની આગલ જઇ પુગ્યો, ત્યારે તેણે અફ્રાસીયાબને કહ્યુ કે —

"કહુ હાલ હુ રાસ્ત અફરાસિયાબ,
ઇન્સાફ કર તુ સુણી ફરીયાદ
અવલ હકિકત એ છે શહેરિયાર,
નિકલ્યો હુ ઇરાનથી કરવા શિકાર
લડી સગ ભુડો કિધા સર્વ ઠાર,
પડી રજ ભારી, બહુ બીશિયાર
નિકલ્યો હુ જગલમાં કરવા સફર,
પુગો જઇ એકાએક જશનગાહ ઉપર
તપતો 'તો સરપર બુલન્દ આફતાબ,
થયો જીવ ગરમીથી બિલકુલ બેતાબ.
બુલદ એક દરખત પડીયુ નજર,
સિતલ છાયડે જઇ પડયો બેફિકર
પરી એક અચબુચ હાજર થઇ,
મને ગોદમાં લઇ ઉડી તે ગઇ
ચહડી નિન્દ મગજે બેહોશી ભરી,
ખુલી આખ તો જોઇ મનીજેહ પરી
મુલાકાત થઇ કોઇ કમબખ્ત ઘડી,
બલા મારે સર આસમાની પડી
હવે કર વીચાર ઓ જહાપનાહ,
નથી તારી બેટીનો કઇ બી ગુનાહ
નથી કઇ મારી જરાબી કસુર,
મળી ગઇ મને કોઇ પરી બેશહુર"
હસી બોલિયો શાહ અફ્રાસિયાબ
"અરે કમસમજ શુ જુવે છે તુ ખાબ
કિધો છે ગુનાહ એવો નહિ થાય માફ,
કરે ખાલી બકબક મારે તુ લાફ [1]
ગલત વાત સઘલી, ખરી નહી જરી,
બચાવા જીવને બતાવે પરી
સફર તારી દુનિયામે થઇ છે ખતમ,
પલકમા તુ પુગશે 'મુલ્કે-અદમ '[2]"
કહ્યુ બેજને બહુ બનીને નિરાસ
"અરે નાતરસથી શુ રાખુ આસ. (10)

---

૧ લાફ યાને ગપ મારવી　　　૨ 'મુલ્કે અદમ' યાને મીનોઈ જેહાન

અએ શાહે આલમ, એ તાજદાર,
કરે કેમ એવા બેહુધા વિચાર
જગલના શેરો 'ને ખુંખાર હેવાન,
પજાને દાંતે કરે છે તુફાન.
પેહલવાનોબી તેમ કરે છે જગ,
શમ્શીર ગુરજથી કરે છે બતગ
ખજર 'ને નેજા, તીર ને કમાંન-
થી લડીને કાહડે છે દુશમનનો ઘાન
દગાથી કિધો મને બદીવાન,
લડે કેમ હથીયાર વિના પેહલવાન.
અગર જોવુ હોય જો તૂને મારૂ બળ,
તો કર મુજને છુટો થોડીક પળ
ફકત એક ઘોડો ને ગુરજ આપ,
દેખાડુ દલેરીનો તુને હિસાબ
હજાર એકમાંથી જીવે એક જણુ,
તો બેશક તુ બેજનને નામર્દ ગણુ"

## અફ્રાસીયાબે બેજનને ફાસી ચહડાવવાનો હુકમ આપવો.

બેજનના આવી રીનના સખુનો અફ્રાસીયાબને ગમ્યા નહી તેણે ગુસ્સે થઇ બેજનને તરેહવાર અપમાન ભરીયા સખુનો કેહ્યા, અને કસરેવજને હુકમ કીધો કે —"આ ઇરાની બચ્ચો ચોરી ઉપર સરજોરી કરે છે, અને મારી સામે આવા નાલાએક સખુનો બોલવાની હિમત કરે છે, વાસ્તે એને એકદમ ફાસી દે, કે જેથી ભવિશમા કોઇબી ઇરાની એવુ નાલાએક કામ કરવાની હિમત કરે નહી" બેજનને સખત પાહારા હેઠલ કસરેવજ દરબારમાથી બાહાર લેઇ ગયો, અને બેજન પોતાના જીવવાની આશા છોડી સતાપ કરવા લાગ્યો

ફિકરમદ બનીને બેજન રડે,
નહિ કોઇ ફરીઆદ તેને જડે
"અગર દાદગરનો હશે એજ હુકમ,
નથી મુજ કજાનો મને કાઇ ગમ
મગર છુ દુખી કે મરૂ પરદેશ,
નહિ પાસ મારી પેદર કે ખેશ
૫૬૦૦
બુરી કોઇ ઘડીએ પડયો બહાર,
જોવા ન પામ્યો માદર દિદાર
અફસોસ હુ પડીયો વતનથી દુર,
અફસોસ જવાની થઇ ગઇ ચુર
અફસોસ પેદરના ન જોયાં દિદાર,
ખબર મારી સુણી થશે બેકરાર
અફસોસ પેદરના થશે કેવા હાલ,
અફસોસ દુશમન થશે ખુશહાલ
તુને કોણુ કહેશે એ મારા પિદર,
ગુજરી જફા શુ શુ મારી ઉપર
ખબર કોણુ પુગાડે તૂને એ પિદર,
કે બેજન મુવો થાઇ જીરોજબર
વતન મારે લઇ જા પયગામ હવા,
ને રહેજે તુ મારા ખુનનો ગવાહ
તુસ અને રૂસ્તમને દેજે ખબર,
કે કીનામા મારા તે બાંધે કમર
ગુરગીન નાપાકે કીધુ એ કાંમ,
થઇ મારીજી દગીને આખર તમામ."(11)

## અફ્રાસીયાબના વજીર પીરાંનની સમજાવટથી બેજનનુ ફાંસીની સજામાંથી છુંટુ થવુ.

શાએર કહે છે કે બેજનનો આ વિલાપ પરવરદેગારે સાભલ્યો, અને તેની ઉપર તે મેહરબાન થયો અફ્રાસીયાબના વજીર પીરાનનુ તે જગે એકાએક આવવુ થયુ, અને ફાસીને લાકડે ચહડતા એક જવાનને જોઇ-તેણે તલાશ કીધી કસરેવજે બેજનને ઓળખાવી તેની સઘળી હકિકત પીરાન વજીરને જાહેર કીધી. બેજનનુ નામ સાંભળી પીરાન તુરતજ તેની આગલ ગયો, અને તે ઇરાનથી શા કાજે ત્યા આવ્યો હતો, તેનો ખુલાસો પુછયો. બેજને સઘળી બીના પીરાન વજીરને જણાવી, અને પીરાંનને તેના હાલ ઉપર દયા આવી

પીરાન તુરાનના પાદશાહ અફ્રાસીયાબનો વજીરનો હતો. તે દાનાવ વજીર ઉપર અફ્રાસીયાબનો મોટો વિશ્વાસ હતો પીરાને તુરતજ હુકમ કીધો, કે —" હુ શાહા અફ્રાસીયાબને મળી બેજનના બાબમા તેનો સેવટનો હુકમ મેળવુ, ત્યા સુધી બેજનને ફાંસી દેવાનુ મોકુફ રાખવુ " પીરાન તુરતજ અફ્રાસીયાબ પાસે ગયો તેણે અફ્રાસીયાબની મુલાકાત લીધી, અને બેજનના બાબમા અફ્રાસીયાબને અરજ ગુજારી સમજાવ્યુ કે —

"સદા રહે સલાંમત શાહ તુ ખુશાલ,
થજો તારા નાખુદ રજો મલાલ
ઉભો સર ઝુકાવી હુ તારી હજુર,
ગુજારૂ અરજ માફ ૨
કિધો જ્યારે શ્યાવક્ષને તે કતલ,
કિધો મૂજ શિખામણ પર નહિ અમલ
વતન છોડી શ્યાવક્ષ આયો તુરાન,
પનાહ આપી તેને કિધો તે બેજાન
હજી તો છે શ્યાવક્ષનો કીનો ગરમ,
જગાડે નવો તુ સિતમ 'ને અલમ
અગર તુ બેજનને કરશે બેજાન,
તો રૂઠશે કિનામા કુલ્લે ઇરાન
તુસ જેવા જગી 'ને ધસ્તમ દલેર,
ગેવ અને રૂસ્તમનો ભુલીયો શુ કહેર?
ભુલશે ન ગોદરેજ નબીરાનુ વેર,
ચલાવશે તુરાનમે લોહીની નહેર
ગયો કેમ તુ રૂસ્તમનો ગુસ્સો ભુલી,
નિકલિયો તુ બેજનને દેવા સુલી
કરે કા તુ નાહક કારે જબુન,
ના કર તુ બેજનનુ નાહક ખુન"

## પારાંનની સમજાવટથી બેજનની સજામાં ઘટાડો થવો

પીરાન વજીરની સમજાવટથી અફ્રાસીયાબના ઘાતકી દીલ ઉપર અસર થઇ, અને તેણે પીરાનને જવાબ દીધો કે " અએ વજીર પીરાન, તુ જાણતો નથી કે બેજનની આવી ચાલથી ઇરાન અને તુરાનમા મારી અને મારા કુટુબની રૂસવાઇ થઇ છે મારા કુળની તમામ બાનુઓની ઇજતને બેજને કલંક લગાડયો છે માટે એને સજા તો થવીજ જોઇએ" પીરાને જવાબ દીધો કે —"અએ આલમ પનાહ, જો તેમજ હોય, તો તુ એને મોતની સજા ના કર એની સજામા ઘટાડો કર બહેતર તો એ છે, કે એને કેદની સજા કર, જેથી ઇરાનીઓને ધડો મળશે, અને ફરીથી તેઓ તુરાની બાનુઓ તરફ એવી આડી નજર કરતા અટકશે." આ સમજાવટથી અફ્રાસીયાબે ફાસીનો હુકમ ફેરવી, બેજનને મજબુત સાકલથી જકડી, એક ઉંડા કુવામા બધ કરવાનો હુકમ કીધો, અને તે કુવાના મોહડા ઉપર અકવાન દેવવાળો પત્થર[1] જે ચીનના જંગલમા પડેલો હતો, તે પત્થર તે જગનમાથી મગાવી તે અધારા કુવાના મોહડા ઉપર ઢાકવાનો તેણે ફસરેવજને હુકમ કીધો, કે જેથી તે ગારમા દિવસની રોશની કે આફતાબનું એકબી કિરણ દાખલ થઇ શકે નહી વળી બાનું મનીજેહના બાબમા તેણે એવો હુકમ કીધો. કે તેણીના મેહેનને એકદમ તારાજ કરવો, અને તેણીનુ તાજ છીનવી લેઇ તેણીને શેહર બદર કરી, તેજ કુવા આગળ તેણીને રખડતી મુકવી

૧ આ પત્થર અકવાન દેવ દરીઆને તળીએથી ઉઠાવી લાવી, ચીનના વેરાનમા નાખ્યો હતો, એમ શાએર ફીરદોસી જણાવે છે, પણ એ પત્થર અકવાન દેવ શા કારણ સર દરીઆને તળીએથી બાહાર લાવ્યો હતો અને કયા દરીઆમા તેણે બાહાર કાઢયો હતો, તે વિશે કાઇબી ઇશારો શાહનામામાથી મળતો નથી (કરતા)

અફ્રાસીયાબના આ હુકમ પ્રમાણે ફ્રસરેવજે બેજનને ગારમાં કેદ કીધો, અને મનીજેહને તાજ અને સાજથી બેતાજ અને સાજવનાની બનાવી, બેજનવાલા ગાર પાસ તેણીને જંગલમા એકલી રઝડતી મુકી.

મનીજેહની મોહબતનુ આવુ પરીણામ આવ્યુ તે દરરોજ રખડી રઝડી કાઇક ખાવાનુ મેળવતી, અને તે ખાણુ બેજનને તેના ગારમા એક સુરાખમાથી પોહોચાડતી હતી. એ રીતે મનીજેહ પોતાની જીંદગીના દુખી દિવસો, બેજનના ભયકાર બદીખાના આગલ પડી રહી, રાતો દિન રડી રડી ગુજારતી હતી (12)

## બેજનના ગુમ થવાની ખબરનુ ઇરાંનમાં જઇ પુગવુ.

એક હાથ ઉપર દીલાવર બેજન, જ્યારે તુરાનના જંગલમા આવી આફતમા પડયો હતો, ત્યારે બીજા હાથ ઉપર મનીજેહના જશ્નનગાહ તરફથી બેજન હજી સુધી પાછો નહી ફરેલો હોવાથી, ગુરગીનની ઇન્તેજારીનો પાર રહ્યો નહી બેજનને પાછો ફરેલો જ્યારે ગુરગીને જોયો નહી, ત્યારે તે ગભરાવા લાગ્યો, અને તેની શોધમા તે વેરાન જંગલમા ફરવા નિકલ્યો. બેજનને શોધી કાહડવાની તેની તમામ મેહનત ફોકટ ગઇ તેની કાઇબી નીશાણુ કે પતો તેને મલ્યો નહિ, એવામા બેજનનો ઘોડો તે વેરાંન જંગલમા પોતાના સવાર વગર હાલ હવાલ હાલતમા ભટકતો ગુરગીનની નજરે પડયો. તેની લગામ તુટેલી, અને જીન ઉંધુ વળેલુ તેણે જોયુ

બેજનના ઘોડાની આવી હાલત જોઇ ગુરગીન સમજી ગયો, કે બેજનના જાનને નુકસાન થવુ જોઇએ હવે તે જીવતો ઇરાન આવે, એમ તેને લાગયુ નહી તેણે એવી અટકલ કીધી, કે તે તુરાનના પાદશાહ અફ્રાસીયાબના હાથમા સપડાવો જોઇએ, અને તે ફાસી ગયો હશે, યા કેદમા પડયો હશે પોતાના કામથી આવું છેવટ આવેલુ જોઇ, ગુરગીન હવે ઘણોજ પસ્તાવા લાગ્યો, અને બેજનના ઘોડાને બેજન વગર લેઇ, રડતી આંખે તે ઇરાન તરફ પાછો ફરયો. પેહલવાન ગેવે જ્યારે ગુરગીનને બેજનના ખાલી ઘોડા સાથ પાછો ફરેલો જોયો, ત્યારે તેના વિલાપનો પાર રહ્યો નહી ગેવે તુરતજ ગુરગીનને બેજન વિશે પુછ્યુ, અને ગુરગીને બેજનના ગુમ થવાની બનાવટભરી ખબર આપી

## ગુરગીને બેજનના ગુમ થવા વિશે બનાવટી વિગત આપવી.

ગુરગીને રડમસ ચેહરે જણાવ્યુ કે "એ પેહલવાંન ગેવ, મે અને તારા બહાદુર દીકરા બેજને અરમાનીઆના જંગલમા વસતા ભુંડોને મારી મોટા ઢગલા કીધા! એવી રીતે અરમાનીઆની રઇયતના દુખ ટાલી હમો ઇરાન તરફ ફરતા હતા, તેવામા જંગલમાથી એક ગોરખર નિકલી આવ્યુ દેખાવમા તે ઘણુંજ ખુબસુરત હતુ. તે ગોરખર એકાએક બેજનના આગ ઉપર ધસ્યુ, અને બેજને પોતાની કમન્દ તે ગોરખર ઉપર ફેકી, તેને પકડી લીધુ! પોતાને આવી રીતે પકડાઇ ગયલુ જોઇ, તે જીવ ઉપર આવી નાહાસવા લાગ્યુ, અને બેજન તેની પછવાડે ઘસડાવા લાગ્યો! અંતે તે ગોરખર અને બેજન જોત જોતામા મારી નજર આગલથી ગુમ થઇ ગયા! મે તેની ઘણીજ શોધ જંગલમા કીધી, પણ તેને મેલવી શકયો નહી! અંતે તેનો ઘોડો હાલહવાલ હાલતમા મારી નજરે પડયો, અને તેને લેઇ હુ પાછો હિયા આવ્યો.

ગેવે ગુરગીનની આ વાત બીલકુલ માની નહી, અને ગુસ્સામા આવી તેને ઘસડતો પાદશાહ કએખશરૂની દરબારમા લઇ ગયો.

## બેજનના કેદખાનાનો પતો શાહ કએખુશરૂએ જાંમે જેહાનુમા મારફતે મેળવવો, અને બેજનના છુટકારાની તદબીર કરવી

બેજનના ગુમ થવાનો હેવાલ ગુરગીનને મોહડેથી સાભલી, પાદશાહ કએખુશરૂ ગુરગીન ઉપર ઘણોજ કહ્રા થયો. શાહ કએખુશરૂએ ગેવને સમજાવી કહ્યુ કે "દીલાવર ગેવ, તુ ફિકર ના કર. હુ કહુ છુ, કે તારો દીકરો બેજન જીવતો છે સખ્ત નામીચા મોબેદો અને નજુમીઓએ એવી આગાહી કીધી છે કે હુ જ્યારે અશો શીયાવક્ષના કીનામા તુરાન જમીન ઉપર ચહડાઇ લેઇ જવશ, ત્યારે તે લડાઇમા તારો દીકરો બેજંન મોટો ભાગ લેશે"

ગુરગીનની ફીતુરી ચાલ માટે શાહ કએશરૂએ તેને બદીખાને નાખવાનો તુરત હુકમ કીધો, અને ગેવને જાહેર કીધુ કે –"બેજન જીવતો છે, પણ તે કયા છે, તેની ખબર હમણા મળી શકે એમ નથી માટે ગેવ તું ફરવરદીન[1] મહીના સુધી સબુરી પકડ, કારણ કે તે વખતે આફતાબનો પ્રકાશ દીપી રહેશે, બહાર્ની મોસમ ખીની રહેશે, અને તમામ કુદરત બોલતી થશે, ત્યારે હુ મારી 'જામે ગેતીનુમા' (યાને જામે જેહાનુમા) મા હફ્તકેશ્વર જોવશ, અને તેમા તારો દીકરો જ્યાબી હશે, ત્યાથી તે મને દેખાશે."

આ સખુનોથી ગેવને ધીરજ મળી, અને ઉમેદવાર દીલે તે ફરવરદીન મહીનાની રાહ જોતો રહ્યો અને નૌરોજનો મુબારક દિવસ આવી લાગ્યો તે દિવસે પાદશાહ કએખુશરૂએ બદગી કરી, પોતાની 'જામે જેહાનુમા'મા[2] નજર કીધી, અને સઘળા ખડોમા જામ મારફતે તપાસ કરી જોયુ, તો અતે બેજન કર્ગસારના વેરાનમા એક ઉડા સિહા ગારમા, જજીરથી જકડાઇ કેદ પડેલો, અને દુખથી બેજાર થનો તેને દેખાયો વળી તેજ ગારની આગન એક ખાનદાની સીકલની બાનુ, બેજનની પાસબાંની કરતી દેખાઇ આ ખબર શાહ કએખુશરૂએ દરબારને ખુશી સાથ જાહેર કીધી, અને ગેવ તેથી ઘણોજ ખુશાલ થયો પાદશાહે કેહ્યુ કે "બેજન જીવતો છે, માટે હવે તેને છોડવવાની તજવિજ કરવી ઘટે છે. મને લાગે છે, કે એ કામ રૂસ્તમથીજ પાર પડશે"

---

૧ જમાનાના તે કાળમા, ફરવરદીન મહીનો અને હોરમઝદ રોજ નવા વરશના પેહલા દિવસ તરીકે ગણાતો હોય, એમ શાએર ફીરદોસીના લખાણ પરથી લાગે છે (કરતા)

૨ આ 'જામે જેહાનુમા'ની બનાવટ કેવી અને કેવા પ્રકારની હતી, તે વિશે કાઇબી ખરી વિગત હજી સમજાવી શકયુ નથી ઘણાક લખનારાઓ જણાવવા માગે છે, કે તે નજુમી વિદ્યાથી ભરેલી એક કિતાબ હતી. કેટલાકોનુ કેહવુ એવુ છે, કે એ 'જામ' એક દુરબીન યાને (Telescope) ના જેવી હતી શાએર ફીરદોસી પ્રમાણે એ 'જામ' પાદશાહ જમશેદની પાસ હતી એ જામમા સાતે કેશ્વરો જોનારની નજરે પડતા હતા તેમજ ગુમ થયલી વસ્તુઓ જ્યાબી હોય, તે તેમા જોયાથી જણાઇ આવતી હતી

કર્ગસારના જંગલમા આવેલા ઉંડા ગારમાથી રૂસતમ બેજનનો
છુટકારો કરે છે



થયો અસ્ત ખુરશેદ પડી જ્યારે રાત,
નિકલીયો રૂસતમ સવારોની સાથ
સજી શસ્ત્ર અંગે, ને બખ્તર તમામ,
મદદ માગી રબની, પકડી નેક કલામ

"તવાના, ઓ દાના, કરીમ દાદગર,
અરજ એક ગુજારૂ ઝુકાવી સર
મને દે તુ દાવર બળ બોશિયાર,
છુટે મુજથી બેજન, સિહા તોફ ગાર"

(જુવો પાનુ ૧૫૧)

## બેજનના છુટકારા માટે જેહા પેહલવાન રૂસ્તમને બોલાવવાનો કએખુશરૂએ હુકમ કરવો

પાદશાહ કએખુશરૂએ તુરતજ રૂસ્તમને બોલાવવા તાકીદનો પેગામ રવાના કીધો, અને તેમા બેજનની ગીરફતારી વિશે જણાવી, તેનો છુટકો કરવાની રૂસ્તમને અરજ કીધી. રૂસ્તમ પેહલવાન બેજનની આફત સાંભળી ઘણોજ દલગીર થયો, કેમકે ગેવ તેની દીકરી બાનુ ગોસસપ સાથ પરણેલો હતો, અને એ લગનથી બેજન બાનુ ગોસસપનો દીકરો થતો હતો શાહી ફરમાન મલતાજ રૂસ્તમ તુરતજ પાદશાહની દરબારમાં આવી ઉભો, અને બેજનને છોડવવાની યોજના તેણે ઘડી કાહડી

ગુરગીનને જેવી ખબર પડી, કે જેહા પેહલવાન રૂસ્તમ આવી પુગ્યો છે, અને બેજંનના છુટકારાની તે તજવિજ કરે છે, ત્યારે તેણે રૂસ્તમને એક આજીજી ભરેલો પેગામ કેહવાડી પોતાનો છુટકારો કરવા અરજ કીધી. તેણે પોતાના કરતુક માટે માફી ચાહી, સઘળી ખરી બીના જાહેર કીધી.

રૂસ્તમે પેહલા ગુરગીનને બંદીખાનામાથી છોડવી પોતાના કબજામા લીધો, અને પોતાના રસાલામા તેને દાખલ કીધો એ પછી પાદશાંહે પુશકલ ખજાનો અને મુસાફરીનો અસબાબ રૂસ્તમને સ્વાધીન કીધો, અને રૂસ્તમ એક વેપારીનો વેશ ધારણ કરી, એક મોટા રસાલા સાથ બેજનને છોડવવા ગુપચુપ તુરાન તરફ નિકલી ગયો.

## વેપારી વેશે રૂસ્તમનુ બેજનને છોડાવવા તુરાંન જઇ પુગવુ.

રૂસ્તમે છુપે વેશે અને છુપા નામે બેજનને કેદખાનામાથી છોડવવાનું વધારે પસદ કીધું, કેમકે તે એવુ ધારતો હતો, કે લડાઇ કરી બેજનને છોડવવાની તજવિજ કરવા જતા, મબાદા અફ્રાસીયાબ તેના જીવને હલાક કરશે એ સબબને લીધે, રૂસ્તમે પોતાના રસાલાના તમામ આદમીઓને વેપારી વણજારનુ રૂપ આપી, પોતે પણ એક વેપારીનો વેશ સજીને તુરાન સરહદમા દાખલ થયો, અને ત્યા વેપારના સામાનની તે એક પેહડી ખોલી બેઠો ખુતનના મુલકમા જ્યા વજીર પીરાન રેહતો હતો, ત્યા રૂસ્તમે છુપા વેશે જઇ પીરાન વજીરને ભેટ સોગાત નજર કીધી, અને ખુતન શેહરમા વેપાર ચલાવવાની તેણે રજા માગી, જે પીરાન વજીરે તુરતજ તેને ખુશીથી આપી

એક ઇરાનનો શાહ વેપારી ઇરાનથી મોટી વંણજાર લેઇ આવેલો છે, એવી ખબર જ્યારે ફકીર હાલે ભટકતી મનીજેહને કાને પડી, ત્યારે તે બાનુ તુરતજ તે ઇરાની વેપારીની પેહડી ઉપર દોડી ગઇ, અને રૂસ્તમ જે છુપા વેશમા પેહડી ઉપર બેઠો હતો, તેને તેણીએ અરજ કરી કહ્યુ કે,—

"ઇરાન સરજમીનના સખી દીલ મર્દ,
સદા રહેજે સુખી, બિલકુલ બેદર્દ
પડો પાર દીલની ઉમેદો બુલંદ,
જમાનો દેખાડે ન દુખ કે ગઝદ
રહેજો ખુશીમા તમારૂ ઇરાંન,
સદા શાદ રહેજો તમારા જવાન.

કેવી છે શાહ ખુશરૂની ખબર?
કેમ છે પેહલવાન ગેવ નામવર?
ઇરાનીઓને છે ખબર કે નહી,
બેજનની ફીકર કરેછ કે નહી?
પડેલો છે તે સિહા ગારમા,
રડે રાતો દિન તે અંધકારમા.

પડી છે ભારી પગે જંજીર,
દુખમા ગીરફ્તાર છે રણધીર
બદન તેનુ લહુથી થાયુ છે તર,
રૂદન સાભળી તેનુ ફાટે જીગર
કરે તુ પુરી જયારે તારી સફર,
તૂરત જઇ ઇરાન કરજે ખબર
કે પડીયો છે બેજન થઇ બહિવાંન,
નથી રહી તનમા તાકત કે જાન."

## રૂસ્તમ સાથ મનીજેહનો મીલાપ થવો

વેપારી વેશમા જેહા પેહલવાન રૂસ્તમે ખુતન શેહરમા જે પડાવ નાખ્યો હતો, તેની મતલબ એટલીજ હતી, કે કોઇબી રીતે બેજન વિશે ત્યાના લોકાની અદર થતી ચરચા જાણી કાઇક બાતમી મેળવવી એક ભીખારી હાલતમા એક ઓરતને આ રીતે બોલતી સાભળી, રૂસ્તમે પેહલ્લા તો તેણીનુ કાઇબી સાભળવા ના પાડવાનુ ડોળ ઘાલી, તેણીને ત્યાથી ચાલી જવા હુકમ કીધો રૂસ્તમે કેહ્યુ કે " બાઇ, હુ તો એક વપારી છુ, અને બેજન અને એવા બીજાઓ સાથ મને શુ લાગે વળગે, કે તુ એ વિશે મને કટાળો આપવા આવી છે ? " મનીજેહ આવા સખુનો સાભલી ઘણીજ નિરાસ અને રંજીદા થઇ બોલી કે — (13)"

"ના કર સખી મહેર્ એવી જબાન,
હુ દૂખીઆનુ સુણ તુ જરા દાસ્તાન
હુ દરવિશ નથી, કે નથી હુ ફકીર,
મગર કમનસીબે ફુટી તકદીર
છુ અફ્રાસિયાબની હુ દિકરી દુખી,
મનીજેહ મહેલમાં હતી જે સુખી
નથી તેને વસ્તર પુરા આજ અંગ,
ભટકતા રખડતા ગયા સુર-રંગ
બેજન થકી છે બુરા મૂજ હાલ,
બેજન થકી આએ રંજો મલાલ.
બેજન થકી મારી ગઇ ઉંઘ ભુખ,
બેજન થકી વેઠુ છુ આએ દુખ.
બેજન છે મુજ સુખની સુરઇ,
છે પાસ તેની આ દુખની દવઇ
તવલતો રહે તે વિના પાંણી-અંન,
સિહા ગારમા તે રડી કાહડે દંન
છે ગાર પર એક ભારી પત્થર,
ઉઠાવી શકે તે નહીં કોઇ નર.
હુ કમબખ્ત દુખી શુ શુ કરૂ,
અગર મોત આવે ખુશીથી મરૂ "

## રૂસ્તમે પોતાના આવી પુગવાની ખબર મનીજેહ મારફતે બેજનને પુગાડવી.

આ આફત રસીદા ઓરતને મોહડેથી આવા સખુનો સાભળી રૂસ્તમે તેણીને દિલાશો દીધો, અને ખાણુ તઇયાર હોય, તો તે બેજનને માટે લાવવાનો રૂસ્તમે પોતાના બાવરચીને હુકમ કીધો. બાવરચીએ મસાલેદાર પકવાનની એક ઠાળ લ.વી હાજર કીધી, અને રૂસ્તમે મનીજેહની નજર ચુકાવી, તે ખાણા માહેલા મુરગની એક ટાગમા પોતાની નીશાણવાલી વીટી તેણે બેમાલુમ બોસી, તે પકવાન મનીજેહને સવાધીન કરી કહ્યુ કે. "બાઇ, આ ખાણુ તુ લઇ જા, અને તારા બેજનને ખવાડ "

મનીજેહ તે પકવાન તુરતજ બેજનના ગાર આગલ લઇ ગઇ, અને ગારના મુખ આગળ આવેલી એક સુરાખને રસતે, તેણીએ તે ખોરાક બેજનને સ્વાધીન કીધો. બેજને તે ખોરાક લીધો, અને મોટે અવાજે તે ગારમા હસવા લાગ્યો બેજનને આવી રીતે બેધડક હસતો જોઇ, મનીજેહ અજબ થઇ તેના હસવાનુ કારણ પુછવા લાગી બેજને ખરો ભેદ કેહવાની આનાકાની કીધી, અને તેણે મોટે અવાજે હસવુ ચાલુ કીધુ. આવો મામલો જોઇ મનીજેહ રડમસ થઇ બોલી કે,

"બેજન રે બેજન ! બોલ ઓ જીગર !
શુ કામ હસે છે ? શુ છે ખબર ?
દુશ્મન શુ અતે જમાનો થયો ?
શુ દૂખ વેઠતા તુ દિવાનો થયો ?
જરા દે ઓ બેજન તુ સિધ્ધો જવાબ,-
સિહા ગારમા કા હસે બેહિસાબ."
હસી બોલિયો નેક બેજન ફરી
"મનીજેહ મહાબુબ, સૂણ સુન્દરી.
કહુ કેમ હસવાનો ખોલી હુ ભેદ,
હવે દુર થશે મુજ સકટ ખેદ
કહુ કેમ તૂને ઓ જીગર ગુપ્ત વાત,
થઇ છે નારોથી નરની ઘાત
લબો[1] પર લગાડી દિધુ હોય 'સીલ,'
રહે ભેદ કદી નહિ મિસલ આબે નીલ
લબોં નારના જો સીવી બન્ધ કરે,
જબા તેઓની ના ગઝન્દે ડરે'
રડી બહુ મનીજેહ, સુણી આ ગુમાન,
બહુ દર્દમન્દ થઇ, સૂણી બોહતાન
"બેજન મે દીધુ તુને મારૂ દેલ,
તજ્યાં તૂ થકી મે વતન'ને' મેહેલ
જે થકી છોડી મે શાહી ને તાજ,
જે થકી તારાજ કિધો મારો સાજ
તે જ્યારે મુજથી છુપાવે ભરમ,
ઓ દાવર કેમ તુ થયો બેરહમ "(14)

* * *

કહ્યુ બેજને "અએ મોહન મની,
જીદગીથી જીયાદા મે તુને ગણી
ખરેખર થઇ મૂજ થકી તુ ખુવાર,
તજી તુ એ શાહી, તજ્યો સણગાર
કસુર માફ કર જો થઇ હોય ખતા,
હવે જોઉ છુ મુજ સુખની ઘટા.
સાભલ મનીજેહ, ધરી લે ધિયાંન,
આવી પૂગોછ રૂસ્તમ પેહલવાન
જલ્દી મનીજેહ જઇ તેને મલ,
કરશે તે મારી ઉમેદો સફલ
જઇને તનાહીમા પુછ એકદમ,
કે અએ નામવર તુજ છે રૂસ્તમ.
સિધારી સગ તેને જલ્દી તુ લાવ,
કુવા જઇ બેજનની તેને સૂણાવ "
મનીજેહ પવન વેગે ગઇ નિકલી,
ઉમેદ છાતીમા રહી ખિલી ફુલ ભલી
મલી રૂસ્તમને કહ્યો સર્વ હાલ,
ખુશીથી બીલી રહ્યા ગાંલ-લાલ
કહ્યુ રૂસ્તમે "નાર ઓ નામદાર,
રહો રહેમ તુજ. પર પરવરદેગાર
બાનુ મનીજેહ, જોઇ લે મને,
ઉભો છે રૂસ્તમ તુ સામને
બેજન થકી છોડા જાણુલ શહેર,
પૂગો આવી હ્યા હૂ ધરી દીલ કહેર
હવે જા મનીજેહ હિયાંથી સિધાર,
આવશ હુ રાતે લઇને સવાર "

* * *

થયો અસ્ત ખુરશેદ, પડી જ્યારે રાત,
નિકલીયો રૂસ્તમ સવારોની સાથ
સજી શસ્ત્ર અગે, બખતર તમામ,
મદદ માગી રબની, પહડીને કલાંમ
"તવાના ઓ દાના, કરીમ દાદગર,
અરજ એક ગૂજારૂ ઝુકાવી સર
મને દે તું દાવર બળ બીશિયાર,
છુટે મુજથી બેજન સિહા તોડુ ગાર."(15)

**કર્ગસારના જગલમાં આવેલા ગારમાં, કેદ પડેલા બેજનને જેહા પેહલવાન રૂસતમે છોડવવો.**

કર્ગસારના જગલમાં રાતની સિહાઈ વચ્ચે બેજનને તેના બદીખાનામાથી છોડવવાનુ કામ મુશકીલ જેવુ લાગ્યાથી, બાનુ મનીજેહએ તે જગલમા પડેલા લાકડાનો એક મોટો

---

[1] લબો યાને હોઠ.

જથ્થો એકઠો કરી રાખ્યો હતો. ગન પડતાજ જેહા પેહલવાન રૂસ્તમ પોતાના ચુન્નદા પેહલવાનો સાથ હથીયાર બધ થઇ, તે જગનમા ગુપચુપ જઇ પુગ્યો. મનીજેહએ એકઠા કીધેલા લાકડાની એક ચેહ બનાવી સલગાવી, જેથી રાતની અધાર્ગ, રોશનીમા ફેરવાઇ ગઇ બેજનને જે ગારમા કેદ કીધો હતો, તે ગારના મોહડા ઉપર રૂસ્તમે એક મોટા ગજાવર કદનો પત્થર ઢાકેલો જોયો. રૂસ્તમે તે પત્થર ઉઠાવવા પોતાના પેહલવાનોને કહ્યુ, પણ તે પત્થર વજનમા એટલો તો ભારી હતો, કે સઘળા પેહલવાનોએ સાથે મળી ઉઠાવવાની તજવિજ કીધા છતા, તે હીલી શક્યો નહી જ્યારે રૂસ્તમે એવો મામલો જોયો, ત્યારે તેણે પોતે તે પત્થર ઉઠાવવાનુ કામ માથે લીધુ દાદગર દાદારની જનાબમા તેણે સર ઝુકાવી મદદ ચાહી, અને એક જોર કરી, ગારના મોહડા ઉપર ઢાકેલા તે પત્થરને તેણે ઉઠાવી, ચીન શેહરના જગલ તરફ તે ફેકી દીધો, અને બેજનને તે સિહા ગારમાથી બાહાર કાહડવાની તજવિજ કીધી

પણ બેજનને બાહાર કાહડવા આગમજ રૂસ્તમે બેજન પાસ ગુરગીનને માટે માફી મેળવી. રૂસ્તમનો સુખન બેજને માન સાથ કબુલ કીધો, અને ગુરગીને કરેલી કસુર માટે બેજને તેને માફી બક્ષી. રૂસ્તમે તુરતજ પોતાની કમન્દ તે ગારની અદર ફેકી, અને બેજન તે કમન્દ પકડી ગારમાથી બાહર આવ્યો બેજનને હાથે અને પગે પડેલી ભારી જન્જીર રૂસ્તમે તોડી નાખી, અને ગુરગીને બેજન પાસ પોતાની થયલી કસુર માટે માફી ચાહી બાદઝ બેજન ઇરાન તરફ પોતાની માનીતી મહાબુબ મનીજેહ સાથ ગયો, અને ત્યા બેજને મનીજેહને આપેલા કોલ પ્રમાણે, મનીજેહ સાથ શાહ કએખુશરૂની મંજુરીઆતથી, તથા પોતાના પેદરની રાજી ખુશીથી શાદીના ગાઠથી જોડાયો



# પાદશાહ કયખુશરૂનું
# આ ગેતીમાંથી નજર-ગયેબ થવું.



જ્યારે પાદશાહ કએખુશરોએ પોતાના બાપ શીયાવક્ષનો કીનો પોતાના મમાવા અફ્રાસીયાબ ઉપર લીધો, અને તેને તથા તેના ભાઇ કસરેવજને મારી નાખી દુનિયાને ફિકર અને ધાસ્તી વગરની બનાવી, ત્યારે તેના દીલને શાતિ થઇ

એક રોજ તેણે પોતાની દરબારમા પોતાના દીલના ખરા વિચારો જાહેર કરતા જણાવ્યુ કે: "હવે આ દુનિયા ધાસ્તી વિનાની બની છે, મે મારા બાપનો કીનો લીધો છે, અને હું મારા મનની સઘલી મુરાદ પરવરદેગારથી પામ્યો છુ હવે હુ મારી ઇજ્જત સાથ તે દાદગર દાદારની દરગાહમા જાઉ, તોજ મારૂ મન સંતોશ પામે, કેમકે તે જગ્યા આ દુનિયાની તાજ અને તખતથીબી હુ વધારે કિમતી ગણુ છુ."

ઇરાંનનો પાદશાહ કયખુશરૂ.



કયખુશરૂના સુખુન—" યઝાન જે છે તે આસમાંનનો પાદશાહ છે,
અને પાદશાહ છે, તે જમીનનો હાકમ છે
નાદાન તે શખ્સને જાણવો કે જેનુ દીલ પરવરદેગાર
તરફ ફેરવા હોય દાનવ તે શખ્શ જાણવો, કે
કોઇની પણ ધાસની કીધા વગર
પાપના કામથી શરમાય

### કએખુશરૂએ પોતાની દરબારના દરવાજા બંધ કરવા ફરમાવવુ.

બુલાવી કહ્યુ એમ દરબારને:
"ખતમ હું કરૂ છુ સહુ કારને
મશરેકથી મગરેબ તલક કુલ ખલક,
કિધી પાક મે દુશ્મનથી અલગ.
કિનો મુજ દીલનો આબાદ છે,
ફલી મુજ મનની મુરાદ છે.
સિપાસો સના તારી યઝદા કરૂ,
થયો તુથી હુ ગેતીમે સુર્ખરૂ
હવે એક દીલમા રહી આરજુ,
હજુરીમે તુજની રહુ રૂ-બ-રૂ
ઉમેદ એજ દીલમા છે મે ગણી,
દફા મારી થઇ છે અહેરેમની
શુ અદના કે આલા પીરો જવા,
શુ મુફલીસ માસુમ કે પેહલવા.
અમીરો, સગીરો, બુલંદ તાજવર,
સઘલા જશે એક રોજે ગુજર
રહી હિયા રખે હુ બનુ જુલ્મગાર,
રખે હિયા કરૂ હુ બોહુાકી કાર
રખે હું ગરૂરી કરૂ આ જેહાન,
રખે હુ મરૂ શાહ જમશેદ સમાંન"
કહી એમ કિધો ખુશરૂએ હુકમ:
"દરબાર મારી કરો તમ ખતમ
મનાવી સહુને કેહજો સુખન,
રવાના કરજો કરીને નમન.
બશારત થઇ એવી યઝદાંનથી,
ઉઠાવી લીધુ દીલ આ જહાનથી"

### કએખુશરૂનુ યઝદાંનની ઇબારતમા મશગુલ થવુ.

કિધુ કુલ ફરામોશ ગેતીનુ કાંમ,
કિધુ તેણે ધોઇ સફા તન તમામ
સજી સાજ તનપર બીલકુલ સુફેદ,
નિયાયેશ કીધી ધરી દીલ ઉમેદ
અરજ કીધી દરગાહે યઝદાન પાક:
"તુ માલીકે આતશ, હવા, આબ, ખાક
કર આએ કમતર ઉપર તુ નિગાહ,
કર માફ જે કઇ કિધા હોય ગુનાહ"
નિસદીન ઇબાદતમા તે રહયો,
એ રીતે હફતો ગુજરી ગયો
તન તેનુ જો કે હતુ આ જહાન,
મગર ગેતી અંદર હતુ નહિ રવાન.
પરસ્તેશ દિવસ આંઠ તક એમ કરી,
નિકલીને બાહાર દરબાર ભરી
કુલ પેહલવાંનો, ઇરાની સિપાહ,
હયરત રહ્યા જોઇ કારે શાહ

### કએખુશરૂના પેહલવાંનોએ દરબાર બંધ કરવા માટે પુછપરછ કરવી.

એક હફતા સુધી કએખુશરૂ ઇબાદતમા રેહ્યા બાદ પાછો તે દરબારમા આવી તખ્ત ઉપર બેઠો, અને તમામ પેહલવાંનો તેની જનાબમા નમીને હાજર થયા પાદશાહના આવા કામથી તેના તમામ પેહલવાનો ઘણુાજ અજબ થવા લાગ્યા, અને એવી રીતે દરબારના દરવાજા બંધ કરવાનુ કારણ જાણવા પુછપરછ કરવા લાગ્યા

તખત પર બેસી શાહ શેહરિયાર,
હુકમ કીધો ખોલે દરબાર બાર
હજુરીમે હાજર થયા પેહલવાન,
ફરીબુર્ઝ, ગુદર્ઝ અને સાવરાન
ગેવ સાથ ગુરગીન, ગોશ્તમ દલીર,
તુસ સાથ બેજન, રેહામ વીર
નમી કુલ દરબારે કીધી સલાંમ,
જબાં ખોલી બાદબ ધરી દીલ હાંમ:
"અએ શાહે આલમ, ઓ દસ્તગીર,
સરતાજ હમારા, બહાદુર દલીર
નથી થાયો તુજ સમ કોઇ શેહરિયાર,
થયો હોય તુજ સમ જગ આશકાર

જહાંહારે જગને કિધી જ્યારથી,
નથી થાયો તુજ સમ કોઇ ત્યારથી
મુબારક તુને તખ્ત, અને જીન, અસ્પ,
તૂએ કીધો બરપા આઝર ગોશસ્પ
પહેલવાનો તારા ઉભા સર ઝુકી,
જોઇ હાલ તારો, હમ સહુ દુખી
ખતા દરગુજર કર હમારી શાહ,
થયો હોય અગર કંઇ હમોથી ગુનાહ
ખતાવાર અગર જો હમો હોઇયે,
મેહરની નજર હમ ઉપર જોઇયે
૫૮૦૦
અરજ એમ કરીયે કરીને નમાજ,
કહે ભેદ તારો, કરીયે ઇલાજ"

ઇરાંની પેહલવાનોને કએખુશરૂએ જવાબ આપવો

સુખન સુણી બોલ્યો શાહ શહેરિયાર,
સુણો પેહલવાનો, આલી વિકાર
નથી મુજ દીલમાં રંજો-અલમ,
નથી દુશમનનો મને કાંઇ ગમ
નથી કોઇથી હું થયો દિલગીર,
નથી કોઇએ કંઇ કિધી તકસીર
લિધો દુશમન પર કિનો બાપનો,
થયો અંત આખરે પરીતાપનો
હવે તમ કરો મ્યાન શમશીર તમામ,
તજો તેગ, ખંજર, કરો મચ કામ
મુકી એક બાજુ કમાનો 'ને તીર,
મચાવો ખુશી તમ મલી સહુ દલીર
અધુરાં કામો થયા છે પુરા,
પરીણામો આવી ગયાં છે રૂડા
સિવા ફકત નિયાયેશ પરવરદેગાર,
મને બીજો કાંઇ નથી રૂજગાર.
આહજ કીધો નકીબને હુકમ
"દરબાર મારી કરૂં છું ખતમ
બિગાના કે એશી અની બેસબર,
મુલાકાત ચાહે અગર કોઇ બસર.
હજુરીમે લાવે કદમ તે નહી,
કરે મારી બંદગી બરહમ તે નહી"

## જાલ અને રૂસ્તમને બોલાવી લાવવા માટે ગેવનું જાબુલ જવું

આવી રીતે બીજીવાર ઇરાનના શાહે પોતાની દરબાર બંધ કીધાથી, રઈયતમાં મોટી ચરચા ચાલી રહી તમામ બુજોરગો અને પેહલવાનો એવો મામલો જોઇ તરેહ-વાર વાતો કરવા લાગ્યા બુજોર્ગ ગોદર્જે પોતાના દીકરા ગેવને તુરતજ જાબુલસ્તાન જઇ, આ કદી નહી બને એવો બનાવ જે ઇરાનના બાબમા બની રહ્યો હતો, અને ઇરાનની રઇયતમાં જે ગડમડ મચી રહી હતી, તેને શાંત પાડવા માટે, અને પાદશાહના વિચાર ફેરવવા માટે બુજોર્ગ જાલ અને જેહા પેહલવાનને બુલાવી લાવવા તુરતજ રવાના કીધો.

આ પેગામ લેઈ નામદાર ગેવ જાબુલ તરફ પવન વેગે નીકલી ગયો, અને ત્યા પુગતાજ સઘલી હકિકત જાલ તથા રૂસ્તમને જાહેર કીધી આ નાખુશ ખબર સાભળી જાલ અને રૂસ્તમ બને ઘણુંજ દલગીર થયા, અને તુરતજ દાનેશમંદ બુજોર્ગો, મુબેદો અને નજુમીઓને એકઠા કરી, તે સવલાઓ સાથ જાલ અને રૂસ્તમ જાબુલથી ઇરાન તરફ જવા નિકલ્યા

## બીજી વાર પાદશાહ કએખુશરૂએ ઇબાદતથી ફારેગ થઇ દરબાર ભરવી.

રૂસ્તમ અને જાલ પોતાની મંજલ પુરી કરી ઇરાન આવી પુગે, તે આગમજ પાદશાહ કએખુશરૂએ પોતાની દરબારના દરવાજા પોતાના અમીરો, વજીરો અને પેહલવાનો સાંમે બંધ કરવા ફરમાવ્યું, અને પોતે પરવરદેગારની ઇબાદતમા પાછો મશગુલ થયો એવી રીતે તે સાત દિવસ સુધી નિયાયેશ કરવામા એકાગ્રહ ચિતે મશગુલ રહ્યો

દિવસ સાત અને રાત એકાંતમા,
પડયો કરતો ચિન્તન નિરાતમા
દિવસ સાત અને રાત પુરી કરી,
ઇબાદત કરી ઉઠયો તે ફરી
પછી આંઠમી બામદાદે સહવાર,
નિકલિયો બહાર ખુશરૂ નામદાર
તખત પર બેઠો શાહેજેહા,
હાજર થયા સહુ નમી પેહલવા
અમીરો, વજીરો અને મૂબેદાન,
નમી બોલિયા. "ઓ શાહે કિયાન
અરજ એક હમારી સુણુ શેહરિયાર,
કિધા કા હમુને નજરથી બાહાર
કહે શુ ખતા છે હમોથી થઇ,
કે દાખલ દરબારે કરતો નહી
કહે શુ સબબ છે, શુ છે ભરમ,
ગુનાહ શુ કિધો કે થયો બેરહમ.
નજરથી કિધા દુર હમ બદેગાન,
ભરમ કેહ હમુને ઓ રોશન રવાંન"

* * *

સુણી બોલિયો શાહ કએખુશરૂ
"કરો કા નાહક તમો જુસ્તજુ
નથી ગમ દીલમા મને ગજનો,
નથી ગમ દિલે દુશ્મન રજનો
નથી મારો દુશ્મન ધરતી ઉપર,
કે ડરતુ રહે તેથી મારૂ જીગર
કરો કા તમો પેહલવાનો ફિકર,
નથી ભુલિયો હુ તમારી કદર
મગર દીલમા એક ઉમેદ છે,
પલભર ભુલાતી નથી ખેદ છે
થશે જ્યારે રોશન મારી ઉમેદ,
કરશ ત્યારે જાહેર સહુને હુ ભેદ
હવે ના કરો ગમ, સુણી હાલને,
કરો દુર દીલથી બુરા ખ્યાલને.
રજા છે તમુને ઓ દાનેશવર,
સિધારો ખુશી થઇ, કરો ના ફિકર
ઓ દરબાન દરબાર કર તુ ખતમ,
હવે બધ કર બાર છે એ હુકમ"

કએખુશરૂએ સ્વપનામાં સરોશને જોવો, અને તેનાથી બશારત થવી.

ફરી બદગીને જઆંપર ધરી,
ધરી ધ્યાન મનમા સબધી ચહડી.
ન ઉઘતો જરાબી સિહા રાતમા,
રહેતો તે મશ્ગુલ મૂનાજાતમા
કરી દેશ, દુનિયા 'ને એશી તરક,
કિધી બદગી પાચ હફતા તલક.
એક રાત અબરમા છુપાયો માહ,
પડયો પુર નિન્દમા ખુશરૂ શાહ
સુતેલો હતો જો કે શાહે જેહાં,
મગર જાગતુ 'તુ તેનુ રવાં
અચણુચ નજર રોશની એક પડી,
જુવે તો સરોશની સિકલ ત્યા ખડી
કહ્યુ એમ સરોશે, પડી કાન પર
"નથી તુજ સમ કોઇ બિજો તાજવર
ફલી તુજ મનની મૂરાદો ભલી,
રહી છે મનની ખિલી હર કલી
અગર ચાહે તજવા તુ આ જેહાન,
થશે દાદગર પાસ તારૂ મકાંન
ખજાનો 'ને દોલત બક્ષિસ કર,
આ દુનિયામે છે પાચ દિનની સફર
દુનિયાની ચુગાલ છે એક બલા,
અટવઇ મૂવા છે કઇ કઇ ભલા
આ તખ્ત અને તાજ તારૂ જરીન,
બક્ષ કોઇ હોય જે ખરો બેગુઝીન
એવો છે લોહરાસ્પ અતી પુર હુન્નર,
ઇનાયત કર તેને તાજો-કમર
દુવા તુએ માગી મિનોઇ થકી,
યઝદાએ બક્ષી તુને નક્કી
નથી મોત તારૂ હજી આ પળે,
છતાં તારી ઉમેદ સઘલી ફળે
મિનોઇમે જગા જે તુએ ચાહી છે,
તદચાર તે તુ થકી થાઇ છે."
સિવા એ વાતો મિનોઇ કરી,
થયો ગુમ નજરથી, નજર ના ઠરી.

ઉઠયો　ખાબમાથી　જાગી　શાહ,
બોલ્યો: "હવે આપ ચગ્જદા　પનાહ"

### જાલ અને રૂસ્તમનુ કએખુશરૂ આગલ આવી પુગવુ

લાંબી મજલ પુરી કરી છ અઠવાડીએ જાલેજર અને રૂસ્તમ પોતાના રસાલા સાથે ઇરાનમા આવી પુગ્યા તેમના આવી પુગવાની ખબર જેવી ઇરાનીઓને પુગી, તેવાજ તેઓ રૂસ્તમ અને જાલેજરને સામે મલના ગયા બુજોર્ગ ગોદર્જે આખમા આસુ લાવી, પાદશાહ કએખુશરૂની તમામ હકિકત રૂસ્તમ તથા જાલેજરને જણાવી કહ્યુ કે "કએખુશરૂની દરબાર જો કે ભરાય છે, પણ કએખુશરૂના દીદાર કોઇથી જોઇ શકતુ નથી જેવો કએખુશરૂ તમોએ અગાઉ ખુશાલ અને રોશન રવાનવાલો જોયો હતો, તેવો તે હવે નથી. આજે તેનો હાલ જુદોજ થઇ ગયો છે તેના ગુલાબી ગાલો કરમાઇ ગયા છે, તેનુ સરોવર જેવુ ઉચુ કદ કમરમાથી વાકુ વલી ગયુ છે, તેને શુ થયુ છે, તેની હમુને કાઇ સમજ પડતી નથી હમુને લાગે છે, કે આહેરેમને તેને ખોટે મારગે દોરવ્યો છે." .

બુજોર્ગ જાલે આ હકિકત ગોદર્જને મોહડેથી સાભલી દિલાસાના સખુનો કહ્યા, અને ત્યાથી સઘલા ઉતાવલે કદમે દરબાર તરફ ગયા. જાલ, તેહમતન રૂસ્તમ, તુસ, ગોદર્જ, તથા ગુરગીન, બેજન અને ઘસ્તહમ વિગેરે પેહલવાનો ઉપરાત તમામ અનજુમન દરબારમા દાખલ થઇ, પોત પોતાની જગ્યાએ બેઠા પાદશાહ કએખુશરૂ પોતાની ઇબાદતગાહમાથી બાહાર આવી તખત ઉપર બિરાજ્યો કએખુશરૂએ રૂસ્તમ અને જાલેજરને જોઇ, તેઓની ખેરઆફીયત પુછી, અને જેહા પેહલવાન રૂસ્તમનો હાથ પકડી, તેના વતનની ખબર માટે સવાલ કીધો ત્યાર બાદ બીજા સઘલા જાણીતા દરબારીઓની ખબર પુછી, તેઓને માનથી નવાજ્યા બુજોર્ગ જાલ નમન કરી કએખુશરૂને કેહવા લાગ્યો —

### જાલે કએખુશરૂને શીખામણના સુખનો કેહવા

નમાવી સર બોલિયો જાલેજર
"ઓ બહાદુર, બળવત,સખી તાજવર
સુખન સાભલી લે ઓ શેહેરિયાર,
ઉભી અનજુમન છે, જો ગમખાર
કહુ વાજબી એ તુને હુ સુખન,
અગર લાગે કડવા, મગર કર મનન
સદા સાચ મારી એ છે ગુફતાર,
કડવા સુખન છે સદા સુખકાર
જનમ તુ એ લીધો તુરાન જમીન,
થયો ત્યા તુ મોટો ઉધરી હસીન
મમાવો તહારો અફ્રાસિયાબ,
સીવા જાદુ બીજો ન જોતો ખુવાબ
બપાવો તહારો કાઉસ શાહ,
જુની 'ને જાહેલ, ખુદાની પનાહ
હતી શાહી મોટી બુલદ સલ્તનત,
મગર કમઅ દેશ હેમાકત કુપટ.
ચહડી ધુન એક રોજ ગુમાનની,
સફર હુ કરૂ જઇ આસ્માનની.
સિતારા 'ને તારાની જોવા ચલન,
કિધી તે હેમાકત મે નાપસન.
શિખામણ મારી ન માની જરી,
ખતા અતે ખાધી સિતમથી ભરી

સફર આસમ્રાની કિધી દમ કરી,
ખતા ખાધી પટકાઇ નિચે પડી
બચી તે ગયો, રેહમ યઝદાનની,
પશેમાન થાયો જખમી બની
વલી કહુ સાભલ ઓ રોહરિયાર,
પેદરના કિનાથી બની દિલ ફિગાર.
લઇ લાખ શમશીરઝન નામદાર,
લડવા ગયો તુ ધરી દિલ ખુમાર
ગયો ખારઝમની તરફ વનમા,
પરીણુામ તે નહિ લિધુ મનમા
અગર બખ્ત તારૂ ન રોશન હતે,
બુરી તારી હાલત બેશક થતે
પકડીને દુશ્મન કરતે ખરાબ,
વતન કરતે વેરાંન અફ્રાસિયાબ
ન બચ્ચા કે બાળો, પીરો જવાન,
ન વસ્તી કે હસ્તી રેહતે ઇરાંન
મગર મેહર યઝદા હતી તુજ પર,
મુરાદ તારી લાવ્યો તુ બર

સમજીયો હુ મનમા બની બહુ મગન,
હવે જોશે આરામ ઇરાન વતન.
મગર કીધો બરપા નવો તે સિતમ,
દુખી થાઇ રઇયત જોઇ આ જુલમ.
પસદ તુએ કીધી રાહે બદી,
તજી કેમ દીધી તુએ ઇઝદી.
એ ખ્યાલ તહારો છે દર્દમદ,
હરગેજ ખુદાબી કરે નહિ પસદ
થયો હોય જો એજ તારો વિચાર,
તો બનશે ન હરગેજ કોઇ તાબેદાર
થશે અતે હાસલ પશેમાનગી,
છે કામ તારૂ એ દીવાનગી
થશે નુર બેનુર, તન પુર ગુનાહ,
આજેજ બનશે, . બની તુ તબાહ.
અગર ચાહતો હોય તુ ખુદાની મહેર,
પનાહ માગ રબની તજી ખ્યાલ ગયેર
તજી દે એ ખ્યાલ, ઓ નામેવર,
જરા બુજ તુ અનજુમનની કદર.

### ઇરાંની અનજુમનનુ જાલના વિચાર સાથ એકમત થવું, અને કએખુશરૂએ જવાબ આપવો

જ્યારે બુર્જોર્ગ જાલે પોતાનુ બોલવુ પુરૂ કીધુ, ત્યારે દરબારમા હાજર રેહલા પેહલવાનો અને કુલ્લે અનજુમન જાલેજરના મત સાથ એકમત થઇ, તેના બોલવાને ટેકો આપવા લાગી આવી રીતની અનજુમનની લાગણી જોઇ કએખુશરૂએ શાત મને ધીમે અને ધીરે અવાજે જાલેજરને જવાબ દીધો:

સુણી શીખ બોલ્યો શાહ શહેરિયાર
"કહુ શુ તુને જાલેજર નામદાર
અગર તોછડો કાંઇ બોલુ સુખન,
તો બેશક યઝદા કરે નહિ પસન
વલી થાય રૂસ્તમ સુણી દર્દમન્દ,
પડે કુલ ઇરાન ઉપર ગઝન્દ
સુણો પહેલવાનો, સણો મેહરબાન,
સૂણી મે લિધુ જાલનુ દાસ્તાન
કસમ પર કહુ છુ સૂણો મારી વાત,
મને લાગી મહોબત યઝદાન સાથ
નથી થાયો આશક હુ શયતાનનો,
મગર દાસ છુ દીન-ઇમાનનો.

જગત કુલ જુઠી નાકામ છે,
સિવા પાક યઝદા શુભ નામ છે
સિવા તે નથી કોઇ બિજો કારસાજ,
કરે મુજ દરદનો કાતીલ ઇલાજ
બની તુ અકલમદ કરે છે કલામ,
શીકમ તુ તુરાની કરે બદનામ.
પેદર મારો શ્યાવક્ષ હતો જહાંદાર,
પેસર તેનો હુ છુ નામી સવાર.
નબીરો છુ શાહ કાઉસનો,
શુ સમજે મને તુ વિના હુશનો.
વલી માત હતી મુજ શાહી તુખમ,
દુનિયાની નારોમે સહુથી ઉત્તમ.

તુઝમે હતી શાહ અફરાસિયાબ,
ધ્રુજતા હતા જેથી ધરતી 'ને આબ
નબીરે હતો તે ફરીદુનનો,
પિસર નામેવર તે પસગ ગુનનો
હુ એવી બુનિયાદનો ખુશરૂ,
કિધા કામ મે જગપસદ સુર્ખરૂ
એ મારા નિયાગાંન છે નામચીન,
નથી તેથી શરમાયો હુ કોઇ દીન
કિધી બદગી પાચ હફતા તલક,
કે તજી જાઉ અધારી ખાકી ખલક
તખત તાજથી હ ધરાઇ ગયો,
આ ગેતીમે હુ ગશ ખાઇ ગયો
નથી કામ કઇ મારૂ જગમા રહ્યુ,
જે મારૂં હતુ તે પરાયુ થયુ"

## જાલે કએખુશરૂની માફી માગવી, અને કએખુશરૂએ ઇરાનીઓને શીખામણ દેવી

પાદશાહ કએખુશરૂના આવા સખુનો સાભળી બુજોર્ગ જાલેજર ઘણોજ પશેમાન થઇ ગયો, અને પોતાની આખોમા પાણી લાવી, પોતે જે કાઇ બોહયો હતો, તે માટે માફી ચાહવા લાગ્યો કએખુશરૂએ તેના ખાલેસ દીલનો ખુલાસો કબુલ કીધો, અને તેનો હાથ પોતાના હાંથમા પકડી, તેને પોતાની પાસે બેસાડી બોલ્યો

કહ્યુ શહેનશાહે 'સુણ જાલેજર,
બનો તમ તઇયાર સહુ નામેવર
હવે છે સહુને મહારી સલામ,
સુણો તમ મહારી વસિહત તમામ
મલો સહુ પીરો, મલો સહુ સિપાહ,
બનાવો રોશન તમ બઝમ ગાહ"
ભરી એક મહેફીલ, મલી સહુ દલીર,
ઉભો હાથ જોડી ગોદર્ઝ પાર
૬૦૦૦
હરોલે ઉભો જાલેજર નામેવર,
દિલાવર બેજન, તુસ પુર હુનર
ઉભો સામે રૂસ્તમ જેહા પેહેલવાન,
ગુરગીન, ઘસ્તહમ રોશન રવાન
ગેવ સગ ફરહાદ, શાહપુર વીર,
ઉભા હાથ જોડી બની દલગીર
ધરી હાથ ગુરજ સુરત ગાવેચાન,
સજી સાજ બેઠો, શાહે કિયાન
પછી બોલિયો તે શાહ શહેરિયાર
"અએ નામદારો જેહા આશકાર
અકલમદ, દાનેશોને છે ખબર,
ભલા 'ને બુરા સહુ પામેછ ગુજર
આ દુનિયા છે ફાની દિન ચારની,
નકામી છે સહુને વિના સારની
આ રજ અને ગમ છે નારવા,
થશે એક રોજ સહુ અતે હવા
રહ્યુ ના હશે કોઇ જગમે બસર,
કરી હોય ખાએસ ન પામે ગુજર
જશે જ્યારે દમ છોડી તારૂ બદન,
મલી ખાક સગમા થશે ખાક તન
થશે કાન બે તુજ ભારી અતી,
જશે હોશ, હુશિયારી, સરવે ઘટી
નહિ આખોથી જોઇ શકશે જરી,
પગોથી કદમ નહી શકશે ભરી
ત્યારે તુ કેહશે ઓ પરવરદેગાર,
મને લે બુલાવી તહારે દ્વાર
હવે ફાનીથી હુ ધરાઇ ગયો,
રહી આ જગતમા ફસાઇ ગયો
અગર હોય સત્તા જો તે ધરી,
તજી જાવુ દુનિયા, એ છે બહેતરી
રહ્યો હાથ અદર બસ એ ઇલાજ,
અહીથી રહેવું હમેશ બાજ
મદા યાદ કરજો યઝદાંને પાક,
ન કરતા ભરોસો જગત હોલનાક.
સબબ રોજ એમ જાય છે સર બ સર,
જમાનો ગણેછ દમ શામો-સહર.

હુશંગથી શહેરિયાર કાઉસ તલક,
તાબે હતી જેઓને આ ખલક
દિધી આસમાને ના કઇ પનાહ,
કિધી નહિ જરાબી મુરવ્વત નિગાહ
સિવા નામ ગેતીમે ના કઇ રહ્યુ,
ફરમાન તેમનુ હવા થઇ ગયુ
કઇ એક શહેરિયાર પામ્યા ગુજર,
નગુણા હતા કોઇ કોઇ નામેવર
મગર તેઓબી તેથી ડરતા હતા,
નગુણાપણાથી સબડતા હતા
બંદો છુ ખાકી હુબી ખાકસાર,
કિધો રંજ મહેનતનો રોજગાર
ઘણી કીધી કોશીસ વિના કઇ મના,
અતે મે જાણ્યુ, છે સહુ ફના

આ દુનિયા છે તન પાંચ દિનની તમામ,
નથી મુજ તન-મનને લાએક મૂકામ
છૂટી રંજમાથી બને શાદમાન,
છે એજ ઉમેદ મહારી મહાન
હવે મારી ખાએશ બર લાઉ છુ,
તજી તખ્તે કિયાની હુ જાઉ છુ
તમે રંજ ભારી લિધો મૂજ થકી,
બક્ષેસ મલશે બેસુલ નક્કી
વલી જેનો મુજપર આધાર છે,
કદરદાન તેમનો કિરતાર છે
કરશ હાલે-નેકી ત્યા હુ બયાન,
કદરનો છે બુજનાર બુલંદ યઝદાન
આ મારી મિલકત, ખજાનો મહાન,
એ બક્ષેસ તમુને ઓ ઇરાનીયાન

## કએખુશરૂએ ઇરાનની શાહી લોહરાસ્પને આપવી.

બીજે દિવસે બામદાદ થતાજ પાદશાહ કએખુશરૂ પોતાના તખત ઉપર બેઠો, અને પોતાના માનીતા પેહલવાન બેજનને હુકમ કીધો, કે લોહરાસ્પને કોલાહ પેહરાવી દરબારમે હાજર કરે આ ફરમાન મુજબ પેહલવાન બેજન લોહરાસ્પને કોલાહ સજાવી પોતાની સાથે દરબારમા લઇ આવ્યો પાદશાહ કએખુશરૂએ પોતાનો હાથ લંબાવી, લોહરાસ્પનો હાથ પોતાના હાથમા પકડી તેની તારીફ કરવા લાગ્યો ત્યાર પછી પોતે પોતાના તખત ઉપરથી નિચે ઉતરી, પોતાના માથા ઉપરનું શાહી તાજ કાહડી, તે લોહરાસ્પને સ્વાધીન કરી ઇરાંન સર-જમીનના પાદશાહ તરીકે તેને જાહેર કરી દુવા ગુજારી કે "આ ઇરાનનુ તાજ તુને મુબારક થજો, અને તમામ જેહાન તારી તાબેદાર થજો આ મારૂ શાહી તાજ, તખ્ત, અને ખજાનો આજથી હુ તારે સ્વાધીન કરૂ છુ તુ રાસ્તીથી અમલ કરજે, અને રાસ્ત ઇનસાફથીજ તુ ફત્તેહમંદ અને ખુશાલ રહી શકશે"

એ પછી કએખુશરૂએ પોતાના તમામ પેહલવાનો અને દરબારીઓને લોહરાસ્પને ઇરાનના પાદશાહ તરીકે કબુલ કરવા, અને માન આપવા ફરમાવ્યુ. પણ આ વાત તમામ દરબારે પસંદ કીધી નહી, અને લોહરાસ્પને શાહી માન આપવા ના પાડી, એવી નેમનુક માટે વાંધો લીધો એવા સંજોગ વચ્ચે દસ્તાને જાલે, લોહરાસ્પની ઇરાંનના પાદશાહ તરીકે કરેલી નેમણુક સામે સખત વાંધો ઉઠાવી, તેને પાદશાહ તરીકે કબુલવા સાફ ના પાડી[1]

---

૧ ઇરાનની ગાદી કએખુશરૂએ લોહરાસ્પને આપી તેની વિરૂધ ઘણાક ઇરાની પેહલવાનોએ વાંધો લીધો હતો, અને બુઝોર્ગ જાલેજર પણ તે વાંધો લેવામા સામેલ થયો હતો આ સબબને લીધે પાછલથી જાલના વારેસો અને લોહરાસ્પના વારેસો વચે મોટો મિનાકેસો બરપા થયો હતો, અને મોટી લડાઇઓ થઇ હતી, જેમા જાબુલના નામીચા પેહલવાનો મારયા ગયા હતા (શાહનામુ દસ્તુર મીનોચેહર)

બુઝોર્ગ જાલની દલીલને દરબારમા હાજર રહેલા તમામ દરબારીઓએ એક મતે ટેકો આપી, લોહરાસ્પની ફરમાબરદારી કરવા, અને તેના અમલ દરમિયાન લડાઇમાં ઉતરવા સાફ ના પાડી પાદશાહ કએખુશરૂએ જાલેજરને ખુલાસા વાર દલીલ કરી લોહરાસ્પની ઇરાનના પાદશાહ તરીકે નેમણુક કરવાના સઘળા કારણો કહી સમજાવ્યુ કે "લોહરાસ્પ જમશેદ પાદશાહથી ઉતરી આવેલી દીનનો પાલનાર યજદા પરસ્ત છે, અને પરવરદેગારે મને એવીજ બશારત કીધી છે, કે ઇરાનની શાહી લોહરાસ્પને આપવી વલી એ પાદશાહ હોશગનો નબીરો છે તે પીશીન અને કએકોબાદની તોખમનો છે, અને દાનાઇથી ભરપુર છે વાસ્તે તમો સહુ એને પાદશાહ તરીકે કબુલો જે કોઇ મારા ફરમાનથી સર ફેરવશે, તેની તમામ મેહનત મારી આગલ ફોકટ જશે

બુઝોર્ગ જાલે કએખુશરૂના સખુનો સાભલ્યા પછી પોતાની બજીદી છોડી, લોહરાસ્પને નમી તેના ઉપર દુવા ગુજારી કહ્યુ, કે "તુ આલમમે સર્ફરાજ થજે, તુ હમેશ બરકરાર રહેજે, પાદશાહ કએખુશરૂ સિવાય તુ પાદશાહી તોખમ ધરાવે છે, એમ હમો જાણતા નહી હતા તુને ઈરાનનુ તાજ અને તખત મુબારક હોજો" જાલેજરના આવા એકરાર પછી, તમામ બુજોર્ગોએ પણ લોહરાસ્પ ઉપર મોતીનો નિસાર કરી, ભલી દુવા ગુજારી, અને તેને ઇરાનના પાદશાહ તરીકે મ જુર કીધો

## કએખુશરૂનુ પોતાની ચાર મહાબુઓને મલી કાયમની જુદાઇમાં જોડાવા જવુ.

પાદશાહ લોહરાસ્પને ઇરાનની ગાદી આપ્યા પછી, પાદશાહ કએખુશરૂ પોતાના મેહલમા ગયો, અને તેની ચાર મહાતાબ ચેહરેની પાકદામન બાનુઓને બોલાવી તેઓને ભેટી, આંખમા આસુ લાવી બોલ્યો કે: "હવે આ તન-પાચોંદિવમની દુનિયા હુ છોડી જાઉ છુ, અને ફરીથી આ દુનિયામા તમુને જીવતો કદીબી મલી શકનાર નથી"

આ દુ ખભરી ખબર સાભલી, તે ચારે મહાબુઓ દર્દમદ દીલે રડી પડી, પોતાના તન પરના સ ગારને ચીરી નાખવા લાગી, અને પોતાના સુદર બાલોને પીખી, તોડી નાખી, હા-વ-જારી કરતી વિલાપ કરવા લાગી તેઓની એવી હાલત જોઇ કએખુશરૂ તેઓને દિલાસો દેવા બોલ્યો કે

દુ ખી હાલ જોઇ કહે શહેરિયાર
"ધરો ધીર, રડો ના, બની ગમખાર
એક રોજ તમો આવી મલશો મને,
પિછાની જશો જ્યારે તમ હકને
દુવા હુ ગુજારશ સહુ તમ થકી,
મિનોઇમે આખર મલશુ નકી
કહાં છે ઔલાદે જમ દુખતર,
કહા છે મારા સુરા નામેવર
ગઇ કાંહ ફિરગીજ મા માહરી,
ફિધી પાર 'જીહુન' જેણુ તરી
ગઇ દુખ્તરે દુર કહાં 'આફ્રીદ',
જોઇ જેને 'નાહીદ' થતો નાઉમીદ
થયા જેર જમાનાથી એ સહુ તમામ,
સુતા ખાક અ દર કરીને મુકામ
સદા ખાક અ દર બિછાનુ થયુ,
પડે નહિ નજર કાંહ ઠિકાનુ થયુ
ન જાણુ વસે બ્હેશ્ત દોઝખમા,
ભરૂસો હુ રાખુ હવે હકમાં

આ રીતે પોતાની ચારે નામવર બાનુઓને દિલાસાના સખુનો કહી, તેઓથી કએખુશરૂ જુદો પડયો, અને લોહરાસ્પને બુનાવી કહ્યું કે "આ મારી પાક તન ચાર મહાબુનોન જયા સુધી તું જીવતો રેહ ત્યા સુધી, દરેક જાતના સુખ અને આરામમ રેહવા દેજે, અને તેઓની દરેક રીતે પાસ્બાની કરજે" ત્યાર પછી કએ-ખુશરૂ પોતાની ધારેલી સફરે જવા નિકલ્યો તેની સાથે ઇરાનમાંથી સરદારો, બુજર્ગો અને દાનાવો પણ જવા નિકલ્યા બુજર્ગ જાલ, જેહા પેહલવાન રૂસ્તમ, ગુદર્ઝ, ગેવ અને બેજન, ઘસ્તહમ તથા ફરીબોર્ઝ અને તુસ મલી આઠ જન કએખુશરૂના આગી રેહબર તરીકે તેની સાથ ગેહા

આ આખો રસાલા, એક લાંબી સફર કીધા પછી, એક મોટા પાહાડને મથાળે, તેની ટોચ ઉપર જઇ પુગ્યો ત્યા એક અઠવાડીઆ સુધી સઘનાઓએ આસાએશ લીધી અને દર્દમંદ દીલે પોતાની આંખોમા પાણી લાવી કએખુશરૂ બોલ્યો કે —

"હવે લેઓ મહારી તમો સહુ સલાંમ,
મલીલા મને તમ ઓ નેકનામ
જુદાઇના વખતની આવી ઘડી,"
બની આખ બને આંસુ ભરી.
લિધાં સહુને ચુંબન, બગલગીર કરી,
દુઃખી થાયો દીલથી અને રડી
જોઇ હાલ હજારો રડે જાર જાર,
રડે મર્દો સાથે હજારો નાર
પૂકારો સુણી થાઇ આજેજ જમીન,
જીગર પાહડોનાંબી થયા ચીન-ચીન
રડી રઇયતે એમ પુકારી કહ્યુ
"અરે ઓ ખુશરૂ તુને શુ થયુ
તજી જાય છે કાહ ઇરાનને,
વિના કારણે કા તજે જેહાંનને.
અરે શાહ હમારા ગઇ કાહ હોશ,
કહી શુ ગયો કહે તુને સરોશ"

* * *

કએખુસરૂએ પોતાની રઇયતને જવાબ દેવો.

કહ્યું પાદશાહે: "સુણો નામેવર,
મલી સહુ કરો તમ ખુદાના શુકર.
૬૧૦૦
દુઃખી ના કરો તમ દીલને જરી,
મોડે કે વેહલ્લે મલશુ ફરી.
સુણો મેહરબાંનો, અજીજ દીલદાર,
હવે તમ સિધારો, તજી, શહેરિયાર
સબબ મારો મારગ છે બહુ ખરાબ,
રાહ છે ગજબથી ભરી બેહિસાબ
મુશ્કીલ મંજલ ભયકાર છે,
તપે તાપ સરપર ખુંખાર છે
અજબ ધરતી અંદર અંગાર છે,
જલનથી જમીન કુલ બિસ્માર છે.
જમીન એવી જાલમ, અજબ ગાભ છે,
નહિ ઝાડ, ફળ-પાત, બીઆબ છે."
સુણી આ સુખનને ગોદરેઝ વીર,
લઇ જાલેજર સંગ રૂસ્તમ દલીર
રવાના થયા ત્યા મુકી શહેરિયાર,
બની ગમજદા, દુખ હર તાર-તાર
મગર તુસ અને ગેવ, બેજન વીર,
રેહા શાહ સાથે ધરી હામ ધીર
દિવસ એક કીધી સફર શાહ સાથ,
મુસીબતથી આજેજ થયા નેકજાત.
કહ્યુ શહેરિયારે "પડી રાત છે,
આરાંમ બેશક જરૂરિયાત છે
ઘશે જ્યારે કાલે બડી બામદાદ,
પામશ હું મુજ દીલની મુરાદ
તમોથી મહારી જુદાઇ થશે,
મગર સંગ સરોશ આશ્નાઇ થશે
હવે તો બેશક પડી રાત છે,
પડો ખુશ નિન્દે ખુદા સાથ છે"

તે વેગન વનમા પાદશાહ કએખુશરૂ પોતાના પેહલવાનો સાથ રાતના જમીન ઉપર પોતાના બિછાણા કરી સુતો રાત અધુરી પુરી થવા આવી બુડી બામદાદ પડે, અને ખુરશે પોતાનો તેજસ્વી પ્રકાશ બાહાર પાડી તે વેરાનને રોશન કરે, તે આગમજ કએખુશરૂ જાગી ઉઠયો, અને નિન્દમા પડેલા પોતાના પેહલવાનોને જગાડી, બિદાર કીધા પાદશાહ કએખુશરૂનો અવાજ સાભલી સઘલા પેહલવાનો જાગરૂત થયા, અને કએખુશરૂની આગલ નમન કરી ઉભા કએખુશરૂએ તેઓને કહ્યુ કે —

"ઉઠો પેહલવાનો, સુરા હલીર,
થયો વખ્ત મારો સુણો નામગીર
હવે છે મહારી આખર સલામ,
ખુદા પાર પાડે તમારા કામ
તલુ થાશે ખુરશેદ પુર તાબમા,
ન જોશો મને તમ સિવા ખાબમા
જજો સહુ તમો આ તજી વનને,
ના મુકી જતા કોઇબી જનને
સુણો તમ કહુ જે સુખન ધ્યાનથી,
નિકલી જજો આ બિયાબાનથી
થશે કાલ રોજે તુફાની પવન,
ગરજશે ગાજી ગગડી ગગન
તુફાન એક જબરદસ્તનો છે સમો,
ન રેહતા કોઇબી જગે આ તમો
ગગન થાશે એકદમ ગરજી સિહા,
પડી જઇ ભુલા, ભુલશો રાહા"
સુણી રંજીદા સહુ થયા પેહલવાન,
બચાવે હવે કોણ સિવા યઝદાન

કએખુશરૂનુ નજર-ગયેબ થવુ.

ખતમ થઇ સિહાઇ સિહા રાતની,
તલુ થઇ સવારી પરભાતની.
કિધી જગ ઝલકતી ખુરશેદ પાક,
દરૂજી થઇ તેથી નાબુદ ખાક
નજર પેહલવાનોએ ચોગમ કરી,
સુરત શાહ ખુશરૂ નજર નહિ પડી
નજરથી થયો ગુમ શાહે કિયાન,
મલી ચોતરફબી ના કઇ નિશાન
હુડી સહુ રેહ્યા તે બિયાબાનમા,
ન હુસ્તી જણાઇ તે વેરાનમા
રડી સર કૂટી સહુ પૂકારી કહે
'ગજબ આએ ભારી કેમ હમ સહે
અફસોસ ઓ શાહુ આલીવિકાર,
અફસોસ કહા છે ઓ રોશન દિદાર
આ હા-વ-જારી સુણો શહેરિઆર,
તજી ખાબે ગફલત થા તુ બિદાર
અફસોસ બુનિયાદે અવ્વલ ગોહર,
અફસોસ તહારી દલેરી ઉપર.
તુ જીવતો ખુદા પાસ ચાલી ગયો,
હમુને તુ પાલી ઓ વાલી ગયો
દલેરના દલેર તુ મૂકી કા ગયો,
હમારી મોહબત ચુકી કા ગયો
સદા કએખુશરૂ સુણો તો જરી,
વિસારી દિધી કેમ હમ દીલભરી
કહો દરખતો પુછીયે કરગરી,
છે જીવતો શાહ કે ગયો છે મરી
કહે ઓ જમીન છે કહા ખુશરૂ,
ગળી તુ ગઇ શુ તે ખુબરૂ
અરે આસ્મા કેમ નથી બોલતુ,
જરા ભેદ ખુશરૂ તણો બોલ તુ"

કએખુશરૂએ કરેલી આગાહી પ્રમાણે ભયકાર તોફાનનુ બરપા થવુ, અને સઘલા પેહલવાનોનુ તેમા નાશ પામવુ.

એ રીતે પાદશાહ કએખુશરૂ, પોતાના તમામ પેહલવાનોની રૂબરૂ જોતા જોતામા, બામદાદની રોશનીનો પ્રકાશ રાડ થતાજ એકાએક સઘલાઓની નજર સામે ગયેબ થઇ અદ્રષ્ય થઇ ગયો તમામ પેહલવાનોની ત્યારેજ ખાતરી થઇ કે જે

સખુનો કએખુશરૂ તેમને કેહનો હતો, તે બિલકુલ ખરા પડયા સઘલા પેહવાનોએ તે વેરાન વનમા કએખુશરૂની વણીબી શોધ કરી, પણ તેઓની સઘલી મેહનત બરબાદ ગઈ અને સઘલા પેહલવાનો થાકથી બેજાર થઇ અફસોસ લેવા બેઠા, અને હવે તેઓ કએખુશરૂના હકમા દુવા ગુજારવા લાગ્યા

પેહલવાન ફરીબોર્ઝે હવે સઘલઓને કએખુશરૂએ કરેલી તુફાન વિશેની આગાહીની યાદ આપી, તાકીદે સફરની મજલ પુરી કરવા કહ્યુ, પણ પેહલવાનો થાકલા હોવાથી તેઓએ એકદમ કુચ કરવાનો વિચાર પડતો મુકયો, અને પોતાને ચહડેલી થાક ઉતરે ત્યા સુધી ત્યાજ થોડો વખત થોભી જવા જણાવ્યુ તેઓ સઘલા ગમખાર દીલે એકઠા થઇ કએખુશરૂના બાબમા વિચાર ચલાવવા બેઠા, પણ તેવામા આસમાનનો રંગ એકાએક ધીમેધીમે બદલાવા લાગ્યો

એકાએક ગગડાટ ગગન પર થયો,
પવન જોરમા ખુબ વાઇ રહ્યો
ઘટા કાલી છાંઇ ગગન અધકાર,
વરસી રહ્યુ ત્યા બરફ બીશિયાર
જમીન જેર થાઇ, મયદાન ઉજાર,
જમા થઇ બરફના ઉભા ત્યા પહાડ
સિતલ હીમથી સહુ રહ્યા ઠરઠરી,
રખે જાય સઘલા બરફમે મરી
મગર આવી ઉભી કજાની ઘડી,
બરફમા અજલ આવી સામે ખડી

ઉપર ભારી સિતલ, નિચે ઠડગાર,
થયા મોતને સહુ શરણુ નામદાર.
દલીરો બરફમા ડટાઇ ગયા,
અજલ જોઇ સહુ ગશ ખાઇ ગયા.
શરણુ મોતને સહુ થયા પેહલવાન,
ગયા તનથી નિકલી રોશન રવાન

* * *

જફાકાર જાલમ કજાનો જુલમ,
કિધા મુજ વાહલાઓને તે કલમ
અહા તારી થાજો ફના ધરતી પર,
છે લિયાનત તહારી સદા ભરતી પર.

એ રીતે પાદશાહ કએખુશરૂ આ દુનિયામાથી નજર ગયેબ થાયો, અને એ રીતે તેની સાથ ગયેલા નામીચા પેહલવાનોનો બરફના તુફાન અંદર નાશ થયો

જાલ અને રૂસ્તમ જે એક દાહડો આગમજથી શાહ કએખુશરૂને મુકી છુટા પડયા હતા, તેઓ પેલા પાહડને મથાળે પોતાની પછવાડે આવતા પેહલવાનો માટે ત્રણ દિવસ સુધી ઠોબ્યા, અને ચોથે દાહડે જ્યારે તેઓ પાછા ફરયા નહી, ત્યારે તેમની સલામતી માટે તેઓ ફિકરમદ બની ગભરાટમા પડયા ગોદર્ઝ પોતાની છાતી કુટી બાલ પીખવા લાગ્યો, અને પોતાના દીકરા ગેવ અને બેજન માટે વિલાપ કરી ડકલવા લાગ્યો, કેમકે તે હવે સમજવા લાગ્યો, કે કએખુશરૂએ જે બરફના તોફાન માટે આગાહી કરી હતી, તે તુફાનમા બેશક સઘલા પેહલવાનો ડટાઇ ગયલા હોવા જોઇયે

એ પછી તેઓ સઘલા ગમખાર દીલે વિલાપ કરતા રાજધાની શેહરમા પાછા ફરીયા, અને પીયાદા સીપાહીોની એક ટોલીને તે જગલની નિશાણી આપી, બરફ હેઠલ ડટાઈ ગયલા પેહલવાનોની લાસોને શોધી કાહાડી લાવવા રવાના કીધા.

તે સિપાહીોએ પોતાનુ કામ ફતેહમદી સાથ બજાવ્યુ બરફના ટેકડાઓ હેઠલથી તે બહાદુર પેહલવાનોની લાસોને તેઓએ ઇફાજતથી બાહાર કાહડી, ઇરાન તરફ લેઇ ગયા ત્યા દરેકને માટે જુદાં જુદા દોખ્મા બનાવી, તેઓને હમેશગીની આરામ ગાહને સ્વાધીન કીધા



# ગુશ્તાસ્પ અને અર્જાસ્પ.[૧]



### જરથોસ્તી ધર્મની પવિત્ર લડાઇઓ.
### "નવી દીન"

અહુરમઝદની પાક દીન લાવનાર અશો જરથોસ્તે કિસમ કિસમના કરેલા મોજેજાની હકિકત ઇરાનથી ઉડતી તુરાન શહેર તરફ જઇ પુગી શાહા ગુસ્તાસ્પના ફરમાનથી ઈરાનીઓએ જરથોસ્તી દીન કબુલ કીધી,[૨] અને જરથોશ્તી દીનનો નવો જમાનો ગુસ્તાસ્પના અમલ નીચેના તમામ મુલકોમા ચાલુ થયો પયગમ્બર જરથોશ્તના ફરમાનને માન આપી શાહા-ગુસ્તાસ્પે શેહરમા નવા આતશકદેહ બધાવ્યા, અને જે જુના હતા, તેમને આરાસતે કરાવ્યા જમશેદનો આતશ, જે "ખોરાસીમયામા" હતો, તેને ત્યાથી મગાવી ગુસ્તાસ્પે "દારાબગર્દ" મારા તખતનશીન કીધો સીસ્તાન, રૂમ, કોન્સ્તેન્તીનોપલ, બગદાદ, યુનાન અને હિન્દુસ્થાન વીગેરે મુલકોના આતશકદેહને આરાસ્તા કરવાના નવા ફરમાનો ગુસ્તાસ્પે બહાર પાડયા '

### બાર હજાર બલદોના ચામડાં ઉપર અવસ્તા લખાઇ

એજ વખતે પેગમ્બર જરથોશ્તે જામાસ્પ વજીરને બાર હજાર બલદોના ચામડા ઉપર સોનરી હરફે પવિત્ર અવસ્તા લખાવ્યા, જે લખાણોને સલામત રાખવાના મતલબથી ગુસ્તાસ્પે "દરબીશ્ત" ને નામે જણુાયલી જગ્યામા મોકલાવી આપ્યાં હતા

જરથોસ્તી દીન ઇરાનમા ફેનાઇ રહી, અશો જરથોશ્ત દસ્તુગાન દસ્તુર, દાવરાન દાવર અને ઇરાનના પેગમ્બર તરીકે એકમતે મજુર થયા

### બદગીથી દુખ દરદ દફે કીધા.

એજ વખતે ગુશ્તાસ્પનો ભાઇ જરીર,[૩] તેમજ તેનો બાપ પાદશાહ લોહેરાસ્પ જે પોતાનુ તખત છોડી એકાતમા પોતાની જીદગી ગુજારતો હતો, તેઓ બન્ને એક એવા

---

૧ આ વાચન ઇ૦ સ૦ ૧૯૦૯ ના એપ્રેલ માસમા ભરૂચની પારસી અનજુમનની ફરમાસથી ત્યાની પારસી પચાયતના વડા ત્રસ્ટી ખા૦ બા૦ શેઠ આદરજી મચેરજી દલાલના આમત્રણને માન આપી, શેઠ મચેરજી વખારીઆના બગનામા, તેમજ ઈ૦ સ૦ ૧૯૦૭ એપ્રીલ માસની ૨૨ મી તારીખે નવસારીમા લક્ષ્મન હોલમા, ત્યાની જ્ઞાન પ્રસારક મડલીની ફરમાસથી, તેમજ મુબઇ, કરાચી અને બીજા શેહરોમા અનેક પ્રસગો ઉપર રજુ કીધુ હતુ કરતા

૨ શાહ ગુશ્તાસ્પ ઇરાનની ગાદીએ બેઠા પછી, બુનદેહેશ કિતાબમા લખ્યા પ્રમાણે ૩૦ વરશે, પેગમ્બર જરથોશ્તે પોતાની પવિત્ર દીન જાહેર કીધી હતી

૩ જરીર પાદશાહ ગુસ્તાસ્પનો ભાઇ થતો હતો ધર્મ યુધ્ધમા એને મોટો આગેવાન ભાગ લીધો હતો દીનદુશમન અર્જાસ્પ સામે એને કરેલી સખત લડાઇના સબબે, ફ્રવરદીનના આશીરવાદમા, અને આફ્રીનમા એને નામે દુવા ગુજારવામા આવે

બુરા દરદથી પીડાતા હતા, કે તેમના સાજા થવાની આશા તબીબોએ છોડી દીધી હતી. એ દરદી અશો જરથોસ્તે બંદગી કરી સાજા કીધાથી, પેહલવાન ઝરીરે અને શાહા લોહોરાસ્પે જરથોસ્તી દીન કબુલ કીધી હતી

## 'કિશ્મરનુ ઝાડ'

ગુસ્તાસ્પે જરથોસ્તી દીન કબુલ કીધી હતી, તેની યાદમા અશો જરથોસ્તે ખોરાસાન મધે એક સરવનુ ઝાડ રોપ્યુ, જેનો ઉધરભાવ ટુંક વખતમા અજબ જેવી રીતે વધી ગયો હતો તે ઝાડ માટે કહે છે કે "તેના દરેક પાતરા ઉપર 'ગુશતાસ્પે ભલી દીન કબુલ કરી છે' એવા લેખ કોતરાયલા હતા. આ ખબર જેમ ઇરાનથી તુરાન ગઇ હતી, તેમજ તે હિન્દુસ્થાન પણ જઇ પુગી હતી

## હિન્દુ ફિલસુફ 'ચગ્રધાચ'

હિન્દુ ફિલસુફ ચગ્રવાચ, હિન્દુસ્થાનથી મુસાફરી કરતો જરથોસ્તી ધર્મનુ ખંડણ કરવા ગુસ્તાસ્પની દરબારે ગયો હતો એ ચગ્રધાચ આખા ભરતખંડમા જાણીતો હતો. કહે છે વજીર જામાસ્પનો[1] આ ચગ્રવાચ ગુરૂ હતો જરથોશ્ત વિશેની ખબર ચગ્રધાચને પડતાજ, જરથોસ્તને નજરે જોવા, તથા તેની સાથ વીચારોનો આવજો માવજો કરવા, પોતાના ચેલાઓના એક મોટા રસાલા સાથ, તે બલખ[2] શેહર ગયો હતો. બ નેની મુલાકાત થતાજ, અને ચગ્રધાચ જરથોસ્તને કાંઇબી સવાલ કરે, તે આગમજ ઇરાનના પેગમ્બરે તેના મનના વિચારો[3] જાણી લઇ, તેના સવાલના જવાબો જાહેર કરી દીધા એ તકરારમા

છે, કે: "દુશમન જદાર એદ ચુન જરીર" એટલે જરીરના જેવા દુશમનને મારનાર થજો." આવા યસ્તમા જરીરને 'અસ્પાયઓધ' એટલે ઘોડા ઉપર બેસી લડનાર કહ્યો છે જરીરને આ એલકાબ તેની એ માટેની કાબેલીયતને માટે મલ્યો હતો. એની સવારીનો ઘોડો એવો તો નામીચો બુનિઆદથી ઉતરેલો હતો, કે જ્યારે ધર્મ યુધ્ધમા જરીર મારયો ગયો, અને તેનો ઘોડો દુશમનને હાથ ગયો, ત્યારે પાદશાહ ગુસ્તાસ્પ ઘણોજ દુખી થયો હતો (ડા૦ મોદી)

આ શાહજાદાને અવસ્તામા "જઇરીવઇરી" કહે છે એનુ પેહલવી નામ 'જરીર' છે નવી દીન ખાતર લડવામા આવેલી લડાઇમા એને જે મહાન પરાક્રમો કરી બતાવ્યા હતા, તેનુ બયાન રચવા માટે લખાયલી કિતાબ 'અયાદગારે જરીરાન" ને નામે જણાયલી છે (કરતા)

૧ જામાસ્પ હવોવના ખાનદાનનો એક દાનેશમંદ પુરૂશ હતો પાદશાહ ગુસ્તાસ્પનો તે માનીતો વડો વજીર અને દસ્તુરાન દસ્તુર હતો પેગમ્બર જરથોસ્તનો તે એક માનીતો શાગેર્દ હતો. ગેરામી નામના એના એક દીકરાએ દીન માટેની લડાઇમા આગેવાન ભાગ લીધો હતો

૨ બલ્ખ યાને બલખ—ફીરદોસી આ નામીચા શેહરને "બલ્ખે-ગુઝીન" કરી ઓળખાવે છે વંદીદાદની પેહલ્લી પરગર્દમા "બાખ્ધી સ્રીરંબ્રો દ્રશામ" કરી જણાવ્યુ છે, તે એજ બુલંદ વાવટાવાલુ શેહર છે. (ડા૦ જી૦ જ૦ મોદી)

૩ પેગમ્બર જરથોશ્ત એવી રીતે સામા ધણીના મનના વિચારો આગમજથી જાણી લેવાની જે શકતી ધરાવતા હતા, તેરી શકતી આજના વખતમા અમેરીકા અને બીજા દેશોમા આજના જમાનામા Telepathy (ટેલિપથી) ને નામે જણાયલી વિદ્યાને મલતી હોય એમ જણાય છે.

ચગ્રઘાચ શીકસ્ત પામ્યો, અને તે પોતની હાર કબુલી જરથોસ્તનો ચેલો બન્યો, ત્યાર બાદ જરથોસ્ત પાસથી પાક અવસ્તા વાણીના કલામાથી એક નકલ મેળવી, તે પાછો હિન્દુસ્થાન ફરયો, અને ત્યા જઇ એસી હજાર આદમીઓને જરથોસ્તી દીનમા દાખલ કીધા

## ગોશ્તેફ્રયાન.

એક પછી તુરાની ખાનદાનના એક નબીરા "ગોશ્તેફ્રયાને" બી જરથોસ્તી દીન કબુલી હતી. એ ગોશ્તેફ્રયાનના ફરાહગો ફરવર્દીન યશ્તમા બુરી મનશનીના અખ્ત નામના જાદુગરનો જાન લેવા માટે આગાઘેલુ છે

## અખ્ત જાદુગર

અખ્ત નામનો એક જાદુગર લોકોને ભેદી સવાલો એવી સરતે પુછતો હતો, કે જેનો જવાબ આપતા તે શખસ નિશફલ થતો, તો તે તેનો જીવ લેતો હતો એવી રીતે સવાલો પુછી તે જાદુગરે ઘણાકોના જીવ લીધા હતા એ ખબર ગોશ્તેફ્રયાનને થતા, એ અખ્ત જાદુગરની સામે તેના સવાલના જવાબ આપવા તે ગયો એ તકરારમા ગોશ્તે-ફ્રયાને અખ્ત જાદુગરના ૨૭ સવાલોના જવાબ આપ્યા, અને ૨૮ મા સવાલમા વાધો પડયો અખ્ત જાદુગરનો ૨૮ મો સવાલ એ હતો, કે —

"ઓરતની મોટામા મોટી ખુશાલી શામા હોય છે ?"

ગોશ્તેફ્રયાને જવાબ દીધો કે —

"ઓરતની મોટામા મોટી ખુશાલી તેના ખાવિંદની સગતમા હોય છે"

આ જવાબ પેલા જાદુગર અખ્તે ના કબુલ કીધો, અને કહ્યુ કે.—

"ઓરતની મોટામા મોટી ખુશાલી સારા સારા કપડા અને ઘરેણા પહેરવામા હોય છે"

ગોશ્તેફ્રયાને આ જવાબ કબુલવા ના પાડી, અને બન્ને વચ્ચે વાધો પડયો. અખ્ત જાદુગરે આ વાધાનો નિવેડો લાવવા, ગોશ્તેફ્રયાનને સમજાવી કહ્યુ કે—"તુને જો મારો ખુલાસો નામંજુર હોય, તો એ સવાલનો ચુકાદો તારી બેહન, જે મારી ભાઈડી છે, અને જે કદીબી જુઠુ બોલતી નથી, તેની પાસે મેળવ્યે જે ચુકાદો તે બાનુ આપે, તે મને કબુલ છે" બને જન તે નેક બાનુ પાસ ગયા, અને તકરારી સવાલથી તેણીને રોશન કીધી. તે નેક બાનુએ વિચાર કીધો કે, "જો ધણીની વિરૂધ બોલીશ, તો તે મારી ઉપર જુલમ ગુજારશે અને જો ભાઇની વીરૂધ બોલીશ તો તે તેનો જીવ લેશે વળી જુઠુ બોલીશ તો ગુનેહગાર થઇશ, પણ સાચુ બોલતા જીવ જશે, તો પવિત્ર થઇશ" એમ વિચારી તે નેક અખ્ત નારે જવાબ દીધો કે.—"ઓરતના મોટી ખુશાલી જાત જાતના કપડા અને ઘરેણા પહેરવામા છે, પણ ખાવિંદની સગતમા મળતી ખુશાલી સૌથી મોટી છે"

આ ચુકાદો સાભળી, બદ મનશનીના અખ્ત જાદુગરે તે નેક અખ્ત નારનો જીવ લીધો

સર્વે સવાલો આપ્યા બાદ, ગોશ્તફ્રયાને કરાર મુજબ અખ્ત જાદુગરને સવાલો પુછ્યા, તેના જવાબ તે આપી શકયો નહી, અને તે ઉપરથી ગોશ્તફ્રયાને સરત મુજબ તેનો જીવ લઇ, પોતાના દેશીઓને તેના જુલમાતમાથી બચાવી લીધા તે ગોશ્તફ્રયાને જરથોસ્તી દીન કબુલી, કે જે એક જાણીતા તુરાની ખાનદાનનો નબીરો હતો.

## જરથોસ્તી ધરમની જીહાદ

અહુરમજદનુ ફરમાન જરથોસ્ત સાહેબને એવુ હતુ, કે ભલી મજદીયશની દીન દુનિયામે ચારો તરફ ફેલાવી એટલે જરથોશ્તી બલામતુથી પાદશાહ ગુસ્તાસ્પે તે કામ મેગ પાયા ઉપર ચલાવવાની શરૂઆત કરવા માટી પેહલા ગુશ્તાસ્પે દીનનો ફેલાવો કરવા મટે તુરાન તરફ નજર ફેરવી, અને ધરમની જીહાદનો[1] જરથોસ્તી દીન ખાતર પુકાર ઉઠાવ્યો (1)

### જરથોશ્તી દીનની જીહાદનો પેગાંમ તુરાંનમાં પુગવો.

પુગી જ્યારે એવી તુરાને ખબર,
કે થઇ છે ધરમની નવી કઇ જીકર
જીકરનો છે કરનાર જરથુશ્ત એક,
નવો છે ધરમ ને વિચાર વિવેક.
૬૨-૦
ગયા દેવયશનીઓ લાખો ફરી,
ગયા તેઓ જરથોશ્તી દીનપર મરી

ધરી હાથમે દિન અને તલવાર,
ઇરાને ઉઠાવ્યો લડાઇનો પુકાર
બની લાલ ગુસ્સાથી શાહે તુરાન,
હુકમ કીધો લશ્કર જવાને ઇરાન
કિધી ફોજ તૈયાર પયદલ સંગ,
કરવા જરથોશ્તીઓને બતંગ

રવાના લશ્કર કિધુ લાખ ત્રણ,
કપટ 'ને કિનાની ધરી દીલ અગન . (2)

### ગુશ્તાસ્પનો અરજાસ્પને પયગામ.

જરથોસ્તી દીનની તવારીખ કહે છે, કે ગુશ્તાસ્પ શાહે જરથોસ્તી દીન કબુલ કીધા પછી સતર વરશે ધર્મની આ પવિત્ર લડાઇ તેણે ઉઠાવી હતી એ લડાઇનો પેગામ અરજાસ્પને મલતાજ તેણે એક જબરૂ લશ્કર ઇરાન તરફ મોકલવાનો હુકમ કીધો, અને ગુસ્તાસ્પે મોકલાવેલા પેગામનો જવાબ તેણે મોકલ્યો કે :-

"અએ ગુમરાહ અને ગાફેલ ગુસ્તાસ્પ શાહ, તુએ ખરી દીનથી તારૂ સર ફેરવ્યુ છે, અને પેલા તારા નવા પેગમ્બર જરથોસ્તની રીમવણી પ્રમાણે ચાલી મારા જેવા મીત્ર તરફ તુ બેવફા થયો છે, તો તુને તારી એવી સરકશીનો બદલો એકદમ હુ ચખાડુ છુ તારો બાપ લોહારાસ્પ ખુદાની સિતાયેશ કરવા રાજ છોડી એકાંતમાં ગયો, ત્યારે તુએ આવો પાપી અને પાખંડી માર્ગ અખત્યાર કીધો ? એ તારી ગુસ્તાખી તોડવા, હુ તૈયાર છુ, અને તારા રાજ અને તુને પાયમાલ કરવા હવે હુ જરાબી વિલંબ લગાડનાર નથી"

### અર્જાસ્પના તુમાખી પેગાંમનો ગુશ્તાસ્પે વાલેલો જવાબ.

"અવલ જબા પર ધરી રબ નામ,
બાદઅઝ તૂપર લખુ પયગામ
કરી દમ તૂમાખી તૂ મુજસે કરે,
નહિ શાહ ગુશ્તાસ્પથી તુ ડરે

કરૂ બંધ તારો હુ એકદમ ગરૂર,
નાબુદ કરૂ તારી ઓલાદે તુર
હવે દોર જોઇ લે તુ જરથોશ્તીનો,
ખતમ કરશુ દીન તારી કુલ હસ્તીનો

---

૧ પાવત્ર લડાઇઓ, ધર્મ યુધ્ધ શાહનામા પ્રમાણે જોતા પાદશાહ ગુશ્તાસ્પના રાજમા બનેલા મુખ્ય બનાવોમા, જરથોસ્તી ધર્મ માટે થયલા ત્રણ મહાભારત યુધ્ધના બનાવો હતા આ યુધ્ધ ગુસ્તાસ્પ પાદશાહે જરથોશ્તી દીન કબુલ કરવાને લીધે થયા હતા આ મહાભારત યુધ્ધના બારીક હેવાલ માટે જુવો મારૂ પુસ્તક "જરથોશ્તની જીંદગી અને જમાનો" (કર્તા) દીનકર્દના સાતમા દફતરમા જણાવ્યા પ્રમાણે, ધર્મ યુધ્ધમા ગુશ્તાસ્પની દીન ફેલાવવાના કામમા મુખ્ય મદદ કરનારા આ પુરૂશોમા જામાસ્પ, ફરશોસ્તર, જરીર અને અસ્ફન્દીયાર હતા (ડા૦ જી૦ જ૦ મોદી)

જગાડુ છુ યઝદાપરસ્તીનુ જગ,
જે નામે ને કામે છે શીરો પિલગ
હમો છેયે તૂખ્મે ફરેદુનથી,
નથી હમ ઇરાંની તૂરક ખુનથી
પેહલવાંનો મારા છે પુર તાબ,
સાચા ને સીધ્ધા બળ બેહિસાબ
સદા જેની જગે સાબુત રિકાબ,
જોઇને હરીફો બને લાજવાબ
છે દીન જરથોશતી પાલનાર,
દુખી દીલના દુખને ટાળનાર
નવી દીન કરે છે ફરમાન એક,
મનશની, ગવશની, કુનશની નેક
છે દીન •જરથોશ્તીનો એ કરાર,
વિચારો, ઉચારો, કરો નેક કાર

હસ્તી ને નિસ્તીનો એકજ ખુદા,
જાહેર 'ને બાતેન વસે છે સદા
નહી દીન હમારી કરે જો કબુલ,
થશે તારી શાહી 'ને ઇજત ધુલ
અગર હોય ચાહતો નહિ દુખ ગઝન્દ,
કબુલ કર તુ યઝદાપરસ્તી પસન્દ
અગર તુ કરે દેવયશ્ની મનન,
આ ફાનીમે મલશે ન તૂજને કફન
જરીર મારો ભાઇ છે નામી સવાર,
રૂઇન્તન બેટો છે અસ્ફન્દયાર
સજી અગ બખ્તર નિકલશે બહાર,
કરશે ખલક તારી કુલ ખારજાર
જગાડી છે જરથોશ્તી દીનની જીહાદ,
છે મારી આગન તુ શુ બિસાદ"

આ સઘળાનું પરીણામ જરથોસ્તી દીનને માટે ઉઠાવેલી જીહાદની લડાઇમા આવ્યુ તુરાનના પાદશાહ અરજાસ્પે ત્રણ લાખ સવારો એકઠા કરી એક લશકર ભેગુ કીધુ, અને આખા લશકરની સરદારી પોતાના ભાઇઓ 'કોહરમ' અને 'અન્દરીમાન' ને આપી, જીહુન નદીના કીનારા તરફ તે લશકર રવાના કરવાનો હુકમ કીધો

### જરથોશ્તી લશકરની ગોઠવણ.[1]

જરથોશ્તીઓ કાંઇ બેસી રહયા નહી હતા શાહ ગુસ્તાસ્પે પણ એક મોટુ લશકર ઉભુ કીધુ, અને નવી દીનની જીહાદને ખાતર તે તુરાનીઓ સામે થવા મયદાન પડયો

૧ પાદશાહ ગુસ્તાસ્પે પોતાના ભાઇ જરીરને બોલાવી મગાવી, ગાવેયાની ઝુન્દો તેને સવાધીન કરી, તેને લશકરનો વડો સીપાહસાલાર નેમ્યો અને પચાસ હજાર સ્વારોનુ લશકર તેને હસ્તક સોપ્યુ.

૨ પોતાના દીકરા અસ્ફન્દયારને બીજા પચાસ હજાર સવારોનુ એક બીજુ લશકર સોપ્યુ, અને તે લશકરની જમણી બાજુએ મયદાન ઘેરી ઉભો.

૩ તેવીજ એક નામીચા સવારોની ટુકડી ગુસ્તાસ્પે પોતાના ત્રીજા દીકરા શેદસ્પની સરદારી હેઠળ મયદાનની ડાબી બાજુએ રવાના કીધી, અને તેની સાથે વજીર જામાસ્પના બેટા ગેરામી અને પોતાના દીકરા અર્દશીરને રાખ્યા

૪ નસ્તુર[2] જે જરીરનો દીકરો થતો હતો, તેને લશકરનો પાછલો ભાગ સ્વાધીન કીધો

૫ આ સઘલી લશકરની ગોઠવણુ કીધા બાદ, શાહ ગુસ્તાસ્પ પોતે એક ઉચી જગે પોતાના લશકર સાથ જઇ જગે મયદાનનો મહીમા જોતો ઉભો

૧ જરથોશ્તી અને તુરાની લશ્કરોની ગોઠવણુના બે નકસા ડાο જેકસનના Zoroaster, the Prophet of Ancient Iran માથી ઉતારી લીધા છે

૨ નસ્તુર અવસ્તાનો 'બસ્તવઇરી'

## જરથોશ્તી લશ્કરની

### ગોઠવણનો નકશો

ગુશ્તાસ્પના દીકરાઓ } અર્દશીર અને શેદાસ્પ

ગેરાંમી, વજીર જામાસ્પનો દીકરો

અસ્ફંન્દયાર.

(ગુશ્તાસ્પનો દીકરો)

| ( લશ્કરની સંખ્યા આપી નથી ) | ૫૦,૦૦૦ લશ્કર સાથે |
|---|---|

ઝરીર ( ગુશ્તાસ્પનો ભાઇ )

લશ્કરનો સિપાહસાલર

| ૫૦,૦૦૦ લશ્કર સાથે |
|---|

| લશ્કરનો મોહટો ભાગ |
|---|

નશ્તુર ઝરીરનો દીકરો.

( હરોલના લશ્કર સાથે. )

## તુરાંની લશ્કરની
## ગોઠવણનો નકશો

**ખશાશ**
અર્જાસ્પનો દીકરો
લશ્કરના આગલા ભાગ સાથી

એક લાખ સવારોનુ
લશ્કર

**બીદરફ્શ**
એક લાખ લશ્કર અને
ઝુન્ડા સાથે

**ગર્ગસાર**
લશ્કરનો વડો
સિપાહસાલાર.
એક લાખ લશકર સાથ

**અહરીમાન**
અર્જાસ્પનો ભાઈ

૧૫૦૦૦ લશ્કર સાથે

**અરજાસ્પ**
તુરાનનો પાદશાહ
વચલા મોટા લશ્કર
સાથ

૧૫૦૦૦ લશ્કર અને ઝુંડા સાથે

**કુહરમ**
અર્જાસ્પનો ભાઈ

હગેલર્ના લશ્કર
સાથે

**હુશદીવ**

## તુરાંની લશકર.

૧ તુરાનીઓનુ લશકર સુમારે ત્રણથી ચાર લાખનુ હતું. અરજાસ્પે એક લાખ સીપાહોને આગળી હરોલમા લશકરને મુખડે રાખ્યા

૨ બીદ્રફ્ષ નામના પેહલવાનને વરૂની આકૃતીવાલો ઝુન્દો આપી, એક લાખ સવારોના લશકર સાથ, તેને મયદાનની ડાબી બાજુની સરદારી આપી

૨ ગુર્ગસાર પેહલવાનને બીજુ એક લાખ લશકર સ્વાધીન કરી, તુરાની ઝુન્દા સાથ જગના મયદાનની જમણી બાજુ ઘેરી લેવાનો હુકમ કીધો

૩ અર્જાસ્પે પોતાના ભાઇ અન્દરીમાનને પચાસ હજાર લશકરનો સરદાર બનાવ્યો, અને લશકરના મધ્ય ભાગમા તેને પોતાના ડાબા હાથ ઉપર રાખ્યો.

૪ કોહરમ નામના પોતનાા બીજા ભાઇને તેટલુજ લશકર અને ઝુંન્દો આપી તેને પોતાના જમણા હાથ ઉપર રાખ્યો, અને પોતે બનેના લશકરોની વચમા રહ્યો

૫ હુશદીન નામના પેહલવાનને તમામ લશકરની પાછલના ભાગ ઉપર દેખરેખ રાખવા મુકરર કીધો

## જીહાદની પેહલ્લી લડાઇ.

જરથોસ્તી દીનની આ પેહલી લડાઇ 'જીહુન' નદીના કીનારા ઉપર થઇ હતી આજના જમાનામા એ 'ઓકસસ નદી'ને નામે જણાઇ છે એ પેહલ્લી લડાઇમા જરીર, તેનો દીકરો 'બસ્તગ્ર' અને 'શાહજાદો અસ્ફંન્દીયાર' મોટી નામદારી મેળવે છે.

## જામાસ્પે લડાઇના પરીણામ માટે આગાહી વર્તવી.

જગનુ મેદાન ગાજી રહે છે ગુસ્તાસ્પનુ લશકર જગનુ મેદાન ઘેરે છે. લડાઇની શરૂઆત આગમજ, શાહ ગુસ્તાસ્પ વજીર જામાસ્પને[1] નજુમ જોઇ આગાહી વર્તવા હુકમ કરે છે વજીર જામાસ્પ દલગીર થઇ આગાહી વર્તવા ના પાડે છે, અને કહે છે, કે —"એ આગાહી જાણ્યાથી તું ઘણો નારાજ થશે, અને મને તુ નુકસાન કરશે."

શાહ ગુસ્તાસ્પ પોતાના દીકરા અસ્ફન્દીયરના જીવના કસમ ખાઇ જામાસ્પને

૧. આ જામાસ્પની દાનેશમદી અને કાબેલીયત માટે 'ઐયાદગારે જરીરાન'મા લખે છે કે: "પાદશાહ ગુસ્તાસ્પે તેનાથી લડાઇનુ સેવટ કેવુ આવશે તે જણાવવા માટે જયારે હુકમ કીધો ત્યારે તેણે કહ્યુ કે 'જામાસ્પ, હુ જાણુ છું, કે તુ કેવો દાનેશમદ નજુમી છે તુ એવુ કેહી શકે છે, કે વરસાદ જયારે દસ દાહાડા આવે છે, ત્યારે કેટલા છાટા જમીનપર પડે છે, અને છાંટાની ઉપર છાટા કેટલા પડે છે! વળી તુ એબી કેહી શકે છે, કે કયા ઝાડો ખીલશે, કયુ ઝાડ દિવસે ખીલશે, કયુ ઝાડ રાતે ખીલશે, અને કયુ ઝાડ ચાદણીમા ખીલશે. વળી તુ એબી કેહી શકે છે, કે પવનની કઇ લેહકી ભીની છે, અને કઇ લેહકી સુકી છે" જામાસ્પના જ્ઞાનની આ સઘલી ખુબીઓ માટે શાએર ફીરદોસી કાંઇબી જણાવતો નથી

કાંઇબી નુકસાન નહી કરવાની ખાતરી આપે છે,[૧] અને વજીર જામાસ્પ નીચે પ્રમાણે લડાઇનુ ભવીશ વરતે છે —

"અફસોસ! ગજબ છે ઓ ચરખે કહુન,
દેખાડે છે સરજત આ શુ ગઝન્દ
અફસોસ, અલંમની પડી છે મભાત,
થયો કા ન મારો જન્મતાજ ઘાત
બહેતર થતે હુ ન લેતે જનમ,
નહી આજ જોતે હુ આ સિતમ
અરે દાદગર શુ સરજયો મને—
કેહેવા ભવિશનો સિહા આ સને
કેહુ હુ ભવિશને સુણ શાહે-દીન,
સિહા મામલો મૂજ જાુવે દુરબીન
જાગી છે જરથોશ્તી દિનની જીહાદ,
થશે આ જગે ભારી બરપા ફિસાદ.
થશે આ જગે એક જબરી લડઇ,
એ જગે જશે નામીચા નર કપઇ
હુજારો એ જગે મરશે પેદર,
મરશે હુજારો નારીના નર
રડશે હજારો બેહન ભાઇ વન,
મુવેલાઓને નહિ મલશે કફન
પેદર પુત ખાતર રડશે હજાર,
વેહશે લહુની નદી ખુનખાર
સિહા થાશે રોશન રૂઝે સપીદ,
લરજશે અબરમે[૨] છુપઇ ખુરશીદ
નિકલશે મચદાંનમે અર્દેશર[૩],
ઓલાદે કિયાની તારો પેસર
સિતારાની ચાલે જશે તે મરી,
નહિ તેને જીવતો તુ જોશે ફરી.
નિકલશે સિહા અસ્પવાલો[૪] સવાર,
શેદસ્પ[૫] તહારો પેસર નામદાર
થશે તેનુ કિસ્મત રોશન સેયાહ[૬],
કજા જગમા તેને કરશે તબાહ.
બાદઝ મારો પેસર દીલજાન,
ગેરામી[૭] નિકલશે રોશન રવાન.
તારાજ કરશે કુલ લશ્કરી,
કરશે તૂરાની તબાહ બખ્તરી
જમીન પર પડશે ઇરાની ધજા,
બચાવતાં ગેરાંમીની થાશે કજા.
જરીર ભાઇ તારો નિકલશે બહાર,
ચલાવશે રણમે લોહી નવધાર
થશે અતે તેણુબી જગે મરણ,
પડી ખાક થાશે કજાને શરણ
કજા જોઇ જરીરની નિકલશે પેસર,
હુજારોને કરશે તે જીરોજબર
જરીરના કિનાનો ઉઠશે પુકાર,
સુણી બહાર પડશે અસ્ફન્દયાર
જમીન જગે કરશે લોહીથી ભરી,
એ જગે જશે તુજ વહાલાં મરી.
ફતેહ જગ કરશે અસ્ફન્દયાર,
થશે દીન જરથોશ્તી આશ્કાર"

૧. ઐયાદગારે જરીરાનમા જણાવ્યા પ્રમાણે જામાસ્પ શાહ ગુસ્તાસ્પને કેહ છે, કે "બેહતર થતે કે હુ મારી માતાને પેટે જનમ લેતેજ નહી અને બચગીમાજ મરણ પામતે, કે આજે આવી આફતમા હુ પડતે નહી, યા દરીયામા પડયો હોત કે તું શાહ મને આવો સવાલ આજે પુછતે નહી. પણ જયારે તું પુછે છે, ત્યારે રાસ્તી સીવાય હુ બીજુ કાંઇબી કેહનાર નથી તે સાભલીને ગમે તો તુ ખજરવડે મારો જીવ લેઇ શકે, વાસ્તે હોરમજદના નુરના, માજદીયસ્ની દીનના, અને તારા ભાઇ જરીરના જીવના કસમ ખા દ્રવાસ્પ અને ગોશ યઝદના નામ લેઇને પાણી પાયલી ચલકાતી શમ્શીરના સોગદ ખા, કે 'હુ તુને મારૂ નહી' ગુસ્તાસ્પે એ સઘલા સોગદ ખાધા હતા." ૨. અબરમે યાને વાદલમે ૩ અર્દેશર- ગુસ્તાસ્પનો દીકરો. ૪ સીહા અસ્પવાલો યાને કાલા ઘોડા ઉપર સવાર થયલો સવાર. ૫ શેદસ્પ—ગુસ્તાસ્પનો દીકરો ૬ સેયાહ યાને કાલુ ૭ ગેરામી-વજીર જામાસ્પનો બેટો.

જામાસ્પ વજીરને મોહડથી લડાઇની આગાહી સાભલી પાદશાહ ગુસ્તાસ્પ બીલકુલ બેહોંશ થઇ ગયો, અને જયારે તે હોશમા આવ્યો ત્યારે બોલ્યો કે —

' જ્યારે એ જગનુ પરીણામ એવું ખાનાખરાબી ભરેલું આવનાર છે, અને મારા દીકરાઓ, અને ભાઇ તથા ખેશીઓ સાથ મારા નામીચા નરો બેજાન થનાર છે, તો પછી શા ખપની મને મારી શાહી, અને સલતનત જો જરીર જેવો મારો જગી ભાઇ મારીયોજ જવાનો છે, તો તેને તેમજ મારા દીકરાઓ અને ખેશીઓને હું જગમા જવા ન દેઉ, તો પછી દુશમનને હાથ તેઓ મરેજ કયાથી ?"

જામાસ્પે દલીલ કરી શાહને સમજાવ્યુ કે "તારો એ ખ્યાલ મહાલ છે જો તારા એવા પેહલવાનો જગમા જશે નહી, તો લડાઇમા તુરાનીઓ સામે કોણ લડશે, અને જરથોશ્તી દીન કેમ આસ્કાર થશે, અને દેશને દુશમનોથી કોણ બચાવશે. માટે એવો વિચાર દીલથી તુ દુર કર બનવાના જે બનાવો, તે બન્યા વગર રહેતા નથી પરવરદેગાર કાઇ જુલમગાર નથી, તેનો ઇનસાફ રાસ્ત છે."

## જરથોશ્તીઓએ મજદયશ્નની દીન ખાતર તુરાનીઓ સામે કરેલી યાદગાર લડાઈ.

જામાસ્પની દાનેશમદી આગલ ગુસ્તાસ્પ લાચાર થયો, અને હકતાલાના ઇનસાફ ઉપર તેણે રાજી ખુશીથી સતોશ પકડી, જગની તઇયારી કરવાનો હુકમ આપ્યો.

ગુસ્તાસ્પ પાદશાહે પોતાના ભાઇને તુરત બોલાવી લશ્કરની સરદારી તેને સ્વાધીન કીધી, અને લડાઇ શરૂ કરવાનો હુકમ કરી, પોતે એક પાહાડ ઉપર પોતાની બેઠક લેઇ, લશ્કર અને પેહલવાનોની હીલચાલ જોવા લાગયો.

નિકલીયા જગે ઇરાની તમામ,
ધરી દાહગરનુ, જબા પર નામ
ભલી દીન ખાતર પડીયા બહાર,
જરથોશ્તી દિનનો ઉઠાવી પૂકાર
મચી જગીઓની જગે લડઇ,
હજારો ગયા જરથોશ્તી કપઇ
૬૩૦૭
મૂવા કઇ કતલ થઇ શમ્શીરથી,
હજારો મૂવા કઇ વિધઇ તીરથી
જગેજેગ લોથો દિસે સમ પહાંડ,
હજારો જખમી મારે બરાડ
હતુ જગ ગોયા ગએબી કહેર,
જમીન પર ચાલી લોહીની નહેર
નિચે ધુજે ધરતી ઉપર ગગન,
ખરેખર હતો તે કિયામતનો દન

આવી હરોલે ઉભો અર્દશીર,
બલવત, બહાદુર, રૂપે બેનજીર
હતો શાહ ગુશ્તાસ્પનો તે પેસર,
કજાએ ઇલાહી હતી નહિ ખબર
તરાની તીરથી વિધાઇ ગયો,
આધીન અજલને તૂરત તે થયો
કરમ કમબખત આપનુ ફુટીયુ,
પલકમા બલબનુ લાલ લુટીયુ
થયો મસ્ત શેહસ્પ જોઇ આ મહન[1],
કિનામે નિકલીયો તે લશ્કરશેકન
મિસલ આબે-નીલ તે ગયો બસ ધસી,
પરાગન્દે કરવા કમર કસી.
કહ્યુ એમ પૂકારી બાગે બુલન્દ,
"કહા છે કોહરમ[2] બહું જોરમન્દ

૧. મહન યાને આફત.

૨ કોહરમ અર્જાસ્પનો ભાઇ.

કમન્દ લઇ કોહરમ પડીયો બહાર,
ઉભો સામને જઇ મારી બરાર
હતો તે કિનાનો દિવસ યાદગાર,
કોહરમનુ વિંધીયુ તન આરપાર
જોઇ હાલે કોહરમ તુરાની રડે,
નહિ તાબ શેદસ્પ સાથે લડે
થયો હા-વ-જારીનો જબરો પૂકાર,
છુટા તીર શેદસ્પ ઉપર બેશ્માર
છુટો એક તીર કોઇ તૂરકીને હાત,
વિંધાયો શેદસ્પ, થઇ તેની ઘાત
એ જોતાંજ નિકલીયો એક નામેવર,
જંગી ગેરામી, જામાસ્પ પેસર
ધરી ધુઇ કિનાની બનિયો નિડર,
પડયો જઇ તુરકી લશ્કર ઉપર
કતલ ચાલી ચોમેર લડે જંગજોય,[1]
જમીન કાપી લરજે, જમાનો રોય
ગીરદથી સિહાઇએ છાઇ ઘટા,
પડી ખાકમે ગાવેયાની ધજા[2]
ઉઠાવી ધજાને ગેરામી લડે,
નહી ખાકમે કોઇથી તે પડે
હતી હાથમા જે ધજાને ધરી,
કિધી કોઇ તૂરકીએ શમ્શીરગરી
કપાઇ પડયો હાથ ત્યા વાટમા,
ગેરામીએ પકડી ધજા દાતમા
લડી એક હાથે કિધુ ભારી જંગ,
લડયો રણમા જેમ દિવાંનો પિલંગ.
બચાવી ધજા તે મુવો નામવર,
કિધુ નામ જરથોશતીઓમે અમર

*   *   *

ચહડયુ જંગ રણપર, ધુમ એક પડી,
થયા તંગ તૂરાની, ગયા કુલ ડરી
પડયો જઇ બસ્તુર[3] તૂરાનીઓ પર,
કતલ થઇ મૂવા ચાર શાહી પૂતર
ઉઠીયો ગજબનાક ગમનો પૂકાર,
કરે ચશ્મગીરોયા,[4] શાહ શહેરિયાર
ચહડયો જોશ જરીરને[5] જોઇ હાલ તંગ,
તૂરત બેઠો ઘોડે મારી છલંગ
ધરી હાથ શમ્શીર, બની મસ્ત પીલ,
ધસી તે ગયો જેમ દરીઆએ નીલ
હવા થાઇ ધુન્ધોર, જમીન સુર્ખ લાલ,
હજારોને કાપી તે કરતો નિકાલ
જવાંનોને બુઢા કરે શોરોશાર,
જરીરે કિધુ એવુ મરદાને કાર.

## જરીરની દીલાવરી.

જયારે દીલાવર જરીરે એવો મામલો જોયો કે ગાવેયાની ઝુન્દો બચાવતા વઝીર જામાસ્પના દીકરા ગીરાગાંનો એક હાથ કપાઇ ગયો છે, અને તે છતા ગીરામી દાત વચે ને ઝુન્દાને પકડી, એકજ હાથે દુશમનો સાથ એકલો લડે છે, અને વળી તેનો દીકરો બસ્તુર પણ બહાર પડયો છે, તેમજ ગુસ્તાસ્પના ચાર ચાર જવાન બેટા, અરદશીર, શેદસ્પ, હોરમઝદ અને નવઝર લડાઇમે મારયા ગયા છે, ત્યારે પોતાના જીવની કાઇ પણ દરકાર કીધા વગર તેણે તુરતજ જંગના મેદાનમા ઝીપલાવ્યુ, અને ચોમેર તુરાની લશ્કર ઉપર ખુનરેજી ચલાવવા માડી તુરાની લશ્કરની એક બાજુના ભાગ ઉપર જયારે બસ્તુર પોતાના પીત્રાઇ ભાઇઓનુ વેર લેતો હતો, ત્યારે બીજી બાજુના લશ્કર ઉપર દીલાવર જરીર ગોરપન્દ મીસાલ તુરકીઓને કતલ કરતો હતો

૧ જંગજોય યાને લશકરને જીતનાર
૨ જરથોસ્તીઓનો વાવટો યાને ઝુન્દો, જે ફ્રેદુનના રાજમા કાવે નામના લોહારે ઉભો કીધો હતો, અને જે યઝદગરદ શેહરીયાર, છેહલા પારસી પાદશાહના રાજમા જયારે પારસી પાદશાહત પડી ભાગી ત્યારે લુટાઇ ગયો હતો.
૩ જરીરનો દીકરો, જેને અવરતામા "બસ્તવઇરી"ને નામે ઓળખાવ્યો છે
૪ ચશ્મગીરીયા-આખમા પાણી લાવી રડવા લાગ્યો ૫ જરીર, પાદશાહ ગુશ્તાસ્પનો ભાઇ.

## જરીરને મારવા માટે અર્જાસ્પે પોતાના લશ્કરને ઇનામ આપવા જાહેર કીધુ.

## બે અઠવાડીયાં ચાલુ રહેલુ જગ

આ જગ બે અઠવાડીયા સુધી ચાલુ રહ્યું. અગણીત સખ્યામા તુરાની લશ્કર કપાઇ જતુ જયારે અરજાસ્પે જોયુ, જયારે તુરાનીઓમાથી કોઇબી પેહલવાન જરીરને જેર કરવા તેની સામે જઈ શકયો નહી, ત્યારે અરજાસ્પે પોતાના લશ્કર ઉપર પુકાર મારી કહ્યુ કે —

"અરે પેહલવાનો, તમે જાગો છે કે ઉઘાઓ છો? આજ બે અઠવાડીયા થયા તમારા ભાઇબધો કપાઇ જાય છે, છતા આ જગમા તમો કાઇ પણ ઢીલાવરી કરી પેલા મુજી ઇરાંની બચ્ચા જરીરને જેર કરી શકતા નથી? શુ તમે તુરાન દેશનો નાશ કરવા ચાહો છો? પેહલવાનો, તમે જુઓ કે ઇરાનીઓ આપણા લશ્કરનો નાશ કરી રહ્યા છે, અને મારા સઘળા નામીચા નરોને ગોરપન્દ મીસાલ તે લોકે જમેહ કીત્રા છે તમારામા શુ કોઇબી એવો માયનો પુત નથી, કે જે પેલા ઈરાની જરીરને જેર કરે, યા બેજાન કરે, યા તેને ઘોડા પરથી જમીન પર પટકે તમારામાથી જેબી કોઇ જરીરને જીવંતો યા મુવેલો મારી આગળ લેઇ આવશે, તેને હુ ખજાનાથી ભરપુર કરી, મારી દીકરી સાથ તેને નેકાના પેવદથી બાધશ.

## અર્જાસ્પનુ ઇનામ મેલવવા બાહાર પડેલો તુરકી પેહલવાંન બિદ્રફ્રશ.

આ શાહી ઇનામની દરખાસ્ત સાભનવા છતા, કોઇબી તુરકી, જરીર સામે લડવા બાહાર પડયો નહી બબ્બે વાર અર્જાસ્પે પોતાની આ દરખાસ્ત લશ્કરમા બાપુકાર જાહેર કીધી, પણ જરીર સામે જઈને લડવાની કોઇએબી હિમત કીધી નહી

અતે આ લાલચના સખુનો સાભલી બીદ્રફ્રશ નામનો એક તુરકી બાહાર પડયો, અને તેણે અરજાસ્પ આગલ પોતાની મરજી જરીર સામે જવાની જણાવી અરજાસ્પે તેની હિમતની બબજા વખાણ કીધી, અને બીદ્રફ્રશ લદાઇના મેદાનમા ઝરીરની સામે થવા ગયો

## બીદ્રફ્રશની હિચકારી લડત.

## જરથોશ્તી સીપાહસાલાર જરીરનુ માર્યા જવુ

જરીરની તરફ બીદ્રફ્રશ ગયો, પણ દુરથી તેને જોતાજ, તેમજ તેની આજુબાજુ પડેલા તુરકીઓની લાસના ઢગલા જોઇ તેણે પોતાની હિમત છોડી દીધી, અને જરીરની સામે તે થઇ શકયો નહી પણ જરીરને મારવા માટે તેણે એક બીજી તદબીર કીધી. બીદ્રફ્રશ, જરીરની નજર આગલથી દુર એક ઝાડને ઓઠે છુપાઇ રહ્યો, અને તે જગી સવાર ઉપર હુમલો કરવાની જેવી તેને તક મળી, તેવોજ તેણે પીઠ પાછનથી એક ઝેરી તીર છોડયો, અને જરીરને જખમી કીધો. આ તીર, કમનસીબે જરીરના બખતરને ચીરી, તેના બલવત બદનને વિધી નાખ્યુ, અને તેજ વખતે જરીર પોતાના ઘોડા ઉપરથી જમીનપર પડી મરણ પામ્યો.

હિચકારા બીદ્રફ્રશે તુરતજ ઘોડાપરથી નીચે ઉતરી જરીરના શરીર ઉપરથી તેના હથીયારો, બખ્તર, અને તાજ કાહડી લીધા, અને તેના ઘોડાને પકડી લેઇ તુરત તે અરજાસ્પ આગલ દોડયો. જરીરની કજાની ખબર તુરાની લશ્કરમાં ફેલાતા ખુશાલીના પુકારો થઇ રહ્યા.

## જરીરના મરણથી ગુશ્તાસ્પનો વિલાપ

આ ગજબભરી ખબર શાહ ગુસ્તાસ્પને કેહવા એક એહલેકાર દોડયો તે બુરી ખબર સાભલતાજ ગુસ્તાસ્પના ગમનો પાર રહ્યો નહી. તે કલપાત કરી કહેવા લાગ્યો કે —'આ સઘલી આગાહી વઝીર જામાસ્પે મને જણાવી હતી, અને તે અંતે ખરી પડી છે આ માહેનમ ભરી ખબર હુ પાદશાહ લોહરાસ્પને કેમ પોહોચાડુ? તેની બુઝેરગીમા આ બુરી ખબર તે કેમ સાખી શકશે? સરદારો, સીતાબીથી મારો ઘોડો લાવો, અને રેકાબ નાખી તૈયાર કરો જરીરનો કીનો લેના હુ પોતે જગમા જવા ચાહુ છુ"

## જરીરનો કીનો લેવા માટે ગુસ્તાસ્પે ઇનામ જાહેર કરવુ

પણ વઝીર જામાસ્પે ગુસ્તાસ્પને જગના મયદાનમાં જતા અટકાવી અનેક શીખામણો કહી તેને મનાવ્યો. ગુશ્તાસ્પે જામાસ્પના સખુનોમા દાહપણ સમાયલુ જોઇ, તેણે પોતાનો વિચાર ફેરવી કહ્યુ કે —"મારા દલેરો, મારા પેહલવાનો, તમારામા એવો કોણ નર છે, જે પેહલવાન જરીરનો કીનો તુરકીઓ ઉપર લેઇ, તેનો ઘોડો અને જીન ત્યાથી પાછુ લેઇ આવે? પરવરદેગારના પાક નામથી હુ જાહેર કરુ છુ, કે જે કોઇ એ કીનાનુ કામ બજાવશે, તેને હુ શાહી ઇનામથી નવાજી, મારી દીકરી હોમાયને નેકામાં આપશ"

પણ આ સવાલ કોઇબી ઇરાની પેહલવાને ઉઠાવી લીધો નહી જ્યારે પાદશાહે એવો મામલો જોયો, ત્યારે તે ઘણોજ નીરાસ થઇ ગયો. ફરીથી પોતાની આસપાસ સજ થયલા લશકર તરફ જોઇ તે બાગે બુલન્દ આવાજે ભાશણ કરવા લાગ્યો કે —

"અમીરો, પેહલવાનો અને પાદશાહો, સાભલો. ઇરાન સર જમીનને બચાવનાર સ્થભો, તમો મારા તન બદનના જીવ સમાન છો આ સમો ઇરાનીઓ માટે ઘણોજ બારીક થઈ પડયો છે તમો નાહિમત થાશો ના યકીન રાખજો કે આપણી સરજતમા નહાસવાનુ છેજ નહી. હુ જાહેર કરૂં છુ, તે સાભલો પાક જરથોસ્તી દીનના, મારા દીકરા અસ્ફન્દીયારના, અને મારા વાહલા ભાઇ જરીરના પાક રૂહના કસમ લેઇ હુ જાહેર કરૂ છુ, કે જો આપણુ આ જગ ફતેહ કરશુ, તો તેજ વખત મારૂ તાજ અને તખત હુ મારા બેટા અસ્ફન્દીયારને આપી દેઇશ, અને મારૂ તમામ લશકર હુ પેશોતનને હવાલે કરશ."

## શાહજાદા અસ્ફન્દયારનુ ગુશ્તાસ્પ આગલ આવી પુગવુ

આવી રીતનો ગુસ્તાસ્પનો બુલન્દ અવાજ શાહજાદા અસ્ફન્દયારને કાને દુરથી પડયો તુરતજ અસ્ફન્દયાર હથીયારબધ થઇ પોતાના બાપની તરફ દોડયો, અને જરીરના કીનામા તે પોતે બહાર પડવા તૈયાર થયો છે, એમ તેણે જાહેર કીધુ પોતાના સવારો તરફ નજર ફેરવી, ચોતરફ જોઇ અસ્ફન્દયારે બાગેબુલન્દ તેમને કહ્યુ કે —

"સુણો તમ દલીરો, સુણો નામદાર,
સુણો પેહેલવાનો, સુણો શેહરિયાર
સુણો તમ સવારો, પીરો-જવાન,
બદલે છે રંગ આ જુનુ આસ્માન.

વખત આયો બારીક છે સર ઉપર,
ધરી હામ લડવા, કસો સહુ કમર
ડરી મોતથી ના જતા સુરવીર,
કદી છોડતા ના જીગરમાથી ધીર.

ઇરાનનો પાદશાહ ગુશ્તાસ્પ



જરથોસ્તી દીન પહેલ વેહલ્લી કબુલ કરનાર ઇરાનનો પાદશાહ.

મૂકે નહિ કેજા કમબખત એક ઘડી,
ધરે નહિ દયા દિલ સખત એક ઘડી
નથી કોઇ મરતુ કમોતે સદા,
મરવુ તો બહેતર કરી ફર્જ અદા
ખબરદાર રહેજો જરથોશ્તીયાન,
ખબરદાર રહેજો કુલ મર્ઝબાન[1]
ખબરદાર રહેજો, તમ ગશ્તીઆંન,[2]
મરવુ તો દેજો લડી જગે જાન
લડો દિન થકી પાક શમ્શીરઝન,[3]
છે તમ આધારે કુલ અનજુમન
ન કરતા મૂવેલા તરફ તમ નજર,
ન ધરતા દયા દિલે જખમી ઉપર.
ખબરદાર જગથી જતા ના હટી,
સુખન યાદ કરજો કહું છુ ખટી.
અગર મૂજ હુકમ પર કરશો અમલ,
થશે જગ ઇરાનીઓનુ સફલ.

## અસ્ફન્દયારનુ જગના મેદાનમે જવુ.

## નશ્તુરે અને અસ્ફન્દયારની દલેરી

પોતાના તમામ લશ્કરને આવી રીતના હિમતના સખુનો કહી, પોતે મ્યાનમાથી શમશીર ખેચી તુરાનીઓના લશ્કર અદર ધસી ગયો અને જે કોઇ તેને સામે મળતુ, તેને તે તલવારથી કતલ કરતો ગયો તુરાની લશકરના એક ભાગમા જ્યારે અસ્ફન્દીયાર આવી કતલ ચલવતો હતો, ત્યારે જરીરનો દીકરો નશ્તુર પોતાના બાપના કીનામા તુરાની લશ્કરના બીજા ભાગમા કાતીલ ખુનરેજી ચલાવી, પોતાના પીતાની લાસની શોધ જગના મેદાનમા કરતો હતો જે કોઇ તેની રાહમા વચે આવતું, તેને તે બેજાન કરતો હતો.

## જરીરની લાસનુ મળવુ.

અતે જગના મેદાનમા નશ્તુરે પોતાના બાપની લાસને ધુલમા પડેલી જોઇ તુરતજ તે ઘોડાપરથી ઉતરી પડ્યો, અને પોતાના બાપની લાસને પીછાની તે માહેતમ કરવા લાગ્યો નશ્તુર તે લાસને ઉઠાવી ઇરાંની છાવણીમા લઇ ગયો, અને પેહલવાનોને તે લાસ સ્વાધીન કરી, પાછો જગના મેયદાનમા તે દોડ્યો.

## બીદ્રફશ અને નશ્તુર વચ્ચે જગ.

બીજા હાથ ઉપર બીદ્રફશ, જરીરના તનપરતુ બખતર અને કોલાહ પેહડી જરીરનાજ ઘોડા ઉપર સવાર થઇ, ઇરાની લશકરમા બેધડક ખુવારી ચલાવતો હતો. નજદીક હતુ કે જરથોશ્તીઓની હાર થાય પણ તેવામા નશ્તુરની તે સામે થયો નશ્તુર તેની તલાસમાજ હતો. બને જગીઓ વચે ખુખાર જગ ચાલુ થયુ, અને બને જન એકબીજા ઉપર હુમલો કરવા લાગ્યા.

## બીદ્રફ્શના જગની અસ્ફન્દીયારને ખબર પડી.

બીદ્રફશ અને નશ્તુરના ખુખાર જંગની ખબર જગમા અસ્ફન્દીયારને પુગી તે ખબર મળતાજ અસ્ફદીયાર બીદ્રફ્શ ઉપર પોતાના કાકા જરીરનો કીનો લેવા દોડ્યો

અસ્ફન્દીયારને આવતો જોતાજ, બીદ્રફશે તેની ઉપર પોતાનો ઝેરી તીર દુરથી ફેક્યો, પણ સારે નસીબે તેની નેમ અસ્ફન્દીયારે ચુકાવી. તુરતજ અસ્ફન્દીયારે પોતાની તલવાર

૧. મર્ઝબાન યાને જાગીરદાર પેહલવાનો ૨ ગસ્તીઆંન યાને ચોકી કરનાર પેહલવાનો.
૩ શંમ્શીરઝન યાને તલવારના મારનારા પેહલવાનો.

ઘુમાવી બીદ્રફ્શને એક એવો તો કારી જખમ કીધો, કે એકજ જરબમા તે તલવાર બીદ્રફ્શની છાતીની આરપાર નીકલી ગઈ, અને તેજ વખતે બીદ્રફ્શ ઘોડાપરથી પેચ ખાઇ જમીન પર ઉંધો પડી મરણ પામ્યો

## જરીરના ઘોડા અને બખતરનુ પાછુ મળવુ.

તુરતજ અસ્ફન્દીયારે પોતાના ઘોડા પરથી નાચે ઉતરી બીદ્રફ્શના શરીર ઉપરથી જરીરના બખતર સાથે તેની કોલાહ કાહડી લીધી, અને તે સઘળાને તેના ઘોડાની[1] સાથે ઇરાની છાવણીમા પોતાના પેહલવાનો સાથ રવાના કીધા બાદ, બીદ્રફ્શના તન ઉપરથી તેનુ સર કાપી પોતાની સાથે લેઇ, તે શાહ ગુસ્તાસ્પની દરબાર તરફ નીકની ગયો ઇરાની લશકરે શાહજાદા અસ્ફન્દયારને ફત્તેહમદ આવનો જોઇ તેને ખુશાલીના પુકાર વધાવી લીધો

અસ્ફન્દયારે જરીરની સઘની મતા, તેમજ ઘોડો પાદશાહ ગુસ્તાસ્પ આગલ રજુ કીધો, અને જરીરના હરીફનુ ડોકુ તેની આગન મુકયુ

## તુરાંનીઓની ધરપકડ અને તેમની હાર

અસ્ફન્દીયારે હવે પોતાનુ લશકર ત્રણ ભાગમા વેહચી નાખી, તુરાનીઓ ઉપર હુમલો કરવાની ગોઠવણ કીધી લશકરનો એક ભાગ તેણે નસ્તુરને સ્વાધીન કીધો બીજો ભાગ તેણે પોતાના ભાઇને સોપ્યો, અને ત્રીજો ભાગ તેણે પોતાને હસ્તક રાખી ઇરાનીઓએ તુરાની લશકર ઉપર ભેગો હુમલો કરવાની મસનત ચલાવી બીદ્રફ્શના મરણથી તુરાનીઓનુ જોર તુટી ગયુ હતુ. તેઓની નીરાશીનો પાર હતો નહી. અરજાસ્પ પાદશાહ વીચારમા પડયો હતો, તેવામા શાહજાદો અસ્ફન્દીયાર જરથોશ્તી દીનનુ પાક નામ જબાન પર ધરી, તુરાની લશકર ઉપર ભુખ્યા વાઘ મીસાલ તુટી પડયો, અને તેઓ ઉપર ખુનરેજી ચલાવી તુરકીઓ નાસભાગમા પડયા

"અરજાસ્પ કયા છે? જરથોશ્તી દીનનો દુશમન કયા છે" એવો પુકાર કરતો અસ્ફન્દીયાર અરજાસ્પની શોધમા ચોતરફ ધસ્યો આ સમો તે તુરકી પાદશાહ માટે ઘણોજ બારીક થઇ પડયો હતો. તુરાનીઓ નાહસ ભાગમા પડયા, જેઓ નાહસતા હતા તેઓ ઉપર નસ્તુરનુ લશ્કર તુટી પડી કતલ ચલાવતુ હતુ અને અરજાસ્પની નજદીક અસ્ફન્દીયાર જઇ લાગ્યો પણ અસ્ફન્દીયાર તેને પકડે તે આગમજ તે લડાઇના

---

૧ જરીરનો ઘોડો ઘણીજ નાદર ઓલાદનો હતો, એમ અવસ્તા ઉપરથી માલમ પડે છે આવા યશ્તના ૧૧૨ મા ફકરામા, જરીરને 'અસ્પાયઓધ' યાને ઘોડા ઉપર લડનાર તરીકે ઓલખાવ્યો છે, તેનુ કારણ એજ કે તેનો ઘોડો ઘણોજ નામીચો તોખમનો હતો કહે છે, કે તે ઘોડો 'અશો શીયાવક્ષ'ના ઘોડાની તોખમથી ઉતરેલો હતો જરીરનો ઘોડો "સમન્દ"ને નામે જણુયલો હતો, અને તે બીદ્રફ્શ જેવા એક તુરાનીના હાથમા ગયનો હોવાથી, તે પાછો મેળવવા માટે ગુશ્તાસ્પ ખાસ ઇન્તેજાર હતો

મેયદાનમાથી છુપછુપ નાહમી ગયો અરજાસ્પને નામની ભુમ તુરતજ પડી[૧] તેનો તખ્ખ જપત કીધો, અને તપાસ કરી તો માલમ પડયુ, કે તે તેનો તમામ સાજ અને મતા જગના મેદાનમા મુકી નાહસી ગયો હતો

તુરાનીઓને એ ખબર પડતાજ તેઓ સઘલા પોતાના ઘોડાપરથી તુરતજ ઉતરી પડયા, અને પોતાના લડાઈના બખ્તર તન પરથી કાહડી નાખી હથીયારોને જમીન ઉપર મુકી દઇ, અસ્ફન્દયારને શરણ થયા તેઓ બોલ્યા કે—"જો તુ હમારા જીવને સલામતી બક્ષે, તો જરથોસ્તી દીન હમારે કબુલ છે"

## ત્રીસ હજાર જરથોશ્તીઓ અને એક લાખ તુરાંનીઓની ખુવારી થવી. તુરાનીઓએ જરથોશ્તી દીન કબુલ કરવી અસ્ફનદયાર્ની ફત્તેહ.

કહે છે, કે એ જેહાદના જગમા ત્રીસ હજાર જરથોશ્તીઓ અને એક લાખ તુરાનીઓ મારયા ગયા હતા એ રીતે જામસ્પે વરતેલા ભવિશ પ્રમાણે, સેવટે જરથોશ્તી દીનવાલાઓની ફતેહ થઇ હતી

શાહજાદા અસ્ફન્દયારે પોતાની ફતેહ થતાજ, પોતાને શરણે આવેલા હજારો તુરાનીઓની જરથોશ્તી દીન કબુલ કરવા બાપુકાર જાહેર કીધુ (3)

તુરાનીઓએ જરથોસ્તી દીન કબુલ કીધી અરજાસ્પ આ પવિત્ર લડાઇમા હાર ખાઇ મયદાનમાથી નહાસી ગયો ઇરાની લશકર ફતેહ મેળવી બલખ શેહરમાં પાછુ ફર્યું, અને એ ફત્તેહમદીની યાદગારીમા શાહ ગુસ્તાસ્પે બલખ શેહર મધે એક બુલદ

## નવુ આતશબેહરાંમ

બધાવ્યુ, અને આખા બલખ શેહેરે ફતેહની શોકર ગુજારી માટે એક જાહેર જશન કરી, ખુશી ખુરમીમા એક આખો માસ ગુજારયા (4)

---

૧. અરજાસ્પ માટે ફીરદોસી એ પ્રમાણે શાહનામામા કહે છે, પણ અઇયાદગારે જરીરાનમા લખ્યા પ્રમાણે, અસ્ફન્દીયારે એ લડાઇમા અરજાસ્પને પકડી, તેને સજા કરવા માટે, તેનો એક હાથ, એક પગ અને એક કાંન કાપી તેની એક આખ ફોડી નાખી હતી, અને ત્યાર બાદ તેને એક પુછડી કાપેલા ગધેડા ઉપર બેસાડી, તેને તુરાન જવાની રાહ ઉપર છોડી દીધો હતો



# ગુશતાસ્પ અને અસ્ફંન્દયાર.



## પેગમ્બર જરથોસ્તનુ મરણ

જરથોશ્તી દીનનો ફેલાવો કરવા માટે કરવી પડેલી લડાઇમા કિમતી જાનોના ભોગ આપ્યા આપ્યા પછી, જરથોસ્તીઓની ફતેહ થાઇ હતી.[1]

એ લડાઇ ફતેહ કરી ઇરાનીઓ બલખ પાછા ફરયા. ગુશ્તાસ્પે પોતાના દીકરા અસ્ફન્દયારને તાજ આપી તખતના વારેસ તરીકે જાહેર કીધો, અને કહ્યું કે —

"હજી તખત મેલવવાનો તારો વખત આયો નથી, માટે તુ લશ્કર લઇ જરથોસ્તી દીનનો ફેલાવો કરવા હિન્દુસ્થાન તરફ જા"

એ ફરમાન મુજબ રૂઇનત (કાસાની દેહવાલો બહાદુર) અસ્ફન્દયાર હિન્દુસ્થાન તરફ લશ્કર લેઇ જરથોશ્તી દીન ફેલાવા માટે ગયો, અને ત્યાથી દીનને ફાએશ કરી તે પાછો ફરયો, અને પાછો ફરી ઝન્દ અવસ્તાની નકલો તેણે હિન્દુસ્થાન તરફ રવાના કીધી

રૂઇનતન અસ્પન્દયારે જરથોસ્તી દીનને આથમણુથી ઉગમણે હિદુસ્થાન સુધી જરથોસ્તી દીનનો ફેલાવો કીધો દેશેદેશના લોકોએ એ નવી દીનને પસદ કરી તેમા દાખલ થતાં ગયા તેઓ તેનો અભ્યાસ કરવા લાગ્યા, અને બુતપરસ્તીનો પુરાણો ધરમ છોડવા લાગ્યા મુરતીઓની પુજા કરવાની મુકી દઇ, નવા આતશ કદેહ તેઓ બાધવા લાગ્યા, અને ગુશ્તાસ્પ પાદશાહને લખાવટ કરી, કે 'શાહજાદા અસ્ફન્દયારે હમુને બતાવેલી નવી દીન હમોએ કબુલ કરી છે. અને અમોએ અમારી કમરે કુસ્તી બાધી છે.'

## ગરજમે કરેલી અસ્ફન્દયારની બદગોઇ.

શાહજાદો અસ્પન્દયાર જરથોશ્તી દીનનો ફેલાવો કરી પોતાના બાપ ગુસ્તાસ્પની સેવામા જ્યારે પાછો હાજર થયો, ત્યારે ગુસ્તાસ્પ તેની બહાદુરી અને તાબેદારી જોઇ તેની ઝાઝ્ઝા વખાણ કરવા લાગ્યો. પણ ગરજમ નામનો એક ગુસ્તાસ્પનો માનીતો રફીક (બેલી) અસ્ફન્દયાર તરફ કાઇક અદેખાઇ અને વેરની નજરે જોતો હતો. તેણે ગુસ્તાસ્પને અસ્ફન્દયાર માટે એવો ફરેબ આપ્યો, કે — "તારો બેટો પોતાના જોર ઉપર મુસ્તાક થયો છે, અને તે હવે તારૂ તખત લેવાની તજવિજ કરવા પડયો છે અસ્ફન્દયાર જે વખત જાય છે તેમા તારી સામે એક મોટુ લશ્કર લઇ આવનાર છે, અને તે તારૂ તખત

---

૧. ફીરદોસી જણાવે છે તેમ આ મહાન ખુનખાર લડાઇમા ઇરાનીઓના ૩૦ હજાર સવારો મારયા ગયા હતા એ ત્રીસ હજારમા ૧૧૬૬ નામચીન ખાનદાનના નબીરા હતા દુશમનના એક લાખ સીપાહો કતલ થયા હતા જેમા ૮૦૦ સવારો અને નામીચા કુટબના નબીરા હતા એ ઉપરાત ૩૨૦૦ જખમી થયા હતા. અઇયાદગારે જરીરાનમા આ ખુવારીના આંકડા લાખોથી ગણવામા આવ્યા છે.

છીનવી લેવાની ગોઠવણ કરી રહ્યો છે અસ્ફન્દીયારનો કોઇ હરીફ દુનિયામા નથી જે તે તારૂ તખત છીનવી લેશે, તો તુને તે બદીવાંન કરશે, અને દુનિયાને તે તાબે કરશે.”

## પાદશાહ ગુશ્તાસ્પનો ગુસ્સો.

આ ફરેબથી ગુશ્તાસ્પ ભભેરાઇ ગયો ગરજમનુ બોલેલુ તેણે ખરૂ માન્યું. ગુશ્તાસ્પે પોતાની જવાનીમા, પોતાના બાપ પાદશાહ લોહોરાસ્પ પાસ તેનુ તખત મેળવવા માટે જે ચાલ ચલાવી હતી, તેવીજ ચાલ હવે તેનો દીકરો તેની સાથ ચલાવશે, એવી ફીકરમા તે પડયો તુરત તેણે વજીર જામાસ્પ પાસે અસ્ફનદયારને બોલાવી મગાવ્યો અસ્ફનદયાર જામાસ્પની સાથે દરબારમા આવી પોતાના પેદરની ખીદમતમા નમન કરી ઉભો, અને ગુશ્તાસ્પે પોતાની દરબારમા બેઠેલા દાનાવો અને પેહલવાનોને શાહજાદા અસ્ફનદયારની પાદશાહ રૂબરૂ કહ્યુ કે —

“સમજો દુર દેશ દસ્તુર તમ,
સમજો દાનાવ રફીકે—બઝમ
કરી ખ્યાલ દેજો સિધ્ધો જવાબ,
સિવા રાસ્ત કરશો ન બીજો હિસાબ
ધારો કે છે એક બહાદુર પેદર,
વેઠીને સખ્તી પાલે પેસર
રાખી ઇફાજતમા રાતો દન,
કરે તેને મોટો કરી ખુબ જતન
કેળવીને તેને કરે પેહલવાન,
લડાયક વીર સમ કરે કળવાન
બની જગી જ્યારે થયો તે દલીર,
દીએ તેને ઇજજત જવાનો ’ને પીર
જગે ’ને રગે બને આશકાર,
બને અનજુમનનો તે સરદાર
બને જ્યારે મોટો તે જગી દલેર,
પેદર સામે રાખે કપટ ને વેર
કરે જેર ખલકત બને સર્ફરાજ,
બને બેનજીર લાયકે તખ્તોતાજ
બને જ્યારે પુર સાહેબે સલતનત,
જાહેર કરે વારસે તાજોતખ્ત
આખર પેદરથી બની બેવફા,
ચાહુ ગુજારે પેદર પર જફા
શરૂ થાયો એક રોજ મસ્તીનો દન,
ખતમ કરતે પેદરની હસ્તીનો દન.
બની મરત ધુરધર ગુન્હાગરી,
ચાહી પેદરની ઉપર સરવરી.
ચશ્મમા ન રાખી જરાબી શરમ,
ચાહુ કરે સર પેદરનુ કલમ
મલી સગ લશ્કર કિધી તદબીર,
ચાહુ કરે તે પેદરને અસીર
ખુલદ બખ્ત પેદર હતો નામદાર,
એકાએક જાહેર થયો ઇસરાર
કહો મુબેદો, દાવરે-દસ્તુરાન,
કદી એવુ સુણ્યુ હતુ દાસ્તાન.
કહો હોય તમ પેટ એવો પેસર,
સજા શુ કરે તેને તમ સમ પેદર.

## મુબેદો અને દસ્તુરોએ જવાબ દેવો.

દરબાર માહેલા દાનાવ દસ્તુરો અને અકલમદ મોબેદોએ જવાબ દીધો કેઃ—“પાદશાહ, કોઇબી દીકરો બાપ જીવતો હોવા છતા, તેનુ તાજ અને તખ્ત મેલવવા એવુ ફીતુર કરે, એમ તો હમે કદીબી સાભલ્યુ નથી એક દીકરો તાજ અને તખતને ખાતર પોતાના બાપનો જીવ લેવા ચાહે એના જેવુ બુરૂ કામ હમે કદી જાણ્યુ નથી.”

### પાદશાહ ગુશ્તાસ્પનો ચુકાદો

મારા દાનેશ્મંદ દસ્તુરો મોબેદો અને પેહલવાનો, ત્યારે તમે સાંભલો, કે તેવો દીકરો તે મારો બેટો અસ્ફંનદયાર છે, કે જે મારૂ તાજ અને તખ્ત લેવા મારી સામે એવુ ફીતુર અને બંદ મચાવવાની તૈયારી કરી રહ્યો છે એના આવા ફીતુરને માટે હું એને બંદીખાનાની સજા કરૂં છું ”

### શાહજાદા અસ્ફંન્દયારે પોતાનો બચાવ કરવો.

આ બોહતાન માટે રૂઇનતના અસ્ફંન્દયારે ઘણી દલીલ પોતાના બાપ આગળ રજુ કરી પોતાનુ નિરદોશપણું જાહેર કીધુ, પણ શાહ ગુશ્તાસ્પે તેનુ જરાબી સાંભલ્યુ નહી

પાદશાહે તુરત દરબારમા લુહાડોને બોલાવ્યા, અને અસ્ફંન્દયારના હાથમા, પગમા, અને ગળામા ભારી જંજીર નખાવી શાહના હુકમથી સવારો અને પેહલવાનોએ અસ્ફં-ન્દયારની ગરદન અને પગોની આસપાસ ભારી સાંકલ વિંટાળી તેને જકડી લીધો, અને તેના બાપની નજર સામેજ તેના હાથ પગ બાંધીને લોખંડની સાંકલનો ઝુમખો વિંટાળી લીધો કે બંદીખાનામાથી તે નાહસી શકે નહી તુરતજ બંદીવાન અસ્ફંન્દયારને બેતાજ અને બેસાજ બનાવી, તેના સર ઉપર ધુલ નખાવી, અને એક જોરાવર હાથીને દરબારમા મંગાવ્યો, અને તેની ઉપર તેને બેસાડી ગુમ્દાનના કિલ્લામાં[૧] તેને કેદ કરવા માટે મોકલાવી દીધો અસ્ફંન્દયાર પોતાની સરજતને આધીન થયો, અને દુનિયાની ચલન માટે તે પાહડી બંદીખાનામા અફસોસ કરતો પડયો (1)

દીન ખાતર ઉઠાવેલી લડાઇમા તારાજ થતા ઇરાનને બચાવવાના બદલા તરીકે, આવી રીતની સજા અસ્ફંન્દયાર ભોગવવા લાગ્યો, તેથી તે જગતની બેવફાઇ ઉપર શકમંદ થઇ રાત દિવસ બળાપો કરતો હતો (2)

### પાદશાહ ગુશ્તાસ્પનુ દાન ફેલાવવા જાબુલ જવુ[૨]

અસ્ફંન્દયારને કેદ કીધાથી ગુશ્તાસ્પનુ ઉકળેલુ લોહી શાંત પડયુ ઝંન્દ અવસ્તાનો ફેલાવો કરવાનુ કામ હવે શાહ ગુશ્તાસ્પે પોતે માથે ઉઠાવ્યુ તુરાંનીઓને શીકસ્ત આપ્યા પછી, ગુશ્તાસ્પ પાદશાહ કાઇક બેફીકર અને બેદરકાર બની ગયો ગુશ્તાસ્પે

---

૧ જમ્યાદ યસ્તમા ‘સ્પેન્તોદાત’ નામે એક પાહાડનુ નામ છે આ ગુમ્દાન કિલ્લાવાલો પાહાડ, તે ‘સ્પેન્તોદાત’ પાહાડ હોવો જોઇયે, અને ત્યા અસ્ફંન્દયારને કેદ કરેલો હોવાને લીધે, એ પાહાડને ‘ગુમ્દાન’ નામ મળેલુ મનાય છે (તવારીખે કયાનીઆન)

૨ એક સવાલ જે સહેલથી ઉભો થઇ શકે છે, તે એ કે અરજાસ્પ સામે ઇરાને આવી ભયંકાર લડાઈ ચલાવી, ત્યારે તેવી લડાઇમા જાબુલી રૂસતમ અને તેના બાપ ઝાલે ઇરાનીઓને કાઇબી મદદ નહી આપવાનુ શુ કારણ? શાહનામા પ્રમાણે એવુ માલમ પડે છે, કે પાદશાહ કએખુશરૂએ જયારે ઇરાનની ગાદી લોહરાસ્પને આપી, ત્યારે રૂસતમ અને ઝાલ તે સામે વિરૂધ વિચાર ધરાવતા હતા, છતા જયારે લોહરાસ્પ ઇરાનની ગાદીએ બેઠો, ત્યારે જાબુલી પેહલવાનો અને ઇરાનના પાદશાહ વચે મોટો મિનાકેસો અને મતફેરી બરપા થયા હતા આ સબબને લીધે રૂસતમે ઇરાન સાથનો પોતાનો તમામ સંબંધ છોડી દીધેલો હોવાથી, અરજાસ્પવાલી લડાઇમા તેણે ઇરાનીઓને કાઇબી મદદ આપી નહી હતી.

વઝીર જામાસ્પને રાજની લગામ સોંપી, અને પોતે જાબુલસ્થાન ઝાલ અને રૂસ્તમને મળવાને ગયો ત્યા પાદશાહ ગુસ્તાસ્પે ઝાલ અને રૂસ્તમને પવિત્ર ઝન્દ અવસ્તાના કલામ સંભલાવી, તેઓને જરથોસ્તી દીન કબુલાવી હતી ત્યા પાદશાહ ગુસ્તાસ્પ બે વરસ સુધી આરામમા રહ્યો હતો

## શાહજાદા અસ્ફન્દયાર વિશે તુરાનમાં ખબર પડવી.

અસ્ફન્દયારને તેના બાપે કેદ કીધો છે, અને પાદશાહ ગુસ્તાસ્પ જાબુલસ્થાન આરામમા દિવસો ગુજારવા ગયો છે, અને રાજધાની શહેર વઝીર જામાસ્પને હસ્તક છે, એવી ખબર જયારે તુરાનના પાદશાહ અર્જાસ્પને કાને ગઇ, ત્યારે તેણે જાસુસો મારફતે ખબર મગાવી, તે વિશે પોતાની ખાતરી કીધી જાસુસોથી ખબર મલી કે "બલખમા સઘળુ શાંત છે, અને અસ્ફંન્દયારના બેટા બહમનને, પોતાના બાપને કેદ કીધાથી, તેણે બેદીન બની લશકરનો ઓધો મુકી દીધો છે, તથા શાહ ગુસ્તાસ્પ જાબુલ જઇ પડયો છે, અને શેહરનો નિગેહબાન કોઇ નથી."

અસ્ફન્દયાર જેવા કાસાની દેહવાલા અજીત પેહલવાન કેદ પડેલો છે, એવી ખબર જાસુસ તરફથી સાંભલી, અને બલખને પાદશાહ ગુસ્તાસ્પની ગેર હાજરીથી નિરાધાર બનેલુ જોઇ, અરજાસ્પે ઇરાન ઉપર બીજી વાર ચહડાઇ લેઇ જવા માટે એક મોટુ લશ્કર પાછુ એકઠુ કરવાનો હુકમ કીધો"

"ફરી આવે એવો વખત નહિ હાથ,
કરૂ કુલ જરથોશ્તીઓને મહાત
હૂકમ કીધો લશ્કરને આયો છે લાગ,
દીનાની દિલમાહે સલગાવો આગ
કરો જગથી નાબુદ જરથોશ્તી દીન,
કરો ઝન્દ અવસ્તા ચિરી ફિનફીન
જરથોશ્તી આતશ કરો તમ સરદ,
ઉઠાવો કિનાની ખલકપર ગિરદ
પડો જગી જવે, જવાનો 'ને પીર,
ધરો તન બખ્તર, શમશીરો તીર.
કરો એકદમ જઇ જરાથુશ્ત કતલ,
હૂકમ મારો એ છે સૌથી અવલ
નથી જગમે ચઅદાપરસ્તીનુ કામ,
મને છે જરાથુશ્તની દીન હરામ
નથી જોઇતો એ હમુને ધરમ,
હમારા ધરમને કરે તે બરહમ"

## જરથોશ્તી દીન માટે બીજી લડાઇ. જરથોશ્તીઓની ખુવારી થવી અવસ્તાને આગમાં બાલી નાખવી પવીત્ર મકાનોનુ તારાજ થવુ અશો જરથોશ્તનુ મરણ

આવો લાગ જોઇ અરજાસ્પ પોતાનુ ગજાવર લશ્કર લઇ બલખ શહેર ઉપર એકદમ ચહડી ગયો શેહરનો બચાવ કરતા કોઇબી પેહલવાન શેહરમા હતો નહી તુરાનીઓએ એવો મામલો જોઇ બલખમા કતલ ચલાવી શેહરમા ચાલતી લડાઇની ખબર પાદશાહ લોહરાસ્પ જે ઇબાદતગાહમા એકાંત પડેલો હતો, તેને કાને પડતાજ તે શેહરના બચાવ ખાતર થોડાક લશ્કર સાથ બાહાર પડયો પોતે જઇફ ઉમરે પુગેલો હોવા છતા, પોતાની તલવાર વડે દુશમનોને તેમજ બુતપરસ્તોને મોટી સખ્યામા તેણે ઠાર કીધા પણ અંતે કિલ્લાની દેવાલ આગલ એક તીરનો તે ભોગ થઇ પડયો આવા

બલવત પેહલવાનને જમીન દોસ્ત થયલો જોઇ, હિચકારા તુરાનીઓ તેની ઉપર તુટી પડયા, અને તેના શરીરની બોટી બોટી કરી નાખી તુરાંનીઓ તેને કોઇ જવાન પેહલવાન સમજતા હતા, કેમકે તે દીનાવર્ગીથી લડતો હતો, તેથી તેઓ ડર ખાઇ ગયા હતા. પણ જયારે તેના માથા ઉપરથી તેની કોલાહ ઉંચકી લીધી, ત્યારેજ તે શાહ લોહરાસ્પ તરીકે ઓલખાયો હતો આ હુમલો અચાનક અને અચાનક હોવાને લીધે, જરથો શ્તીઓ લડાઇ કરવા બીલકુલ તઇયાર ન હોવાથી, લાચાર થઇ પડયા હતા તુરાનીઓ ખુનપર ચહડયા, અને હજારો જરથોસ્તીઓ આ લડાઇમા કપાઇ ગયા નિરદોશોની કતલથી જેહાન અંધારી થઇ બેહલો અને કિર્તીવંત અઍથ્રાનોને તુરાનીઓએ આગ લગાડી પાયમાલ કીધા ઝન્દ અવસ્તાને તેઓએ આગમા બાલી નાખ્યા આતશકદેહ અને આતશ બેહરામોને તેઓએ તારાજ કીધા, અને પવિત્ર મકાનોમા બંદગી કરતા દસ્તુરો અને દાવરોને કતલ કરી, તેમના લોહીથી જરથોશ્તી આતશને સરદ કીના [૧]

## ગુશ્તાસ્પની બે બેટીઓનુ હરણ.

શેહરમાં જબરી લુટફાટ ચાલી રહી અર્જાસ્પ પાદશાહના ખાસ સિપાહો ગુશ્તાસ્પના શબેસ્તાન યાને ખાસ મેહનમા લુટફાટ કરવા ધસી ગયા, અને ત્યાંથી ગુશ્તાસ્પની બે ખુબસુરત બેટીઓ, હોમાય અને બેહઆફ્રીદને કેદ કરી, તુરાન તરફ તેમને મોકલાવી દીધી

## અશો જરથોશ્તની કતલ

એ પછી પેગમ્બર જરથોશ્તને પકડવાની શોધ ચાલી તુર બરાતુર નામનો તુરકી, જે પેગમ્બર જરથોશ્તનીજ શોધમા ફરતો હતો, તે પોતાની સાથના સિપાહો એક સાથ એક આતશ બેહરામમા ધસી ગયો, અને ત્યા અશો જરથોસ્ત બંદગી કરતા હતા, તેવનને પીઠ પાછળથી તેણે જખમ કીધો આ જખમ થતાજ પેગમ્બર સાહેબ પેચ ખાઇ જમીન પર પડી ગુજર પામ્યા, (3) પણ મરવા આગમજ પોતાના હાથમા પકડેલી તસબી તેવણે તુર બરાતુર ઉપર ફેકી કહે છે કે તે તસબીમાથી તેજ વખતે એક અજબતી રોશનીનો શીરારો નિકલ્યો, અને તે શરરાના તેજથી બુરી મનશાનીનો તુર બરાતુર તેજ વખત બેજાન થઇ ત્યાજ પડ્યો જરથોશ્તી ધરમ અને પેગમ્બર જરથોશ્તની, તેમજ ઝન્દ અવસ્તાની આવી રીતે ખુવારી થઇ

એ રીતે પેગમ્બર જરથોશ્ત ગુજર પામ્યા એ રીતે દીનની ખુવારી થઈ એ રીતે પવીત્ર અવસ્તા પાયમાલ થયા જેઓએ દીનને ખાતર જીવ આપ્યો, તેઓ દીનના સાચા પરસ્તાર હતા તેઓ સાચા જરથોશ્તી હતા, તેઓ સાચા ધારમીક હતા જરથોશ્તના મરણ પછી જરથોશ્તી દીન પડી ભાગી નહી, પણ તેને સજીવન કરવા માટે દીનના યોધ્ધાએ હજી જીવતા હતા, પણ આ ખુખાર લડાઇમા તેઓ ગેરહાજર હતા. અશો જરથોશ્તનુ મરણ આવી રીતે આવ્યુ હતું.

---

૧ કહે છે, કે પેગમ્બર જરથોશ્ત પાક દીનની સાથે મેહુર બુરજીન નામનો આતશ લાવ્યા હતા આ ચમતકારીક આતશ કાઇ પણ બલતન વગર હમેશા રોશન રહેતો હતો પાદશાહ ગુશ્તાસ્પે બલખ શેહરમા એ મેહર બુરજીન આતશનો કેબનો કીધો હતો આ પાવત્ર લડાઇમા જે આતશ તુરાનીઓએ બુજવ્યા હતા, તે એજ આતશ હોવા જોઇએ, એવુ અનુમાન થઇ શકે છે.

## ગુશ્તાસ્પની રાણી હુતોક્ષનુ આ બનાવની ખબર આપવા જાબુલ તરફ જવું.

આ માહેતમભરી ખબર ગુશ્તાસ્પને પોહોચાડવા માટે ગુસ્તાસ્પની એક રાણી હુતોક્ષ, મેહેલમાંથી તુરકી લેબાસ ધારણ કરી, ઘોડે સવાર થઇ જાબુલસ્થાન તરફ બનતી ઝડપે નિકલી ગઇ તેણીએ આ ખુવારીની માહેતમભરી ખબર, તેમજ લોહરાસ્પના મારયા ગયાનો સંદેશો, તથા પેગમ્બર જરથોશ્તની કજાનો બનાવ શાહ ગુસ્તાસ્પને જાહેર કીધો.

વળી એ ઉપરાંત ગુસ્તાસ્પની બે દીકરીઓ તુરાનીઓ ઉઠાવી ગયા હતા, તે બીનાથીબી તેને જાણીતો કીધો.

### ગુશ્તાસ્પનો ગમ અને ક્રોધ

આ ખબરથી ગુશ્તાસ્પ પાદશાહ જેટલો દુખી થયો, તેટલોજ તેના ગુસ્સાનો પણ પાર રહયો નહી તેણે તુરતજ નકીબદારોને બુલાવી દેશે દેશ અને મુલકે મુલક નામા લખાવી ચોતરફ રવાના કરી લોકોને લશ્કરમા જોડાવા ફરમાન કરી, તેઓને હાજર થવાની તાકીદ કીધી એક જબ્બર મોટુ લશ્કર ગુસ્તાસ્પની મદદે, અને જરથોસ્તી દીનની કુમકે તુરતજ ભેગુ થયુ.

### નવી જરથોશ્તી લડાઇની તુરાનમાં ખબર પડવી.

આ ઇરાની લશ્કરના ભેગા થવાની ખબર અરજાસ્પને પડી, અને તેણે પણ એક મોટુ લશ્કર એકઠુ કીધુ બને લશ્કરો વચ્ચે એક મોટુ જંગ થયુ, અને કમનસીબે

### ઇરાંનીઓની હાર

એ લડાઇમા થઇ. ગુશ્તાસ્પ પાદશાહે પોતાના રસાલા સાથ નાહસી એક પાહાડ ઉપર આસરો લીધો આ પાહાડ ઉપર જવાનો એકજ છુપો મારગ હતો, અને તે ફકત ગુસ્તાસ્પનેજ ખબર હોવાથી, તુરાનીઓ તે મારગને શોધી કાહડી શકયા નહી ગુશ્તાસ્પે આવી રીતે તે પાહાડનો આસરો લીધો, પણ અર્જાસ્પ અને તેના સિપાહીઓને પાહાડ ઉપર જવાનો મારગ મલ્યો નહી, જેથી અર્જાસ્પે ગુશ્તાસ્પને તેમજ તેના સિપાહોને ભુખમરાથી શરણુ થવાની ફરજ પાડવાની નેમથી, તે પાહાડને ઘેરી લીધો. ખોરાક વગર ઇરાનીઓ ત્યા બતર હાલતમા આવી પડયા, અને ભુખમરો પડવાથી અને તેઓ ઘોડાને કાપી, તે ઉપર ગુજરાન ચલાવવા લાગ્યા એવે સમે ગુશ્તાસ્પે જામાસ્પની સલાહ લીધી, અને જામાસ્પે કહ્યુ કે—"આ જંગ અસ્ફન્દયાર સિવાય કોઇથી જીતી શકાય એમ નથી, માટે તુ જો તેને બંદીખાનેથી છોડવે, તો તે જંગ ફતેહ કરે."

ગુશ્તાસ્પે જે ગેરઇનસાફ અસ્ફંન્દયારને કીધો હતો, તેનો માટે તે હવે ઘણોજ પસ્તાવા લાગ્યો તેણે કહ્યું કે—"જો અસ્ફન્દયાર આ જંગમા ઉતરે, તો હુ તેને મારૂ તખત આપવા તઇયાર છુ વજીર જામાસ્પ તું અસ્ફંન્દયારને મારી તરફથી જઇને સમજાવી લાવ"

જામાસ્પે અસ્ફન્દયાર પાસ જવાનુ અને તેને સમજાવવાનું માથે લીધુ. તુરતજ જામાસ્પે તુરાની વેશ ધારણ કીધો, અને ગુમ્દાનના કિલ્લામા અસ્ફન્દયાર આગળ જવા તે પાહાડને છુપે મારગે બાહાર પડયો, કે તુરાનીઓ જો તેને રસ્તામા મળે, તો ઓળખે નહી અને જામાસ્પ અનેક મુશ્કેલીઓ વટાવી, છુપા વેશમા અસ્ફન્દયારને જઇ મલ્યો, અને ગુશ્તાસ્પનો પેગામ કહી, તેને સમજાવવા લાગ્યો.

### અસ્ફન્દયારે લડાઇમા ઉતરવા આગમજ બન્દગી કરી લીધેલી માનતા.

જામાસ્પ વજીર તરફથી પોતાના બાપનો પેગામ સાભલ્યા પછી, શાહજાદા અસ્ફન્દયારે એ નવી લડાઇમા ઉતારવા સાફ ના પાડી, પોતાને થયલા ગેરઇનસાફ માટે ફરીયાદ કરવા લાગ્યો. પણ વજીર જામાસ્પની સમજાવટ અને મનાવટથી અસ્ફન્દયાર પોતાના બાપ ગુશ્તાસ્પનો ગેરઇનસાફ ભુલી ગયો, અને જો તે જગ ફતેહ કરે, તો તેના બાપે તેને પોતાનુ તખ્ત આપવાનો જે કૉલ જામાસ્પ પાસે કેહવડાવ્યો હતો, તે ઉપર ઇતબાર રાખી તે જગે જવા કબુલ થયો પણ જવા આગમજ તેણે ખુદાતાલા હજુર, કેટલીક માનતા પોતાની ફતેહ માટે માગી.

"સિપાસો સના તારી પરવરદેગાર,
ખલક ને ફલકનોં તૂ સરજનહાર.
તવાના ઓ દાના, અરે દાદગર,
કર મહેર તારી હુ બન્દા ઉપર
સિહા રોજ રોશન કર મૂજ સુફેદ,
હવે લાવ બર મુજ દિલની ઉમેદ
અગર જગ જો આ ફતેહ હુ કરૂ,
ફતેહ જગ કરી જો હુ પાછો ફરૂ
કરૂ જો સિહા દીન અર્જાસ્પનો,
કીનો જો લેઉ લોહરાસ્પનો
થયા જગે મારા જએહ ભાઇ જાન,[૧]
જવાનીમા ખીલતા રોશન રવાન
કિધી લાલ લહુથી મચદાન ખાક,
હકિકત સુણી જીગર થાયુ ચાક.
અગર જો કિનો લઇ અનુ સર્ફરાજ,
કરૂ તૂરકી મુદઇઓને જો તારાજ[૨]
તો કબુલ થાઉ છુ હુ, ઓ યઝદાન પાક,
પેદરને કિનામા કરશ નહિ હલાક
આજેજ બન્દો તહારો ગુલામ,
ઝુકી તુજ જનાબે કરે છે કલાંમ
અગર જગ ફતેહ કરૂ જો તમામ,
સ્થાપશ હુ એક સો આતશબેહરામ[૩]
કરૂ છુ સેપાસો-સના દસ્તગીર,
ઝુકાવે છે સર આએ બન્દો હકીર
અગર જગે પામુ જો મારી મૂરાદ,
તો બધાઉ એક સો સરા[૪] દિલ કુસાદ
મૂસાફર વસી ત્યા રહે દીલ શાદ,
બની રહે વસ્તીથી જગલ આબાદ
અગર આવું જગથી જો દુશમન હણી,
કુવા દસ હજાર હુ ખોદાઉ ગણી
ભુખીયાંને ભોજન, તરસિયાને પાન,
દુખિઆને હમેશ દેવશ હું દાન
ખલકના ઓ ખાવિંદ અહુરમઝદ ખુદા,
કરૂ સર ઝુકાવી ફરજ મૂજ અદા
નિગાહબાન થઇ બક્ષ પીરોજગરી
કરજે આ જગે તુ રહેબરી

૧ અરજાસ્પ સાથની પેહલી લડાઇમા ગુશ્તાસ્પ પાદશાહના જે વાહલાઓ મારયા ગયા હતા, તેમને માટે અસ્ફન્દયાર આ ઇશારો કરે છે  ૨ શીકસ્ત આપુ  ૩ શાહજાદો અસ્ફન્દયારે જો જગ ફતેહ કરે, તો દુનિયામે એક સો આતશબેહરામ બધાવવાની માનતા લીધી હતી તે માનતા વિશે આ ઇશારો છે  ૪ સરા યાને મુસાફરખાના

### અસ્ફન્દયારની લડાઇના મેદાનમાથી રૂઇનદેજ તરફ અર્જાસ્પનુ નાહસવુ.

જગ જીતવાની ઉમેદ અને ઉલટમા અસ્ફન્દયાર લડાઇના મેદાનમા જવા તૈયાર થયો વજીર જામાસ્પે તેના બદ તોડવા લુહાડોને બોલાવ્યા, પણ લુહાડો આવે તે આગમજ અસ્ફન્દયારે પોતાના તન પરની જજીરો અને બેડીને જોરથી તોડી નાખી, પોતાને હાથે તે છુટો થયો

ગુમ્દાનના કિલ્લા માહેના કેદખાનામાથી અસ્ફન્દયાર નીચે ઉતરી પોતાના બાપ પાસ ગયો બને બાપ બેટા લાબે વખતે એકબીજાને ભેટી પડ્યા, અને તેઓ વચે અરસપરસનો ખુલાસો થયો

એ પછી અસ્ફન્દયાર અને તેના લશ્કરે અર્જાસ્પ સામે લડાઇ ચલાવી તે લડાઈ બેશક આગલી લડાઇઓ કરતા વધારે ખુવારી ભરી થઇ હતી અર્જાસ્પના લશ્કરની એ લડાઈમા હાર થઇ, અને અર્જાસ્પ જંગના મેદાનમાથી નાહસી તુરાનમા રૂઇન દેજ નામના કિલ્લામા જઇ ભરાઇ બેઠો ગુશ્તાસ્પના કહેવાથી, • અસ્ફંન્દયાર સાત હફતેખાનો તોડી, એક વેપારી વેશે રૂઇન દેજમા દાખલ થયો, અને તે કિલ્લામા કેદ પડેલી પોતાની બે બેહનોને અર્જાસ્પના બદમાંથી છોડવી, તેમને ઇરાન લઇ આવ્યો, અને પોતાના બાપને પાછો જઇ મલ્યો. ગુશ્તાસ્પે આપેલી કબુલાત પ્રમાણે, અસ્ફન્દયાર પોતાના બાપ પાસ ઇરાનનુ તાજ અને તખ્ત માગવા લાગ્યો



# રૂસ્તમ અને અસ્ફન્દયાર.[1]

### (અસ્ફન્દયારનુ રૂસ્તમ સાથ જગ.)



### રૂસ્તમ અને અસ્ફન્દયારના દાસ્તાનનો કુરાંન સાથનો સબધ.

રૂસ્તમ અને અસ્ફન્દયારનુ દાસ્તાન કહે છે કે ઇરાનમાથી અરબસ્થાનમા દાખલ થયુ હતુ. કુરાનના ૩૧ મા બાબમા જણાવવામા આવ્યું છે, કે નઝર-એબને-અલહરથ નામના આરબે, ઈરાનમાથી રૂસ્તમ અને અસ્ફન્દયારનો કિસ્સો ખરીદયો હતો, અને તે દાસ્તાનનુ વાચન ખુરેશની મહેફીલોમા કીધાથી, તે મોટી વખાણને લાયક માલમ પડયુ હતુ. અસલ ઇરાની પાદશાહ અને પેહલવાનોના દોર અને દમામની તારીફના બયાનના

---

૧ આ રૂસ્તમ અને અસ્ફન્દયારનું સગીત કિરતન પેહલવેહલ્લુ મુબઇમા ૨૧ મી મારચ ૧૯૧૬ અને જમશેદી નોરોજને દીને મુબઇમા બે૦ જી૦ ઇન્સ્ટીટયુટવાલા મકાનના હૉલમા, મુબઇની જશન કમીટીની ફરમાસથી રજુ કીધુ હતું, અને ત્યાર પછી તે અમદાવાદ અને ભરૂચમા ત્યાની પારસી અનજુમન સમક્ષ જુદે જુદે વખતે ખાસ ફરમાસથી રજુ કીધુ હતું

દાસ્તાંનો સાભલ્યાથી આરબોમા તે એટલા તો વખણાવા લાગ્યા કે, ડેવીદ અને સોલોમન, તથા બીજા એવા પ્રખ્યાત દાસ્તાનોના કિસ્સા, જે કુરાનમા દરશાવ્યા છે, તેના કરતાબી તે વધારે વખણાવા લાગ્યા હતા. એ ઉપરથી માલમ પડે છે, કે રૂસ્તમ અને અસ્ફન્દયારનુ દાસ્તાન ઘણુ પુરાણુ છે, અને ફીરદોસીએ તે રચ્યુ તે આગમજ ઇરાનમા તે જાણીતુ હતુ, અને ઇરાનમાથી તે અરબસ્થાન જવા પામ્યુ હતુ

**અસ્ફન્દયારના ફરોહરની આરાધના**

ફરવરદીન યશ્તમા, તેમજ રપીથવનની આફ્રીનમા અસ્ફન્દયારના ફરોહરને જરથોશ્તી દીન ફાએશ કરવાના ભલા કામ માટે યાદ કરવામા આવલુ છે

**જરથોશ્તી દીનની પેહલી લડાઇની યાદ.**

જરથોસ્તી દીનને ફાએશ કરતા જે ત્રણ લડાઇઓ થઇ હતી, તે માહેલી પેહલી લડાઇમા ફતેહ મેળવ્યા પછી, શાહ ગુશ્તાસ્પ બે વરશ સુધી આસાએસ લેવા સીસ્તાનમા ઝાલ અને રૂસ્તમના મહેમાન તરીકે જઇ રહયો હતો.[1]

ગુશ્તાસ્પની ગેરહાજરીનો લાભ લઇ, તુરાનનો પાદશાહ અરજાસ્પ ઇરાન ઉપર બીજી વાર ચઢાઇ લેઈ ગયો, અને બલખમા શાહ લોહેરાસ્પને, તેમજ અશો જરથોસ્તને કતલ કરી, ગુશ્તાસ્પ શાહની બે દીકરીઓને પકડી તે ઉઠાવી લેઇ ગયો હતો

આ ખબર શાહ ગુશ્તાસ્પને[2] પડતાજ, તે સીસ્તાનથી તુરત નિકલી પોતાની રાજધાની શેહરમા આવ્યો, અને એક મોટી લડાઇ અરજાસ્પ સાથે કરવાની તેણે તૈયારી કીધી

**રૂસ્તમે લડાઇમા જોડાવા ના પાડવી.**

આ લડાઇમા સામેલ થવા ગુશ્તાસ્પે જેહા પેહલવાન રૂસ્તમને બોલાવ્યો, પણ રૂસ્તમે બુઢાપાના વખતમા એકાંત જીંદગી ગુજારવાનો ઠેરાવ કીધેલો હોવાથી, તેણે એ લડાઇમાં સામેલ થવા ના પાડી. એ ઉપરથી, ગુશ્તાસ્પના મનમા વેર વસ્યુ, અને તેણે પોતાનુ અપમાન માની લીધુ

**અસ્ફન્દયારને ગુમ્બદાંનના કેદખાનામાથી ગુશ્તાસ્પે છુટો કરવો.**

રાજધાની શેહર બલખમા આવતાને વાર ગુશ્તાસ્પે પોતાના દીકરા અસ્ફન્દયાર, જેને તેણે કેદમા નખાવ્યો હતો, તેને કેદખાનામાથી તુરત બોલાવી, પોતાનુ તાજ અને તખત આપવાની કબુલાત આપી, અને પોતાની બે દીકરીઓને અરજાસ્પના હાથમાથી છોડવવા, અને તેના મુલક ઉપર ચહડાઈ લેઇ જવા ફરમાવ્યુ

તખત મેળવવાની આશા અને ઉલટમા અસ્ફન્દયારે એ કામ માથે લીધુ, અને અરજાસ્પનો મુલક જીતી લેઇ તેને માર્યો, અને પોતાની બે બેહનોને અરજાસ્પના

૧. ઝાલ અને રૂસ્તમને વતન શાહ ગુશ્તાસ્પે જઇને તેમને જરથોશ્તી દીનની ખુલ દી વિશે સમજ આપી હતી, અને ઝાલ તથા રૂસ્તમે તે ભલી દીન કબુલી હતી. કરતા

૨ ગુશ્તાસ્પની બે દીકરીઓને અરજાસ્પ કેવી રીતે તુરાંન ઉઠાવી ગયો અને તે ખબર ગુશ્તાસ્પને કેવી રીતે સીસ્તાનમે મળી, તેની હકીકત છેલ્લા દાસ્તાનમા દરશાવેલી છે કરતા

હાથમાથી છોડાવી, આ ફતેહ મેલવી અસફન્દયાર પોતાના વતન ઇરાન તરફ પાછો ફરીયો, અને બલખ શેહરમા પોતાના બાપ ગુસ્તાસ્પ પાસે તેણે ઇરાનનુ તાજ અને તખત માગ્યુ

### રાણી કએતાયુન અને અસ્ફન્દયાર.

રાણી કએતાયુને (અસ્ફન્દયારની માદરે) પોતાના દીકરાને ઘણો સમજાવ્યો, કે તખત અને તાજને ખાતર બાપની સાથ મીનાકેસો કરવામા સાર નથી તેણીએ મીનત કરી કહ્યુ, કે રાજપાતનો વારેસ તુ પોતેજ છે, અને સેવટે તે તુંનેજ મળશે, પણ અસ્ફન્દયારના ધ્યાનમા કએતાયુનનું કહ્યુ જરાબી ઉતરયુ નહી, એટલે તે દુખી માદર ફરી આજેજી કરી અસ્ફન્દયારને સમજાવવા લાગી (1)

પણ અસ્ફન્દયારના ધ્યાનમા તેની માદરની મીનતજારી જરાબી ઉતરી નહી, અને નારાજ થઇ પોતાનો હક રજુ કરતા તે બોલ્યો કે.—

"હકિકત છે સાચી, મગર કર વિચાર,
નથી શુ ખતાવાર પેદર શેહરિયાર
રવાના કિધો આપી મુજને વચન
જગમા જો અર્જાસ્પ થાયે શરણ
લોહરાસ્પનો કીનો હુ લેઉ મારીને,
આઝાદ કરૂ બેહનો બે પ્યારીને
તો આલમમે આબાદ થશે મારૂ કામ,
દુનિયામે થાશે બુલંદ મારૂ નાંમ
કરૂ જઇ બહી ને ગુરઇનો જો નાસ,
કરૂ જઇ નાબુદ તુરાની ત્રાસ
તો ઇરાની લશ્કર, ને ઇરાની રાજ,
ગંજને ખજાનો અને તખ્તો તાજ
મુકી તારે સર હુ કરૂ તાજદાર,
જગતમા રહે નામ અસ્ફન્દયાર
જગતમા જશને શુ આવુ ઇનામ?
કસમ પર કહેલા કહાં છે કલામ?
જીતી જંગ આવ્યો છે અસ્ફન્દયાર,
બને કેમ ન ઇરાંનનો શેહરિયાર?
બનુ જો હુ ઇરાંનનો તાજદાર,
સદા મુજ પેદરનો બનુ તાબેદાર
અગર જો પેદર ખુદ વચનથી ફરે,
હક મારો જો ના મંજુર કરે
કસમ છે ખુદાના, કહુ રાસ્ત માન,
બનશ મારે હાથે હુ શાહે-ઇરાંન.
છીનવી લેઇ મુજ હાથે તખત,
લહેજામે બુલંદ કરશ મુજ બખત"

કએતાયુને અસ્ફન્દયારને ઠપકો આપી. સમજાવવુ.

બોલી થઇ દલગીર, કતાયુન બહુ
"આ ગુસ્તાખી ભરિયા સુખન ના સહુ
પીસર તારી કેવી એ નાદાંની છે,
જગતમા જવાની દિવાની છે
કિધા જંગ બેશક તુએ ખીશ્યાર,
બનીને ફતેહમંદ થયો નામદાર
કિરતીની નોબત સર તુજ ખડી,
એથી શુ ચાહે બિજી બહેતરી
તુને હોય ખજાના ને ગંજની જરૂર,
નથી તે જરાબી તુજથી દુર
કિરતી છે તારી બેશક બુલંદ,
એથી શુ જ્યાદા કરે તુ પસન્દ
પેદર તારો રાખે છે તખ્તો તાજ,
પેસર તેનો રાખે છે લશ્કર 'ને સાજ.
તે રાખે છે દોલત, ખજાનો તમામ,
તે તારેજ માટે છે અએ નેકનામ
પેદરને નમી ચાલે છે જે પિસર,
સદા ખુશ રહે રબ તેની ઉપર
ખરો છે તુ હકદાર પિદર તાજનો,
ખરો છે તુ વારેસ મૂલક રાજનો
પિદર બાદ એ સહુ તહારૂ થશે,
થશે સહુ એ તારૂ, ન મારૂ થશે."(2)

અસ્ફન્દયાર પોતાની માતાના આવા સખુનો સાભળી નિરાસ થયો, અને પોતાના બાપ પાસ તે બે દિવસ સુધી ગયો નહી, અને પોતે મોજ મજાહમા પોતાનો વખત પસાર કરવા લાગ્યો પણ ગુસ્તારપને અસ્ફંન્દયારના વિચારને વિશે એવી ખબર પડી, કે તે તેનુ તખત જબરીથી લેવા ધારે છે

**જામાસ્પ વજીરે શાહજાદા અસ્ફન્દયારનુ ભવિશ વર્તવુ**

ગુસ્તાસ્પે તુરતજ જામાસ્પ હકીમની સલાહ લીધી, અને તેને અસ્ફન્દયારનુ ભવિશ જોવા ફરમાવ્યુ

હકીમ જામાસ્પે અસ્ફન્દયારનુ ભવિશ રમલથી જોયુ. જામાસ્પ રમન જોઇ વિચારમા પડયો, અને પોતે અતી ઘણો દલગીર થઇ, પોતાની આખોમા આસુ લાવી બોલયો કે:—

"જમાનાની ગરદીશ છુપાવે કરમ,
ભરમ ગુપ્ત રાખે, ભવિશ બેરહમ
બુરા મુજ નસીબની છે સરજત ભુડી,
જખા કેમ કરી બોલે વિગતો રૂડી
દિસે છે ભવિશની સિહા બહુ સૂરત,
છે તાસીર રમલની બુરી બદબખત
અફસોસ! કા આવ્યુ નહિ મુજ મરન,
જીવી નહિ કહેતે રમલ બદ સુખન
અફસોસ! રમલમા દિસે અધકાર,
જીગર મારૂ ફાટે વિધઇ આરપાર.
દિસે છે ભવિશ અસ્ફદયારનુ,
સિતમગર બહુ છે વિના પારનુ
અગર જગ રૂસ્તમ સગ એ કરે,
રૂસ્તમ હાથે 'સ્ફદિયાર મરે"

**અસ્ફન્દયારનુ ભવિશ સાંભલી ગુશ્તાસ્પે વિલાપ કરવો.**

રમલના સુણી સર્વ ભેદો ભરમ,
રડે શાહ ગુશ્તાસ્પ કુટી કરમ:
"કરૂ કેમ એના ભવિશની દવા,
દેખાડે રખે આસમા રગ નવા
રહ્યો છે ખિલી કમનસિબનો રગ,
રખે મારી હાલત થાયે બતગ
અજબ છે નજુમ તારી કેમ લાજવાબ,
થશે કઇ રીતે એની મિટ્ટી ખરાબ.
મરે કેમ કરી મારો અસ્ફદયાર,
બદન જેનુ બન્યુ સગ સમ યાર
નજુમ જો જામાસ્પ, કરીને વિચાર,
રૂઇનતન[1] નથી શુ અસ્ફન્દયાર
ન ખજર, ન તલવાર, જખમ કઇ કરે,
તો કેમ મારો દિલબદ દિકરો મરે
ન ગુરજનો ગોબો બદન પર પડે,
તો કેમ મારો દિલબદ દિકરો મરે
ન નેજો, ન ખજર શકે કઇ કરી,
તો જગમે જરો કેમ એ દિકરો મરી
કિધુ છે જરાથુશ્તે કાસાનુ તન,
તો કેમ થાય દિકરાનુ જગમે મરન
નજુમ જો તુ જામાસ્પ ના કર કયાસ,
મરે કેમ અસ્ફન્દયાર કર તુ તલાસ
કજાની ખબરથી દિલે લાગી આગ,
શુ કરમઇ જશે મુજ ખિલેલો બાગ"(3)
કરમને કુટી શાહ ગુશ્તાસ્પ રડે
"રખે આ રૂઇનતન કવખ્તે મરે
રખે થાય તારી કજા જગમે,
રહે જીવ નહિ મારો મુજ અગમે

૧ રૂઇનતન એટલે ધાતુ મસાલ કઠણ, પેગમ્બર જરથોશ્તે અસ્ફન્દયારના તનને એવુ મજબુત બનાવ્યુ હતુ, કે જેથી કોઇબી જાતના હથીઆરથી તેના શરીર ઉપર જખમ થતો હતો નહી.

કરૂ એવી તદબીર આવે તે કામ,
નહી લે રૂઇનતન રૂસ્તમ નામ
અગર જો એ નહિ જાય જાબ્લુસ્થાન,
તો મરતો બચે મારો એ દીલજાન
કરૂ હુ ઇનાયત મુજ રાજપાત,
રાખુ નજર પાસ હુ દીનરાત
કે જઇને લડે નહિ એ રૂસ્તમ સાથ,
બચે જીવ એનો, નહી થાય ઘાત.
બચાવો રૂઇનતનને આ જેહાનમા,
કરો લાખો તદબીર હોય ધ્યાનમા"
* * *
સુણી દર્દમદના દીલનો અવાજ,
કહે એમ જામાસ્પ "ઓ માલીકે તાજ.

ના કર શાહ તારૂ દિલ દર્દનાક,
ના કર જીગરને નાહક હલાક.
રમલની છે બાજી સરજત હાથ,
તલ ભાર મિટે નહિ અલમની રાત.
બનાવો જે બનવાના ફરશે નહી,
જે જીવનાર હશે, તે તો મરશે નહી
ચમન કેમ ખીલીને કરમાય છે?
કળી કેમ ખીલીને મુરઝાય છે?
અજબ છાઇ સરજતની કાળી ઘટા,
રજો આલમની વધી ગઇ જટા
લખેલા કરમના ન લેખો ટળે,
કરે લાખો તદબીર આદમ ભલે" (4)

## અસ્ફંન્દયારનુ ગુશ્તાસ્પની દરબારમાં જવુ, અને ઇરાંનના તાજો તખ્તની માગણી કરવી

બીજે દહાડે અસ્ફંન્દયાર પોતાના બાપની દરબારમા ગયો, અને દરબારમા પોતાના બાપ ગુશ્તાસ્પ શાહની પાસે તાજો તખ્તની માગણી કરવા લાગ્યો —

"રહેજો સલામત શાહે ઇરાન,
ઝુકી તારો બન્દો દાયે તુને માન
સદા રેહજો તારૂ રોશન બખ્ત,
રહો તારૂ કાયમ સદા તાજો તખ્ત.
હુ તારો બેટો છુ તાબેદાર,
સુખન પર છે તારા સર મુજ નિસાર
ઉઠાવ્યો અર્જાસ્પે જયારે પુકાર,
કરવા જરથોશ્તી દીન ખુવાર
કહ્યા'તા જરથોશ્તને મે કલામ,
કરશ દીન જરથોશ્તી ફાએશ તમામ
કરશ બુતપરસ્તીને જીરોજબર,
બનશ હુ જરથોશ્તી દીન નફર
લિધા તે વખ્તે મે એવા કસમ-
કરશ દીન દુશમનના સર કલમ
ગરજમ ફરેબથી ફરિયો તુ બાપ,
ચલાવી મુજ સાથ ચલન બહુ ખરાબ
જ જીરથી જકડી મને કીધો કેદ,
ગમ્દાન અંદર કિધો નાઉમેદ

થયુ ખ્વાર લશ્કર ઇરાંન જયાર,
જરૂરત મારી પડી તુને ત્યાર
રવાના કિધો તુએ જામાસ્પ ખાસ,
કહ્યો તારો પયગામ આપીને આસ
કહ્યા તેણે આવી એવા કલામ,
કે, તાજો તખત છે મહારા તમામ
કહ્યુ કે નિકલ બદમાથી બહાર,
બહેનો બે નાજુક ગુલતન તાર
ગયા છે ઉઠાવી બે ઇરાની નાર,
સહેતી હશે દુખ વિપતી હજાર
વળી ભાઇ તારો ફરશીદવર્દ,
પડી કેદમા બહુ સહે છે દર્દ
કર કાંઇ ઇરાનીઓનો વિચાર,
થયા કુલ્લે પહેલવાનો જંગમે ખૂવાર
પરેશાન હાલે રડે શેહરિયાર,
કરે યાદ હરદમ અસ્ફંન્દયાર
સુણી એ સુખન નિકલિયો બહાર,
બદ મારા તોડી ગયો જંગ દવાર

કિધા તુજ દુશમન કતલ બીશિયાર,
કિધી મે હકે કુલ બલા બેશુમાર
તોડીને ફતેહ કિધા હફતખાંન,
અજબ છે હકીકત કરૂ શુ બયાન.
અર્જાસ્પનુ સર કરી મે કલમ,
કિધા દુર મે તુજ રંજો અલમ
દેજે રૂઇન કિધો ખાક સંગ,
છોડવી બહેનો હતી જે બતંગ
થયો તુ ફતેહમંદ જગમા તમામ,
રહ્યો તાજ વન હુ વિના કાઇ ખામ
વચન આપી મુજને કહ્યાતા સુખન,
કે બર લાવશે મુજ મુરાદે મન
મને આપેલો કોલ હવે કર અદા,
કરશ તારી હુ . તાબેદારી સદા
કહા કોલ તે છે, કહા છે વચન,
કહા બોલ તે છે, કહા છે સુખન
અગર રાસ્ત બોલ્યો જો હોય સુખન,
તો બક્ષ તારૂ તાજો તખ્ત આજ દન
બની બેશરમ હુ ગુજારૂ અરજ,
ભુલે મારો પેદર પોતાની ફરજ "(5)

### શાહ ગુશતાસ્પે રૂસ્તમને પકડી પોતાની દરબારમા હાજર કરવા અસ્ફંન્દયારને ફરમાવવુ

સૂણી શાહ ગુશતાસ્પે દીધો ઉત્તર:
"સુખન રાસ્ત બોલે છે તુ જીગર
સાભલ ફિરોઝગર, નુરેચશ્મ,
દુર કર જીગરમાંથી તુ તારો ગમ
નથી તુ સિવા મુજ કોઇ દીલજાન,
તુ મારી આશા, ઉમેદ, અરમાંન
સિવા તુ નથી મારી કોઇમા ઉમેદ,
કિધા દુર તુએ સંકટ ને ખેદ
નાખુશ ના થા જીગર પેયવંન્દ,
સુખન સૂણુ મારા પેસર દીલબન્દ.
કિધા છે તે દુશમન પામાલ તમામ,
અમર રહેશે તારૂ જગ માહે કામ
જરાથુશ્ત સાહેબે થઇ મહેરબાન,
બદન તારૂ કીધુ કાસાં સમાન
હરીફ કોઇ જગમા નથી તારો હાલ,
ફકત એક છે રૂસ્તમ બીન ઝાલ
મુલક તેનો છે કાબલસ્થાનમા,
વસે ગીઝની જાબલસ્થાનમા
નુરમા તે પુરો, બળ બીશિયાર,
નથી તેનો કોઇબી હરીફ નામદાર
હતો આજ તક તે કદરદા સૂરો,
હવે બેતમીજ તે બનિયો પુરો
મને છોડી દેઇ તે બેઠો છે દુર,
હકુમ મારો તોડે કરી તે ગરૂર
ઉઠાવે છે સરકશ પોતાની ધજા,
ચખાડે કોણુ જઇ તેને સજા
તુરત તુ સીસ્તાનની રાહ ધર,
કરી જંગ રૂસ્તમ જીવતો પકર
કર તહેમતનને જઇ તુ સજા,
બને કોઇ કહી એમ નહી બેવફા
કર જઇ જવારેહને એકદમ કેદ,
જોઇ ઝાલ બુઢો બને નાઉમેદ
પકડી ફરામર્જનુ સર ઝુકાવ,
જકડી કમન્દમા દરબારે લાવ
કસમ લઇ દાદાર આપુ વચન,
કિધુ જેણે પયદા હવાને ગગન
કિધા જેણે પયદા ખુરશીદો-માહ,
હુ રાખુ છુ તેમને મહારા ગવાહ
કે લાવે મુરાદ જો મારી બર-
મુકુ તાજ મારૂ તૂજ સર ઉપર"

રૂસ્તમ સાથ લડવાની વાત સાભળી અસ્ફન્દયાર બોલ્યો કે —"અગર જો લડાઇ તુને કરવી હોય, તો ચીનના ખાકાનની સાથ લડાઈ કર, તેની સાથે લડવા હુ તૈયાર થવશ, પણ બુજોર્ગ રૂસ્તમે ઇરાનની કિમતી સેવા બજાવી છે, તેની સાથ લડવાની તુને શુ જરૂર છે?" ગુશ્તાસ્પે જવાબ દીધો, કે —

## શાહજાદો બહમન.




બહમનના સુખુન —"રાસ્ત ઈનસાફ એક પાદશાહને જેબ આપે છે, અને હટીલાઇ નુકસાનકારક છે [૨] સંસારી ઇચ્છા પતીવર્તને ધોકો પોહચાડે છે. [૩] ખરો નેકબખ્ત તેને કેહવો, કે જે ખુસામતભરી તારીફ કરતા નેકનામી વધારે પસંદ કરે."

"રૂસ્તંમ નાફરમાંન થયો, તેને મારો હુકમ તોડયો, માટે તેને સજા થવીજ જોઇયે"

અસ્ફન્દયાર બોલ્યોઃ—"તુ કોઇબી રીતે મને તારા દસતામાથી દુર કરવા ચાહે છે. હુ તારો દીકરો ફરમાબરદાર છુ, અને તુ જેબી ફરમાવે તે કરવા તૈયાર છુ"

ગુસ્તાસ્પે અસ્ફન્દયારને મનાવી લીધો, અને કહ્યુ કે—"તુ જા, અને ફતેહ કર. રૂસ્તમે નાફરમાની કરી છે, વાસતે તું સીસ્તાન જા, અને તુ તેના હાથ બાધી તેને મારી દરબારમા લાવ હુ કસમ યઝદાનના લેઇ કેહુ છુ, કે તેજ વખત હુ ઇરાનનુ તાજ તારા સર ઉપર મુકશ."

## રાણી કએનાયુનનુ અસ્ફન્દયારને રૂસ્તમની લડાઇથી હાથ ઉઠાવવા મનાવવું

આ વાતની ખબર અસ્ફન્દયારની માદર રાણી કએતાયુનને પડી તેણીએ તુરતજ અસ્ફંન્દયારને રૂસ્તમ સામે જતા અટકાવ્યો, અને મનાવીને કહ્યુ કે—

"કરે કો કફોડી જીગર એવી હામ,
રખે લે તો બેટા તુ રૂસ્તમનુ નામ.
નથી તુને રૂસ્તમની કઇબી ખબર,
નથી કોઇએ જીતિયો તે નામેવર
નથી તુએ રૂસ્તમની સુણી બરાડ,
ધ્રુજે છે સૂણી અલ્બરૂજનો પહાડ.
રૂસ્તમે કીધી છે એવી લડાઇ,
તવારીખે કિયાંનીમા રહેશે લખાઇ,
નથી કોઇ જગમા થઇ તેની હાર,
અજબ તેના હથીયારો છે ખુનખાર.
અજબ તેનુ બખ્તર બબ્રેબયાન,[1]
અજબ તે પર આશક છે આસમાન.
ગયા છે સર તન હજારો કપઇ
નથી ફતેહ તે પર કોઇનીબી થઇ.
૬૭૦૦
ખુદા વાસ્તે છોડ શુરૂં છે એ કાંમ,
અરે જગી જાહેલ થશે ગુમ નાંમ.
ના જા તુ સિસ્તાંન, ના છોડ ઇરાંન,
થશે કેહ કહી નહી રૂસ્તમ પેહલવાન.(6)

૧. બબ્રેબ્આંન—એવુ કેહે છે કે મિનોચેહેર શાહના વખતમાં હિન્દુસ્થાન મધે બબ્રેબેયાંન નામનુ જાનવર જાહેર થયુ હતુ, જેણે હજારો જાનોનો નાશ કર્યો હતો, તથા આબાદ જમીનોને વેરાન કરી નાંખી હતી. જ્યારે હિન્દુસ્થાનના લોકો તે ભયંકર જાનવરથી ઘણુજ આજેજ થયાં, ત્યારે ત્યાના રાજાએ તેના નાશનો ઇલાજ કરવાને ઇરાણના શાહ મિનોચેહરથી મદદ ચાહી મિનોચેહેરે આ જાનવરની વાત સાભળી પોતાની દરબાર મધેથી સામના બેટા જાલેજરને તેનો નાશ કરવાનુ કામ સોંપ્યુ. આ વખતે તેનો બેટા રૂસ્તમ દરબારમા હાજર હતો, અને એ વખતે તેની ઉમર ૧૭ વર્ષની હતી. રૂસ્તમે આ કામ માથે લેવાને ચાહેઉ એ વાત જાલને નાપસદ આવવાથી તેણે તેને ધમકાવ્યો, અને ગોદર્જ જે તેનો ઊસ્તાદ હતો તેને સોપ્યો, કે તે જાલની ઊપરવારો થઇને આ ભયકર કામમા પડે નહી જાલે લશ્કર તૈયાર કરીને હિન્દુસ્થાન તરફ કુચ કીધી બીજી તરફથી રૂસ્તમે, ગોદર્જને પોતાના હાથમાં લેઇ તથા જગનાં હથીઆરો તૈયાર કરીને છુપા લેબાસોમા, અલબુર્જ નામ ધારણ કરીને, જાલની પુઠ પકડી. રસ્તામાં તેણે જાલને ઘેરીને તે પાસેથી જગાત માગ્યુ, જે તેણે નહી આપવાથી તેના લશ્કર સાથે જંગ કરીને તેને આજેજ કીધુ, સેવટે જાલ જંગમા ઉતર્યો તે પણ તેથી આજેજ થયો. ત્યારે તેઓએ એવો ઠરાવ કીધો કે તે બધે જનાઓએ બબ્રેબ્આનની લડાઇમા જવુ; જે તેનો નાશ કરે તે જગાત લીયે. આ ઠેરાવ અલબુર્જ (રૂસ્તમ) ને ઘણોજ પસદ પડયો. તે બધે હિદુસ્થાન જાઇ પુગા. પેહેલાં જાલે બબ્રેબ્આનનો નાશ કરવાનું કાંમ

અસ્ફંન્દયાર બોલ્યો કે —"મેહરબાન માદર તારૂં કહેવું ખરૂં છે, પણ મને તાજ અને તખ્ત મેળવવા માટે લડવું જોઇયે," કએતાયુને અસ્ફન્દયારને ઘણુંએ સમજાવ્યું, પણ અસ્ફન્દયાર કાંઇએ સમજ્યો નહી. (7)

જેહાં પેહલવાન રૂસ્તમના વતન જાબુલ તરફ જ્યા હવે અસ્ફંન્દયારે કુચની તૈયારી કીધી તેણે એક મોટું લશકર તૈયાર કીધું, અને પોતાના દીકરા બહમન અને ભાઇ પેશોતનને તેણે પોતાની સાથે લીધા

કુચ કરતા તેઓ જાબુલની સરહદ ઉપર જઇ પુગ્યા, અને અસ્ફન્દયારે ત્યા પડાવ નાખવાનો હુકમ કીધો તેણે પોતાની મીજલસ ભરી, અને તે મીજલસમા જણાવ્યું કે —"રૂસ્તમ સાથ લડાઇ કરવા આગમજ મારે તેની ઉપર પેગામ મોકલવો જોઇયે કે જો તે પોતાને હાથે બેડી નાખી પોતાની મેળે શરણ થાય, તો મને લડાઇ કરવાની જરૂર પડે નહી."

### બહમનનુ રૂસ્તમ પાસ પેગામચી તરીકે જવુ

આ પેગામ મોકલવા અસ્ફન્દયારે પોતાના દીકરા બહમનને તૈયાર કીધો, અને તેને નીચે પ્રમાણે એક પેગામ લઇ જવા ફરમાવ્યુઃ—

"કરીમ તુ ખલકના ખરા દસ્તગીર,
નજર કર રેહેમની ઓ આલમગીર
ખુશી રહેજો રૂસ્તમ, તુ બરકરાર,
ખુદાની તુ પર હોજો રહેમત હજાર
કરે તે કરીમ આસ તાહરી સફલ,
ખિલે તુજ ચમનમે ઉમેદોના ફૂલ
જેહામે નથી કોઇ તહારી સમાન,
તુજ સાથ લડવાનુ રાખે ગૂમાન
છે કિરતીની નોબત તહારી અપાર—
ને ગજને ખજાનો બહુ બીશિયાર.
બુજોર્ગીમા સહુથી તુ છે બેમિસાલ,
કરે શાહી સીસ્તાન પર તુ વિશાલ
મગર કર રૂસ્તમ દીલથી વિચાર,
બનાવ્યો કોણે તુને શેહેરિયાર.
કોણુથી તુને સરવે ન્યામત મલી,
કોણુથી તુને એ હકુમત ફલી.
કોણુથી પામ્યો તું ગજ બીશિયાર,
કોણુથી તે મેળવી કિરતી અપાર.
એ સરવે તુ પામ્યો મુજ વડવાને હાથ—
તેથી તૂ ભોગવે છે આ ઠાઠ—માઠ.

પોતાને માથે લીધુ પણ તે તેમાં નિષ્ફળ થયો તે પછી રૂસ્તમે લોહોડાની એક પેટી ચોકસ કલાથી ઘડાવી તેની આસપાસ તમામ જેહરી હથીયારો જડાવ્યા અને તેમાં બેસીને બબ્રેબેઆન સાથે લડાઇ કરી તેનો નાશ કર્યો પછી તે જાનવરનુ ચામડુ ઉખેડાવીને તેનુ બખતર બનાવ્યુ, જે મજકુર નામે ઓલખાવા લાગુ.

એ બબ્રેબેઆન બુરહાનેકાતે તથા બીજી કેતાબોમા લખવા મૂજબ લડાઇની વખતે પેહરવાનુ જાલના બેટા રૂસ્તમનું બખતર હતું એની ખૂબી એ હતી કે તેનો પેહરનાર આતશમાં બરી શકે નહી, તથા પાણીમાં ડુબી શકે નહી, અને લડાઇનાં કોઇબી હથીયારોની તેના ઉપર અસર થઇ શકતી નહી હતી કેટલાએકોનો એ વિષે એવો વિચાર છે, કે તે અકવાંન દેવનાં ચામરાનુ બનાવ્યુ હતું, કેટલાએકોના મત પ્રમાણે તે બબ્ર નામના એક ઘણુંજ જોરાવર તથા ભયંકાર જાનવરનુ બનાવ્યુ હતું. એવુ કેહે છે કે એ જાતનુ એક જાનવર નોશીરવાન આદેલના વખતમાબી માલૂમ પડ્યુ હતુ તેને મારવાને ૧૦૦૦ સ્વારો મોકલવામાં આવ્યા હતા, અને ઘણાઓને તે જાનવરે મારી નાખ્યા, અને કેટલાએકોને જખમી કીધા હતા.

(સ્વાવશ નામુ—૧૯૭)

મગર કેમ થયો તુ અરે બેશહુર,
ગુશ્તાસ્પથી કેમ રહે છે દુર
નહી તેની ફુરનસની કીધી કદર,
લખી એક રૂકકો ન પુછી ખબર
ગરૂરી ગુમાનીથી થઇ બેખતર,
થયો છે તુ મુસ્તાક તુજ બળ ઉપર
ચહડી છે ગરૂરની મગજમે બુખાર,
કબુલતો નથી તુ શાહ શેહરિયાર
કિંધી છે તે જબરી કસુર બેહયા,
તુને એ કસુરની ઘટે છે સજા
બુલંદી છે ગુશ્તાસ્પની એવી મસ્ત,
છે રૂબાબે હોશગ, જમશેદ રદ
ફરીદુને કીધો 'તો ઝોહાક બદ,
છે શાહી ગુશ્તાસ્પ તેથી બુલંદ
જગતમા મશ્હુર છે શાહ કએકાબાદ,
તેથીબી ગુશ્તાસ્પ છે દિલકુસાદ
કિધી તેણુ જરથોશ્તી દિન આશ્કાર,
કિધી દેવયશ્ની દીનને ખુવાર
લડી જગ જરથોશ્તી દીન કાજ,
એ પશ્ચીમ પુર્વમે સ્થાપ્યાં છે રાજ
તુરાની મુલ્કો કિધા મે ફના,
સિન્ધ સગ રૂમને મે આપી પનાહ
ઇરાનને આપે છે ચોકઇ તમામ,
ઝુદી સહુ કરે છે શાહને સલામ
લખવા હુ રૂસ્તમ છુ દિલગાર,
થયો તુથી નાખુશ શાહ નામગીર
બની બેશહુર તુએ આપ્યુ ન માન,
દિલગીર થયુ તેથી તેનુ રવાન
રૂસ્તમ તુ વિશે મલી છે ખબર,
કે દોલત ખજાને તુ બનિયો છે તગ
ચહડયો છે રૂસ્તમ તુને ગરૂર,
નથી તુ જોતો શાહની જરૂર
તજી દઇ મુરવ્વત, છોડી પનાહ,
તરછોડી શાહને કિધો તેં ગુનાહ.

કફા થઇ તુજપર લિધા છે કસમ,
કિધો છે ગુશ્તાસ્પે મુજને હુકમ.
કે રૂસ્તમને જકડી, બાંધી બે હાથ,
લાવજે તુ દરબારે પકડીને સાથ
આવ્યો છુ લેઇને હુકમ તારી પાસ,
કરૂ છુ તૂને આજ એ એલ્તેમાસ
મને બાધવા દે તારા બે હાથ,
લેઇ જાઉ શાહ પાસ તૂને મારી સાથ
કરૂ તુને હાજર શાહની હજુર,
કરશ તુજ કસુરનો બચાવ હુ જરૂર
પછી હુ બનુ તારો બસ તાબેદાર,
કરૂ મારા સરને હુ તુ પર નેસાર
તુજ સાથ લડવું મને નહી ગમે,
સર મુજ પીદરના હુકમપર નમે.
મે સમજાવ્યો શાહને કઇ કઇ કહી,
પણ તારી બેશક કસુર છે થઇ.
માટે તુ સમજી સુખન મારો માન,
બાધી તૂને લેઇ જાઉ ઇરાન
રખે ચમકે તુજ ઘર ગજબનો બહાર,
રખે આવે તુજ ઘર સિતમ અહેલેકાર.
રખે તારી કિરતીની કલગી ખરે,
રખે મારે હાથે તુ જગમે મરે.
બની તુ દુરદેશ કરજે વિચાર,
કરી ખ્યાલ જોજે તુ આ જામે કાર.
ફરાંમર્ઝ, જવારેહને દેજે ખબર,
કરજે તુ મસ્લત સગ જાલેજર.
માદર રોદાબે તુજ નેકનાંમ,
કહે જે તુ રૂસ્તમ મહારા કલામ.
કરી સરકશી ના કરતો તુ જગ,
બેશક કરશ તારી હાલત બતગ
રખે તારૂ વેરાન કરે તુ ચમન.
કહે અસ્ફન્દયાર કર તુ અમન,
દુઆ હુ ગુજારૂ ધરી તુજ ચરન,
ખુશીમાં ગુજારે બુજોર્ગના દન

### શાહજાદા બહમન સાથ રૂસ્તમનો મીલાપ થવો

આ પેગામ લેઇ શાહજાદો બહમ… , મા ગયો બુજોર્ગ જાલેજરને ખબર પડતા તે

બહમનને એસ્તકબાલ લેવા સામે ગયો બહમને રૂસ્તમને માટે જાલને પુછ્યું, અને જાલે કહ્યું કે તે શેકારગાહે ગયો છે બહમને પોતાની ઓળખ આપી, અને જાલે તેને લાએકનુ સઘલુ માન આપ્યુ

શાહજાદો બહમન એક રાહબર લેઈ રૂસ્તમને મળવા તેના શેકારગાહ તરફ ગયો. બહમન એક પાહડ ઉપરથી નીચે ઉતરતો હતો, તેટલા તેની નજર પાહડની તલેતીએ બેઠેલા રૂસ્તમ ઉપર પડી. રૂસ્તમનુ કદાવર કદ અને પેશાંની જોઇ બહમન હેબતી ગયો, અને એવા એક કદાવર બાંધાના પેહલવાન સાથ પોતાના પેદરને અગરજો લડવું પડે, તો તેનો અંજામ કેવો આવશે, તેના વિચારમા પડી, પોતાના બાપની સલામતી માટે તે વમાસણમાં પડયો.

બહમને નક્કી માની લીધુ કે, આ બે પેહલવાંનો જો લડશે, તો અસ્ફન્દયાર જરૂર રૂસ્તમને હાથે હાર ખાશે. એવો ખ્યાલ કરી, રૂસ્તમનુ ખુન કરવાના વિચારથી બહમને એક અતી મોટો પત્થર રૂસ્તમ ઉપર પાહડની ઉપરથી નિચે ગબડાવ્યો, કે રૂસ્તમ તેના વજન હેઠલ કચડાઇ જાય, પણ તે ગબડતા પત્થરનો અવાજ સાભલી, રૂસ્તમે ચમકી પાહડની ઉપર નજર કીધી, તો એક મોટા પત્થરને પોતાના આંગ ઉપર ગબડી પડતો તેણે જોયો રૂસ્તમ ખબરદાર બની બેસી રહ્યો, અને જેવો તે પત્થર રૂસ્તમના આંગ ઉપર ગબડતો આવી લાગ્યો, તેવોજ તેણે પોતાના પગ વડે તે બાજુ કરી નાખ્યો

આ બનાવ પાહાડ ઉપરથી બહમન જોઇ ઘણોજ ખસિઆણો પડી ગયો, અને ધીમે કદમે પાહાડ ઉપરથી નિચે ઉતરી, તે રૂસ્તમને આવી મલ્યો રૂસ્તમે તેનુ નામ જાણી પ્યારથી તેને પોતાની ગોદમા દાબ્યો, અને તેને શાહી માન આપ્યુ. તેઓ બને છાવણીમા ગયા, અને બને જને સાથે ખાણુ લીધુ. (8)

બહમન જેટલુ ખાતો હતો તેના, કરતા એક સો ઘણુ વધારે રૂસ્તંમને ખાતો જોઇ, બહમન હયરત રહ્યો એ પછી રૂસ્તંમે શરાબની જામ ભરી શાહ ગુસ્તાસ્પ અને અસ્ફન્દયાર વિગેરેની સલામતી ચાહી, રૂસ્તમ બહમનની સીફત ગાવા લાગ્યો (9) એ બાદ બહમને પોતાના પીદર અસ્ફન્દયારનો પેગામ રૂસ્તમને કહી સંભલાવ્યો રૂસ્તમ તે સાંભલી લઇ દલગીર થયો, અને ગીરદેશની ચાલ ઉપર અફસોસ કરી અસ્ફન્દયારના પેગામનો જવાબ દીધો –

" લિધો છે મે બહમન રૂકકો સૂણી,
મતલબ મે સઘલી લિધી છે ચૂની
સૂણી તારો પયગામે–અસ્ફન્દયાર,
ખુશી દીલ મહારૂ થયુ ગમખાર
એ ગમ છે ગજબનાક રોયા કરૂ,
એ ગમના જખમ કેમ ધોયા કરૂ
કહેજે તુ જઇને પેદરને સલામ,
ખુદા રાખે કાયમ રૂઇનતન દમામ
કહેજે કે જેને છે રોશન રવાન,
તે બોલે છે સુખન સદા આપી ધ્યાન

તુ માલેક મૂલક ને તખત તાજનો,
તુ સાહેબે વારેસ કુલ રાજનો
બની તુ રૂઇનતન કરે બદ ખિયાલ,
શુ સમજે તુ રૂસ્તમ એવો કંગાળ
કિધી છે તે યઝદાપરસ્તી પસન,
કરે કેમ બદી તુ બનીને મગન
તે નરને જગતમા તુ અહેમક ગણુ,
લીએ વાસ ગુલનો ન જેમા સુગન
શુ કામ બોલે તુ એવા કલાંમ,
નથી જેમા અકલ કે દાનઇનુ નાંમ

છે તુ અકલમંદ, દાનેશ જવાન,
પિછાંને તુને સારૂ હિન્દુસ્થાંન
ખુશી હુ થઇશ જોઇ તારા દિદાર,
લગાડી ગળે તુને પામુ કરાર
મળી સાથ તારી કરૂ ખુશ કલામ,
બેસીને સાથે પીઇશુ બે જામ
ખુલાસો જીયાદા તુને શુ કરૂ,
કદમ ખીદમતમા શાહની ધરૂ
કિધી છે મે શાહ સંગ એવી ભલાઇ,
નથી તેની કીમત કોઇથી ગણાઇ
સદા શેહનશાહનો છું તાબેદાર,
ઉઠાવી છે જેહમત રંજ બીશિયાર.
શુ આ તેનો બદલો, આ તેનો જસ,
અજબ છે જીગરમા કજસનો હવસ
કમજોર નથી બહુ રૂસ્તમ થયો,
મગર છે જીગરમા બહુ ગમ રહ્યો
કે બાંધી મુજ હાથોને મજબુત તંગ,
લેઇ જાય ઇરાન મને તારી સંગ?
દુર કર ખુદા વાસતે એ ખિયાલ,
થવા દે ન એવો રૂસ્તમ હાલ
કસમ છે ખુદાના બનુ કેદ નહી,
કરે ગર જમાનો નવો ખેલ કઇ.
ગરમ કાં કરે તુ કિનાનુ બજાર,
જરા અસ્ફન્દીયાર કર તુ વિચાર
હજી કોઇ જગતમા જનમિયો નથી,
કિધી હોય રૂસ્તમની દુર-ગતી.
તો કેમ તુને કરવા દેઉ એવુ કાર,
બનુ કેમ જઇપ્રીમે ખાર-જાર
દિલથી તુ કર દુર કીનો કહેર,
મને તારી સાથે નથી કાઇ વેર
ભલે મારે મેહલે મુજ સંગ સિધાર,
ઇજ્જત કરૂ હુ બની તાબેદાર
કરશ મારી સઘલી ફરજ હુ અદા,
હુકમ પર તહારા થવશ હુ ફિદા
આ તારા લશ્કર સીપાહ સંગ,
રહી મારો મહેમાન કર રાગ રંગ
પછી જઇશુ ઇરાન આપણુ સિતાબ,
ચાલશ તુ જ ઘોડાની પકડી રિકાબ
કહે તો હુ ચાલીને આવું ઇરાંન,
કરૂ હુ ખુલાસો શાહ દરમિયાન
સમજાવી શાહને માગુ હુ માફ,
સર તેનુ ચુમી કરૂ પાંચ સાફ.
પછી હુ પુછુ કે અએ શાહ બુલંદ,
કિધો શુ ગુનાહ કે કરે છે તુ બંદ."

**બહમન રૂસ્તમના પેગામચી તરીકે**

આ પેગામ આપી રૂસ્તમે બહમનને અસ્ફંન્દયાર પાસ રવાના કીધો રૂસ્તમે તુરતજ પોતાના દીકરા ફરામર્ઝ અને માદર રોદાબે તથા પેદર જાલને બહમનના પેગામની સઘલી મતલબ જણાવી કહ્યુ કે "હુ અસ્ફન્દયારને મળવા જાઉછુ. તેને સમજાવશ, પણ જો તે લડવાજ માગશે, તો હુ લાચારીએ લડશ."

**અસ્ફન્દયાર અને રૂસ્તમનો મીલાપ થવો**

બીજા હાથ ઉપર બહમને અસ્ફન્દયાર આગલ રૂસ્તમનો પેગામ કહી, તેની દીલાવરી, કઉવત, એખલાસ અને નરમાસની તારીફ કીધી, અને રૂસ્તમ તેને મળવા આવે છે, એવી ખબર આપી.

અસ્ફન્દયાર તુરતજ ઘોડેસ્વાર થઇ રૂસ્તમને સામે લેવા ગયો, અને બન્ને જન એક બીજાને બગલગીરી કરી ભેટી પડયા

બંન્ને જન એક બીજાની સીફતના ગુણ ગાવા લાગ્યા બન્ને જન અરસપરસ એક બીજાના ગુણ ગાઇ રહ્યા પછી, અસ્ફંદયારને રૂસ્તંમે પોતાને ઘર આવવા ઈજન કીધુ. આ ઉપરથી અસ્ફંન્દયાર બોલ્યો કેઃ—(10)

"કહુ શુ અજબ હાલ સુણુ રૂસ્તમ,
દુખી છુ હુ કંગાલ સુણુ રૂસ્તમ.
કિધા ગુણુ ઘણુા છે તૂએ શાહ સંગ,
કિધા કુલ્લે દુશમન તુએ બતંગ
સુખન સુણુ મારા અએ રૂસતમ,
મને છે અજાયબ શાહનો હુકમ
અરજ એ ગુજારૂ હુ અએ પેહેલવાન,
કે બાંધી તુને લઇ જાઉ ઇરાન
ફકત બે હાથોને બાધુ હુ તંગ,
પૂગાડુ ન એલજામ કંઇ તારે અંગ.
કરશ હુ પેહર પાસ તારી વખાણુ,
બનશ દોસ્ત તારો હુ દીલજાન"

## શાહજાદા અસ્ફન્દયારે રૂસ્તમના ખાનદાનને વગોવવુ

આ પછી બન્ને પેહલવાનોએ શરાબબાજી ચાલુ કીધી શરાબની ઘેનમા બન્ને દીલાવરો પડયા, અને વાત રસ ઉપર ચહડી અસ્ફન્દીયાર રૂસ્તમના ખાંનદાન વિશે કેટલાક હલકા સખુનો કેહવા લાગ્યો

"સામે જાલને જંગલમા અલબરૂજની ખીનમા રખડતો મુકી દીધો, અને સીમુરગે પણુ તેને ખાધો નહી ! એવાં તારા ના કદર વહીલોને મારા વડવાઓએ પાળી મોટા કીધા, એ વાત રૂસ્તમ તું ભુલી જાય છે ?"

## રૂસ્તમે અસ્ફન્દયારને જવાબ દેવો.

"મારો બપાવો સામ મોટો પેહલવાન હતો. મારી માદર રોદાબે કાબુલના પાદશાહની દીકરી હતી. મારો બાપ જાલ હોશંગની બુનીયાદનો હતો, અને શાહ કએકાઉસ તથા કએખુશરૂએ હમોને મુલકોની સનદ આપી હતી"

## અસ્ફન્દયારે તાનાજાણી ભરેલો જવાબ દેવો

"તારો બાપ અને તારો બપાવો મારા બાપ અને મારા બપાવાના નોકર હતા તું તે લોકની સત્તા આજે કબુલ રાખતો નથી, તેથી શુ થયુ ? મે જરથોસ્તી દીનને ફાએશ કીધી છે. ગરઝમે મારી નિન્દા કરી મારા બાપને ભમાવી મને કેદમા નખાવ્યો, તે બન્દ મે મારે હાથે તોડયા છે" (11)

## અસ્ફન્દયારના સુખન સાભલી રૂસ્તમનુ ગુસ્સે થવુ.

આ સખુન સાભલી રૂસ્તમ પોતાનો ગુસ્સો તામોસ કરી શકયો નહી, અને પોતાના કુટુબના બચાવમાં બોલ્યો કે.—

"અરે શાહજાદા બુલંદ તાજદાર,
નાહક કરે કા તુ ખાલી બિગાડ
ખુદા વાસતે બસ બધ કર જબાં,
સુખન બહુ બુરા બોલે છે ઓ જવા.
કદી બોલે બુરા ન અસરાફ બોલ,
કદી નહિ કમજાત કરે રાસ્ત તોલ.
પેદર મુજ પેદરનો દસ્તાને સામ,
જંગેગીંમા પુરો, અકલમંદ તમામ.
વડવાઓ મારા નરીમાન સાંમ,
જીતી જેર કીધી દુનિઆ તમામ.
નરીમાનનો પેદર કરીમાંન નેક,
હતો નહિ હરીફ જેનો જગ માહે એક.
પેદર મારો બુજરોગ બળવંત ગાલ,
રુસ્તાસ્પ જેવોજ છે નેકફાલ
છે મારી જમશેદથી બુનિયાદ,
માદર રોદાબેની શાહી ઓલાદ.

જીતી જેર કીધા મે કંઇક બાદશાહ,
મે આપી છે કંઇએક શાહને પનાહ
ઝટકીને લાવ્યો છુ હું કએકોબાદ,
બક્ષી તખત મે લિધી તેની દાદ
જગમે કિધા છે મે જગ બીશિયાર,
મે તોડી કિધા હફ્તખાનો ખુવાર
કતલ કીધો મુજ હાથ મારો પિસર,
ઇરાંન ખાતર તેનુ મે ચિરીયુ જીગર
કિધી શાહ કાજે ભગ મુજ ઉમેદ,
સિહા કીધો મુજ હાથ દીન મુજ સુફેદ

તુ જાણુ રૂઇનતન શુ મારી વાત,
હજી તારાં મોહોડામે દુધીઆ છે દાંત.
તુ જાણે શુ મારી હકિકત 'ને હાલ,
હજી તો નથી તારા મૂખપર બાલ.
ગુશ્તાસ્પ શાહનો દલેર તુ સપુત,
હજી હોઠો પર છે ધાવેલુ દુધ
૧૯૦૦
કરૂ મારી જીદગીનુ શું હુ બયાન,
હજી તો છે જગમા તહારૂ મડાણુ.
સમજ ના તુ દુનિયામે છે ફકત એક,
નથી જેતો તુ જમા જરાબી વિવેક

આવ્યો છે રૂસ્તમને કરવા તુ તચ,
છે ખ્યાલ તારા એ ખ્યાલી બેઢબ (12)

## શાહજાદા અસ્ફંન્દયારનુ રૂસ્તમ ઉપર ગુસ્સે થવુ.

જેહાં પેહલવાન રૂસ્તમને મોહોડેથી તેની દીલાવરી અને જીંદગીના હેવાલનુ આવી રીતે રસીલું બયાન સાંભળી, શાહજાદો અસ્ફંન્દયાર ઘણોજ લાજવાબ બની ગયો, અને અંતે ગુસ્સે થઇ ચાહ્યુ કે, રૂસ્તમ પર ગલબો કરે, અને હાથ હથીયાર ઉપર નાખે. મગર વિચાર કીધો, કે રૂસ્તમ તેના મકાનમાં છે, તેથી એમ કરવું તેને ઘટે નહી એમ સમજી તે પોતાના ગુસ્સાને તાબોશ કરી બાલ્યો

"રૂસ્તમ તુ શુ કાંમ એટલી લાબી લાબી વાતો કરે છે ? અગર તુ જેહાંનનો જીતનાર બી હોય, તોબી તું મારા કિયાંનીઆનો નોકર હતો, અને હજી તુ નોકર છે. તે જે માજીન-દરાંનનો કિલ્લો જીત્યો, તે મારા ફત્તેહ કરેલા રૂઇન દેજ જેવો સખત નહી હતો મે જરથોસ્તી દીનને જગતમા ફેલાવી હતી. મે તમાંમ લોકાને યઝદાપરસ્તી શીખવી હતી. અશો જરથોસ્ત જે આતશને બેહસ્તમાથી લાવ્યો હતો, તે મે સઘળી જગ્યાએ રોશંન કરાવ્યો હતો. તેં તો ફકત ઇરાંનને બચાવવામા તારી જીદગી અરપી છે, પણુ મે તો દીનને રોશંન કરી છે, અને દુશ્મનોને જેર અને જબે કીધા છે. મે તુરાનના શાહને જાનથી માર્યો છે"

## રૂસ્તમે શાહજાદા અસ્ફંન્દયારને જવાબ દેવો.

"અસ્ફંન્દયાર તુ બેહુદી તકરાર કરે છે હફતખાન ફત્તેહ કરવાની તું વાતો કરે છે, તો તે વખતે તારી સાથ બાર હજાર સિપાહો હતા. હું તો એખલો અને મારો રક્ષ મારી સાથે હતો. તુ તારી બે બેહનોને અર્જાસ્પના હાથમાથી છોડવી લાવ્યો, પણુ મેં તો તારા વડવા કએકાઉસને દેવોના હાથમાંથી છોડવ્યો છે. તે તુરાંનના પાદશાહ અર્જાસ્પને માર્યો છે, પણુ મે તો અર્જાસ્પ જેવા ઘણાક પાદશાહોને માર્યા છે, અને ઘણાકને જેર કીધા છે. મે અફ્રાસ્યાબને માર્યો છે, કે જેના જેવો તુરાની પાદશાહ થયોજી નથી, અને થશેબી નહી બીજે હમાવરાંનના પાદશાહને, તથા ત્રીજે ખાકાંનના ચીનને મે માર્યો છે. મેં

સુફેદ દેવ અને અકવાંન દેવને એકલે હાથે મારાં છે, અને તારા વડવા કએકાઉસને આજીદરાનના બંદીખાંનામાંથી મે છોડવ્યો છે"

## શાહજાદા અસ્ફન્દયારે રૂસ્તમને મનાવી લેવો

"દીલાવર રૂસ્તમ એવી રીતે જીદગીની તવારીખ ચલાવીશું, તો તે કદીબી પુરી થનાર નથી વખત મધ્યાન બપોરનો થયો છે, માટે ચાલ આપણુ ખાણુ ખાઈ લઇએ"

એ પછી બને પેહલવાનો માટે દસ્તારખાન ઉપર ખાણુ આવ્યુ રૂસ્તમે ખાવાનુ કામ શરૂ કીધુ રૂસ્તમની આગળ જે ખાણાની રકામી આવતી, તેનો તે એકજ નવાલો કરી, તે ખાલી કરી આપતો, અને શરાબની જામ ભરે ભરે તેટલાજ તે પીઇ જતો હતો એ રીતે રૂસ્તમને ખાતો જોઇ અસ્ફન્દયાર અને તેના આદમીઓ અજબ થઇ ગયા ખાણા પછી રૂસ્તમે અસફન્દયારને કહ્યું કે'—

કહ્યુ રૂસતમે: "અએ અસ્ફન્દયાર,
હવે છોડ ખટપટ અને તકરાર.
સિધારી ઘરે મારો મહેમાન થા,
તજી દઇ ગુમાની દીલજાન થા
ખુશી જોઇ થાશે તુને જાલેજર,
હજુરીમે હાજર થશે સર-બ-સર.
ફ્રરાંમર્ઝ બેટા રોશન દિદાર,
મહેમાની કરશે કરી મન નિસાર
જોઇ તુંને રોદાબે થાશે ખૂશાલ,
ધરૂ તુજ કદમ પર ખજાનો ને માલ
બનુ જો હુ દુનિયાનો 'ગર બાદશાહ,
કદીબી ન છોડશ હુ તારી પનાહ
જેબી તુ કહેશે અસ્ફન્દયાર,
બજાવુ જે જે તુ ફરમાવે કાર
જુઝોગીં પુગી છે મને આજ કાલ,
આયો તુ કરવા મને પાયમાલ.
બની તુ અકલમદ નથી જાણતો,
ફરેબ કેમ પેદરનો ન પીછાનતો
પેદરની હકુમત તુ માગી રહ્યો,
દુશ્મન તુ તેનો સદાનો થયો.
દેખાડી તુને છે કજાની રાહ,
કે કર બધ રૂસ્તમ, કરીને તબાહ.
જગત જાણે છે એ બનનાર નથી,
રૂસ્તમને કોઇ કેદ કરનાર નથી.
અગર હાથ રૂસ્તમ જો તુ મરે,
પેદર રાજ કાયમ તહારો કરે
દિસે છે ગજબથી ભરી તદબીર,
સમજતો નથી તુ, છું હુ દલગીર (13)

## રૂસ્તમને અસ્ફન્દયારે દરખાસ્ત કરવી

અસ્ફન્દયાર બોલ્યો "રૂસ્તમ તુ પોતે તારી કિરતી વધારવા ચાહે છે, અને મને તું બદનામી આપે છે પણ હુ તારો એ ફરેબ કદીબી માનનાર નથી. મને મારા બાપનો હુકમ બજાવવો જોઇયે હવે તું રૂખસત લે, અને તું તારા બાપ, ભાઇ અને બેટાને મલી તેમની સલાહ લે, અને આવતી કાલે મારી સાથે લડવા તૈયાર થઇ આવજે, યા તો મને તારા હાથ બાંધવા દેજે, કે હુ તુને શાહ ગુશ્તાસ્પ પાસે લેઇ જઇ તેની દરબારમે હાજર કરૂં" આવી રીતની અરસ પરસની વાતચીત થયા પછી, બંને પેહલવાનો એક બીજાથી છુટા પડ્યા રૂસ્તમ પોતાને મકાને ભારી ચિંતાતુર મન સાથ ગયો, અને અસ્ફન્દયાર સાથની મુલાકાત દરમીયાન જે કાંઇ બન્યુ હતું, તેની તમામ હકિકત રૂસ્તમે પોતાના બાપ ઝાલેજર આગલ કહી. રૂસ્તંમને અસ્ફંન્દયાર સાથ સુલેહ કરવા

બહમન અને જોદ્ધા પેહલવાંન રૂસ્તમ



રૂસ્તમનો જાન લેવા બહમને પાહાડ ઉપરથી એક મોટા પત્થરને રૂસતમ ઉપર ગબડાવ્યો
રૂસતમ તે પત્થરને ગબડતો જોઇ ખબરદાર બની પડી રહ્યો, અને પોતાના પગ વડે તેણે બાજુ કરી નાખ્યો
(જુવો પાનુ ૧૯૯)

ઝાલે કહ્યું, પણ અસ્ફંન્દયારની મતલબ જાણી ઝાલથી દલગીર થયો, અને રૂસ્તમનો લડવા સિવાય બીજો કાંઇ ચારો રહ્યો નથી, એવો તેણે ઠરાવ કીધો.

## અસ્ફન્દયાર સાથ રૂસ્તમનુ જંગ કરવા જવું.

બીજે દાહડે સહવારના રૂસ્તમ અસ્ફન્દયાર સાથ લડવા તઇયાર થયો. બુજોર્ગ ઝાલે રૂસ્તમના બખ્તરના બંધ પોતાને હાથે બાંધી, પોતાની આંખોમા પાણી લાવી રડતે અવાજે તેને આશીશ દીધા. (14) રૂસ્તમ દલગીર દીલે પોતાના બાપને સમજાવવા લાગ્યો —(15)

" રૂઠે જો ખુદા તો શુ માનવ કરે,
મેહેર હોય ખુદાની ન કોઇથી મરે
મે સમજાવ્યો વિનવીને અસ્ફન્દીયાર,
થયો છે મને બાંધવા ઇન્તેજાર.
નસિબના ગરભમા છુપી છે એ વાત,
થશે કોણુની આજને રોજ ઘાત
જીતી એનુ સર હુ કરશ નહી કલમ,
હુ પકડીને બાધશ એના કદમ
લાવશ પકડીને હુ તારી પાસ,
બનાવશ મેહેમાન હુ મારો ખાસ "

જબાપર ધરી પાક યઝદાંનુ નામ,
લિધુ પહેરી ફોલાદી બખ્તર તમાંમ.
ગુરજ ગાવેચાંની લિધો હાથમા,
શમ્શીર કમન્દ સંગ તીર બાથમા
સજી સરવે શસ્ત્રો નિકલિયો બહાર,
દિલાવર રખશ પર થયો તે સવાર
લઇ સંગ લશ્કર' અને પહેલવાન,
દિલાવર ફેરામર્ઝ, જવાંરેહ જવાન
ઉભો જંગી સહું સંગ મયદાન જઇ,
ખબર રૂસ્તમની રૂઇનતનને થઇ

આ જંગની દોડધામ પેશોતને જોઇ તેણે અસ્ફન્દયારને કહ્યુ કે.– "ભાઇ અસ્ફન્દયાર, તુ ખુદા ખાતર રૂસ્તમને પકડવાનું ગુમાન છોડી દે. તેની સાથ દોસ્તી કર, તેનો મેહમાંન થા, અને ત્યાર બાદ તેને સમજાવી છુટે હાથે તુ તેને ઇરાન લઈ જા" પણ અસ્ફંન્દયારે તેની વાત માની નહી, અને ગરૂર કરી તે બોલ્યો, કે.—

"શબરંગ[1] કરો મારો તૈયાર હવે,
સજુ મારાં બેસુલ હથિયાર હવે"
લડાઇના શસ્ત્રો બદન બાંધિયા,
કમરબંધ કસીને ખુબ તાંનિયાં
જબાંપર લિધું નામ પરવરદેગાર,
થયો શબરંગ પર કુદીને સવાર
બનીને ઉલટમંદ ગયો લાર ઉમેદ,
ખબર હોય કહાંથી કજાનો ભેદ.(16)
* * *
નસીબની કહુ હુમદિનો કેવી વાત,
નસીબની કહાંણી ઘણી કમજાત
નસીબમાં હતું તો હુકુમત હતી,
નસીબ જો ફુદ્દ તો મુસીબત હતી.

નસીબમા હતુ તો ચલાવ્યો હુકમ,
નસીબ જો ફુટે તો ન ચાલે કદમ.
નસીબમાં હતુ તો હતુ તખ્ત તાજ,
નસીબ જો ફુટે તો લુટઇ જાય લાજ.
નસીબ જો હતુ તો બની જગ ગુલાંસ,
નસીબ જો ફુટેતો ન કોઇ આવે કાંમ.
નસીબ જો હતુ તો હતો માલ ગંજ,
નસીબ જો ફુટે તો હજારો રંજ.
નસીબ જો હતુ તો હતી ખુબ મજા,
નસીબ જો ફુટે તો આવી કજા.
નસીબ જો હતુ તો હતી રેલછેલ,
નસીબ જો ફુટે તો તુટે રંગ મહેલ.

---

1. અસ્ફન્દયારનો માનીતો ઘોડો, જેનો રંગ 'શબરંગ' હતો, તે તઇયાર કરવાનો તેણે હુકમ કીધો.

નસીબ જો હોય તો કદરૂપની હુરો,
નસીબ જો ફુટે તો રૂપાળી ફુરો.

* * *

નસીબ લઇ ગયો સાથ અસ્ફન્દયાર,
મલી સગ રૂસ્તમ કરે ગુફતાર
"હવે સુણ રૂસ્તમ તુ મારી વાત,
મને બાધવા દે તુ તારા હાથ
પછી ચાલ તુ મારી સાથે ઇરાન,
વધારશ હુ દરબારમે તારૂ માન ".(17)
કહે રૂસ્તમ: "સુણ અસ્ફન્દીયાર,
મને બાધવાનો દે છોડી વિચાર
તુને છે જવાની ને જોબન જોશ,
નથી રહેતી તેથી તુને કાઇ હોશ
મને બાંધતાં કઇ ગયા છે મરી,
રહ્યો તુ સિતમ કેમ સરપર ધરી
જવાંનીની તુને કહા ખોટ છે,
મગર તેની ભરતી અને ઓટ છે
જરા ખ્યાલ કર તુજના પ્યારનો,
કરૂ ખ્યાલ હુ તુજના બહારનો
ફરે આસમાં 'ને સિતારા ફરે,
જીવતો તુ રૂસ્તમ નહિ કેદ કરે"

* * *

પૂકારી બોલ્યો અસ્ફન્દયાર
"સુખન તારા રૂસ્તમ કરે બેકરાર.
ઓ૦૦૦
થયો તુ જગતનો જેહાપેહલવાંન,
કરૂ મારો આજે તુંને બદિવાન.
કસમ છે મને પાક યજદાંનના,
કસમ છે મને બાપ મહેરબાંનના.
કસમ છે મને પાક આફતાબના,
કસમ છે મને ધરતી 'ને આબના.
કસમ છે મને પાક જરથોસ્તના,
કસમ છે મને પાક અહુરમજદના
કે મરૂ હાથ તારે હુ યા કેદ કરૂ,
સુખનથી હુ મારા કદી નહિ ફરૂં.
કરૂ કેદ જીવતો જો રૂસ્તમ નહિ,
તો જીવતર છે ફોકટ મહારૂ અહી".(18)

રૂસ્તમ અને અસ્ફન્દયારનુ જંગ

કિનાને સિનામા ધરી બને જન,
કિધુ જગ જારી ધરી હામ મન.
ધરી નેજો ધસિયો અસ્ફન્દીયાર,
કિધો જર્બ રૂસ્તમ પર ઓસ્તવાર.
કહ્યુ: "ચાખ મારા જરબની મજા,
કરૂ છુ તુને કેવી જો તુ સજા"
નેજા ગુરજની ચાલી લડાઇ,
ગયા બન્ને જનના બખ્તર વિધાઇ.
બનેના ભાલાના ભાગા પેકાંન,
બનિયા બને પહેલવાનો હેરાંન
તલવાર 'ને ગુરજ ગયા સહુ તુટી,
ફોલાદી કોલાહ ગઇ દુર ઉડી
થયો રૂસ્તમ જગથી બેકરાર,
થયા તા જખમ તનપર બીશિયાર.
બાકીને બિલકુલ થાયો નસોસ,
ગમ ખાઇ દીલમે કરતો અફસોસ:
"હવે મારી યજદાંન તુ રાખ લાજ,
મને કર આ જગમે સર્ફરાજ.
નથી મારવો મારે અસ્ફન્દયાર,
રખે થાઉ મારી હું ગુનેહગાર.
જીવતો જો પકડુ હુ અસ્ફન્દયાર,
બની એનો રહેવશ હું તાબેદાર"

અસ્ફનદયાર સાથના તીરના જખમો
જેહાંપેહલવાંન રૂસ્તમનું
જખમી થવુ.

કરે રૂસ્તમ મન કઇ કઇ વિચાર,
રૂઇનતને તેટલા કીધો પૂકાર
ધરી હાથમા તીર ખેચી કમાંન,
છોડયા રૂસ્તંમ પર બાણુ-બાંણુ.
ગગન થાયું અમબાર, જોઇ તેનો હાલ,
પૂકારે બની રૂસ્તમ વીકરાલ.
તન તેનુ તીરે વિધાઇ ગયું,
બદન લાલ લહુથી ભિ જાઇ ગયુ.
જોઇ રૂસ્તમ ખુદ તન પર જવાલ,
સમજીયો રૂઇનતન થશે તેનો કાળ:

"થયો મુજ તીરથી ન એને જખમ,
મગર કીધો જખમી મને દમ–બ–દમ
નથી મુજ તીરની થતી કઇ અસર,
મગર હું થયો છુ જીરોજબર."
રખસ થાયો જખમી, જખમાયો સાજ,
ગુરબ થાયો ખુરશેદ, સિહા થાઇ સાજ
જોઇ રૂસ્તમ કહે અસ્ફન્દીયાર
"આ શુ હાલ તારા અરે નામદાર!
ગઇ તારી શમશીર કહા આબદાર,
કહાં છે ગુરજ તાહરો ભારદાર
ગયો મુજ તલવારે કેમ તુ દબઇ,
ગયો મુજ તીરથી તુ કેવો વિંધઇ
બની જેહાનનો તુ જેહાપહેલવાંન,
થયો કેમ આજેજ બની નાતવાંન
નથી લડવુ આજે હુવે થઇછ રાત,
ફરી આવ કાલે નવી કરશુ વાત"

## રૂસ્તમની જખમી હાલત જોઇ તેના બાપ જાલનુ નીરાસ થવુ, અને અસ્ફન્દયાર સાથનુ જંગ જીતવાની આશા છોડવી

બને દીલાવરો પરેશાન હાલે જંગના મેદાનમાથી છુટા પડી, પોતાને મકાને ગયા અસ્ફન્દયારે તે રાતના પોતાની દરબાર ભરી પોતાના ભાઇ પેશોતંનને રૂસ્તમની હિંમત અને જોર વિશે જણાવ્યુ, કે "બેશક રૂસ્તમ કોઇ આદમી નથી, પણ એક અજાયબ ઇનશાન છે. એની હિંમત અને જોર અજાયબ છે શમશીર, નેજા અને ગુરજથી હુ એને જરાબી આજેજ કરી શકયો નહી, મગર તીરના મારથી હુ એને દબાવી શકયો છું અગર જો આવતી કાલે એ જીવતો આવે, તો હુ એને જરૂર આજેજ કરશ"

બીજા હાથ ઉપર રૂસ્તમ પોતાને મકાને ગયો, ત્યારે ઝાલ, ફરામર્ઝ તથા રોદાબેએ રૂસ્તમનું તંન ઘણુજ જખમી થયલુ જેયુ. રૂસ્તમની આવી જખમી હાલત જેઇ જાલ ઘણોજ રડમસ અને રંજીદા થયો, કેમકે રૂસ્તમના બદન ઉપર તીરના ૬૦ જખમ તેણે જેયા રૂસ્તમના જખમો ઉપર જાલ દવાઇ લગાડી, તેની સારવાર કરવા લાગ્યો, અને અસ્ફંન્દયાર સાથનુ જંગ જીતવાની આશા તે છોડી દેવા લાગ્યો (19)

## રૂસ્તમે પોતાના બાપ જાલેજરને અસ્ફન્દયાર સાથના જંગની હકિકત જણાવવી

રૂસ્તમે જાલને કહ્યું કે–"અસ્ફન્દયાર સાથ પેહલ્લા તો મે નેજાથી લડવા માડયુ. જ્યારે તેના નેજાની નોક ભાગી ગઇ ત્યારે તેણે ગુરજ, અને તે પછી તલવારથી લડવા માંડયું જ્યારે હમારા ગુરજના દસ્તા જરબના મારથી વાંકા વલી ગયા, અને તલવાર તેની મુઠમાથી ભાગી ગઇ, ત્યારે હમો નિરાસ થઇ થોડો વખત આસા-એશ લેવા છુટા પડયા, પણ તેવામા તેણે અચણુચ પુકાર કરી તીરોથી લડવા માડયુ શું કહું ઓ બાપ! અસ્ફન્દયારના બદન ઉપર મારો એકબી તીર કારગત લાગ્યો નથી, અને એને મારી ઉપર છોડેલા ૬૦) તીરોમાંથી એનો એકબી તીર ફોકટ ગયો નથી. તેના દરેક તીરે હુ અને મારો રખ્શ જખમી થઇ ગયા છીયે. શુકર યઝદાંનના કે રાત પડી, જેથી હુ ખલાસી પામ્યો. આવી રીતના જંગને મોકુફ કરવા મે તેને ફરી ફરી ઘણોબી મનાવ્યો, પણ તે બીલકુલ સમજયો નહી. (20) હવે આવતી કાલે મારામાં અસ્ફન્દયાર સાથ લડવાની જરાબી તાકાત રહી નથી. હવે મારે હિયાથી કોઇ જગે નિકલી જવું જોઇયે."

## જાલેજરનુ મદદ માટે સીમુરગને યાદ કરવુ

રૂસ્તમને જાલે હિમત આપી કહયુ કે,–" અગર જો તુ હિયાથી નિકલી બેમાલુમ થઇ જશે, તો સીસ્તાનને અસ્ફન્દયાર તારાજ કરશે, અને હમો સઘળાને તે કેદ કરશે. તુ હિમત પકડ મને સીમુરગે કહ્યુ છે, કે "હર મુશ્કીલમા મારા પરને તુ આતશ ઉપર જલાવશે, તો હું તારી મદદે આવીને હાજર થવશ. આજના જેવી મુશ્કેલી બીજી શુ હશે, માટે સીમુરગને મારે યાદ કરવો જોઇયે."

બુજોર્ગ જાલે તુરતજ આતશ રોશન કરી તે ઉપર સીમુરગનુ પર જલાવ્યુ, અને તેજ વખતે સીમુરગ જાલ પાસ આવી હાજર થયો જાલે તે મુરગ આગલ પોતાની મુશ્કેલીની તમામ હકિકત જાહેર કીધી, તથા રૂસ્તમનો હાલ અને અસ્ફન્દ-યારની બજીદાઇ વિશે જણાવી, આ આફતમા સીમુરગની મદદ અને સલાહ માગી

## જાલ અને રૂસ્તમને સીમુરગે એ જગના બાબમાં સલાહ આપવી

જાલે પોતાના દીકરા રૂસ્તમ અને તેના રખ્શને સીમુરગ આગલ લાવી હાજર કીધા તે બનેંની હાલત સીમુરગે જોઇ દીલાસો દીધો, અને કહ્યું કે,–"બુર્જોગ જાલ, મારા પરની રાખ બનાંવી રૂસ્તમના તેમજ રખ્શના જખમો ઉપર તુ મસલ,જેથી તે જખમો રૂજાઇ જશે" .

બુજોર્ગ જાલે તે મુરગના પરને તુરતજ આતશ ઉપર જલાવી, તેની રાખ રૂસ્તમના તેમજ તેના રખ્શના સઘલા જખમો ઉપર મસલી, અને તેમ કીધાથી બન્નેના સઘલા જખમો બીલકુલ રૂજાઇને સાજા થઇ ગયા સીમુરગે જણાવ્યુ કે. "હવે રૂસ્તમ તું બિલકુલ બેપરવા થા "

રૂસ્તંમે એ પછી સીમુરગને અરજ કીધી કે. "હુ અસ્ફન્દયારથી બીલકુલ આજેજ થયો છું, વાસ્તે એની ઉપર ફતેહ મેળવવાનો મને ઇલાજ બતાવ"

## સીમુરગે રૂસતમને અસ્ફન્દયારના મોતનો ઇલાજ દેખાડવો.

સીમુરગે જવાબ દીધો કે —"રૂસ્તમ, મારૂ કહ્યું સાભળ. તુ અસ્ફંન્દયારને જીતી શકનાર નથી, અને તેને જેર કરવાનુ કામ મારૂ પણ નથી. આલમમા એના જેવો જોરાવર અને દાનાવ મરદ કોઇ પેદા થયો નથી, અને હવે પછી પેદા થશેબી નહી. મગર એક તદબીર હું તુને દેખાડુ છુ, તે એ કે હેરમન્દ નદીને કિનારે છીણીના ઝાડ આવેલા છે, તેની એક ડાંખલી કાપી, તેને આતશનો તાપ આપી સિધી કરજે, અને જયારે તે સિધી થાય, ત્યારે તેમાથી બે કાપલાનો એક તીર બનાવજે એ તીરમાં અસ્ફન્દયારની કજા સમાયલી છે મગર રૂસ્તંમ, મારી તુને ભલામણ છે, કે હજીબી તું અસ્ફન્દયારને નમી જા, તેમા તારૂં તેમજ તારા કુટુબ કબીલાનુ ભલું છે, કેમકે જે કોઇ અસ્ફંન્દયારનુ ખુન કરશે, તેની તેમજ તેના કુટુબની આકેબત મોટી ખુવારી થશે."(21)

સીમુરગની આ શીખામણ પ્રમાણે રૂસ્તમે તેજ રાતે હેરમન્દ નદીને કિનારેથી છીણીના ઝાડની ડાંખલી લાવી તેમાથી એક બે-કાપલાનો તીર બનાવ્યો, અને સહવારૂં પડતાજ તે જંગના મયદાને જવા રક્ષ ઉપર સવાર થયો.

રૂસ્તમ અને અસ્ફન્દયારનુ જગ

એ કાપલાવાલા તીરમા સમાયલી રૂઇનતનની કજાનું બરપા થવુ.

ખિજે રોજ ખુરશેદ નિકલિયો બહાર,
થઇ રૂસ્તમ રક્ષ ઉપર સવાર
ઉભો જઇ મયદાને કમર કસી,
પૂકારયો મયદાનમે જઇ ધસી
"કહાં છે રૂઇનતન, કરે છે શુ ખાબ,
પિયો તો શુ રાતે ઘણો તે શરાબ!
પડી છે મૂબારક બડી બામદાદ,
દિસે છે તુને શુ હજી છે રાત
હુ આવ્યો છુ લડવા ફરી તારી સગ,
નવો કઇ દેખાડુ તુને આજ રગ"
સૂણી રૂસ્તમને ડઘાઇ ગયો,
રૂઇનતન જોઇ ફાલ ખાઇ ગયો.
જોઇ રૂસ્તમને થયો તે અજબ,
એ રૂસ્તમ છે કે છે કોઇ ગજબ
શબરગ પર થઇ તુરત તે સવાર,
ગયો રૂસ્તમ સામે અસ્ફન્દયાર
કજાએ ઇલાહી હતી નહી ખબર,
ઉભુ મોત સરપર ચુકાવી નજર.
કિધી રૂસ્તમે એક અરજ થઇ નરમ
"સુખન સુણુ મારા કરીને રહમ
અગર મારે મુજને હજારો તુ તીર,
થવશ હુ કદી નહી તેથી અસીર
ફરીને અરજ હુ કરૂ મેહરબાન,
ખતા બક્ષ મહારી 'ને થા મહેમાંન
કસમ છે મને પાક અહુરમજદના,
કસમ છે મને પાક જરથોશ્તના
કસમ છે જરથોશતી ધર્મના,
કસમ છે અવસ્તા તણા મર્મના
સિધારે તુ મુજ ઘર બની મહેમાંન,
પછી આવું હું તૂજ સાથે ઇરાંન.
પછી ચાહે કરજે સર મુજ કલમ,
ગમે તો તુ લેજે પછી મારો દમ"

* * *

બુજી નહિ એમુલ સુખનની કદર,
અજલની ઘડીથી હતો બેખબર.
રૂઇનતન બોલ્યો પૂકારો કરી
"અકલ તારી રૂસ્તમ ગઇ કેમ ફરી.
કરે ખાલી બકબક નાકામની,
કરે વાતો હરદમ મય-જામની.
ફરે આસમાન, ડુંગર હવાબી ફરે,
પેદરના હુકમથી ન મુજ સર ફરે 6100
ઘડી ભર હુકમ તોડુ યજદાનનો,
તુટે ના હુકમ બાપ ફરમાનનો"

* * *

કહે રૂસતમ: "હુ લાચાર થયો,
મનાવતા તૂને બહુ બેજાર થયો
મનાવતાં તુને હુ હવે હારિયો,
ઘણો તુને લડવાથી મે વારિયો.
જવાની સદા કોઇની ના રહી,
આ ગરદિશ કોઇની થશે ના થઇ
બદલઇ છે સરજતની તૂજ ઘડી,
તુ પર કરશે માહેતમ હવે કેશવરી.
નથી માનતો મારૂ અસ્ફન્દયાર,
મને માફ કરજે ઓ પરવરદેગાર.
હુ આફતરસીદાની કર માફ કસુર,
ઝુકાવુ છુ સરને હુ તારી હજુર.
વિધજે આ તીરે તુ એની ચશ્મ,
ગુનાહ માફ કરજે કરીને રહમ"(22)

અસ્ફન્દયારનું મોત!

આ દુવા રૂસ્તમ ગુજારતો હતો, તેટલા અસ્ફન્દયારે એક તીર રૂસ્તમ ઉપર દુરથી નિશાણુ તાકી માર્યું, અને તે તીર રૂસ્તમની કોલાહમા આબાદ જઈ લાગ્યો આવો

મામલો જોઇ રૂસ્તમે સીમુરગના ફરમાવ્યા પ્રમાણે બનાવેલો તીર, તુરતજ અસ્ફન્દયાર ઉપર નિશાણુ ટાંકી માર્યો, અને તેજ વખતે અસ્ફન્દયારની આખોમા તે તીર આબાદ જઇ લાગ્યો, અને તેની બન્ને આખો તેજ વખતે ફુટી ગઇ. અસ્ફન્દયારની ચશ્મોમા જખમ થતાજ, તે દીલાવર પેહલવાને પેચ ખાઇ ઘોડાની પીઠ ઉપર વાંકો વલી તેની ગરદન પકડી લીધી, અને પોતાની આવી પુગેલી કજાને માટે સતાપ કરવા લાગ્યો

અરેરે રૂસ્તમ! તે આ શુ કિધુ,
રૂઇનતનનુ નુરેચશ્મ તે લિધુ
શબરગ પીઠપર પડયો પેચ ખાઇ,
રૂઇ નતનની ચશ્મો ગઇ બે વિધાઇ
કજાના કહેરથી ખલક અધકાર
ફલક પર પુગો રૂઇનતન પુકાર
મલક જોઇ આફ્ત, અજબ ગમખાર,
ઝલક થાઇ ઝાખી, ગજબ બીશિયાર
જખમ લાગો ભારી, દરદ ખુનખાર,
ચશ્મમાથી છુટી લહુની ધાર
પડયો પેચ ખાઇને શબરગ પર,
સિહા થઇ દુનિયા, ખતમ થઇ નજર
જોઇ હાલ જગનો દોડયો બહમન,
પૂઠે તેની આવી ઉભો પેશોતન
કુટી સર બહમન ભરે સર ખાક,
ગીરેબાન ચીરી કરે ચાક-ચાક
"પેદર તારી કેવી અજાયબ કજા,
કરાવી તુને એવી કોણે સજા
જગતમા નથી તૂજ દરદની દવા,
તબિબ કોઇ નથી કે કરે તે સફા
કિધુ રૂસ્તમે આએ કારે જબુન,
થયુ તેને હાથે રૂઇનતનનુ ખુન
પેદર મારો મરશે જો અસ્ફન્દયાર,
કિનામા કરશ કુલ જાબુલ ખુવાર (23)

*  *  *

કહે એમ રૂઇનતન "ધીર ધર પિસર,
રાખો ભરોસો યઝદા ઉપર,
સબર કર બેટા, બહમન દલેર,
જબા કર ખાંમોશ, ના કર કહેર.
નથી વાક રૂસ્તમનો કઇ લગાર,
હતો એજ હુકમ પરવરદેગાર.
કહે જે તૂ ગુશ્તાસ્પને જઇ સલામ,
કિધો તેણે મારો કિસ્સો તમામ
કરાવ્યો છે તેણેજ આ મારો હાલ,
હવે રાજ કરજે બનીને ખુશાલ.
હવે દુર થયા તારા દેહશત-દુખ,
મૂવો તારો વારેસ, થયુ તુને સુખ
થશે તારો મારો ઇન્સાફ તહા,
હુ જાઉ ઉમેદ ભગ મિનોઇ જહા.
રડો ના તમો પેશોતન મુજ થકી,
મને મોતની નહી હતી કઇ વકી,
કિધો તો મચાવત માતે મના,
કે રૂસ્તમ જગમા થશે તુ ફના.
અફસોસ નહી માનિયા મે સુખન,
રૂસ્તમ પાસે હતુ મુજ કફન.
બદન ખાલી લહુવન, તૂટી ચશ્મે-રગ,
દિસે નહી દુનિયાનુ માથુ કે પગ.
ઉમેદ મારા દીલની થઇ કુલ ભગ,
નજરથી મે જોયો કજાનો રગ."

*  *  *

બીરાદર ને બેટા રડે જાર જાર,
રડે સર કુટી રૂસ્તમ નામદાર.
ઇરાની લશ્કર રડે બેશૂમાર,
ગુજર પામિયો નેક અસ્ફન્દયાર

*  *  *

ગજબ છે અજબ! હાય પરવરદેગાર!
કૂટી સર બહમન રડે જાર જાર
"રૂઇનતન બદનના દલેર મારા બાપ,
જરા બોલીને તો મને દે જવાબ.
ઘટી કેમ તૂ પરથી જરાથોસ્ત મેહેર,
પડયો કેમ આસ્માની તૂ પર કહેર.

ક્િધી ફ્રાએશ જરથોશતી દીન તમામ,
આલમમે કાયમ ક્િધુ તુએ નાંમ
શુ આ તેનો બદલો, આવું ઇનામ,
પેદર તારો કેવો બુરો અંજામ."

અસ્ફન્દયારની કબ્ર પર ગુશ્તાસ્પનો

વિલાપ.

બુરામા બુરો તે હતો દીન એક,
ગુજર પામિયો તે શેહેરિયાર નેક
કુરીને સફા તન બદનને તમામ,
રવાના ક્િધુ તેને મુલ્કે ઇરાન.
જોઇ લાસ ગુશ્તાસ્પ કુટે કપાલ,
પૂકારી રડે જોઇ સરજત 'ને હાલ
જોઇ તેની ચશ્મોને થયલી અપંગ,
પૂકારીને રડયો: "પિસર દીલરંગ.
મૂવો હું પીદર, મે ક્િધુ કામ અઘોર,
ગુમાવ્યો મે તુ જેવો બેમુલ મોર.
ક્િધુ મારૂં તારાજ ખુદ મે ચમંન,
ખરિદયુ મે મુજ હાથે તારૂ કફન.
કફન તારૂ જોઇ ફુટે મુજ નજર,
કબર તારી જોઇ ફાટે જીગર.
ગયો રૂસ્તંમને કરવા તુ બંદ,
થયુ મોત તારૂ તુ ઉપર પસંદ
નહી કેદ કરી રૂસ્તમ લાવિયો,
કફનમા તુ સચકાઇને આવિયો
તલબગાર દીકરા તખતનો હતો,
મગર તુજ પેદર બદબખતનો હતો
કબ્રા જોઇ તારી જમીન થાય ચાક,
રૂઇનતન વિના હમ થઇશુ હલાક
મજા મોતની તુને પ્યારી થઇ
ખુદાની તુને દીલદારી થઇ
મને માફ કરજે પિસર મુજ ખતા,
ગમે તો ઉઠી લે તુ મારી સત્તા.

પિસરના ખુનનો ગુનાહ છે અજીમ,
મને માફ કરજે, ઓ યજદાં-કરીમ"



# રૂસ્તમ અને શગાદ.[1]

## ઈરાંનના પેહલવાંન રૂસ્તમનું મોત.



સિપાસો-સના તારી પરવરદેગાર,
કરૂ ચાદ તુને હયલો-નેહાર[2]

નથી ભેદ તારો કોઇને ખબર,
તુ અવ્વલ, તુ આખર, જાહેર ભિતર.

---

૧ આ રૂસ્તમ અને શગાદના દાસ્તાનનુ સગીત કિરતન પેહલ વેહલુ મુબઇની જશન કમીટી તરફથી ૩ જી સપ્ટેમબર ૧૯૧૬ અને રવીવારને દિવસે સાજના, મુબઇ મધે એ૦ જી૦ ઇન્સ્ટીટયુટવાલી સ્કુલના હૉલમા રજુ કીધુ હતુ, અને ત્યાર પછી જુદે જુદે વખતે તે ભરૂચ અને અમદાવાદમા રજુ થયુ હતું.

આ કિરતનના બાબમા મને જણાવવાની જરૂર જણાય છે, કે ઇ૦ સ૦ ૧૯૧૬માં શાહનામાના કિરતનોની મારી શરૂઆત કીધાને ૧૯-૨૦ વરશ પુરા થતા હતા, તેવામા હુ એક સખત માંદગીથી પટકાઇ પડયો હતો. એ બિમારી લાબો વખત ચાલુ રહ્યાથી ૨૦) વરશ સુધી કિરતનો રચીને કથવા માટે મે ઉઠાવેલી મારી સ્વાર્થ રહીત મેહનતનો ખ્યાલ કરતાં, મારા મનમા એક વિચાર જોશ કરી ઉઠયો, અને શાહનામાની બાકી રહેલી કથાઓના દાસ્તાન મારી દેહ પડતા રખે અધુરાં રહી જાય તેનો મને સતાપ થતાંજ, નિચલી લીટીઓ મારી તે બિમારી દરમ્યાન મારા મનના તરગને અનુસરી મે કલ્પી હતી.

### બાદ મુર્દન* !

એજ એક મનમા આવેછ વિચાર,
થયા સાલ કિર્તન કરતા અઢાર.

વિના મુજ કઇએક થાશે પસાર,
મુજ વન ખીલશે ફસલે બહાર.

મહેફીલે હમદમ મલે છે હજારાં,
મહિમા ખિલે જેમ બાગોબહાર

કઇ એક 'આદર'‡ મુજ વન જશે,
કઇ એક 'આવા ¶ મુજ વન થશે

અફસોસ ! એ મહિમા અને દોડ ધાંમ,
અફસોસ ! મોસમે મુકતાદ તમામ.

જશે કઇક મુજ વન 'ખોરદાદ સાલ§,
નહી કોઇ કરશે મહારો ખિયાલ.

કહાં મારી મિટ્ટી હશે ખાકમા,
મલેલો હુ હોઇશ કઇક લાખમા

પણ હુ શુકર અદા કરૂ છુ બારે હકતાલાના, કે ઇ૦ સ૦ ૧૯૧૬ ના સાલમાં મને જ્યારે એક સખત બિમારી દરમ્યાન ઉપલો વિચાર આવ્યો, ત્યાર બાદ મને તે શાહનામાના તમામ દાસ્તાનોના કિરતનો રચવા અને કથવા તે કિરતારે સાજો કીધો, અને તે યઝદાનની મેહરથી આ સપુરણ શાહનામુ ઇ૦ સ૦ ૧૯૨૩ મા હુ પ્રગટ કરી શકયો—એ રેહમત ખુદાની ધ૦ ન૦ પટેલ

---

* કજા બાદ † આ કિરતનો મુબઇ તેમજ દેશાવરોમા જ્યારેથી રજુ થતાં હતા, ત્યારે તે સાભલવા માટે જરથોસ્તી બાનુઓઅને ગ્રહસ્થો મોટી સખ્યામાં ભેગા મલતાં હતા. ‡ આદર યજદના પર્વ ઉપર તેમજ ¶ આવાં યઝદના પર્વ ઉપર તેમજ § ખોરદાદ સાલના હિગામો ઉપર મારા કિરતનો મુબઇમાં દરએક સાલ હમેશા ઇ૦ સ૦ ૧૯૧૬ ના સાલ આગમજ થતા હતા, અને તે પ્રસગે મોટી સખ્યામાં હમદીનો જમા થતાં હતાં.

---

૨. રાત-દીવસ.

રૂસ્તમ અને અસ્ફન્દીયારનુ જંગ.



"કજાના કહેરથી ખલક અધકાર,     મલક જોઇ આફ્ત, અજબ ગમખાર,
ફલક પર પુગો રૂઇન્તન પૂકાર     ઝલક થાઇ ઝાખી ગજબ બિશિયાર"

(જુવો પાનુ ૨૦૬)

તું જાહેર, બાતેન, હરએક ગમ,
તુ છે નિરજન, અજબ એ ભરમ
છે હસ્તી 'ને નિસ્તીનો તુ ગહિંગર,
ઝુકાવે છે સર તારો બન્દો નફર
નથી કોઈ દુનિયાનો સાબુત રંગ,
પલકમા કિધા શેર-પિલો બતંગ
બદલિયા છે રંગ આસ્માને હજાર,
છુપાતા નથી લાખ કરવે પુકાર

કરૂ રૂસ્તમની કજાનુ બયાન,
કિધા જેણે જગમા કામો મહાન
હતો જોરમા જે પીલ સમ દલીર,
કિધા જેણે દેવો દરૂજો અસીર
લડીને કિધા જેણે દુશ્મન ખાક,
કિધી જેણે દુનિયા પલીદીથી પાક
દિધાં જેણે કઇએકોને તખ્ત-તાજ,
કિધા જેણે કઇએક લડીને પરાજ
કજા આવી તેનીબી કિયામત થઇ,
એક રોજ રૂસ્તમની શામત[1] થઇ "(1)

* * *

## અસ્ફન્દયારે મરતી વખતે રૂસ્તમ આગલ પોતાની ખાએશ જાહેર કરવી

રૂસ્તમને કેદ કરી પોતાની દરબારમા લાવવા માટે જ્યારે ગુશ્તાસ્પે પોતાના દીકરા અસ્ફન્દયારને રૂસ્તમ પાસ સીસ્તાન મોકલ્યો, અને ત્યા અસ્ફન્દયાર સાથ રૂસ્તમને એક લડાઇ કરવી પડી, અને તે લડાઇમા રૂસ્તમના હાથ ઉપર શાહજાદા અસ્ફન્દયારનુ જ્યારે મોત નિપજ્યુ, ત્યારે અસ્ફન્દયાર મરતી વખત રૂસ્તમ આગલ પોતાનુ વસીહત કરતા નિચલા સખુનો બોલ્યો —

"અજબ છે કજાની મહારી ગતી,
દીસે છે અધકાર કુલ સૃષ્ટી
હુ સમજુ છુ થાય છે જીંદગી ખતમ
કર ના રૂસ્તમ વધુ કાંઇ ગમ
ધરી ધ્યાન સાભલ તુ મારી વાત,
બેહમન[2] બેટાનો ધરજે તુ હાથ.
કજા બાદ મારી તુ રેહબર થજે
કરી રેહનુમાઇ સુખકર થજે
સાભલ રૂસ્તમ ઓ નેકફાલ,
નથી મારો તુથી થયો આએ હાલ
નહી મારૂ ઉંધુ હતુ ચરખાલ,
નથી મોતે કીધો મને પાયમાલ

નથી કીધુ રૂસ્તમના તીરે કામ,
પીદરથા થયો મારો કિસ્સો તમામ.
પિસર મારો બહમન નુરે-નજર,
થજે તુ મયાલુ મીસલે પેદર.
કરી પ્યાર-મોહોબત શામો-સહર,
સદા રાખજે તુ જાણલ અંદર.
શિખવજે તેને લડાયક હુનર,
બને તખ્ત લાયક દાનેશવર.
બને જગમા તે મીસલ આબે-નીલ,
બને તેની તાજીમે ખુશ માહેપ્રીલ.
અમલ કરજે વસીહત રાખી ધિયાંન,
થશે ખુશ મિનોઇમે મારૂં રવાંન

૧. કમબખતી ૨ અસ્ફન્દયારના બેટા બેહમનને ગુશ્તાસ્પ પાદશાહે અસ્ફન્દયારના મરણ પછી ઇરાનની ગાદી ઉપર ગાદીનશીન કરતી વખતે, પાદશાહ ગુશ્તાસ્પે તેને અર્દશીરનું નામ આપ્યુ હતુ એ અર્દશીરના બને હાથ અસાધારણ પ્રમાણમા લાબા હોવાને લીધે, તવારીખનવેશો તેને 'અર્દશીર દરાજ દસ્ત' યાને લાબા હાથવાલો અર્દશીર એવા એલકાબથી ઓલખી ગયા છે પણ આ અર્દશીર દરાજદસ્તને ગ્રીક તવારીખ લખનારાઓ હખામીની વંશના પાદશાહ 'આર્ટાઝર્ક્સીસ લોન્જીમાનસ' તરીકે ઓલખાવે છે, જ્યારે શાએર ફીરદોસી એને કિયાની વંશના પાદશાહ તરીકે ગણે છે

## અસ્ફન્દયારની મરજી પ્રમાણે ચાલવાની રૂસ્તમે કબુલાત આપવી

અસ્ફન્દયારના મરતી વખતના સખુનો રૂસ્તમે રડતી આંખે સાભલી, બેહમનને માટે તેણે જે કાંઇ કહ્યુ હતુ, તે પ્રમાણે બજાવવા, અને જાબુલમા પોતાની પાસે નજર આગલ રાખી તેને લડાયક હુનરો શીખવવા તથા બીજી હર કિસમની તાલીમ આપવા માટે વચન આપ્યુ અસ્ફન્દયારે રૂસ્તમનો ઉપકાર માન્યો, અને પોતાના ભાઇ પેશોતનને પોતાની પાસે બોલાવી, પોતાના બાપ ગુસ્તાસ્પ ઉપર નિચે પ્રમાણે છેલ્લો પેગામ મોકલાવ્યો :—

"ધરો ધીર ભાઇ તમો પેશોતન,
કરો કમ ગમને, જલાવો ન તન
હવે કામનુ શુ તખત 'ને ચમન,
ફકત માગુ છુ એક સાદુ કફન
આ ગેતીથી જ્યારે હુ થાવુ ગુજર,
જઇને તુ કહેજે પેદર નામેવર
કે કિધો મારો કિસ્સો તુ એ ખતમ,
ખુશીથી ગયો છુ હુ મુલ્કે-અદમ
થઇ તારી ચિન્તા 'ને નાબુદ ગમ,
થઇ તારી મુશ્કીલ બાગે-ઇરમ.
સુખે તખ્તપર તુ કરજે કરાર,
નથી રેહ્યો જીવતો અસ્ફન્દયાર
રહ્યુ તારે ફાલે તખ્તો-ચમન,
રહ્યુ મારે ફાલે ખાકો-કફન
મિનોઇમા થવશ તુ થકી હુ અધીર,
ઇન્સાફ કરશે તે આલમગીર
નચિંત રેહતો હરગેજ ના ગજપર,
કાયમ જગમે નથી કોઇ બસર
કહેજે તુ માદર કતાયુનને જઇ,
બનવાની બીના બનીને રહી
કજા જોઇ ના થાતી ખસ્તા જીગર,
ગયો છુ અજલ સાથ લાંબી સફર.
મલશુ મિનોઇમા હવે નેકફાલ,
દુખી ના થતી જોઇને મુજ હાલ.
ના જોતી આખોને ખોલી કફન,
થશે દુખ એ તારીથી નહિ સહન
બેહનો બે વહાલીને કહેજે કલામ,
છે સર્વ વહાલાને છેલ્લી સલામ

## જેહાપેહલવાન રૂસ્તમે બહુમનને જાબુલમા રાખી અસ્ફન્દયારને આપેલો કોલ અદા કરવો.

અસ્ફન્દયારની કજા થવા બાદ તેની લાસને પેશોતન ઇરાંન લઇ ગયો, અને ત્યા તેની લાસને શાહી દબદબા સાથ દખમેનશીન કીધી. એક વરસ સુધી બલખ શેહરમા ઘેરે ઘેર અસ્ફન્દયારના મોતની અને રૂસ્તમે ગેજ લાકડાની અદરથી બનાવેલા બે કાપલાવાલા તીરની વાતો ચાલી રેહી

બીજા હાથ ઉપર રૂસ્તમ બેહમનને પોતાને વતન જાબુલમા લેઇ ગયો, અને અસ્ફન્દયારના કહ્યા પ્રમાણે, સઘલા લડાઇના હુન્નરો તેને શીખવ્યા, તથા દરેક પ્રકારની તાજીમ તવાજોનો ઇલમ શીખવી તેને તઇયાર કીધો

રૂસ્તમ દરેક રીતે બેહમનને રાજી રાખી ખુશ કરતો, અને તેને હમેશા પોતાની સાથેજ રાખતો હતો. બેહમન વિશે રૂસ્તમ હમેશા પાદશાહ ગુસ્તાસ્પને લખીને ખબર આપતો રેહતો હતો, અને તેની બાહોશી અને ચતુરાઇ વિશે પોતાનો સતોશ જણાવતો હતો

## પાદશાહ ગુશ્તાસ્પે બેહમનને ઇરાંન બોલાવવો.

બેહમનના ગુણોની તારીફ સાંભળી પાદશાહ ગુશ્તાસ્પ રૂસ્તમ ઉપર ઘણોજ ખુશી થયો, અને પોતાનો આગલો ગમ ભુલી રૂસ્તમની વખાણ કરી, તેની ઉપર એક રૂક્કો લખી જણાંવ્યુ કે "હવે જ્યારે બેહમન સઘલા હુન્નરો શીખી તઇયાર થયો છે, ત્યારે તેને જેમ બને તેમ તાકીદે ઇરાન તરફ રવાના કરવો."

આ પેગામ પ્રમાણે રૂસ્તમે બેહમનને ઇરાન તરફ રવાના કરવાની સામગ્રી મોટી ધુમધામ સાથ કીધી શાહજાદા બેહમનને મોટી કિમતી ભેટો રૂસ્તમે જાબુલથી ઉપડતી વખતે કીધી, અને એક દમામદાર રસાલાને સાથે આપી, પોતે તેને વલાવવા માટે શેહરની બાહાર સરહદ સુધી ગયો.

શાહજાદો બેહમન જાબુલથી નિકલી પોતાના બપાવા શાહ ગુશ્તાસ્પને બલખમા જઇ મલ્યો ગુશ્તાસ્પ પોતાના નમીરાને જોતાજ તેને હરખથી ભેટી પડયો, અને અસ્ફન્દયારના મોતનો ગમ ભુની, બેહમનની અંદર હવે પોતાનુ સર્વ સુખ સમજવા લાગ્યો.

આ બનાવ જ્યારે બલખ શેહરમા બનતો હતો, ત્યારે જાબુલમાં જાલેજરના કુટુંબમા એક જુદીજ કિસમનો બનાવ બન્યો

### શગાદનો જનમ થવો.

જમાનો દેખાડે અજબ રંગ નવા,
બદલઇ ગઇ કેવી નિરમલ હવા.
હકિકત નવી હુ કરૂ છુ બયાંન,
નવો રંગ દેખાડે છે આસમાન.
ભલાઇ ભલે લાખબી હોય કરી,
મુરવ્વત જમાનો ન રાખે જરી
અજબ ખેલ તારો અરે બાજીગર,
દેખાડે તુ અક્કાની આંધી નજર
હતી મેહર જે પર હજારો હજાર,
ફના તુએ કીધા લડાવીને લાડ
રૂઠી જાબુલ ઉપર કિધી તે સજા,
સુણો કેમ થઇ રૂસ્તમની કજા
* * *
હતી જાલની એક સનમ ખુબ હસીન,
સુરત જેની કાતીલ માહેજબીન
અકલમંદ ભારી હતી પુર-હુન્નર,
કહેવાત કળમા સરૂકે-કમર.
એક રોજ મલી જાલેજરને ખબર,
જણ્યો તે મહાબુએ છે એક પિસર
હતો રંગ રૂપમા ચન્દર સમાન,
કદમા તે દીસ્તો ખરો પેહલવાન
જોઇ બાળને સહુ થયાં બલહાર,
દિપકતો નરો જેમ સામેસવાર
નજુમીઓ હાજર થયા નામચીન,
ઉભા આવી સરવે ચુમી જમીન
કિધો જાલે તેઓને એવો હુકમ:
"જોઇ ભવિશ તમ ખોલો ભરમ."

### જાલેજરે શગાદનુ ભવિશ જોવા નજુમીઓને ફરમાવવુ.

મલી કુલ નજુમી કરે ગુફતગુ,
રમલ જોઇને ખુબ કરે જુસ્તજુ
નાખુશ થયા જોઇ રમલ વિદવાન,
થયા જર્દ ચેહેરા કુલ અર્ગવાન
કહ્યુ એમ નજુમીએ "ઓ નેકજાદ,
ખર લાવે ચમક્કાન તારી મુરાદ
નજુમથી કિધી છે હમે ખુબ તપાસ,
નથી દીસતુ કંઇ સીવા નાશ-નાશ!
નથી બાળ ઉપર ખુશી આસમાન,
થશે નાશ એથી નરીમાંન નિશાંન.
થશે નાશ તોખમ સામેસવાર,
ઉઠશે વતનમા માહેતમ પુકાર.
વતન પર ગુજારી કુટુંબ પર કહેર,
ગુજરશે જવાનીમા એ ખુશ ચહેર.

## જાલેજરનુ આ ખબરથી દલગીર થવુ, અને તે બાળકનુ નામ શગાદ રાખવુ.

પોતાને ત્યા એક એવો નેહરત સીતારાનો બેટો જનમ્યો તે જાણી જાલેજર ઘણોજ દલગીર થયો, મગર તે બાળકને ખુબસુરત અને મજબુત બાધાનો જોઇ તે મનમા પોતાનો ગમ ભુલવા લાગ્યો એ બાળકથી સામેસવારની તોખમ નાશ પામશે, અને તે પોતેબી ભરજવાનીમા મરણ પામશે, એવુ નજુમીએ જ્યારે તે બાળકનુ ભવિશ જાહેર કીધુ, ત્યારે જાલેજર તે દાદગરની જનાબમા પોતાનુ માથુ ઝુકાવી પોતાના કુટુબના બચાવ ખાતર તેની રેહબરી અને મદદ ચાહવા લાગ્યો (2) જાલેજરે એ બેટાનુ નામ શગાદ રાખ્યુ

## શગાદનુ જવાનીમા આવવુ અને જાલેજરે તેને કેળવવા માટે કાબુલ મોકલવુ.

થયો જ્યારે મોટો દિલખુશ બાળ,
જોઇને થયો ખુશ બુજરોગ જાલ
તન તેનુ ખીલી થયુ પીલતન,
ખુશી થાઇ તેને જોઇ અંજુમન
જોઇ તેને જાલે કીધો વિચાર,
અને કેમ નહી એબી સામે-સવાર
એ દોડે તો દીસે મીસલ આબે-નીલ,
એ ચાલે તો લાગે મીસલ એક પીલ.
નથી જંગીઓના જંગની ખબર,
નિરદોશ છે મારો લખ્તેજીગર
શિખે જો એ હથીયારના કાયદા,
લડી દેશને એ કરે ફાયદા.
કમદ 'ને ગુરજથી છે બેખબર,
નથી જાણતો શમશીર 'ને તબર
હુન્નર જો શિખી એ બને પેહલવાંન,
કરે મારૂ આબાદ એ સીસ્તાન
થશે નહિ બિજો કોઇ શગાદ સમ,
એ જીવશે તો થાશે બિજો રૂસ્તમ
એ મારી ઔલાદ, એ મારૂ-બુન,
કરે કેમ કરી એ કારે-જબુન
રવાના કરૂ એને કાબુલ ગામ,
શિખવશે શાહ એને હુન્નર તમામ

શગાદ જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ જાલેજરનુ વાહલ તેની ઉપર વધારે વધતુ ગયુ નજુમીઓએ વરતેલા ભવિશ તરફ પોતાના મનને મનાવવા માટે જાલેજર શકની નજરથી જોવા લાગ્યો, અને એવો એક પેહલવાન જેવા કદનો ખુબસુરત દીકરો સામે-સવારના કુટુબનો નાશ કેવી રીતે કરી શકે, એ વાત તે બીનકુલ માનવાજ નહી લાગ્યો સગાદ જો કે મોટો થયો હતો, છતા લડાયક હુન્નરોની તેણે કેળવણી મલેલી નહી હોવાથી, જાલેજરે તેને કાબુલના પાદશાહની દેખરેખ હેઠલ તેનુ શીક્ષણ લેવા માટે મોકલવાનો વિચાર કીધો, કેમકે કાબુલનો પાદશાહ રૂસ્તમને હર સાલ સલામી આપતો હતો જાલેજરે શગાદને પોતાનો એવો વિચાર જણાવ્યો, અને શગાદ પોતાના બાપના હુકમ મુજબ લડાયક હુન્નરોની કેળવણી લેવા માટે કાબુલ જવા તઇયાર થયો.

## લડાયક હુન્નરોનુ શીક્ષણ લેવા શગાદનુ કાબુલ જવુ.

જાલેજરે પોતાના એ જવાન દીકરાને કાબુલ તરફ રવાના કરવાની સઘલી

તઇયારી કીધી કાબુલના શાહ ઉપર તેણે એ વિશે લખાવટ કરી, અને અંતે એક દાહડે જાબેજરે શગાદને પોતાના થોડાક રસાલેદારો સાથ કાબુલ તરફ રવાના કીધો

આ જવાન પેહલવાનને કાબુલના પાદશાહે માન અને મોહબતથી જાબેજરના ફરમાન મુજબ પોતાના શાહી મેહલમા રાખી તેની દરેક રીતે ઇજ્જત કરવામા સેહજબી કસુર કીધી નહી, અને તેને લડાઇનો દરેક હુન્નર પોતાના સિપાહીની દેખરેખ હેઠળ શીખવવા માંડયા એ રીતે શગાદ લાંબો વખત સુધી કાબુલમા રેહ્યો, અને લડાયક હુન્નરોનું શીક્ષણ લઇ તે તઇયાર થયો. તેના મોજીલા અને મલતાવડા સ્વભાવને લીધે, તે કાબુલીઓનુ ધ્યાન ખેચી રહ્યો દરબારમા પણ તે સઘલાઓનો માનીતો થઇ ગયો

કાબુલનો પાદશાહ શગાદની નવજવાની અને ખુબસુરતી તથા હિંમત અને જોર જોઇ તેને ઘણોજ ચાહવા લાગ્યો, અને એવા એક ઘરાની પેહલવાન સાથ, તેણે પોતાની દીકરીને શાદીના ગાંઠથી જોડી, જેહાપેહલાન રૂસ્તમ અને જાબેજરના કુટુંબ સાથ સગાઇનુ જોડાણુ કરવાનો વિચાર કીધો પોતાનો એવો વિચાર કાબુલના પાદશાહે બુઝોર્ગ જાબેજરને જણાવ્યો, અને તેની મંજુરીઆત અને રાજી ખુશીથી, એક શુભ પ્રસંગે કાબુલના પાદશાહે પોતાની દીકરી સાથ શગાદની શાદી મોટી ધામધુમથી કીધી

## શગાદને જમાઇ કરવામાં કાબુલ શાહની છુપી મતલબનુ જાહેર થવુ.

અલબત્તા શગાદની આ શાદી જાબેજરની મંજુરીઆત અને રાજી ખુશીથી થઇ હતી શગાદને પોતાનો જમાઇ કરવામા કાબુલના પાદશાહની મુખ્ય મતલબ એ હતી, કે જે ગંજાવર રકમની સલામી દર સાલ કાબુલનો પાદશાહ જેહા પેહલવાન રૂસ્તમને આપતો હતો, તે આ સગાઇના ગાંઠથી અપાતી બંધ પડે. તેણે એવુ માની લીધુ હતુ, કે જેહા પેહલવાન રૂસ્તમનો ભાઇ શગાદ કાબુલના પાદશાહની દીકરી સાથ શાદીના ગાંઠથી જો જોડાશે, તો રૂસ્તમ એ સગાઇનો સંબંધ ધ્યાનમા લેઈ, સલામી માગશે નહી પણ તેની એ ગણત્રી તુરતજ ખોટી પડી, કેમકે વરશની આખેરી થતાજ, રૂસ્તમે કાબુલના પાદશાહ પાસથી સલામી વસુલ કરવા માટે માગણી કરી, તે વસુલ કીધી.

## સસરા અને જમાઇએ એકમત થઇ રૂસ્તમને મારી નાખવા પ્રપંચ રચવો

રૂસ્તમે કાબુલ પાસથી સલામી વસુલ કીધાથી શગાદને ઘણુંજ માઠુ લાગ્યુ, અને રૂસ્તમ ઉપર તે ઘણોજ ગુસ્સે થયો.

એક દિવસે દરબારમા શગાદે કાબુલના શાહને કહ્યું કે "મારો ભાઇ ઘણોજ શોખ ચશમ છે, અને જયારે મારી તેણે જરાભી શરમ રાખી નથી, ત્યારે શા માટે મારે તેની તરફ માન અને પ્યારની નજરથી જોવુ જોઇયે ખરૂ જોતાં તો મારા ભાઇએ મારી અને કાબુલ વચ્ચેની સગાઇનો વિચાર કરી, કાબુલ પાસથી સલામી લેવી જોઇતીજ ન હતી એનો કાઇબી ઇલાજ થવો જોઇયે, અને કોઇબી રીતે આ વારસીક સલામી અપાતી હવે બંધ થવી ઘટે છે.

શગાદના આ વિચારો શાહે કાબુલને ઘણુાજ મનપસંદ થઇ પડયા, અને બન્ને સસરા-જમાઇ એ વિશે મસલત કરવા લાગ્યા

આદઝ થયા બેહુ જન એકમત,
મલી બેહુ જને કિધી મસ્લેહત
શગાદ બોલ્યો બની દલગીર:
"છે બેશક બુરૂ રૂસ્તમનુ ખમીર
ન કીધી જરાબી શરમ ભાઇની,
કુદાવી ગયો હદ બુરાઇની,
જરાબી ન આંખોમે રાખી શરમ,
કિધી ભાઇ ઉપર ના કંઇ રહમ
નથી મુજ તરફ તેની મોહોબત લગાર,
મને છે નફરત તે પર હજાર
મને દીલસોજી નથી કંઇ રહી,
જીગરમાથી મહોબત બુજઇ ગઇ
સલામીનો હરદમ કરે છે ખિયાલ,
હિયે દુ:ખ આવુ 'બની લોભે લાલ
જીવે ભાઇ એવા, મરતા નથી,
કોફે-ખુદા દીલ ધરતા નથી
આ જુલ્મે-રૂસ્તમ ! આ જુલ્મ-દોર,
આ રંજ હરદમ કરે સરજોર.
ભલે હોય રૂસ્તમ પીલગો-શીર,
હું ભાઇ તેનો પુરો શેરગીર
વસે જેમ વિજલીમા અગની ખવાસ,
જુલમનીજ રાખુ રૂસ્તમથી આસ
મને ભાઇ એવો છે ના કબુલ,
પડો એની સુરત પર ખાકો-ધુલ.
તુ શાહે કાબુલ જો મંજુર કરે,
અગર દીલમા હામ જો તુ ધરે
ફસાવી રૂસ્તમ કરૂ એવુ કામ,
રોશન જગતમા રહે મારૂ નામ
ઇલાજ કરૂ જે કરે નહિ તબિબ,
સફા હું કરૂં દર્દ એેવી ફરીબ" (3)

શગાદે પોતાના ભાઇ રૂસ્તમને દગાથી મારવાનો ઘાટ ઘડવો

તનાહીમે કાહડી મલી સંગ રાત,
ખબરબી રહી નહી પડી ગઇ પ્રભાત
કહ્યુ શાહે કાબુલને શગાદે એમ'
"કદમ રાખ સાબુત, તજી દે રહેમ.
અએ શાહ કરે તુ વિલંબ શાને કાજ,
જે કરવુ હોય કાલે, કરી લેવુ આજ
કજા છે જગતમા બડી બદશિફાત,
ન કાલે મબાદા રહેશુ હઇયાત.
અગર જો કબુલે તુ મુજસે મલી,
પિડા જાય કાયમ સરની ટલી
જગતને જમાનો થયો છે કફા,
એ મરશે તો થાશે દુનિયા સફા
કરી માહેતમના શોરો પુકાર,
રડી રેહશે મુગા સામેસવાર.
બનાવ એક મીજલસ તુ દિલપજીર,
રહે ત્યા હાજર દલીરો 'ને પીર
મલી કુલ અમીરો, આલા તમામ,
કરે તેઓ મહેફીલમા ધુમધામ
બને મોજથી જ્યારે મહેફીલ રંગ,
રહે નાચી રામશગરો લેઇ ચંગ
ચાલી રહે જ્યારે દોરે-શરાબ,
કરજે તુ મુજસે સવાલો જવાબ
મને કરજે મિજલસમે અપમાન તુ,
જવશ ચાલી કાબુલથી સિસ્તાંન હુ
કરશ જાલ પાસે ફરિયાદ હું,
કહેવશ કે છે એક બદજાદ તુ
હશે જાલ પાસે અગર રૂસ્તમ,
કરી ઢોગ કેહવશ બનીને નરમ. ૭૪૦૦
કે છે શાહે કાબુલ બડો બેશરમ,
રીજાલો જાતે બુરી છે તુખમ
સુણી વાત રૂસ્તમ થશે ગમગોસાર,
નિકલશે કિનામા એકદમ બહાર
આવશે તે કાબુલે કરવા લડાઇ,
કરજે તુ ત્યારે નવી ચતુરાઇ.

ખણાવજે તુ મારગમે થોડીક ખાહી,
ફરાગાત પોહોલી, 'ને ઉંડી સવાઇ
પોહોલી 'ને ઉંડીનો કરજે વિચાર,
રહે જેમા રૂસ્તમ જેવા આર
ભાલા 'ને ખંજર, તીર 'ને કટાર,
બનાવી તલવાર ખુબ ધારદાર
ખોસાવી ખાડામે ઉભા તમામ,
રૂસ્તમ અજલનુ કરજે મુકામ
સિફતથી કરાવજે ખાડાઓ બંધ,
પડે નહી માલુમ કોઇનેબી ફંદ
નિકલજે શિકારે તુ રૂસ્તમ સાથ,
જગા પર એ લાવી, કરજે તુ ઘાટ
અચાનક તે પડશે જઇ ગારમા,
થશે ધારેલુ કામ પલવારમા
એ પડતાજ ભાલાઓ ભોકાઇ જશે,
તન તેનુ તીરથી વિંધાઇ જશે
આગલ 'ને પાછલથી ખુંચશે કટાર,
ભોકાશે તલવાર તન આરપાર
અગર હોય કાયમ સુખની તરસ,
તો કર એક ખાડો એકએકથી સરસ
મુખ બંધ કરજે બિછાવીને ચાર,[1]
પડે નહિ પવનનેબી શક લગાર
કજાનુ કદમ જો પાછુ ફરે,
બચે એકથી તો બીજામા પડે
પડે નહી બિજામા તો શુ છે ફિકર,
ત્રીજામા થશે રૂસ્તમની કબર
સમજ કે ત્રીજામાબી પડશે નહી,
તો શુ તે ચોઠામે મરશે નહી

નકર ખ્યાલ ખાલી તુ દીલમા અબસ,
જરૂર રૂસ્તમ સાથ મરશે રખસ
કિધી છે મે હિકમત કરી ખુબ નજર,
જંગલમે રૂસ્તમની કરવી કબર."

* * *

અરેરે દગાહીન, દગલબાજ, લબાડ,[2]
જરા તો કર કોફે-પરવરદેગાર.
કરે છળ કપટ વન વેરાનમાં,
સમજના તનાહ છે તુ રાનમા[3]
સમજ ના કે જોતુ નથી કોઇ તુને,
મગર છે હાજર ખુદા હર ખુણે.

* * *

શગાદે સુચવેલી તદબીર માફક
કાબુલના શાહે મેહફીલ ભરવી,
અને શગાદે તે મિજલસમા
રૂસ્તમના ગુણ ગાવા.

કરી મસલેહત એક મહેફિલ ભરી,
રંગ રાગની ત્યાં બહુ ધુમ પડી
થયો ત્યા ચાલુ દોરે-શરાબ,
વાગી રહ્યા ચંગ, બાજર, રબાબ[4]
અજબ તાને ગાતી હતી નાજનીન,
નાચી રહી હર ઝોરા જબીન
ચહડી જ્યારે શગાદને સર ઘેણુ,
બોલ્યો તે મેહફિલે મલકાવી નેણ
"રફીકો, અજીજો, દલેર નવજવાન,
અમીરો, પીરો અને પેહલવાન
છે શાહે કાબુલ આલીવિકાર,
હાયમો કાયમ જીવો શહેરિયાર

કાયમ રહો રૂસ્તમની પનાહ,
છે-તેજ ખુરશેદ,[5] છે તે માહ[6]"(4)

કાબુલના શાહે મીજલસમા રૂસ્તમને માટે
હલકા સખુન કેહવા

આગમજથી કરેલી ગોઠવણ પ્રમાણે મીજલસમા જ્યારે તમામ ખુશાલી ફેલાઇ રેહી હતી, અને શરાબનો દોર પુર જોશમા ચાલી રેહો હતો, ત્યારે શગાદ પોતાના ભાઇ

૧. જાનવરોને ખવડાવવાનો ઘાસ ચારો ૨. જુઠ્ઠો ૩. જંગલ વેરાનમા
૪ એક જાતનુ વાજીંત્ર ૫ આફતાબ ૬ ચંદ્રમાહ.

રૂસ્તમની તારીફ ગાવા લાગ્યાથી, કાબુલના શાહે શગાદ ઉપર ગુસ્સે થઇ મેહફિલ રૂબરૂ રૂસ્તમને હલકા સખુનો બોલવાના ઢોંગ કીધા અનમતા આ ગોઠવી રાખેલા પ્રપંચથી કાબુલના અમીરો અને ઉમરાવો, તેમજ તમામ દરબાર અંજાણ હોવાથી, સસરા અને જમાઇ વચ્ચે ચાલી રેહતી આ તકરાર સાંભળી તેઓ વિસ્મય પામી એક બીજા તરફ જોવા લાગ્યા, અને આ સત્તની ખટપટથી રખે કાંઇ ગંભીર બનાવ બનવા પામે તેની તેઓ ફિકરમાં પડયા.

સુણી શાહે કાબુલ થાયો કફા
"અજબ છે આ મહેફિલે મુજપર જફા
અમો ખુરશીદ 'ને અમો મહા નથી,
અમો દેશના શું બ્યેરખહા નથી?
બકે એતમીજ પીઇ બેહદ શરાબ,
સખુન બેઅદબ બોલે ખાનેખરાબ
શરાબીની ઉપર લિયાનત છે,
એ માદર શિકમનીજ[1] ઇલ્લત છે"(5)

શગાદે શાહે કાબુલને જવાબ દેવો.

સુણી શગાદે પુકારી કહ્યું
"નથી મગજ તારૂં ઠેકાણે રહ્યું
બની ખુદ શરાબી બોલે વચન,
મગજમાં તું રાખે પલીદી પવન
અજબ તારી આંખોએ છોડી શરમ,
ખુમારી દેમાગે ચહડી ગઇ ગરમ
છે ભાઇ મારો જેહા પેહલવાન,
આલમમેં છુપું નથી તેનું માન
બુલંદ બખ્ત મારો પેદર જાલ છે,
રિજાલો તું તે પાસ કંગાલ છે
કિરતીને ટોચે છે મારી તુખમ,
છે ભાઇ મારો સુરો રૂસ્તમ, (6)

શાહે કાબુલે શગાદને જવાબ દેવો.

અલબત્તા આ બને પાખડીઓ ગોઠવેલા પ્રપંચ પ્રમાણે બનાવટી ખટપટ ફકત એટલા માટેજ કરતા હતા, કે દરબારમાં હાજર રહેલા સત્તનાઓ, તેને ખરેખરી સમજી શકે શગાદને આવી રીતે બદજબાન થયેલો જોઇ, કાબુલ શાહે જવાબ દીધો:-

કહ્યું શાહે કાબુલે નફરત કરી:
"અટલ છે તહારી હેમાકત ભરી
રૂસ્તમ રૂસ્તમ કરી દમ ભરે,
મગર મુજ પાછલ તે ચમર ધરે[2]
ભરે દમ ભારી તું તોખમનો,
થવા ચાહે ભાઇ તું રૂસ્તમનો
નથી તારી તોખ્મ નરીમાનથી,
બકે છે બકવા વિના ધ્યાનથી
કહા સામ 'ને કાહ નરીમાન છે,
કહા ખાક 'ને કાહ આસ્માન છે
બની બેઠો છે જાલેજરનો પીસર,
નથી તે તો કરતો તુ પર નજર.
ભલે તારો રૂસ્તમ હોય સર્ફરાજ,
મગર છે હમારે તું આધાર આજ
કરે છે તુ રૂસ્તમ નામે ફેસાદ,
મગર તમ છો બેહુ બુરા બદનેજાદ

પાખડી શગાદનું કાબુલથી તરછોડ કરી સીસ્તાન તરફ નિકલી જવું.

કાબુલના પાદશાહના આવા સખુનો સાંભળી પાખડી શગાદ છેડાઇ પડયો, અને તેની ઉપર ક્રોધાયમાન થઇ, દરબારમાં સર્વેની રૂબરૂ ઘણીક તાનાજાણીના સખુનો કેહી, તેને અપમાન કરી, પોતાના બાપ જાલેજરને વતન સિસ્તાન તરફ નિકલી ગયો.(7)

---

૧ માતાના પેટમાથી એ ઇલ્લત લાગુ પડેલી છે
૨ પાદશાહોની પીઠ પાછલ ઉભો રેહતો ચમરીબરદાર.

## શગાદે જાબુલ જઇ પોતાના બાપ જાલને તથા રૂસ્તમને ભભેરવા.

કાબુલ શાહની દરબારમા એવી રીતે ગાલ ગલોચ અને તુફાન કરી, શગાદ પોતાના બાપ જાલેજરને વતન સીસ્તાન તરફ નિકલી ગયો, અને ત્યા જઇ પોતાના બાપ જાલેજરને મલ્યો

જાલેજરે તેને પ્રીત અને વાહલથી વધાવી લીધો, અને શગાદને તેના ભાઇ રૂસ્તમને જઇને મલવા તુરતજ ફરમાસ કીધી. શગાદ તેજ વખતે તેહમતન રૂસ્તમ પાસ તેના મકાનમા ગયો રૂસ્તમે લાંબી મુદ્દતે પોતાના આ નાહના ભાઇને કાબુલથી પાછો ફરેલો જોઇ, ખુશી સાથ તેને બગલગીર કીધી, અને કાબુલના સમાચાર વિગેરેની ખબર પુછી પાખડી શગાદે રડમસ અને ચિન્તાતુર ચેહરે ફિતુરની બાજી ખેલવી શરૂ કીધી,

"ના પુછ મને ભાઇ મારી ખબર,
દીલ મારૂ દરદી છે, ખસ્તા જીગર
મે કાબુલ તજીને કીધી સફર,
મલવા તુને હુ થયો બેસબર
રહ્યો તો હુ કાબુલમે હલમલી,
હુવે મારે મનથી ગયુ તે બલી
મરો શાહે કાબુલ, જલો આગમા,
મલી મારી ઇજ્જત કુલ ખાકમા
હતો આજ તક તે ખરો મેહરબાન,
હુવે તેણુ કીધુ બરપા તુફાન
અમીરો, દલીરો, આલીવિકાર,
જવાંનો 'ને પીરો હતા નામદાર
બની મસ્ત મહેફીલે પીઇને શરાબ,
મને બોલિયો તે સુખન બહુ ખરાબ
બોલ્યો શરાબે બની મસ્ત પુરઃ
"હવે રૂસ્તમને ફેકાડુ હુ ધુર
અફસોસ હતુ આજ તક નહી જોર,
ગયો ફાવી તેથી તે સરજોર
હવે તાબો-તાકત છે બહુ ભરી,
સિતારો છે કાબુલનો મુશ્તરી
હવે રૂસ્તમને નહિ હુ ગણુ,
જો આવે તે સામે લડીને હણુ
છે જાબુલી રેહઝન રૂસ્તમ પુરો,
હુ તેથી બહેતર હવે છુ સુરો
નથી મારી તોખમ તેથી કમી,
રહ્યો છે સલામીની અદર રમી
કહ્યુ તે ગુમાનીને મે વારવાર,
નવો એક ફીતનો ના તુ જગાડ
બોલ્યો તે મુજપર કરીને પુકાર,
નથી જાલનો તુ પીસર હકદાર
હશે માત તારી બુરી બદકાર,
હશે જાલેજરની બની તાબેદાર
અરે કોણુ રૂસ્તમ! અરે કોણુ જાલ!
જનમિયા છે જગમે બે બદખિસાલ
જોઇ હાલ એવો ધરી મન ગમ,
સિસ્તાન તરફ મે ધરિયા કદમ"

### એ ભાઇ! અજલનુ બળ પ્રબલ છે.

નથી કીધી કોઇસે કજાએ વફાઇ,
લાખો ગયા તેને હાથે મરાઇ.
છુટા તે નથી જેણુ કીધી ખુદાઇ,
બચે કેમ રૂસ્તમ અજલથી ભાઇ
અજલથી ન છુટો ફરીદુન શાહ,
બચે કેમ રૂસ્તમ જેવા સિપાહ
અજલથી ન છુટો તુર 'ને સલમ,
બચે કેમ અજલથી કહો રૂસ્તમ
બચિયો અજલથી નહિ કએકોબાદ,
બચે કેમ કરી રૂસ્તમ નેકજાદ.
અજલથી ન છુટો સોહરાબ વીર,
બચે કેમ રૂસ્તમ જેવો દલીર.
ન છુટે અજલથી પેગમ્બર-પીર,
ન છુટે અજલથી રોશન ઝમીર.

અદના ને આલા, ગની ને ગદા,
હિસે છે અજલને સરખા સદા
ગજબ છે અનહિદ અજલ તારો રંગ,
પલકમા કરે જેર શીરો પલંગ
નથી મેહરો મહોબત તુજમા કસી,
નથી રેહમ જરાબી જીગરમા વસી.
અજલ પાસ આજેજ ખલકત તમામ,
પીરો-પેગમ્બર કિધા ગુમનામ
ન દરવીશ, દાના, દાયમ રહ્યા,
અજલ સંગ મલી સહુ હવા થઇ ગયા
અજલ પાસ રૂસ્તમ શુ છે બિસાદ,
ફના અંતે ફાની, કરો રબ યાદ

### શગાદને રૂસ્તમે દિલાસો આપવો

પાખંડી શગાદે પોતાના ભાઇ રૂસ્તમ આગલ કાબુલના શાહ માટે જે કાંઇ કહ્યું, તે સઘલુ તેણે કમનસીબે ખરૂ માની લીધુ, અને તેના દુખની દાજ હઇડે ધરી રૂસ્તમે તેને જવાબ દીધો

"હકિકત સુણી છુ હું ગમખાર,
અરે ભાઇ, શગાદ ના કર વિચાર
કર દુર દીલથી તુ તારો ગમ,
શુ લીધો છે કાબુલપર તે જનમ
નહિ ફાવશે તે કરી અપમાન,
કરશ કુલ કાબુલને હુ વેરાન
અચે મારે હાથે નહિ જાનથી,
લેઉ તારો બદલો બેઇમાનથી
છુપે આબ હીરાનુ નહી રાતથી,
નથી થાતી નેકી કમજાતથી
કપટથી ભરેલો છે તે શાહ,
હવે તેને આપુ નહિ હુ પનાહ
નહિ ગુણ મરદીનો જેમા જરા,
નહિ રાખી આખોમે શર્મો-હયા
જશે મારૂ લશ્કર કુલ સર્ફરાજ,
સલામત રાખશ નહી બેલેહાજ"

### રૂસ્તમે કાબુલ ઉપર ચહડાઈ કરવાનો હુકમ કરવો, અને શગાદે નવો ફરેબ રમવો

રૂસ્તમે લશ્કરને કીધો હુકમ,
ધરો તમ કાબુલ તરફ સૌ કદમ
જોઇ રંગ બાજીનો તેજી ઉપર,
શગાદને મન પડી બહુ ફિકર
અગર રૂસ્તમ જો ધસી એમ જશે,
તો બેશક કાબુલ ફસી એમ જશે
કહ્યુ એમ શગાદે કુમલાવી મુખ
"હર કામ કરવુ સમો જોઇ રૂખ.
લખી મોકલુ જો કાબુલ વિગત,
કે આવે છે રૂસ્તમ કરવા લડત
ભુલે એશ આરાંમ, અને રાગ રંગ,
ઉડે હોશ કાબુલ મિસલે પતંગ.
તુ સામે તે શુ લડે કમજાત,
નથી કાઇ લશ્કરની રીતભાત
લડીને તુ નાહક થશે બદનામ,
ડરપોક છે તે નથી કાઇ હામ
શરાબી મન માહે શરમાઇને,
લરજતો હશે દીલ લરજાઇને.
કદાચ આવતા કોઈ હશે અહેલેકાર,
ચાહશે તે માફી બની ખારજાર"

### શગાદના ફરેબથી રૂસ્તમે પોતાના વિચારને ફેરવવા

જેઓ ભલા હોય છે, તેઓ હમેશા બીજાઓનેબી પોતાના જેવાજ ભલા સમજે છે શગાદના આવા ફિતુરી સખુનો સાભલી જેહા પેહલવાન રૂસ્તમ પોતાના ભાઇ શગાદના ભલા ખવાસ અને ઉદાર દીલની પોતાના મનમા તારીફ કરી સમજવા લાગ્યો કે "તે કેવા ઉદાર દીલનો, અને કીના કપટની લાગણી વગરનો છે, અને લડાઇના મેદાનમા

નાહકનાં લોહી રેડાતાં અટકાવવા તતપર છે" એવો ખિયાલ આવતાજ રૂસ્તમે શગાદને કહયુ કે—

કહ્યુ રૂસ્તમે "ભાઇ મારા ભલા,
કરે દુર યઝદાન તારી બલા
દિસે રાસ્ત તારી હરેક ગુફતાર,
જરૂરત નથી કાઇ લશ્કર–હજાર.
બિરાદર જવારેહ 'ને સો એક સવાર,
લઇ સગ જાઉ છુ કાબુલ દવાર."

આ ઠરાવ ઉપર આવતાં રૂસ્તમને ઘણોવાર લાગ્યો નહી તેણે કાબુલ ઉપર એક મોટી ફોજ મોકલી ચઢાઇ લેઇ જવાનુ કામ, શગાદના વિચાર પ્રમાણે નકામુ લાગ્યુ રૂસ્તમે પોતાના લડાયક પેહલવાનોના એક નાહના રસાલાને તઇયાર થવાનો હુકમ કીધો, અને પોતાના ભાઈ જવારેહને સાથે લેઇ તે કાબુલ જવા નિકલ્યો.

## કાબુલના પાદશાહે રૂસ્તમને દગલબાજીથી ફસાવવા માટે તૈયારી કરવી

પણ પાખડી શગાદ જ્યારે સિસ્તાનમા પોતાના ભાઈને ફસાવવા માટે આવુ પાખડ કરતો હતો, ત્યારે કાબુલનો પાદશાહ રૂસ્તમને ફસાવવા માટે, શગાદે કરેલી સુચના પ્રમાણે ગોઠવણ કરતો હતો

ગયો જ્યારે શગાદ જાબુલમા,
સાભલ બને છે શુ કાબુલમા.
લઇ સાથ વિસ્વાસુ લશ્કર સવાર,
ગયો શાહ કાબુલ શેહરની બહાર
શેહરથી હતુ એક જ ગલ દુર,
ભરેલુ હતુ તે શિકારોથી પુર
કરી ખુબ તહેકીક કિધી અટકલ,
થશે એ જગો કામ તેનુ સફલ
કહ્યુ કે: "ખણો ગારની એ હાર,
એક એકથી છુટી ખણો દસ બાર
બરાબર માપી ખણજો એ ગાર,
કે રૂસ્તમ જેવા સમઇ જાય બાર
ઉડાઇનો કરજો એવો સુમાર,
કે નિકલી શકે નહિ કુદી બહાર
ઉડાઇ 'ને પોહોલાઇ કરજો દુપટ,
કરે નહિ કુદાવી જવાની હિમત
મબાદા અજલની ઘડી જો ફરે,
નહી એક ખાડાની અદર પડે
તો છુટે બિજામાથી હરગેજ નહી,
પડશે ત્રીજામા જરૂર તે જઇ
અગર મેહર જો મોત તે પર કરે,
ત્રીજા ગારમા જો નહિ તે પડે.
ચુકે જો ચોઠો અગર હોય કરમ,
જરૂરત બિજામાં ફસે રૂસ્તમ
ચલકતા ભાલાઓ ખાડે જડી,
અણીદાર નોકોને ઉપર કરી.
ઉભી 'ને આડી જડી તલવાર,
રચી ખુબ જગેજગ તીરોની હાર.
કિધા ગારને બધ તદબીરે ખાસ,
ઉપર નાખી મટ્ટી, પછી નાખી ઘાસ
જમીનને બનાવી કિધી એકસાન,
પડી નહી માલમ કોઇને નિશાન
પડે જો અગર કોઇ એ ગારમા,
બને તેની કિયામત પલવારમા.

* * *

જમાનાની બાજીનો જો તુ ચિતાર,
કરે શુ શુ શગાદ હવે બદકાર
કિધુ કામ દુનિયામે એવું બરાબ,
જમાનાની લિયાનત પડી બેહીસાબ.

### રૂસ્તમનુ કાબુલ તરફ જવા નિકલવું, અને શગાદનુ'કાબુલ તરફ જાસુસને રવાના કરવું.

રૂડ નામ રખનુ ધરીને જબાંન,
નિકલીયો સફરપર જેહાપેહલવાન.

| | |
|---|---|
| શગાદ સાથે નિકલીયો બહાર, | "આવે છે રૂસ્તમ લશ્કર વનો, |
| થયો રક્ષ ઉપર રૂસ્તમ સવાર | નથી સાથ પલટન સિપાહો ઘણા |
| લઇને સવાર એકસો સગમા, | ખબરદાર રહેજે તુ હુશિયાર, |
| જવારેહબી સામેલ થયો રગમા | કરી ફન્દ ચાહજે માફી હજાર |
| પુગાડી શગાદે કાબુલ ખબર, | જજે સામો લેવા સરહદ ઉપર, |
| રવાના કિધો એક જાસુસ નફર | ચાહજે તુ માફી ઝુકાવી સર" |

## શાહે કાબુલે રૂસ્તમ પાસ માફ માગવી

રૂસ્તમ અને તેના ભાઇ જવારેહ પોતાના માનીતા પેહલવાનોના બનેલા એક રસાલા સાથ, ખુદાનુ નામ યાદ કરી કાબુન તરફની મજલે જવા નિકલ્યા, અને એ રસાલામા શગાદબી સામેલ થાઇ, રૂસ્તમ સાથ ખુશ ગુફતગુ કરતો ગહ માપવા લાગ્યો પણ જાબુલથી નિકલવા આગમજ શગાદે એક વિશ્વાસુ જાસુસને પોતાના સસરા કાબુ-લના પાદશાહ પાસ નામુ આપી રવાના કીધો શગાદનો આ જાસુસ વિજલી વેગે કાબુલ જઇ પુગ્યો, અને રૂસ્તમ કાબુલની સરહદ ઉપર પોતાના રસાલા સાથ જઇ પુગે, તે આગમચ.રૂસ્તમના નિકલવાની ખબર તેણે શાહે કાબુલને પુગાડી, શગાદનો પેગામ જણાવ્યો આ ખબર મલતાજ કાબુલનો પાદશાહ પોતના વજીરો અને રસાલા સાથ રૂસ્તમને એસ્તકબાલ લેવા ઉતાવરે બાહાર પડયો સરહદ ઉપર આવી પુગતાજ રૂસ્તમના રસાલા ઉપર તેની નજર પડી, અને જેહા પેહલવાન રૂસ્તમને જોતાજ, કાબુલનો પાદશાહ પોતાના ઘોડા ઉપરથી તુરતજ ઉતરી પડી, પોતાના તમામ રસાલા સાથ પાઉ પીયાદો તેને મલવા આગલ વધ્યો

રૂસ્તમ પાસે જઇ પુગતાજ તે કાબુશીએ પોતાના ફિતુર ચાલુ કીધા તેણે પોતાના માથા ઉપરની પાઘડી કાહડી નાખી, જમીન ઉપર રૂસ્તમના કદમ આગલ મુકી, અને રડતી આખે ગુઠણુ ઉપર પડી, બન્ને હાથો જોડી ઉચા કરી રૂસ્તમ આગલ પોતાનુ માથુ નમાવી, શગાદ સાથે ચલાવેલી ચાલ માટે માફી ચાહવા લાગ્યો તેણે પોતાની તરફથી બોલતા અરજ કીધી કે "શરાબની ઝુમમા મારાથી જેબી કાઇ અપમાન શગાદને તથા સામે સવારવાલાઓને થયુ હોય, તે માટે હુ પશેમાન થઇ માફી માગુ છુ"

ઉદાર દીલના રૂસ્તમે શાહે કાબુલને ઘણી તકલીફ આપી નહી, અને તેની માફી તેજ વખતે મજુર કીધી, અને તેનો જે મરતબો હતો, તેના કરતા જીયાદા મરતબો વધારી તેને સર્ફરાજ કીધો બાદઅ કાબુલની સરહદ ઉપર આવેલી નદીને કિનારે, એક દિલખુશ લિલોતરીવાલી જગ્યાએ રૂસ્તમે પોતાના રસાલા સાથ પડાવ નાખ્યો. શાહે કાબુલે રૂસ્તમની દરેક રીતે પરોણાગત કરવા માડી ખાનપાન અને ગાનતાનની મીજલસ દમ-બ-દમ મલી રેહી, અને એ રીતે રૂસ્તમ ત્યા પડાવ નાખી પડયો

| | |
|---|---|
| કિધી રૂસ્તમે ત્યા જગો એક પસદ, | રસાલાની સાથે કીધુ મૂકામ, |
| બનાવી જશનગાહ મિસલે ચમન | કિધી શાહે કાબુલે ખુબ ધુમધામ |
| હતી ત્યા લીલોતરી બીશિયાર, | ભરી એક મહેફીલ ખુશ દીલબહાર, |
| ઝાડો 'ને ઝાડી દીસતા અપાર | નાચી રહી હર તરફ ગુલનાર. |

બેમુલ તખત એક ઝરીન ઝરનીગાર,
તે પર બેઠો સામેસવાર
મચી મીજલસમે અજબ ગુલતાન,
ચાલી રહ્યુ ખુબ ત્યા ખાન પાન.
રહ્યા દોરે દારૂનો કઇ નહિ સુમાર,
ખિલી રહી ખુશાલી મિસલે બહાર

રૂસ્તમને ફુસલાવી દગાની
શરૂઆત કરવી

ખિલી તોરથી એક દીન બામદાદ,
જોઇ રૂસ્તમને બની દીલશાદ
કહ્યુ કાબુલે રૂસ્તમને નમીઃ
"થજો તારી નાબુદ રજો-ગમી
અગર હોય ખાએશ શીકારની,
ખીદમતમા છુ સાલારની
ખિલી છે કાબુલે મોસમ બહાર,
આખોને આપે છે ઠડક ચિતાર
છે હિયા પહાડો 'ને ઝાડોનુ વન,
શિકારોનુ છે તે અજાયબ વતન
જગેજગ ઝાડોની લાગી છે હાર,
પછવાડે પાહાડોનુ જાણે બજાર
ઉભા તોરથી છે મગરૂર બની,
ગણેલા શકાતા ન કોઇથી ગણી
ખીણો 'ને ખાહી દીસે રગીન
કરો જ્યા નજર ત્યાં લીલી જમીન
ઝરાઓ ઝરે નિરમલ પાહાડે પાહાડ,
સરપ સમ દોડે વહી ફાટ ફાટ
ગોર્ખર 'ને સાબર અને સિહરાજ,
વરૂઓ ને વાધો કરે છે નાજ
હુકમ દે મને તો કરૂ કારોબાર,
રહુ સાથ તારી હુ ખિદમતગાર
હકિકત સુણી રાજી રૂસ્તમ થયો,
સરપર સવાર આવીને જમ થયો.
હોય જ્યારે સરપર ભમતી અજલ,
છતી બાહોશીએ ગુમાવે અકલ
કજા બેઠી સરપર રૂસ્તમ ચહડી,
સમજ નહિ દગાની તેને પડી.
કજા કહેર ભારી, ખલક કુલ જેર,
પલકમા હલક બધ, માહી 'ને શેર.
કજાની ગરદીશ કાતીલ કહેર,
બને મસ્ત મચ્છદર, મચ્છરથી જેર (9)

જેહાં પેહલવાંન રૂસ્તમનુ કાબુલના
જગલોમા શેકાર કરવા નિકલવું.

ખુશી થાયો રૂસ્તમ શીકારે જવા,
કહ્યુ કે "કરીશુ શિકારો નવા ૭૭૦૦
સવારો સજો સર્વ શસ્ત્રો સિતાબ,
જુવો નાલ ઘોડાની, નાખો રિકાબ.
સજી સાજ ઉભા કુલ ગશ્તીબાંન,
નિકાલયો બહાર રૂસ્તમ. પેહલવાન.
બાધી લિધા પીઠપર તીર કમાન,
નિકલિયો બહાર રૂસ્તમ પેહલવાન
બદન પર ન' લિધુ બબ્રેબયાંન,
નિકલિયો બહાર રૂસ્તમ પેહલવાન
લિધી નહિ શમશીર, ગુરજ ગાવેયાન,
નિકલિયો બહાર રૂસ્તમ પેહલવાંન.
નિકલિયો શિકારે બની ખુશ મસ્ત,
થતો'તો હસ્તીનો ખુરશેદ અસ્ત
અરેરે! એ રૂસ્તમ કહા જાય છે,
જો મોત તારૂ પુઠે ધાય છે
અરેરે! એ પેહલવાન ઇરાનના,
નથી જાણતો રગ આસ્માંનના.
છલગ મારી રક્ષપર થયો તે સવાર,
હતો તેની હસ્તીનો દીન યાદગાર.
ઉભો આવી શગાદ બનીને સવાર,
નમીને ઉભો તે બુરો નાબકાર.
જવારેહબી આવ્યો બનીને મગન,
શરૂ કુચ કીધી બિયાબાન વન.

કાબુલના બીયાબાંનમા ખોદેલા
ખાડામા રૂસ્તમનુ તેના રક્ષ
સાથ પડવુ.

ભયાનક ભય કર હતુ' તે વેરાન,
શિકારોનુ બેશક હતુ તે મકાન.

હતા મસ્ત ગુર્ખર, અતી તુંદ તાન,
શિકારીઓ જોતાજ ભુલીયા ભાન
ભડકીને ભાગા કરી દોડધામ,
લાગ્યા પુઠે સહુ સવારો તમામ
ગયા કોઇ આગલ, ગયા કોઇ આમ,
દિધી સહુએ ઘોડાને સોપી લગામ
વિખરાઇ ગયા સહુ સિપાહો સવાર,
ઉભો રૂસ્તમ જોઇ વનનો બહાર
કજા આવી સામે લટકતી લફંગ,
ઉભી ગેલ કરતી થવા હમસંગ
રખસ રૂસ્તમે છોડીયો વન ભણી,
રાખ્યા હતા જ્યા ખાડા ખણી.
રખસ દોડીયો ખુબ કરતો મરોર,
ધુલનુ ધુલાડ. થયુ ઘઘોર
ચરંદા પરંદા 'ને વનના પતી,
ડરીને ગયા સહુ બાજુ હટી
એકાએક રખસ દોડતો થાયો ઠંમ,
અટકીને આગલ ન ભરીયુ કદમ.
નવી ધુલનો વાસ તેને ગયો.
આગલ વધતો તે અટકી રહ્યો
કુદી કદમથી જમીન કીધી ચાક,
પુકારી ગજબથી અજબ થાઇ ખાક
રખસની જોઇ આવી હઠ હદ બહાર,
કહ્યુ રૂસ્તમે એમ કરી ખુબ પ્યાર
"કાય રે કાય, ઓ વહાલા રખસ,
કરે આજ તુ કેમ હુજત અબસ
અટકી ઉભો કેમ થઇને તુ ડંગ,
કેમ પાણી પાણી થયુ તારૂં અંગ
નથી કેમ કહેતો મને તારી વાત,
નથી દોડતો કેમ મને લેઇ સાથ
એ તારી હુજત નથી છે ખરાબ,
નથી કેમ દેતો મને તુ જવાબ"[1]
ઘણુંબી કહે રક્ષને રૂસ્તમ,
પણ ભરયુ ન રક્ષે આગલ કદમ

કરી વાહલ ઠોકી છાતી 'ને ચાલ,
પસવારી હાથોએ બાખો 'ને ગાલ
કહ્યુ: "દોડ હવે ચાલ થા હુશિયાર,
કહુ કેટલુ હુ તુને વારવાર
નહી ચાલશે તારી એ સરકશી,
પુરી કર મંજલ આગલ ધસી."
મગર એકબી ચાલિયો નહિ કદમ,
થયો લાલ ગુસ્સાથી રૂસ્તમ ગરમ
મારીને ચાબુક કહ્યુ તેને એમ:
"નથી છોડતો તારી હુજજત કેમ"
પડતાજ ચાબુક થયો હુશિયાર,
ખંખારી હટીયો તે પાછલ લગાર
ધરી ધુન મનમા બનિયો ગરમ,
પવન સમ દોડયો લઇ રૂસ્તમ.
રખસની ઝડપનો રહ્યો નહિ સુમાર,
મગર બેઠો રૂસ્તમ બની હોસ્તવાર
પુગ્યો દોડતો ગારના મુખપર,
છલંગ મારી કુદીયો હવામે અધર.
પિલંગ સમ છલંગે કુદી એકદમ,
કુદાવી ગયો ગાર લઇ રૂસ્તમ
ગજબથી ભરી તેની દુસરજત હતી,
જમીન માહે તેની કિયામત હતી.
ચરખની ચલન પર લિયાનત હતી,
જમીનમે રચેલી તુરબત[2] હતી
મુરવ્વત મોતે ન કીધી કસી,
અજલ આવી એકદમ ઉભી હસી.
કુદાવી ગયો ગાર રખસ એકદમ,
મગર રહી ગયા બે પાછલ કદમ
રખસના વજનથી જમીન ગઇ ધસી,
તકડતાં તકડતા ગયો તે ફસી.
પડી મોતની સુરતી ત્યા નજર,
તુરત તે થયો દીલથી બેસબર
ગજબ જોઇ રૂસ્તમે કીધો પુકાર
'ખબરદાર, ખબરદાર, ખબરદાર યાર"

૧. પોતાના માનીતા ઘોડાની સાથ તેના માલેકે એમ વાત કરવાના ઘણાક દાખલા ઇંગરેજી તેમજ હિન્દુ દંતકથાઓમાથી મલી આવે છે  ૨. કબર

લરજીયો રૂસ્તમ જોઇ ગુપ્ત ગાર,
રખસને કહ્યુ કે "ખબરદાર ચાર
બતગ દીલ ના થા, ધર દીલ ઉમગ,
હુશિયાર થઇ માર મોટી ફ્લગ
ફ્લગ મારવાની ન હિકમત મલી,
જતો હર ઘડી ગાર તેને ગલી
રખસ થાયો કમજોર, હિમત ઘટી,
રૂઢાતી ગઇ રક્ષ દમની ગતી
કરી જોર મારી છેલ્લી ફ્લગ,
પડયો ગારમા લઇ રૂસ્તમ સગ
૭૮૦૦

(10) * * *

અફસોસ! અફસોસ! અરે હાય હાય!
અત આયો રૂસ્તમ તારો શુ આય
અફસોસ! અફસોસ! અરે હાય હાય!
પડી ગારમા રૂસ્તમ પેચ ખાય
કિધા જેર જેણે મારીને લાખ,
પડયો આજ પટકઇ દગાથી ખાક
રખસ સાથ રૂસ્તમ પડયો ગારમા,
પુકારી કરે શોર અધારમા.
દગાનો થઇ ભોગ કીધો પુકાર,
ભાલાઓ ભોકઇ ગયા આરપાર
નેજાની નોકે વિધાયુ શરીર,
બદનમાથી બીશિયાર વહેતુ રૂધીર
કાતીલ જખમથી બદન ચાકચાક,
કજા જોઇ કિધો યાદ યઝદાન પાક
દગાનો ભરમ કુલ થયો આશ્કાર,
જાહેર પલકમા થયો ઇસરાર[1]
ધરી રૂસ્તમે હામ જોયુ ઉપર,
પડી તેની શગાદ ઉપર નજર
સમજી ગયો રૂસ્તમ પેહલવાન,
દગાથી લિધો છે શગાદે જાન
જોઇ તેને રૂસ્તમે કીધો પુકાર'
"અરેરે ઓ ચડાલ, સુમ, નાબકાર
દગાથી લિધો છે તુએ મારો જાન,
મને મારી જાણુલ કીધુ વેરાન
બની ભાઇ બનિયો કસઇ બેશરમ,
શુ આ તારી મહોબત 'ને આ ધરમ
સહે બદો બદાના લાખો સુખન,
મગર સહેસે હરગેજ ન ચર્ખે કહન "(11)

## ગારને માથેથી રૂસ્તમને તાનાજાણીના સખુનો શગાદે કેહવા

શગાદ બોલ્યો ઉપરથી હસી
"ગઇ તારી રૂસ્તમ કહા સરકશી
લડીને કિધી તુએ દુનિયા ખરાબ,
કિધી ખુનરેજી તુએ બેહિસાબ
હવે વખ્ત તારો થયો છે ખતમ,
સમજ કે લિધો તો નહિ તે જનમ.
નથી એ સજા થઇ ઇનસાનથી,
મગર છે સજા એ આસમાનથી

## શાહે કાબુલનુ ગાર આગલ આવી અજાણ્યો થવાનુ ડોલ ઘાલવુ, અને હિન્દી હકીમોને જખમના ઇલાજ માટે બોલાવવા સુચવવુ.

આવી રીતના નફટાઇ ભરેલા સખુનો ગારના મોહોડા ઉપર ઉભો રહી નાપાક શગાદ રૂસ્તમને સભલાવતો હતો, તેવામા કાબુલનો પાદશાહ, જે દુર એક ઝાડને આડે ઉભો રહી, રૂસ્તમ ગારમા કેવી રીતે પડે છે તે જોતો હતો, તે અજાણ્યો બના, ગાર આગલ આવી લાગ્યો રૂસ્તમને ગારમા પડેલો જોઇ, કાબુલનો શાહ ગારની અદર નજર કરી રૂસ્તમની ખુવારીભરી હાલત જોઇ અજબ થવાના ઢોગ કરી આખોમા પાણી લાવી બોલ્યો કે "ઓ જેહાનને જીતનાર, અને તાજના બક્ષનાર રૂસ્તમ, આ શેકારના મયદાનમા તુનેંએ શુ થયુ! તુને આવી રીતે જખમી થયલો જોઇ મારી આખો લોહીના આસુ વરસાવે છે ઓ રૂસ્તમ, હુ તારા જખમના ઇલાજ કરાવવા હિન્દી હકીમોને બોલાવુ છુ, કે જેથી તારા જખમનો તે લોક ઇલાજ કરે.

---

૧. ભેદ.

### રૂસ્તમે ગારમાંથી જવાબ દેવો.

"અરે એ દગલબાજ, દગાખોર લબાડ,
પડો તમ બેહુ પર ખુદાનો માર
અરે બદગોહર આ કિધુ તુએ કાંમ,
કિધો રૂસ્તમનો કિસ્સો તમામ
ચુગલખોર, ચંડાલ, એ બેહયા,
દગાથી કિધો તુએ રૂસ્તમ તબહા
લહુ તનથી જારી મિસલ આબે-નીલ,
દિસે રંગ દુનિયા અંધારો કીલ
હકીમો શુ આવીને કરશે ઇલાજ,
ઉભુ મોત મારૂ બની મસ્તનાજ
મગર ધ્યાન ધર તુ એ બદેખુદા,
ફના ફાનીમા છે ગની કે ગદા
એક રોજ તારીબી કિયામત થશે,
જગતની તુ જપર લિયાનત થશે
જમશેદ જેવો કતલ થઇ ગયો,
ફરીદુન, કેબાદબી નહી રહ્યો.
તો શુ છે અજલ પાસ રૂસ્તમ મજાલ,
એક રોજ તારોબી છે એજ હાલ
બદઅદેશ હતો બુરો અફ્રાસિયાબ,
ઓછો હતો નહી તેનો રૂઆબ
કતલ તેબી થાયો ખુશરૂને હાથ,
ફના થાયો અંતે તે બદશિફાત
રહ્યો નહિ શિયાવક્ષ અશો નેક નર,
તો કેમ રેહશે કાયમ તુ બદગોહર
દગાથી જવશ આ જગે હુ મરી,
મગર તુ રહેશે નહિ ઠીર ઠરી
ફ્રરામર્ઝ બેટો છે લખ્તેજીગર,
નિકલશે આધી કિનામે કમર
અમર નામ કયાંનીનુ વહાલુ થશે,
સુખ તારૂ દુનિયામે કાલુ થશે"(14)

### મરવા આગમચ રૂસ્તમે પોતાના દુશમનો ઉપર વેર લેવુ

જોઇ ગાર પર બે પલીદ જમને,
ચહડયુ જોમ એકદમ રૂસ્તમને.
ચમકિયો કિનાનો, અતી ઝમઝમાટ,
ઘડયો અંત વખ્તે બનેનો ઘાટ
કહ્યુ રૂસ્તમે એકદમ કરગરી
"હવે એક અરજ છે સાભલ જરી
અટકિયો છે દમ આવી મારે ગળે,
અફ્સોસ, હિયાં મારૂ ના કોઇ મળે
હવે મોતથી હુ થયો છુ તબાહ,
થશે આ જગો માહરી દખમગાહ
કરૂ છુ તુને હુ અરજ એક ખાસ,
રહેવા તુ દેજે હ્યા મારી લાસ
મગર છે મનમા મને એક આસ,
કરે લાસનો નહી વરૂ વાઘ નાશ
મને જો તુ આપે એક તીર કમાંન,
દુર રાખુ તનથી વનના હેવાન
પડયો છુ કજાના સિહા ગારમા,
મરશ આ જગે હુ પળ વારમા"
શગાદે રૂસ્તમની અરજ કબુલ કરી,

### તીર કમાંન ગારમા નાખવુ

શગાદ મલકઇ થયો શાદમાન,
હસી કહાડી બે તેને તીરો-કમાન
ઉપરથી ફેકી તે રૂસ્તમ ઉપર,
જોતો ઉભો બીલકુલ બેફિકર.
દરદથી દુખી બહુ હતો રૂસ્તમ,
ઘડીભર ભુલી ગયો મોત ગમ
લઇ હાથમા બેહુ તીર 'ને કમાન,
ચહડાવી તીરને ટાંકી નિશાન
જોઇ તીર રૂસ્તમતણુ હાથમા,
શગાદ પડિયો ગભરાટમા
હતુ ગારના મુખપર એક ઝાડ,
છુપાયો ડરી તેને ઓઠે શગાદ
બતંગ રૂસ્તમની જોઇ રૂસ્તમી,
ધસકથી રહ્યો તે અતી ધમધમી
તુરત દોડી નાઠો કાબુલ શાહ,
લિધી તેનેબી ઝાડ પાછલ પનાહ
ઉભા ઝાડ પાછલ બે અહેરેમન,
સમજીયા સલામત છે બેહુ જન.

રૂસ્તમનું દખમું



એક દિન છે બહુ ખુશ બખ્તીનો,
એક દિન છે મોતની મસ્તીનો
પડયો ખાકમા થઇ જમાનાથી જેર,
ડરતા'તા જેથી હાથી 'ને શેર.

રૂસ્તમે પોતાના દુશમન ઉપર મરતી વખતે વેર લેવુ

ઉપર દુશમન બે કાલા હતા,
નિચે રૂસ્તમ તન ભાલા હતા
ઉપર દુશમન બે હતા નાબકાર,
નિચે રૂસ્તમ મોતથી ખારજાર.
કરી જોર રૂસ્તમે ટાંકી નિશાન,
ધરી હાથમા તીર ખેચી કમાન
છુટી તીર સનનન કરતો અવાજ,
ગયો ગારમાથી મિસલ એક બાજ
હતો તીર ઝેરી અતી ધારદાર,
થયુ કામ રૂસ્તમનુ યાદગાર
દરખત તીરથી વિધાઇ ગયુ,
શગાદનુ તન સિવાઇ ગયુ

* * *

કહ્યુ એમ શગાદે મારીને હાય:
"જખમ છાતીમા તીરનો ના ખમાય
દગાનો બદલો કિધો મે હુસુલ,
દગાનો છે બદલો સદા ,ખાકો ધુલ
લઇ જાન તારો પશેમા થયો,
ના હુ રહ્યો હિયા, ના તુ રહ્યો.
કજા કેહેર આવી ગજબ મસ્તીમા,
બદલઇ ખુશાલી બરગશ્તીમા
હવા થાઇ હસ્તી મહારી ખતમ,
ખતા કરજે તુ દરગુજર રૂસ્તમ "(15)

જેહાં પેહલવાન રૂસ્તમે મરતી વખતે કરેલી છેલ્લી બંદગી

શગાદ થયો પેચ ખાઇ ખતમ,
ગયુ રૂહ તેનુ સુદકે-અદમ
જોઇ હાલ બોલ્યો રૂસ્તમ દલીર:
"હવે મારો યઝદાન થા દસ્તગીર
ઉમર મે ગુજારી સીતાયશ કરી,
હવે કર રૂસ્તમની રહેબરી
ગુજારી મે જીદગી તુજથી ડરી,
ગુનાહ માફ કરજે કહુ કરગરી
તવાના ઓ દાના કિધી તુએ મેહેર,
મે મારીને દુશમન લિધુ મારૂ વેર.
અગર જોર આ વખ્ત દેતે ન તુ,
દગાખોરનો જાન લેતે ન હુ
અગર હાથ મારો તુ ધરતે નહી,
કદીબી ખુશીમા હુ મરતે નહી
નજર સામે આવી ઉભી છે અજલ,
કિધા દુખ મારા તુએ સફલ
કિધી દીન દીલથી મે તારી હુસુલ,
કિધો તારો પયગમ્બર મે કબુલ
હવે કર ખતમ મારી હસ્તીને તુ,
કે પામુ તુથી મારી મુકતીને હુ
મે ચાહિ છે યઝદાં પરસ્તી તમામ,
ખતમ કર હવે મારી હસ્તીનુ કામ.
કે આવી ખડો રહુ તુ 'રૂ-બ-રૂ,
મિનોઇમે રૂસ્તમ રહે સુર્ખરૂ"

* * *

કિધી રૂસ્તમે એટલી બંદગી,
થઇ તેજ વખ્તે ખતમ જીદગી.
રસમ છે ગર્દિશની પુર ફંદ,
ઘડીમા ખુશી, ઘડીમા ગઝંદ
એક દિન છે બહુ ખુશ બખ્તીનો,
એક દિન છે મોતની મસ્તીનો.
પડયો ખાકમા થઇ જમાનાથી જેર,
ડરતા'તા જેથી હાથી 'ને શેર
પડી એક રોજે બુરી સહવાર,
ઉઠયા ઘરઘરથી માહેતમ પૂકાર
રડે કુલ જાબુલ ખસ્તાજીગર,
રડે કુલ ઇરાન શામોસહર.

રૂસ્તમના મોત ઉપર જાલેજરનો વિલાપ.

રડે જાલ ગમથી કુટી છાતીને,
સુણી હાય હુ જી જમીન ફાટીને.
" હાય ઓ રૂસ્તમ, પિસર સર્ફરાજ,
હાય ઓ ઇરાંનના ગર્દનફરાજ.
હાય ઓ જાબુલના મર્જબાન,
હાય ઓ ઇરાનના પેહલવાન.
હાય ઓ જંગી પિસર નામદાર,
હાય ઓ ચેરાગે સામેસવાર.

દિપક કુલના તુ થયો આજ અસ્ત,
મૂવો પર વતનમા પામીને કષ્ટ
ગયો પુર ઉમગે તુ ભાઇ સગ,
હતો નહી ખબર તે કસાઇનો રગ
જગત જીતી તુએ દુશ્મન હણી,
વમલમા તૂ ફસિયો ગાફેલ બની
થઇ આજ ઔલાદ મારી ખતમ,
પડયો મારી ઉપર ગયેબી સિતમ
હતો કાલનો દીન ખુશબખ્તીનો,
છે આજનો દીન બરગસ્તીનો "

### રૂસ્તમના ભાઈ જવારેહ અને શાહે કાબુલનુ સેવટ.

બીજા હાથ ઉપર રૂસ્તમનો ભાઇ જવારેહ શીકાર કરતા અચબુચ ખોડેલા ગારવાલી જગ્યાએ આવી લાગો, અને તે ઘોડા સાથ ગારમા પડયો કાબુલનો પાદશાહ, પોતાના જમાઇ શગાદને ઝાડની સાથે તીરથી વિધાઇ ગયલો જોઇ ગભરાટનો મારેલો ધાસ્તી ખાઇ નાહસી ગયો રૂસ્તમના રસાલેદારો આ હેબતનાક બનાવથી માહેતમમા પડયા.

આ માહેતમભરી ખાનાખરાબીની ખબર એક પેહલવાને પવન વેગે જઇ જાબુલમા જાહેર કીધી

જાલેજર અને તેનુ કુટુબ એ ખબર જાણી માહેતમમા પડયુ રૂસ્તમનો દીકરો ફરામર્ઝ પોતાના બાપના કીનામા એકદમ કાબુલ ઉપર લશ્કર લઇ ધસી ગયો, અને રૂસ્તમના કીનામા શાહે કાબુલને જીવતો પકડી મારી નાખ્યો, અને શગાદ જે ઝાડ સાથ રૂસ્તમના તીરે વિધાઇ ગયો હતો, તે ઝાડ સાથ તેને આગ લગાડી દઈ, પોતાના બાપ રૂસ્તમનુ વેર લીધુ

ત્યાર બાદ જે ખાડામા રૂસ્તમ અને જવારેહ પડયા હતા, તેમાથી ફરામર્ઝે તેમની તેમજ રૂસ્તમ અને જવારેહના નામીચા રક્ષની લાસોને પણ બાહાર કાહડી, અને ભારી ઇજ્જતથી તેમના તન અને જખમને સાફ કરી, તેમને જાબુલ લેઇ જઇ દખ્મે નશીન કીધા

અને એ રીતે ઇરાનના પેહલવાન રૂસ્તમના મોતનો કિસ્સો તમામ થાય છે (16)



હખામની વંશ.

# રાણી હોમાય.[૧-૨]

**શાહ બેહમને હોમાય સાથે નેકા કરવા.**

જબાપર ધરી રબનુ નેકનામ,
પનાહ માગી તેની ચિતારૂ કલાંમ
હતો એક બેહમનનો એવો પિસર,
કદમા કદાવર, બડો જોરવર
અજબ રૂપ તેનુ નુર અફસાન[૩] હતુ,
સબકતુ સહનામ સાસાન હતુ
હતી એક અકલમંદ, કનીજ ગુલનાર,
બાહોશ, હુનરમંદ, રોશન દિદાર.
પતીવૃત પુરી હતી પાક છન,
હતી તે બેહમનને મન પસંદ
રૂપે રૂપાલી હતી ચેહરેજાદ,
દિધી શાદી તે સંગ પામ્યો મુરાદ
એ શાદીથી બહમન થયો શાદમાન,
નિસદિન હુરીપર ફિદા દિલજાન
હોમાય દિલઅફરૂજ હમેલદારે થઇ,
મગર તેની તબિયત બિમાર થઇ

**બહમનનુ બિમાર પડવુ અને પોતાનું વસિહત કરી હોમાયને રાણી ઠરાવવી**

દુખી જોઇ બહમન ગમ બહુ કરે,
ભરે નીર નયનો, દમ નહિ ઠરે
ચહડી સર બિમારી બહમનને,
ન પોંહોચ્યા તબિબો દરદમંદને
બુલાવી બુજોર્ગો, વજીર 'ને અમીર,
કહ્યુ આંખો અંદર લાવીને નીર

૮૦૦૦

ધરી હાથમા . હાથ હોમાયનો,
ભરી દમ બોલ્યો સઈ હાયનો
"વસિહત સુણી લો મહારી કહુ,
સુણી લો વજીરો, બુજોર્ગો સહુ
આ મારી છે પાક તન ચેહરજાદ,
નથી પામી જગમા જરાબી મુરાદ
આ તાજ મારૂ 'ને તખ્તે બુલંદ,
આ લશ્કર 'ને શાહી બખ્તે બુલંદ

---

૧ આ કિર્તન પેહલ વેહલુ તા૰ ૧૨ મી સપટેમ્બર ૧૯૨૦ અને રવીવારની સાજના મુબઇની જશન કમીટી તરફથી બે૰ જી૰ ઇન્સ્ટીટયુટના હોલમા રજુ થયુ હતુ, અને ત્યાર પછી જરથોસ્તી ભાઇબંધ અને રથેસ્તાર મંડલ તરફથી મુબઇમા જુદીજુદી વખતે રજુ થયુ હતુ

૨. શાએર ફીરદોસી પાદશાહ ગુસ્તાસ્પ પછી તેના નબીરા બેહમનને કિયાની પાદશાહ તરીકે ગણાવે છે, અને ત્યાર બાદ રાણી હોમાય, દારાબ, દારા, અને સિકંદરના અમલનુ બયાન વર્ણવે છે પણ ખરી તવારીખ જે પાછલા જમાનામા જાહેર થઇ છે, તે પ્રમાણે જોતા, બેહમનથી દારા સુધીના પાદશાહો, ગુસ્તાસ્પ પછીના કિયાની વંશના નથી. નવી તવારીખી શાહદતો ઉપરથી સાબેત થયુ છે, કે તેઓ કિયાની વંશ પછી લાંબી મુદતે ઇરાન સરજમીન ઉપર રાજ કરી ગયલા હખામની વંશના પારસી પાદશાહો છે, કે જેઓને ફીરદોસીએ કિયાની વંશના પાદશાહો તરીકે ગણવાની તવારીખી ભુલ કરી છે ફીરદોસીએ એ બાબદ જે ભુલ કરી છે, તેવીજ ભુલ 'બુનદેહેશ'મા થયેલી જોવામા આવે છે, કેમકે બુનદેહશમા પણ મજકુર હખામની વંશના ચાર પાદશાહોને કિયાની વંશના પાદશાહ તરીકે ગણાવ્યા છે. એ ઉપરથી જણાઇ આવે છે, કે ફીરદોસીએ પોતાનુ શાહનામુ લખતી વેળા બુનદેહશનીજ મદદ લીધી હતી (કરતા)

૩. રોશની ફેલાવે એવું સુંદર.

આ ગંજે દોલત, અસમત હમામ,
સપુરદ કરૂં છું એને તમામ.
આ ફાનીથી મારી રવાની થશે,
કજા બાદ તમારી એ રાણી થશે
અગર જો એ હોમાય બેટો જણે,
તો મુજ તખતનો તે વારસ બને
છે એજ રાણી ખરી હકદાર,
બને એજ ઇરાનની શેહરિયાર
જણે જો એ દુખ્તર તો રાણી બને,
મુજ સમ ગણજો તે ફરજ હને
અગર એ મહાબુબ જણે જો પેસર,
તો શાહે ઇરાન બને બેખતર
આ મુજ કંમરબંદ, આ તખ્તો-તાજ,
આ શાહી શમશીર, આ મારો સાજ
સપુરદ તમો તેને કરજો તમામ,
છે એજ મારા આખેર કલામ"

શાહ બહમનનુ ગુજર પામવુ અને
પોતાના બાપ બહમનના વસિહતની
ખબર સાભલી તેના દીકરા
સાસાનનુ દેશપાર
નીકલી જવુ.

સિતારો ફલકનો ઝાખો થયો,
અજલ સામે બહમન વાકો થયો
ગયુ ગુલ મુરઝાઇ કજાનો હુકમ,
તજી શાહી બહુમન થાયો ખતમ (1)
પેદરના હુકમથી થયો બેકરાર,
પીસર બેહમનનો ખરો હકદાર
વસિહત સુણી તે થયો ગમખાર,
વતન છોડીને તેં ગયો દેશપાર
તજી મેહલો-અએવા, તજીને ચમન,
સાસાને કીધુ નિશાપુર વતન
છુપાવી બુનિયાદ અને નામઠામ,
ગરીબી અંદર કીધુ મુકામ
છુપાવી બુનિયાદ વતન 'ને સદન,
કિધા એક બાનુસે તેણે લગન

સાસાને નિશાપુર શેહરમાં પોતાની બુનિયાદ છુપાવી,
ત્યા એક બાનુસે લગન કરવા.

એવી રીતે બેહમનના દીકરા સાસાનનો ઇરાનના તખ્ત ઉપરનો હક, તેના બાપે કરેલી વસિહતની રૂએ લુટાઇ ગયાથી, તે પોતાના બાપીકા વતનમાથી નિકલી જઇ નિશાપુરમા પોતાની રાજવંશી બુનિયાદ છુપાવી ગરીબીમા વસ્યો, અને અંતે ત્યા એક બાનુ સાથ તે લગનના ગાઠથી જોડાઈ, પોતાના દિવસો ત્યા ગરીબીગા વેઠ કરી ગુજારવા લાગ્યો.

આ લગનથી સાસાનને ત્યાં એક બેટો પેદા પડયો. આ બેટાનુ નામ તેણે 'સાસાન' આપ્યુ

સાસાંનનુ ગુજર પામવુ, અને
તેના દીકરા સાસાંનનું ભરવાડ
તરીકે નોકર રેહવુ

પયદા થયો એક પિસર ગુલફામ,
સાસાને આપ્યુ 'સાસાંન' નામ.
બાદઅ થઇ તેની એક રોજ કજા,
પીસર તેનો સાસાન થાયો તબાહ
જમાનાએ કીધો નહિ તેનો સંગ,
તપી મુફલસીથી થતો તે અતંગ.
થયો અંતે ભરવાડ હાકમનો,
નહી પાર દીલમા રહ્યો ગમનો.

વસ્તો તે પાહડો ને જંગલ ભિતર,
બૂજે કોણ સાસાનની ત્યા કદર
જુવો શાહી વારેસનુ શુ થયુ,
ખિચાબાંન તેનુ વતન થઇ ગયુ
હશે ભેદ એ શુ ખુદાને ખબર,
પલમે પડયા ખાકમે બખ્તવર (2)

ઇરાંનના તખ્ત ઉપર રાણી તરીકે
આવતાં હોમાયે ભાશાણ કીધુ

હવે વાત સાભલ અજીજ દીલજાન,
કરૂ છુ હોમાયનુ હું બયાન.
બની રાણી હોમાય ઇરાનની,
હતી ન્યારી સરજત તે મસ્તાનની
બિરાજી તખત પર તે નેકફાલ,
કિધા કુલ ગરીબો જરથી નેહાલ
બુલાવી લશ્કર સિપાહ સવાર,
બક્ષેસ કીધા હજારો દિનાર
બહમનથી બહેતર બની દાદગર,
લિધા દીલ જીતી બની તાજવર
કિધી દેશ પરદેશ એવી ખબરઃ
"ન કરતા જરાખી જુલમની ફિકર
અદના કે આલા ગણુશ એહસાન,
દરવિંશ, ગરીબોને દેવશ હું દાંન.
અમલ મારો રહેશે હમેશ અદલ,
મુશકીલ કરશ હું સહુની સફલ.
નિર્ભય બની તમ રહો દિનરાત,
કરશ હું કદી નહિ વિશ્વાસઘાત
મનશ્ની મહારી સદા નેક છે,
સુખન એક મારો, વચન એક છે"

## રાણી હોમાયને પેટે એક બેટાનો જનમ થવો

પાદશાહ બહમન જયારે ગુજર પામ્યો, ત્યારે હોમાય હમેલદાર હતી.' એ હમેલની મુદત પુરી થાય, તે અગમચ ઇરાનના તખત ઉપર તેણીની તાજપોશીની કીયા વજીરો અને ઉમરાવોની મીજલસ ભેગી મલી કરી, અને અનજુમને એકમતે હોમાયને પોતાની રાણી તરીકે સ્વીકારી તખ્ત ઉપર આવતાજ તેણીએ એક દીલજીત ભાશણ કરી, પોતાની તમામ રઈયતના દીલ જીતી લીધા બાદ, તેણીએ પોતાનો અમલ શરૂ કીધો. એવામા તેણીના હમેલની મુદત પુરી થઇ. અને એક રોજ હોમાયે એક ખુબસુરત દીકરાનો જનમ આપ્યો

થયો વખ્ત પુરો હમેલનો જયાર,
હોમાય દીલથી બની બેકરાર
છુપાવી તેણે હમેલની ખબર,
જાણે ન રઇયત કે લશ્કર, નફર
હતી શાહી હોમાયને બહુ પસદ,
રખે તેની શાહી લીયે ફરજદ
રખે મારે પેટ બેટો પડે,
રખે તખ્તનો તે વારેસ ઠડે
બની તેથી હોમાય બહુ બેસબર,
છુપાવી તેણે હમેલની ખબર
થયો એક બેટાનો અતે જનમ,
સિકલમા સુદર માહતાબ સમ
જનમની છુપાવી સહુથી ખબર,
જોઇ તેની હસ્તી બની બેસબર
રખે થાય દીકરો હવે શેહરિયાર,
પડી તે વમાસણમા બોશિયાર
સખી એક જે વિસ્વાસુ હતી,
બુલાવી તે સગ કિધી સુકતી
"એ વારેસ બહમનનો હકદાર છે,
મગર શાહી ઉપર મને પ્યાર છે
એ જીવે તો હુ કેમ શાહી કરૂ,
એ બને બાદશાહ તો હુ ખુણે પડુ
સખી એ બાલકનો કર નિકાલ,
છુપ છાપ લઇ જા એ નિર્દોશ બાળ
પૂછે કોઇ કહેજે કજા થઇ ગઇ,
જનમતાજ જીદગી ના કઇ રહી."
કહ્યુ એમ આપી પિસર ગુલગુલાલ,
જન્મ દઇ જનિતા, બની વીકરાલ 8100
લુટાવી ચમનને કિધુ અધકાર,
કિધુ બાળ નિર્ધાર જે ચકતેદાર.

જે ગુલજાર મહેલે કરતે ચમન,
કિધુ તેને અજાણુ ઘરમા વતન.
દયા માદરે દીલમા નહિ ધરી,
જરા આસુથીબી ન આખો ભરી
તવલતુ તે બાળક પળ પળ રડે,
હતુ એવુ સુદર, ન જોડી જડે

તરસ લાગતી 'તો તે આસુ પીએ,
વિના માત તે ગમ ખાઇ જીવે
મગર તેની દાસી હતી નેક ઝન,
છુપાવી દયાથી કરતી જતન
ગાતી તે સુદર સરોદે સુખન,
રડી બાળ નિન્દને થાતુ શરણુ (3)

રાજ અમલ ચનાવવાના પોતાના લોભને ખાતર, રાણી હોમાય પોતાને પેટે એક દીકરો પેદા પડતાજ અધીરી બની, અને રખે પાદશાહ બહમનની વસિહત પ્રમાણે અનજુમન તે બેટાને તખ્તનશીન કરે, માટે તેણીએ પોતાના રસ્તામાથી આ નિરદોશ બાલકને દુર કરવાની યુકતી રચના માડી પેહલા તો આ ઘાતકી માતાએ પોતાની એક વિસ્વાસુ દાસીને એ દીકરાનો નિકાલ કરવાનુ કામ છુપી રીતે સોપ્યુ તે દાસી પોતાની રાણીના ફરમાણુને તાબે થઇ, તે દુધમલ બાળકને એક મકાનમે લેઇ જઇ છુપાવ્યુ, પણુ તેણીનુ દીલ એટનુ તો દયાલુ હતુ, કે તે બાળકને કાઇબી એલજામ પુગાડવા જેટલી હિમત તેણીએ કરી નહી. નજર આગનથી એ રીતે પોતાના દુધમલ બાળકને દુર કરી, રાણી હોમાય શાત પડી

રાણી હોમાયે પોતાનાં બેટાને તજી દેવા માટે તેને એક સદુકમા બધ કરી 'ફ્રૈરાત' નદીમા નાંખવુ

હવે રાણી હોમાય થઇ ખુશહાલ,
રહ્યો તેનો અમલ ચોમેર બહાલ
અદલ તેનો ઇનસાફ, અદલ કારોબાર,
કિધી રાસ્તી તેણીએ અખ્તીયાર
મુદ્દત માસ એમ આઠની થઇ પસાર,
ફરજદબી મોટો થયો નામદાર
સિકલમા તે મિસલે બહમન હતો,
સરોશની પનાહમી આણન્દ હતો
જોઇ બાળ હોમાય કીધો હુકમ,
સુથાર એક બુલાવી કાબેલ ઉત્તમ
બનાવી સદુક એક દિલપસદ,
લગાડી તે માહે કિમતી સુગધ
કસ્તુરી અબરનુ અસ્તર કીધુ,
નરમ રેસમી એક બિસ્તર કીધુ
તે બિસ્તરમે બેમુલ મોતી ભરી,
ગોહર અને લાલ લીધા જડી
વળી એક અનમોલ શાહી ગૌહર,
આપ્યુ તે બાળકની બાજુ ઉપર

પેહડાવી વસ્તર કિધો સણગાર,
દિસે બીજો બહમન ખીલતો અનાર
પડયો ખાબમા જયાર તે આપોઆપ,
સુવાડયો સદુકમા આફતાબ.
બિછાણુ હતુ તે નરમમા નરમ,
બદન પર રાખ્યુ કપડુ ગરમ
પછી કીધી સદુક સભાલી બધ,
રખે જાય અદર પાણી-પવન
લગાડી કસ્તુરી મીન મુખપર,
તેયાર કીધી પીસરની સફર

* * *

થયો વખ્ત પુરો થઇ મધરાત,
રવાના કિધી તે ફ્રૈરાત ઘાટ
મુકી તરતી સદુક નદી આબમાં,
પડયો 'તો બાળકબી ખાબમા
પીઠના પવનનો હતો ખુબ બહાર,
સફર કીધી સદુકે છોડી કિનાર
હતા ત્યા જાસુસ નદીને કિનાર,
જોતા ઉભા 'તા એ અજામે કાર.
ધરી પુઠ પેટીની પુઠે ગયા,
ડુબે છે કે નહિ તે જોતા રહ્યા

કિધી જાસુસે આવી 'ને એ ખબર,
હિકુ જે હતુ તે કહ્યુ, સર-બ-સર
સુણી રાણી હોમાયે કીધો હુકમ,
કહી કોઇનેબી ન કહેતા ભરમ
અફસોસ એ માદર ગજબની ભરી,
પિસરના સુખની લુટી ઘડી
નહિ ડર દુનિયાનો કીધો જરી,
ખુદાથીબી દીલમા નહી તુ ડરી.
અરે શાહે ઇરાન, કહાં જાય છે,
નદી આબમા કાહે ઘસડાય છે
જરા ઠોબ! સાભલ સરજત પુકાર,
ઘટા કિસમતની બની અધકાર
થશે હાલ કેવા, કહા તુ જશે,
નદીને તલીએ વતન તુજ થશે
નથી તારો અગી, નથી કોઇ સાથ,
હવે એની સરજત ખુદા તારે હાથ

* * *

**ફેરાત નદીમા તરતી સદુક એક ધોબીને હાથ લાગવી, અને તે પેટીમાંથી તે ધોબીને એક બાળક મળવુ**

તે પેટી આખી રાત ફૈરાત નદીના પાણીના રેહમા ઘસડાતી આગલ વધી તે અનમોલ પેટી તરે છે કે ડુબી જાય છે, તેની બાતમી મેલવવા માટે રાણી હોમાયે બે જાસુસોને નદીને કીનારે, તે પેટી ઉપર દેખરેખ રાખવા ફરમાવ્યુ. જયા સુધી રાતની સિહા અધારીમા આ પેટી નદીમા તરતી તે જાસુસોની નજરે પડતી રેહી, ત્યા સુધી તેઓ તે સદુકને પોતાની નજરે જોતા રહ્યા, અને અતે જ્યારે તે સંદુક તેમની નજરથી દુર નિકલી ગઇ, ત્યારેજ તેની સલામતીની ખબર રાણી હોમાયને તે જાસુસોએ જઇ પુગાડી

તે પેટી આખી રાત ફૈરાત[1] નદીમા તરતી રેહી. સહવારનુ પોહોર પડતાંજ, નદીના સ્થીર પાણીની સપાટી ઉપર, પવનની લેહરાતી લેહરીઓના જોરથી તે પેટી, નદીને કિનારે આવેલા એક ગામના ધોબી ઘાટ તરફ ઘસડાઈ જવા લાગી બડી બામદાદને વખત, તે નદીને કીનારે આવેલા ધોબી ઘાટ ઉપર એક ધોબી પોતાના ઘરાકોના કપડા ધોતો હતો, તેની નજર નદીમા ઘસડાઇ જતી આ પેટી ઉપર પડી.

પુરી રાત થઇ 'ને પડી બામદાદ,
થયા નીર નદીના હસી દીલશાદ
પુરી થાઇ સદુકનીબી સફર,
તણાતી ગઇ કોઇ કિનારા ઉપર.
ઘાટ એક હતો તે નદીને કિનાર,
કરતો 'તો ધોબી ત્યા રોજગાર
પડી તેની સદુક ઉપર નજર,
તણાતી ઘસડાઇ તે ઘાટ પર
ઉઠાવી તે સદુક, લાવ્યો કિનાર,
ઉઘાડીને જોતાજ ખોયો કરાર
ઉચકીને ઓઢણુ કીધી નજર,
દિઠુ બાળ સુદર માહે કમર
ઉમેદથી ખિલી દીલ થયુ ગુલજાર,
પુકારી બોલ્યો "ઓ પરવરદેગાર
અજબ ખેલ આ છે, અજબ છે ભરમ,
આ બાળ દુધમલ ઉપર શુ સિતમ
આ લાલો-ગોહર, મોતન માળ,
હીરા, જવાહીર, શાહી મિસાલ
આ માલો-દૌલત, આ શાહી ગજ,
આ નિરદોશ બાળક પર આવો રજ
કોણુ એની જનતી જુલમગાર હશે,
પિસર કોણુ પિદરનો હકદાર હશે
ભરમ ભેદ એમા દિસે બેહિસાબ,
તજી કા દીધો હશે આ ગુલાબ.

1 આજના વખતમા જણાયલી યુફ્રેટીશ નદી.

સ દુકને ઉઠાવી ધોબીએ પોતાને ઘર લઇ જઇ પોતાની ઓરતને સ્વાધીન કરવી.

ઉઠાવી તે સ દુક ધરી સર ઉપર,
લઇ દોડયો તે ખુશી થઇ ઘર
એતેફાક ધોબણ હતી ગમખાર,
પિસરના મરણથી હતી બેકરાર
સદા નાર ધોબીની કરતી રૂદન,
બનેલુ હતુ તેનુ સુહનુ સદન
ખુશી થાઇ ધોબીએ કીધો પુકાર
"ખુશી થા ઓ પ્યારી ગમ તુ વિસાર
૮૨૦૦
પિસર તારો જોકે ગયો છે મરી,
મગર મહેર, બીજી રએ છે કરી"

ખુશી થઇ ધોબણને આપી ખબર,
અજબ છે સમાચાર સુણ દીલબર
"છુપી વાત એ તુ સદા રાખજે,
હિયા સાભલી તુ હિયા ઢાકજે
આ સ દુક નદી માહે તરતી મળી,
મુરાદ સઘલી દીલની ફળી.
કહુ શુ હકિકત અજબ વાત છે,
એ પેટીમે બાળ એક હૈયાત છે
ગુજર પામિયો છે તહારો પિસર,
સમજ આએ મલીયો બિજો બખ્તવર"

સ દુક માહેલો. બાળક અને ખજાનો મેળવી ધોબી અને ધોબણનુ માલદાર બનવુ અને તે બાળકનુ નામ 'દારાબ' આપવુ.

ઉઠી નાર ધોબી બની બાવરી,
નજર ઝટ સ દુક અ દર કરી
સિકલ જોઇ સજધજ ફરજ દની,
નકલ તે હતી જાણે બહમનની
જરો-માલ, મોતી, ગોહર લાલ,
ગલાંમે બાંધેલી મોતન માળ
જોઇ બાળ સુ દર ઉઠાવી લિધુ,
અતી વાહલે ધાવણ આપી દિધુ
ખજાનાથી બને થયાં માતબર,
હતા બખ્ત બદતર, થયા બખ્તવર
* * *

કહ્યુ ધોબીએ નારને એમ હસી
"હવે ઘર તહારે દોલત વસી
નિરાધાર એ બાળક ઉધાર તુ,
લઇ ગોદ ફરજ દ કર પ્યાર તુ
તુ એની માદર, હુ છુ પેદર,
એ આપણુ નુર રશ્કેકમર.
એ બાળક હશે કોઇ શેહરિયારનુ,
પરીણામ એ છે જફાકારનુ.
વતન આબ[1] એનુ મૂકામ એનુ આબ[1],
મલ્યો આબ[1] માથી એ પ્યારો ગુલાબ.

વતન એનુ આ ઘર, મૂકામ એજ ઠામ,
મુબારક રાખો 'દારાબ' નામ

ધોબી અને ધોબણનુ બીજે શેહર જઇ વસવું, અને દારાબનુ મોટો થવુ

એ રીતે ધોબી અને ધોબણ બ ન્ને જન નવી દોલતના માલેક બની માલદાર થઇ ગયા પોતાના સુખની સલામતી માટે બન્ને જન તેમને મલેલી દોલત અને દારાબને પોતાની સાથે લેઇ બીજા શેહરમા જઇ વસ્યા હિંયા તેઓ પોતાને મલેલી દોલતનો ઉપયોગ છુટથી કરી તવ ગર તરીકે પોતાની જી દગી ગુજારવા લાગ્યા ધોબીની ઓરતે હવે પોતાના ખાવિ દને ભલામણ કીધી, કે તેણે હવે ધોબીનો ધ ધો મુકી દેઇ,

૧. ધોબીએ કહ્યુ કે એ બાલકનુ વતન આબ (પાણી) હતુ, તેમજ એનુ મુકામ પણ આબ (પાણીમા) હતુ, અને મને એ ગુન આબ ( પાણી ) માથી મલ્યો, માટે આજથી એનુ મુબારક નામ 'દારાબ' રાખ્યે

નાહકની જજાન છોડી દેવી, અને માતબરોના જેવી જીદગી ગુજારવી. પણ ધોબીએ તેમ કરવા ના પાડી જણાવ્યુ, કે ' એ ધધા કરતા બીજો મોતેબર ધધો કયો છે? જે કામ આપણુ અમલથી કરતા આવ્યા છીયે, તેજ વધારે મોતેબર ગણાય"

નસીબાએ ચમકી કિધી યાવરી,
ધોબીની મીટી ગઇ હલહરી
જરો-માલ ગોહર સાથે લઇ,
વસ્યો તે બીજા શેહરમે જઇ
ગુજર પાંમ્યા ત્યા થોડાક સાલ,
થયો મોટો દારાબ હતો જે બાળ

લાડ 'ને વહાલે મોટો થયો,
લોકોની અદર પનોતો થયો
ઉધરીને કદમા કદાવર થયો,
બળમા સહુથી બહાદર થયો
હમનબર્દ કુશ્તીમે ના કોઇ થતા,
હારીને હિમત ખોઇ જતા

આ નવા શેહરમા થોડાક વરશ દારાબ ધોબી અને ધોબણ સાથ આરામ અને ચેનમા રહ્યો તેઓએ દારાબને ખરી પ્રોત અને લાખો લાડથી ઉધારી મોટો કીધો. દારાબ તેઓને પોતાના મા-બાપ તરીકે અત્યાર સુધી ઓલખતો હતો દીન જતે આ શાહી બાપનો બેટો એવો તો ઉધરી કદાવર કદનો અને જોરાવર થતો ગયો, કે તેના દોસ્તો જે તેની સાથ હમેશ રમતા-ખેલતા હતા, તેઓ પણ તેના બળથી આજેજ થઇ, તેનાથી દુર રેહવા લાગ્યા દારાબ જાહેર અખાડામા જયારેબી કુશ્તી રમવા ઉતરતો, ત્યારે તેના બાહિયાર જોરને લીધે તેના હમનબર્દ તરીકે કોઇબી તેની સામે કુશ્તી ખેલવા ઉતરતુ નહી હતુ

### દારાબની લડાયક વલણ જોઇ ધોબીએ તેને ઠપકો આપવો, અને ધોબીનો ધધો કરવા તેને ફરમાવવુ.

પોતાની નાહની ઉમર હોવા છતાં, દારાબના દીલમા લડાયક જોશ હમેશા ખીલી રેહવા લાગ્યો પોતાના દીલનો એવો શોખ તૃપ્ત કરવા, નાહના નાહના તીર-કમાન તે પોતાને હાથે બનાવી, પોતાની કમર અને ખાદ ઉપર તેમને લટકાવી એખલો શેહરથી દુર કોઇ વખતે નિકળી જતો હતો એવા લડાયક હથીયારોથી સજ્જ થઇ દારાબ એક વખત મેહદાનામા ફરતો હતો, તેવામા તેનો (કેહવાતો) બાપ ધોબી, તેને સામે મળ્યો દારાબને આવી રીતે હથીયારબધ બનેલો જોઇ, ધોબી તેની મશ્કરી કરવા લાગ્યો, અને દારાબે તેને તાનાજાણી ભરેલો જવાબ દીધો

એક રોજ દારાબ લઇને કમાન,
હતો ફેકતો તીર ટાકી નીશાન.
નજર ધોબીની તેની ઉપર પડી,
જોઇ ખુબ હસિયો કિધી મશ્કરી (4)
લિધી હાથમાથી ઝુટાવી કમાન,
કહ્યુ. "ઓ દુકાની મુરખ મસ્તાન
પિસર ધોબીનો થઇ એ શુ કરે,
લઇ તીર તબર સાથ શાનો ફરે.
તુને છદ લાગો છે હથીયારનો,
એ હુન્નર નથી તુજ રોજગારનો

નિકલ જા હિયાથી જઇ કામ કર,
ધોવા જા કપડા લઇ ઘાટ પર "(5)

### દારાબે ધોબીને જવાબ દેવો

સુખન સાભલી તે બન્યો સુર્ખાબ,
અદબથી દારાબે દીધો જવાબ:
"અરે ઓ મહેરબા પેદર જાનેમન,
કરે છે કા મારી હિમત મદ.
હુ ધોબીનો ધધો કદી ના કરૂ,
અગર હોય શમશીર જગે પડુ.

શિખુ ઝદ-અવસ્તા હુ જીવ જાનથી,
જો શીખવે મને કોઇબી ધ્યાનથી
શિખુ જગના હુ હુન્નર ને ઇલમ,
લડુ દેશ ખાતર ખુદાના કસમ
લડી દીન દુશ્મન કરૂ ખારજાર,
ઉમેદ મુજ દીલની તુ પાડ પાર '(6)

બિજી મારી ફીકર તલતી નથી,
સિકલ મારી તુ સાથ મલતી નથી
નથી ચાહુ દીલમા જીગર મદ છે,
નથી ખ્યાલ ખોટો એ કઇ ફદ છે "(7)

**ધોબીએ દારાબને જવાબ દેવો**

કહ્યુ ધોબીએ "સાભલી લે સુખન
સુણી વાત તારી જલે મારૂ તન
ઉમેદ મારી તુજમા હજારો હતી,
હવે તે સદાની ગઇ છે તુટી
કંધી મે જનમથી જે પરવસી,
કદર તેની તુએ કરી ના કસી
અગર બાપ તારો જો હુ નથી,
તો જા શોધી લે તારો ખોજો પતી
અગર હોય કરવી તુને કઇ તલાસ,
ભરમ પુછ જઇ તારી માદર પાસ "

**દારાબે લડાયક હુન્નરો અને ઝદ અવસ્તા વિગેરે શીખી ધોબી પાસ પોતાના મા-બાપની નિશાણુ માંગવી.**

શિખી જગ હુન્નર જગી થયો,
ના કોઇ હરીફ તેનો સગી થયો
એક રોજ દારાબે ખોલી જબાન,
કહ્યુ ધોબીને જઇ."સુણુ મહેરબાન
અજબ મુજ મનમા એ છે વિચાર,
નથી કેમ તુ પર મને કાઇ પ્યાર

**દારાબનુ ધોબણુ પાસ જઈ પોતાના જનમની હકિકત માટે સવાલ કરવો**

ધોબીને મોહડેથી આ ભરમ ભરેલા સખુનો સાભલી દારાબ વિસ્મય પામ્યો, અને તુરતજ તે વધારે ખુલાસો મેલવવા ધોબણુ પાસે ગયો

જનમમા ભરમ છે એ જાણી ખબર,
દારાબ દોડયો બની બેસબર.
ધરી હાથ શમશીર ચહડી રોશમા,
ગયો તે ધોબણુ કણે જોશમા
પૂકારીને દારાબ એમ બોલિયો
"નહી ભેદ કેમ આજ તક ખોલિયો
મને રાસ્ત કહિદે સઘલુ બયાન,
અગર જુઠ બોલી ન પામે અમાન
નથી હુ તાહારો, તુ કોઇ છે,
ગળે તુ પડી જાણી જોઇ છે
અરે વાહરે ધોબણુ! ચતુર તુ ઘણી,
લઇ પારકો પુત માતા બની.
ધણી તારો ધોબી અજબ તાપ છે,
વિના હક મારો કહે બાપ છે
અજબ બેહુ જનની મલી જોડી છે,
તે આધલો 'ને તુ ખોડી છે
બધી વાત કહી દે, મને તુ ખરી,
જનમની મને આતમી છે જરી.
કોણુ માત મારી કોણુ છે પેદર,
ખરૂ જો કહે તો કરૂ દરગુજર
ફરેબી ફિતુરીનુ મુખ કારૂ છે
હવે મારી શમશીર 'ને સર તારૂ છે "

**દારાબના જનમની ભેદભરી હકિકત ધોબણે જાહેર કરવી**

ધુ જીને બોલી ધોબીની નાર:
"ધીરેથી સાભલ કરૂ એકરાર
નથી નામદારી હમારી કસી,
અમો જાતે ધોબી, અજબ બેકસી
જરા કર શમશીર તારી મિયાન,
સાભલ કરૂ હુ તહારૂ બયાન
વસી ઝુપડી હમ રહેતા હતા,
ગરીબીના સકટ સહેતા હતા
નહિ કોઇ પિસર કે નહિ દુખતર,
નપુતા હમો બેહુજન નાર-નર
સુણી લે હકિકત કહુ છુ ખરી,
ખરી વાત સાભલ ધીર તુ ધરી " (8)

ધોબીની ઓરતે દારાબને તેના જનમની સઘળી હકિકત ધીમે ધીમે સમજાવી ખુલાસો કીધો ધોબણે દારાબની આગલ કાંઇબી વાત છુપાવી નહી જે સંદુક ધોબીને નદીમા તરતી મલી હતી, તે લાવી તેણીએ દારાબ પાસે હાજર કીધી, અને તે સંદુકમાથી મલેલા લાલ, ગોહર અને જર જવાહેરાત ઉપરાંત મોતીની માળા, તથા રેશમના કપડા અને ગરમ ઓઢણી, તથા દારાબના બદન ઉપર તે વખતે જે પેહરણ હતુ, તે હાજર કરી કહ્યુ કે "એ સઘળુ તારૂજ છે હમારી આજની હાલત તારી દોલતથી છે, અને હમો બન્ને તારા ગુલામ બરાબર છીયે"

આ સઘલી હકિકત સાભલી દારાબ વિચારમા પડયો, અને ધોબણને સવાલ કીધો.

અજબ થઇ દારાબે કીધો સવાલ
"કિધુ શુ લઇને તે ગંજે-માલ
જરા હાત ઉપર ન રાખી લગામ,
કિધી મોજ ખરચી ખજાનો તમામ
મગર શુ ખજાનો ખરચાઇ ગયો,
કે બાકી હજીબી છે કંઇ રહ્યો.
અગર હોય કંઇ બાકી જરની વકી,
ખરીદ એક ઘોડો કર મુજ થકી"

* * *

તુરત ધોબણે એમ દીધો જવાબ,
ખજાનાનો ખુલ્લો કીધો હિસાબ
કહ્યુ કે "બાકી હજી છે દિનાર,
વલી આએ ગોહર છે આબદાર.
વલી બાગ સંગ આએ સુંદર જમીન,
એ સહુ મુબારક તુને આજ દીન
આ જર તહારૂ, 'ને ઘર તારૂ છે,
નફ્રર હમ તહારા, આ સર તારૂ છે"

દારાબનું એક સિપાહ તરીકે લશ્કરમા દાખલ થવુ

ખુશી થઇ દારાબે લીધા દીનાર,
ખરીદ એક ઘોડો કિધો તેજદાર
લિધુ એક જીન સંગ ગુરજ 'ને કમંદ,
ખરીદ એક શમશીર કિધી મનપસંદ
સજી શસ્ત્ર અંગે ધરી શમશીર,
ઉભો જઇ હાકમ સામે દલીર
જોઇ તેની સજ ધજ બુલંદ બરતરી,
કિધો તેણે દારાબને લશ્કરી

એની રીતે દારાબ જો કે પોતાના જનમનો ભેદ ધોબણથી જાણી શકયો, પણ પોતાના મા-બાપના નામ નિશાણનો કાંઇબી પતો મેલવી શકયો નહી. કોઇબી રીતે દારાબે એટલુજ નક્કી કીધુ, કે આજ સુધી ધોબી અને તેની ઓરતને તે પોતાના મા-બાપ તરીકે સમજતો હતો, તે કાંઇ તેના ખરા હકદાર મા-બાપ નહી હતા

જે કાંઇ માલો-ગંજ ધોબણે દારાબ આગલ હાજર કીધો, તેમાથી તેણે એક નમુનેદાર ઘોડો, જીન, અને એક ગુરજ તથા તલવાર ખરીદી, અને તે સઘલુ પોતાના શરીર ઉપર સજી તે તુરતજ શેહરના હાકમ પાસ જઈ, સરકારી નોકરીમા એક સિપાહ તરીકે જોડાવા માટે અરજ કરવા લાગ્યો. દારાબના જેવા કદાવર બાંધાના એક મરદને જોતાજ, તે શેહરના હાકેમે તેને એક સિપાહ તરીકે સરકારી લશ્કરમા દાખલ કીધો.

રાણી હોમાયે રૂમ ઉપર ચહડાઈ કરવા માટે લશકર જમાવ કરવા ફરમાવવુ.

એતેફાક એક રોજ પડી એવી બુમ,
કે લશ્કર લઇ ચહીયો સરદારે રૂમ.
કતલ થાયો હાકેમ, થયુ ભારી જંગ,
ઇરાની લશ્કર થાયુ બતંગ
હોમાયે જાણી એ જ્યારે ખબર,
હુકમ કીધો લશ્કરને બાંધો કમર
અફસર હતો નામે જે રશ્નવાદ,
બુનિયાદે બહેતર, સુરો નેકજાદ.

બુલાવી એકદમ કીધો હુકમ કરો કુલ લશ્કર જમા જઇ તમો,
"લડીને કરો રૂમને તમ ખતમ. લડો દેશ ખાતર બુરો છે સમો
જુના 'ને નવા લેઇ જંગી સવાર,
કરો સહુ મલી રૂમને ખારજાર"
* * *

રાણી હોમાયે લશ્કરના સિપાહોની તપાસ લેવી
હોમાયની છાતીમાથી દુધનો ધારા છુટવી

રશ્નવાદ સિપાહસાલાર તુરતજ રૂમ ઉપર ચહડાઇ કરવા માટે લશ્કરમા સિપાહોની ભરતી કરવા થકી નવા લશ્કરીઓને દાખલ કરવા લાગ્યો રૂમ ઉપર ચહડાઇ કરવા માટે નવા સિપાહોને લશ્કરમા દાખલ કરે છે, એવી ખબર દારાબને પડતાજ તે સિપાહસાલાર રશ્નવાદ પાસ જઇ ઉભો, અને નવા સિપાહ તરીકે લશ્કરમા દાખલ થવા ચાહયુ રશ્નવાદે દારાબને પોતાના નવા લશ્કરમા દાખલ કીધો રાણી હોમાએ પોતાના આ નવા અને જુના સિપાહોને નજરે જોવાની, અને તેમની કવાએદ તપાસવાની પોતાની ખાએશ રશ્નવાદને જણાવી, અને તમામ લશ્કરને મયદાનમા હાજર થવાનો હુકમ કીધો

જમા કુલ સિપાહો થયા નામગીર,
નવાઓબી દાખલ થયા બહુ દલીર
દારાબે જાણી એ જ્યારે ખબર,
યવા લશ્કરી તે થયો બેસબર
બની બાવરો તે એકલ થયો,
તે લશ્કરમે દારાબ દાખલ થયો.
થઇ ફોજ લાખોની તૈયાર જ્યાર,
ધરી જોમ નિકલી લડવા બહાર
ખુશી થાઇ હોમાય બોલી કલામ:
"તપાસુ હુ લશ્કર કમરબધ તમામ
જમા ફોજ કીધી તુએ રશ્નવાદ,
હુ આપુ છુ તુને મુબારકબાદ
સિતાબીથી લશ્કરને હાજર તુ કર,
ઉભુ રહે સમારી સફ સર-બ-સર"
* * *

ઉભી ફોજ આવી પુર માનથી,
હોમાય જોતી ઉભી ધ્યાનથી
નમીને સિપાહો ગયા એક-બ-એક,
અદબ 'ને અદાથી કરતા વિવેક.
થયા કુલ સિપાહો નમીને પસાર,
ઉભો આવી દારાબ ઘોડે સવાર
મલકાવી મુખને ખેંચી લગામ,
ઝુકી અદબથી કીધી સલાંમ
જોઇ રાણી હોમાય બુલદ બદન,
હયરત રહી જોઇ ગુરજ-કમદ
જોઇ તેની રોશન સોકલ દીલપઝીર,
છુટી છાતીમાથી બે ધાર શીર[1]
જોઇ તાબ રૂબાબ જંગી જવાન,
કિધી પુછપરછ "કોણ એ પેહલવાન
આ તન પીલ ગ સમ આલા સવાર,
દીસે છે અવલાદે એ નામદાર
કદમા છે સીધો સરોવર સમાન,
દાહપણનો દરીઆવ છે બેગુમાન
દલીર 'ને દિલાવર દીસે પુરો,
છે શ્યાનો-સૌકત દમામે સુરો
વતનદાર કાહનો છે એ સવાર,
નથી એને લાયકના હથીયાર" ૮૪૦૦

હોમાયને મોહોડેથી દારાબની વખાણ
સાંભલી લશ્કરમાં દારાબનુ
માન વધવુ.

સુણી રાણી મુખે દીલખુશ વખાણ,
થયા સહુ દારાબ પર કુરબાન

[1] શીર યાને દુધ કહે છે કે દારાબને જોનાજ હોમાયની બન્ને છાતીમાથી એ દુધની ધાર વેહવા લાગી હતી.

ચહડયા જેમ ઉપર જંગી તમામ,
પડયા બાહાર લડવા રણ સંગરામ
જખા પર ધરી નામ પરવરદેગાર,
શરૂ કુચ કીધી દુશ્મન દવાર.
જમીન ધ્રુજી ઠરઠર કરતી પુકાર,
વરસાદ વરસી રહ્યો બીશિયાર

રૂમ ઉપર ઇરાંનની ચહડાઇ

એક રોજ બગડી હવા થઇ તંગ,
બદલિયો એકાએક આસ્માને રંગ
ગરજીને વાદલ કરતો પુકાર,
ચમકી રહી વીજળી ઠારઠાર
જમીન થાઇ પાણીથી બિલકુલ ચિકાર,
સિપાહો થયા રણમા બેકરાર.
જગે જગ ખાડા, જગે જગ કીચ,
જમીન સર્દ કીચે બની બહુ ગલીચ
નહી ઠામ ઠરવા, ન સુવાને ઠાગ,
વિના નિન્દ દારાબ બનિયો હલાક

દુફાંની હતી રાત, અતી અંધકાર,
ઘટા કાળી વિજળી ચમકતી અપાર
દિઠો એક મેહરાબ, અતી હાલ હવાલ,
હતી ભાગી તુટી તેની દિવાલ.
વરસાદે થઇતી ખવાઇને ખાક,
વસ્તાં'તા અંદર કોહલા 'ને કાગ
તનાહ તે હતો, ના હતો કોઇ દાસ,
વિના એક બિસ્તર થયો નાસિપાસ
બિછાનુ કિધુ કીચ પત્થર ઉપર,
બની સુસ્ત પડીયો ધરી દીલ સબર
સબર દીલ ધરી સુરવીરે કહ્યુ
"કહા સુખ મારૂ છુમાઇ રહ્યુ
અજબ તારી ગર્દિશ મકદુર છે,
મને તારો હુકમ મંજુર છે." (9)
સુતો જઇ દારાબ દિવાલ પાસ,
પડયો નિન્દ માહે બનિને ઉદાસ

## દારાબનુ એક ભાંગેલા ખંડીએરની દેવાલ નીચે સુવું, અને રશ્નવાદે સરોશની બશારત સાંભલવી.

રૂમી દુશમનો ઉપર ચહડાઇ લેઇ જવા ઇરાની લશ્કર ધસારાબંધ કુચ કરતુ આગલ વધ્યુ એક દિવસ તુફાની પવનના સપાટામા ઇરાની લશ્કર સપડાઇ ગયુ વરસાદ પુર જોશમા પડવા લાગ્યો વીજલીના ચમકારા અને ગરજનાના ગગડાટથી બિયાબાન જંગલ ગાજી રહ્યુ, અને આખુ વેરાન પાણીથી ભિંજાઇ સર્દ બની ગયુ ઇરાની લશ્કરના સિપાહોને રાતની સિહા અંધારીમા પડાવ નાખવાની કોઇબી ઠેકાણે જગ્યા નહી મલવાથી, તેઓ છુટા પડી ગયા એવે સમે દારાબ પોતાને માટે જગ્યા શોધવા, અંધારી રાતે વરસાદમા તે વેરાનમા નિકલ્યો વરસાદ અને વીજલીના ચમકારા વચ્ચે, એક પુરાતન ખંડીએરના મેહરાબની ભાગી તુટી બિસ્માર હાલતમા આવી પડેલી દેવાલ ઉપર દારાબની નજર પડી પોતે વરસાદના પાણીથી ભિંજાઇ થાકી ગયલો હોવાથી, આ દેવાલને ઓઠે રાતને સમે નિરાતે પડવાનો તેણે વિચાર કીધો.

દારાબ આ ખંડીએરની દેવાલને ઓઠે, પોતાના ઘોડા અને અસબાબને એક બાજુએ રાખી પોતે ત્યા સુઇ ગયો, અને તેને ચહડેલી થાકને લીધે, તે તુરતજ નિંદ્રાવશ થઇ પડયો હજી રાત પુરી થઇ નહી હતી વરસાદનુ જોર અને પવનના સપાટા હવે ધીમે ધીમે નરમ પડવા લાગ્યા. એવામા સિપાહ સાલાર રશ્નવાદ પોતાના સિપાહોની વિખરાઇ ગયલી હાલતને લીધે, તેઓની તપાસ કરવા માટે ફરવા નિકલ્યો.

અધુરી રહીતી હજી થોડી રાત,
તલાસે નિકલિયો હતો રશ્નવાદ

ફરીને તે લશ્કરની કરવા તપાસ,
ફરતો'તો મયદાનની ચારોપાસ.

પડયો એક મેહરાબ દુરથી નજર,
ગયો તે તરફ ચાલતો બેખ્તર
ઉભા જ ગી ચમકી કરતો વિચ ર,
પડયો તેને કાને અચણુચ પુકાર (10
"નિગાહ કર ઓ દિવાલ કદમની તળ,
ખબરદાર પડતી તુ ના આ પળે
સુતો છે પનાહમે શાહે ઇરાન,
ખબરદાર પટજે રાખી તુ ધ્યાન
નથી સ ગી કોઇ, છે હથીયાર વન,
નિચે ખાકે-ધરતી, ઉપર ગગન"

રશ્નવાદને બીજી વાર સરોશે બશારત કરવી

ઘટાથી ભરેલી હતી કાલી રાત,
સુણી નાદ ગાફેલ થયો રશ્નવાદ
"ગજબ છે બલા કે ગરજનાદ છે,
અકલ આ અવાજે બરબાદ છે.'
ઉભો થઇ હયરત કરતો વિચાર,
નિકલીયો બિજી મરતબે તે પુકાર (11)
"ખબરદાર,ખબરદાર,ઓ દીવાલ ઠામ,
રખે પડતી હમણા, સાભલ કલામ
ધરી હોશ સાભલ, સુખન યાદગીર,
સુતો હિયા છે ફરજ દ-એ-અરદશીર'
ફરીથી ચમકી ઉભો રશ્નવાદ,
ત્રીજી મરતબે તેજ સભલાયો નાદ
હુકમ તેણે કીધો તુરત ગશ્તીબાન
"જુવો કોણ ખ ડીએરમા છે જવાન
થયો કોણ છે જીદગીથી તબાહ,
પડયો ખાબે-ગફલત, ખુદાની પનાહ"

મેહરાબમાંથી દારાબને જગાડી બાહેર લાવવુ, અને તેજ વખતે દેવાલનુ તુટી પડવુ

તુરત દોડીયા સહુ સિપાહો સવાર,
સુતેલો દિઠો એક સિપાહ બેકરાર
પડેલો હતો કીચ-પથ્થર ઉપર,
વસ્તર 'ને ઘોડો વરસાદે તર
પૂકારી કહ્યુ "જાગ ઓ નવજવા,
સુતો ખાકમા કેમ કરી હિયા મકા
ઉઠી જલ્દ થા ખાબમાથી બિદાર,
લઇ તારો અસબાબ નીકલ બહાર"
ઉઠયો ઝપકી દારાબ સુણી પુકાર,
તુરત લેઇ ઘોડો નિકલિયો બહાર
કડાકો એકાએક થયો તે ઘડી,
તૂરત ભીત મેહરાબ સાથે પડી

* * *

જોઇ આ કરામત ભરમથી ભરી,
ઇઝાજત દારાબની બહુ કરી
લઇ સાથ દારાબને રશ્નવાદ,
ગયો સાથ તબુમે લઇ તેજ રાત
હવા સર્દ ઠ ડી હતી બહુ ખરાબ,
હુકમ કીધો આતશ લાવો સિતાબ
કિધી એક તૈયાર તુરત ખાબગાહ,
સુતો ત્યા દારાબ હતો જે તબાહ

## દારાબને રશ્નવાદે તેનો હાલ પુછવો.

એક વેરાન બિયાબાનમા અરધી રાતે બબ્બે ત્રણ ત્રણ મરતબે ગયેબી બશારતના પુકારો રશ્નવાદે સાભલ્યા પછી, અને પેહલવાન દારાબને મેહરાબ અદરથી બાહાર કાહડયા પછી, તેજ ઘડીએ તે દીવાલ તુટી પડયાથી, દારાબનો બચાવ થયલો જોઇ રશ્નવાદ ઘણોજ વિચારમા પડયો તેજ રાત્રે દારાબને તે પોતાના તબુમા લઇ ગયો, અને એક બીછાણા ઉપર તેને સુવાડી તેના બિછાણા આગલ સરદી અને ઠડીને દુર કરવા, એક આતશ રોશન કરવાનો હુકમ કીધો

૧ ફીરદોસી પ્રમાણે બહમનને જ્યારે ગુસ્તાસ્પે ગાદીનશીન કીધો હતો, ત્યારે તેને 'અર્દશીર'નુ નામ આપ્યુ હતુ

પુરી રાત થઇને પડી આમદાદ,
ઉભો આવી સામે ભલો રશ્નવાદ
નવો એક ઘોડો, નવી તલવાર
નવો એક ગુરજ, નવાં હથીયાર
નવો એક પોશાક સગાર સાથ,
આપીને પુછયુ પકડીને હાથ
"અએ મર્દ બહાદુર, જગી જવાન,
હવે તારી હાલત કર તુ બયાન
કહે તારી બુનિયાદ, શુ છે નિશાન,
કિધુ કેમ ખડીએરમા જઇ મકાન"

દારાબે રશ્નવાદને જવાબ દેવો

દારાબે ખોલી મુખથી જબાન,
અવલથી આખેર કીધુ બયાન (12)
રેશમના કપડા 'ને મોતીના હાર,
સદુક કહાણી 'ને ધોબીની નાર
માલ અને દાલત, યાકુત દિનાર,
હતા જે સદુકમા બીશિયાર
૮૫૦૦
ભરમ ભેદ ખોલી કહ્યો કુલ તમામ,
જાહેર કીધુ તેણે 'દારાબ' નામ

* * *

સુણી હાલ દારાબનો રશ્નવાદ,
ખુશી થાયો બેહદ બની દિલશાદ.
હુકમ કીધો. "દોડો જલદી સવાર,
સિતાબી કરો છે જરૂરત કાર
તુરત ભાલ કાહડો જઇ શેહરમા,
વસે છે ધોબી કોઇ ઘેરમા
જઇ ઝટ ધોબણ લઇ આવો સાથ,
મને પુછવી છે છુપી એક વાત
દારાબનો હોય જે કાઇ માલ,
લઇ સાથ આવે હિયાં તતકાલ
કહે જો તે લાવે 'મોતન હાર,'
વલી સાથ 'પેહરણ,' દીરમ દિનાર
મોતીની માલા, ઝોહાર 'ને લાલ,
વલી પેલી 'સદુક' 'ને 'ઓઢણ શાલ'
લઇ સાથ સઘળુ આવે અહિ,
રાખે તે ઘરમા જરાબી નહિ
ધોબી જે બેહરામ છે નામનો,
મને આજ છે એ ઘણુ કામનો"

રૂમ ઉપર ઇરાનની ચહડાઇ.

હવે વાત સાભલ રૂમી જગની,
મચી કેવી મયદાને ધુમ રગની
નિકલીયો દારાબ લશ્કર સાથ,
મિસલ શેર ભીડી રૂમ સગ બાથ
કિધુ જગ ભારી, ગજબ અધકાર,
ખલક જોઇ ધડકી, ફલક ગમખાર
પૂકારી દારાબે શમશીર ધરી,
ચલાવી કતલ દુશમનપર પડી.
અજલ રૂમીઓની સામે ખડી,
ગજબની ગુજરતી હરએક ઘડી
કિધુ જગ દારાબે જબરૂ જણુન,
બિયાબાન બનિયા દરીઆ-એ-ખુન
બરહમ થાયુ રૂમી લશ્કર મહાન,
ન બાકી રહ્યો એકબી પેહલવાન
આજેજ બની રૂમ થયુ લાઇલાજ,
ફતેહમદ દારાબ થયો સર્ફરાજ

**દારાબે દેખાડેલી દલેરીની હકિકત રશ્નવાદે રાણી હોમાય ઉપર લખવી.**

રૂમ ઉપર ઇરાની લશ્કરે કરેલી એ ચહડાઇમા દારાબે એવી તો અસાધારણ દલેરી દેખાડી, કે તેની દલેરીના આક્રમથી તમામ રૂમી લશ્કર આજેજ થઇ, ખુવાર થવા લાગ્યુ, અને મયદાને જગમા રૂમની મોટી ખુવારી થઇ. એ લડાઇમા દારાબની સરદારી હેઠલના લશ્કરે માહાન ફતેહ મેલવી, અને દારાબે રૂમીઓની ચોમેર કતલ ચલાવી, રૂમ ઉપર તેણે ફતેહ મેલવી

દારાબની આવી દલેરી, અને બહાદુરી જગના મયદાનમા જોઇ સિપાહસાલાર રશ્નવાદ દારાબની તારીફ ગાવા લાગ્યો, અને ઇરાનીઓએ રૂમ ઉપર મેલવેલી આ ફતેહ

ફક્ત દારાબની દયેરીનુ પરીણામ હતુ. એવી હકિકત રશ્નવાદે રાણી હામાય ઉપર લખી રવાના કીધી

હલેરી જોઇ જગે દારાબની,
સિફારસ એહદ કીધી ઘણી
હકિકત લખી કુલ હોમાયપર,
કિધી તેણે દારાબ વિશે જીકર
બયા હાલ દીધો દારાબનો,
ઇશારો કીધો ખડીએર ખાબનો.
પડયો કેવો કાને ગયેબી અવાજ,
મલ્યો કેમ દારાબ ગર્દનફરાજ
તુટી કેમ પડી ભીત મેહરાબની,
બચી જીદગી કેમ દારાબની
લખ્યો હાલે ધોબણુ અતી માનથી,
લખી વાત સદુકની ધ્યાનથી
"સદુકમાથી મલ્યા લાલ છે,
વલી એક જીવતો મલ્યો બાળ છે
જડેલો હિરાથી કમરબદ છે,
એ ફરજદ કોઇનુ જીગરબદ છે
તે ઉધરીને મોટો થયો હાલ છે
રૂમી દુશ્મનનો થયો કાલ છે
કદાવર કદ સાથ ગર્દન છે,
બળમા તે રૂસ્તમ તેહમતન છે
ભલાઇથી ભરેલા ઘણા ગુણ છે,
બિજો આ જમાને ફરીદુન છે
દિસે છે દુરદેશ અને ખુબરૂ,
અકલમા છે કયાની કએખશરૂ
વખાણો લખુ શુ કલમ કમ છે,
ખુદાની અજબ એની પર રહેમ છે
સિકલ 'ને અકલમા પુરતાબ છે,
એ પેહલવાનનુ નામ દારાબ છે
કિધુ છે રવાના આ સાથ નગ,
દીપે છે જેનો બેમુલ રગ.
હતુ નગ એ બાળના અગપર,
મલ્યો'તો જ્યારે સદુક અદર"

રવાના કિધુ નગ પયગામ સાથ
મલ્યુ તે હોમાયને હાથો હાથ

## રાણી હોમાયને રશ્નવાદનો પેગામ મલતાંજ તેનુ ફરામોશ બનવુ

રશ્નવાદે લખેલો પયગામ, તેણીએ તે ધ્યાનથી વાચ્યો અને દારાબના આંગ ઉપરથી મલેલુ એક નગ, રાણી હોમાયને મલતાજ, અને વરશોની મુદત વહી જવા છતા, તે તેણીએ તુરતજ પિછાન્યુ તે નગને પિછાનતાજ, વરશોની મુદત ઉપર બનેલા બનાવની યાદ તેણીના જીગરમા તુરતજ તાજી થઈ, અને પોતાના ફરજદને તજી દેવા માટે હવે તે દીલથી દુખી થવા લાગી તેણીના અતકરણનો દખ હવે તે સાખી શકી નહી, અને પોતાના ગુમ થયલા બેટાની યાદ હવે તેણીના હઇડે ચહડી આવ્યાથી, તે તેને નજરે જોવા, અને પોતાને ગળે લગાડવા અધીરી પડી

કરમના એ બદા, કરમના ગુલામ,
કરે લાખ તદબીર, મગર તે નકામ
કરમ જે કરે તે નહિ કોઇ કરે,
લખેલા કરમના ન લેખો ફરે
હકિકત હોમાયે વાચી તમામ,
ફરામોશ થઇ હોશ અકલ હામ
તપાસી જોયુ તે બેમુલ નગ,
પિછાની લીધુ તે હતુ કોણ સગ
ચિત થાયુ ચકભમ, નિગાહ ચકીત,
મળી ગઇ ભરમની છુપી કીલીદ
પડી યાદ એકદમ મયદાને જગ,
દિઠો'તો સિપાહોમે જગી પિલગ.
હતો જે કદમા કદાવર બુલદ,
હજારોની અદર દીસતો ચુનદ
હવે તેણીને યાદ અચબુચ પડી,
છુટી ધાર દૂધની છાતી ભરી

ચહડી યાદ હૈડે, જીગર છલકાય,
રડી છાતી તોડી હોમાય માય (13)

રાણી હોમાયે દારાબને માન
સહીત ઈરાન લઈ આવવા
રશ્નવાદ્દને ફરમાવવુ

"અરે નેક કાસદ, ભલા નામદાર,
એ ફરજન્દ મહારૂ છે ચકતેદાર
એ માલેક મુલકનો હકદાર છે,
જીગરબન્દ મારો એ ગુલજાર છે
બ મહેરે-ખુદા એ મલિયો પીસર,
બુજી મે નહી એ પીસરની કદર
તજી ચન્દ્રસમ મારો ચહેરેનસુન,
કિધુ મારે હાથે એ કારે જબુન.
પિસરના કરમની કહું કેમ વાત,
જનમ પેશતર તો મુવો એનો તાત
એ આફતથી ફાટ્યુ મહારૂ જીગર,
મે નાખ્યો નહી માહે મારો પિસર.
આ નગ હતુ એની બાજુ ઉપર,
પિછાની લિધુ નાખતા મે નજર
એ દારાબ છે મારો લખ્તેજીગર,
મને મારો મલિયો પ્રીરોઝગર
ઉડી જા ઓ કાસદ ના ડેર કર,
ગમે જા તુ બેસી પવન પીઠ પર
પવન વેગે જઇ તુ કહે આ સુખન,
'અધીરી પડી છુ હુ દારાબ વન'
કસમ છે તુને અએ બાદે-સબા,
પવન પીઠ પર તુ ઉડી જલ્દ જા" (14)

રાણી હોમાય સાથ દારાબનો
મેલાપ થવો

દારાબની તાજપોશી.

ખુશાલી ભરી આ પિસરની ખબર,
સુણી તેને મલવા બની બેસબર
ખુશીમા કિધા તેને બક્ષીસ દિનાર,
દિધાં લાલો ગોહર યાકુત હજાર
જ્યા જ્યા હતાં કુલ આતશ કદેહ,
ત્યા ત્યા કરાવ્યા જશ્ન-સદેહ
વલી ઝન્દ અવસ્તા જબાપર ધરી,
પસ્તાવો હકની દરગેહે કરી (15)

સિપાહસાલાર રશ્નવાદનુ હોમાયની
દરબારમા દારાબ સાથ
આવવું.

એક રોજ આવી ઉભો રશ્નવાદ,
મલી સગ દારાબ બની દીલશાદ.
હતો માહ બહમન મુબારકબાદ,
શહરેવર રોજે હતી બામદાદ.
ઉભી હસ્તી હોમાય માદરેમન,
જોતાજ ફરજંદ થઇ તે મગન
ભરી જામ યાકુત અને લાલથી,
નિસારી તે દારાબ પર વાહાલથી
મોતી 'ને હીરે વધાવી લિધો,
લગાડી ગળે મનાવી લિધો.
હરખના આસુએ આંખો ભરી,
બગલ માહે પકડી ચુબન કરી.
પસવારી હાથે દારાબ ગાલ,
કિધુ તેની ઉપર જીગરથી વહાલ
મહેફીલ ખુબ દબદબાથી ભરી,
ઉભી અનજુમન દસ્તબસ્તા ખડી
લઇ તાજ હોમાયે ચુબન કિધુ,
પેહરાવી દારાબ અર્પણ કિધુ
કહ્યુ રાણી હોમાયે તોજેસ કરી,
"કરમના લેખો મિટે ના ફરી"
બાદજ કિધો હાલ જગ આશકાર,
કે "દારાબ હવે છે શાહ શેહરિયાર.
એ વારેસ ગાદીનો છે યાદગાર,
એ ખાનદાને આલા છે ચકતેદાર
સુણી અનજુમને કિધી આફરીન
"જીવો શાહી સગ નામદારે જમીન."
અમીરો 'ને આલાએ ચાહી પનાહ,
પુકારી કહ્યુ "સાલ જીવજો ઘણા"

# દારા અને સીકંદર.[1]



"ફરી શુ શકે બંદો ફાનીમે,
અજલ પાસ અકળ પાણીમે."

દારા અને સીકંદરનુ દાસ્તાન શાહનામા મધે લંબાણથી લખાયુ નથી, પણ યુનાની લેખકો એ હેવાલ લંબાણથી લખી ગયા છે

સીકંદરે ઇરાનને જીતી લીધુ, અને જેમ ઇરાનીઓને તેણે ખુવાર કીધા, તેમજ તેણે ઇરાની સાહિત્યને પણ ખરાબ કીધુ ઇરાની સાહિત્યને સીકંદરે ખરાબ કીધુ, તે ઉપરથી પેહલવી લખનારાઓએ પોતાને હાથે લખેલી જુદી જુદી કિતાબોમા સિકંદર ઉપર મોટો ધીટકાર નાખ્યેલ છે. કેટલેક ઠેકાણે તેની ઉપર લિયાંનત નાખી

ગજશ્તે અલેક જીઆદર

કરી જણાવ્યુ છે ગજંશ્તે અલેક જીઆદર એટલે 'સીકંદર ઉપર ધીટકાર હોજો'

ગન્જે શપીગાંન

પ્લીની નામનો ફિલસુફ લખે છે, કે પેગમ્બર સાહેબ જરથોસ્તના લખાણોની વીસ લાખ બેત હતી, તે સીકંદરે જ્યારે ગન્જે શપીગાંન નામનુ પુસ્તકખાનુ તારાજ કીધું, ત્યારે તેમા તે વીસ લાખ બેત બળી ગયા ડા૦ જીવનજી મોદી કહે છે, કે 'જે ખજાના સાથ એ પુસ્તકખાનુ જોડાયલુ હતુ, તે શપીગાનનો ખજાનો હતો, અને તે સમરકંદના આતશ બેહરામના ખજાનાની ત્રીજોરી (ત્રેઝરી) હતી'

બે મહાભારત જરથોશ્તી કિતાબખાનાનુ નાશ પામવુ.

ઇરાનમા આપણા બે મહાભારત પુસ્તકખાનાં હતા, તે માહેલુ એક ગન્જે શપી-ગાન હતુ, અને બીજુ દેજે નપીશ્તને નામે જણાયલુ ગન્જાવર પુસ્તકખાનુ યાને કિલ્લો હતો તે પણ સીકંદરે ઇરાનને ફત્તેહ કીધા પછી બાળી નાખ્યુ હતુ. એ કિલ્લા માહેલા પુસ્તકખાનામાંથી કેટલાક કિમતી પુસ્તકો યુનાનીઓએ લુટી લીધા, અને તેનો તરજુમો યુનાનીઓએ પોતાની ભાશામા કીધો હાલમા જે યુનાની હકીમુ પંકાતુ કહેવાય છે, તે અસલ ઇરાની હકીમું હતુ

---

૧ દારા અને સીકંદરના દાસતાનનુ સંગીત કીર્તન પ્રથમ મુબઇની જશન કમીટીની ફરમાસથી તા૦ ૨૧ મી મારચ ૧૯૧૫ ને દીવસે, જમશેદી નવરોજને દાહાડે, બેરામજી જીજીભાઇ ઇન્સ્ટીટ્યુટવાલા હૉલમા સાજે સાડાપાચ વાગે રજુ કીધું હતુ, અને ત્યાર પછી અનેક પ્રસંગે જુદાજુદા મંડળો તરફથી કરતાએ રજુ કરયુ હતું.

## ઇરાંની હકીમુ.

ઇરાનીઓના હાથમાથી જ્યારે તેમની શેહનશાહન ગઇ, તેની સાથ તેમના હકીમાના પુસ્તકો પણ જતા રહ્યા, અને પાછલથી તે યુનાની હકીમા તરીકે ઓળખાવા લાગ્યા

## સીકંદર આવ્યો અને સીકંદર ગયો

તવારીખ પ્રમાણે સીકંદર જેવો બીજો કોઇ થયો નથી. વીશ વરશની જવાન ઉમરે તે તખત ઉપર બેઠો હતો, અને ફકત દસ વરશ જ તેણે પાદશાહી કીધી એટલા ટુંક વખતમા દુનિયાનો મોટો ભાગ તેણે જીતી લીધો હતો ત્રીસ વરશની ભર જવાનીમા દુનિયાની તવારીખમા તે પોતાના નામ અને પોતાનાં કામોની નોંધ કરાવી ગુજર પામ્યો

## સીકંદરનુ ઘાતકીપણુ.

સીકંદરના ઘાતકીપણાના ઘણાક દાખલાઓ નોંધાયલા જણાય છે. એવુ જણાવવામા આવ્યુ છે, કે સીકંદર પોતાના દુશમનોને પકડી, તેઓના પગના નળામા સુરાખ પડાવી તેમા સાકળ પરોવી તેમને નગ્ન બનાવી, પોતાની રથ સાથ જોડીને તે તેમની પાસે ઘસડાવતો હતો

## સીકંદરનો ગરૂર. દારાને મોકલાવેલો જંવાબ

સીકંદર પોતાની ફત્તેહથી એટલો બધો તો ગરૂર અને ગુમાનથી ફુલી ગયો હતો, કે એક વખત દારાએ સીકંદર ઉપર મોકલાવેલા એક પયગામના જવાબમા તેણે એવો અભીમાનથી ભરેલો જવાબ મોકલાવ્યો કે: "ગગન ઉપર જેમ બે સુરજ હોતા નથી, તેમ પૃથ્વી ઉપર બે પાદશાહઓ જોઇયે નહી." આ જવાબમા એવી મતલબ સીકંદરે રાખી હતી, કે આખી દુનિયા ઉપર તે ફત્તેહ મેલવી, પોતે એખલો પાદશાહ થવા ચાહતો હતો.

## સીકંદરની હિન્દમા સલતનત

દુનિયાના ફત્તેહ કરેલા બીજા ભાગો વિશે કાઇબી ન બોલતા, ફકત હિન્દુસ્થાનમાં સીકંદરની સલતનત તરફ નજર કરશુ, તો માલમ પડશે કે, હિન્દુસ્થાનમા તે આઉઘ અને બીહાર સુધી લબાઇ હતી, અને પંજાબમા તે હિમાલ્ય સુધી પોહચી હતી.

## સીકંદરે હિન્દુસ્થાંનમાં સ્થાપેલુ શેહર.

સીકંદર જ્યા જતો અને જ્યા ફત્તેહ કરતો, ત્યાં યુનાની શેહરો.સ્થાપી તે પોતાને મન પસંદ નામો આપતો હતો. હિન્દુસ્થાંનમાં તેણે પોતાના એક માનીતાં ઘોડાના નામ ઉપરથી

## બ્યુસીફેલીયા (જેલમ)

નામનું શેહર સ્થાપ્યું હતુ. એ શેહર હાલમાં જેલમને નામે હિંન્દુસ્થાંનમાં જણાયલુ છે. વળી મરવ અને હેરાત શેહર પણ સીકંદરે સ્થાપ્યા હતાં. એલેકઝાંદ્રિયા પણ સીકંદરે સ્થાપ્યુ હતુ

## દારા અને સીકંદર

આ સઘળા બનાવોની યાદી સીકંદરના દાસ્તાનના દીબાચા સમાન છે. સીકંદરના મહાન પરાક્રમોની નોંધ એટલેથીજ પુરી થતી નથી, તેણે દુનિયાનો ખજાનો મેલવ્યો તેણે મોટી મહાન ફતેહ મેલવી પોતે બીનહરીફ અને અજીત બન્યો, મગર આદમીના લોભની હદ હતી નહી, રહેશે નહી, અને છે પણ નહી એક ફારસી શાએર કહી ગયો છે કે —

"સે હર્ફ બેનૂકત ગશત ન્દ તરકીબે 'તમએ' અજ્‌ન્-નૂકતરૉ નગ મીયાયેદ કે બર ગેરદે 'તમએ' ગરદદ " [1]

યાને નુકતા વગરના ત્રણ હરફો 'તોય' 'મીમ,' અને 'અયેન' એકઠા કીધા, ત્યારે ફારસી ભાશામા 'તમએ' યાને "લોભ" એવો એક શબ્દ પેદા થયો એ 'તમએ' શબ્દની આસપાસ નુકતાનેબી ફરતા લાજ આવી, પણ આદમીને લોભ કરતા લાજ કે શરમ કેમ આવતી નથી ? કેમકે લોભના ત્રણ હરફો જેમ નુકતાથી ખાલી છે, તેજ રીતે એક લોભી આદમીબી ઇજત આબરૂથી ખાલી છે

"કરે ઇનસાન ગજબ કઇ કઇ—ઘડીની જીદગાની પર,
હવામે બાંધે છે કિલ્લા—ઉમેદના કોટ પાણી પર.
હવસ છે લોભનો જગમે—મુવા છે હાલહવાલી થઇ,
ગયો જગથી સીકંદર શાહ—બન્ને હાથ ખાલી લઇ"

શાહનામાના દાસ્તાનોમા સઘળી લડાઇઓ ઇરાનીઓને તુરાનીઓ સાથ થઇ હતી, અને તે પછીના જમાનામા ઇરાનીઓને અરબો સાથ થઇ હતી પણ ગીરદેશની ચલણે સેવટે બે લડાઇ ઇરાનીઓને ખ્રીસ્તીઓ યાને યુનાનીઓ સાથ પણ થઇ હતી એ વિશે આપણને સેહજ તવારીખ તરફ નજર કરવાની જરૂર છે

## દુનિયામાં થયલી પંદર મહાભારત લડાઇ માહેલી ચાર લડાઇયો પારસીઓ લડયા હતા.

તવારીખમા નજર કરતા માલમ પડે છે, કે દુનિયામા જે જે મહાભારત લડાઇઓ થઇ હતી, તેમાં સર્વેથી મોટી લડાઇઓ ફકત પંદર થઇ હતી એ પંદર મહાભારત લડાઇઓ માહેલી ચાર મહાભારત લડાઇઓ જરથોસ્તી ઇરાનીઓ લડયા હતા પારસી શહેનશાહત અને જરથોસ્તી ધર્મની સાથ એ ચારે લડાઇઓ નિકટ સબંધ ધરાવે છે, ૧ કાદુશીયાની લડાઇ અને ૨. નિહાવંદની લડાઇ. એ બે લડાઇથી જરથોસ્તી રાજની અને જરથોસ્તી ઝુંન્ડાની સરજતનુ સેવટ આવ્યુ હતુ એ બંને લડાઇઓ યઝદજર્દ શેહરીયારના વખતમા અરબ લોકો સાથે જરથોસ્તીઓને થઇ હતી. બીજી બે લડાઇઓ જે જરથોસ્તીઓને લડવી પડી હતી, તે યુનાનીઓ સાથ હતી. તે ૩ મેરેથોનની લડાઇ, અને ૪ અરબલાની લડાઇને નામે જણાયલી છે

[1]. ગુલજારે નસીહત

## અરબલાની લડાઇ

એ અરબલાની લડાઇ સીકંદર અને દારા વચે થયેલી ત્રણ લડાઇઓ માહેલી છેલ્લી લડાઇ હતી અરબલા શેહરથી થોડેક દુર આવેલા મેદાંનમા એ લડાઇ થયેલી હોવાથી, તે એ નામે ઓલખાય છે. એ અરબલાની લડાઇ ઇ૦ સ૦ પુર્વે ૩૩૧ મા થઇ હતી

## અરબલાની લડાઇની સરજત

આ અરબલાની લડાઇથી એક સૈવટ જે આવ્યુ, તે એ કે યુનાની અને જરથોસ્તીઓ વચે જે લડાઇઓ અવારનવાર થયા કરતી હતી, તે લડાઇનું સૈવટ આવી ગયુ એ લડાઇના પરીણામ ઉપર આખા એશીયા ખડની સરજતનો આધર રહ્યો હતો. એ લડાઇમા ઇરાનીઓ હારી ગયા, અને યુરપ અને એશીયા વચે જે લડાઇઓ થયા કરતી હતી, તે લડાઇ સદાની બધ પડી ગઇ હતી

તવારીખ સીકંદરને અનેક રીતે ચીતારે છે. દારાની હાર અરબલાની લડાઇમા થયા પછી તેનુ ખુન થયુ એવો એક મહાન શેહનશાહ દારા, જેના પૂર્વજોએ ઉત્તરમા કારપીયન સમુદ્રથી તે દક્ષીને આફ્રીકા ખંડ સુધી, અને પુર્વમા ટીબેટથી ચીન સુધી, પશ્ચીમમા ગ્રીસ અને રોમ સુધી, તેમજ યુરપ અને એશીયાનો મોટો ભાગ જીતીને મેલવ્યા પછી, તે સીકંદરને હાથે હાર ખાઇ મરણ પામ્યો તેવો એક જરથોસ્તી શાહ દુનિયાની શાહી ભોગવ્યા પછી, આ ગેતીને તજી ખાલી હાથે ગયો, અને તેવા એક પાદશાહને જીતીને ફત્તેહ કરનાર સીકંદર પણ આ દુનિયાની માયા અને દોલત જ્યાની ત્યા મુકી, બે હાથે ખાલી ગયો મગર તેના અતરમા ફેલાયલા અજપ માટે તે હમેશા બેકરાર હતો (1) તોપણ આજે એક સવાલ જે ઉભો રહે છે, તે એ છે, કે

## શુ સીકંદર જરથોશ્તી હતો?

આ સવાલનો નિર્ણય કરવાનુ કામ તવારીખનવેશોને માટે રાખી, ફીરદોસી પ્રમાણે સીકંદર અને દારાના દાસ્તાન તરફ નજર કરશુ

અમર છે તવારીખમા આએ વાત,
સુવો છે દારા સિકંદરને હાથ
હતો રૂમનો શાહ ફિલકુસ[1] નામ,
બુલંદ જેની શાહી, બુલંદ કાંમ
હતી શાહી ઇરાંનની દારાબ[2] હાથ,
પડોસી રૂમીઓ હતા બદસિફાત
કિધુ જગ દારાબે ફિલકુસ સાથ,
કરી બે લડાઇ 'ને કીધો મહાત.

ફિલકુસની જગમાં હાર થવી, અને દારાબે તેની બેટી સાથ શાદી કરવાની ખાએશ જણાવવી

ભર ભર તુ સાકી ગુલાબી જામ,
કરૂ યાદ સીકંદર દારાનુ નામ
બતાવુ હુ રગ રૂપ અફલાકના,
કઇ એક સીકંદર થયા ખાકના

---

૧. તવારીખમા ફિલીપને નામે અને શાહનામામા ફીલકુસને નામે જણાયલો રૂમનો (મેસીડનનો) શાહ. ૨ તવારીખમા દારાયસ (ઓકસ) અને શાહનામામા દારાબને નામે જણાયલો ઇરાનનો પાદશાહ.

અલ્લા એક રોજ એવી બરપા થઇ,
હુજારોની જગે કજા થઇ ગઇ
થયુ જંગ ભારી દિવસ ત્રણ તક,
ધ્રુજી તેથી ભારી 'અમ્મુરી'[1] ખલક
મગર દીન ચોઠો ફરિયો જબર,
પરાગંદે થાયુ રૂમી લશકર
કતલ ચાલી મયદાને ખુબ જંગમા,
લડયા કુલ ઇરાની ચહડી રંગમા
નેજા 'ને શમશિર ચમકી રહ્યો,
ગુરજથી મયદાનો ધમકી રહ્યો
ખંજર, ભાલા, તીર 'ને તબર,
ઉછલી હવામે રહ્યા ખુબતર
જીગર ખુદ હવાના કાંપી રહ્યાં,
જમીનપર લહુ લાલ વેહતા થયા
ફરામોશ થઇ હોશ રૂમી તમામ,
ગયા રૂમી નહાસી તજી 'સંગરામ'[2]
નહિ સર કોલાહ નહિ હથીયાર,
નહાસે પૂકારી લઇ લહુ ધાર
આગલ-પાછલ જખમ તન બદન,
મરે તરફડી થઇ કજાને શરણ
જીતી જંગ ઇરાની આ યાદગાર,
ગયો નહાસી ફિલકુસ થઇ તેની હાર
દુખી થાયો ફિલકુસ, થયો ખારજાર,
કરી જંગ ભારી ખોયો કરાર
લખાવી પયગામ દારાબ પર,
સુલેહની આપી તેને ખબર
બયા કુલ સરતો તેમા કરી,
કહ્યુ "દરગુજર કર ગઇ ગુજરી"
કીધી શાહ દારાબે સરતો કબુલ,
કહ્યુ "છે ખાએશ બિજી અનમુલ
અગર હોય તુને કબુલ મારી વાત,
તો લડશે ન ઇરાન કદી તારી સાથ.
'નાહીદ' છે દીકરી તહારી બેમુલ,
રૂમના ચમનમા ખિલેલુ છે ગુલ
અજબ તેણીના મુખનુ નુર છે,
અજબ તેણીના કંઠનુ સુર છે
અજબ તેણીના ગાલો પર ગુલ છે,
અજબ તારા ઘરમા એ બુલબુલ છે
જીગર મારૂ છે તેની ઉપર નિસાર,
હુ શાદી કરીને કરૂ મારી નાર
કદી નહી તુ ઇનકાર કરી ફાવશે,
કસમ પર કહુ છુ સીતમ આવશે"

* * *

ખૂશી થાયો ફિલકૂસ સુણી વધઈ,
કરી સર્ત મંજુર કીધો જમઇ.
બની રાણી નાહીદ ઇરાનની,
હતી ન્યારી સરજત દિલજાનની

**નાહીદના મોહડામાથી નિકલેલી બદબુથી શાહ દારાબે તેણીના તરફ દેખાડેલો ધિકકાર.**

કહે છે સૂણો ફિરદોસી એવી વાત,
પડી એક દિન બદનસીબ બુરી રાત
હતી રંગ મહેલે હુરી તાબમા,
રંગીલી નાહીદ રૂઆબમાં.
અત્તર સૂગંધી પમરતી હજાર,
ખુશબોની લપટ હતી બીશિયાર
સૂંદર સેજ ફુલથી સજેલી હતી,
ગુલ સાથ ચંપા ચંબેલી હતી
પલંગ પર ચદ્દર રચેલી હતી,
ધુમ રોશનીની મચેલી હતી
સુતી જઇ પલંગે નાહીદ હુરી,
હતી વાત દીલમા નહી કંઇ બુરી
મલી સંગ દારાબ કરતી'તી નાજ,
હતા બને જનના દીલખુશ મિજાજ.
બન્યો તેટલા એક અજાયબ બનાવ,
થયુ દર્દો ગમથી જીગર ગર્કાવ
પડી બને સંગ રંગ કરતા'તા વાત,
અધુરી રહીતી બુરી અર્ધ રાત

૧ પુર્વકાલમા 'અમ્મુરી' રૂમીઓનુ પાયતખત શહેર ગણાતું હતુ
૨ લડાઇનુ મયદાન

એકાએક દારાબે મારી છલંગ,
કુદીને ઉઠયો છોડી પલંગ
પડો ગાભરી આવરી દીલદાર,
સુજે નહી કંઇ કે કરે તકરાર
પુકારી બોલિયો તે ઇરાન શાહ.
"થયો છુ નાહીદ તુજથી તબાહ
મુખ તારૂં એવું મારે છે વાસ,
ભરેલો છે બદબુએ તારો સ્વાસ
આવી તું સુંદર, 'ને આવી નજીસ,
નિકલ ગોદમાથી એકદમ ખીસ
બદબોની બુથી ગઇ મારી ઉંઘ,
અરે સંખણી એ મને લાગી સુંઘ
મને તુજ દમથી થયો છે ત્રાસ,
હવે આવતી ના કદી મારી પાસ
ગજબ તારો દમ છે જુદી જાતનો,
સિતમ થાયો મુજપર સિહા રાતનો"(2)
મલ્યા સહુ તબિબો હુકમ શાહ સુણી,
અકલમંદ દાનેશ, ઇલમમાં ગુણી
હકિકત કહી શહેનશાહે પુરી.
"બદબો છે રાણીના દમમાં બુરી
ગજબ છે એ બદબો સિતમથી ભરી,
રાણી એ મારી બને કેમ કરી.
કરો કોઇ ઇલાજ તદબીરે પુર,
સફા મર્જ કરીને કરો બસ દુર
સિફારસ ન કરતા એ નેકનામની,
નથી રહિ એ મુજને હવે કામની"

* * *

હુકમ આ સૂણી કમકમી નાર નેક,
બોલી "છે મંજુર ફરમાં દરેક
ભમી ગુલ ઉપર તે પિધો ગુલ રસ,
હવે કહે મુજને તું આગલથી ખસ?
જવાની ને જોબન લીધા લૂટી,
હવે કહે મૂજ પાસ તુ ના સુતી!
બનાવી તે રાણી કીધું ચમન,
હવે કહે જા તું તહારે વતન?
અજબ છે ગયો પ્યાર તહારો મરી,
સિનામાં સિતમની મારી છરી
મને છે મંજુર તારો હુકમ,
મને છે મંજુર તારો સિતમ"
બુરા તે હુકમને રડીને નમી
રડીને નાહીદ અતી કમકમી.(3)

## દારાની રાણી નાહીદના મોહડાની બદબોનો ઇલાજ થવો

તબિબોએ નાહીદ રાણીના મોહડાના વાસોનો ઇલાજ, 'ઇસકંદર' નામના એક પાલાની બનાવટવાલી દવાથી કીધો, અને રાણી નાહીદના મોહડાનો વાસ તેથી દુર થયો પણ શાહ દારાબનું દીલ નાહીદ ઉપરથી ઉઠી ગયેલું હોવાથી, નાહીદને તેના બાપ ફીલકુસને ત્યાં તેણે રૂમ મોકલાવી દીધી

પણ રાણી નાહીદ તે વખતે હમેલદાર હતી, તે વાત તેણીએ શાહ દારાબને કહી નહી હતી એ બનાવ ઉપર આપણું પાછલથી આવ્યે છીયે, પણ એ બનાવ બને, તે આગમજ દારાબના હુકમ સાભળી તબીબો બોલ્યા કે —

કહે સૌ તબિબો: "સૂણ નામવર,
કદમ પર તહારા છે આએ સર
કરશું એ રાણીના દુખની દવા,
જશે તેથી સુધરી સુખની હવા
'સકંદર' પાલો છે એનો ઇલાજ,
થશે તેથી મૂખની બદબો તારાજ
લાવી તે પાલો 'ને કરશું દવા,
તુને ગમ કરવો છે નારવા"
કહું શું સૂણો અંનજુમન મહેરબાંન,
ભરમથી ભર્યું છે અજબ આસમાન
છે માનવની સરજત અજબ ફાનીમાં,
કરે લાખો તદબીર જશે પાણીમાં
અગર સર પટકી જો આદમ મરે,
લખેલી સરજત કદી ના ફરે
નાહિદની પીડા પાલાથી ગઇ,
મગર તેની સરજત સુધરી ન કંઇ

કિધો શાહે હૂકમ કહી બે હરફ,
"નિકલ જા હિયાથી રૂમની તરફ"
દુખી થાઇ બાનુ રડી જાર જાર,
ગઇ બાપને ઘર બની બેકરાર
મગર નહી બોલી ભરમની વાત,
હતી તે હમેલદાર દારાબ હાથ
જીગર લઇ જખમી ગઇ રૂમમા,
પેદર પાસ જઇને રડી ઝુમમા
સુણી હાલ ફિલકુસ થાયો નિરાસ,
મગર તેની લડવા હતી નહિ ગુંજાસ
તપી દોફે થાયો આતશ મિજાજ,
કરી શુ શકે નહી હતો બખ્તબાજ
સલામી તે દેતો'તો ઇમાનથી,
મગર દીલે ડરતો તે ઇરાનથી

થયો પુરો નાહીદ હમેલનો વખત,
જન્યો નાહીદે પુત બુલદ બખત.
રૂપે રૂપાલો, બહુ નુરમદ,
દિપે જેમ ગગન પર પુનમ ચદ
ખુશી થાયો ફિલકુસ જોઇ ફરજદ,
પમરતુ'તુ ખુશબોથી તેનુ બદન.
પમરતો'તો મીસલે, 'સકદર' સુદામ,
તેથીજ રાખ્યુ 'સિકદર' નામ

"એ ફરજદ છે મારૂ, વારસ–એ–રૂમ,
રૂમીઓના દુશ્મન કરશે એ ગુમ"
જગતને જાહેર ન કીધો ભરમ,
કે નાહીદે દિકરાને દીધો જનમ

* * *

## દારા બીન દારાબનો જનમ.

નાહીદને રૂમ મોકલ્યા પછી શાહ દારાબે બીજી રાણી કીધી, અને તે રાણીને પેટે એક દીકરો અવતર્યો એ દીકરાનુ નામ શાહ દારાબે દારા રાખ્યુ શાહ દારાબના મરણ પછી એ દારા ઇરાનની ગાદી ઉપર આવ્યો બીજા હાથ ઉપર રૂમમા ફીલકુસના મરણ પછી, તેની ગાદીએ સીકદર આવ્યો. હવે હિયાથી ફીરદોસી પ્રમાણે આપણુ દારા અને સીકદરના હેવાલ ઉપર આવ્યે છીયે

## દારાએ સીકદરની અકળની પરીક્ષા કરવાની યુકતી રચવી.

થયો જયારે ફિલકૂસ જગથી ગુજર,
સિકદર થયો રૂમનો તાજવર
હતો તેની દરબારનો બહુ રૂઆબ,
હતી તેની હિમત બહુ બેહિસાબ
કરી જગ જગમે તે ફાવિયો,
મૂલકો અસખ્ય જીતી લાવિયો
મગર એક કપાલે ટિલી કાળી રહી,
સિકદર ગયો હાથ બે ખાલી લઇ

પડી જયારે દારાને એવી ખબર,
સિકદર થયો શાહે રૂમ નામવર
કરવા સિકદર અકળની તપાસ,
કિધી એક તદબીર દારાએ ખાસ
લિધી દાબડી એક તલથી ભરી,
'ને સાથે લિધી એક સુદર દડી.
દડી સાથે લીધુ ચોગાન એક,
મોકલ્યા સર્વ સિકદરને ભેટ

આ દડી અને ચોગાનની ભેટ શાહ દારાએ સીકદર ઉપર મોકલી તેની અકળની તપાસ કરવા ચાહ્યુ હતુ આ ભેટ મોકલવાની અદર એવો ભેદ સમાયલો હતો, કે —"સીકદર, હજી તુ નાદાન છે, તેથી આ દડી અને ચોગાન લઇ ખેલ કરવાને તુ લાયક છે મારી પાસે તલની દાબડીમા જેમ અસંખ્ય દાણા છે, તેમ અસખ્ય લશ્કર છે."

આ ઉપરથી સીકદરના સલાહકારોએ સીકદરને રાજી કરવા સમજાવ્યો કે:—

## પાદશાહ સિકંન્દર.



“નથી તખ્તની મુજને કંઈ કમી,
તજી જાવુ એક દન છે પરદે ઝમી.
જમશેદ જેવો રેહ્યો નહી શાહ,
રહી નહી કયેખુશરૂની પનાહ
કેરસાસ્પ જેવો રહ્યો નહી નર,
રહ્યો નહી ’સ્ફનદીયાર દિનનો પદર.
કજા તારી લઈને તુને ચાલી ગઈ,
સિકદર જશે હાથ બે ખાલી લઈ”

દારાને સીકંદરે જવાબ મોકલવો.

"આ દડી છે દુનિયા, દુનિયા છે ગોળ,
દુનિયા મિસાલે દડીનુ છે ડોળ
આ ચોગાને જેમ તુ દડી ખેલશે,
તેમ દુનિયા તુ જીતી મેલશે"
લઇ દાબડી તલ નાખી દિધા,
ચુટીને પખીઓએ તે લિધા

"થયા હાલ તલના, થશે તેમ હાલ,
દારાનુ લશ્કર થશે પાયમાલ."
જોઇ ભેટ અદર એવો ભરમ,
સિકદરે આપ્યો એકદમ હુકમ
"તુરત રાઇથી તમ ભરો દાબડી,
ભરીને છલાછલ કરો દાબડી.
રવાના કરો તમ દારા ઉપર,
કહો એજ છે તેને મારો ઉત્તર"

આ રાઇના દાણાની ભેટ મોકલવામા સીકદરે એવી મતલબ રાખી હતી કે:—
"અએ દારા, તારી પાસ અગણીત લશ્કર છે, પણ મારૂ લશ્કર તારાં લશ્કર કરતા
વધારે તેજ અને જોરાવર છે જેમ તલ કરતા રાઇ તેજ છે, તેમ ઇરાનીઓ કરતાં
રૂમીઓ વધારે જોરાવર છે." આ ભેટ સીકદરે દારાના માનસોને આપી રવાના કીધા

સીકદર પાસ દારાએ ખંડણી મંગાવવી.

એ પછી થોડીક મુદત બાદ શાહ દારાએ સીકદર પાસથી ખડણી માગવા કાસદો
મોકલ્યા સીકદરે ઈરાનને ખડણી આપવા ના પાડી કેહવડાવ્યું કે—"ખડણી આપવાના
અને ખડણી લેવાના દહાડા વહી ગયા છે સીકદર હવે રૂમનો માલીક થયો છે તે
ખંડણી આપવા ના પાડે છે તે વાઘ મીસાલ તારી સામે થશે"

એ પછી સીકંદરે ઇરાન સામે લડાઇ જાહેર કીધી

દારાને આ વાતની ખબર પડી દારાએ આ લડાઇમા ઉતરવા 'ઇસ્તખર'
ખાતે એક ગજાવર લશ્કર ભેગુ કીધુ એ સઘળુ ઇરાની લશ્કર 'ફેરાત' યાને
'યુફ્રેટીસ' નદી આગળ આવી ભેગુ થયુ

સીકંદરનુ કાસદના વેશમાં દારાની દરબારમાં જવું,
અને તેની સીફત ગાવી.

આવું ગજાવર લશ્કર આવી પુગવાની ખબર જ્યારે સીકદરને પડી, ત્યારે
પોતાના લશ્કરને લઇ ઇરાનીઓ સાથ લડવા તે બાહાર પડયો બને લશ્કરો એક એક સામે
પડાવ નાખી પડયાં સીકદરે દારાના લશ્કરની ગજાવર સખ્યાનુ પ્રમાણ તપાસવા,
કાસદનો વેશ ધારણ કરી દારાની દરબારમા જવાનો, અને દારાને નજરો નજર જોવાનો
ઠરાવ કીધો તે ઠરાવ પ્રમાણે સીકંદર દારાની દરબારમા એક કાસદના વેશમા ગયો,
અને દારાની રૂબરૂ કુરનશ બજાવી, સીંકદરના એક કાસદ તરીકે તેની સીફત ગાઇ
નીચલો પેગામ તેણે જાહેર કીધો :— (4)

"મુજારૂ દુવા તુજ હકમા અવલ,
રહો શાહી તારી જગતમા અચલ
હજુરીમે હાજર છુ અએ નેકનામ,
સિકદરનો હુ લાવીયો છુ પેગામ

સદા રહેજો દારા બુલદ તારૂ બખ્ત,
રહેજો સદા તારૂ રોશન તખ્ત
સિકદરનો એવો પયગાંમ છે,
કે જગ માહે લડવુ નાકામ છે.

મૂબારક દારાને ગુલશન ઇરાન,
સિકંદર ચાહતો નથી રમખાંન
નથી દુશ્મની તેને દારાની સાથ,
નથી ચાહતો મેલવે જંગ માહે હાથ
નિકલિયો છે દુનિયાંની કરવા સફર,
નથી તેની ઇરાન પર કંઇ નજર
મુલકમાથી તારા થવુ છે પસાર,
જવુ છે ઇરાનની પેલી પાર

સીકંદરસે લડવા તુ છે ઇંતેજાર,
લઇને તુ લશ્કર ઉભો હોશિયાર.
કરે જો તુ લડવાની દારા જીકર,
નથી તેનો કંઇબી સિકંદરને ડર
ગરમ જો તૂ કરશે કિનાનુ બજાર,
સિકંદરબી કરશે તેવો વિચાર.
અગર જો કરે તુ મુકરર લડાઇ,
સિકંદરની જોજે ઇરાંનપર ચઢાઇ"

### દારાને સીકંદર વિશે શક પડવો

આ પેગામચીની ઢબ છબ જોઇ દારાને એવો શક ગયો કે તે સીકંદર પોતે છે, કેમકે તેના ચહેરાની અંદર તે શાહ દારાબની સીકલ જેવુ કાંઇ જોવા લાગ્યો

અજબ જોઇ સજધજ સાથે રૂબાબ,
અજબ જોઇ રૂપ રંગ,અજબ જોઇ તાબ
અજબ જોઇ કદને સિકલ આબદાર,
મિસલ શાહ દારાબ દીઠો બહાર
જોઇ હાલ દારા ' થયો શકમંદ,
રખે હોય રૂમનો નવો કાંઇ ફંદ.
ધીરેથી દારાએ ખોલી જબાન
"સાભલ ઓ કાસદ રોશન રવાન
બુલંદ બખ્ત દીસે તુ કમતર નથી,
સિવા તુ બિજો કોઇ સિકંદર નથી

તુને જોઇ વમલમા પડીછ મુજ અકળ,
મને લાગે છે તારી શાહી નસલ.
અકલ હામનો કોઇ સમંદર તુ છે,
મને લાગે છે કે સિકંદર તુ છે"
નમાવીને સર એમ કાસદ કહે
"સલામત દારા તખત તુજ રહે
કહા હુ અને કાહુ તે નામદાર,
મુજ સમ છે તેની પાસે હજાર
સિકંદર નથી અક્કળે એવો કમ,
કે દારાની દરબારે લાવે કદમ"

### દારાની મહેફીલમાથી સીકંદરે ચાર જામ મેલવવી

એ પછી શાહ દારાએ તે કાસદને માન આપી દરબારે બેસાડી તેની તારીફ કીધી, અને ખાણાની મેજબાની સાથ શરાબની મેહમાંનદારી ચાલુ કીધી (5)

દરબારમા રંગરાગ ચાની રહ્યો અને સીકંદરે શરાબ પીવા માડયો જ્યારે શરાબની જામ ખાલી થતી, ત્યારે તે ખાલી જામ સાકીને આપવાને બદલે, સીકંદરે તે જામને પોતાની પાસેજ રાખવાનો પોતાનો હક જાહેર કીધો એવી રીતે સીકંદરે ચાર શરાબની જામ પોતાની પાસે રાખી સીકંદરની આ વર્તનુક સાકીએ શાહ દારાને જઇ કહી શાહ દારા તે સાંભલી હસ્યો, અને પોતાની કિમતી શાહી જામો તે કાસદને લેવા દીધી

### દારાની દરબારમા કાસદનુ સીકંદર તરીકે જણાઇ આવવુ, અને તે જણાતાજ દારાની દરબારમાંથી તેનુ નાહસવુ.

એવામા દારાના એલચીઓ જે ચોતરફના રાજ પાસથી ખંડણી વસુલ કરવા ગયા હતા, તેઓનુ દરબારમા પાછુ ફરવુ થયુ તેઓએ આ રૂમી કાસદને જોતાજ તેને સીકંદર તરીકે પીછાન્યો સીકંદર તે તુરતજ સમજી ગયો, અને એ વાતની ખબર

શાહ દારાને કાને પડે, તે આગમચ તે દારાની દરબારમાથી કોઇનીબી નજર નહી પડે તેમ છુપછાપ નિકલી પોતાની છાવણીમા સલામત જઇ પુગ્યો

## દારાની ચાર જામની સીકંદરને મળેલી તાસીર.

જે ચાર જામ સીકંદર શાહ દારાની દરબારમાથી પોતાની સાથ લાવ્યો હતો, તેની તાસીર રૂમી દાનાવોએ તેને એવી કહી કે —"દારાનો મુલક સીકંદર ચારે બાજુથી જીતી લેશે."

## દારા અને સીકંદર વચ્ચે પેહલ્લી લડાઇ દારાની હાર થવી

એ પછી દારા અને સીકંદર વચે એક મોટુ જંગ થયુ, અને તેમા દારાની હાર થઇ દારાનુ લશ્કર રૂમીઓના હાથ ઉપર કતલ થયુ, અને જેઓ બચ્યા તેઓ યુફ્રેટીસ નદી પસાર કરી નાહસી ગયા તવારીખમા આ કમનસીબ લડાઇ 'ગ્રેનૈકસ'ની લડાઇ તરીકે જણાયથી છે

## દારા અને સીકંદર વચ્ચે બીજી લડાઈ દારાનુ નાહસવુ

કમનસીબે આ બીજી લડાઇમા પણ દારાએ હાર ખાધી પહેલ્લી લડાઇમા નાસીપાસ થયા પછી, તેણે તુરતજ મુલકે મુલક સવારોને રવાના કરી નવુ લશ્કર એકઠુ કીધુ, અને ફરીથી તે 'યુફ્રેટીસ' નદી ઓલગી સીકંદર સાથ લડવા ગયો ત્રણ દિવસ સુધી લડી અંતે હાર ખાઈ દારા મેદાનમાથી નાઠો.

## દારાના લશકરને સીકંદરે દીલાસો દેવો

દારાના લશકરની આવી હાલત જોઇ સીકંદરે મેદાનમા આવી ઇરાંની લશ્કરને પોકાર મારી જાહેર કીધુ કે —"ઇરાનીઓ તમો બેફીકર રહેજો મારાં લશ્કરને તમારી સાથ જરાબી કામ નથી તમારા જાનને રૂમીઓ કદીમી એલજામ પોહચાડશે નહી જો કે ઇરાનીઓએ રૂમીઓના લોહીથી હાથ ધોયલા છે, તોપણ રૂમીઓ તેનો જરાબી બદલો લેનાર નથી

## દારા સાથ સીકંદરની ત્રીજી લડાઇ. દારાએ ઇરાંનીઓને તેમની બહાદુરી માટે સખુનો કેહવા

પણ દારા ઇગાનની પાદશાહી સેહલથી સીકંદરને હાથ જવા દીયે એવો પાદશાહ નહી હતો બબે વાર લડાઇમા હાર ખાધા છતા તે હારી છુટો નહી ઇરાનીઓ સીકંદરના દીલાસાના સખુનો સાભલી તેને શરણ થયા ઇરાનીઓની માલ મતા લુટાઇ ગયાં છતાં, પાદશાહ દારાએ ફરી લડવાની તજવિજ કીધી તે ચહેરમના મુલકમા ગયો, કેમકે ત્યાં

## શાહી ખજાનો

હતો. પાદશાહ દારાને રઇયતે પાછો ફરેલો જોઇ, તેની હાજરીમા સરવે સર નમાવી હાજર થયા આખુ ઇરાન લડાઇના અજામને લીધે માહેતમમા પડેલુ હતુ. દારાએ હાજર રહેલા અમીરો અને પેહલવાનોની આગળ બાગે બુલંદ અવાજે નીચલા સખુનો કહ્યા.

“જવાં મર્દ જંગી, જુજોર્ગો દલેર,
મિસલ શેર બનીને ધરો દીલ કહેર
વતનના થયા છે કંગાલ હાલ,
થઇ સલતનત કિયાની છે પાયમાલ
જુવો હાલ જંગનો થયો છે ખરાબ,
ગઇ શાહી પ્યારી, અજબ છે અજાબ
બની તમ એકદિલ કરો જો મદદ,
તો લડવાને રૂમ સંગ કરૂં હું કસદ
લડો જંગી જંગે, ધરી દીલ કહેર,
કરો રૂમી દુશમન ઉપર ના મહેર
જીતી રૂમને તમ કરો જો વેરાન,
મદદ તમને દેશે જરૂર યઝદાન
જીતી જાય રૂમી સિકંદર તમાંમ,
તો દારાની કિરતીનો કેવો અંજામ
લડો કીરતી ખાતર, મારો-મરો,
ન દુશમનથી પાછલ કદમ એક ધરો
બની તમ બેદીલ અગર નહી લડો,
તો જરથોશ્તી દીનનો થશે બહુ મરો

વતનને ધરમનો કરો કંઇ વિચાર,
ગજબ ને અલમનો કરો કંઇ સુમાર.
થશે પ્યારી ઓલાદ તમારી ખુવાર,
સિકંદર છે જાલમ, બુરો, બદકાર
૮૯૦૦
અગર કિયાંનીઓ તમ બનો હમજોર,
તો ટાલુ હું જુદદીન સિકંદરનો દોર.
અગર તમ એકદીલ બનો મુજ યાર,
સિકંદરને કહાડું ઇરાનથી બહાર
સુરા તમ ઇરાની, કરો કંઇ ખિયાલ,
કરો કમનસીબીનો એકદમ નિકાલ
સુરા તમ ઇરાની, ધરો દીલ ઉમંગ,
કરો જર્દ રોશન રૂમીઓનો રંગ
સુરા તમ ઇરાની, ધરો દીલ ઉમેદ,
જીતી જંગ કરો તમ સિકંદરને કેદ
સિહા રંગ રૂમ ને રૂમીનો કરો,
રૂમીઓને મારો, યા તમ મરો
દલેરી વડીલોની તાજી કરો,
રવાંનોને તેમના રાજી કરો (6)

## દારાએ સીકંદર ઉપર સુલેહનો પેગામ મોકલવો

## ઇરાંનીઓની હાલત જણાવવી.

દારાના સખુનો સાભલી ઇરાની જરથોશ્તીઓ પોતાના વતનની દાજ અને ધરમની કિરતીને ખાતર, રૂમીઓ સાથ ફરી લડવા માટે પાછા બાહાર પડયા. ઇરાની લશ્કરની આ લડાઇમા મોટી હાર થઇ. ઇરાનીઓની મોટી સંખ્યા કતલ થઇ

દારા હાર ખાઇ કેરમાન તરફ નાઠો, અને ઇસ્તખર શહેર જે પાયતખ્ત ગણાતુ હતુ, ત્યાં સીકંદરે દાખલ થઇ પોતાનો અમલ જાહેર કીધો

દારા પરેશાન અને હેરાન થયો તેની સાથવાલા મસલતદારોએ તેને સીકંદર સાથ સુલેહ કરવાની સલાહ આપી. એ ઉપરથી દારાએ સીકંદર ઉપર સુલેહનો એક પેગામ રવાના કીધો

હારીને દારા પરેશાન થયો,
સિકંદરથી નાહસી કેરમાન ગયો.
પરાગંદે લશ્કર થયુ બીશિયાર,
રહ્યા જેઓ જીવતા તે કરતા પૂકાર
જમાનો કોણુને થયો છે વફા,
ઘડીમા ખુશી ’ને ઘડીમાં કફા.

ગરદીશની કેવી અજાયબ વલણ,
દારાનુ લુટી લીધું ચમન.
જોઇ હાલે સરજત બની નાસિપાસ,
દારાએ છોડી ફતેહની આસ.(7)
લખ્યો એક રૂકકો સિકંદર ઉપર,
સુલેહની તે માહે આપી ખબર:

"અએ શાહ સિકંદર ઝુલકદ્ચકબાલ,
દારાની સરજતે બદલી છે ચાલ
નસીબ મારૂં ઉલટું, બુરો મારો કાળ,
ગઇ શાહી મારી, થયો પાયમાલ
હવે જંગ કરી ના વધુ કર બગાડ,
સુલેહનું તું રણસીંગડું વગાડ
લખ્યો છે પયગામ થઇ લાઇલાજ,
રાજી છે દારા સુલેહને કાજ
ખતમ કિયાનીઓની સુખી થાઇ શત,
દારાના દુખની પડી છે પ્રભાત
ગજબને અલમના લખું શું કલામ,
ફિરત ગઇ કિયાની, થયું ગુમ નામ
રડે મારી ફૈયત, કુટી સર કપાલ,
કંઇ એક મા-બાપે ખોયા છે બાળ.
રડે નારી સુંદર, વિધવાઓ થઇ,
કંઇ એક ખાવિંદ ગયા છે કપઇ.
મુવા છે બુઝોર્ગોના બેટા દલેર,
પડયો જંગે ભારી સિકંદર કહેર.
રડે બેહનો નવધાર ખોઇ ભાઇને,
જુવે આસમાં હાલ ગમ ખાઇને.
સુણી હાલ બંધ કર જંગને તુરત,
દારા કરે એક તુજ સંગ સરત
છે ગંજે ગુશ્તાસ્પ જે મુજ પાસ,
આપી તે સઘળો બનું તુજ દાસ.
કરૂં તુજ સાથે હું બીજો કરાર,
આપું તુને ગંજે અસ્ફંદીયાર
કરૂં તુજ કદમ પર સરવે નેસાર,
કરે મ્યાન તું તારી જે તલવાર.
કિધા કયેદ મારા જીગરબંદ છે,
કરે તું દુખી મુજ ફરજંદ છે
રવાના તું કર તેમને મુજ પાસ,
ના થા તું બદનામ દઇ એમ તરાસ (8)

## દારાના સખુનો.

ધ્યાન ધરે બંદા ખુદાના, આએ મુજ ફરમાન પર,
ખેંચના કહેરે ખુદા, નાહક તારા જાન પર.
આલ દુનિયામાં ચહન, ચક્કર સિકંદર જોઇને,
હર જગે તું ધર કદમ, આદમ ચદૂર જોઇને.
શું ફરીદુન લઇ ગયો, રાખી ગયો જમશેદ શું,
શું ગયો સ્યાવક્ષ કરો, પામી મુવો તે ખેદ શું
કામ થયા રૂસ્તમથી અમર, તેબી આખર ખાક થયો,
ચર્ખના ચક્કરમાં, જોહાક જાલંમ રાખ થયો
તખ્તે જમી પર આવીને, ભલભલા ચાલી જશે,
એક રોજ તુંબી સિકંદર-એ હાથ લઇ ખાલી જશે. ( 9 )

## દારાના ખેશીઓ બાબે સીકંદરે હુકમ કરવો.

આ પેગામ તુરતજ દારાએ સીકંદર ઉપર રવાના કીધો સીકંદરે તે વાચતાજ હુકમ કીધો, કે દારાના ઝન ફરજંદને કોઇએબી બુરી નજરે જોવું નહી, અને જેઓ તેમ કરશે તેઓ મોતની સજાને લાયક થશે સીકંદરે દારાને કહેવાડયું કે.—

" મને ખજાનાની જરૂર નથી. જો તું ઇરાનમાં પાછો ફરે તો તુને તારી શાહી હું પાછી આપવા રાજી છું "

## દારાએ પોતાની હાર થવા પછી, એવી નામોસી સાથે શાહી પાછી મેલવી રાજધાની શેહરમાં જવા ના પાડવું.

સીકંદરનો એવો જવાબ સાંભલી દારા અજબ થયો. પણ આવી નામોસી સાથ ઇરાનમાં જવા કરતાં તેણે મરવું વધારે પસંદ કીધું.

## દારાએ ફરીથી લડાઈ કરવા હિન્દુસ્થાંનની મદદ માગવી.

જ્યારે પોતાની હાલત આવી નામોસીભરી જોઇ, ત્યારે દારાએ હિન્દુસ્થાનના પાદશાહ પાસ મદદ માગી સીકંદરને કાને એ વાત તુરતજ ગઇ, અને તેજ વખત એક મોટુ લશ્કર લેઇ તે પાછો દારાની સામે ગયો દારાનુ લશ્કર રૂમીઓને જોઇ નાહાસી ગયુ, અને દારા પણ હાય અને અફસોસ કરતો નાઠો

## દારાનુ ખુન થવુ

એ વખત દારાની સાથ તેના બે દરબારીઓ હતા તેમનુ નામ માહીયાર અને જાનુસીયાર હતુ તેઓએ દારાની આવી હાલત જોઇ તેને મારી નાખી સીકંદરની પાસ ઇનામ મેળવવાની લાલચ ઉપર તેનુ ખુન કીધુ આ ખુનની ખબર તેઓએ તુરતજ સીકંદરને આપી કે તેઓ ઇનામ મેળવે

## દારા પાસ સીકંદરનુ જવુ

દારાનાં ખુનીઓને મોહડે આ ખબર સાંભળી સીકંદરે દારાને નજરે જોવા માગ્યો પેલા ખુનીઓ સીકંદરને દારા પાસ તુરતજ લઇ ગયા, દારા હજી જીવતો પડયો હતો તે હજી મરણ પામ્યો નહી હતો, પણ તેના નિમકહરામ દરબારીઓએ તેને મરણ તોલ જખમી કીધો હતો સીકંદરે દારાની હાલત જોઇ અફસોસ કીધો, અને તેની આગળ બેસી આખમા આસુ લાવી તેને દીલાસો દેવા લાગ્યો (10)

### દારાની હાલત ઉપર સીકંદરે વિલાપ કરવો.

"પડયો ખાકમા થઇ અજલથી અસીર,
અએ શાહે સુલતાન, ઓ બેનજીર
જખમ તુને કારી કિધો છે જબુન,
ન જીવશે કદી તે કરી તારૂ ખુન
કિધુ ખુન ખુનીએ અજબ જાતનુ,
કિધુ કામ બિલકુલ સિહા રાતનુ
જીવી તુ કર શાહી ઇરાન ઉપર,
લઇ લે તુ 'ચહેરમ' અને 'ઇસ્તખર'
ઉઠી થા દારા તુ તખ્તનશીન,
જુવે તારી રાહ તારો ઘોડો 'ને જીન
ઉઠી થા તુ દારા, ઓ કિયાની સવાર,
રડે છે સિકંદર જો જાર-જાર
બુલાવુ તબિબ હિંદના હુશિયાર,
જરૂર તારા જખમોને કરશે કરાર
બચે નહિ ખુની તારા મુજ હાથથી,
જીગર મારૂ ફાટે તુજ ઘાતથી
સાભલ ઓ દારા, તુ મારા સખુન,
સિકંદરને દારાનુ એકજ છે ખુન
તુ મારો ભઇ, મુજ પદરનો પીસર,
માદર બે જુદી, મગર એક પીદર.
ઓ જરથોશ્તી પેદરના રોશન ચેરાગ,
લગાડી સિકંદર તનમા તે આગ"

### દારાએ સીકંદરને છેહ્લા સખુન કેહવા

ભરી દમ ધીરે દારા કહે:
"અએ શાહ સીકંદર, કાં ગમ સહે
ફરે નહિ સિતારાની ગરદિશ કદી,
ભલે જાય જમાનાની લાખો સદી
ખુશી છુ સિકંદર તે ખોલી જબાં,
નજર મુજ પડે છે મોસમ ખિજાં.
પિસર મુજ પેદરના જરા દમ ભર,
કજા જોઇ મારી ના ગમ કર. (11)
હવે શુ મને કામ ઇરાંનથી,
હવે શુ મને કામ છે જેહાનથી.

અજલનો ફરેસ્તો ઉભો રૂબરૂ,
લેઇ તખ્ત અને તાજ હુ શુ કરૂ
રજા આપ હવે હુ રાજી થવશ,
મળી મોત સગ હુ ખુદા ઘર જવશ
સિકદર તુ દારાને દે એક વચન—
કે દારાના બેશીની કરશે જતન
થશે મારી દુખ્તર બિચારી દુખી,
કરી લાખો અશરત રહી'તી સુખી
અરજ હુ કરૂ સુણ એ નેકજાત,
શાદીમા લેજે એ દિકરીનો હાથ.
એ બેટીથી અવતરશે ઓલાદ એક,
જાલવશે જરથોશ્તી ધરમનો ટેક
કરશે તે આબાદ ઇરાની રસમ,
ફાએશ તે કરશે અવસ્તા ધરમ.
કરશે તે રોશન ફુલ આતશકદેહ,
ચાલુ તે કરશે જશન-સદેહ
અમલ તુ કરે મુજ સુખનની ઉપર,
રવાન મારૂ રોશન થશે રબ ઘર "(12)

દારાંની કજા ઉપર સીકદરનો
વિલાપ.

સિકદર રડે હાય મરી પુકાર,
દારાને જોઇ રડે જારજાર
"અરે ભાઇ! મહોબત તુ છોડી ગયો,
સાકલ સગાઇની તોડી ગયો
સદાની સુરત તુજ વહાલી ગઇ,
હસ્તી તહારી ખ્યાલી થઇ
થયો તુજ મરણથી મને ખેદ છે,
થયો અસ્ત મહારો તુ ખુરશેદ છે
અરે ભાઇ જો તુને મરવુ હતુ,
બિનોઇમા કદમ જો ભરવુ હતુ.
સગાઇનુ નાતુ જો ધરવુ હતુ,
તુને 'અરબલા'મે ન લડવુ હતુ
ઉઠ મૂજ પેદરના રોશન ચેરાગ,
ગળે લાગી બુજવ સિકદરની આગ.
અરમાન છે મુજ જીગર જાનમા,
રહુ તુજ સગ હુ ગુલતાનમા
અફસોસ! કજા તારી થઇ છે જબુન,
દલેરના દલેરનુ થાયુ છે ખુન
અજબ તુ જ દલેરી,ગજબ તુ જ કફન,
રડે તુજ વતન 'ને રડે અજુમન
રડે હિન્દ તુજ પર, જોઇ તારો હાલ,
રડે છે સિકદર કુટી સર કપાલ
જમાનો ઝુકવનાર ઝુકી ગયો,
કજા સગ મલી જઇ સુખી થયો
દારા મને નહિ હતી એ ખબર,
કે જોવશ મૂજ આખે તારી કબર
કરી જગ તુજ સગ બદનામ થયો,
આલમમે રૂસવા . નાકામ થયો
જફાકાર જમની પડી એવી ધાર,
થયો તુ શરણુ મોતને દીલદાર
ગજબ તારી કિયામત બની બેકદર,
મને માફ કરજે શાહ નામેવર
ગયો દીલમા લઇ અરમાન ઉમેદ,
કહ્યો નહિ દારા તુએ તારો ભેદ
લડયો 'અરબલા'મે ધરી જગે હામ,
જમાનો થયો આજ તાહરો તમામ.
રડુ તુજ કજાપર બની લાઇલાજ,
ફરજ મુજ બજાવશ, હુ તારે કાજ
કજા જોઇ તારી થયો નાસિપાસ,
હવે જગ જીતવાની છોડુ છુ આસ
નથી તખ્તની મુજને કઇ કમી,
તજી જાવુ એક દન છે પરદે-જમી
જમશેદ જેવો રહ્યો નહિ શાહ,
રહી નહિ કૈખુશરૂની પનાહ
કેરસાસ્પ જેવો રહ્યો નહી નર,
રહ્યો નહિ 'સ્ફદીયાર દીનનો પેદર
કજા તારી લઇને તુને ચાલી ગઇ,
સિકદર જશે હાથ બે ખાલી લઇ



અશ્કાંની વંશ

# અર્દવાંન અને અર્દશીર.

## પ્રખ્યાત પારસી પાદશાહ.

સાસાની વંશમાં થઈ ગયના સઘળા જરથોસ્તી પાદશાહોમાં અર્દશીર બાબકાંનનો જમાનો ઇરાનની તવારીખમાં અતી ઘણો અગત્યનો કેહવાયો છે

## બહુમન યશતમા કરેલા સાત ઇશારા.

બહુમન યશતમા જણાવ્યું છે, કે પેગમ્બર જરથોસ્તે સ્વપનામાં એક ઝાડ જોયું હતું. તે ઝાડને સાત ડાખલી હતી તે સાત ડાખળીઓ સુન્ના, રૂપાં, ત્રાંબા, પીતલ, કલ્લાઇ, પોલાદ અને લોખડની હતી દાદાર અહુરમઝદે જરથોસ્તને એ સાત ડાખલીઓનો ભેદ સમજાવતા જણાવ્યું કે —" એ ઝાડ તે આ દુનિયા છે, અને ધાતુની સાત ડાખળીઓ તે જુદાજુદા સાત જમાના છે, જે ઇરાનની તવારીખમાં ધર્મ સંબધી સાત તબક્કા છે" એ મુજબ —

૧. સોનેરી જમાનો તે પાદશાહ ગુસ્તાસ્પનો છે

૨ રૂપેરી જમાનો બહુમનનો છે

૩ ત્રાબાનો તે 'વલ્ખશ' (આશ્કાની પાદશાહ)નો છે.

૪ પીતલનો તે અર્દશીર બાબેકાનનો છે

૫ કલ્લાઇનો તે બેહરામ ગુરનો છે

૬. પોલાદનો તે નોશેરવાન અદલનો છે

૭. લોખડનો તે આરબોની ફતેહનો છે.

## અર્દશીરનો જમાનો

અર્દશીરની આગમજ ઇરાંન ઉપર પાર્થીયન વંશનો અમલ ચાલતો હતો તેમની હકુમત ગમે એવી ઓહોલી હતી, છતા ઇરાનમા તે જમાનો અંધકાર તરીકે જણાયલો હતો, જે યુરપની તવારીખમા Dark Ages યાને 'સિહા જમાના' તરીકે નોંધાયલો છે (1-2)

એ સિહા જમાનાનો અંધકાર અર્દશીરે નાબુદ કીધો હતો તેણે ઈરાનની અસલી હકુમત નવેસરથી સજીવન કરીને સ્થાપી હતી, તેણે ઈરાની કારોબાર સુધાર્યો હતો, અને માઝદીયશની દીનને સજીવન કીધી હતી એ જમાનાને યુરપની તવારીખમા 'રેનેસાંસ' યાને સજીવન થવાનો જમાનો જણાવ્યો છે.

## હખામની પાદશાહ દારા.

(દરાયસ)




"સુરા તમ ઇરાની કરો કંઇ ખિયાલ,
કરો કમનસીબીનો એકદમ નિકાલ
સુરા તમ ઇરાની ધરો દીલ ઉમંગ,
કરો ઝર્દ રોશન રૂમીઓનો રંગ
સુરા તમ ઇરાની, ધરો દીલ ઉમેદ,
જીતી જંગ કરો તમ સિકન્દરને કેદ."

એવા એક દીનચુસ્ત, દીન અને દુનિયાને સજીવન કરનાર મહાત્માના ગુણુ અને કારકિર્દિનુ બયાન દરેક જરથોસ્તીએ મનન કરવુ ઘટે છે

હવે લાવ સાકી હકીકતની જામ,
કરૂ હુ ખતમ્ શાહનામુ તમામ
કિસ્સો નવો એક કરૂ હુ બયાન,
કથન હુ કથું અર્દશીર બાબેકાન
સિકંદરે જીતી ઇરાન જ્યાર,
પામાલ કીધો મૂલક ગુલજાર

હતુ એ સિકંદરને દીલ ગુમાન,
સજીવન રખે થાય મુલ્કે ઇરાન
બનીને દુરંદેશ કીધી કળા,
કિધા તેણે ઇરાનના ભાગલા.[1]
દલીરો દિલાવર હતા જે ગુજીન,
થયા તેઓ મુલ્કે તવાયફ[2] જમીન

---

૧ સિકંદરે ઈરાનને ફત્તેહ કરી તારાજ કીધા પછી તેને એવી ફીકર પડી, કે ભવિશમા ઇરાનીઓ કોઇબી વખત પોતાનો અમલ સજીવન કરી રૂમ અને યુનાન ઉપર ચહડાઇ લાવશે, માટે તેણે પોતાના ઉસ્તાદ અને વજીર અરસ્તોતલીસ (Aristotle) ની સનાહ લેવા એક કાગજ લખી જણાવ્યુ છે —"હુ હિંયાથી હિન્દુસ્તાન અને ચીન તરફ જવા ધારૂ છુ, પણ મારી ગેરહાજરીમા ઇરાની બુજોર્ગો, અમીરો અને ઉમરાવો તુફાન ઉઠાવે, અને મારી સ્થાપેલી હકુમત ઉંધી વાલી, રૂમ અને યુનાન ઉપર ચહડાઇ કરે, માટે હુ સઘલા લાગ વગવાલા ઇરાની અમીરો અને બુજરોગોને કતલ કરૂ કે જેથી કોઇ બલવો જગાડે નહી."

આ કાગજના જવાબમા, વજીર એરીસ્તોતલે જવાબ આપ્યો કે "લડાઇની વખતે બહાદુરી, દલેરી, અને હુશીયારી દેખાડવાના ઇરાનીઓમા ખાસ ગુણો છે. અગરજો તુ એવા ઇરાની બહાદુરોને મારી નાખશે, તો યાદ રાખજે, કે તુ દુનિયામાથી હુસ્યારી અને બહાદુરીના સ્થભોને ઉખેડી નાખ્યા જેવુ કામ કરશે, અને તેઓને બદલે તેઓની જગ્યા ઉપર ઇરાનનો રાજકારોબાર હલકી બુનિયાદના માનસોને આપવો પડશે, અને જો તેમ થયુ, તો યાદ રાખજે કે આ દુનિયામા કોઇબી બદી અથવા ફીતનો અને આફત એટલી ખુવારી ઉપજાવતુ નથી, કે જેટલી ખુવારી હલકી બુનિયાદના માનસો, ચહડતા ઓધા ઉપર આવ્યાથી ઉપજાવે છે. એટલા માટે બહાદુર કોમના બુજોર્ગોને મારી નાખી તારી કિર્તીને કલંક લગાડતો ના * * * તુને મારી ભલામણ છે, કે ઇરાનના મુલકે મુલકમા જ્યાબી તુ એક ભલા રાજાને જોય, ત્યા તેને રાજ્ય આપજે. દરેક રાજાને સ્વતંત્ર કરજે, કે જેથી તેઓ પોત પોતાની સ્વતંત્રપણુ જાળવવા અને પોતાની દોલત વધારવા માહોમાહે હરીફાઇ ચલાવશે, અને માહોમાંહે લડી મરશે, અને તેઓ પોતાના કામમા એટલા તો મશગુલ રેહશે, કે રૂમ ઉપર ચહડાઇ લાવવા જેટલો વખત કે ફુરસદ ન લોકોને મલશે નહી, અને તેથી તુને દુર દેશ જતા ચિંતા રેહશે નહી."

એરીસ્તોતલની આ સલાહ મલ્યા પછી, સિકંદરે આખા ઇરાનને જુદા જુદા ભાગોમા વેહચી નાખી, દરેક ભાગ ઉપર એક એક હાકેમ મુકરર કીધો હતો.

(કારનામે અર્દશીર બાબેકાન)

૨. મુલકે તવાયફ માને જુદાજુદા મુલકના રાજાઓ.

થયા એ રીતે સાલ બે સો[1] પસાર,
થયો કોઇબી ના શાહ મુખ્તીઆર.
થયો શાહ નહી કોઇ સરવોપરી,
મગર હાકેમોની હતી મેહતરી.
હતો તે સમે કદખુદા[2] અર્દવાંન,[3]
બેરહમદ, બાહોશ, જાતે કિયાન
બુજોરગી બુલંદી હતી બખ્તવર,
અમલ કરતો ઇસ્ફાન પારસ ઉપર
હતો એક અરદવાંનનો મર્જબાંન,
તે હાકેમ હતો ઇસ્તખરનો મહાન
મુબારક હતુ તેનુ બાબક નામ,
બાહોશ, દિલાવર, વિના કાઇ ખામ

* * *

**શેહનશાહ દારાની કજા, અને તેના દીકરા સાસાંનની નાહસ ભાગ**

દારાની[4] જગે કજા જ્યારે થઇ,
બુલન્દ બાદશાહી ફના થઇ ગઇ
પિસર એક દારાનો સાસાંન[5] હતો,
દુરદેશ, દાના, મરદાન હતો.
કજા જોઇ પેદરની થયો લાઇલાજ,
વતન છોડી નાહસી ગયો દુર દરાજ.
કિધુ તેણે હિંદુસ્થાન જઇ વતન,
ઓલાદ ખાતર કીધુ પસંદ.
કિધી રંજ ભારી બની સારવાન,[6]
વસિયો કૈક પેહડી હિન્દુસ્થાન.
છુપી રાખી બુનિયાદ અને નામ–ઠાંમ,
ગરીબીની અંદર કીધુ મુકાંમ.
છુપી રાખી હાલત, વતન 'ને સદન,
કિધાં એક બાનુની સાથે લગન
પયદા થયો એક પિસર ગુલફાંમ,
સાસાને રાખ્યુ સાસાન નામ
હરએક પેહડી જનતી પેસર,
સદા નામ સાસાંન ધરતો પેદર.
બની ચાર પેહડી સાસાનની,
હતી મેહર તે પર યઝદાનની
૧૦૦૦૦
કદી આબ મલતુ, મલતુ ન નાન,
મેહલોનો માલેક થયો લામકાન (3)

૧. એ બસો વરસ સુધી ઇરાંનના આખા મુલક ઉપર કોઇબી પાદશાહ, શેહનશાહ તરીકે અમલ કરતો નહી હતો.

૨. કદખુદા યાને હાકેમ

૩ અર્દવાન, અશ્કાનીઅન વંશનો પાદશાહ હતો, અને તે ઇસ્ફાન અને પારસ* તથા તેની અતરાફમા આવેલા ભાગો ઉપર હાકમી ચલાવતો હતો એ અર્દવાંનનુ અસલ નામ બેહરાંમ હતુ, પણ તે ઘણો બહાદુર અને જોરાવર હોવાને લીધે, અર્દવાનને નામે ઓલખાતો હતો. એ અર્દવાને ઇસ્તખર ઉપર બાબકને હાકમ તરીકે મુકરર કીધો હતો (કા૦ અ૦ બા૦)

૪. દારા જ્યારે ઇરાનવેજનો શેહનશાહ હતો, ત્યારે રૂમી સીકંદર ઇરાન ઉપર ચહડાઇ લાવ્યો હતો દારાની એ મહાન લડાઇમા હાર થઇ, અને તમામ ઇરાંનવેજનો મુલક સીકંદરે તારાજ કીધો, આતશખાનાઓને સર્દ કીધાં, અને માઝદીયસની દીનના પુસ્તકો બારી નાખી, ઇરાનને ૯૦) કદખુદાઓમા વેહચી નાખ્યા હતા. (કા૦ અ૦ બા૦)

૫. દારાનો સાસાન નામનો એક દીકરો હતો, તે પોતાના બાપની હાર અને કજા પછી હિન્દુસ્થાન તરફ નાહસી જઇ વસ્યો હતો

૬ સારવાન યાને ઢોર ચરાવનાર ગોવાળીયો

* શાહનામામા પારસને બદલે શીરાજ જણાવ્યુ છે (કરતા)

## સાસાંનનુ ઈરાંન તરફ પાછા જવું, અને ત્યાં એક ભરવાડ તરીકે નોકરી કરવી

જમાનાના દોરથી મેહલમા વસનારા શાહ દારાનો દીકરો–સાસાન–પોતાના બાપનુ રાજપાત ગયા પછી, અને તેની કજા થયા પછી, તે પોતાના જીવની સલામતીને ખાતર, વતન અને દેશને છોડી, હિંન્દુસ્થાન તરફ નાહસી, ત્યા જઇ વસ્યો હતો. હિન્દુસ્થાનમા તેને પોતાનું નામ અને બુનિયાદ બિલકુલ છુપા રાખ્યા, અને ગરીબીમા વસી, ત્યા પોતાનુ ગુજરાન કરવા લાગ્યો હિન્દુસ્થાનમા તે એક બાનુ સાથ લગનના ગાંઠથી જોડાયો, અને તે લગનથી તેને ત્યા એક દીકરાનો જનમ થયો. તે દીકરાનુ નામ પણ તેણે સાસાન રાખ્યુ એવી રીતે ચાર પેહડી સુધી, બાપને ત્યા પેદા પડેલા દીકરાઓનુ નામ સાસાંન રાખવામા આવ્યુ હતુ

એવી રીતે ગરદીશના ચક્કરમા કચડાઇ ગયની પાદશાહ દારાની ઓલાદ માહેલો એક છેલ્લો સાસાન, હિન્દુસ્થાનથી નિકની ઈરાન તરફ મોટી રજ ખેંચી ધંધાની શોધમાં ગયો નસીબ સંજોગે અર્દવાનના રાજમા, ઇસ્તખર મધે બાબક હાકમી કરતો હતો, ત્યા તે જઇ લાગ્યો, અને એ બાબકને ત્યા સાસાન એક ભરવાડ તરીકે નોકરી રહ્યો હિયા આસાને પોતાની ઓલાદની નિશાણુ બાબકથી છુપી રાખી હતી

### બાબકે જોયલો એક અજબ જેવો સ્વપનો

નસિબાથી સાસાન થઇને નિરાસ,
બનિયો તે ભરવાડ બાબકનો ખાસ
એ ભેદ અજબ તારો આસ્માન છે,
કે દારાની નિશાણુ સાસાંન છે
અએ ગરદાને ગરદીશ, ઓ બેઇમાન,
તે દારા એ દારા[1] કિધો સારવાન
એક રાત બાબકે દીઠો ખુવાબ,
પ્રકાશે છે સાસાન સર આફ્તાબ[2]
ફરી બીજી રાતે જોયો ખુવાબ,
સુફેદ એક હાથી દિઠો પુર રૂબાબ.
બેઠો'તો તે પર સાસાન સવાર,
ચલકતી હતી હાથમાં તલવાર
ઘણાકો ઉભેલા દિઠા આસપાસ,
ઝુકાવી સર તેને કરતા નમાજ

રિજતા હતા સૌ સુણી સુખન,
ગમખારોના ગમ થાતા દફન.
પડી રાત ત્રીજી ફરીને જ્યાર,
હતો તેજ બાબકને મન વિચાર.
પડયો નિન્દમા તે થઇ પુર મસ્ત,
દિઠો ખાબમા એક આતશપરસ્ત.
હતા હાથમા ત્રણ આતશ[3] બુલંદ,
ઝલકતુ દિઠુ તેથી ચમકી ગગન
જોઇ ખાબ બાબક થાયો બિદાર,
બુલાવી નજુમી અતી હુશિયાર.
હકિકત કિધી ખાબની આશ્કાર,
જાહેર કરો ખાબનો ઈસરાર.
અકલમંદ નજુમીએ દીધો જવાબ,
અએ શાહ સુણો ખાબનો ઇન્તેખાબ.

---

૧ સાસાન દારા પાદશાહની તોખમથી હતો, અને સીકંદરે ઇરાન ફતેહ કીધા પછી, તે નાહસભાગ કરી રહ્યો હતો

૨ સાસાના માથા ઉપર સુરજને પ્રકાશ તો બાબકે સ્વપનામા જોયો. આ ખાબની હકિકત ફીરદોસીના શાહનામામા આપેની જણાતી નથી એ હકિકત કારનામે અર્દશીર બાબેકાનમાથી લીધી છે બીજી અને ત્રીજી રાતના સ્વપનાની હકિકત શાહનામામાથી લીધી છે. ( કરતા )

૩. એ ત્રણ આતશો, આદર ગુશસ્પ, આદર ખોરદાદ, અને આદર બુરજીન મેહર હતા ( ડા૦ જી૦ જ૦ મોદીના શાહનામાના દાસ્તાંનો. )

### દોહરો.

અએ શાહ બાબક તમ સુણો,
સ્વપનાનો કહુ હાલ
જે નર દીઠો ખાબમા,
તે થાશે ભુપાલ

જો એ તાસીર ના ફળે,
અફળ અને મુરાદ
તો ફળ અતે પામશે,
બેશક તેની ઓલાદ

આ ખાબની વિગત નજુમીએ પાદશાહ બાબકને ખુલાસાવાર સમજાવતા કહ્યુ કે "જે ધણીને તે ખાબમા જોયો છે, તે પોતે, અથવા તો તે ધણીના ફરજન્દમાથી કોઇબી આ જેહાનની પાદશાહીએ પોહચશે, કેમકે સ્વપનામે જોયલો સુફેદ રગનો હાથી એ ગાલેબી, તવાનાઇ અને ફતેહની નિશાણી દેખાડે છે [1]

**ખુવાબની તાગીર સાંભલી બાબકે સાસાનને બોલાવી મગાવવો.**

સુણી આએ તાસીર અજબ ખાબની,
ખુશી થઇ બાબકને દીલ ઘણી
તૂરત તેણે કીરો એવો હૂકમ,
બુલાવો સાસાન જઇ એકદમ
ગયા દોડત ત્યા હતા જે નફર,
કહ્યો હાલ સાસાનને જુદતર
* * *
સુણીને લરજ્યો સાસાન હુકમ,
નવી શુ બલા છે લખેલી કરમ
ગયો એકદમ ઝટ બાબક મુકામ,
નમીને કિર્ધી ખુબ બિહતા સલામ.
બુલાવી દિધુ વાહલથી સનમાન,
કહ્યુ એમ ધિરજ દઇ "નાડર જવાંન"
લઇ પાસ બેઠો બાબક સાથ,
પુછવા તે લાગ્યો ધીરેથી વાત:
"જવાન મર્દ કહે તુ ખોલી જબાન,
મને કહે તહારી તોખમ નિશાણ
પેદર કોણ તહારો, શુ નામ છે,
વતન કાહ તહારૂ કિયુ ગામ છે.
કર ગુફતગુ રાસ્તી દીલ ધરી,
કહે વાત જે હોય તહારી ખરી.

**સાસાંને બાબકને જવાબ દીધો.**

કહ્યુ એમ સાસાને. "ઓ શેહરિયાર,
સદા તારો કાયમ રહેજો કરાર
જમાનાનો મુજ પર અજબ ફન્દ છે,
મરૂ જો હુ આજે, તો આણન્દ છે
બેજાર છે જીદગી હાલ તગ,
બલા ભારી સરપર મિસલ કાળરગ
જીવતદાન જો તુ બક્ષે મને,
તો હાલ માગ કહુ હુ તને
જમાનો મહારો નથી પાસબાન,
અગર દે વચન, તો ખોલુ જબાન"
* * *
કહ્યુ બાબકે એમ "ઓ ગમગોસાર,
કરે કા ફિકર તુ બની બેકરાર
વચન મારો આપુ ખુદા રૂ-બ-રૂ,
કર રાસ્ત જે હોય તુ ગુફતગુ

**સાસાને પોતાની તમામ હકીકત બાબક આગલ જાહેર કરવી.**

સાસાન પોતાના પાદશાહ બાબકની પોતાની તરફ આવી કિસમની દિલસોજી જોઇ ઘણોજ ખુશી થયો, અને તેને આપેલા વચનને માન સાથ પોતાને માથે ચહડાવી, પોતાના ખાનદાનનો ભેદ જાહેર કરતા બોલ્યો —

---

1 ક૦ અ૦ બા૦

"હકીકત સુણ માહરી શેહરિયાર,
હુ સાસાનનો બેટો છુ નીરધાર
નિયાગાન મારો શાહ અર્દશીર,[1]
રહ્યો છે તવારીખમા યાદગીર
સિતમગર સિકંદર રૂમી શેહરિયાર,
કિધુ જ્યારે ઇરાનને ખારજાર
થઇ જ્યારે દારાની હસ્તી ખતમ,
ફના તેણે કીધા વતન 'ને ધરમ
હતો મારો ન્યાગાન દારા પેસર,
નહાસી ગયો હિન્દ તે નામેવર
વસી મૂફલસીમે છુપે નામથી,
ગુજારી જીદગી વિના ખામથી
જમાનાના દોરે થયો મહાત છુ,
હૂ તૂખ્મે દારાની ઓલાદ છું
એ મૂજ ન્યાગાનનો હાલ છે,
આ ગરદિશની કેવી જુવો ચાલ છે."

*  *

સુણી હાલ બાબક થયો ગમખાર,
વેહતી થઇ આખોથી નીર ધાર
ભરી હાય દમમા કીધો પૂકાર
"ઓ ગરદાને-ગરદુ! અજબ તારો માર.
પડી કેમ તમ પર ગજબની નિગાહ,
જુલમ ભારી તુજ પર એ નારવા" (4)

*  *

સાસાનનો ભેદ જાણી બાબકનુ બેહદ ખુશી થવુ, અને
તેને પોતાનો જમાઇ કરવો.

કહ્યુ બાબકે: "સુણ આલી વિકાર,
સફા તન કરવા હમામે[2] સિધાર
સજી સાજ પોશાક સણગાર તન,
રહી મારે મેહલે કર તુ ચમન"
હકિકત જાણી લીધી મહાનની,
છુપી વાત રાખી નિયાગાંનની
૧૦૧૦૦
હૂકમ કીધો એકદમ બુલાવી નફર
"ઇફ્રાજત કરો મનથી ખુબતર
લઇ જાવો મેહલે સાસાંનને,
સફા તન કરાવો દીલજાનને.
જરીન એક પોશાક લાવો તૂરત,
સજાવો સણગાર ધરી તમ ઉલટ"

*

હજુરીમે આવી ઉભા આ ગુલામ,
નમીને કિધી સૌ ગુલામે સલામ
વસિયો મેહલ અંદર સાસાન જઇ,
કિધો બાબકે ચાહી તેને જમઇ

અર્દશીર બાબકાંનનુ જનમવુ

પૂરી થાઇ નૌબત નવ માસની,
ખિલી રહી કલી ગુલ જીગર આસની
સાસાનની બાનુએ દીધો જનમ,
સપુત એક બેટો નુરે ચશમ
રૂપમા રૂપાલો મિસલ અર્દશીર,
કદમા કદાવર, અજબ દીલપજીર
પેદર જોઇ ફરજન્દ મિસલ લાલાફામ,
મૂબારક રાખ્યુ અરદશીર નામ.[3]

---

૧ શાએર ફીરદોસી પોતાના શાહનામામા, રૂઇનતન અસ્ફન્દીયારના દીકરા બહમને અર્દશીરને નામે ઓલખાવે છે. મગર હખામની વંશની તવારીખ પ્રમાણે ઇરાનના છેલ્લા પાદશાહ દારાનો દીકરો, તે આ સાસાનનો નિયાગાંન હતો. આ દાસ્તાન શાહનામા પ્રમાણે રચેલુ હોવાથી, આ નોંધ લેવી જરૂરની લાગે છે ( કરતા )

૨ હમામખાનુ યાને અંઘોળ કરવાની જગ્યા.

૩ કારનામે અર્દશીર બાબકાન, તેમજ શાહનામામા જણાવ્યા પ્રમાણે, અર્દશીર બાબકની દીકરીનો દીકરો અને સાસાંનનો છોકરો હતો, પણ બાબકે તેને દીકરા તરીકે કરી લીધેલો હતો, તેથી અર્દશીર બાબકાનને નામે તે ઓલખાઇ ગયો છે

( કા૦ અ૦ બા૦ )

થયો પુત મોટો વધ્યા જેમ સાલ,
વસી સુખ ચેને રહ્યો ખુશહાલ
ઉમર જો કે નાહની, મગર પુરવીન,
દુર દેશ દિસતો મિસલ દુરબીન
શિખીયો લડાઇના હુન્નર ઇલમ,
વિચારીને આગલ ધરતો કદમ
બળમા તે બનિયો પૂરો પેહલવાન,
કેહતા સહુ અર્દશીર બાબેકાન

* * *

અર્દશીરની ખુબી વિશે અર્દવાંનને ખબર પડવી

હતો ઇસફાંને શાહ અર્દવાન,[1]
પૂગી અર્દશીરની ખબર તેને કાન
ઉડતી ગઇ દસ્તબરથી ખબર,
કે "બાબકને ત્યા છે એક પિસર
ઉમર સાલ પદર, નથી કંઈ જીયાદ,
સદા સુખ હસ્તુ, સદા દીલ શાદ
બળમા છે બાહોશ, ઉમર જવાંન,
રૂપે રૂપાલો, રોશન રવાંન

* * *

અકલમદ દાનેશ, અજબ પુરતાબ,
અજબ તેની સજધજ, હસીનો હબાબ"

અર્દશીરને પોતાની તરફ મોકલવા માટે બાબક ઉપર અર્દવાંને લખાવટ કરવી.

ખબર જાણી ખુશી થયો અર્દવાન,
થયો તે તલબગાર, જોવા જવાન.
લખ્યો એક રૂકકો બાબક ઉપર,
કે: "અયે મર્દ બાહોશ, દાનેશવર.
મલી છે મને એમ ખબર દિલપજીર,
પિસર તારો નામે છે અર્દશીર
સુણી થાયુ મુસ્તાક મારૂ જીગર,
નજરથી નિહાલુ તહારો પિસર
અરજ છે મહારી એ નેકનામ,
પિસર તારો મોકલ મહારે મુકામ
ગણી મુજ ફરજન્દ, કરશ દીલભરી,
નજરથી ન રાખશ, દુર એક ઘડી.
સભાલી રાખશ એ ગર્દનફરાજ,
હરબારે મારી કરશ સર્ફરાજ
રવાના તુ કરજે તુરત અર્દશીર,
હૂ જોવા 'ને મલવા થયો છુ અધીર"

અર્દશીરને દુખી દીલે અર્દવાન પાસ બાબકે રવાના કરવો

પાદશાહ અર્દવાનનો આવી મતલબનો પેગામ જ્યારે બાબકે વાચ્યો, ત્યારે તેની દલગીરીનો પાર રહ્યો નહી પોતાની દીકરીના દીકરા અર્દશીરથી તેને છુટો પડવા બિલકુલ ગમ્યુ નહી, કેમકે તે તેને ઘણુજ વાહલથી ચાહતો હતો પણ તે લાચાર હતો, કેમકે અર્દવાન એક મોટો પાદશાહ હતો, અને બાબક તેના ફરમાનને માન આપવા બધાયલો હતો દલગીર દીલે બાબકે જવાન અર્દશીરને પોતાની પાસે બોલાવી, તેને ગળે લગાડી અર્દવાનનો પેગામ વચાવ્યો, અને સઘલી બીનાથી તેને વાકેફ કીધો

એ વાચીને બાબક થયો દિલગીર,
વરસી રહ્યા ખુબ આખોથી નીર
પિસર કીધો મોટો, લડાવીને લાડ,
જીુદાઇ જોઇ લાગી કજાની કટાર
લગાડી ગલે અર્દશીર દીલજાન,
કહ્યુ: "તુજ સરપર ખુદા મેહરબાન.
લખે છે મુજપર શાહ અર્દવાંન,
પિસર તારો મોકલ મહારે મકાન.
રજા છે મહારી, હુ મજબુર છુ,
મગર તુજ નુર વન બેનુર છુ.
લખાવટ કરૂ છુ મીનત કરી,
નજર પાસ રાખે તૂને હર ઘડી.

[1] પારથીઅન વંશનો છેલ્લો પાદશાહ અર્દવાન જેને યુનાનીઓ આરટાબેનુસ નામે ઓલખાની ગયા છે

રવાના કરૂ છું એ રોશન રવાંન,
એ ધડપણુમે મારો છે ચેરાગે-જાન
કહ્યો છે એને શિખામણ સૂખન,
એ સમજે છે તારો ફરજંદો બૂલંદ.
સદા રેહજો એ પર તારી પનાહ,
થજો તુજ દુશમન જગમા તબાહ"

### બાબકની રજાથી અર્દશીરનુ હદીઓ લઇ અર્દવાંન પાસ જવુ

પોતાના મુરબ્બી અને પાદશાહ બાબકના આવા દીલસોજી ભરેલા સખુનો સાભલી અર્દશીર દલગીર થયો, અને અંતે તેણે અર્દવાન પાસ જવાની તૈયારી કીધી. અર્દશીરે પોતાના મમાવા બાબકને કોઇબી રીતે ફિકરમંદ નહો બનવા સમજાવ્યુ

લઇ સાથ નોકર ઉમંગી સવાર,
લિધાં ગજ સંગ જંગના હથિયાર.
નેજા 'ને ગુરજ, ઘોડા લગાંમ,
સમશીર, ભાલા, જરબફ્ત કામ
એ હદીઓ અરદવાન થકી દીલપજીર,
લઇ સંગ નિકલીયો ભલો અર્દશીર
મમાવાને ભેટી ગયો 'રય' શહેર,
મલ્યો ત્યા શાહ અર્દવાનને દલેર

### અર્દશીરનુ પાદશાહ અર્દવાન પાસ જઇ પુગવુ

પૂગ્યો જઇ અરદવાનની તે હજુર,
નમી બોલિયો તે અદબથી પુર
સિફતથી ભરી તેણે ખોલી જબાન,
દુવા દઇ કહ્યુ કે: "જીવો અર્દવાન
અગર હોય રજા તારી ઓ દાદગર,
આ હદીઓ કરૂ હુ તુને નજર
અકલમંદ, બેરમંદ, તુ દસ્તગીર,
ઉભો તારો બન્દો ઝુકી અર્દશીર"

* * *

જોઇ તાબ સુંદર સુરત નવજવાન,
ખુશી થાયો દીલથી શાહ અર્દવાન.
મલી હેતથી તે બગલગીર થયો,
અહેવાલે બાબક પુછી રહ્યો.
તખત પાસ આપી બેઠક જરીન,
વખાણીને ખુબી, કિધી આફરીન.
હદીઓ કિધો અર્દશીરે નજર,
ખુશી થઇ અરદવાને બુજી કદર.
મેહલ એક તૈયાર કિધો દીલપજીર,
રહ્યો તેની અંદર જઇ અર્દશીર
નજર પાસ રાખી સદા અર્દવાન,
ચાહતો'તો તેને ફરજન્દ સમાન.
ચોગાન[1] ચતરંગ[2] વિગેરે હુનર,
જોઇ ખુશ થયો અર્દવાં નામેવર.

૧. આગલા વખતમા ઇરાનીઓ ઘોડા ઉપર બેસી, 'ગુએબાજી' (દડી દાંડ) ની રમત, સુમારે આઠ આઠની ટોલીમા વેહચાઇ જઇને રમતા હતા. હાલમા ઇગ્રેજો પોલોની રમત એજ રીતે રમે છે એ ઉપરથી માલમ પડે છે, કે 'હોકી, પોલો, અને ગોલ્ફ' વિગેરે જે રમત ઇગ્રેજો રમે છે, તે અસલ કિયાનીઓના વખતથી ઇરાનીઓ રમી જાણુતા હતા (કા૦ અ૦ બા૦)

૨ ચતરંગ એનો અર્થ ચાર-અંગ, એટલે ચાર ભાગના સમુહવાલુ હાથી, ઘોડા, રથ અને પ્યાદાઓ સાથનુ લશ્કર લડાઇના મેદાનમા ઘોડેસ્વાર, પ્યાદા વિગેરે લશ્કરની ગોઠવણુ કઇ રીતે કરવામા આવે તો હરીફના લશકર ઉપર ફતેહ મેલવી શકાય, અને કેવી રીતે કરવામા આવે તો પોતાની હાર થાય, એ નિયમ ઉપરથી રચવામા આવેલી રમત, તે ચતરંગ અથવા શતરંગ. એ રમત પાદશાહ નોશેરવાન આદેલના વખતમા હિન્દુસ્થાનથી ઇરાનમા દાખલ થઇ હતી.

શાહનામાના ૪ થાં દફતરમાં "શુતાર ફિરસ્તાદને રાએ હિન્દ શતરંજ રા નજદે

દરબારે મહેફિલ કે શીકારગાહ,
સદા રાખતો સાથ તેને શાહ

**અર્દશીર ઉપર શિકારગાહમાં**
**અર્દવાનનુ ખફા થવુ, અને**
**તેને સજા ફરમાવવી.**

એતેફાક એક રોજ એવો થયો,
અરદવાન શીકાર કરવા ગયો
લિધા ચાર બેટાઓને સંગમા,
રસાલો હતો સાથ પુર રંગમા
હમરાહ શાહની હતો અર્દશીર.
થતો શાહ જોઇ ખુશી દીલપજીર
એકાએક રસાલાએ કીધો પૂકાર,
નજર એક ગુરખર પડયુ ખુનખાર.
ડપટાવી ઘોડાને છોડી લગામ,
મચાવી રસાલાએ ખુબ દોડધામ.
દોડયો હરોલે તૂરત અર્દશીર,
મૂકી પીઠ પાછલ અમીરો 'ને વીર
ધરી હાથમા તીર ખેંચી કમાંન,
કરી બંગ, લિધી નેમ, ટાકી નિશાણુ

નોશીરવાન," એ મથાલાવાળી બાબતમા જણાવ્યા પ્રમાણે, કનોજના એક હિંદી રાજાએ પોતાના એક એલચી સાથે એ રમતનો ખુલાસો મેળવવાના ઇરાદાથી, એક તખ્તો તથા તેના મોહરાં ઇરાનના શાહાનશાહ નોશેરવાન આદેલ ઉપર, એક કિમતી હદયા સાથે મોકલી આપ્યા હતા, અને તેની દરબારના દાના મોબેદોથી તેનો ખુલાસો ચાહયો હતો જ્યારે શાહ નોશેરવાનના દરબારીઓમાથી કોઇબી તેનો ખુલાસો કરી શકયુ નહી, ત્યારે તેના બુઝોર્ગ વજીર બુઝોર્ગમેહરે પોતાની દાનાઇના બળથી તેનો ખુલાસો કીધો, અને એ રમતની મુકાબેલ એક બીજી 'નર્દ'ને નામે ઓળખાતી રમત ઉપજાવી કાહડીને કનોજના રાજા ઉપર મોકલી આપી, તેનો ભેદ જાણવા માગ્યો. પણ તે રાજાની દરબારના વિદ્વાનોમાથી કોઇબી તેનો ખુલાસો આપી શકયો નહી. પેહલવીમા લખાયલા ચતરંગ નામામા એ રમતનો, તથા વીનઅર્તક્ષીર એટલે નર્દ (દામ)ની રમતનો ખુલાસો આવેલો છે તેમા જણાવ્યા પ્રમાણે એ રમત શાહ નોશેરવાન ઉપર મોકલનાર રાજા દેવશર્માં અથવા દબેશલીમ નામે હતો

એ રમતના મુલ વિશે મરહુમ શાએર ફીરદોસી પોતાના શાહનામામા દફતર ૪ થા મધે "દાસ્તાને જમહુર રાએ હિંદ વ પિસર વ બિરાદર જાદેઅશ ગવ વ તલહંદ વ ગુફતાર દર પએદા શુદને શતરંજ," એ મથાલાવાલી બાબતમા 'શાહુએ' નામના એક બુઝોર્ગ મર્દને નામે તથા આધારે એ બયાન આપે છે, જેનો સાર નીચે મુજબ છે —

હિંન્દુસ્થાનમાં જમહુર નામે એક પ્રખ્યાત રાજા હતો. સંદલ તેનુ પાએતખ્ત હતુ તે રાજા, પોતાની એક પરહેજગાર રાણી તથા ગવ નામે એક નાહના ગાદી વારેસ છોકરાને મુકીને મરણ પામ્યો. તેનો છોકરો નાહનો હોવાથી, શેહરના લોકોને મરનાર જમહુરના ભાઇ 'માએ' જે દંબરમાં રાજ કરતો હતો, તેને તેના ભાઇનુ રાજપાત સોંપ્યુ તેણે પોતાના ભાઇની રાણી સાથે નેકાહ કીધા એ પછી રાણીએ તલહંદ નામે એક છોકરાનો જનમ આપ્યો. ગવ સાત વરસનો અને તલહંદ બે વરસનો થયા પછી માએ પણ ગુજરી ગયો છોકરાઓ નાહના હોવાને લીધે તે રાજપાટ રાણીને સોંપવામાં આવ્યુ રાણીએ તે બંધે છોકરાઓને સઘલી પ્રકારની કેલવણી આપવા બે જુદા જુદા દાનાવ ઉસ્તાદોને સોંપ્યા છોકરાઓ ઉમરે પુગ્યા પછી તખત મેલવવાના સંબધમાં ખટપટ કરવા લાગ્યા સેવટે બંધે વચે લડાઇ થઇ તેમાં તલહંદ લશ્કરમા ઘેરાઇ જવાથી, અને તેને માટે નાહસવાનો કોઇબી માર્ગ નહી રહેવાથી, ભુખ, પ્યાસ, અને થાકને લીધે, તે હાથ્થીની પીઠ ઉપરજ મરણ પામ્યો. આ બનાવથી રાણીને બહુ દુ:ખ થયુ, અને તેથી તેણીએ આતશમાં બળી મરવાનો ઠરાવ કીધો રાણીને શક પડયો, કે ગવે રાજપાત મેલવવાને પોતાના ભાઇને પોતે મારી નાખ્યો, અથવા બીજાઓ પાસે મારી નખાવ્યો. લડાઇ આગમજ ગવે પોતાના ભાઇને લડાઇ નહી કરવાને

પલકમા છુટો તીર અતી નાશકાર, થયો મોતને એકદમ તે શરણુ,<br>
વિધી ગુરખર તે ગયો આરપાર તરફડી જમીન પર પામ્યો મરણુ.

## પાદશાહ અર્દવાનનુ શેકારગાહુવાલી જગ્યા ઉપર આવી પુગવુ.

એક નાહસી ગયલાં ગોરખની પુઠે ગ્સાલાના સવારો લાગ્યાં હતા, પણુ તે ગોરખર પોતાનો જાન બચાવવા જગલમા દુર નિકલી ગયુ હતુ પુઠે લાગેલા સવારોએ તે ગોરખરને ઘેરી લેવાની નેમથી જુદી જુદી દીશાએ પોતાના ઘોડાઓને છોડી મેલ્યા હતા પણુ ચચલ નજરવાલા અર્દશીરને, તે દોડતા ગોરખરને ઘેરી લેવાના કરતાં, તેને દુરથી મારવાનુ વધારે સેહલ લાગ્યુ અર્દશીરે પોતાના ઘોડાને તે ગોરખર પાછલ દોડાવ્યો અર્દશીરને આવી રીતે તે ગોરખર પાછલ દોડતો જોઇ, પાદશાહ અર્દવાનના એક દીકરાએ પણુ અર્દશીરની પુઠે પોતાના ઘોડાને દોડાવ્યો એવામા અર્દશીરની નજર જગલના એક ગીચ ઝાડીવાલા ભાગમા પેલા ગોરખર ઉપર પડી, અને તેણે તેજ વખતે પોતાના તીરથી તે ગુરખરને વિધી નાખી બેજાન કીધો

આ બેજાન થયલો શીકાર એક મસ્ત ખુનખાર ગોરખર હતો અર્દશીર પોતાના શીકારને તપાસતો ઉભો હતો, તેવામા પાદશાહ અર્દવાન અને તેના સવારો ત્યા આવી લાગ્યા, અને એક ભયંકાર શેકાર તીરના જખમથી વિધાઇ પડેલો જોઇ, શેકાર કરનાર સવારની હિમત અને હુન્નરમદી ઉપર તે આફરીન કરતા બોલ્યો

જોઇ ગુરખરને કહે અર્દવાંન,<br>
"શાબાસ ! કોણે એ ટાકી નિશાણુ<br>
અજબ નેમ તેની, અજબ તીર છે,<br>
કહો કોણુ એવો શૂરવીર છે ?"

* * *

નમીને હાજર થયો અર્દશીર,<br>
કહ્યું "છે ફિદવીનુ એ કારે તીર.<br>
એ મારો તીર છે, હુ છુ તે વીર,<br>
કજા ગુરખર છે, તીરે અર્દશીર."

* * *

---

ઘણો સમજાવ્યો હતો, પણુ ને સમજયો નહી, અને તે કોઇના મારવાથી નહી પણુ ઘેરાઇ જવાથી હાથ્થીની પીઠ ઉપર મરણુ પામ્યો, તે વિશે પોતાની માતાને ખુલાસો કીધો, પણુ તે તેણીએ બહાલ રાખ્યો નહિ તેણીની એ વિશે ખાતરી કરી આપવાની કબુલાત આપીને ગવ પોતાને મકાને આવ્યો, અને પોતાના ઉસ્તાદ તથા વજીરને રાણી સાથની વાતચીતની હકિકત કહી સભળાવી પોતાના વજીરની સલાહથી તેણે કેશ્મીર વગેરે દેશોના મહા વિદવાનોને બોલાવી મગાવ્યા ગવનો વજીર જે ગવની સાથે લડાઈમાં હાજર હતો, તેણે તે પડીતોની આગલ લડાઇના મેદાનમા ઘોડેસ્વાર લશ્કર, પ્યાદા લશ્કર, હાથ્થી, વિગેરે કઈ કઇ બાજુએ હતુ, તથા દરિયો તથા જગના મેદાનમા ખોદેલી ચર અથવા ખાઇ કઇ જગાએ હતી, તેનુ વીગતવાર બયાન કહી સમજાવ્યુ. તે ઉપરથી પડીતોએ અબનુસના લાકડાના શાહ, વજીર, હાથ્થી, ઉટ, ઘોડા અને પ્યાદાના પુતલાં અથવા મોહરા બનાવીને, એક લાકડાના તખતા ઉપર ૧૦૦ ખાના અથવા ઘર બનાવીને તે ઉપર ગોઠવ્યાં, અને ગવ અને તલહદ વચ્ચે થયલી લડાઇની જગાની તપાસ લીધી. તે ઉપરથી તલહદ તે લડાઇમાં કેવી રીતે મહાત એટલે કએદ થયો, અને ભુખ અને પ્યાસથી મરણુ પામ્યો, તે સાબેત કરી આપ્યુ આ બાજી ગવે રાણી આગલ રજુ કીધી, અને તલહદ લશ્કરમા ઘેરાઇ જઇને કોઇના માર્યા વગર કેવી રીતે મરી ગયો, તે માટેની તેણીની ખાતરી કરી આપી. (કા૦ અ૦ બા૦)

ઉભેલો હતો ત્યાં પિસર અર્દવાન,
બની તુન્દ બોલ્યો તે બદગુમાન
"ગલત વાત કેમ તુ કરે અર્દશીર,
લાજમ તુને છે શરમ ઓ હકીર.
થયો મારો વનમે ખુદા દસ્તગીર,
વિધી નાખિયો મે એ વિકાલ-વીર

કિધો ઠાર ગુરખર પચકાને તીર,
હૂ શોધુ છુ માહા બનીને અધીર.
નથી તીર પરાયો, નથી કોઇ વીર,
નથી થઇ કજા આ તિરે અર્દશીર
વિધી નેમ ટાકી, છુટો મુજ તીર,
બકે છે શુ બકવા, અરે અર્દશીર ?"(5)

**અર્દવાંનના દીકરાની ગલત વાતનો અર્દશીરે જવાબ દેવો.**

પોતાના પાદશાહના દીકરાની આવી જુઠી બનાવટભરી વાત સાભળી, અર્દશીર ગુસ્સાથી તપી ગયો, પણ પોતાની હાલતનો વિચાર કરી, તે પોતાના ઉકલેલા લોહીના જોશને નરમ બનાવી, ધીરે અને ધીમે અવાજે તે દલીલ કરવા લાગ્યો

સુણી અર્દશીરે દીધો જવાબ
"બિચાબાન બોહલુ છે બેહિસાબ.
ફરે છે ઘણા ગુર આ રાનમા,
ઉભો કા તુ ફોકટ અરમાનમા

તિરદાજ છે તો, લે તીર-કમાન,
બિજુ માર ગુરખર ટાકી નિશાણુ
કદીબી હુનરમદ છૂપતા નથી,
કદીબી તરનાર ડુબતા નથી"(6)

**અર્દશીરની તાનાજાણી સાંભલી પાદશાહ અર્દવાંનનુ તેના ઉપર ગુસ્સે થવુ.**

પોતાના જાન કરતા વાહલા બેટાની મરદાનગી ઉપર આવી કિસમના નાલાયક ટીકા પોતાની હાજરીમા અર્દશીરને બેધડક કરતો જોઇ, પાદશાહ અર્દવાનને ઘણુ જ બુરૂ લાગ્યું, અને તે ગુસ્સે થઇ અર્દશીર ઉપર પુકાર કરી બોલ્યો

સુણી અર્દશીરની સરકસ જબાન,
પૂકારી બોલ્યો શાહ અર્દવાન:
"બધ કર જબા તારી જાહીલ જવાન,
જબા તારી ચાલે છે નાઇલ સમાન
હજુરમે મારી કરે તુન્દ વાત,
ભુલી મરતબો, 'ને ભુલે રીતભાત
કરે કેમ બજાજી બની સુર્ખરૂ,
બની બેશરમ તુ ઉભો રૂબરૂ
તૂને રાખી સગમા કિધો સર્ફરાજ,
આ તેનો બદલો, ઓ બેલેહાજ?
તુને રાખી સગમાં કિધો મે ગુનાહ,
બક્ષી તૂને મારી શાહી પનાહ.
ખતા થઇ મહારી બેશક જબુન,
કરે મુજ ફરજદની કિરતીનુ ખુન.
નિકલ જા હિયાથી ઓ બેહયા,
સિકલ તારી જોવી છે નારવા.

નથી કામ તારૂ હવે મારી પાસ,
જઇને તબેલામે કર તારો વાસ.
રખેવાલ ઘોડાનો થા આજથી,
થજે રાજી દીલમા તુ એ કાજથી"

* * *

સુણી આ હૂકમ શાહનો અર્દશીર,
ચશ્મોથી વેહતાં થયા ચાલુ નીર.
રૂઠી તેની સરજત, પડયો ખાકમા,
કચડઇ ગયો ગરદેશી ચાકમા.
અયે દોરે ગરદીશ અજબ તારો ધાક,
કિધા કઇક લાખો ઘડી માહે ખાક.

* * *

**અર્દશીરે આ બનાવની હકિકત બાબક ઉપર લખી રવાના કરવી**

તજી મેહલો-અએવાંન, સ હુ સુખવાસ,
રહ્યો અર્દશીર જઇ ઘોડાની પાસ.

કિધુ જઇ તબેલાની અંદર મકાંન,
અકારી પડી તેને મનથી જહાન
લખી કુલ હકિકત બાબક ઉપર,
ચિતારી મુસીબત સહુ મુખ્તેસર
કે "મયાલુ, મેહરબાન ઓ શેહરિયાર,
લખુ શુ હકિકત છુ બેકરાર
મૂસીબત મૂજપર ભુરી બહુ પડી,
આખોથી વહે છે આસુ ઝરી
થયો છે કસુર વન કફા અર્દવાન,
મુજ સમ થજો તેનુ દુખી રવાન
વસાવી મેહલે મને કીધો ચહા,
હવે પાડે છે મુજ પર તે જફા
વસી પાયગાહમે[1] ગુજારૂ હુ દન,
કરાવે ઘોડાની મુજસે જતન"
દરદમદ દીલે લખી પયગામ,
લખી અર્દશીરે દુવા 'ને સલામ
ગમખાર દીલે ધરીને સબર,
રવાના કિધો તેણે બાબક ઉપર

## અર્દશીર ઉપર બાબકે ગુસ્સે થઇ શીખામણ લખી જવાબ મોકલવો.

એ રીતે જવાન અર્દશીર પાદશાહ અર્દવાનના હુકમથી તેના તબેલામા જઇ વસ્યો, અને પોતાના દીલમા બહુજ દુખી થવા લાગ્યો પોતાની ઉપર આવી પડેલી આ આફતના સમાચાર તેણે બાબક ઉપર લખી મોકલ્યા બાબકને આ સમાચાર મલતાજ તે ઉલટો અર્દશીર ઉપર ગુસ્સે થયો, અને તુરતજ તેણે તેની ઉપર શીખામણના સખુનો નિચે પ્રમાણે લખી ઠપકો આપ્યો —

"હકિકત તહારી મે જાણી તમામ,
તે રાખી ન કાબુમે જીભની લગામ
કમઅકલ બેશક તુ છે જવાન,
કે નારાજ કિધો તે શાહ અર્દવાંન.
હતો ના તુ બેશી, કે તુ ના પિસર,
કિધી સરકશી કેમ બની બેફિકર.
૧૦,૩૦૦
નથી દુશમની અર્દવાને કરી,
એ ખુલ સુખમા તારે હાથે ભરી
એ દુખ-દરદનો છે એક ઇલાજ,
નમીને ખુશી કર તેનો મિજાજ
અદા તેના ફરમાન હરએક કર,
તારો 'ને મારો તે છે તાજવર
સિફતથી જીતી લે દિલે અર્દવાન,
થશે તારૂ કિસમત પાછુ મહાન
રવાના કિધો છે મે આ સાથ ગજ,
મબાદા થશે એથી દુર તુજ રજ.
અગર ગજની જો પડે કઇ જરૂર,
સમજ કે નથી તુથી બાબક દુર"(7)

## પાદશાહ અર્દવાનના મેહેલની પડોશમા આવેલા પાયગાહમા અર્દશીરે મકાંન કરવુ.

બાબકની તરફનો આવો પેગામ વાચી અર્દશીરે પોતાની ભુલ જોઇ લીધી, અને પોતાની ઉપર આવી પડેલી આફત ધીરજથી સહન કરવાનો તેણે પોતાના દીલમા વિચાર કીધો

બાબકે મોકલાવેલા ગજમાથી, અર્દશીરે તબેલામા પોતાના વસવાટવાલા ઓરડાને પોતાને મનપસંદ રીતે સગાર્યો તેણે પોતાને લાએકનુ એક બિછાનુ ખરીદ્યુ, અને જમીન ઉપર ગાલીચો બિછાવી બીજુ કેટલુક રાચરચીલુ ગોઠવી, ત્યા પોતાના દિવસો તે ગુજારવા લાગ્યો અર્દશીર ગાયન ગાવામા તેમજ વાજીત્ર વગાડવામા ઘણોજ બાહોશ હોવાથી, તે પોતાના આ દુખના દિવસો, મોટે ભાગે એકાંતમા પોતે ગાઇ વગાડી, પોતાના મનને રીજવી પુરા કરતો હતો.

---

૧. પાયગાહ યાને ઘોડાને રાખવાની જગ્યા.

એ પયગામ વાચી'ને અર્દશીર,
ખુશી થઇ દીલમા ધરી તેણે ધીર
કિધુ અર્દશીરે પસદ તે મકાન,
હતુ તેની સામે શાહી જનાન [૧]
કદી ખાઇ પીઇને કરતો ચમન,
કદી ગાઇને[૨] દીલ કરતો મગન
હતી રાત એક એવી રલીઆમણી,
સિતારા ઝલકતા મિસલ હિરકણી
બેસી ઝરૂખા ઉપર અર્દશીર,
શરૂ એક ગાયન કિધુ દીલપજીર
દીલને રિજવવા તે ગાતો સરોદ,
ભુલતો તે ગાઇ ગમ 'ને કરોધ [૩]

સુણી શાત રાતે સુરીલો ઉચ્ચાર,
મેહલની સપીલે ઉભી ગુલનાર.
હતી તે કનીજક અરદવાંનની,
ખિલેલી કળી બાગે બોસ્તાનની.
સુદર સ્વરૂપી હતી દીલપજીર,
હતી પાદશાહની તે મીસલે વજીર.
ઘડીબી ન જોતો અગર ગુલનાર,
બેતાબ બનતો'તો ખોઇ કરાર.
સપીલે ઉભી આવી મહારૂ પરી,
નજરસે નજર અર્દશીરની લડી
લબોની લાલી 'ને રોશન દિદાર,
જોતાજ ગુલનારે ખોયો કરાર.

હઠી બામ પરથી નહી તે હુરી,
જીગર માહે લાગી મહોબત છુરી (8)

## અર્દશીર ઉપર ગુલનારનુ મોહી પડવું

પાદશાહ અર્દવાંનની આ માનીતી કનીજક,[૪] રાતના આકાશ ઉપર ચલકતા સીતારાના પ્રકાશ વચ્ચે દુરથી અર્દશીરનો મધુર અવાજ સાભળી, અને તેની ઢબ–છબ જોઇ તેની ઉપર ને મોહી પડી આ કનીજક –ગુલનાર– અર્દવાનની વણીજ માનીતી, અને તેના એક નજર મીઆલે તેના મેહલનો કારોબાર કરતી હતી અર્દવાન તેણીને ઘણોજ વાહલથી ચાહતો હતો અર્દશીરને નજરે જોયા પછી, ગુલનાર તેને મલવા ઘણીજ અધીરી બની, અને કેવી રીતે તેને મલવુ, તેની ને અનેક તદબીર કરવા લાગી

દિન દિન ગયા 'ને રાતો વહી,
જીગરમા ગુલનાર જલતી રહી
તપે તન અગનથી, તપે તન લહુ,
સહે પ્યારના દુખ, ખુશીથી સહુ
એક રાત ઉઠી ધરી હામ દીલ,
પડોતી મધરાત અધારી કીલ
સજી સાજ સુદર ઉઠી ગુલનાર,
મૂલાકાત કરવા બની ઇન્તેજાર
અત્તર ગૂલાબે તન તર કરી,
જવાહીર જેવરથી જોબન ભરી

કમન્દ નાખી ઉપરથી ઉતરી પડી,
ઉભી અર્દશીર સામે જઇ તે ખડી.
સુતેલો દિઠો સેજપર બેનજીર,
જગાડી'ને ઉભી બની બહુ અધીર.

* * *

અર્દશીરનુ ખાબમાંથી જાગી ઉઠી,
પોતાની સામે ગુલનારને જોઈ
અજબ થવુ

ઝપકીને જાગ્યો જવાન અર્દશીર,
દિઠી એક ઉભેલી માહેમૂનીર.

---

૧ જનાન યાને અર્દવાનનુ જનાનખાનુ. ૨ અર્દશીર તબુરો વગાડવામાં અને સરોદબાજી (ગાયન) કરવામા ઘણોજ કાબેલ હતો તેનો સરોદ એવો તો મધુર હતો, કે જ્યારેબી તે ગાયન કરતો, ત્યારે તે સાભલવામા દરેક જન મોજ મેલવતા હતા (કા૦ અ૦ બા૦) ૩ કરોધ યાને ગુસ્સો ૪. કારનામામાં આ કનીજક શબ્દનો અર્થ જેમ દીકરીનો, કીધો છે, તેમજ 'દાસી' પણ થાય છે.

હયરત થયો જોઇ હુસ્નો-જમાલ,
અદબથી કિધો અર્દશીરે સવાલ
"અએ દિલરૂબા, દિલ પસ દ નાજનીન,
કિધો કેમ તૂએ ચાહ આ કમતરીન
તૂ છે કોઇ દિલારામ, બહારે ચમન,
હુ છુ એક ગમખાર દીલ દર્દમ ન
કેહે કોણ છે તુ, શુ તારૂ નામ,
ખડો છે આ બન્દો, શુ તારૂ કામ"

ગુલનારે અર્દશીરની આગલ
પોતાના દીલની ખાએશ
જાહેર કરવી.

"સાંભલ ઓ સુરા, સોહીલ જવાન,
છે મારો સાહેબ, શાહ અર્દવાન
હુ શાહ અરદવાનની છુ કનીજ,
મને ચાહે છે તે જીગરથી અજીજ
હુ શાહી જરની નિગેહબાન છુ,
શબેસ્તાન અદર હુ મનમાન છુ.
પરસ્તાર મારો તે છે મેહરબાન,
ખુશી મુજથી છે શાહનુ રવાન
સિકલ જોઇ તારી હુ બલહાર થઇ,
જીગરથી તહારી પરસ્તાર થઇ
અગર દીલ મને દઇ કરે દીલભરી,
મિટે મુજ ભવની સદા દલદરી
છે મુજ દીલની ઉમેદ એક ખાસ,
બનુ તારી દાસી, સદા રેહી પાસ
અરજ હાથ જોડી કરે ગુલનાર,
કરૂ તૂજ કદમ પર જીવ મૂજ નિસાર "(9)

## અર્દશીરે ગુલનારની મોહબત મજુર કરવી.

એ રીતે અર્દશીરની મોહબતમા અર્દવાનની માનીતી કનીજક ગીરફતાર થઇ પડી ખુબસુરત ગુલનારના મોહબતથી ભરેલા મધુર વચન સાભલી અદેશીરે તે નાજનીનની મોહબત મજુર કીધી ગુલનારની આ મુલાકાત પછી, રોજ રાત્રે તે બાનુ અર્દશીરને મલવા શાહ અર્દવાનના સુતા પછી, છુપી રીતે અર્દશીરની પાસ જતી, અને બામદાદ સુધી અર્દશીરની આગલ રેહી, તે પાછી મેહલમા જતી હતી [1]

સુણી દિલરૂબા ખુશ થયો અર્દશીર,
મજુર કિધી દીલભર દીલપજીર
મૂલાકાતોની ના મના કઇ રહી,
ખબર કોઇનેબી જણાઇ નહી

શાહ બાબકનુ ગુજર પામવુ.
અર્દશીરનુ દલગીર થવુ

થયા દીન ખુશીના ઘણા એમ પસાર,
એક દીન ખબર બહુ મલી ગમખાર
આ દુનિયાની છોડી કુલ દિલભરી,
જેહા દીદ બાબક ગયો ગુજરી
દુખી એ ખબરથી થયો અર્દવાન,
થયો રજીદા તે ખોઇ પેહલવાન
પડયુ તખ્ત ખાલી બાબક વગર,
તે લેવા નિકલિયા ઘણા વીર-નર
મગર અર્દવાને કિધા ના પસદ,
પિસરને કિધો અફસરે અનજુમન
પિસરને મૂકરર કિધો તખ્ત પર,
દિધુ તાજ તેને વિના કઇ ફિકર
કજાની ખબરથી દુખી અર્દશીર,
રેહ્યા નહી જેહામે કોઇ દસ્તગીર
કજાની ખબરથી થયો ગમખાર,
ચહડી તન બદનમા ગમની બુખાર
બનીને બેદીલ થયો દર્દમદ,
કિધુ તેણે નહાસી જવાનુ પસદ
૧૦૪૦૦

૧ કારનામે અર્દશીર બાબગાન

## બાબકના ગુજર પામ્યાથી અર્દશીરની ઉમેદનુ તુટવુ અર્દવાને પોતાનું ભવિશ જોવા નજુમીઓને ફરમાવવુ.

પોતાની આવી પડતીમા અર્દશીરને પોતાના મુરબ્બી બાબકની કજાની ખબર પડયાથી તે ઘણોજ દલગીર બની નાસિપાસ થઇ ગયો તેના દીલની તમામ ઉમેદોનો નાશ થઈ ગયો, કેમકે તે એવુ નક્કી જાણતો હતો, કે તેના મુરબ્બી બાબકના મરણ બાદ તેના તખત ઉપર, તે પોતે કોઇ દિવસ આવશે. પણ શાહ અર્દવાને બાબકના ગુજરવા પછી, બીજા સઘલા ઉમેદવારોના હક નાપસદ કરી, તેણે પોતાના વડા દીકરા બહમનને બાબકનુ તખત આપ્યુ, અને તેમ કરી તેણે અર્દશીરનો હક ડુબાડયો અર્દશીર આ બનાવથી ઘણોજ દલગીર અને નાસિપાસ થઇ ગયો, પણ તે લાચાર અને લાઇલાજ હતો

એક દિવસ શાહ અર્દવાંને પોતાની દરબારના નજુમીઓને બુનાવી મગાવ્યા, અને તેઓને હુકમ કીધો કે —

"નજુમી તપાસો સિતારાની ચાલ,
ભવિશ મારૂ જોઇ કહો તતકાલ
ભરમ તમ ખોલો સિતારા ગણી,
થશે મુજ તખ્તનો હવે કોણ ધણી
તપાસી કહો સાત[1] ગ્રહ સરબસર,
ગણો બાર રાસી[2] તપાસીને ઘર
કહો તમ તપાસી ભવિશ ભવ તમામ,
બની બેખતર તમ કહો નેકનામ"
મલી કુલ નજુમીએ મસલત કરી,
તપાસી સિતારાની સઘલી ઘડી.
કિધી ખુબ છકર તણુ શામો-સહર,
ભવિશ જોઇ જાણી લિધુ ખુબતર
નજુમી ઉભા સહુ શાહ રૂબરૂ,
નમીને કિધી શાહસે ગુફતગુ
"કહું હાલ સૂણ દસ્તગીર નામવર,
બનાવ એક બનશે કરૂ શુ છકર
નફર કોઇ તારો હશે બેકદર,
નહાસી જશે છોડી દઇ તારૂ ઘર
વધુ જે કહુ સુણ સુખન મનમાં,
નફર જાશે નાહસી દિવસ ત્રણમા
થશે તે ધણી શેહરિયારે બુલદ,
થશે તેથી દુનિયા અતી ખુરસદ.
દિવસ ત્રણમા જો ફળે એ ઘડી,
કરશે તે ઇરાનની રેહબરી" ૩
સુણી વાત નાખુશ થયો અર્દવાન,
અકારી પડી તેને સારી જેહાંન.

### અર્દવાંનના ભવિશની નજુમીઓએ આપેલી ખબર અર્દશીરને ગુલનારે કેહવી.

અર્દવાનના નજુમીઓએ તેના ભવિશની ખબર જ્યારે પોતાના પાદશાહને જાહેર કીધી, ત્યારે મેહલમા વસ્તી અર્દવાનની વિસવાસુ કનીજક, તે સઘલી વાતચીત છુપાઇને સાભલતી હતી અર્દવાનના મેહલમાથી જે કોઇ નોકર આજથી ત્રણ દિવસમા નાહસી જશે, તે શખ્સ ઇરાંનનો પાદશાહ થવા પામશે, એવી નજુમીઓએ કરેલી આગાહી જ્યારે ગુલનારે સાંભળી, ત્યારે તેની અધીરાઇનો પાર રહ્યો નહી, અને એ

૧ અને ૨ પહેલવી અને ફારસીમા સાત ગ્રહો અને બાર રાશીઓની ગણત્રી નજુમીઓ ભવીશ વર્તવાના કામમા હમેશ કરતા હતા એ સાત ગ્રહોના ઝુમખાને 'હફત ન' અને બાર રાશીના ઝુમખાને 'દવાજ દહાન' કેહતા હતા

૨ સાસાનના ખાબમા બાબકે જોયના ખાબની તામીરનુ આ ફ્લ છે. ( કર્તા )

અજબ જેવી ખબર અર્દશીરને જણાવવા તે બેસબર બની.

ભવિશના ભવની બુરી આ ખબર,
સુણી ગુલનારે હુપઇ બેફિકર
પડી રાત જયારે અંધારી ફીલ,
દોડી તે રશ્કેકમર જાણે ચીલ
જઇ તે તૂરત અર્દશીરને મલી
હકિકત સુણાવી સુણેલી ભલી
ખબર અર્દશીરને કહી એકદમ,
જાહેર કિધો કુલ નજુમને ભરમ
ભરમ સાભલી ખુશ થયો અર્દશીર,
ધિરજ ગઇ તેની, બનીયો અધીર.
તુરત તેણે કીધો એવો વિચાર,
હવે હિયાંથી નહાસી નિકલવું બહાર
કહ્યુ તેણે ધીમેથી ગુલનારને.
"અગર છોડી નહાસુ આ ઘરબારને
અગર જાઉ જો હુ મહારે વતન,
તો રહેશે તુ મુજ વન કેમ ગુલતન
અગર આવે મૂજ સાથ તુ દિલનવાજ,
તો જગમાં બનાવુ તૂને સર્ફરાજ
કહ્યા છે નજુમીઓએ જે સુખન,
દિવસ ત્રણમા આએ છોડુ સદન.[1]
અગર જો હશે મેહર યજદાનની,
મને શાહી મલશે ઇરાનની"

ગુલનારે અર્દશીર સાથ નાહસવાની
ખાએશ જણાવવી.

હસી બોલી ગુલનાર બેખુદ બની
"છે તુ મારી મરજી, ને મારો ધણી
હુ છુ જાતે આજાદ[2] સુણ નામવર,
કિધુ છે તૂને મારૂ અરપણ જીગર
હુ દાસી તહારી પરસ્તાર છુ,
છુ તારે તાએ, હુ તઇયાર છુ
તૂ મિયાન છે તો હુ તલવાર છુ,
તૂ ગુલપર હુ બુલબુલ નિસાર છુ"(10)

ગુલનારે અર્દશીર સાથ નહાસવાની
તૈયારી કરવી, અને બન્ને જનનું
અંધારી રાતે નહાસવુ.

કહ્યુ અર્દશીરે સુણ દીલપજીર
"હકિકત જાણી થયો છુ અધીર.
અધીરો થયો છુ જવાને થકી,
મને નાહસવું છે કાલે નકી."
બની ખુશ ગુલનાર સુણી વિચાર,
ચમનમા ખિલી રહી બીસલે બહાર,
તૂરત ઉઠી ગુલનાર ગઇ મેહલ પરે,
કિધી તેણે તૈયારી કરવા સફર
સુતેલો દિઠો ખાબમા અર્દવાન,
પડી પાર તેની ઉમેદ • મનમાન.
ધરી હાંમ ગુલનારે બાધી કમર,
લિધા સાથ હથિયાર તીર 'ને તબર.
જર'ને જવાહીર મોતી, ગોહર,
છૂપાવી લિધા તેણીએ તન ઉપર
દેરમ 'ને દીનાર સાથે લઇ,
ઉતરવા તે નીચે તઇયાર થઇ.
થયો અસ્ત ખુરશેદ, થઇ મઘ્યરાત,
કમદ નાખી ઉતરી 'ગુલ' સડસડાટ
હસીને કિધી અર્દશીરને સલામ.
સફરનો સરજામ દીઠો તમામ.
નફર'ને નોકર, બિજા ચોકીબાન,
પડયા'તા બેભાંન પીઇ અર્ગવાન[3]
સફરની મંજલ બિકટ હતી,
મગર બેહુ જનમા હિંમત હતી.
ધરી અર્દશીરે દિલે પુર હામ,
નાખી બે ઘોડા ઉપર જીન લગામ.
તૂરત પેહડી અખતર થયો તે સવાર,
લિધી હાથ સમશીર અતી ખુનખાર.
જોડ અર્દશીરને ચહડી ગુલનાર,
થયાં એકદમ બેહુ સાથે પસાર

---

૧ સદન યાને ઘર ૨ આજાદ યાને ગુલનાર કહે છે, કે હુ જાતે -સ્વતત્ર છુ જે ઓરત પાક દામાનીથી રેહવા સાથે કોઇની ગુલામડી મી નહી હોય, તેણીને આઝાદ ઓરત કહે છે (ફા૦ અ૦ બા૦) ૩ લાલમલાલ શરાબ.

### અર્દશીરનુ ગુલનાર સાથ પારસ શેહર તરફ નીકલી જવુ

અંધારી રાતને સમે પાદશાહ અર્દવાનના બે નામીચા ઘોડા ઉપર અર્દશીર અને ગુલનાર સવાર થઇ અને જન પુર ઝડપથી પારસ શેહર તરફ જવા નીકલી ગયા

એવુ કહે છે, કે અર્દશીર મોડી રાતે એક ગામડા આગલ જઇ લાગ્યો

અર્દશીરે આ ગામડામા દાખલ થઇ વિસામો કે આસાયસ લેવાનુ વાજબી ધાર્યું નહી, કેમકે ત્યાના વતનદારો મબાદા તેને ઓલખી કાહડે, વાસતે તે ગામડાંની સરહદ ઉપરથી પસાર થઇ ગયો

અંતે તે એક એકાંત જગ્યાએ જઇ પુગ્યો ત્યા તેણે બે ઓરતોને[1] બેઠેલી જોઇ અર્દશીર વિચારમા પડયો અર્દશીરને જોતાજ તે ઓરતોએ પુકારી કહ્યુ કે "અએ કિયાની બાબકના અર્દશીર, તુ કે જે સાસાનની તોખમથી, અને શાહ દારાની ઓલાદથી ઉતરેલો છે, તે બિહ ના, કારણ કે તમામ બદકારોથી તુ છુટકારો પામ્યો છે હવે તુંને કોઇબી પકડવાને શકિતવાન નથી. તુને ઇરાન ઉપર ઘણા વરશ પાદશાહી કરવાની છે તુ દરીયા સુધી સિતાબીથી જા જયા સુધી તુ દરીયો તારી નજરે જુવે નહી, ત્યા સુધી તુ કેથેબી થોભતો ના, કારણ કે જયારે તારી નજરે દરીયો પડશે, ત્યારે તુ તારા દુશમનોથી બેદેહસત થશે"

અર્દશીર આ સુખન સાભલી ખુશી થયો, અને ગુલનાર સાથ ઝડપથી આગલ વધ્યો

### અર્દશીર અને ગુલનારના નાહસવાની ખબર અર્દવાંનને પડવી.

સહવાર પડવા આગમજ, અર્દશીર અને ગુલનાર લાબી મજલ કાપી અર્દવાનના મુલકમાથી ઘણે દુર નિકલી ગયા

જયારે બામદાદ પડી ત્યારે શરેતા પ્રમાણે અર્દવાને કનીજક ગુલનારને પોતાના રૂબરૂ બુલાવવાનો હુકમ કીધો, ત્યારેજ માલમ પડયુ કે ગુલનાર મેહલમા નથી અર્દવાને તુરત મેહલમા સઘલે ઠેકાણે તલાશ કરવાનો હુકમ કીધો

કિધી મહેલમા હર ઠેકાણે તલાશ,
મગર શોધી સર્વે થયા નાસિપાસ
મલી મહેલમાથી ના કઇ નિશાણ,
નારાજ થયો જાણીને અર્દવાન
મલી તેટલા એક બીજી ખબર,
નથી અર્દશીરબી પડતો નજર

નથી પાયગાહે જણાતી નિશાણ,
નથી તેની સમશીર, નથી તીર-કમાન
પડી તેટલામા નવી એક ધુમ,
થયા છે રખસ બે તબેલેથી ગુમ
તૂરત ચેતિયો એ સુણી શેહરિયાર,
નહાસી ગયા અર્દશીર-ગુલનાર

પુકારી બોલ્યો "અરે બદનજર,
કિધુ કામ મહારૂ જીરોજબર" ૧૦૫૦૦

### અર્દવાંને નજુમીઓને બુલાવી અર્દશીર વિશે પુછવુ

પોતાની માનીતી કનીજક અને અર્દશીરને આવી રીતે ચોરી છુપીથી પોતાના મેહલમાંથી નાહસી ગયલા જાણી, અર્દવાનના ગુસ્સાનો પાર રહ્યો નહી તેણે તુરતજ

[1] ફીરદોસી પોતાના શાહનામામા બે ઓરતોને બદલે બે મરદો જણાવેલા છે

દરબારી નજુમીઓને બોલાવી, તેમને સઘળી વિગતો જણાવી પુછ્યુ, કે અર્દશીર તેને હાથ પકડાશે કે નહી નજુમીઓએ અર્દશીરના નાહસવાનો વખત તપાસ્યો, અને અહોની ગણત્રી કરી જવાબ દીધો કે—" અર્દશીર નહાસી ગયો છે, તે પારસ તરફ આગલ વધે છે, અને ત્રણ દિવસ સુધીમા જો તે પકડાય નહી, તો તે પછી કદીબી હાથ આવી શકનાર નથી [1]

**અર્દવાંને અર્દશીરની પુઠ પકડવા લશ્કર તૈયાર કીધુ**

હુકમ અર્દવાંને કિધો થઇ સવાર
"પકડવા દુશમન પડો સહુ બહાર.[2]
જકડીને ગુલનાર સગ અર્દશીર,
ઘસડતા લાવો જઇ તમ દલીર
અરે ! ઓ દલીરો સુણી લો સુખન,
નહાસે છે પારસ તરફ જેમ પવન
છુટી જાય જેમ તીર છોડી કમાન,
તમો તેમ દોડો ધરી ખુબ ધ્યાંન
જ જીરે જકડી કરો તમ શરણુ,
પકડીને લાવો તમો બેહુ જન
કજાનો છુટે તીર આસ્માનથી,
જઇ તેમ પકડો આસાનથી
દિવસ ત્રણ પકડતા જો વહી જશે,
બરબાદ મેહનત સહુ થઇ જશે "
સુણી શાહી હુકમ લશ્કર તમામ,
દપતાવી ઘોડાને, ફેરવી લગામ.
સિપાહોએ ધુન દિલમા બહુ ધરી,
પકડવા સુરવીર ગયા નીસરી

**અર્દવાનને અર્દશીર તથા ગુલનાર વિશે ચોક્કસ ખબર મલવી.**

પાદશાહ અર્દવાંને અર્દશીર અને ગુલનારને પકડવા પોતાના ચાર હજાર સિપાહો સાથ પારસ શેહર તરફ જવાની દીશાએ ઘોડાઓને ઘણાજ જોરથી દોડાવ્યા, કે જેથી તે અર્દશીરને પકડી કેદ કરે જયારે મધ્યાન બપોર થઇ, ત્યારે અર્દવાન પોતાના સિપહો સાથ, એક એવી જગ્યા ઉપર આવી પુગ્યો, કે જયાથી પારસ શેહર તરફ જવાનો રસ્તો શરૂ થતો હતો.

પુગ્યુ એક જગે જ્યારે લશ્કર તમામ,
ખેચીને ઘોડાની ઠામી લગામ
પુછી લોકને ત્યાં કાહડી ખબર
"દિઠા કોઇ સવારોને કરતા સફર '
તુરત એક શખ્સે કિધો એકરાર
"દિઠા આજ મે બે મૂસાફર સવાર
બડી બામદાદે હતી ખુશ ફજર,
ઉગતો'તો ખુરશેદ ગગનની ઉપર
ન ઉભા જરાબી ન બોલ્યા હરફ,
લિધી રાહ તેઓએ પારસ તરફ
રખસ બે હતા રગ સીહા 'ને લાલ,
ગયા હિયાંથી દોડી પવનની મિસાલ.
વલી એક મેંઢો હતો સગમા
ખુબ દોડતો તે પુઠે રગમા "

* * *

૧ નજુમની ગણત્રી આગલા વખતમાં કેવી ચોકસ રીતે વર્તાતી હતી, અને ખરી પડતી હતી, તેના અનેક દાખલા શાહનામા અને બીજી કિતાબો ઉપરથી માલમ પડે છે વિના શકે નજુમનો હુન્નર ઇરાંની શેહનશાહતના વખતમા ઘણોજ સારી રીતે ખીલેલો હતો, એમ માલમ પડે છે

૨ કારનામે અર્દશીરમા જણાવ્યા પ્રમાણે અર્દશીર અને ગુલનારને પકડવા માટે અર્દવાને ચાર હજાર સિપાહોનું લશ્કર તઇયાર કરાવ્યુ હતુ

વજીરને તૂરત એમ પુછે અર્દવાન
"હુશે કોણુ એ મે ઢુ [1]સફ્રર દરમિયાન
મલી સાથ દોડી રહ્યો બેહિસાબ,[*]
દિસે છે મને બેહ એ લાજવાબ"
વજીરે કહ્યુ "ઓ શાહ અર્દવાન,
એ તેનુ ખોરેહ[2] છે બેગુમાન
એ મે દો જો આગલ નિકલી જશે,
તો કામ તારૂ મુશ્કીલ થશે"
એ સુણુતાંજ અરદવાન ઉલટ ધરી,
દોડયો લઇ લશ્કર, આગલ પડી

અર્દશીર અને ગુલનારનુ સફ્રરની
મ જલથી બેજાર થવુ, અને રાહમા
એક ચશ્મા આગલ જઈ પુગવુ,
*તથા ત્યાંથી બન્ને જનનુ નહાસવુ*

હવે જો કરે છે શુ અર્દશીર,
નહાસી ગયો લઇ કનીજ દીલપજીર
હવાલે કરી દઇ રખસને લગામ,
સફ્રર કીધી મુશ્કીલ ધરી દીલ હામ
દીઠુ ન આગલ, ન પાછલ જરી,
દિધા છોડી ઘોડા હિમત ધરી
હતી અર્દશીરને બેશક ખબર,
થશે હાલ જાહેર પડતા ફજરે
ધરી જીવ હથેલી અને હાથમા,
નહી થોભીયાં પળભર વાટમા
રજો સફ્રરથી થયા બેકરાર,
વલી થઇ પ્યાસી અતી ગુલનાર
નજર દુર કરતો હતો અર્દશીર,
પડયો એક સુદર નજર આબગીર.[3]
ખુશી થઇ બોલ્યો તે નેકફ્રાલ.
"નથી પાણીનો આએ વનમા દુકાલ
જો પેલો નિરમલ પાણી તલાવ,
તૂરત પીઇ પાણી તરસ તૂ છિમાવ"

* * *

કનીજ રખ્સ પરથી નિચે ઉતરી,
લિધો હાથ સુરવીરે તેનો ધરી
તરસિયા ઉભા બેહુ જન તે કિનાર,
કિનારે દિઠા બે મરદ[4] જોરદાર.
જોતાજ બોલ્યા પુકારો કરી
"અરે શુ કરો છો, કજા છે ખડી?
અરે જલ્દ નહાસો, સિતાબી કરો,
સરપર કજા છે, જરા તો ડરો
ફેરો જલ્દ પાછા, તજી તમ આબ,
ધરો તમ કદમમે સાબુત રિકાબ
બચી આવીયા સાપના મુખથી,
મરો કાય પકડઇ નવા દુખથી
મૂકો પાણી પડતુ, પકડો લગામ,
નથી દુર મ જલ, કરો તે તમામ
તપે તાપ સરપર, જશો ના ડરી,
ચઅદા તમારી કરો રેહબરી
તૂ ઔલાદે કિયાની, અરે અર્દશીર!
તૂ તુખ્મે સાસાન, અરે સુરવીર!
તૂ દારા-એ-દારાની તોખમ છે,
હવે દુર તૂજ રજ અને ગમ છે
સફ્રર કર પવન સમ ઉલટ ધરી,
જરાબી ન જોતો પાછલ ફેરી
પડે જયાં તલક નહી દરીયો નજર,
સફ્રર ચાલુ કરજે ધરી દીલ સબર
ખટકતો ન રાહમે, અટકતો જરી,
નક્કી જાણુ તારી જશે દલદરી
પડે જયારે દરીયાવ તારી નજર,
સમજ કે મલી બૂખ્તગી બેખતર"

૧ એ મે દો જે અર્દશીરના ઘોડાની પુઠે દોડતો હતો, તેની મતલબ એ કે કીયાની ખોરેહ અર્દશીરની જો કે પાસે હતુ, તોપણુ તે હજી તેથી દુર હતુ (કા૦ અ૦ બા૦)

૨. એ મે દો અર્દશીરનુ ખોરેહ હતુ, એવી ખાત્રી વજીરે અર્દવાનને આપી હતી

૩ આબગીર યાને પાણીનો ચશ્મો

૪ કારનામે અર્દશીરમા બે મરદને બદલે બે ઔરત જણુાવેલી છે

હકિકત સુણી ખુશ થયો અર્દશીર,
ચહડી રખ્સ પર બેહુ બેઠાં દલીર
પવન વેગ નિકલી ગયાં તે સિતાબ,
ઉલટ હામ પકડી, તજી દઇ આબ
લઇ દિલપજીરને ગયો અર્દશીર,
નજરથી થયો ગુમ મિસલ એક તીર
* * *

**અર્દશીરનુ અંત અર્દવાનના હાથમાંથી છટકવુ, અને તેના ખોરેહનુ તેની સાથે મલી જવાની અર્દવાનને ખબર મલવી.**

ઘણી એક મજલ પુરી કરી,
મગર ભાલ ના અર્દશીરની જડી
સમી સાજે પુગ્યો તે એક ગામ,
ઉભા સહુ લોકો જોવા તમામ
પુછ્યુ અર્દવાને બની ઇન્તેજાર,
દિઠા છે તમે કોઇ જતા બે સવાર!
* * *
કહ્યુ એક શખ્સે કરીને નમનઃ
"કુર્જરમા દિઠા બે સવારો ચુનન્દ
સવાર એક હતો જે રખસની ઉપર,
હતો ગોદમાં એક મેંઢો[1] જબર"
સુણી આ ખબર એમ વજીરે કહ્યુ.
"હવે શાહ બસ કર! બધુ થઇ રહ્યુ
હતુ તેનુ ખોરેહ જુદુ સંગમા,
મલી તે ગયુ અર્દશીર અંગમાં.
હવે ના પકડ પુઠ, નથી સાર કઇ,
સમજ અર્દશીર તુ પકડશે નહી
નસીબ અર્દશીરનુ કરે ચાવરી,
મબાદા કરે તે હવે અફસરી
હવે કર તંયાર અસબાબે જંગ,
બદલશે ગરદીશ નવો કાંઇ રંગ
લખી કર રવાના પિસર પર તમામ,
નહાસી ગયો અર્દશીર બદલગામ."
સુણી આ ખબર સુધ શાહની ગઇ,
રહી હામ દીલમે જરાબી નહી (11)

આ દુખભરી ખબર સાભળી પાદશાહ અર્દવાન ઘણોજ નાસિપાસ થયો, અને અર્દશીરને પકડવાની તમામ કોશીસમા તે નિશફળ નિવડયો તે અતી ગમખાર દીલે પોતાના રાજધાની શેહર તરફ પાછો ફરયો અને અર્દશીરને પકડવા માટે તેના વજીરની સુચના પ્રમાણે ચાલવાનો તેણે વિચાર કીધો

**અર્દશીરનુ પારસ[2] જઇ પુગવુ, અને સરહદ ઉપર ત્યાના લોકોની આગલ ભાશણ કરવુ.**

પવનની ઝડપે અર્દશીર અને ગુલનાર પોતાની પુઠે લાગેલા દુશ્મનોના હાથમાથી બચવા, જોશબધ મુસાફરી કરતા રેહ્યા અને દરીયા કિનારાને રસ્તે[3] થઇ અર્દશીર

---

૧ આ મેંઢુ તે આગલ જણાવ્યા પ્રમાણે અર્દશીરનુ ખોરેહ હતુ. પેહલી મજલમા તે અર્દશીરના ઘોડાની સાથે દોડતુ જણાયુ હતુ, એટલે તે ખોરેહ અર્દશીરની લગોલગ જઇ પુગ્યુ હતુ, પણ અર્દશીરમા તે દાખલ થયુ નહી હતુ. હવે તે અર્દશીર સાથ તેના ઘોડા ઉપર બેઠેલુ દેખાયુ, એટલે તે ખોરેહ અર્દશીર સાથ મલી ગયુ હતુ

૨ કારનામે બાબેકાન પ્રમાણે પારસ જઇ પુગવુ

૩ આગલ જણાવ્યા પ્રમાણે બે મરદોએ અર્દશીરને આગાહી કરી હતી, કે 'જયારે તુ દરીયો જોશે ત્યારે તારા દુશ્મનોથી છુટકારો પામશે' તે આગાહી મુજબ અર્દશીર દરીયા કિનારે સલામત આવી પુગ્યો તેથી હિયા તેણે 'બુખ્ત–અર્દશીર,' (અટલે અર્દશીરના છુટકારાનુ મથક) એવે નામનું એક શેહર વસાવ્યુ, અને તેની ખુશાલીમા ત્યા તેણે દસ આતશ બેહરામો બંધાવ્યા હતા

સરહદ ઉપર આવી પુગતા, તેણે છુટકારાનો દમ ભરયો. ત્યા વસતા વતનદારોને અર્દશીરના આવવાની ખબર પડતાજ તેઓ સઘલા તેને ભેટવા ગયા, અને સઘલાઓએ પોતાની દોલત, માલમતા અને પોતાના તન અર્દશીરની સેવામાં અર્પણ કરી, અર્દવાન તરફથી તેમને થતા ગેરઇનસાફ કરવા માટે ફરીયાદ કરવા લાગયા

બાબકના દોસ્તોને કાને અર્દશીરના આવવાની ખબર પડતાજ તેઓ સઘલા અર્દશીરને જોવા, અને ભેટવા એકઠા થયા. તેઓએ અર્દશીરને માન અને મોહબતથી વધાવી પોતાની દિલ્ગીરી જાહેર કિધી, અને બાબકના મરણથી તેઓને હાસલ થયલી દલગીરી જાહેર કરી. અર્દશીરે લોકોની એવી જાનફેસાની જોઇ તેઓને નિચલા સખુનોમા અરજ કીધી —

ખુશી થઇ દીલમા કહે અર્દશીર
"સુણો નામદારો રોશન જમીર
સુણો તમ બુનિયાદે બાબક મહાન,
સુણો તમ તૂખ્મે દારા નિશાણ
સુણો પેહલવાનો, સમશીરગર,
સુણો નામદારો, દાનેશવર.
સુણો તમ બુઝોર્ગો, સુણો જવાન,
સુણો મુજ સુખનને તમો કયાનિયાંન
નથી શુ તમુને તવારીખ ધ્યાંન,
કિધુ કેમ સિકંદરે પામાલ ઇરાન
કિધા કેમ નિયાગાનો બેજાન તમ,
કરો ખ્યાલ તેનો, કરો કાઇ ગમ
છે જીવતો હજી તુખ્મે અસ્ફંન્દીયાર,
બને કેમ અર્દવાન તમ શેહરિયાર
અગર આપી યારી બનો મુજ યાર,
તો બનવા ના દેઉ કોઇબી તાજદાર
જબા ખોલી બોલો, ઓ મેહરબાન,
ઉભો છે જુવો અર્દશીર બાબેકાન"

* * *

સુણી અર્દશીરને ખુશી સહુ થયા,
અદબથી નમીને ઉભા રહ્યા
કહ્યુ અર્દશીરને "ઓ નેકજાદ
હમો છેયે જે જે બાબક ઓલાદ
વલી છે જે જે સાસાનિયાન,
ને દારા-એ-દારાની દે છે નિશાણ
કરીશુ કિનામા કમર હમ તગ,
લડી દુશમનને કરીશુ બતગ
અમારી હસ્તી 'ને નિસ્તીનુ કામ,
હવે તુજ આધારે રેહશે તમામ
તૂ બુનિયાદે બાબક છે અર્દશીર,
છે શાહી લાયક તુ સુરવીર
લડી હમ દુશમન કરશુ ફના,
ભલે હોય હમથી હજારો ઘણા."

અર્દશીરને એક બુજોર્ગ દસ્તુરે સલાહ આપવી.

કહ્યુ એક દસ્તુરે: "અએ અર્દશીર,
સિતારો તહારો છે દસ્તગીર
છે ઇસ્તખરની તૂને યાવરી,
ફતેહ કર મુલક તુ લઇ લશ્કરી
બાદઝ પકડ તુ જઇ અર્દવાન,
છે તારો અખ્તર બેશક મહાન.
દુશમન છે બેશક માલીકે ગજ,
મગર છે આસાન અજામે રજ
બતગ દીલ થયા છે અર્દવાનથી,
મદદ તુને કરશુ દિલોજાનથી.
છે ગજ હાજર, યકીન 'ને ઇમાન,
તુ ચશમે નુર અર્દશીર બાબેકાંન"

અર્દવાને પોતાના દીકરા ઉપર અર્દશીરને પકડવા પેગામ મોકલવો

એક હાથ ઉપર અર્દશીર જ્યારે અર્દવાન સામે લડવાની તઇયારી કરતો હતો,

ત્યારે બીજા હાથ ઉપર તેજ વખતે શાહ અર્દવાને પોતાના દીકરા બેહમન ઉપર અર્દ-શીરને પકડીને બદીવાન કરવાનુ ફરમાન મોકલ્યુ

અર્દવાનનો દીકરો બેહમન, જે બાબકના મરણ પછી પારસમાં હકુમત કરતો હતો, તેને પોતાના બાપનુ ફરમાન મલતા, તે અર્દશીરને પકડવાની તજવીજ કરે, તે આગમજ અર્દશીરને મદદ આપવા, અર્દવાનથી નારાજ અને બેદીલ થઇ ગયેલી પારસની રઇયત તઇયાર થઇ. તેઓએ અર્દશીરને દોલત અને માનમતા સાથ પોતાના લશ્કર અને હથીયારોની મદદ આપી, જેથી અર્દશીરે અર્દવાનના દીકરા બેહમન સામે લડાઇ જાહેર કીધી

## તબાક[1] પેહલવાનનુ અર્દશીર સાથ મલી જવુ.

અર્દવાન સામે એક મોટી લડાઇ લડવા અર્દશીર બહાર પડયો છે, એવી ખબર ચોતરફ ફેલાઇ જતા પારસમાથી તેમજ આસપાસના મુલકોમાથી મોટી સખ્યામા એક ગજાવર લશ્કર અર્દશીરની મદદે આવી લાગ્યુ અર્દશીરે એ લશ્કરની સરદારી લીધી, અને લડાઇનો પુકાર ઉઠાવી, તે જગના મેદાન તરફ કુચ કરતો ગયો •

આ નવા જગની ખબર તબાક નામના એક જગી પેહલવાનને કાને ગઇ. એ તબાક શાહ અર્દવાનનો પેહલવાન હતો, પણ તેના જુલમથી બેજાર થઇ, તે ઇસ્ફાનથી નાહસી આવી એકાતમા વસ્તો હતો તે પોતાના છ દીકરાઓ, અને ઘણાક પેહલવાનો સાથ અર્દશીરને મલી ગયો

## અર્દવાંન અને અર્દશીર વચ્ચે લડાઇ થવી, અને અર્દવાંનનુ માર્યા જવુ, તથા તેના દીકરાઓની નાહસભાગ

એક મોટી લડાઇ બરપા થઈ એ લડાઇમા પાદશાહ અર્દવાન પોતે લડવા નિકળ્યો આ ભયકાર લડાઇ ચાલીસ[2] દિવસ સુધી ચાલી.

## અર્દવાનનુ માર્યા જવુ

અર્દશીરે પોતાના લશ્કરને તીરોની લડાઇ ચાલુ કરવાનો હુકમ કીધો આ હુકમ મલતાજ લડાઇના મેદાનમાં તીરોનો વરસાદ ચોતરફ વરસી રહ્યો. આવો ભયકાર મામલો જોઇ અર્દવાનનુ લશ્કર ધાસ્તી ખાઇ ગયુ, અને તીરોથી બચવા તે નાહસભાગમાં પડયુ લશ્કરની એવી ખુવારીભરી હાલત જોઈ, અર્દવાન જીવ ઉપર આવી લડવા લાગ્યો, અને તેમ કરતા તે જગના મેદાનમા ખરરાદ નામના એક પેહલવાનને હાથે જખમી થયો અર્દવાનને તેની જખમી હાલતમા અર્દશીર આગળ લઈ જવામા આવ્યો અર્દશીરે તુરતજ જલ્લાદને હુકમ કીધો, કે તેના તનના બે ટુકડા કરી તેને બેજાન કરે. જલ્લાદે હુકમ તુરતજ બજાવ્યો, અને એ રીતે અર્દવાન આ જગમા બેજાન થયો.

અર્દવાનના બે બેટાઓ આ લડાઈમા કેદ પકડાયા. અર્દશીરે તે બંને બેટાઓના પગમા જજીર નંખાવી બદીખાને કેદ કરાવ્યા. આ ગમખાર બનાવની ખબર

---

1. કારનામામે એ પેહલવાનનુ નામ બનાક જણાવ્યુ છે.
2. કારનામામા એ લડાઇ ચાર મહિના સુધી ચાલી હતી એમ જણાવે છે.

અર્દવાનના બીજા બે દીકરાઓને કાને પડતાજ, તેઓ પોતાનો જીવ બચાવવા લડાઇના મેદાનમાથી હિન્દુસ્થાન તરફ નહાસી ગયા.

અર્દશીરે લડાઇ ફતેહ કરી પારસનો કબજો લીધો, અને અર્દવાનની દીકરી સાથે તેણે શાદી કીધી

અર્દશીરે પારસ શેહરમા દાખલ થઇ, પોતાની ફત્તેહની યાદગારી તરીકે

ખોરેહ અર્દશીર[1]

નામનુ એક શેહર બધાવી વસાવ્યુ ત્યા એક આતશબેહરામ સ્થાપી, અર્દશીરે મેહરગાન અને સદેહના જશનો ચાલુ કીધા

પાદશાહ અર્દવાનના મરણથી અશ્કાની વશનો અત આવ્યો, અને અર્દવાનની તમામ હકુમત અને અમલનો અર્દશીર માલેક થયો ઇરાનની રઇયને એક અવાજે અર્દશીરને પોતાના પાદશાહ તરીકે મજુર કીધો

અર્દશીર, સાસાનની ઓલાદનો નબીરો હોવાથી, તેને સ્થાપેલી શાહી 'સાસાની' વંશથી ઓલખાવા લાગી, અને તેના મમાવા બાબકની તરફથી તે

અર્દશીર-બાબેકાંન

તરીકે ઓલખાવા લાગ્યો.



૧. અર્દવાન સાથની લડાઈથી ફારેગ થયા પછી, અર્દશીરે 'ખોરેહ-અર્દશીર' નામનુ કિલ્લા સાથનુ એક શેહર વસાવ્યુ હતુ, અને તે શેહરને તેણે પોતાનુ નામ આપ્યુ હતુ.

સાસાંનીયન વંશ

# અર્દશીર બાબકાંન.[1]

(ભાગ બીજો)



### અર્દશીરની નવી ચલવલ.

લડાઇ ફત્તેહ કરી, અર્દશીરે 'ખોરેહ અર્દશીર' નામનુ જે શેહર બધાવ્યુ, ત્યાં તેને એક આતશ બેહરામ સ્થાપી તેમા જશંને મેહરગાન અને જશને સદેહ ચાલુ કીધા તેણે ત્યાં એક મોટો સરોવર ખોદાવ્યો, અને પાહડો તોડાવી તેની અંદરથી ચાર જુદી જુદી નેહરો વહેતી કરાવી, દેશ માહેલી ખેતીની આબાદી વધરાવી એ સઘલુ કીધા પછી અર્દશીરે કુર્દ લોકો સામે લડાઇ લેઇ જવાની તઇયારી કીધી

### અર્દશીરની કુર્દ લોકો સાથની લડાઈ અને તેનુ પરીણામ.

આ લડાઇ પછી અર્દશીર જંપી બેઠો નહી. તેણે દલેરં જાણુનાઓનુ એક લશ્કર એકઠુ કીધુ. અને માસર[2] નામના પાહડ ઉપર વસતા કુર્દ લોકોની સામે તે ચહડાઇ લઇ ગયો આ પાહડી લડાઇમા અર્દસીરે હાર ખાધી. ત્યા તે પોતાના લશ્કર સાથે બતગીમા આવી પડયો, અને રાતને સમે પોતે એક વેરાંન વનમા નાહસતો ભાગતો જઇ પુગ્યો. હિયા તેને ખોરાકી અને પાણી વગર ઘણુજ હેરાંન થવું પડ્યું. એવે સમે અર્દશીરને દુરના એક પાહાડ ઉપરથી આતશનો ધુમાડો નિકલતો દેખાયો આ બલતાના ધુમાડાની સરતે અર્દશીર ત્યા ગયો. ત્યા વસતા ભરવાડોએ તેને દુધ અને ખાણુ ખવડાવ્યુ અર્દશીરે તે જગ્યા ઉપર રાત ગુજારી, અને બીજે દિવસે તેઓને પુછપરછ કીધાથી, તેઓએ તેને વસ્તીવાલા કસ્બાનો રસ્તો દેખાડયો.

અર્દશીર હિંયાથી તે કસબા તરફ ગયો, અને ત્યાથી તેણે એક માનસને ખોરેહ અર્દશીરમા પોતાની ખરી હાલત જણાવવા રવાના કીધો અર્દશીરે તુરત એક મોટુ લશ્કર ભેગું કીધુ, અને રાતને વખતે છુપછાપ પોતાના લશ્કર સાથ તે પાહાડ ઉપર ચહડી જઇ, કુર્દ લોકોને હરાવી તેઓનો મુલક જીતી લીધો. આ કુર્દ લોકો લુટારાનો પેશો કરતા હતા. તેઓની હસ્તી નાબુદ કરી, અર્દશીરે ચોતરફ એવી શાંતી ફેલાવી, કે લુટફાટ અને ચોરીની કાઇબી ફરીયાદ જણાઇ નહી.

---

૧ આ અર્દશીર બાબેકાનનુ દાસ્તાન તેમજ અર્દવાન અને અર્દશીરનુ બયાન બ ને સાથે મલી અર્દશીર બાબકાનના કિરતન તરીકે પ્રથમ મુબઇમા જશન કમીટીને માટે બે૦ છ૦ ઇન્સ્ટીટયુટના હૉલમા તા૦ ૧૫ મી સપટેમ્બર ૧૯૨૨ ને દીને સાજના રજુ કીધુ હતુ.

૨ આ પાહાડ કુરદીસ્તાનમા આવેલો છે જ્યા અસલી કુર્દ લોકો વસતા હતા. પ્રો૦ રોલીનસનવાલી The Seventh Oriental Monarchy વાલી કિતાબમા એ પાહાડ 'માસિયુસ' (Mount Masius) ને નામે જણાયલો છે. (કા૦ અ૦ બા૦)

દાસ્તાને હફતવાદ !

## અર્દશીરની હફતવાદ સાથની લડાઇ–અને તેની શિકસ્ત વિશે

કુર્દ લોકો સાથની લડાઇ ફતેહ કીધા પછી, અર્દશીર હફતવાદ[1] નામના એક પાદશાહ સાથે નવી લડાઇ લડવાની તૈયારી કરવા પડયો

### કુજારાનની કન્યાઓની કાંહાંણી.

પારસના દરીયાની આગન કુજારાન નામનુ એક શેહર આવેલુ હતુ, જે લગભગ વિસ્તારમાં પારસ જેટલુજ મોટુ હતું એ શેહરમા છોકરીઓની વસ્તી ઘણી હતી, અને ગરીબીને લીધે પોતાના ગુજરાન માટે તેઓ મેહનત કરતી હતી સઘલી છોકરીઓ રોજ શેહરમા અમુક ઠેકાણે એકઠી થતી, અને સઘલી સખીઓ સાથે મળી, શેહરની બાહાર આવેલા એક પાહાડ ઉપર જઇ, ત્યા આખો દિવસ એક બીજા સાથે હલીમળી રૂ કાટતી, અને સમી સાજનો વખત થતા, પોત પોતાનો કાટેલો રૂ પોતાની સાથે લઇ તેઓ પાછી પોતાને ઘેર જતી હતી

આ કુમારી કન્યાઓનુ મંડળ રોજ-બ-રોજ એ રીતે તે પાહાડ ઉપર જઇ, સાથે બેસી રૂ કાંટતી હતી એતેફાક એવુ બન્યુ, કે આ છોકરીઓના મંડળમા, હફતવાદ[2] નામના એક મરદની એકપુરી દીકરી જે રૂ કાટતી હતી, તે પણ હતી એક દાહડો સઘલી છોકરીઓ સાથે મલી તે પાહાડ ઉપર બેસી રૂ કાટતી હતી, તેવામા આ છોકરીને ઝાડ ઉપરથી પડેલુ એક સેબ ફલ મલ્યુ. તુરતજ તે સેબ ફલને ઉચકી લેઇ તે કરડીને ખાવા લાગી આ સેબ ફલ કરડીને ખાતા, તેણીએ તે ફલમા એક કીડાને વળગી બેહેલો દીઠો ! તે કીડાને તેણીએ ધીમેથી તે ફલમાથી બાહાર કાહડી પોતાના કાટવાના રૂની અંદર મુકયો, અને પોતાની સખીઓને કહ્યુ કે "આ કીડાના નસીબે હુ આજે કેટલો રૂ કાટુ છુ, તે તમુને દેખાડશ" તે દિવસે તે છોકરીએ ઉલટમા આવી રાબેતા કરતાં ઘણુજ વધારે કાટયુ, અને સાજના તે સઘલુ તેણીએ તેની માતાને ઘેર જઇ દેખાડયુ પોતાની દીકરીએ એટલો બધો રૂ કાટેલો જોઇ તેની માતાએ દુવા દીધી, અને તેણીને શાબાસી આપી.

એક કીડાની બરકતથી તે છોકરી રોજ બરોજ વધારે અને વધારે રૂ કાંટવા લાગી. જેમ જેમ તે છોકરી વધારે રૂ કાટતી ગઇ, તેમ તેમ તે છોકરીનો પ્યાર, તે કીડા તરફ વધતો ગયો પોતાના રૂ મા તે છોકરી તે કીડાને ઘણી સંભાળથી જાળવી અને ઇહતેમામથી રાખવા લાગી, અને દરરોજ તે કીડાને સેબ ફળનો થોડો થોડો ભાગ ખવડાવતી ગઇ. આથી ધીમે ધીમે તે કીડો પોતાના કદમાં વધતો ગયો.

પોતાની દીકરી રોજ મોટા જથ્થામા રૂ કાટતી હોવાને લીધે તેણીના મા-બાપ અજાયબીમા પડયા, અને અંતે તેઓએ પોતાની દીકરીને એક રોજ પુછયું: "દીકરી તુ આટલુ બધુ સુતર રોજ કાટે છે, તે ઉપરથી લાગે છે કે તુને કોઇ પરીની મદદ

---

૧ કારનામે અર્દશીર બાબેકાનમા આ હફતવાદને હફતાન બુખ્તના નામે ચીતારયો છે શાહનામામા એ હફતવાદને નામે જણાયલો છે

૨. આ મરદને હફતવાદ એટલા માટે કેહતા હતા, કેમકે તે સાત (હફત) દીકરાનો બાપ હતો.

પ્રખ્યાત પારસી પાદશાહ

અર્દશીર બાબેકાંન



બની શાહે ઇરાંન બોલ્યો વચન
"સુણો મેહરબાનો, સુણો અનજુમન
કિધી મેહર મુજપર યઝદાને પાક,
કિધી મુજ ખાકીને બક્ષેસ ખાક
આપી છે મે કુલ મૂલકને પનાહ,
સદા હું બનશ સર્વનો દાદખાહ.
સદા હુ કરશ રાસ્ત ઇનસાફ પસદ,
નાબૂદ કરશ કુલ ફિતુર ફદ
અદના કે આલા ગરીબ કે બિચાર,
સદા પામશે મુજથી સહુ કરાર.
ભલાંઓ, બૂરાઓ અગર માલદાર,
છે સહુ થકી આએ દરબાર દવાર."

છે ?" એ ઉપરથી પેલી છોકરીએ, પોતાના મા-બાપને સઘલી હકિકત જણાવી, પેલો કીડો જે તેણીએ મોટી પ્રફાજતથી જાળવી રાખ્યો હતો, અને જે હવે કદમાં પણ ઉછરીને મોટો થયો હતો, તે તેણીએ પોતાના મા-બાપને દેખાડયો, અને કહ્યુ કે: "જે દિવસથી એ કીડો મારે હાથ લાગ્યો છે, તે દિવસથી હુ વધારે અને વધારે સુતર કાટવા લાગી છુ." એ ઉપરથી તે કીડાને મુબારક કીડા તરીકે બ'ને ધણી-ધણીઆણી ગણવા લાગ્યા, અને પોતાની દીકરીને તેઓ ભાગ્યશાલી સમજી સતોશ પામ્યા

આ ભાગ્યશાલી કીડાની બરકતથી હફતવાદ પણ પોતાના ધધા રોજગારમા ફત્તેહમદ થવા લાગ્યો. હફતવાદ તે કીડાને બખતાવર કીડા તરીકે ગણી, તેને સારો પુષ્ટીકારક ખોરાક ખવડાવવા લાગ્યો, જેથી તે કીડો આગલ કરતાં વધારે ફરબે બની કદમા મોટો થઇ ગયો પેલી રૂ મુકવાની દાબડીમાં હવે તે કીડો સમાઇ શકયો નહી હફતવાદે તે કીડાને માટે એક પેટી બનાવી, તેમા રૂનું બિછાનુ બીછાવ્યું. અને તે કીડાને તે પેટીની અદર વસવાટ કરાવ્યો

હફતવાદ પણ પોતાની ગરીબ હાલતમાંથી તે કીડાની બરકતે આબાદ અને તવંગર થઇ ગયો, એવી ખબર હવે ગામમા ચોતરફ ફેલાઇ ગઇ.

પોતાની તવગરીને લીધે હફતવાદના લાગવગ અને ઇજ્જતમાબી મોટો વધારો થઇ ગયો હફતવાદની આબાદીની ખબર તેજ ગામના એક અમીરને કાને ગઇ, અને તેણે હફતવાદની દોલત પડાવી લેવાની તજવિજ કીધી આ અમીરના ફીતુરની ખબર હફતવાદને થતાજ, તેણે પોતાના સાત દીકરાઓની સાથે મસલત ચલાવી થોડાંક લડાયક માનસોને એકઠા કીધા, અને તે અમીરની સામે થઇ, એક નાહનુ જેવુ જગ કુજારાન શેહરમા બરપા કીધુ, આ લડાઇમા હફતવાદે તે અમીરને મારી નાખ્યો, અને તેની તમામ મતા છીનવી લેઇ પોતે તેનો માલેક થઇ બેઠો

આ બનાવ બન્યા પછી હફતવાદ કુજારાન શેહરમાથી બાહાર નિકલી પેલા પાહાડ તરફ ગયો, અને તે પાહાડની ટોચ ઉપર એક કિલ્લો બાંધી, ત્યા તે પોતાના કુટુબ સાથે જઇ રહ્યો, અને ત્યાનો તે પાદશાહ બન્યો પેલા કીડાને પણ પોતાની સાથે હફતવાદ તે પાહાડ ઉપર લઇ ગયો જે પેટીની અદર હફતવાદે તેને રાખ્યો હતો, તે પેટી પણ હવે કીડાના વસ્વાટ માટે નાહની પડવાથી, હફતવાદે તેને માટે એક મોટી ટાકી બનાવી, તેમા તેનો વસ્વાટ બનાવ્યો. રફતે રફતે તે પાહાડ ઉપર એક શેહર વસ્યું, અને રફતે રફતે પેલો કીડો, સારા પુષ્ટીકારક ખોરાકથી કદમાં પણ ઘણો મોટો થઇ ગયો. હફતવાદે તે મુબારક કીડાની ખિજમતમા એક આદમી રાખી, તેની ઉપર દેખરેખ રખાવતો, અને તેની મહાવજત કરાવવામા જરાબી કચાસ કરતો નહી હતે

એ રીતે પાંચ વરશની મુદત વહી ગઇ, અને તે મુદત દરમિયાંન તે કીડાનુ તમામ શરીર, તેની ગરદન અને તેના પગ એક હાથ્થી જેવા મોટા થઇ ગયા હફતવાદની દીકરી પોતાના આ માનીતા મુબારક કીડાની પ્રફાજતમાં રાતદીન રેહતી, અને તેની બરદાસ્ત લેતી હતી તે કીડાને હવે સોજા મધ અને નિરમળ દુધનો ખોરાક તેઓ

શોજ આપવા લાગ્યાં, અને તેના આંગ ઉપર રંગબેરંગી ચીનાઇ રેસમી કાપડ ઓઢાડી તેને સંગારવા લાગ્યાં.

રફ્તે રફ્તે હફ્તવાદનો દોર અને મરતબો વધતો ગયો તે મુબારક કીડાની જનાબમા હફ્તવાદ તેના સપેહસાલાર તરીકે રેહતો હતો હફ્તવાદનુ લશ્કર તે કીડાના લશ્કર–કેરમના લશ્કર–તરીકે ઓલખાતુ હતુ તે લશ્કરની મદદથી હફ્તવાદે આસપાસના શેહરો જીતી લીધા હતા અર્દશીરને જ્યારે હફ્તવાદના વધ્યા જતા દોરની ખબર પડી, ત્યારે તેણે પોતાનું એક લશ્કર હફ્તવાદ ઉપર મોકલી આપ્યુ અર્દશીરના લશ્કરની ખબર જ્યારે હફ્તવાદને પડી, ત્યારે તેણે પોતાના બચાવમા પોતાના લશ્કરને તે પાહાડની ખીણો અને ફાટકોમા છુપાવી રાખ્યુ, અને ઇરાની લશ્કર જ્યારે તે જગ્યાએ આવી પુગ્યુ, ત્યારે હફ્તવાદના લશ્કરે તેઓ ઉપર હુમલો કર્યો, મોટી આફ્ત ગુજારી, તેમની કતલ ચલાવી જેઓ જીવતા રહ્યા તેઓ પાસ હીણુ લગાડનારી માફી મગાવી, અને તેમના શરીર ઉપરના પહેરવેસ ઉતરાવી લઇ, તેમને નાગી હાલતમા પાછા અર્દશીર આગલ મોકલ્યા [1]

અર્દશીરના લશ્કરની હફ્તવાદે આવી રીતે ખુવારી કીવી, પણ જેઓ જીવતા રેહવા પામ્યા, તેઓએ આ ખુવારીની ખબર પાદશાહ અર્દશીરને જણાવી.

આ ખુવારીના સમાચાર સાંભળી અર્દશીરનુ લોહી ઉકળી રહ્યુ તેણે તુરતજ મોટુ લશ્કર જમાવ કીધુ, અને પોતે હફ્તવાદ સામે લડવા પોતાના લશ્કરની સાથ ગયો હફ્તવાદ પોતે પણ લડવા તઇયાર થયો તેનો વડો દીકરો શાહુઇ તેની મદદે બાહાર પડયો બન્ને લશ્કરની ધરપકડ તથા રણસિંગડા અને કરનાયાના અવાજથી જંગનુ પાહાડી મયદાંન કાંપવા લાગ્યુ બન્ને તરફના લશ્કર એક મહાન યુદ્ધ લડવા તઇયાર થઇ રહ્યા

### એક નવો દુશમન ! મેહરક નુશજાદે અર્દશીરનો મેહેલ અને ખજાનો લુટી લેવો

એક મહાન પાહાડી લડાઇમા પાદશાહ અર્દશીર રોકાઇ ગયો છે, અને તેનું ગંજાવર લશકર તેની સાથે ગયુ છે, તેમજ રાજધાની શેહરનો બચાવ નબળો પડેલો છે એવી તક જોઇ, મેહરક નુશજાદ નામનો એક શખ્સ, જે કિયાની વંશનો હતો, અને જે જેહરમના મુલકનો વતનદાર હતો, તે ઉઠી ઉભો થયો તેણે થોડુંક લશકર ચોતરફથી એકઠું કરી, અર્દશીરની ગેરહાજરીમાં તેના મુલક ઉપર હુમલો કીધો, અને અર્દશીરના મેહલનો નાશ કરી, તેનો શાહી ખજાનો લુટી લીધો

આ દલગીરી ભરેલા બનાવની ખબર જ્યારે અર્દશીરને પડી, ત્યારે તે ઘણોજ નાસિપાસ અને દલગીર થયો અર્દશીરને આવી રીતે ઉદાસ જોઇ, તેના સરદારોએ તેને દિલાસો દીધો, અને અર્દશીરે દુરઅંદેશ બની ધીરજ ધરી હિંમત પકડી

### કિલ્લામાંથી છોડેલો તીર

અર્દશીરે ખાણુ મંગાવ્યુ, અને પોતાના સર્વે સરદારો સાથ તે ખાવા બેઠો. એવામા એકાએક એક તીર સામેના કિલ્લા તરફથી છુટેલો તેઓ આગલ આવ્યો,

૧. કારનામે અર્દશીર બાબેકાન.

અને પાણી ઉપર એક પકાવેલુ મેઢુ જ્યા મેલ્યુ હતુ, તે મેઢાની અંદર તે તીર ભોકાઇ ગયો.

આવી રીતે ટાકીને છોડેલા એક તીરને જોતાજ સર્વે જન અજબ થઇ ડઘાઇ ગયા. તુરતજ એક સરદારે હિમંત ધરી, તે તીર ખેચી કાહડી તપાસ્યો, તો તે ઉપર પેહલવી ભાષામા લખ્યુ હતુ કે—

"ઓ પાદશાહ! આ તીર તે કિલ્લા ઉપરથી ફેકાયલો છે, કે જે કિલ્લો એક કીડાની બરકતથી સઘલી રીતે રાહત પામે છે અગર જો એ તીર અર્દશીર ઉપર ફેકુ, તો તેના તનને વિંધી આરપાર નિકલી જાય તેના જેવા પાદશાહને લાયક નથી, કે એક કીડાનો તે નાશ કરે"[1]

આવી રીતે ટાંકેલા તીરની નેમમાંથી અર્દશીર બચી ગયો, તેથી સઘલાઓએ અહુરમજદની અર્દશીર ઉપર મેહર અને યારી માટે દુવા ગુજારી

**અર્દશીરનુ હફ્તવાદની લડાઇથી પાછુ ફરવું.**

રાત સઘલાઓએ ઘણીજ ઇન્તેજારીમા ગુજારી સવારનું પોહોર પડતાજ અર્દશીરે પોતાના લશ્કરને ત્યાથી પાછુ ખેચી લઇને, તે પારસ શેહેર તરફ જવા નિકલ્યો પણ હફ્તવાદના લશકરે અર્દશીરના લશકરની પાછળ જઇ, એક સાંકડી જગ્યા ઉપર તે લશકરને ઘેરી લીધુ, અને તેથી અર્દશીરનુ લશકર પાયમાલ-થયુ, અને અર્દશીર મોટી મુશકેલીથી પોતાનાં થોડાક સવારો સાથ જીવ બચાવી નાહસી ગયો.[2] નાહસતો ભાગતો અર્દશીર એક ગામમા જઇ લાગ્યો ત્યા એક મકાનના દરવાજા ઉપર બે મરદો ઉભેલા હતા. તેઓએ આ નાહસતા ભાગતા સવારોને તેમના ગભરાટ માટે પુછતાં તેઓએ જણાવ્યું કે "હમો પાદશાહ અર્દશીરના સાથીઓ છીયે હમો હફ્તવાદની લડાઇમાં આજેજ થઇને આવેલા છીયે. હમારી પરોણાગત કરવાની મહેરબાંની કરશો"

તે બંન્ને જને તેઓની પરોણાગત કીધી, અને દીલાસો દીધા કે: "ચહડતી અને પડતી, એ દુનિયામા એક એકની પાછલ દોડે છે. કદીબી તે કાયમ રેહતી નથી જુવો ઝોહાક, અફ્રાસિયાબ અને સિકંદર જેવા જુલમગાર ચાલી ગયા છે, અને તેઓના બુરા નામ સિવાય બીજી યાદગારી રહી નથી તેમ એક દિવસ બુરા હફ્તવાદનો પણ તેવોજ દિવસ આવશે"

આ બંને વફાદારોના આવા સખુનો સાભલી અર્દશીરને મોટી હિંમત આવી, અને બોલ્યો. "હું પોતેજ સાસાનનો બેટો અર્દશીર છુ"

અર્દશીરનુ નામ સાભલતાજ તે બન્ને જનોએ ઉઠી તેને નમન કીધુ. તેઓ અર્દશીરના ઘોડાને તબેલામા લઇ ગયા. ત્યા તેઓએ ઘોડાઓ માટે ઘાસચારાની

1. કારનામા મુજબ આ તીર ઉપર એવું લખવામાં આવ્યું હતું કે:—"આ તીર કીરમ (કીડા) ના હાકેમના સવારોએ ફેકયો છે તારા જેવો બુજોર્ગ મરદ તીરથી વિંધાઇ મારયો જાય, એ હમુને ઘટતું નથી, તેથી આ તીર હમોએ મેંઢાંમાં પેવસ્ત કીધો છે"

૨ કારનામા પ્રમાણે આ મુશકેલીમા અર્દશીરનું ખોરેહ એક મેંઢાંના રૂપમાં તેની મદદે આવ્યુ હતુ, અને આ પાહડી માર્ગમાથી તેને સલામત દોરવી ગયું હતું.

ગોઠવણ કરી, અને અર્દશીરને બેસવા માટે તેને લાયકની એક બેઠક ગોઠવી, તે ઉપર તેને બેસવાની અરજ કીધી

એ પછી હફતવાદને કેવી રીતે જેર કરવો, તે બાબદ વાત કરતાં, પેલા વફાદારોએ કહ્યુ કે "હમારા તન, જાન, અને તમામ માલો દોલત, તેમજ ઝન ફરજંદ ઇરાનના માલકની ખિદમતમાં અર્પણ કરવા હમો તઇયાર છીએ એ હફતવાદ અને કીડાનુ મકાન એ પાહાડને મથાલે છે, મગર એ બન્નેને મારવા માટે જ્યાં સુધી કોઇ યુક્તી તુ નામદાર રચે નહી. ત્યા સુધી તુ હફતવાદ ઉપર ફતેહ મેલવશે નહી."

અર્દશીરે આ બન્ને વફાદારોની મદદ માગી તેઓ બન્ને પોતાની તરફની દરેક મદદ આપવા તૈયાર થયા અર્દશીર ત્યાંથી પોતાના શેહર તરફ ગયો, અને નવુ લશકર એકઠુ કરી, તે મેહરક નુશજાદ સામે લડવા નિકલ્યો. તેણે મેહરકને કેદ પકડી મારી નાખ્યો, અને તેના શરીરને આતશમાં બાલી નખાવ્યુ. ત્યાર બાદ તેના ખાનદાનના દરેકને પકડી મારી નખાવ્યાં. પણ મેહરકની એક દીકરી, અર્દશીરના હાથમાંથી છટકી એવી ચચલાઇથી નાહસી ગઇ, કે ઘણીબી શોધ કરાવવા છતા, તે અર્દશીરના હાથમા આવીં નહી.

## અર્દશીરે હફતવાદ સાથ બીજી લડાઇ લડી તેને મારી નાખી ફતેહ મેલવવી

એ રીતે અર્દશીરે પોતાના દુશમન મેહરક નુશજાદને મારી નાખ્યા પછી, તેણે હફતવાદ કિલ્લા ઉપર ચહડાઇ લેઇ જવાની તઇયારીઓ કરવા માડી અર્દશીરે બાર હજાર લડાયક સિપાહોનુ એક બીજુ નવુ લશ્કર ભેગુ કીધુ, અને પોતે પોતાના કાબેલ સિપાહસાલારો સાથે હફતવાદના કિલ્લા તરફ તે પાછો જવા નિકલ્યો

શેહરગીર (યાને શેહરને જીતનાર) નામના એક બાહોશ સરદારને પોતાનુ લશકર સ્વાધીન કરી, અદશીરે તેને કિલ્લામાંથી થોડે દુર મુકામ કરી પડી રેહવા ફરમાવી, કહ્યુ કે "હુ હવે આ કીડાને મારવા અને હફતવાદને જેર કરવા, મારા નિયાગાન રૂઇનતન અસ્ફન્દીયારે નાપાક અરજાસ્પને મારવા માટે જે યુકતી રચી હતી, તેજ પ્રમાણે હુ કામ કરવા માગુ છુ. જયારેબી તુ કિલ્લા ઉપરથી ધુમાડો નિકલતો જોય, યા કિલ્લા ઉપર રાતને વખતે તુને આગ લાગેલી દેખાય, ત્યારે નકી જાણજે, કે મારી કોશેસ ફત્તેહમદ નિવડી છે."

શેહરગીરને આવુ ફરમાન આપી અર્દશીરે કેટલીક મોટી પેટીઓમા, વેપારને લાયક ચીજો, જેવી કે રેશમના રગીન કપડાના ટાકા, અને જર જવેરાત ઉપરાત કે લાડ ખજાનો ભરી લીધા પછી, બે મોટી પેટીમા સીસા અને કલાઈની કાચી ધતુઓ ઉપરાત, એક મોટી ત્રાબાની કઢાઇ પણ તેમા મુકી, પોતાની સાથે લેઇ જવા દસ મોટા ભારબદારી જાનવરોની પીઠ ઉપર તે સઘલો અસબાબ લદાવ્યો. વલી તેણે પોતાના રાહબર ભોમીયા અને સલાહકાર તરીકે, પેલા બે વફાદાર ભાઈઓને પણ પોતાન રસાલામાં લીધા, અને એ રીતે સઘલી સપુર્ણ તઇયારી કરી, અર્દશીરે કિલ્લા તરફ જવાનો માર્ગ લીધો.

કિલ્લાની ટોચ ઉપર વસવાટ કરી પડેલા પેલા કીડાની જતન કરવા, અને તેની પુજા

કરવામાં ૬૦ માનસો રાત દિવસ રોકાયલાં રહેતા હતા. અર્દશીર પોતાના માનસો સાથે તે જગ્યાએ જઇ પુગતાજ, કીડાના સેવકોએ તેને પુછ્યુ કે "તમો-કોણ છો, અને પેટીઓમાં શુ છે?" અર્દશીરે જવાબ દીધો, કે "હુ ખોરાસાનનો એક વેપારી છુ, અને આ પેટીઓમા વેપારને લાયક અસબાબ ભરેલો છે એમા ઘરેણા, પોશાકો, રેશમી કપડાંના ટાકાઓ, વિગેરે ચીજો ભરેલી છે કીડાને નસીબે હુ સુખી અને માલદાર થયો છુ, માટે હું તેની પરસ્તેશ કરવા મોટી જેહમત એથી દુર દેશાવરથી આવેલો છુ!"

અર્દશીરનો આવો એકરાર સાભળી તેઓએ કિલ્લાના દરવાજા ખુલ્લા કીધા, અને અર્દશીર પોતાના નોકરો અને અસબાબ સાથે તે કિલ્લાની અદર દાખલ થયો દાખલ થતાજ અર્દશીરે પોતાના વેપારી માલની પેટીઓ ખોલી તેમાથી સઘળો અસબાબ ખોલી જમીન ઉપર ખુલ્લો મુકયો, અને તે માહેલી કેટલીક મોઘી વસ્તુઓ તેઓને ભેટ આપી, અને ખાણાનો સુફરો બિછાવી, શરાબનો દોર ચાલુ કીધો અર્દશીરે કીડાના પુજારીઓને શરાબ પીવાની ફરમાસ કરી, પણ તેઓએ ના પાડી જણાવ્યું કેઃ "હમારી વારી આજે કીડાની પુજા કરવાની, અને તેને ખોરાક ખવડાવવાની હોવાથી હમો શરાબ પીઇ મસ્ત થઇ પડીયે, તો કીડાને દુધ અને ચાવલ કોણ આપે?"

અર્દશીરે તેમને તુરત સમજાવી જવાબ દીધો કે. "ભાઇઓ, તેની તમો જરાબી ફીકર ના કરો મારી પાસે દુધ તેમજ ચાવલ પણ છે હુ પોતે એ કીડાની પુજા કરવા અધીરો થયો છુ! એ કીડાની બરકતથી હુ સુખી થયો છું હુ એ કીડાની પુજા ત્રણ દિવસ કરશ, અને તેને ખોરાક પણ હુ મારે હાથે ખવડાવશ, માટે તમે બેફીકર શરાબ નોશ કરો, અને તમારૂ કામ તમે મને સોપો?"

આવી રીતના માયાળુ સુખનથી પેલા પુજારીઓએ શરાબ પીવા માડયો અર્દ-શીરના નોકરોએ તેઓ વચ્ચે શરાબના શીસા છુટથી ફરતા કરી, તેઓને શરાબ પીવાનું ઉત્તેજન આપ્યુ, અને એ રીતે શરાબ પીઇ સઘળા પુજારીઓ દારૂની કેફમાં મસ્ત બની બેભાન થઇ પડયા

પુજારીઓની આવી હાલત જોઇ, અર્દશીરે તુરતજ પોતાની યોજના અમલમા મુકવાનુ કામ શરૂ કીધુ. તેના નોકરોએ તુરતજ આતશ સળગાવી, પેલી કઢાઇમાં સીસાં અને કલાઇની ધાતુને પીગલાવી રાખેતા પ્રમાણે જ્યારે તે કીડાએ પોતાનો ખોરાક ખાવા માટે માથુ બાહાર કાહાડી જેવું ડાચું વકાસ્યુ, તેવુ તેજ વખતે અર્દશીરે દુધ અને ચાવલના ખોરાકને બદલે તેના ડાચામાં તાવેલા સીસાં અને કલાઇનો રસ રેડયો તે કીડો અતે અછાડ પછાડ કરી, બુમ બરાડા પાડી મરણ પામ્યો.

કીડાને બેજાન કરી તુરતજ અર્દશીરે કિલ્લાના કંગુરા ઉપર ચહડી આતશ સલગાવ્યો, અને તેમ કરી પોતાના લશ્કરના સિપાહસાલારને ખબર આપી આ ખબર શેહરગીરને પડતાંજ તે પોતાનુ તમામ લશ્કર લેઇ કિલ્લા તરફ કુચ કરી ગયો. અર્દશીરે શરાબની કેફમાં પડેલા પુજારીઓને તેજ વખતે કતલ કીધા

કિલ્લામાં ચાલી રહેલી કતલ, અને કીડાના મરણની ખબર હફતવાદને પડતાંજ, તે પોતાના દીકરા શાહુઇની સાથે લશ્કર લેઇ આવી લાગ્યો. અર્દશીરનુ તમામ લશ્કર

પણ શેહરગીરની સરદારી હેઠળ આવી પુગ્યુ. એક મોટી ખુનખાર લડાઇ બન્ને લશ્કરો વચ્ચે ચાલુ થઈ. આ લડાઇમા અર્દશીર અને ફત્તેહમંદ થયો, અને હફતવાદ અને તેના દીકરા શાહુઇને જીવતા પકડી, અને મા દીકરાને તેજ કિલ્લાના કગુરા ઉપર ફાની દીધા, અને તેઓના લશ્કરને તારાજ કરી, તે કિલ્લાનો પણ નાશ કીધો.

આ ફત્તેહ પછી, અર્દશીરે પોતાના બે વફાદાર ભોમીઆઓને તેમની સેવાના બદલામા કેટલાક મુલકોની હાકમી આપી, તેઓની કદર બુજી, અને પોતે ત્યાથી બોરેહ અર્દશીરના આતશ બેહરામમા ગયો, અને ત્યા ફતેહની ખુશાલીમા મેહરગાન અને સદેહના જશનો કરાવ્યા [1]

**અર્દશીરે બગદાદ શેહરમાં શાહી સ્થાપી, પોતે તખ્તનશીન થવુ.**

કતલ અર્દવાનને કરી અર્દશીર,
થયો શાહ ઇરાનનો નામગીર;
ચમકતુ થયુ તેનુ રોશન બખ્ત,
કિધુ શેહેરે બગદાદને પાયતખ્ત
ધરી હાથ ગુરજ, કમરબધ કમર,
બેઠો તે બગદાદના તખ્ત પર

**અર્દશીરે બગદાદમા તખ્તનશીન થઇ ભાશણ કરવુ.**

અની શાહે ઇરાન બોલ્યો વચન:
"સુણો મેહરબાનો, સુણો અનજુમન
કિધી મેહર મુજપર યઝદાને પાક,
કિધી મુજ ખાકીને અફ્લેસ ખાક
આપી છે મે કુલ મૂલકને પનાહ,
સદા હુ બનશ સર્વનો દાદખાહ
સદા હુ કરશ રાસ્ત ઇન્સાફ પસદ,
નાબુદ કરશ કુલ ફીતુર ફંદ
અદના કે આલા, ગરીબ કે બિચાર,
સદા પામશે મુજથી સહુ કરાર
ભલાઓ, બુરાઓ અગર માલદાર,
છે સહુ થકી આએ દરબાર દવાર"

**અર્દવાનના દીકરા બેહમને[2] પોતાની બેહન ઉપર હિન્દમાથી કાગજ લખી તેને બમેરવી.**

અરે ચર્ખ, ઓ બાજીગર આસમાન,
કિધો ગુમ દોરે કદા કયાનિયાન
કિધો તે પરાગદ જમશેદ મહાન,
નહી તખ્તે જમશીદ. ન દારા નિશાન
ચલન તારી ભારી અરે ચર્ખ પીર,
પલકમા ખલક જેર, મલકબી અસીર

---

૧ કારનામા મુજબ અર્દશીરે એ કિલ્લનો નાશ કરી ત્યા 'કુજાલાન' નામનો કસબો વસાવ્યો હતો, અને ત્યા સાત આતશ બેહરામ સ્થાપ્યા હતા (કા૦ અ૦ બા૦)

૨ અર્દવાન આસ્કાનીયાન વંશનો છેલ્લો પાદશાહ હતો. ઇસવી સને ૨૨૬ મા અર્દશીર બાબકાને તેના ઉપર ફત્તેહ મેળવીને તે ઇરાનનો પાદશાહ થયો હતો. કારનામામા તેમજ શાહનામા પ્રમાણે અર્દવાનના ચાર છોકર હતા. શાહનામા મુજબ વડા દીકરાનુ નામ 'બેહમન' હતુ, જેને બાનકના મરણ પછી પારસમા થોડો વખત હાકમી ચલાવી હતી. એ ચાર છોકરામાથી બે નાહના છોકરાઓ અર્દશીરના કેદખાનામા પડલા હતા, અને બે વડા છોકરાઓ 'બેહમન' તથા બાજો એક તેનાથી નાહનો અર્દવાનના માર્યા જવા પછી, નહાસી ગયા હતા. શાહનામા મુજબ તેઓ હિન્દુસ્થાન ગયા હતા. કારનામા પ્રમાણે તેઓ કાબુલ ગયા હતા. એ બે છોકરાઓ માહેલા બેહમને પોતાની બેહન, જે અર્દશીર સાથ પરણેલી હતી, તેના ઉપર એક ફિતુરી કાગજ લખી તેને બમેરી હતી

ખતમ થઇ ઔલાદ-એ-અર્દવાન,
ગયા બે પિસર નાહસી હિન્દુસ્થાન.
કતલ અર્દશીરે અર્દવાન્ કરી,
કિધી શાહી દુખ્તરે દુશ્મન હુરી
મુદત એક થોડી થઇ ગઇ પસાર,
થયો ભાઇ મુદરનો હેશપાર
લખાવટ કરી ભાઇએ બેહન પર,
કિધુ વેર કીનાથી કાળુ જીગર
કે. "અએ બેહન પ્યારી, માદર જણી,
ભુલી ભાઇઓને તુ રાણી બની
પસદ તે કિધો દુશ્મને યઅદાન,
કતલ જેને કીધો પેદર અર્દવાંન
ગુજારી પેદર પર કજાની જફા,
ભુલી ગઈ તે તુ બની બેવફા
૧૮૭૦
કદર ભાઇની તુ કરતી નથી,
મરે કે જીવે તેથી ડરતી નથી
ફિદા તુ થઇ અર્દશીર પર મરી,
નહી બાપ ભાઇની કિધી ગણુતરી
ત્યા તુ ગુજારે ચમન માહે દન,
હિચા મુજ ઉપર રબો મહન.
ભુલી ભાઇને તુ રહે ખુશહાલ,
હિચા મારી ઉપર લાખો જવાલ.
અરે બેહન ' કેમ ભાઇને વીસરી,
રહુ તુ થકી નિસદીન હર ઘડી
અગર ભાઇની જો તુને હોય કદર,
તો ઇલાજ તેનો તુ જલ્દ કર.
કિધુ છે રવાના કાસદ સાથ,
હિન્દી ઝેહરથી મલશે રહાત.
છે ઝેર-એ-કાતીલ, અકસીર અતી,
પલકમા કરે બધ દીલની ગતી.
અરજ મારી એ છે અરે હમશીર[1],
ખવાડી તુ ખાનામે દે અર્દશીર"

આ રૂક્કો એક કસદ કાબુલથી અર્દશીરની રાણી (અદવાનના દીકરી) ઉપર તેના ભાઈ બેહમન તરફથી છુપછાપ લઇ આવ્યો. આ રૂક્કાની સાથ બેહમને એક કાતીલ ઝેરનુ પડીકુ મોકલાવી, પોતાની બેહનને એવી રીતે ભભેરી, કે જો તે ઝેર અર્દશીરને ખાનામા ખવડાવશે, તો તેથી અદશીર તુરત મરી જશે, અને હમો બન્ને ભાઇઓ પાછા તુને આવી મલશુ

### અર્દશીરની રાણીનુ ભભેરાવું.

એ વાંચીને રાણી દલગીર બની,
સુણી હાલ ભઇનો ભુલી ગઇ ધણી
ભુલી ભાંન, ભુલી ધરમ સખની,
ઉઠી ઝેર દેવા ઠગણી બની.

### અર્દશીરને ઝેર ખવડાવવાની તેની રાણીએ તજવિજ કરવી.

પોતાના ભાઇ તરફથી મળેલુ કાગજ વાચી, તે કમઅકલ ઓરત ભોલવાઇ ગઇ. ભાઇ તરફની મોહબતનો વિચાર કરતા તે પોતાના ધણી તરફ બેવફા બનવા, અને તેનો જીવ લેવા તે તઇયાર થઇ

એતેફાક એવો બન્યો, કે એક દિવસ પાદશાહ અર્દશીર શેકારગાહથી થાકીને પાછો ફર્યો, અને તેને ઘણીજ તરસ લાગેલી હોવાથી, તેણે તુરતજ કાઇ પીણુ માગ્યુ. આ હુકમ સાભળી રાણી તુરતજ તે બનાવવા દોડી

લઇ 'પસ્ત'[2] પાણી અને મીસરી,
મિલાવી ઝેર જામ સુદર ભરી
ધરી હાથમાં જામ હસ્તી ખડી,
કહ્યુ અર્દશીરને: "પીઇ તુ જરી
ચહડી છે તુ ને થાક અતી તન બદન,
તરસથી પ્યાસો છે આબ વન
એ પીધાથી મલશે દીલને કરાર,
છે 'આબે હેયાત' એ ગુણગાર."

૧ હમશીર યાને બેહન ૨. પસ્ત એટલે જવના ભુંજેલા આટા ની અદર (મીસરી) સાકર નાખીને બનાવેલુ શરબત

અર્દશીરના ખોરેહેનુ અચ્યુંબ હાજર થવુ, અને ઝેરના પીઆલાનુ રાણીના હાથમાંથી પડી જવુ.

લઇ તે ઉભી જામ ઝેરે ભરી,
નહી પાપનો ખ્યાલ કીધો જરી.
પતી મારવા તે જરા નહી ડરી,
લિધુ માની મનમા જશે બસ મરી
અધીરી બની મારવા તે ધણી,
પીએ તો મરે એમ ગણત્રી ગણી
જોઇ જામ ખુશી થયો અર્દશીર,
તે ચહાતો'તો પીવા પીણુ દલીર
એકાએક અકસમાત અજબ એક થયો,
અચણચ મુરગ[1] એક ત્યા ઉડયો
ઉડી જામ પર પાખ મારી સિતાબ,
જમીન પર પડીયુ તે ઝેર-આબ
થયુ શુ એકાએક અજબ આએ કામ,
જોઇ હાલ ધ્રુજી નીમકહરામ
બિલાડી જે પાળી હતી મેહલમા,
આવીને ચાટી ગઇ સેહલમાં
બિલાડી ગઇ તેજ વખ્તે મરી,
જોઇ અર્દશીરની થઇ ખાતરી
પૂકારી બોલ્યો જોઇ આએ ફન્દ
"ખુદાવદ તે ટાલિયુ આ વધન"
તૂરત અર્દશીરે બુલાવી વજીર,
બુલાવી દસ્તુર-મુબેદ પીર
કહ્યુ અર્દશીરે "સાભલ વજીર,
ઓ દસ્તુરે ઇરાંન રોશન જમીર
અગર દુશમનને કરે તૂ નેહાલ,
તાજો-તખત લઇ કરે ખુશહાલ.
અગર તેજ બન્દો બનીને મલુન,
ઝેહેર પાઇ તુને કરે તારૂ ખુન.
તો જલ્દ કહી દે વગર તુ ડરે,
સજા તે શખસને તુ શુ કરે."

અર્દશીરના સવાલનો તેના વજીરે જવાબ દેવો.

કહ્યુ એમ વજીરે: "ઓ આલમ પનાહ,
અગર કોઇબી જો કરે એ ગુનાહ
સજા તેને લાયેક એ છે ખરી,
કતલ તેને કરવુ ઘટે તેજ ઘડી."

અર્દશીરે વજીરને પોતાની રાણી માટે હુકમ કરવો.

સુણી શાહે કીધો વજીરને હુકમ:
"અમલ મુજ હુકમ પર કરો એકદમ.
ઉભી છે એ બદકાર દુર્વન્દ જણી,
દર ફન્દમા એ ચતૂર છે ઘણી.
લઇ જઇ તબેલામે[2] તુ બધ કર,
ગુનાહગાર એ છે બડી જાદુગર.
કર કયેદ તું દુખ્તરે અર્દવાંન,
નાબુદ કર એની હસ્તી નિશાંન
સતી સમ હતી એ પતી મનથી,
બદજન બની છે ફિતુર ફન્દથી.
કલમ કર સર તુ ગુન્હાગારનુ,
એ કરતી હતી ખુન ભરથારનુ"

*        *        *

૧ આ મુર્ગ યાને 'મરઘો' પાદશાહ અર્દશીરનું ખોરેહ હતું, અને તે અર્દશીરની મુશ્કેલીમાં તેની મદદે મરઘાના રૂપમા હાજર થયુ હતુ આગલા વખતમા દરેક જરથોશ્તીના ઘરમાં મરઘો રાખવાનો રેવાજ હતો વદીદાદની ૧૮ મી પરગરદમાં એ જાનવરને 'પરોદર્શ મેરેઘ' ને નામે, સરોશ અશોના મદદગાર તરીકે જણાવેલો છે પેહલવી તરજુમામા પણ એનુ નામ મરઘો આપેલુ છે એનુ કામ માનસોને અશોઇના કામોમાં મશગુલ થવા માટે પાછલી રાતે જાગરૂત કરીને ઉઠાડવાનુ છે વલી એજ પરગરદમાં જણાવેલુ છે, કે જે કોઇ 'પરોદર્શ મુર્ગ' (એટલે મરઘો) અશો માનસને ભેટ તરીકે આપે છે, તે મોટા સવાબનો બદલો હાસલ કરે છે (કા અ બા)

૨ કારનામે અર્દશીર બાબેકાનમા લખ્યા પ્રમાણે, આગલા વખતમા ગુનાહગારોને સજા કરવા સારૂ ઘોડાઓના તબેલામા મોકલાવવાનો રેવાજ હતો. ત્યાં ગુનાહગારોને કે. રાખવામાં આવતા, અને પાદશાહના હુકમ પ્રમાણે સજા કરવામાં આવતી હતી

## અર્દશીરની રાણીએ પોતાના ખાવિંદને અરજ કેહવડાવવી.

ધડકીને ધ્રુજી સુણી આ હુકમ,
ના રહી તાકત ઉઠાવે કદમ
થયો જર્દ ચેહરો અને મુખ લાલ,
લબો સગ ધ્રુજતા રહ્યા લાલ ગાલ.
રડી સર કુટી, પિખી સર ને બાલ,
જમીન પર પડી તે બની હાલ હવાલ
વજીર સગ જ્યારે પડી તે તનાહ,
ધરી હાથ બોલી: "અરે દાદખાહ
કજા તો સહુનીજ છે એક દન,
મોડે કે વેહલે સહુ છે દફન
આજે કે કાલે સહુ છે ફના,
નથી મોત થાતુ કોઇથી મના
કહુ છુ સુખન સાંભલી લે વજીર,
હુ તકદીરની કુટી બની છુ અસીર
બેશક કતલ કર મારી કટાર,
મગર બાળ છે પેટમાં નિરધાર.
એ બાળનો બાપ છે અર્દશીર,
મરે મૂજ થકી બાળ કાં નામગીર.
હૂ કમબખ્ત ઘેરાઇ ગઇ કાળથી,
મગર શુ ગુનાહ છે થયો બાળથી.
હમેલ પેટમા છે કઇક માસથી,
ખબર એ કહે જઇ નરમાસથી
ખરેખર ગુનાહ છે મ્હારો અજીમ,
મગર બાળ મારૂ નથી મુજરીમ.[1]
જરા કર ખામોશ, જરા કર વિચાર,
બનીને દુરદેશ ના ખેચ કટાર.
મને દે જનવા આ મારૂં બાળ,
બાદજે કરજે મહારો નિકાલ" (1)
૧૦૮૦૦

## અર્દશીરને તેની રાણીના હમેલની ખબર વજીરે જાહેર કરવી.

અર્દશીરની રાણીને મોહડેથી આ નવી ખબર વજીર સાંભલી અજબ થયો, પણ પોતાના પાદશાહના હુકમ વિરૂધ કાંઇબી કરવાની તેણે હિંમત કીધી નહી તેણે દુરંદેશ બની સારી રીતે વિચાર કીધા પછી, તે આ નવા સમાચાર અર્દશીરને જાહેર કરવા ગયો, અને તેની આગલ નવા સમાચાર જણાવવા તે નરમાસથી બોલ્યો —

"અએ શાહે આલમ બન્દાહનવાજ,
સદા રાખે તારો ખુદા ખુશ મિજાજ
જરા સાભલી લે ધિરજને ધરી,
નવી છે ખબર એક મુજને પડી.
રાણી એ તારી હમેલદાર છે,
જનવા થકી બાળ હજી વાર છે
એ ફરજંદ છે તોખમે અર્દશીર,
ના માર તેને બની તુ અધીર.
અરજ એમ કરે છે અતી તે રડી,
નાહક જશે બાળ માસુમ મરી
મરવા થકી નાર તઇયાર છે,
મગર બાળ નિર્દોશ નિર્ધાર છે.
તઇયાર છે સર કરાવા કલમ,
મગર થોભ જ્યાં તક આપુ જનમ."

## અર્દશીરે પોતાની રાણીને કતલ કરવા માટે હુકમ કરવો.

આ નવી ખબરથી અર્દશીર ઉપર કાંઇબી અસર થઇ નહી પોતાને ઝેર ખવાડી મારી નાખવાનું કાવતરૂ રચનાર આ ઓરત ઉપર તે એટલો બધો તો ગુસ્સે થયો હતો, કે આ નવા સમાચારથી તેના દીલમાં સેહજબી દયા આવી નહી, અને એકદમ તેણે વજીરને ફરીથી હુકમ કીધો કે:—

1. મુજરીમ યાને ગુન્હાગાર.

કહ્યુ અર્દશીરે બની બહુ વિકલ:
"બસ એકદમ જઇ કર તુ કતલ
ચશમચોર જગમા બડી નાર છે,
સદા દોજખી ગારમા ઠાર છે
જીવીને જગતની કરે બદ હવા
બગાડી બિજાને કરે રૂસવા
જુદા કર તુ ગારત સદા બદ ઝન,
એ જીવશે તો કરશે જગત દર્દમદ
મરો નાર જનતી એવી નારને,
હિયે હિનપસ્તી જે ભરથારને"

## અર્દશીરના વજીરે પોતાની રાણીને બચાવવાની હિકમત કરવી.

દયાલુ વજીરે કિધો એમ વિચાર,
ગુસ્સાનો ગુલામ છે શેહરિયાર
કરૂ નાર જાહીલ બની જો કતલ,
તો નાબુદ થશે અર્દશીરની નસલ
નથી કોઇ વારસ હજી અર્દશીર,
બચે નાર જો આ જણે એક વીર.
એ નાર જો એક બેટા જણુ,
તો બેશક વારેસ ગાદી બને.

## અર્દશીરની રાણીનો જીવ તેના વજીરે બચાવવો.

પોતાના પાદશાહ અર્દશીરની હાલત ગુસ્સાથી આવી રીતે તપેલી જોઇ, વજીરે દુર દેસ બની પોતની રાણીનો જીવ કોઇબી તદબીરથી બચાવવાનો તેણે મક્કમ વિચાર કીધો

વજીરે છુપાવી છુપછાપ નાર,
રખે કોઇ પાડે ખબર એ બહાર
ઇજ્જત કરાવી કસીને સવા,
બદનને ન લાગે. જરાબી હવા
દુર દેશ વજીરે કિધુ એવુ કામ,
કરે નહી દુશમન કોઇ બદનામ
'બદન-ગુપ્ત,'[૧] કાપી કિધુ તન સફા,
હવસના ખવિસને કીધો દફા
જખમને લગાડી અકસીર દવા,
કિધો તે જખમને સાબુત સફા
બદન તનથી કાપી જુદુ કિધુ,
મૂકી દાબડીમા છુપાવી દિધુ

કરી મોહોર તે પર ગયો તે લઇ,
ઉભો અર્દશીરની સામે જઇ.
કહ્યુ. "એક અરજ છે, ઓ નામેવર,
આ દાબડી પર કર તુ નજર.
અનામત મારી છે એ ભિતર,
કિધી મોહોર મારી છે એની પર.
અરજ મારી એ છે તુને બાદશાહ,
એ રાખી ખજાને, હે તુ પનાહ
એ રાખુ છુ તારી હવાલાતમા,
રેહશે સલામત તુજ હાથમા
લખી છે તારીખ ઉપર આજની,
રજા ચાહે બંદો સરતાજની"

૧ શાહનામામા શાએર ફીરદુસી આ નેક વજીરના દુરદેશી અને દાનેશમદીનો ચીતાર આપતાં લખે છે કે, અર્દશીરની રાણીનો જીવ બચાવતા, પોતાની ઇજ્જતને કાઇબી કલંક ભવિશમાં લાગે નહી, એવી મતલબથી તેણે પોતાની મરદીની નિશાણી નાબુદ કરવાના હેતુથી, પોતે પોતાનુ ગુપ્ત બદન કાપી નાખી, 'મરદાના' અવતારમાથી બદલાઇ તે 'જનાના' ( નામર્દ ) બની ગયો હતો. કેમકે તે દાનાવ વજીર જાણતો હતો, કે અર્દશીરની રાણી હમેલથી ફારેગ થાય, અને તેણીને પેટે જો રાજગાદીનો વારેસ અવતરે, તો તે બાળક ઇરાનની ગાદીનો હકદાર વારેસ છે કે નહી, એવો સવાલ ઇરાની અનજુમન ઉઠાવી વાધો ઉભો કરે એટલા માટે પોતાની ઉપર અનજુમનનો કાઇબી શક આવતો અટકાવવા, અને રાણીને પેટે અવતરેલો વારેસ અર્દશીરનોજ બેટો છે એવુ દેખાડવા માટે તેના વજીરે આવી યોજના પોતાનો જાતી ભોગ આપી કરી હતી. ફીરદોસીએ આ હકિકત પોતાની રસીલી ઇમારતમા શાહનામા અંદર દરશાવી છે

## અર્દશીરની રાણીએ એક દીકરાને જન્મ આપવો.

પોતાની ઇજ્જતને કાઇબી જાતનો કલંક લાગતો અટકાવવાની આવી રીતની યુકતી કરી, તે દાનેશમંદ વઝીર પોતાને ઘેર આવ્યો, અને અર્દશીરની રાણીને ઘણીજ ઇઝ્ઝત અને સંભાળથી તેણીને લાયક એક એકાંત મેહલમા છુપી રાખી, કે જેથી તે જીવતી રેહવા પામી છે, એવી ખબર પવનનેબી પડે નહીં આ મેહલમા અર્દશીરની રાણી જગતની નજરથી છુપી રેહી, પોતાન દિવસો પોતાની હમેલદાર હાલતમા ગુજારવા લાગી

જમાનાની ગીરદેશ, સિતારાનો ખેલ,
ઉભી હસ્તી કુદરત, વઝીરને મેહેલ
વિખુટી પડી ખોઇ રાહતે ખસમ,
જગતથી રહી પોશીદા બેશરમ
પુરી થઇ મૂહત કુખ્તરે અર્દવાંન,
જન્યો એક બેટો રોશન રવાન
ઇઝ્ઝાજતથી રાખી પિસર ગુલફામ,
રાખ્યુ વઝીરે 'શાહપુર' નામ

છુપાવી જનમને છુપો રાખી વાત,
પિસર કીધો મોટો રાખીને સાથ
પેદરથી રાખ્યો છુપો સાત સાલ,
હીસતો હમામે શેહનશાહ બિસાલ
ભુલી દુ:ખ વીપત રંજો મલાલ,
જોઇ માત પીસર થતી ખુશહાલ
હરખતી ગાતી સદા બાળને,
રીઝી રિજવતી સુખપાળને

## અર્દશીરનુ શીકારે જવુ, અને ત્યાં એક બનેલો બનાવ જોઇ, પોતાની ઔલાદ માટે અંદેશામા પડવુ

અર્દશીરની બાનુને પેટે અવતરેલા વારેસની સેહજબી ખબર વઝીરે પોતાના મેહલની બાહાર જવા દીધી નહી ખુદ અર્દશીરને કાનેબી તે વાત જવા પામી નહી સાત વરસની મોટી મુદત પોતાની નિમકહરામ રાણીને કતલ કરવાનો હુકમ આપ્યાને થઇ ગઇ હતી, એટલે તે કમનસીબ બનાવને હવે તે બિલકુલ ભુલી ગયો હતો

## બિયાબાંન વનમા બનેલો બનાવ!

એક દિવસ અર્દશીર પોતાના રસાલા સાથ શીકારે ગયો હતો ત્યા બિયાબાન વનમા અર્દશીરે એક ગોરખરની માદાને ચારો ચરતી જોઈ આ ગોરખરની માદાનો શીકાર કરવાની મતલબથી અર્દશીરે પોતાની કમાન ઉપર તીર ચહડાવી તેણીનો શીકાર કરવાની તજવિજ કીધી. આ બનાવ તે માદાના નરે જેવો દુરથી જોયો, તેવોજ તે નર દોડી આવી, અર્દશીરના તીરના જખમથી પોતાની માદાને બચાવવા આડો પડી, તે તીરનો જખમ પોતાના બદન ઉપર ઝીલી} પોતાની માદાનો જીવ બચાવી લેવા, અને પોતાની જાને શરણુ થવા તે તૈયાર થયો

આવી કિસમની મોહબત પોતાની માદા તરફ તે ગોરખરની જોઇ, અર્દશીરે તે ગોરખર અને માદાને પડતાં મુકયા, અને તેમના નાહના બચ્ચા જે તેમની પડોસમાંજ ગેલ કરતા અને ચરતાં હતા, તેઓ તરફ તેણે પોતાના ઘોડાની લગામ ફેરવી ઘોડો દોડાવ્યો, અને ફરી પોતાની કમાન ઉપર તીર ચહડાવી, તે ગોરખરના બચ્ચાઓનો શીકાર કરવાની તે તજવિજ કરવા લાગ્યો.

આ નવી આફ્ત પેલા ગોરખરની માદાએ જેવી પોતાના બચ્ચાની ઉપર આવી પડેલી જોઇ, તેવીજ તે બેવડા જોર અને ઝડપથી શીકારના મયદાનમા જીવ નાખતી દોડી આવી, અને અર્દશીરના તીરના જખમથી પોતાના વાહલા બચ્ચાઓને બચાવવાની મતલબે, પોતાના જીવની સેહજબી દરકાર કીધા વગર, તે તીરના જખમને પોતાના બદન ઉપર ઝીલી લેવા તે આડી પડી, અને તેમ કરી તેણીએ પોતાના બચ્ચાઓના જીવ બચાવ્યા.

આવી ઉમદા સમજ શક્તી, અને પોતાના બચ્ચા તરફની મોહબતનો ખેલ, વાચા વગરના મુગા જાનવરોમા જોઇ અર્દશીરે પોતાની કમાન ઉપર ચડાવેલો તીર પાછો કાહડી લેઇ, પોતે સ્તબ્ધ થઇ વિચારમા પડયો, અને તુરત પોતાના ઘોડાને રસાલા તરફ પાછો લઇ ગયો

જ્યારે તે પોતાના મેહલમા પુગ્યો, ત્યારે પોતાના મનની શાંત ઘડીમા તે પોતાના દીલમા વિચાર કરી બલાપો કરવા લાગ્યો, કે "અફસોસ હોજો માનસ જાત ઉપર ! આ ચોપગાં મુગા વાચા વગરના બેઅકલ જાનવરો છે, તોપણ તેઓ એક બીજા તરફ એવો તો સપુર્ણ પ્યાર રાખે છે, કે પોતાનો જાન વહીક પોતાની માદા અને બચ્ચાને માટે આપવા તેઓ તઇયાર થાય છે"

આ બનાવ ઉપરથી સાત વરસની મુદત ઉપર પોતાના બાગમા બનેલો પોતાના ફરજંદનો બનાવ અર્દશીરને હઇડે ચહડી આવ્યો, અને તે મનમા ઘણોજ પસ્તાવો કરવા લાગ્યો [૧]

જોઇ હાલ બેખુદ થયો અર્દશીર,
મુઝાઇ મનમા રડીયો હલીર.
બોહલ્યો તે મનમા બનીને વિકલ
"અજબ છે ઓ ગરદીશ તારો અમલ
ચરંદા—પરંદા કરે દીલબરી,
વસે છે જીગરમા મોહબત ભરી
ન બોલે, ઉચારે, જબા તંગ છે,
મગર પ્રીત પુરી અજબ રંગ છે
કરે જીવ બચ્ચાં થકી તે નિસાર,
ખરી પ્રીત અગનનો છે એ ચિતાર (2)
જોઇ ગુરખરની મોહોબત ચલન,
ઉઠી અર્દશીરના જીગરમા અગન.
ચહડી યાદ હેડે ફરજંદની,
કતલ જે થયું સબબ બદ-ઝનની[૨]
નિશફળ ગયો ભવ બુરી નારથી,
થયો દીન અંધકાર બદકારથી."
રડતો હતો શાહ પડી ધ્યાંનમા,
વજીર આવી ઉભો નમી માનમાં.

અર્દશીર અને વજીર વચ્ચે થયલી વાતચીત.

કહ્યુ એમ વજીરે "ઓ નામેવર,
જમીન 'ને જમાનો છે તુજ નફર.
દિસે તારી આંખો આસુ ભરી,
કહે શુ હકિકત બની છે ખરી ?
શુ દુશમનની આંખો ગઇ છે ચહડી,
કહે શુ હકિકત બની છે ખરી ?
બલા શુ નવી છે મૂલક પર પડી,
કહે શુ હકિકત બની છે ખરી ?"

૧. અર્દશીરની જીંદગીમાં બનેલો આ બનાવ ફીરદોસીએ જણાવેલો નથી, પણ કારનામા મધે તે વર્ણવેલો છે. ૨ બદ-ઝન યાને બુરી ઓરત અર્દશીર પોતાની એક વખતની માનીતી રાણી માટે આ ઇશારો કરે છે.

વજીરની માનભરી અરજ ઉપરથી અર્દશીરે શીકારગાહમા જે બનાવ ગુરખર અને તેની માદા તેમજ તેમના બચ્ચાના બાબમા બનેશે અનુભવ્યો હતો, તેનુ બયાન કહી સંભલાવી જણાવ્યું, કે "તે બનાવ જેયા પછી, મને પેશ્ી ઘુરી ઔરત અને મારાં બેગુનાહ ફરજદની યાદ આવે છે,અને મારા તે કામથી આજે હુ પસતાવામા પડયો છું.'

કહ્યુ અર્દશીરે: "વજીર દીલ પાક,
થયો છે નાબુદ મારો ચેરાગ
૧૦૯૦૦
ચડી છે બુઝેર્ગી હવે મારે સર,
થઇ છે એકાવન વરશની ઉમર
સિહા બાલ મારા થયા છે સુફેદ,
મગર એક પિસર વન હિલ નાઉમેદ
'પિદર વન પિસર છે, પિસર વન પેદર',
બગલમા બિગાનાથી ખુશતર જીગર.
મગર વન પિસર છે દીલ ખારજાર,
આ ગંજો-દોલત ગજબનો છે બાર.
તખત તાજ અને આ ખજાનો 'ને જર,
જશે દુશમન હાથ વીના પિસર.
અગર જો હતે એક બગલમા પિસર,
બની રેહનુમા ખુશ કરતે જીગર.
જોઇ હાલે મહોબત ગુરખર તણી,
પડી ચાહ બદ-ઝન 'ને ફરજંદની

પરેશાન દીલ છે, થયો છુ તબાહ,
કતલ માફ ફરજંદ થયુ બેગુનાહ"

પોતાના પાદશાહને આવી પરેશાન હાલતમા જોઇ, તે દાનાવ વજીર તેની દલગીરીનો તમામ ભેદ સમજી ગયો, અને તેને શાંત પાડી દીલાસાના સખુનો કહ્યા, અને ધીરેથી પોતાની અરજ રજુ કીધી.—

વજીરે કહ્યુ "એ બખ્શાનવાજ,
ખુદાની ખુશી વન નથી થાતુ કાજ
ઇલાજ હુ કરૂ ખોલી મારી જબાન,
અગર બક્ષે બંદાને જીવતદાંન
એ દર્દ જાલીમની છે દવા,
સુખનથી કરૂં એ દરદને દફા."
કહ્યુ અર્દશીરે "વજીર કારસાજ,
કર મુજ દરદનો સુખનથી ઇલાજ.

રજા છે મહારી જીવતદાન છે,
જીંદગી મહારી પરેશાન છે" (3)

વજીરે સાત વરશ ઉપર અર્દશીરને સ્વાધીન કરેલી દાબડી મંગાવવાની અરજ કીધી

આવા ઉદાર દીલના સખુનો સાંભળી, વજીરે પાદશાહ અર્દશીરને નમન કરી કહ્યુ કે' "અએ પાદશાહ, આજથી સાત વરશની વાત ઉપર, મે એક નાહની દાબડી ઉપર મારે નામની મહોર કરી, તે તારા ખજાનામા સલામત રાખવા માટે મે તુને સપુરદ કરી હતી, તે દાબડી મેહરબાની કરી તુ મંગાવ."

પાદશાહ અર્દશીરે તે દાબડી તુરત મંગાવી વજીરને સ્વાધીન કરવા ફરમાવ્યું, અને તે દાબડી અંદર એવો તે શુ ગુપ્ત ભેદ છુપાવ્યો હતો, તે જાહેર કરવા વજીરને ફરમાવ્યુ. વજીરે તે દાબડી મલતાજ અર્દશીર આગલ ખુલાસો કીધો —

શએર.

ગુપ્ત ભેદનો હાલ સુણો, હોઇ મર્દ થયો હુ જનાન,
તનથી કાપ્યું 'બદનને,' સાંભલ એ બાએકાન—૧.
ગુપ્ત બદન છુપાવવા, રાખ્યું આ સંદુક મ્યાન,
દુખ્તર અર્દવાનની, રાખી છે જીવતી જાણુ—૨

"અયે શાહ હુકમ તુજ સરપર ધરી,
દફા મે કિધી તુજની દલદરી
દવા વન દરદ તુજ કીધુ સફા,
સુખનથી કિધુ દર્દ તારૂ દફા
બચાવીછે મે કુદરતે અર્દવાન,
મને ડર હતો કેરદેગારે જેહાન
હમેલદાર રાણી હતી તે વખત,
મગર તેની સરજત હતી કમબખત

છુપાવી મે તેને મહારે મકાંન,
જણ્યો એક બેટો ગુરેગુરાંન
મગર લોક નિન્દા થકી હું ડરી,
મે મારી મરદીને નાબુદ કરી.
પિસર આએશમાં તારો ચકચુર છે,
મૂબારક તે નામ 'શાહપુર' છે.
ઉમરનો થયો આજ છે સાત સાલ,
વસે છે માદર તે સાથ હાલ"

અર્દશીરના વજીરે પોતાના જીવની માફી ચાહી અર્દશીરને સઘલી હકિકત જાહેર કીધી, કે "તારો હુકમ તો તારી રાણીને તેણીના પેટ માહેલા હમેલ સાથ કતલ કરવાને હતો. પણ મે ભવિશમા તારા તાજો તખ્તના વારેસની વકી અને ઉમેદ રાખી, તારાં ફરમાનની વિરૂધ્ધ થઇ, એ બન્ને જીવોને બચાવી, મે તેઓને દુનિયાની નજરથી છુપાવ્યા હતા, અને તારો હુકમ તોડી તારો ગુનાહગાર બન્યો હતો. હવે આજે તારો વારેસ તુંને મલ્યો છે, અને મને તે જીવદાન બક્ષયુ છે, તે વાસ્તે હુ પરવરદેગારનો આભાર માનુ છુ."

કહ્યુ અર્દશીરે અજબ બહુ થઇ:
"એ વાત તાજુબ, અજબ તે કહી
હજારો શુકર દાવરે દાવરાન,
શુકર ઓ ફતેહમદ શાહ આદરાન[1]
શુકર છે ઓ યઝદાન તારા હજાર,
દિધુ તુએ ફરજંદ મને ગુલજાર

મે આસા 'ને ઉમેદ મુકી હતી,
થશે મુજ વારેસ વિના શુ ગતી.
મગર દાદ તુએ લિધી દાદખ્વાહ,
કિધી મુજ કમતર ઉપર તે નિગાહ.
ખતા દરગુજર કર ઓ દસ્તગીર,
ગુન્હાગાર તારો છે અર્દશીર"

### અર્દશીર પોતાના દીકરા શાહપુરને મલવા તલબગાર થયો, અને પોતાના બેટાને પારખી કાહડવા માટે તેણે યોજના રચવી

અર્દશીરે જયારે પોતાના વજીરને માહડેથી એવી ખુશખબર સાભળી કે તેનો બેટો જીવતો છે, અને તે ઇધર્ગીને સાત વરસની ઉમરનો થયો છે, ત્યારે તેના દીલનો હરખ અને મનની ખુશાલીનો પાર રહ્યો નહી પોતાના દીકરાને નજરે જોવા, અને તેને પોતાની ગોદમા દાબવા તે અધીરો પડયો, મગર તે દાનેશમંદ પાદશાહે પોતાના દીકરાને કેવી રીતે પીછાનવો, તે માટે તેણે એક યોજના રચી, પોતાના વજીરને તે ઉપર એકદમ અમલ કરવા ફરમાવ્યુ

વજીરને ખુશી થઇ કહે અર્દશીર.
"હવે કર નવી એક તુ તદબીર
જમા કર સો બાળ શાપુર સમાન,
ઉમર સંગ રંગ, અંગ, હોય એકસાન

સજાવી પોશાક એકજ રકમ,
ફરક રંગમા ના રહે કાઇ કમ
રવાના તૂ કર સહુ ચોગાંનમાં,
ખેલે દડીદાવ ખુબ તાનમાં.

1. આદરાન શાહ એટલે સર્વના આતશોમા ચહડતો આતશ આતશ નીયાયશમાં આદર ફરેનબગ, આદર ગોશસ્પ અને આદર બુરજીન મેહરને સઘલા આતશોમા ચહડતા ગણેલા છે
( કા. અ બા )

નિકલશે સો જન મયદાનમા, | સોમા હશે એક માહરો પિસર,
પિછાનસ પિસરને એક આનમા[1] | ઢંઢેરશે જોતાજ માહરૂ જીગર

**અર્દશીરે એક રંગના અને એક જાતના પોશાકમાં હાજર થયલા એક સરખા એક સો જવાન છોકરાઓમાંથી પોતાના દીકરાને પીછાનવો.**

એ રીતે પોતાના ગાદીવારેસ દીકરાને પિછાનવા માટે પાદશાહ અર્દશીરે તદબીર રચી, પોતાના વજીરને એક સરખા કદના એક સો છોકરાઓને, એક સરખા પહેરવેશ પેહડાવી મયદાનમા દડીદાવ રમાડવા માટે હુકમ કીધો. વજીરે પાદશાહ અર્દશીરના હુકમ પ્રમાણે, શેહરમાંથી શાહપુરના જેવા કદના એક સો છોકરાઓને એકઠા કરી, તે સઘલાઓને એક સરખા રંગના એક સરખા પેહરવેશ પેહરાવી, મયદાનમા દડીદાવ રમાડવાની તઇયારી કીધી —

પડી જયારે વલતે દિવસ બામદાદ,
ઉભા સો જવાનો બની દિલશાદ.
હતા સહુ એકસાન, એકરંગ-અંગ,
હતા સહુ ઉલટમંદ દીલમા ઉમંગ
વજીરખી ઉભો આવી સંગ અર્દશીર,
હતા સાથ જંગી, પેહલવાન, પીર.
શરૂ કીધી બાજી ચોગાનમા,
રમતા રહ્યા સહુ અતી ધ્યાનમા
સહુમા શાહપુર હતો દીલપજીર,
અંગે ' ને રંગે માહેરૂનીર
સંહુ બાળકોમા દીસતો દલીર,
જીતી દાવ લેતો બડો બખ્તગીર
કહ્યુ અર્દશીરે જોઇ તે જવાંન
"દિસે છે બિજો અર્દશીર બાબેકાન '

વજીરે કહ્યુ "ઓ આલમ પનાહ,
એ દીલ તારા ફરજંદનુ છે ગવાહ.
બને કા અધીર કર જરા તુ સબર,
જરા જો રમત શુ કરે છે પિસર
જોઇ હાંમ-હિંમત કર તુ પિછાન,
નથી શુ શાહપુર બિજો બાબેકાન ?"
કહ્યુ અર્દશીરે "વજીર નેકનામ,
મને છે જોવી પિસરની હાંમ
હુકમ કર તુરત કોઇને એકદમ,
જઇને ફેંકે દડી મુજ ગમ.
તપાસુ સહુમા છે કોણ દલીર,
છે કોણ અંદર કેરદારે શીર
ધરી હામ મુજ પાસ જે આવે જન,
ગણુ હુ તેનેજ ફરજન્દેમન.[2]

**અર્દશીરે પોતાના દીકરાની હિંમતને વખાણી તેને પીછાનવો**

રમતનુ મયદાન આ એક સો નિરદોશ જવાન છોકરાઓની દોડધામ અને ધડપકડની ધરપચ અને ધાધલથી હલમલી રહ્યું તે સઘલા છોકરાઓ એક સરખા પેહરવેશમાજ સજ્જ થયલા હતા, અને તે સઘલા એક સરખા કદના હોવાથી અર્દશીરને પોતાના ફરજંદને પિછાનવાનુ કામ મુશ્કેલ થઇ પડયુ

---

૧ એક આનમા યાને એક પળવારમા

૨. અર્દશીરે પોતાના દીકરાને પારખી કાહડવા માટે યોજેલી આ યુકતી કારનામે અર્દશીરમા જણાવેલી નથી, પણ શાએર ફીરદોસીએ શાહનામામા તે વીગતવાર દરશાવી છે

દડીદાવની રમત પેલા જવાનોએ ચાલુ કીધી, અને સઘલાઓ પોતાની બાજી ઘણીજ બાહોશથી ખેલવા લાગ્યા પણ તે સઘલાઓમા એક રૂઆબદાર સજધજવાલા છોકરાને બાહોશી અને ચંચલાઇથી પોતાની બાજી જીતી જતો જોઈ, પાદશાહ અર્દશીરે તેને તુરતજ પિછાન્યો, કે તેજ તેનો દીકરો હોવો જોઇએ ઇરાનની ખલકત આ છોકરાઓના દડીદાવની રમત જોવા ભેગી મલી હતી. વજીરના ફરમાવ્યા પ્રમાણે, એક સરદાર તુરતજ •મયદાનમા ગયો, અને આ દડીદાવની રમતમા મશગુલ થયલા જવાંનોની વચમા જઇ, જમીન ઉપર પડેલી દડીને તેણે એવા તો જોરથી કુનેહભરી રીતે ફટકો લગાવ્યો, કે તે દડી પાદશાહ અર્દશીર જે જગ્યા ઉપર બેઠો હતો, ત્યા તેના પગની લગોલગ પાસે જઇ પડી

વજીરના હૂકમથી ગયો તે સવાર,
ફેંકી દડી જ્યા હતો શેહરીયાર.
૧૧૦૦૦
પડી જઇ ગબડતી હતો જ્યા શહા,
થયા સહુ જવાનો સિપાહ પર ફ્દા.
ધસી દોડીયા તે લેવા દડી,
નજર તેટલાં પાદશાહ પર પડી
ઉભા સહુ ડરી જઇ શહા જોઇને,
ખતમ ખેલ કીધો દડી ખોઇને.
દડી કોણ લાવે, કરે કોણ હામ,
બેશક હતુ તે મુશ્કેલ કામ
મગર બાળ શાહપુર કુદી શેર સમ,
ધરી દોડીયો શાહ તરફ એકદમ
ઉચકી દડી ઝટ ઉઠાવી ગયો,
જોઇ શાહ ખુશીથી ફુલી રહ્યો

ઝુલાવી બગલમા ઉઠાવી લિધો,
ગોહર 'ને લાલે વધાવી લિધો
ચુમીચા બે હાઠો, ચુમીચા બે ગાલ,
ચુમીચા બે હાથો, ચુમીચુ કપાલ.
ગલે દાબી તેને કિધો ખુબ પ્યાર,
'આભાર તારો ઓ પરવરદેગાર'
અને ચાહ એની હતી નહી જરી,
મૂવેલો સમજતો હતો હર ઘડી
પડી ચાહ દુખતર અરદવાનની,
ખતા દરગુજર કીધી દીલજાનની.
પિસર સઅ લગાડી ગલે રાણીને,
ભુલી તે ગયો આગલી કાંહાણીને
પિસરને ભેટી શાહ અર્દશીર,
જવા થઇ ગયો જોઇ પિસર નામગીર

વજીરને નવાજી કિધો સર્ફરાજ,
રહ્યો તે જરાબી નહી મોહતાજ.

## શાહપુરને અર્દશીરે તેને છાજતી કેળવણી આપવી

પોતાના તાજ અને તખ્તના વારેસને આવી અચાનક રીતે અર્દશીર મલવા પામ્યાથી તેની ખુશાલીનો પાર રહ્યો નહી પોતાનુ માથુ તે બારેહકતાલાની જનાબમાં ઝુકાવી શુકર અદા કરી, અમેશાસ્પંદો અને કિયાની ખોરેહ, તથા ફ્તેહમંદ આદરાન શાહનો આભાર માની તે બોલ્યો કે "મને જે મલ્યુ છે, તે સોસ્યોશ, રિસ્તાખેજ અને તનેપસીનના હજારાની અગમજ થઇ ગયેના કોઈબી પાદશાહ કે હાકેમોને નહી મલ્યુ હશે, કે મને એક આવુ સુદર ફરજંદ મુવેલાઓમાથી પાછુ મલ્યુ"[૧]

એ પછી તેણે અર્દવાનની બેટીને પોતાના મેહલમા લાવવાનો હુકમ કીધો, અને તેણીએ કીધેલા ગુનાહની તેણે માફી બક્ષી. આ બનાવની ખુશાલીમા અર્દશીરે

૧ કા અ બા

સબક્તો પારસી શેહનશાહ શાહપુર પેહલો.



ઇ૦ સ૦ ૨૪૦ મા અર્દશીર બાબકના મરણ પછી ઇરાનનો
શેહનશાહ બની સોલ વરસની ઉમરે મહાભારત ફત્તેહ મેલવી,
શાહપુરે રોમના શેહનશાહ વેલેર્યનને તેના તમામ લશ્કર
સાથ એન્ટી ઓકમા ઘેરી લઇ, ઇ૦ સ૦ ૨૬૦ મા તેને
કેદ પકડયો, અને એન્ટી ઓકનો કબજો લીધો એ
પછી તેણે સેન્ટ પોળની જન્મ ભુમી ટાર્સસ
જીતી લઇ તમામ એશિયા માઇનર સર કીધું.
વેલેરીયનને શાહપુર ઇરાન પોતાની સાથે લઇ
ગયો, અને તેની દેખરેખ હેઠલ કારૂન નદી
ઉપર એક નવો ગ જાવર બધ બંધાવ્યો,
અને તેનુ નામ, 'બદે કયસર'
રાખ્યુ.

'જ દેશાપુર' નામનુ એક શેહર વસાવ્યુ, અને ત્યાં તેણે દસ આતશ બેહરામ પરથાવ્યા, અને ઘણીક દોલત તથા અસબાબ તે આદરાન શાહની દરગાહમા મોકલ્યા, અને ઘણાક નેક કામો જારી કરવા ફરમાવ્યુ

### શાહજાદા શાહપુરનુ કેળવાઇને પુરવીણ બનવું ઇરાંનના મોટા ભાગને અર્દશીરે જીતી લઇ સર કરવો.

એ પછી અર્દશીરે શેહરમાથી કાબેલ અને દાનાવ ઉસ્તાદોને તેડાવી, શાહપુરને પેહલવી જબાન લખતા-વાચતા શીખવવા, અને બીજી દરેક કિસમની તાજીમ તવાજો અને વિવેક, તથા લડાયક હુન્નરોની તાલીમ આપવા માટે રોકયા. ત્યાર બાદ અર્દશીરે પોતાને નામના અને છાપના દીરમ અને દીનારના, તેમજ બીજા અનેક રકમના નાહના મોટા સિક્કાઓ પડાવ્યા તે સિક્કાઓની એક બાજુએ, પાદશાહ અર્દશીરનુ નામ કોતરાવ્યુ, અને તે સઘલાનો છુટથી ફેલાવો કરાવ્યો.

| | |
|---|---|
| જુલાવી ઉસ્તાદ અને મોલવી, | સખાવત, ધરમના શિખવ્યાં કલામ, |
| પિસરને શિખવ્યો ઇલમ પેહલવી | શિખવ્યા કાનુને મેહફિલ તમામ. |
| શિખવ્યા કુલ્લે ઇલમ જગના, | અકલમંદ બનિયો મિસલ એક પીર, |
| તવાજો 'ને તાજીમ રંગ રંગના | બળમા માલમ પડયો શેરગીર |

શાહજાદો શાહપુર હવે પોતાના બાપ અર્દશીરની પનાહમા ઘણીજ ઇજ્જત અને એશ આરાંમમા રેહવા લાગ્યો. અર્દશીર તેની અકલ અને દાનેશમંદી ઉપર હમેશ આફ્રીન કરતો હતો, અને હમેશા દરેક કામમા પોતાના દીકરા શાહપુરની સલાહ લઇ, તેની સાથ તે મશવરત કરતો હતો. ઘણાએક મુલકોના પાદશાહો, જેઓ માથુ ફેરવી અર્દશીરની સામે સરકશ થયા હતા, તેઓને જેર કરવામાં અર્દશીરે પોતાની જીંદગીનો મોટો ભાગ રોકયો હતો તે સઘલાઓની સાથે એક પછી એક લડી, અર્દશીરે તેમને મહાત કીધા હતા.

### અર્દશીરે આઝરબાઇજાન અને આરમિનીયાના મુલકો જીતી લીધા.

અર્દશીરની મોટાંમા મોટી ઉમેદ, ઇરાંનના તમામ મુલકોમા પોતાની શાહનશાહત સ્થાપી, ત્યાં સુલેહ અને શાંતી ફેલાવવાની હતી એવા ઇરાદાથી અર્દશીરે કેરમાનનો મુલક જીતી લીધા પછી, આઝરબાઇજાન અને આર્મિનીયાના દેશો મોટી લડાઇઓ કરી ફત્તેહ કીધા હતા. પોતાના મનની મોટામા મોટી ઉમેદો અર્દશીરે મોટે ભાગે હાસલ કરી, સંતોશ મેલવ્યો હતો પણ હજી એક મોટી શાહનશાહત જીતવાની ઉમેદ તેના દીલમા બાકી રહી હતી, અને તેને માટે તેણે એક મોટી લડાઇ કરવાની તઇયારીઓ કરવા માંડી હતી

### અર્દશીરે રૂમને શિકસ્ત આપી રૂમ જીતી લીધું.

એક મોટી લડાઇ કીધાથી હજારોના જીવની ખુવારી થાય, તે ખુવારી અટકાવવાના હેતુથી, આ પારસી પાદશાહે દાનેશમંદી વાપરી, એક મોટા લાગવગવાલુ એલચીખાતુ રૂમની શેહનશાહી દરબારમા રવાના કીધું

## એક મહાંન પાદશાહનુ મહાંન એલચીખાતુ

તે એક મહાન જરથોસ્તી પાદશાહનુ મહાંન એલચી ખાતુ હતુ એ એલચી ખાતાંમા ચાર સો કદાવર કદના ખુબસુરત અને દમામદાર જરથોસ્તીઓ, સુંદર ઘોડાઓ ઉપર, તેવાજ બેમુલ પોશાકમાં હથિયારબંધ બની, નીચલુ શાહી ફરમાન રૂમના શાહનશાહ પાસ લઇ ગયા હતા

## એલેકઝાન્દર સિવેરસ પાસ પારસી એલચીખાતાંનુ જઇ પુગવું.

## પારસી પાદશાહનુ મહાંન પારસી ફરમાન.

જેવુ મહાભારત અને રૂઆબદાર આ પારસી એલચીખાતુ હતું, તેવુજ મહાન તે પારસી પાદશાહ અર્દશીર બાબેકાંનનુ ફરમાન હતુ રૂમના શેહનશાહ ઉપર મોકલેલું અર્દશીરનુ ફરમાન નીચે પ્રમાણે હતુ

"* * * પ્રોપોનટીસ અને ઇજીયન સમુદ્ર સુધીના એશિયાના તમામ મુલકો મહાંન સાઇરસે જીતી લીધા હતા, અને લાંબો વખત સુધી તે તેના વારસોના હાથમા રહયા હતા, અને 'કેર્યા' તથા યુનાનના મુલકો ઉપર પારસી 'સેટ્રેપો' હકુમત ચલાવતા હતા. ત્યારે છેક 'ઇથોપયા' સુધીના આફ્રીકાના દેશોએ તેઓની સાહેબી કબુલી હતી. એ સરજમીન ઉપરના પારસીઓના હકો ઉપર ત્રાપ પડી હતી, પણ તેઓ કાંઈ નાશ પામ્યા નથી અને જયારે શાહનશાહી નસલની બરકતથી, અને બહાદુરી ભરી જીતોથી ઇરાંનનુ તાજ હુમારે માથે બેઠુ છે, ત્યારે હુમારી પેહલ્લી ફરજ એ છે, કે હુમારી સલતનતને તેના અસલ વિસ્તાર અને જાહોજલાલીએ હુમો પોંહાચાડીયે તેટલા માટે હમારા મહાન શાહનુ આ ફરમાન છે, કે રૂમીઓએ અસલી પારસી શેહનશાહતના તમામ મુલકોમાંથી એકદમ ચાલી જવુ, અને યુરોપ માહેલી પોતાની સલતનત ઉપર સંતોશ પકડવો [1]

મહાન અર્દશીરના આ ફરમાનના પરીણામમા અર્દશીરે રૂમ ઉપર ચહડાઇ કરી, અને અતે તેણે રૂમ ઉપર ફતેહ મેલવી હતી જેવી આ પારસી પાદશાહની લડાઇ હતી, તેવીજ તે લડાઇ ચલાવવાની તેની કુનેહ અને કારસાજી, તથા હિકમત અને હિમત હતી પોતાના લશ્કરને તે ઉચામા ઉચી તાલીમ આપતો હતો. તેની ફોજની લડાયક હિમત અને કુનેહથી દુશમનનુ ગંજાવર લશ્કર નાહિમત બની, પરાગનદે થઇ જતું હતુ. અર્દશીર પોતે રૂમીઓ સામે લડવા બાહાર પડયો હતો, અને તે એવી કુનેહથી લડયો હતો, કે અંતે રોમનોને એશીયા છોડી જવાની ફરજ પડી હતી

## તારાજ થઇ ગયલી જરથોસ્તી દીન સજીવન કરવા માટે અર્દશીરે લીધેલા ઉપાયો

જરથોસ્તી દીન, જે જમાનાની ગીરદેશથી પરાગંદ હાલતમા આવી પડી હતી, તેને પાછી સજીવન કરવાના ઇલાજો યોજવાનુ કામ અર્દશીરે શરૂ કીધુ હતુ તે એક

૧ પુરાતન ઇરાંનનો ઇતિહાસ લેખક સો. જ. બલસારા એમ એ

ઘણુંજ મુશ્કીલ કામ હતુ, અને તે એ મહાન પારસી પાદશાહે માથે ઉઠાની લીધુ હતું. એ મુશ્કીલ કામમા તેણે દસ્તુર તનસર નામના એક પરહેજગાર અને બાહોશ વિદવાનની મદદ લીધી હતી, અને અવસ્તાને વેર વિખેરી હાલતમાથી સઘલે ઠેકાણેથી પાછી મેલવી, તેને અસલ હાલતમા ગોઠવવાનુ, અને તેનો પેહલવી ભાશામા તરજુમો અને સરેહ કરાવવાનુ કામ તેણે ચાલુ કરાવ્યુ હતુ લોકોનો ધાર્મિક એતેકાદ વધારવા તેણે ખટકે ખટકે આતશકદેહ બધાવ્યા હતા દીન તરફ બેદીલ થઇ ગયના-ઓની ગુમરાહી નાબુદ કરવા માટે, અર્દશીરે ધાર્મિક વાચણનો ફેલાવો કરવાના ઇરાદાથી શેહરે શેહર પુસ્તકખાના ( લાયબ્રેરીઓ ) ખુલ્લા મુકાવ્યાં હતા, અને એજ અરસામાં દસ્તુરાન દસ્તુર અર્દાવિરાફ જેવા કામેલને તેની મોજેજાની શકતીઓ, જરથોસ્તી ધરમ તરફ બેદીન થયલા લોકોને દેખાડવા અને જોવાની તક આપી હતી, કે જેથી ભલી મજદીયશ્ની દીન તરફ તે લોકોનુ યકીન પાછુ ખેચાય.

## અર્દશીરે કરેલા સુધારા.

કેળવણીના ફેલાવા માટે અર્દશીરે શેહરે શેહર, અને મોટા તેમજ નાહનાં ગામોમા 'સ્કુલો' ઉભી કરાવી હતી લડાયક હુન્નર શીખવવા માટે તેણે મનપસદ સંસ્થાઓ સ્થાપી હતી દુખીઓના દરદના ઇલાજ કરાવવા માટે તેણે તબિબખાના ( ઇસ્પીટાલો ) ઉભા કરાવ્યા હતા. લોકોની તબીયત અને તદોરસ્તીના રક્ષણ માટે જરૂરીયાત કાયદા ( સેનીટેશન કોડ ) રચ્યા હતા, અને તે કાયદાનો ભગ કરનારને સખત સજા કરવાના ફરમાન ઇન્સાફ કરનારાઓને આપ્યા હતા.

રઇયતની સુખાકારી માટે અર્દશીર હંમેશ ઘણોજ ઇન્તેજાર રેહતો હતો ખેતીવાડીની હાલત સુધારવા તે હમેશ તતપર રેહતો હતો, અને જમીનને વધારે અને વધારે ફળદ્રુપ બનાવવાનુ કામ તે અનુભવી કાબેલ શખ્સોને સ્વાધીન કરતો હતો દેશના પાકની આબાદાની અને વધારાને ખાતર પાદશાહ અર્દશીર નેહરો, કુવાઓ અને તલાવો વિગેરે ખણાવી, પાણી પુરૂ પાડવાની કાલજી રાખતો હતો. મુફલેસ ખેડુતોને તે જરની હમેશ મદદ કરતો હતો, કે જેથી તેઓ જોઇતા જાનવરો ખરીદી પોતાની જમીન ખેડી શકે

અર્દશીરની કાબેલિયત, તેની અકલમદી, તેની ચતુરાઇ, તેની બાહોશી, હિંમત, અને ધાર્મિક લાગણી, તથા રઇયતની સુખાકારી માટેની કાલજી, એ સઘલુ લખવા અને તેનુ વિગતવાર બયાન કરવા એક અલાહેદુ દફતર લખાવું જોઇયે સાસાની વંશમા થઇ ગયલા પારસી પાદશાહોમા અર્દશીર બાબેકાન એક મહાન પાદશાહ થઇ ગયો છે, જેના જેવો બીજો પારસી પાદશાહ થયો નથી, અને થનાર પણ નથી.

## અર્દશીર ઇરાનનો શેહનશાહ બનશે કે નહિ તે ભવિશ જાણવા માટે તેણે પોતાના એલચીને હિન્દુસ્થાંન તરફ રવાના કીધો

ઇરાન સર જમીનને કીર્તિની ટોચ ઉપર ચહડાવવા પાદશાહ અર્દશીર ઘણોજ ઇન્તેજાર રેહતો હતો પોતાના દાનેશમદ વજીર પાસ હમેશા તે એવોજ વિચાર જણાવતો, કે " હું તે જેહાનના પેદા કરનાર સાહેબ પાસે એટલીજ દુઆ ગુજારૂ છુ,

કે તમામ ઇરાન સરજમીનને દુશ્મન વગરની બનાવી તેને સુખવાસી કરૂ, અને હુ તે દાદારની સેતાયશ સિવાય બીજુ કાંઇબી કરૂ નહી. પણ જો મારા નસીબમા આખાં ઈરાનને એક સલતનત બનાવવાનુ સરજાયલું નહિજ હોય, તો શા માટે મારે ખુનખાર લડાઇઓ કરી ખુનરેજી ચલાવવી જોઇયે ? અગર જો મારા નસીબનુ ભવિશ એવુંજ હોય, તો મારે સઘલી લડાયક હિલચાલ પડતી મુકી, એ રંજથી ફારેગ થઇ, જે કાંઇ મારી સરજતમા સરજેલું હોય, તે ઉપરજ મારે સંતોશ પકડી બેસી રેહવુ જોઇયે."

પાદશાહ અર્દશીરના આવા વિચારો સાભલી, તેના વજીરે તેને કહ્યુ —

| | |
|---|---|
| વજીરે કહ્યુ: "સુણ ઓ સર્ફરાજ, | હુનરમન્દ છે તે નજુમ આશકાર, |
| અગર હોય હુકમ તો સુચવુ ઇલાજ | બુલન્દ આસ્માની ભરમ જાણનાર |
| છે 'કયેદે હિન્દી' નજુમીનુ કામ, | જીતી દુનિયા તુ જશે કે નહી, |
| ભવિશ તારૂ વર્તિ કેહશે તમામ | રમલ જોઇ કેહશે બિલકુલ સહી." |

### અર્દશીરે પોતાના એલચીને 'કયદે હિન્દી' પાસ રવાના કરવો.

જયારૅ વજીરને મોહડેથી આવી ભરૂસેદાર સુચના અર્દશીરે સાભલી, ત્યારે તેણે પોતાના વિસ્વાસુઓમાંથી એક ઘણા બાહોશ અને કામેલ મર્દને પોતાના એલચી તરીકે, 'કયેદે હિન્દી'-પાસ,[1] ઇરાન સરજમીનને એક શાહનશાહતમા આરાસ્તે કરવા શુ શુ ઈલાજો લેવા, 'તે વિશે સવાલ પુછવા રવાના કીધો.

આ ફરમાન મુજબ તે એલચી હિન્દુસ્થાન તરફ નિકલી ગયો, અને પાદશાહ અર્દશીરની તરફથી જે એક બેમુલ હદીયો તે પોતા સાથે લઇ ગયો હતો, તે તેને નજર કરી, અર્દશીરે પુછાવ્યા પ્રમાણે તે એલચીએ તેને સવાલ કીધો કે

"મારો પાદશાહ જાણવા માગે છે, કે મારા સીતારાની ચાલ તપાસી જણાવ કે, હું લડાઇ કરવાથી કયારે આસાએસ મેલવશ, અને આખા ઇરાન મુલકનો હુ કયારે માલેક થવશ જો તેમ બનવુ મારા નસીબમાં ન હોય, તો હુ નાહક જાનો માલની બરબાદી કરૂ નહી"[2]

### પાદશાહ અર્દશીરની પાદશાહી માટે 'કયેદે' વર્તેલુ ભવિશ

આ ઇરાની એલચીનો સવાલ સાભળી કયેદ પોતાના નજુમના દફતરો ઘણી બારીકાઇથી તપાસી જોઇ બોલ્યો:

---

૧. કારનામે અર્દશીર બાબેકાનમા આ 'કયદે હિન્દીને,' કનોજના રાજા 'કયેદ' તરીકે જણાવેલો છે

૨ કારનામામા જણાવ્યા પ્રમાણે, અર્દશીરનો એલચી કયદે હિન્દીને કાંઇબી સવાલ કરે, તે આગમજ કયદે હિન્દી બોલ્યો કે. "તુને પારસીઓના શાહે આ કામને માટે મોકલેલો છે, કે ઇરાન શેહરની એક સલતનત તેને પોહોચશે કે નહી ? હવે તું પાછો ફર, અને પાછો જા, અને મારા સખુનથી આ જવાબ તું તેને કેહજે, કે. "એ સલતનતની પાદશાહી બે તોખમથી બની શકે એમ છે, એક તારા અને એક નુશજાદના મેહરકના ખાનદાનથી. બીજી કોઇબી રીતે એ પાદશાહી આરાસ્તે કરી શકાય એમ નથી,"

(કા૦ અ૦ બા૦)

કાસદથી જાણી હકિકત 'ને હાલ,
પડયો તે નજુમી જોવાને ફાલ.
તપાસી લિધી ચાલ ચર્ખે બુલંદ,
લિધો જોઇ અંજામ રજો-ગજંદ
રમલ જોઇ 'કયેદે' દીધો જવાબ:
"ખુલ્લો થયો છે ભવિશનો નકાબ
સાંભલ ઓ કાસદ મારા સુખન,
અજબ છે સિતારે શાહની ચલન
પડી જે જુદી બે આલાદ[1] છે,
મલે સાથ તો સહુ આબાદ છે
ઔલાદે મેહરક લહુ જો મળે,
તૂખમ અર્દશીરનુ મૂબારક ફળે.
મિટે અર્દશીરની બલા—દલદરી,
મલે ફુલ ઉમેદ દીલમા ભરી.
મલે બન્ને તોખમ તો આરામ છે,
નહી તો સદા રણુસંગરામ છે."

હિન્દી નજુમીએ, અર્દશીર બાબેકાનના ભવિશની આગાહી તેના સિતારાની ચલન બારીકીથી તપાસી જણાવ્યુ, કે નુશજાદના મેહેરકની ઔલાદ સાથે અર્દશીરના ખાંનદાનનુ લોહી એક થાય, તોજ પાદશાહ અર્દશીર ઇરાનના તખત ઉપર આરામથી અમલ ચલાવી શકે, અને ખુનખાર લડાઇઓ ચોમેર થતી અટકે. એ લડાઇઓ બધ પડે, તોજ શાહી જજાલ અને ચિંતાનો ઘટાડો થાય. એમ જો બનશે, તોજ ઇરાનના મુલક ઉપર પાદશાહ અર્દશીરનો વગ વસીલો વધવા પામશે, અને તમામ ઇરાનનો મુલક તેનો બનશે, અને પોતાના દીલની તમામ અરમાન તે હાશલ કરી શકશે.

ઇરાંની એલચીનુ આ ખબર લેઈ અર્દશીર પાસ જવું.

આ ભવિશની આગાહીના સમાચાર લઇ અર્દશીરનો એલચી પવન વેગે પોતાના પાદશાહ પાસ નિકલી ગયો, અને જે કાઇ કયેદ—હિન્દીએ તેને કહ્યુ હતુ, તે તેણે અર્દશીર આગલ જાહેર કીધુ આ હિન્દી આગાહીના સમાચાર સાભલી અર્દશીર જેટલો નાસિપાસ થયો, તેટલોજ તે ગુસ્સે પણ થયો તે ઘણોજ ક્રોધમાં આવી બોલ્યો કે:—

" એવો બુરો દિવસ ના આવનો, કે દોજખી શ્વાનના મેહરકની જુનિયાદથી જનમેલો કોઇ શખ્સ, ઈરાન શેહર ઉપર પાદશાહી કરે, કારણ કે મેહેરક જો કે ઉચી તોખમનો હતો, પણ તે મારો દુશમન હતો. તેના જે ફરજદો, તે મારા અને મારા ફરજદોના દુશ્મન છે. અગર જો તેઓ સતાએ પોહોચે, અને તેઓ જો પોતાના બાપનો કીનો લેવા ચાહે, તો મારા ફરજદોને તે દુખ દેનાર થઈ પડે." ૨

રમલની હકિકત જાણી તમામ,
દુખી થાયો દીલમા શાહ નેકનામ.
પૂકારી બોલ્યો તે મનથી.
"બને મારી ઓલાદ શુ દુશ્મનથી!

૧. આ 'બે ઔલાદ' તે મેહરેક નુશજાદ અને અર્દશીરને માટે નજુમી ઇશારો કરે છે. એ મેહરક નુશજાદ તેજ હતો, કે જ્યારે અર્દશીર હફતવાદની સાથ પાહાડી લડાઇમા રોકાયો હતો, ત્યારે તેની ગેરહાજરીનો લાભ લઇ, અર્દશીરના રાજધાની શેહેર ઉપર તેણે ચહડાઇ કરી, તેનો ખજાનો વિગેરે લુટી લઇ ગયો હતો, અને પાછલથી અર્દશીરે તેના ઉપર પોતાનું વેર લીધુ હતુ એ વિશે આ દાસ્તાનમા ખુલાસાવાર હકિકત આગલા સફાઓ ઉપર આવી ગઇ છે. કરતા.

૨. શા૦ ના૦ બા૦

મહેરકથી મારી તૂખમ જો બને,
બેહતર કે ઇરાન દુશ્મન હણે
અગર તેની ઔલાદ મૂજ સગ મળે,
તો કીનાથી ઇરાન અ તે બળે
છે દુખ્તરે મેહરક જીવતી રહી,
ખુદાને ખબર કાહ નાહસી ગઇ
અગર રૂમ, ચીન જઇ વસી તે હશે,
આ હિન્દમા જઇ ઠસી તે હશે
પકડાવી બાલી કરૂ તેને ખાક,
ન રહે તેની હસ્તી જગમે જરાક"

અર્દશીરે મેહરકની દીકરીને પકડી
લાવવાનો હુકમ કરવો.

હૂકમ તૂર્ત કીધો બુલાવી સવાર
"પકડીને લાવો તે બદકાર નાર
અગર 'જેહરમમા' મલે તે નહી,
હોડી પૂગો હિન્દમા તમ જઇ
ચીનમા 'ને રૂમમા કહાડો ખબર,
પકડીને હાજર કરો બદગોહર.
અફસોસ ઓ સરજત જરા રહમ ધર,
જુલમ તારો જબરો જરા કમ કર."

મેહેરકની દીકરીને શોધી કાહડવા, અને તેણીને પકડી લાવવા માટે અર્દશીરે નવેસરથી પાછા ચોતરફ પોતાના બાહોશ જાસુસોને દોડાવ્યા કેટલાકો ચીનના મુલક તરફ, અને કેટલાકો રૂમ તરફ ગયા, અને કેટલાકો હિન્દુસ્થાનમા તે છોકરીની શોધમા ગયા, કેમકે અર્દશીરના હાથમા પકડાવાની ધાસ્તીને લીધે, તે છોકરી કોઇ દેશમા છુપે નામે જઇ વસી હશે .પણ તે સઘલી શોધખોલ ફોકટ ગઇ, અને અર્દશીરના જાસુસોને તે છોકરીનો કાંઇબી પત્તો મલ્યો નહી.

જ્યારે આ નવી ધડપકડ અને નવી કીનાબાજીની ખબર ચોતરફ ફેલાઇ ગઇ, અને અદના અને આલાને કાને તે વાત જઇ પડી, ત્યારે મેહરકની છોકરીના પકડાઇ જવાની તેઓ દરેક વકી રાખી, આ શોધખોલનુ પરિણામ જાણવા તેઓ ઇન્તેજાર બની રેહ્યાં હતા. અર્દશીરની આ નવી કીનાબાજીની ખબર જ્યારે મેહેરકની દીકરીને કાને ગઇ, ત્યારે તે હયબતની મારી બેભાન થઇ ગઇ.

અર્દશરીના હાથમાંથી બચવા
મેહેરકની દીકરીની
નાહસ ભાગ

મેહેરકની દીકરીએ જાણી ખબર,
પડી તેને અચબુચ જબરી ફ્કર.
વતન ઘર છોડી નિકલી બહાર,
વસી ગામડે જઇ મહેતર દવાર.
છુપાઇ વસી તે રહી ગામમા,
રહેતી તે મશ્ગુલ ઘર કામમાં.
ઇફાજતથી મહેતર કરતો પિયાર,
ઉધરીને મોટી ત્યા થઈ નાર.
સરવ સમ સિધ્ધી સુદર થઇ,
જોડી ન બીજી તેની જણુઇ

અર્દશીરના કોપની ખબર સાભળી તેના કીનાથી બચવા, મેહેરકની એક નાહની છોકરી, પોતાનો જીવ બચાવવા એક ગામડાના બુરજીગર મરદને ત્યા જઈ છુપાઇ તે બુજોર્ગ બુરજીગરે તે છોકરીની કાયનાત અને તેણીનુ નિરહોશપણુ જોઇ તેણીને પોતાને ત્યા રાખીને ઉધારી

આ બુરજીગરને ત્યા મેહેરકની દીકરી કેટલાક વરશ સુધી રેહી, અને જ્યારે તે છોકરી સ્ત્રી-વેશમા આવી, ત્યારે પોતાના શરીરના ઉધર ભાવમા, અને ખુબસુરતીમાં, તેમજ ચાલાકી અને જોરમા તે એવી તો ખીલી રહી, કે તે જમાનાની સઘલી ઓરતો કરતા, વધારે સોહામણી અને વધારે ઉચા કહાવર કદની તે બની રેહી.

અર્દશીરના બેટા શાહપુરનો મેહરકની
દીકરી સાથ મેલાપ થવો.

હવે હાલે-સરજત સાંભલ સુખન,
સિતારાની ફેરવી છે સાબુત ચલન
મૂહત કંઇક થોડી વહિ ગઇ પસાર,
નિકલીયો શેહનશાહ કરવા શિકાર
હતો સાથ શાહપુર સમશીરજન,
ખુશી સહુ થતા જોઇ તેનુ વદન
મલી સંગ સવારો કિધી ધુમધામ,
શિકારોથી વનને કિધુ સૂમસામ
૧૧,૧૦૦
પડયા સહુ જુદા કરતા શિકાર,
તરસથી પ્યાસા થયા બેકરાર.
પડયો એક બગીચો દુરથી નજર,
બગીચાની અંદર દિઠુ એક ઘર.
પૂગ્યો ત્યાં શાહપુર સવારોની સંગ,
દિઠો તે બગીચે નવો કાંઇ રંગ.
ઉભો ખ્યાલ કરતો તે સફ્દરાજ,
પડયો તેને કાને મધુર એક અવાજ.
બગીચાની અંદર કરતાં નજર,
દિઠી એક સરવ સમ રફે-કમર
રસી લઇ કૂવેથી ભરતી'તી નીર,
અજબ થાઇ જોતો ઉભો શુરવીર

એક ઉજ્જડ વનમા આવા લીલોતરીથી ભરેલા બાગમા એક ખુબસુરત બાંનુને કુવામાંથી પાણી કાહડતી જોઇ, શાહજાદો શાહપુર ઘણોજ વિચારમાં પડયો. આ ખુબસુરત નાજનીન કોઇજ નહી પણ મેહરકની દીકરી હતી. તે કુવામાથી પાણી કાહડી પોતાના મુરબ્બી બુરજીગરના ચોપગા જાનવરોને પાણી પાતી હતી તે કનીજકે જ્યારે શાહપુર અને તેના સવારોને જોયા, ત્યારે પાણી ભરવાનુ પડતું મુકી, તે શાહજાદા શાહપુરને નમીને આવકાર દેતી ઉભી

નજર નારની શાહપુર ઉપર પડી,
હૂવા તેના હક માહે કરતી ખડી
નમનથી હસીને બોલી જબાન
"સદા રેહજો ખૂશહાલ, ઓ નોજવાન
નિમકદાર પાણી છે આ ગામમા,
તરસિયાને આવે નહી કામમા
આ મારે કુવે છે આબ પુર,
ઠંડા છે દિલખુશ, પીવે મધુર
મૂબારક કદમ છે, મૂબારક આ નીર,[1]
મૂબારક બગીચો તૂને ઓ દલીર.
અગર હોય ખાએશ તો કરજે હૂકમ,
કૂવેથી હૂ કહાડુ નીર એકદમ
મિટાડુ તરસ તમ ઠંડ આબથી,
કદમ કાહડી ઉતરો રીકાબથી
તરસિયા ઘોડા દિસે આબ વંન,
દિસે છે સૂરજથી તપેલું બદન
હૂ કાહડુ કૂવેથી મસકને ભરી,
આ બંદી છે ખિજમતમે તમ ખડી"

કનીજકે શાહજાદા શાહપુરને નમનતાઇ સાથ આવકાર દેઇ જણાવ્યુ કે. "આ ગામડાંનાં દરેક કુવામા ખારા પાણી હોવાથી તે પીવાના કામમા આવતાં નથી ફક્ત મારાજ બગીચા માહેલા કુવાના પાણી પીવા લાયક મીઠાં અને ઠંડાં છે, માટે જો હુકમ કરે, તો કુવામાથી પાણી કાહડી આપુ." આવી એક સુંદર ચેહરાવાલી, નમાની, અને મધુર અવાજવાલી બાંનુની નમનતાઇ અને લાયકી જોઇ, શાહજાદા શાહપુરે તેની ઉદાર માગણી માટે ઉપકાર માન્યો, પણ તેના સવારો ત્યાં હાજર હોવા છતાં, એક બાંનુ

૧. નીર યાને પાણી.

કુવામાંથી પાણી ખેંચી કાહડે, અને તેના સવારો ઉભા ઉભા જોયા કરે, એ ઘણુંજ અવિવેક જેવુ તેને જણાયાથી, શાહજાદા શાહપુરે તેણીને કહ્યુ

કહ્યુ શાહપુરે એમ: "ઓ ગુલબદન,
કા તકલિફ ઉઠાવે તૂ નાજુક તન
નફર છે મહારા, કરશે એ કામ,
પલકમા કૂવો ખાલી કરશે તમામ"

*　　*　　*

શાહજાદા શાહપુરનુ પોતાના સવારોને કમજોર જોઇ તેઓ ઉપર ગુસ્સે થવુ.

સુખન આ સુણીને નમી સુંદરી,
ઉભી દુર જઇ 'ને અદબથી ખડી
હુકમ શાહપુરે કિધો જુદતર:
"છે કોણુ હાજર, બુલાવો નફર
તૂરત કોઇ નોકરને હાજર કરો,
રસી લઇ કુવેથી પાણી ભરો"
નફર જલ્દ આવીને હાજર થયો,
કુવેથી પાણી તે ભરવા ગયો.
રસીથી મસક ખુબ તરેહ સીકડી,
ઉતારી કુવામા રસીને ધરી.
મસક પાણીથી પુર ભરાઇ ગઇ,
નફરથી ખેંચી શકાઇ નહી.
રસી ખુબ ખેંચી જેહમત કરી,
મગર તે કૂવેથી ન નિકલી જરી
જોઇ હાલ શાહપુરે કીધો પૂકાર:
"અરે બાયલા! નામરદ! તૂ ગવાર
મરદ તુજ સમપર ફિટકાર છે,
તુથી તો બહેતર જો આ નાર છે."

તૂરત જઇ શાહપુરે છિનવી રસી,
લિધી હાથમા ખુબ કમર કસી.
ભરેલી મસક બહુ ભારી હતી,
કરી જોર ખેંચી રહ્યો નરપતી
કરી જોર કાહડી મસકને બહાર,
પિધા પાણી સરવે જને ઠંડગાર
જોઇ નારનુ જોર કીધો વિચાર
"આ ગુલબદન છે અજબ જોરદાર
ગજબ જોર એનુ! અજબ નાર છે!
હાંખોમે એ નાર સગાર છે
સજધજ રસીલી, વિવેકે ભરી,
સખુનમા ભરી છે મધુર મીસરી
બેશક મને છે બસ એ ગૂમાન,
છે નાર એ કોઇ જાતે કિયાંન"
કનીજક બોલી કરી ખુબ નમન
"જીવો શાહ શાહપુર બખ્તેબુલંદ
જીવો તૂ સપુત શાપૂરે અર્દશીર,
કૂવાના કિધા મૂજ પાવન નીર"

શાહજાદા શાહપુરે બુરજીગરની કનીજકને સવાલ કરવો.

અજબ થઇ શાહપુરે કીધો સવાલ
"અએ માહેરૂહ તૂ કરે છે કમાલ?
તૂને જોઇ ખુશીથી ચકચુર છુ,
મગર કેમ જાણ્યુ હૂ શાહપુર છુ?"

તે ખુબસુરત કનીજક શાહજાદા શાહપુરનુ જોર અને હિંમત જોઇ અજબ થઇ. પોતે પાણીથી ભરેલી જે ભારી મસક કુવામાથી ખેંચી કાહડતી હતી, તે જ્યારે શાહપુરને તદબીર અને જોરથી ખેંચી કાહડતાં તેણીએ જોયો, ત્યારે તે ઘણીજ ખુશી થઇ, અને શાહપુર આગલ નમન કરી વિવેકથી તેની તારીફ કરવા લાગી જ્યારે શાહજાદા શાહપુરે એકાંત ગામડાના એકાંતવાસમા વસ્તી એક બાનુને આ આવી રીતે પોતાનું નામ બોલતા સાંભલી, ત્યારે તેની અજાયબીનો પાર રહ્યો નહી. તેજ વખતે શાહજાદા શાહપુરે તેણીને સવાલ કીધો, કે "હુ શાહજાદો શાહપુર છુ, એમ તુએ કેમ જાણ્યું?"

પાદશાહ હોરમજદ



ચહડાવી નયનો ભવાની કમાન,
પૂકારી બોલ્યો હોરમજ જવાન
“આ વન છે મહારૂ, મહારો અમલ,
તમો તો દીસો છો બડા કમઅકલ
ઘુસી આવી એકદમ પરાયે મૂકામ,
પૂછો છો બની બેઅદબ મારૂ નામ ?
આ ચોગાન મારૂ એ મૂજ કાજ છે,
આ વનમા મહારૂ સ્વરાજ છે
ઘુસી પર ઘર એમ દમ કેમ કરો,
જુવો હુ ધણી છુ સામે ખડો.
કરી જગ લડવુ છે મારૂ કામ,
તમો કેમ આવ્યા છો મારે ગામ ?”

(જુવો પાનુ ૩૦૭)

### ખુરજીગરની કનીજકે શાહજાદા શાહપુરને જવાબ દીધો.

"હુ સાભલતી આવી છુ એવા સુખન,
કે શાહપુર શાહ છે બહુ જોરમન
સખાવતમા છે દરિયા-એ-નીલ,
બળમા 'ને કળમા છે એક પીલ[1]
સરવ સમ સિકંધો રૂઇનતન છે,
બેશક બિજો જાણે બેહમન છે."

### શાહજાદા શાહપુરે કનીજકને સવાલ કરવો.

આ કનીજકને આવા વિવેકથી પોતાના નિયાગાનો રૂઇનતન અસ્ફન્દીયાર અને બેહમનના નામો બોલતી સાભલી, શાહજાદા શાહપુરે હસીને તેણીને સવાલ કીધો

હસી શાપુરે એમ કીધો સવાલ
"મને રાસ્ત કેહ તુ ઓ નેકફાલ
મને કેહ તારી તોખમ નિશાંણુ,
પિદર કોણુ તહારો રોશન રવાંન ?"

### ખુરજીગરની કનીજકે શાહપુરને જવાબ દીધો.

જ્યારે શાહપુરે કનીજકને તેના માત-પીતા અને ખાનદાનનુ નામ નિશાણુ પુછ્યુ, ત્યારે તે મનમાં ઘણીજ ડર ખાવા લાગી, કેમકે તે જાણુતી હતી, કે તે મેહેરક નુશજાદની દીકરી છે, અને પાદશાહ અર્દશીર તેના ખાનદાન અને ઔલાદનો હડહડતો દુશમન છે, અને તેની દુશનાઈમાંથી બચવાને ખાતર, તે પોતાનો જીવ બચાવવા માટે બચપણુથીજ આ ગામડાંના ખુરજીગરને ત્યા નાહસી આવી છુપાઇ હતી રખે પોતાનુ ખરૂ નામ અને મા-બાપની ઓલખ આપ્યાથી તે નવી બલામા પાછી ફસે, એવુ વિચારી તેણીએ શાહજાદાને ઉડાવનારો જવાબ દીધો

"સાભલ ઓ શાહ બખ્તેબુલંદ,
આ ગામ છે મારૂ અસલ વતન
પિદર મારો ધધે છે ખુરજીગર,
વસુ તેની સાથે શામો-સહર.
હુ બેટી છુ તેની સરજત શરણુ,
વસી આ વતનમા રહુ ખુરસંદ[2]
ફરજંદતમે તેની સદા હુ રહુ,
દુઃખો સગ સુખો તેના સહુ."

### શાહજાદો શાહપુર ખુરજીગરની કનીજકના ખુલાસાથી સતોશ પામ્યો નહી.

કહ્યુ શાહપુરે "નાર ઓ બખ્તવર,
દિસે છે મને તુ દાનેશવર
કરે શાહ પાસે ગલત વાત તુ,
કરે કાય નાહક હેમાકાત તુ ?
ખરી વાતનો ખોલતી નહિં ભરમ,
શુ સમજે છે તેમા તુ કઇ શરમ ?
વિવેક 'ને અદા તારી પ્યારી દિસે,
સિકલ ખુરજીગરની ન તારી દિસે."

### ખુરજીગરની કનીજકે શાહજાદા શાહપુર આગલ ખુલાસો કરવો

તે ખુબસુરત કનીજકે શાહપુરને આવી રીતે શકમદ બનેલો જોઇ, તેની ચાલાકી અને અકલમદી માટે પોતાના દીલમાં તે વખાણુ કરવા લાગી. પોતાના ખાનદાંન અને માત-પીતાની નિશાણુ પોતાના વિવેક અને અદાથી પકડાઇ ગયેલી જોઇ, તે પોતાના મનમા ઘણીજ મુઝાવા લાગી, અને ફિકરમદ બની પોતાની ખરી હાલત જાહેર કરવા આગમજ તે બોલી

---

૧. પીલ યાને હાથી ૨ ખુરસંદ યાને સતોશમાં

"અએ શાહ શાહપુર, એ જુલજલાલ,
સાંભલ બોલુ, જરા કર ખિયાલ
અગર દે વચન જો મને શેહરિયાર,
કરે જાન બક્ષીનો જો તૂ કરાર
તો હાલ મારો હૂ જાહેર કરૂ,
જીવવાને ખાતર કજાથી ડરૂ
અગર જો વચનથી કહી તૂ ફરે,
તો સર મારૂ તુજના કદમ પર પડે"

* * *

કહ્યુ શાહપુરે બહુ દયા દીલ ધરી
"ઓ બાળા, ન કર આંખ આંસુ ભરી
જીગર પાક જેનુ વફાદાર છે,
કહે શુ ગુલિસ્તાંનમા ખાર છે?
ઘડી ભર જમિન 'ને જમાનો ફરે,
ઘડી ભર ખુરશીદ ચલન વિસરે
મગર જો વચનથી શાહપુર ફરે,
તો કોફે યઝદા મૂજ પર પડે"
સુણી આ વચન બોલી "ઓ દાદખાહ,
હવે દે મને તૂ તહારી પનાહ
સુણુ વાત કહુ મારી ઓ નેકજાદ,
હૂ દુખ્તર છુ મહેરક–એ-નૂશજાદ
હતા સાત હમ ભાઇ બેહનો સુખી,
હતૂ એક જનબી જરા નહિ દુખી
એકાએક હમપર પડી એવી ધાડ,
રૂઠીયો શાહ અર્દશીર શેહરિયાર
ચલાવી હમારા કુટુ બની કતલ,
નહાના 'ને મોટા, સુદર કમળ
કાપી કિધા સર તનથી કલમ,
ધરી દીલમા નહિ જરાબી રહમ
હૂ નાહની નહાસી આવી અહી,
હૂ આ ગામડામા સતઇ રહી
આ ગુરજીગર મૂજ પીદર થઇ રહ્યો,
વખત એમ કરતા બહૂ વહિ ગયો.
ધરી અર્દશીરની દિલે ધાસતી,
કજાથી ડરી હુ થઇ નહાસતી
આ હાલ મારો છે ઓ દલીર,
બની હુ આ ગામની આબગીર [1]"

**શાહજાદા શાહપુરે કનીજક આગલ પોતાનો પ્યાર જાહેર કીધો**

આવાં એકાત ગામડામા શાહજાદા શાહપુરે જે નાજનીનને સાદા–સુતરા પોશાકમા જોઇ, અને જેના વિચીત્ર પ્રકારના જોર અને કઉવત તથા ખુબસુરતી જોઇ તે શરૂઆતથીજ તેણી ઉપર મોહી પડેલો હતો, તે નાજનીન કોઇજ નહી, પણ તેના બાપ પાદશાહ અર્દશીરના જુલમથી નહાસી આવી તે ગામડામા છુપાઇ બેઠેલી, કીયાની ઔલાદના નુશજાદની દીકરી હતી, એમ જાણતાજ તેના દીલમા પ્યારનો ઉભરો જોશબધ પ્રગટી નિકલ્યો શાહજાદા શાહપુરે તે નાજનીનને દિલાસાના અનેક સુખન કેહી સમજાવ્યા, અને તુરતજ પેલા ગુરજીગરને બોલાવી પોતાના નામની ઓલખ આપી જણાવ્યુ

બોલાવી કહ્યુ શાહપુરે બાંનને:
"સાભલ સુખન તૂં દઇ ધ્યાનને
આ નારમા મારો જીવ જાન છે,
મને એને માટે ઘણુ માન છે
હુ ચાહૂ છુ એ સગ મારા નેકાહ,
આ આસ્માન રેહશે મારો ગવાહ"
કિધી શાદી શાહપુરે ખુબચેહર સગ,
કુલી ખુશીથી થયો ઉછરગ.

**શાહજાદા શાહપુરના બેટા હોરમજદનો નુશજાદના મેહરકની દીકરીને પેટે જનમ થવો.**

બનવાના જે બનાવો તે બન્યા વગર રેહતા નથી કનોજના કયેદે હિન્દીએ નજુમ જોઈ અર્દશીર બાબકાનની શાહી માટે તેનુ ભવિશ કહયુ હતુ, તે અતે ખરૂ પડવાની

[1] આબગીર યાને પાણી ભરનારી પનિહારણ.

શરૂઆત થઇ ચુકી હતી અર્દશીર બાબકાનના દુશ્મન નુશ્જાદના દીકરા મેહરકની ઔલાદના તમામ બેસાવદ ઉપરાંત તેના સાત ફરજંન્દોની કતલ ચલાવ્યા છતાં, મેહરકની એક નાહની દીકરી જે બચી જવા પામી હતી, તેની સાથે આ તે શાહજાદા શાહપુરનો જંગલમા અચાનક મેલાપ થયો, અને તે શાહજાદો પોતાના બાપ પાદશાહ અર્દશીરની જાણ્યુ વગર, તે ખુબસુરત બાનુ સાથ લગ્નના ગાંઠથી જોડાયો.

જમાનાની કાહણી, ગગનનો ભરમ,
સિવા પાક યઝદા ન જાણે મરહમ
વખત જયારે નવ માસનો થઇ ગયો,
પિસર એક ખુરમ દ પયદા થયો
સિકલમા હતો તે અસ્ફન્દીયાર,
સજધજમા અર્દશીર શેહરિયાર
શાહપુરે રાખ્યુ હોરમજદ નામ,
છુપછાપ મલતો જઇ ગુલફામ
થયા એ રિતે સાતસાલ એમ પસાર,
પિસર જેમ ખિલીયો વસતી બહાર
ઉધરીને લાડે મોટો થયો,
વસી માત સાથે વનમા રહયો
એતેફાક સરજત બની બહુ અધીર,
એક રોજ શિકારે ગયો અર્દશીર
પડી હોરમજદ પર વનમા નજર,
તે રમતો હતો ત્યા બની બેફિકર
ધરી હાથ અંદર તીર 'ને કમાન,
કરતો 'તો શિકાર વન દરમિયાન
રસાલા સંગ ત્યા પૂગો અર્દશીર,
દિઠો દુરથી એકલો બેનજીર
વનમા તે વિરલો ફરતો હતો,
જરા કોઇથીબી ન ડરતો હતો

ઉભો સામે જોતો શાહ તાજવર,
જવાને જરાબી ન કીધી નજર
જોઇ વીર—બાળક ગુલફામને,
હસ્યો અર્દશીર જોઇ તે સામને
ધીમેથી પુછિયુ અરે નવજવાન,
કરી શુ રહયો વનને દરમિયાન '
આ વનમા તમારૂ શુ કાંમ છે ?
જબા ખોલી બોલો શુ નામ છે ?"

**હોરમજદે પાદશાહ અર્દશીરને જવાબ દીધો.**

ચહડાવી નયનો 'ભવાંની કમાન,
પૂકારી બોલ્યો હોરમજ જવાન:
"આ વન છે મહારૂ, મહારો અમલ,
તમો તો દિસો છો બડા' કમઅકલ
ધુસી આવી એકદમ પરાયે મૂકામ,
પૂછો છો બની બેઅદબ મારૂ નામ ?
આ ચોગાન મારૂ, એ મૂજ કાજ છે, '
આ વનમા મહારૂ સ્વરાજ છે.
ધુસી પર ઘર એમ દમ કેમ કરો,'
જુવો હુ ધણી છું સામે ખડો
કરી જંગ લડવું છે મારૂ કાંમ,
તમો કેમ આવ્યા છો મારે ગામ ?"

**અર્દશીરે જવાંન હોરમજદને જવાબ દીધો.**

આવી બેધડક અને હિંમતભરી રીતે આ એકાંત બિયાબામમાં એક સુંદર ખુબસુરત જવાન બાળકને પોતાની માથે આવી હિંમતભરી રીતે વાતો કરતો જોઇ, પાદશાહ અર્દશીરને એક હાથ ઉપર જેમ રમુજ હાસલ થઈ, તેમ બીજા હાથ ઉપર તે બાળકની લડાયક હિંમત અને બોલવાની ધાધશ્ત ધરપચ જોઇ તેણે અજબ થઇ, પોતાના વજીરને કહ્યુ કે

કહ્યુ અર્દશીરે : "વજીર પાકજાદ,
આ બાળની શુ હશે બુનિયાદ ?
જા જલ્દ ' એને મુજ પાસ લાવ,
મને એની ઉપર આવેછ ભાવ."

વઝીર બાળને જઇ તુરત લાવિયો,
લાવી શાહને તુરત આપિયો
ધરી હાથ શાહે કીધો સવાલ:
"અરે કોણ છે તુ, કહે તારો હાલ ?
શુ નામ તારૂ ? કહા છે મુકામ ?
પિદર કોણ તારો ? કહા તારૂ ગામ ?"

નિરખી શાહને રહયો તે જવાન,
ઉભો છાતી કાહડી મિસલ પેહલવાંન
ધરી હામ હોરમજદે દીધો જવાબ.
"પિસર છુ હુ શાપુર, તે મારો બાપ 11,300
પેદર મુજ પેદરનો છે અર્દશીર,
બપાવો તે મારો શાહ છે દલીર

હુ ફ્રરજન્દે મેહરક બુનિયાદ છુ,
વસી આએ ગામે આબાદ છુ"

## અર્દશીરે પોતાના દીકરા શાહપુરને બુલાવી ખુલાસો મેલવવો

શાહપુરના ચેહરા ઉપર ફેલાઇ રહેલો ગભરાટ પાદશાહ અર્દશીરે તુરતજ જોઇ લીધો, પણ સરજતમા લખેલા બનાવો વિશે જે ભવિશ 'કયેદે હિન્દીએ' અર્દશીરની સલતનતના બાબમા જણાવ્યુ હતુ, તે અતે બનવા પામેલુ જોઈ, તે સતોશ પામ્યો. શાહપુરને ગભરાટમા પડેલો જોઈ પાદશાહ અર્દશીરે તેને ધીરજ આપી મલકાતે મોહોડે પુછી વધુ ખુલાસો મેલવ્યો

### શાહજોદા શાહપુરે પોતાના પેદર પાદશાહ અર્દશીર આગલ કરેલો ખુલાસો.

કિધો ભેદ શાહપુરે ખુલ્લો તમામ
"એ ફ્રરજન્દ છે મારૂ એ નેકનામ
એ ફ્રરજન્દનુ' નામ હોરમજદ છે,
એ ઉમરે નાહનો, મગર મર્દ* છે
મનાવી મે રાખ્યુ અહુ મનને,
છૂપાવી મે રાખ્યુ એ ફ્રરજદને
એ દિકરો છે મેહેરક દુખ્તરનો,
હુ બાવિદ છુ નેક દીલભરનો"
હકિકત કુવાપર બનેલી કહી,
કિધી વાત પુરી ન બાકી રહી

### પાદશાહ અર્દશીર અને શાહજાદો હોરમજદ.

ખુશહાલ થયો સુણી અર્દશીર,
ગયા સહુ મેહલે લેઇ બેનઝીર
બગલમા લિધો હોરમજને ધરી,
વધાવી લિધો ઠાળ મોતી ભરી.
ખુશી થઇ બાધ્યા આતશ કદેહ,
કિધા નવરૂઝો--જશન--સદેહ.
સોનેરી કોલાહ સરપર ધરી,
ઉમેદો હોરમજદ અદર ભરી.
બનાવી બઝમને કિધી ધામધુમ,
બની રાત 'રોશન' અધારી ગુમ

**અનોશે રવાન થજો ! શેહનશાહ બાબકનો અર્દશીર.**

**અને અર્દશીરનો શાહપુર.**

**અને શાહપુરનો હોરમજદ.**



* મોટા મર્દના જેવી અક્કલવાલો

# શાહપુર ઝુલ અક્તાફ.[1]



(મહાંન પારસી પાદશાહની જીંદગીનો એક સફો)

શાહપુર સાસાની પાદશાહોમા થઇ ગયલા સઘલા શેહનશાહોમા સર્વથી વધારે ફતેહમદ થઇ ગયલો હતો એને ઇરાંનની ગાદી ઉપર ૭૦) વરશ રાજ કીધુ હતું. શાહપુરનો બાપ હોરમઝ (બીજો) ફક્ત આઠ વરશ સુધી રાજ કરી મરણ પામ્યો હતો તે જ્યારે મરણ પામ્યો, ત્યારે તેનો એજ નામનો એક દીકરો જીવતો હતો, પણ તેના આચાર વિચારો રૂમીઓની રાહ રીતી અને રસમો તરફ ઢળેલા હોવાથી, પારસી અંનજુમને તેને ઇરાનનું તખત આપવા ના પાડી હતી. એ વખતે તેની માતા હમેલદાર હતી, (ઇ૦ સ૦ ૩૦૯) તેણીની તાજપોશીકી કીધા કરવામા આવી, એવી મતલબથી, કે અગર જો તેણીને ત્યા દીકરો અવતરે, તો તેને ઇરાંનની ગાદી મળે. સારે નસીબે તેમજ બન્યુ હતું હમેલનો વખત પુરો થતાજ, એક ભાગ્યશાલી દીકરો જનમ્યો હતો, જેનુ નામ શાહપુર રાખ્યુ હતું એ શાહપુરે ઇરાન ઉપર ૭૦) વરશ રાજ કીધું હતું

શાહપુરના બાપ હોરજમદનુ મરણ,
અને શાહપુરનો જનમ થવો.

હવે લાવ સાકી ભરી જામને,
શરૂ હું કરૂ કઇ નવાં કામને.
કલમ લઇ હકિકત લખુ સાફ-સાફ,
બયા હુ કરૂ શાહપુર ઝુલઅકતાફ
એક રોજ હોરમજદ પાંમ્યો ગુજર,
હતો નહિ વારેસ[2] બને તાજવર.
પડયુ તખ્ત ખાલી ઇરાંનનુ,
થયુ બખ્ત બદતર શબેસ્તાંનનુ
તજી ગેતીને તે ગયો નામેવર,
જખમી થયાં કુલ રઇયત જીગર.

ખબર એક એવી વજીરને મળી,
શબેસ્તાનમે એક છે ગુલકળી
રૂખ તેનુ રોશન મિસલે માહ,
હમેલદાર મેહલમે છે નેકખાહ
ગયો મેહલ અંદર વજીર નેકનામ,
કિધી તેણે તહેકીક વિના કાઇ ખામ.
હતી મેહલમા તે પરીચેહર નાર,
બની'તી હોરમજદથી ભારદાર[3]
જોઇ નારને તે થયો શાદમાન,
બેસાડી તેણીને તખ્તે કિયાન.
ઝરીન તાજ તેના મુકી સર ઉપર,
વધાવી લિધી સહુ જને નામેવર.

* * *

---

૧. આ સંગીત કિરતન પેહલ વેહલ્લુ મુબઇમા ૨૧ મી માર્ચ ૧૯૨૩ અને જમશેદી નૌરોજને દીને સાજના એ૦ જી૦ ઇન્સ્ટીટયુટના હૉલમા મુબઇની જશન કમીટી માટે કરતાએ રજુ કીધુ હતુ.

૨. હોરમજદનો એજ નામનો એક દીકરો વારેસ તરીકે હયાત હતો, મગર તેની રીતભાત અને રાહરસમ રૂમીઓ તરફ વધારે ઢળેલી હોવાને લીધે, હોરમજદના મરણ પછી ઇરાનની અનજુમને તેને તખત આપવા સામે મજબુત વાંધો લીધો હતો.

૩. હમેલદાર.

મુદ્દત રોજ ચાલીસની થઇ પસાર,
પડયો એક પયદા પિસર નામદાર
હતો શાહ હોરમજદનો તે પિસર,
હિસતો અફળમદ દાનેશવર
પેદરના મરણ બાદ લીધો જનમ,
હતા માસ બેમા દિવસ વીસ કમ
વજીરે રાખ્યુ શાહપુર નામ,
કિધા તેણે દુનિયામે મશહુર કામ

શાહપુરનુ પાચ વરશાની ઉમરે પુગવુ.

વહીને થયા એમ પુરાં પાંચ સાલ
ઉધરીને મોટો થાયો તે બાળ
કદમા કદાવર, રૂખ ગાલ લાલ,
ચમકતી પેશાની દીપતુ કપાલ
હતો શાહ હોરમજદનો તે પિસર,
હીસતો અફળમદ દાનેશવર
એક રોજ હતો વખ્ત સમીસાજનો,
ખિદમતમે હાજર હતા સહુ જનો
પડયા તેને કાને શોરો-પુકાર,
અરવન્દ[1] નદીપર થતા બીશિયાર
વજીર ગમ જોઇ કીધો સવાલ
"પુકારો એ શાના, શુ છે ધમાલ"

વજીરે કહ્યુ "અએ શાહ શેહરિયાર,
નદી પુલપર લોકનો છે પુકાર
રોજગાર કરી લોક પાછા ફરે,
સમીસાજના ભીડ જબરી પડે"

* * *

સુણી આ સુખન એમ શાહપુર કહે:
"એ અડચણ શા કાજ રઇયત સહે
અગરજો નદીપર બે પુલ થાય,
એકપરથી આવે બીજેથી જાય
જરાબી ન અડચણ પડે કોઇને,
સગવડથી ચાલે સહુ જોઇને
ટળે દુખ રઇયત મિટે કુલ રજ,
ખરચો એ ખાતર ખજાનાનો ગજ"
વજીર આ સુખનથી થયો ખુશ અતી,
કહ્યુ. "તારી કાયમ રહો સમ્પતી"
ખરચી હજારો શાહી દિરમ,
કિધો પુલ તૈયાર કરવા હુકમ

શાહપુરનુ આઠ વરશાની ઉમરે પુગવુ.

વરશ આઠની થઇ જયારે ઉમર,
શીખ્યો લડાઇના ઉત્તમ હુન્નર
દલીલો તે કરતો અફળમદ સાથ,
થતા તેથી દાનેશ હરદમ મહાત
વસી ઇસ્તખર'મા કિધુ પાયતખ્ત,
સુખી કાધી રઇયત કરી બદોબસ્ત

શાહપુરનુ દસ વરશાની ઉમરે પુગવુ, અને અરબ સરદારે તેના દેશ પર ધાડ પાડી, શાહપુરની ફુઇ નુશેદને ઉઠાવી જવુ

શાહપુર દસ વરશની કોમળ ઉમરે જયારે પુગ્યો, ત્યારે તે ઇસ્તખર શેહરમા રહીને લડાયક હુન્નરોની કેળવણી ઉપરાત રાજ કારોબાર ચલાવવાની કુનેહ શીખવામા રોકયો હતો એ વખતે એક ઘણોજ જાણવાજોગ બનાવ 'તેસીફુન' (મદાયન) શેહરમા બન્યો હતો.

'અએનાની' ટોલાનો 'તાયર' નામનો એક અરબ જાતનો રાજા હતો, તેણે રૂમી, પારસી, બેહેરીન, કાદુસી અને કુર્દ લોકોનુ એક ગજાવર લશ્કર એકઠુ કરી, તેસીફુન ઉપર ચહડાઇ કીધી. આ અરબે કરેલી અચાણચ ચહડાઇની સામે થવાને અશબતાં કોઇ તઇયાર નહી હતુ, એટલે તે અરબ રાજાની ફોજે, તે મુલકને વેરાંન કીધો. તાયરથી જયારે ઇરાનીઓ હાર ખાઇ નાહસી ગયા, ત્યારે રાજ મહેલમા વસવાટ કરતી બાનુઓમા, શાહપુરની નુશેદ નામની એક ઘણીજ ખુબસુરત ફુઇ હતી, તેને તાયર જબરીથી

[1] અરવંદ નદી. હાલના જમાનામા 'ટાઇગ્રીસ' નદીને નામે જણાયલી નદીનુ નામ.

કેદ કરી, તે પોતાને વતન ઉઠાવી ગયો[1] તે અરબ સરદારે તુશેહ બાનુને બળ જબરીથી લઇ જઇ પોતાના જનાનખાનામા રાખી, અને ત્યા તેણીને લાચીરીથી પોતાની સરજતને તાબે થવુ પડયુ.

હતો એક અએનાની[2] આરબ શાહ,
બળમા પુરો બડો અદબાહ
નામે તે તાયર શેરદીલ હતો,
બળમા પુરો મિસલ પીલ હતો
હતો ઇસ્તખરમા શાહપુર જયાર,
જમા તેણે લશ્કર કિધુ બીશિયાર
લિધા રૂમી સિપાહ અને પારસી,
વળી કુર્દ, બેહરીનો 'ને કાદસી
લઇ સહુ સિપાહો ગયો તેસિફુન,
તારાજ કીધો મુલક બેનમુન
કહી કોઇએ આવી ખબર દીલહરન,
જનાનામે છે એક સુંદર બદન
૧૧,૪૦૦
અજબ નામ તુશેહ, અજબ બહાર છે,
મહાચન તે પર બલહાર છે

તે કુઇ છે શાહ શાહપુરની,
સિકલ છે સુંદર મિસલ હુરની "(1)
* * *
સુણી આ ખબર તે ગયો મેહલમા,
ઉઠાવી ગયો તુશેહને સેહલમા
રાખી જુલમથી શબેસ્તાંનમા,
પડી જીવતી તે જીનદાંનમા
બની તેની ઓરત તે નેકફાલ,
રહી સાથ તાયર તે એક સાલ
જણી એક બેટી મિસલ મુશ્તરી,
સિકલમા જાણે 'નરસી' ખરી.
ખુશી થાયો તાયર જોઇ દીકરી,
એ માલેક મુજ શાહીની છે ખરી
મુબારક રાખ્યુ મલીકેહ નામ,
થશે એથી આસાન મુશ્કીલ કામ.

એવી રીતે એક નિરાધાર શાહી બાનુને એક અરબ સરદાર બળ જબરીથી ઉઠાવી લઇ જઇ, તેણીને પોતાના જનાનખાનામા જોર જુલમથી રાખી તુશેહની જીવતી જીંદગી એક બંદીખાના માહેલા કેદીના જેવી થઇ પડી અંતે લાચારીથી તે બાનુને પોતાની કમનસીબ સરજતને આધીન થવુ પડયુ. આખેરશ તાયર સાથ તુશેહ શાદીના ગાંઠથી બંધાઇ, તેની ઓરત તરીકે વસવા લાગી આ બનાવને એક વરશ વહી ગયું, અને તુશેહ બાનુએ એક ખુબસુરત દીકરીને જનમ આપ્યો આ દીકરીનુ નામ તાયરે મલીકેહ રાખ્યુ તે તેણીને ઘણુજ વાહલથી ચાહી પોતાની ગાદીના વારેસ તરીકે ગણવા લાગ્યો

## શાહપુરનુ છવીસ વરશની ઉંમરે પુગવુ, અને તાયરના મુલક ઉપર ચહડાઇ કરવી

આ હિનપસ્તી ભરેલો બનાવ બન્યાને લગભગ સોલ વરશ વહી ગયા એ સોલ વરશના અરસામા તાયરની દીકરી—મલીકેહ—ઉછરીને એક ખુબસુરત બાનુ જેવી મોટી થઇ, અને એ સોલ વરશની મુદતમા શાહપુર પણ ઉછરી એક પેહલવાન જેવા કદાવર બાંધાનો જવાન થયો, અને તે ઇરાનની ગાદી ઉપર બેઠો. પોતાના શાહી કુટુંબમા તુશેહના બાબમા બનેલા બનાવથી તે અરબ સરદાર ઉપર ઘણોજ ગુસ્સે થયો, અને પોતાની ફુઇના વેરમા તે બુરી દીયાનતના અરબ ઉપર કીનો લેવા તેણે કમર બાંધી.

---

૧. આ બનાવ શાહપુરની બચગીના વખતમા, જયારે ઇસ્તખરમા તે કેળવણી લેતો હતો, ત્યારે બન્યો હતો.

૨. યમનની નજદીક આવેલા મુલકમા વસ્તો અરબ જાતનો એક ટોળો, જે અએનાનીને નામે ઓળખાતો હતો.

થયો જ્યારે શાપુર શિખી પુર હુન્નર,
લડાઇને લાયક થયો વીર-નર
ઉમર થાઇ છવ્વીસ વરશની તમામ,
નિકલિયો તે કરવા દુનિયામે નામ
જમા કીધુ લશ્કર મયદાનમા,
ગણાતુ સરસ જે બળવાનમા
ચુટી કાહડીયા બાર બહાદુર હજાર,
કિધા તેઓને ઉટ ઉપર સવાર
નિકલિયા હરોલે રહેબર તમામ,
હતા જે હુનરમદ વિના કાઇ ખાંમ
રહેબર લિધા એક સો સાથમા,
નહિ કોઇ ભુલા પડે વાટમા

બાદઅઝ થયો શાહ શાહપુર સવાર,
કમરબધ બાંધી થયો ઓસ્તવાર
લિધી રાહ તાયર મુલકની તરફ,
કિધી કુચ એકદમ, ન બોલે હરફ
કિધુ જગ તાયર સાથે લડી,
કતલ થઇ હજારો મુવા તરફ્ડી
લડી જગી તાયર બનિયો અસીર,
કિલ્લામે નહાસી છુપાયો દલીર
ઘેરીને કિલ્લો કિધાં બધ બાર,
મરે ભુખ પ્યાસે બની ખારજાર
સિપાહ સગ તાયર થયો બદીવાન,
ન પીવાને પાણી, ન ખાવાને નાન

## શાહપુરની ઉપર અરબ સરદાર તાયરની દીકરી મલીકેહનુ મોહી પડવુ

પાદશાહ શાહપુરે તાયર સાથે લડી તેને પેહલ્લીજ લડાઇમા જબરી શીકસ્ત આપી અરબ સરદારે પોતાના લશ્કરની ગજાવર ખુવારી થઇ ગયલી જોઈ, તેણે જીતવાની આસા બીલકુલ મુકી દીધી અને તે પોતાનો જીવ બચાવવા કિલ્લામા જઇ ભરાયો, અને કિલ્લાના દરવાજા એવી તો સિફતથી બધ કીધા, કે કોઇથીબી તે ઉઘડી શકે નહી આવો મામલો જોઇ, પાદશાહ શાહપુરે પોતાની લશ્કરી હુનરમદીને દુરંદેશાથી ઉપયોગ કીધો શાહપુરે પોતાના લશ્કરને વધુ વાર જગની અદર લડવાની જેહમતમાથી બચાવી લેવાની હિકમત રચી, અને લશ્કરને હુકમ કીધો, કે તાયરને જીવતો પકડવા, અને કિલ્લા માહેલા લશ્કરને જેર કરવા માટે કિલ્લાની આસપાસ એવો તો સખત ઘેરો ઘાલવો, કે જેથી તેઓ ભુખે અને તરસે હેરાન થઇ, અતે શરણ થાય એ રીતે કિલ્લાની આસપાસ શાહપુર પોતાના લશ્કર સાથ એક મહીના સુધી ઘેરો ઘાલી ,પડયો

તાયરના કિલ્લાની આસપાસ ઘેરો ઘાલ્યા પછી, શાહપુર હરરોજ બામદાદ પડતા ઘોડે સવાર થઇ, કિલ્લાની આસપાસ પોતાના લશ્કરની હાલત અને હિલચાલ તપાસવા નિકલતો હતો. એ તેની મામુલી સેહલગાહ દરમિયાન, એક રોજ એક જાણવા જોગ બનાવ બન્યો

એક રોજ શાહપુર લઇ તીર કમાન,
નિકલિયો સેહલગાહે છોડી મકાન
ઉભીતી મલીકેહ કિલ્લા ઉપર,
પડી તેની શાહપુર ઉપર નજર

જોઇ રૂપ રૂબાબ સુદર સિકલ,
જોઇ તેની સજધજ જોઇ ચલવલ.
જોઇ લબ મિસલે બદખશાંની લાલ,
જોઇ કદ કદાવર ઝુલ્ફોને બાલ

પડી મોહી શાહપુર પર ગુલકલી,
પ્રીતની બદનમા અગન રહી જલી (2)

## મલીકેહએ શાહપુર ઉપર પોતાની વિસ્વાસુ દાસી પાસે ખાનગી પેગામ મોકલવો.

શાહપુરને જોતાજ મલીકેહ તેની ઉપર મોહી પડી, અને પોતાની પ્રીતીનો પેગામ શાહપુરને કોઇબી રીતે જણાવવા, તેણીએ પોતાની એક વિસ્વાસુ સખીને પોતાના દીલની તમામ હકિકત જાહેર કરી કહયુ

બુલાવી સખીને કહ્યો તે ભરમ
"હુ ગમઝદી પર કર તુ રહમ
નથી ખાબો આરામ મને રાતો દીન,
દિઠો જયારથી મે શાહપુર હસીન
હવે મુજ દરદનો કર તુ ઇલાજ,
તુથીજ બનશે જરૂર મારૂ કાજ
એ કીનામા થાયો છે બિલકુલ લીન,
મગર મુજ લહુનો છે એ યકીન
એ મારૂ તન છે, એ મારો જાન,
એ મારે મનથી છે કુલ જહાન.
અરે એ સખી મારૂ તુ કાંમ કર,
લઇ જા તુ પયગાંમ શાહપુર ઉપર
કેહે કે તુ આવ્યો છે લડવાને કાજ,
મગર તુ મલી જા મને સર્ફરાજ
તુ મારો અઝી છે, મારૂજ લોહી,
છે મારી માદર તારીજ કોઇ
કરશ તુજ કામોમે હુ રહેબરી,
સગી તારી છુ ખુરશેહની દીકરી
અગર મારી મહોબત તુ મંજુર કરે,
તો તાયરનો કિલ્લો પળમે હરે."

## મલીકેહની સખીનુ અંધારી રાતે શાહપુર પાસ જઇ પેગાંમ પોહચાડવો

આ પેગામ જેટલો અગત્યનો, તેટલોજ તે ખાનગી હતો દેખીતી રીતે મલીકેહએ આ પેગામ શાહપુર ઉપર મોકલાવવામા મોટો જોખમ પોતાને માથે ખેચી લીધો હતો. પોતાની મોહબતને ખાતર, મલીકેહે પોતાના બાપ તાયરનો કિલ્લો તેના દુશમનને શરણ કરવાની જે કબુલાત પેગામ મારફતે મોકલાવી હતી, તે અગરજો જાહેર થાય, યા તેની સખી તે પેગામ લેઇ જતાં સપડાઇ જાય, તો તે બનેની કેવી હાલત થાય, તેનો મલીકેહએ સેહજબી વિચાર કીધો હતો નહી. તોપણ તે વિસ્વાસુ દાસી પોતાની સાહેબજાદીનો પેગામ લેઇ જવા તૈયાર થઇ

થઇ રાત બરપા અંધારી કીલ,
સખી દોડી ઘરથી મિસલ આબે નીલ
લરજતી ડરતી રખે કોઇ જોય,
જો પકડાય પળમા જીંદગીજ ખોય
ભરાતી છુપાતી જોતી ફરે,
નહી તણુ શાહપુર નજરે પડે
નિરાસી થઇ બહુ બની બાવરી,
મગર ભાલ અંતે શાહપુર જડી
દુવા દઇ હજારો કીધી સલામ,
બાદજ કહ્યા કુલ મલીકેહ કલાંમ
* * *
ખુશી થઇ શાહપુરે દીધો જવાબ.
"અએ નાર બાહોશ કહે જઇ સિતાબ
સુણી છે હકિકત રાખી ધીરજ,
મંજુર મને છે તહારી અરજ
કસમ લઇ કહુ ખુરશેદ, માહના,
કસમ છે મને તખ્તો-કોલાહ તણા.
કસમ છે જરાથોસ્તની કુશ્તીના,
કસમ છે મને મુજની હસ્તીના.
જેબી તુ ચાહશે તે આપશ ઇનામ,
સમજ જે છે મારૂ, તે તારૂં તમામ.
નજરથી ન રાખશે જરાબી હૂ દુર,
સદા મુજ જીગરમા રહેશે જરૂર.
કદીબી ન બોલશ બુરા સુખન,
અગલ તારી છોડશ નહિ કોઇ દન

દુવા કહી મ્હારી ક્હેજે સલામ,
કર મારૂ આસાન મુશ્કીલ કામ"
*  *  *
નમી ખુશ બની ગઇ સખી લઇ જવાબ,
દોડી તે કિલ્લાની અંદર સિતાબ
હકિકત મલીકેહને ખુશ થઇ કહી,
સુણી ગમઝદી તે ખુશી બહુ થઇ
૧૧,૫૦૦

તાયરની બેટી મલીકેહુએ પોતાના
બાપને બેહોશ કરી શાહપુરને
કિલ્લો શરણ કરવો.

પડી જ્યારે વલતે દિવસ બામદાદ,
મલીકેહ ખુશીથી બની દીલશાદ
રચી એવી હિકમત તદબીર કરી,
મલી સાકીને એમ કહે સુંદરી
"મહેફીલ જ્યારે મલે આજ રાત,
અને જ્યારે સહુ કોઇ દીલખુશ જીયાદ
રહે જ્યારે ચાલી દોરે શરાબ,
તાયરને પાજે તુ બેહિસાબ
પાજે તુ પયદરપે દારૂની જામ,
અને પીઇ મહેફીલ બેહોશ તમામ
હવા થાય અકળ, બદન બેહોશ,
રહે નહિ સુધ્ધી, રહે નહિ હોશ"
કહ્યુ સાકીએ "છુ બંદો ગુલામ,
હુકમ તારો સરપર ધરૂ નેકનામ"
થયો અસ્ત ખુરશેદ, પડી જ્યારે રાત,
મલી સારી મહેફીલ થવા દીલશાદ
ધરી હાથ તાયર જામે શરાબ,
દુવા ચાહી દુશ્મન બને લાજવાબ
લિધી જામ પર જામ છલછલ ભરી,
કિધી ઢીલ સાકીએબી નહિ જરી
પયદરપે પાઇ તલખ જામ પુર,
ચહડી ઘેન મગજે, થયા મખમુર
થઇ જ્યારે બેહોશ મહેફીલ તમામ,
રહી નહી સુધ્ધ કે રહી નહી ફામ
નહી જોર પગમા રહે કોઇ તટાર,
લથડતા લથડતા ગયા ઘરબાર
તાયરની હાલત બની ખારજાર,
પડયો થાઇ બેહોશ, દારૂ ખુમાર
*  *  *
જોઇ હાલ મલીકેહ ધરી દીલ હામ,
કિધુ ઝટ પુરૂ અધુરૂ કામ
ઉઠી દોડી એકદમ મહેલની બહાર,
કિધા ખોલી ખુલ્લાં કિલ્લાના બાર
જઇને તે શાહપુર સામે ખડી,
થયો ખુશ જોઇ અખ્તરે સુશ્તરી
તુરત એવો શાહપુરે કીધો હુકમ
"હફાજતથી રાખો તે ગુલદમ
હતી રાત કાળી સિહા અંધકાર,
ઉઠી જઞી શાહપુર થાયો સવાર
લઇ પેહલવાંનો 'ને લશ્કર સાથ,
કિલ્લામે દાખલ થયો રાતોરાત
પડેલુ જે લશ્કર હતુ ખાબમા,
પડયુ તે કજાની ગીર્દઆબમા
ચલાવી કતલ શાહપુરે ખુનખાર,
મુવા કઇ કતલ થઇ બારબ હજાર.
લુટી કુલ ખજાનો, લુટી માલો-જર,
કિધી કુલ રઇયત જીરોજબર.
ધસી મેહલ અંદર શાહપુર ગયો,
પકડાઇ તાયર તાબે થયો
કિધો તેને પકડી તુરત બંદિવાન,
ઉભા સર ઝુકાવી અરબ પેહલવાન.

મલીકેહની સલાહ પ્રમાણે, તાયરને તેની મેહફીલમા સાકીએ જદ્દલદ દારૂની જામ ઉપર જામ આપી, અને તે જલદ દારૂની અસરથી મેહફીલમા બીરાજેલા સઘલા અમીરો અને પેહલવાનો મસ્ત બની શરાબની ખુમારીથી બેફામ થવા લાગયા એવી છાકટ હાલતમાં તેઓ મેહફીલ છોડી પોતાના મકાને ગયા, અને તાયર બેફામ બની એવો તો મસ્ત થઇ ગયો, કે તેને પોતાની હાલતની સેહજબી ખબર રેહી નહી

**અરબ લશ્કરનુ પરાગદે થવુ, અને તાયરનુ કેદ પકડાવુ**

પોતાના બાપ અને તેના પેહલવાનોને શરાબથી ચકચુર થઇ એફામીમા પડેલા જોઇ, અધારી રાતે મલીકેહ મેહલમાથી બાહાર નિકલી એકદમ કિલ્લાના દરવાજા ખુલ્લા મુકી, તે શાહપુરની દરબારમાં તેની આગલ જઇ ઉભી. શાહપુર આ સઘલાં બનાવની વકી રાખી જાગરણ કરતો હતો મલીકેહ જેવી એક ખુબસુરત બાંનુને આવી અધારી રાતે તેણે પોતાની પનાહમા આવેની જોઇ, તેને ઇજ્જત અને માનથી પોતાના આદમીઓની દેખરેખ હેઠળ સોપી, અને પોતે પોતાના નામીચા પેહલવાનોની એક ટુકડીને લઇ, કિલ્લામા દાખલ થઇ, મારફાડ અને લુટ ચલાવી. એવી ધાડપકડના અવાજોથી આરબ સિપાહો જેઓ ગાફેલીમા પડી નિરાતે સુતા હતા, તેઓ જાગરૂત થયા, અને ઇરાની સિપાહોને એવી એકાત રાતે કિલ્લાની અદર જોઇ તેઓ હેબતી ગયા, અને તુરતજ હથીયારબધ બની ઇરાનીઓ સામે લડવા તેઓ તઇયાર થયા ઘણુાજ ઝનુનથી આરબો ઇરાંનીઓ સાથે લડવા લાગ્યા,અને એક મોટુ જંગ કિલ્લાની અદર અધારી રાતે ચાલુ થયું, અને તેમા ઘણાક ઇરાંનીઓ મારયા ગયા

પણ અતે આરબોનું લશ્કર પરાગદે થયુ, અને ઇરાનીઓની જીત થઇ. ઇરાનીઓ ત્યાર પછી મેહલમાં ધસી ગયા, અને ત્યા તાયરની શોધ ચલાવી તાયર તે મેહલના દરબારી દિવાંનખાનામા દારૂની ઘેનથી મસ્ત બની બેહોશ હાલતમા પડેલો જણાયો. ઇરાનીઓએ તેને તુરતજ કેદ કીધો, અને તમામ મેહલ અને કિલ્લાનો કબજો શાહપુરે રાતોરાત પોતાને હસ્તક લઇ, તાયરના મેહલમા પડાવ નાખ્યો. બડી બામદાદ પફતાબ, અને ખુરશેદ પ્રકાશતા, શાહપુરે તાયરના મેહલના દિવાનખાનામા પોતાની દરબાર ભરી, એક કિમતી મસનદ ઉપર તાયરની દીકરી મલીકેહને શાહપુરે બોલાવી પોતાની પાસે બેઠક આપી, અને અરબ સરદાર તાયરને, તે દરબારમા બદીવાંન હાલતમા હાજર કરવાનો હુકમ કીધો

થયો જયારે રોશન સુરજ આશકાર,
ભરી એક મેહફીલ મહેલને દવાર
મલીકહેબી આવી પુર તોરમા,
બેઠી તે શાહપુરની જોડમા
હુકમ કીધો: "લાવો સરદારને,
પુછો કેમ છે તે બદકારને"
તુરત લાવી હાજર કિધો બદિવાન,
પશેમાન હાલે ઉભો મહાન
મલીકેહને જોઇ દરબારમા,
સમજીયો સઘળુ પલવારમા
સમજી ગયો કેમ થયો તે ખુવાર,
લુટાઇ ગયો કેમ તેનો બહાર
હતી જે દુખ્તર મહારી અજીજ,
પેદરની તરફ તે બની બેતમીજ

કહ્યુ એમ શાહપુરને "ઓ શાહ,
જો મારી હાલત પર કર નિગાહ
કિધો છે જેણે આ મારો નાશ,
થશે તુ બી એક રોજ તેથી નિરાસ"

શાહપુરે તાયરને કતલ કરવો,
અને અરબોએ તેના ઘાતકીપણા
માટે તેને 'ઝુલ અકતાફ'
નામ આપવુ.

સુણી શાહપુરે કીધો પુકાર:
"બધ કર જબા તારી ઓ નાબકાર
અગર તુ જમા જો સલુકઇ હતે,
અગર તુ જમા જો મરદઇ હતે
અગર જો ખરેખર હતે તુ વીર,
ગણતે પર નારને હમશીર[1]

1. હમશીર યાને બેહન.

તું કાહડી ગયો પારસી નારને,
લ્યાંનત છે તુજ અવતારને
કિનાનુ રોપ્યુ તુએ બીજછે,
તુ અવલાહે ભોગી નાચીજ છે
લગાડી કિનાની તુએ આગ છે,
કજા તારી બેશક હોલનાક છે"
તુરત એમ શાહપુરે કીધો હુકમ'
"કતલ કર તાયર અરબ એકદમ
તન તેનુ આતશને આધીન કરે,
ફ્રી નાર હરતા કોઇબી ડરે."
જલ્લાદે કીધુ તુરત તેનુ કામ,
કપી રહ્યો કુલ આરબ તમામ

ગજબ તેનો ગુસ્સો વ્યાપી રહ્યો,
અરબ જોઈ કહેરે કાપી રહ્યો
હર એક અરબ પર લેતો તે વેર,
જરાબી કરતો નહી તે મહેર.
અગર કોઇ આરબ સરકશ થતો,
જીવતો કદીબી નહિ તે જતો.
કરતો તે હર એક આરબ મહાત,
કાપી કહાડતો ખભા સાથ હાથ.
સલામત અરબ જે ફરતા હતા,
આપીને ખડણી ડરતા હતા
એથીજ શાપુરને મલ્યુ લકબ,
ઝુલ અકતાફ નામે કહેતા અરબ

એવી રીતે પોતાના કુટુંબની એક શાહી બાનુ ઉપર, એક અરબ સરદારે ગુજારેલી જફાના પરીણામમા શાહપુરે વેર લીધુ, અને તેના મુલકને તારાજ કીધો. અરબ તાયરના આવા નીચ અને બુરી દીયાનતના કામથી, આરબ લોકો ઉપર તેને એટલો તો ધીક્કાર બેસી ગયો, કે એકબી અરબ જે તેની સામે સરકશી કરતો, તેના બન્ને ખભા અને હાથ તે કપાવી નાખતો હતો શાહપુરની આવી કિસમની આરબો તરફની વેર અને કેહરની લાગણીથી એકએક આરબ તેનાથી ધ્રુજી તેના સખુનને માન આપી, તેને સલામી આપતા હતા શાહપુરના એવા કામને લીધે, આરબો તેને 'ઝુલ અકતાફ'ના લકબ યાને અટકે ઓળખાવતા હતા.

આરબ સાથના જંગમા ફતેહમંદ થઇ, અને તાયરને મારી નાખી શાહપુર પોતાની ૫૪ નુશેહની દીકરી મલીકેહ સાથ પોતાના રાજધાની શેહર તરફ પાછો ફરયો.

### શાહપુરે નજુમીઓને પોતાનુ ભવીશ જોવા જણાવવુ.

ફતેહમંદ શાહપુર લઇ મનમોહન,
ફરિયો તે પાછો પારસ વતન
૧૧,૬૦૦
મુદત બાદ એક રોજ ઉદાસી થયો,
બની તે બેચેન ત્રાસી રહ્યો
બુલાવી નજુમી કીધો સવાલ,
જુવો કેવી છે મુજ સિતારાની ચાલ.
રમલ જોઇ નજુમી બોલ્યો "શાહા,
સદા રેહજો રોશન દીલ પારસા
ચલન છે ગ્રહોની અતી દુખ ભરી,
પડશે તુ પર કોઇ મુસિબત બડી

મગર તારી મુશ્કીલ આસાન છે,
સમજ એ સિતારાનુ ફરમાન છે"
તુરત શાહપુરે એમ બોલી જબાન
"કહે એ નજુમી ભલા મેહરબાંન
કહે કોઇ ઇલાજ એ આફતનો,
ટળે કેહર કાળો એ સરજતનો."
સિતારેસનાસે દીધો જવાબ
"અએ શાહ કાયમ રેહો તુજ તાબ
ગજબ આએ ગર્દીશની છે ચલન,
બચે ના સુરવીર દાનેશમંદ
અકળમંદ બળવાન લાચાર છે,
બનવાનુ તે તો બનનાર છે."(૩)

* * *

સુણી શાહે ફિલ્સુફી ભરિયા સુખન,
ઉદાર દીલે કિધુ મોટું મન.

### શાહપુરનુ વેપારી વેશ ધારણુ કરી રૂમના કયેસરની દરબારમાં જાસુસ તરીકે જવું.

સુદત બાદ શાહપુરે કીધો વિચાર,
નજરથી જોઉ હુ રૂમ કારોબાર
તપાસુ જઇ તેનુ લશ્કર તમામ,
જઇ જોઉ નજરથી કયસર હમામ
વજીરને કહી વાત છુપી તમામ:
જાણે ન રૈયત એ મારૂ કામ
અમલ તુ કરજે ખુબ ધ્યાંનથી,
ઇનસાફ કરજે તુ ઇમાનથી
હુકમ કીધો તૈયાર કરો કારવાંન,
લિધા સાથ નામી કઇક પેહલવાંન
ધરી ઉઠ ઉપર હિનારો હિરમ,
લિધા સાથ રેશમ કપડાં નરમ.
લાધીને અસબાબ ઉંઠો ઉપર,
લિધો વેશ શાહપુરે કરવા સફર.
લઇ સાથ વજાર પડીયો બહાર,
પુગ્યો જઇ શાહપુર રૂમને દવાર.

### શાહપુરે વેપારી વેશે કયસરની દરબારમાં દાખલ થવાની યુકતી કીધી.

એક મોટો વેપારી કાફલો શાહપુર પોતાની સાથે લેઇ છુપે વેશે રૂમ તરફ નિકલી ગયો.

એક લાબી મજલ કાપી, અને રૂમની સરહદ ઉપર આવેલા એક' ગામડામાં શાહપુર જઇ લાગ્યો. તે ગામના મુખીને ત્યાં શાહપુર પડાવ નાખી પડયો, અને તેની ખાતરદારીના બદલામા શાહપુરે તેને કેટલીક કિમતી ભેટ સોગાદ આપી. બિજે દિવસે તે પોતાની વજાર લેઇ રૂમ શેહરમા દાખલ થયો, અને કયસરના મેહલ તરફ ચાલ્યો. મયદાનમા શાહપુરે પોતાના ઉંટો અને રસાલેદારોને પડાવ નાખવા ફરમાવી, કયસરની દરબારના તે દરવાનની નજદીક ગયો, અને તેની આગલ થોડીક કિમતી ભેટ મુકી, તે દુવા ગુજારવા લાગ્યો '( 4-5 )

તે કિમતી ભેટ તેને નજર કરી, શાહપુરે અરજ ગુજારી

"નથી પેહલવાંન હું નથી પાદશા,
હું પારસી એક છુ પારસા
હું આવ્યો છુ કાપડની વજાર લઇ,
કરૂ રૂમ સાથે વેપાર કઇ
અગર જઇ શકુ જો શાહ રૂબરૂ,
બને મારી ઉમેદ કુલ સુર્ખરૂ
આ ગૌહર 'ને હથિયાર છે આબદાર,
છે ખાએશ નજર હું કરૂ શેહરિયાર.
નજર મુજ નફરની જો મજુર કરે,
નસીબ મુજ કમતરનુ બેશક ફરે.
રજા આપે કયસર તો ખોલુ બજાર,
કરૂ રૂમીઓ સાથ કઇ રૂજગાર.
ખરીદી રૂમી માલ કઇ દીલ પસદ.
ફરશ હિઆથી પાછો મહારે વતન.

### કયસરની દરબારમા શાહપુરનુ વેપારી વેશે દાખલ થવું

શાહપુરની અરજ ઉપરથી કયસરનો દરવાન તેનો પેગામ લઇ કયસર પાસ ગયો, અને એક ઇરાની વેપારી કાપડની વજાર લેઇ દુર દરાજથી રૂમીઓ સાથ વેપાર કરવાની ઉમેદમા આવી લાગ્યો છે, અને તે કયસરની રૂબરૂ હદીયો નજર કરવા ઇંતેજાર છે, એવી હકિકત સિફતભરી રીતે તેણે કયસરને જણાવી.

દરબાંનના આ સખુનો સાભલી, કયસરે તે ઇરાની વેપારીને પોતાની દરબારમા હાજર કરવાની રજા આપી. દરબાને તુરતજ શાહપુરને શાહી પરવાનગીનો પેગામ

- ,

જણાવ્યો, અને એ રીતે શાહપુર કયસરની દરબારમા દાખલ થયો શાહપુર કયસરની રૂબરૂ જઈ, તેને જોતાજ નમન કરી પોતે નજર કરવા માટે લાવેલો હદીઓ રજુ કીધો, અને નમનતાઈ સાથે કયસરના હકમા તે દુવા ગુજારવા લાગ્યો (6)

શાહપુરે ધારણ કરેલા વેશમા પકડાઈ જવુ, અને કયસરે તેને કેદ કરી બંદીખાનામા નાખવો.

નિગાહ રૂબરૂ જોઇ શાહપુરને,
અજબ થાયો કયસર જોઇ નુરને
જોઇ રંગ રૂઆબ હુસ્નો જમાલ,
સુણી હાલ શાહપુર થયો ખુશહાલ
હુકમ કીધો એકદમ ખોલે બજાર,
રૂમીઓ સાથે કરે રોજગાર
ખુશી થાઇ કયસરે મહેફીલ ભરી,
દિધુ માન ભારી કરી દીલભરી
એતેફાક બન્યો એવો બનાવ,
બલામે શાહપુર થયો ગરકાવ.
હતો રૂમમા એક ઇરાંની અમીર,
હતી તેને શાહપુર પર બહુ ચીર.
પિછાણી શાહપુર ઉપજયો કહેર,
રૂઠીયો તે સુજી લેવાને વેર
દોડયો તે કયસરની દરબારમા,
કિધો ભેદ જાહેર પળવારમા
કહ્યુ એમ નમીને. "સુણ શેહરિયાર,
કહું વાત છુપી, થઇ જા બિદાર.
વેપારી આવ્યો જે છે શહેરમા,
ફિતુરી ફરેબી છે વેરમા,
મપચી જબરો ચાતુર છે,
મે જોતાંજ જાણ્યુ શાહપુર છે."
સુણી હાલ કયસર દંગ થઈ ગયો,
ખુશી ખુરમીનો ભંગ થઇ ગયો
નિગાહ રાખી કાતીલ તપાસી રહ્યા,
જોઇ હામ જબરી ત્રાસી રહ્યો
ભરી ભારી મીજલસ ધુમધામની,
મચી રહી ગડબડ મચ કામની
થયો મસ્ત જ્યારે શાહપુર શાહ,
કિધો કયેદ જકડી તેને તબાહ
બરપા થયો કહેર સરજતનો,
નહિ દોર ચાલ્યો હિંમતનો
નહિ આવી તદબીર તકદીર પાસ,
તુટી કુલ તલાવટ, તુટી કુલ આસ.
રૂઠે જેની સરજત અકળ શુ કરે,
લખેલુ કરમનુ ખરૂ તે પડે
પકડીને શાહપુર કિધો બંદિવાન,
નહી સાથ સંગી, નાહી પેહલવાન
લિધો સીવી શાહપુર ખર ચાંમમા,
કિધો કયેદ પકડી સિહા ધાંમમા.

શાહપુર જેવા ઇરાનના બળવંત પાદશાહને પોતાના હાથમા આવી રીતે કેદ પકડાયલો જોઇ, રૂમનો કયસર ઘણોજ ખુશી થઈ ગયો કયસરે શાહપુરને તેની આવી જોખમભરી હિંમતને માટે સખતમા સખત સજા કરવાના હેતુથી, એક જીવતા ગધેડાને જબેહ કરાવી, તેના શરીર ઉપરથી તેનુ આખું ચામડુ વેતરી કહડાવ્યુ, અને તે આખુ ચામડું શાહપુરના શરીર ઉપર સીવડાવી લઇ, તેને એક સિહા કયદખાનામા કેદ કીધો પોતાના શાહી કેદીને કેદ કરી, તેની ઉપર દેખરેખ રાખવાનુ કામ કયસરે પોતાની રાણીને સ્વાધીન કીધુ, એવી મતલબથી કે તે કોઈબી કુનેહથી નાહસી જવામા ફત્તેહ પામે નહી.

બુલાવી કયેસર કહે રાણીને
"આ ચાવીને રાખી લે જીવ જાણીને
રખે જાય નાહસી એ જીનદાંનથી,
તો પકડાશે પાછો ન શયતાનથી.

ભરૂસો નથી રાખતો કોઇ પર,
રખે જાય છટકી કરી કંઇ મકર
આપીને ચાવી કહ્યુ રાણીને,
તપાસી તુ દેજે અન પાણીને
૧૧,૭૦૦
ન દેતી જીયાદા, ન ઓછુ જરી,
હિયે એટલુ કે ન જાયે મરી
કદી કયદી ઉપર ન કરતી રહમ,
જુલમગાર[1] એ છે બડો બેશરમ"

* * *

સખી રાણીની એક સુંદર હતી,
મેહલમા અકળમંદ અફસર હતી
હતી તેની ઓલાદ ઇરાનથી,
જન્મી હતી ઉચ ખાનદાનથી
બુલાવી રાણીએ કીધો હુકમ:
"આ ચાવીને રાખી લે જીવને જોખમ.
આ કયેદી જે કયેસરનો હાલ છે,
પાખડી પુરો પંચાલ છે.
ન કરતી તુ એ પર કંઇબી રહમ,
ન કરતી નજર તુ ગરમ કે નરમ.
બકબક એ સગ કરતી તુ ના,
એ કરે જો દમ તો ડરતી તુ ના.
કદર એની દીલમા ધરતી તુ ના,
મુકી એને વ્હીલો ફરતી તુ ના.
ન દેતી તુ ખોરાક જીયાદા જરી,
જો દેશે તુ ઓછો જશે એ મરી.
એ કયેદી છે શાહનો ના રહેતી નિડર,
રહેજે તપાસી છે પુર હુનર

શાહપુરને કયેદ કરી કયસરે ઇરાન ઉપર ચહડાઇ કરવી.

શાહપુરને એવી રીતે કયેદ કરી, કયસરે તેના કયેદખાનાની ચાવી પોતાની રાણીને આપી, પોતે ઇરાન ઉપર ચહડાઇ કરવાની તઇયારી કરવા પડયો. શાહપુરની ગેરહાજરીમા અને રૂમની આ અચાનક ચહડાઈની સામે કોઇપણ પ્રકારની લડત કરવા માટે, ઇરાન બીલકુલ તૈયાર નહી હોવાથી, ઇરાનની મોટી હાર થઇ.

રૂમીઓએ ઘણાક નામી ઇરાનીઓને કેદ કીધા, કેમકે તેઓને બચાવનાર કોઇ હતુ નહી ઇરાનીઓને ખબર વકીક પડી નહી, કે તેમનો પાદશાહ શાહપુર જીવતો છે કે મરી ગયો છે. જે વજીરને શાહપુર ઇરાનની લગામ સપુરદ કરી ગયો હતો, તે વજીર પણ લાચાર થઇ પડયો આખુ ઇરાન નાહસ ભાગમા પડયુ, અને હજારો ઇરાનીઓ ખ્રીસ્તી ધર્મમા વટલઇ ગયા

શાહપુરે બંદીખાંનામાથી પોતાનો છુટકારો કરવા માટે કનીજની મદદ મેલવી.

સિતારાએ કીધો શાહપુર અસીર,
દુખી થાઇ રડતો બની બહુ અધીર
થતુ દુખ ભારી, જલતી અગન,
ફફોલા પડયા સારે બદન
ખર ચાંમ જ્યાં જ્યાં ચિટકી જતું,
ત્યા ત્યાં બદન પર દુખ બહુ થતું
કનીજ જે હુતી જાતે ઇરાનીયાન,
શબો રોજ રડતી જોઇ જવાંન.
દુખી થાતી વીરને જોઇ ચામમા,
પડયો એવો જગી દુખ ધામમા

* * *

1. રૂમમા શાહપુર કયેદ પડયો તેની અગાઉ શાહપુર બે વખત રૂમ ઉપર ચહડાઇ લેઇ ગયો હતો, અને તે બને વખત ઇરાંનીઓ હાર ખાઇ પાછા ફરેલા હતા. તે સબબને લીધે કયસરના લશ્કરની સખ્યા અને બળ કેવાં છે, તે તપાસવાની મતલબથી શાહપુરે છુપા વેશમાં રૂમ જવાનો જોખમ માથે લીધો હતો, અને તેમ કરતાં પોતે રૂમમા કયેદ પકડાયો હતો.

એક રોજ બોલી કનીજે જબાંન:
"અએ બદનસીબ કર જરા તુ બયાંન
કહે કોણુ છે, તારૂ શુ નામ છે,
કિધો શુ ગુનાહ, આવો અંજામ છે.
સરવ સમ સીધો તુ સુંદર હતો,
સુરતમા મિસાલે તુ ચંદર હતો
સરપર હતાં જુલ્ફ રંગે સિહા,
હતુ તન પીલ સમ મિસલે સિપાહ
નથી તે રહ્યુ તારૂ આ ચામમા,
કહા તક રહેશે તુ આ ધામમા
ફેલા બદન પર, તંગ ચામ છે,
ખુદાને ખબર કેવો અંજામ છે
જીગર મુજ બળે તુજ વિપત જોઇને,
સહે દુખ નિસદીન તુ રોઇને
મને વાત તારી કહે જો ખરી,
વિપત દુર કરૂ તારી કોઇબી ઘડી "(7)

શાહપુરે પોતાનો ખરો હેવાલ
કનીજ આગલ જાહેર કરવો.

કહ્યુ શાહપુરે "સુણુ ઓ ખુબચહેર
અગર હોય દીલમા દયા કે મહેર
કસમ પર જો તુ આપે વચન,
ફરે ના વચનથી તુ કોઇ દન
દુખી હોય મુજ હાલ તુ જોઇને,
કસમ લે ભરમ ના કહે કોઇને"

* * *

સખી બોલી સુંદર સોગંદ લઇ:
"મને દાદગરના કસમ છે સહી
મને છે રૂહે મસિહા કસમ,
જબા બોલુ મારી તો થાજો કલમ
મને દીને જરથોસ્તીના છે કસમ,
જબા બોલુ તો દમ થાજો ખતમ,"

* * *

ખુશી થાઇ બોલ્યો શાહપુર દલીર:
"હવે થા તુ આફતમે દસ્તગીર."
કહ્યો હાલ શાહપુરે બોલી તમામ,
કીધુ તેણુ જાહેર પોતાનુ નામ
"હવે જો કહ્યુ તુ મહારૂ કરે,
ત્યારેજ ખરી મુજ નજરમા ઠરે
કરે મુજ મુશ્કેલીનો તુ ઇલાજ,
કરૂ કુલ બાનુઓ પર સર્ફરાજ
બદન પર ચિટકી ગયુ ચાંમ છે,
બને એ નરમ, દુધનુ કામ છે
અગર ચામ ભિજવે દુધે ગરમ,
છુટે મુજ બદનથી બનીને નરમ"

કનીજે શાહપુરના બદન ઉપર
ચિટકી ગયલુ ખર ચાંમ નરમ
કરવા ગરમ દુધનો ઇલાજ
અજમાવવો.

સુણી શાહપુરથી દરદનો ઇલાજ,
સખી દોડી મેહલે તુરત દુધ કાજ
એ ઇલાજ છુપ છાપ કરતી રહી,
ગરમ દુધથી ચામ ભરતી રહી,
એક રોજ ઉમેદ અંતે ફલી,
બની ચામ ઢીલુ ગયુ નિકલી
દરદ દીલ ફેલે, અગન તન-બદન,
જખમ કુલ શરીરે, કલતર જલન
કહ્યુ એમ શાહપુરે: "સુણુ નેક નાર,
હવે નહાસવાનો કર કંઇ વિચાર
તજી આ જહાનમ નિકલ એકદમ,
નહિ તો ગુજરશે નવો કંઇ સિતમ"

શાહપુરનુ કનીજને પોતાની સાથે લેઇ રૂમથી નિકલી જવુ.

ગધેડાના ચામડાને પોતાના શરીર ઉપરથી કાહડી નાખવામાં એક ઇરાંની બુનિયાદની કનીજે શાહપુરને છુપી મદદ કીધી, અને ગરમ દુધના ઇલાજથી શાહપુરના શરીર ઉપર તે ચીટકી ગયેલું ચાંમડુ ઢીલું થવા લાગ્યું, અને સેવટે શાહપુરે મોટી મુશ્કેલીએ પોતાના બદન ઉપરથી તે દુર કીધુ એવી રીતે જ્યારે શાહપુરે પોતાના દુખનુ સેવટ

આવેલું જોયુ, ત્યારે તેણે તે કનીજનો મોટો ઉપકાર માની કહ્યુ, કે હવે આ મુલક છોડી આપણને નાહસવુ જોઇએ, નહી તો નવી આફતમા સપડાઇ જઇશું. કનીજે જવાબ દીધો કે. "આવતી કાલે સહવારે મોટુ જશન હોવાથી, સઘલુ ફમ નાહના મોટા મલી શેહરની બાહાર જનાર છે, તે વખતે આપણે નાહસવાની તજવિજ કરશુ."

બીજે દિવસે જશનની ધામધુમમા સઘલા રોકાયા, તે તકનો લાભ લઇ કનીજે મરદાના લેબાસ પેહડી લીધો, અને બે ઘોડા, બે ગુરજ, અને તીર કમાન લાવી શાહપુર આગલ હાજર કીધા, અને બને જન તે ઉપર સવાર થઇ, સફરનો અસબાબ પોતાની સાથે લેઇ નિકલી ગયા.

રાત અને દિવસ તેઓએ પોતાની મુસાફરી ચાલુ રાખી. જયારે તેઓના ઘોડા અને તેઓ બને થાકી ગયા, ત્યારે આસાએશ માટે તેઓ ઘણાજ ઇતેજાર બની, ઉતારા માટે જગ્યા શોધવા લાગ્યા

**શાહપુર અને કનીજે એક ઇરાંની બાગબાનના મકાંનમાં ઉતારો લેવો.**

હતી તન બદન પર ર જીદગી,
પરેશાન હાલે હતી જીદગી
આરાંમ ખાતર હતાં ઇંતેજાર,
ઉતારો કરે જો દિસે કોઇ ઠાર
પડયો તેટલા એક બગીચો નજર,
તુરત ઠોકિયો તે બગીચાનો દર
અદબથી આવી ઉભો બાગબાન,
ખૂશી બહુ થયો જોઇ બે પેહલવાંન
કહ્યુ શાહપુરે "એ નેકખાહ,
હમ બે જનાઓ ભુલિયાછ રાહ.
મલે જો ઉતારો અગર આજ રાત,
ધવજ તેનો ભુલશુ નહિ નેકજાત"

* * *

હસી બોલિયો બાગબા મેહરબાન
"સમજો તમારૂ જ છે આ મકાન
આ સર તારૂ, ઘર તારૂ, દર તારૂ છે,
સમજ સહુ તહારૂ, જે દિયા મારૂ છે"
૧૧,૮૦૦
ગયો બને જનને લઇ બાગબાંન,
કિધી મેહમાની બની દીલજાન
હાજર કિધો ત્યા ગુલાબી શરાબ,
બોલ્યો ભરી જામ આપી સિતાબ
"પીયો એ ગમે તેની તમ ચાહમા,
ખૂદા પાર પાડે મુરાદમાં" (8)

**શાહપુરે બાગબાનની ભલાઇનો જવાબ દેવો.**

"હમે કેમ અવ્વલ પીયે મહેરબાન,
હમો છીયે મહેમાન, તુ મેજબાન
સદા રીત એવી છે ઓ નેકજાદ,
કરે નોશ અવ્વલ ઉમર જીયાદ.
ઉમર મોટી હમથી તહારી ખરી,
અવ્વલ જામ તુ પીઇ હાથે ભરી (9)

**બાગબાને શાહ શાહપુરની ગેરહાજરીમાં ઇરાંનીઓની બરબાદી કરવા માટે બલાપો કરવો.**

કહ્યુ બાગબાંને: "ઓ નામદાંર,
પીયે જામ પેહલ્લાં જે હોય ચકતેદાર"
પીઇ જામ શાહપુરે કીધી જીકર.
"કહે કેવી ઇરાનની છે ખબર"
નમીને દિધો બાગબાને જવાબ:
"ખુદા કરજો કયેસરનુ ખાનું ખરાબ
પરાગદ કીધો ઇરાંની દમામ,
કિધી તેણે તારાજ બેતી તમામ.
ચલાવી હજારોની જબરી કતલ,
લુટફાટ ચોરી વિપત 'ને વમલ
ઘણાકો ગયા છે ધરમને તજી,
ઘણાકો ફરે છે 'ફરૂસને' સજી
વતનની વિપતનો કહુ હાલ શુ,
બેઠો છે ઇરાંનનો કાળ શુ." (10)

.૭

શાહ શાહપુર વિશે બાગબાંનને શાહપુરે સવાલ કરવો.

ફરી એમ શાહપુરે કીધો સવાલ
"કહા છે શાહપુર શાહ જુલજલાલ
ગયો કાહ શેહરિયાર છોડી તખત,
થયુ કેમ ઇરાંનનુ બદબખત"
રડી બાગબાંને કહ્યુ "નામેવર,
કહુ વાત શુ મારૂ ફાટે જીગર.
નથી તેની હસ્તીની કોઇને ખબર,
મુવો છે કે જીવતો કહાં નામવર.
રડુ છાતી પીટી વતનને થકી,
પામાલ શાહપુર વન છે નકી
રડુ મુજ શાહને થકી જારજાર,
ગયો કાહ મહારો શાહ શેહરિયાર.
રડુ દીન ધરમનો જોઇ આએ હાલ,
ગુજરિયો સહુ પર ભારી જવાલ"(11)

શાહ શાહપુરે પોતાનુ ખરૂ નામ બાગબાંનને જાહેર કરી પોતાના વજીરને બોલાવી મગાવવો.

કહ્યુ શાહપુરે "ઓ ભલા બાગબાંન,
બધ કર શાહપુરનુ દાસતાન.
સુખન સાંભલી લે કહુ નેકજાદ,
ગમખાર ના થા ઓ નામુરાદ.
હવે થાશે ઇરાંન બિલકુલ બેદર્દ,
હુ પોતેજ છુ શાહપુરે હોરમજદ"

વફાદાર બાગબાન આ નહી વકી રાખેલો ખુલાસો સાંભલી, અને શાહ શાહપુરને પાછો ફરેલો જોઈ ઘણોજ ખુશી થઇ ગયો, અને બેહદ વિવેકથી નમન કરી પોતાની વલુફાઇ બતાવવા લાગ્યો.

શાહપુરે તેજ વખતે એક રૂક્કો લખી તે ઉપર પોતાની શાહી મોહોર કરી, બાગબાંન પાસે બામદાદ પડતાજ પોતાના વડા વજીર ઉપર મોકલ્યો. આ રૂક્કો વજીરને મલતાંજ તેણે શેહનશાહ શાહપુરની મોહોર પીછાની, અને લાંબી મુદતે શાહપુરને પાછો ફરેલો જાણી, તે ઘણોજ ખુશી થઇ ગયો તુરતજ શાહી માન સાથ વજીર શાહપુર શાહને યસ્તકબાલ લેવા ગયો, અને મોટી લશકરી ધુમ ધામ સાથ શેહનશાહ શાહપુર શેહરમા દાખલ થયો

વજીરો અને ઉમરાઓ તથા શેહરના તમામ આગેવાનોએ, શાહપુરને લાબી મુદતે પાછો ફરેલો જાણી, તેની દરબારમે હાજર થઇ મુલાકાત લીધી, અને કયસરે ગુજારેલી આફતનુ તેઓએ શાહપુર આગલ બયાન કીધુ વળી શેહરમા કયેસરે કરેલી ખુવારી પોતાની નજરે જોઇ, શાહપુરે પોતાની દલગીરી જણાવી, અને કયસરે પોતાની ઉપર ગુજારેલી જાસ્તીનુ બયાન કરી, પોતાનો છુટકારો કરનાર દીલાવર દીલની અને ઇરાની બુનિયાદની બાનુને ઓલખાવી

## શાહ શાહપુરે મદાયનમા પડાવ નાખી પડેલા કયેસર ઉપર ચહડાઈ કરી, શબેખુન મારી તેને કયેદ પકડવો

રૂમના કયેસર ઉપર પોતાનુ વેર લેવા માટે, હવે શાહપુરે એક મોટુ લશકર જમાવ કીધુ શેહરે શેહર અને મુલકે મુલકથી રૂમની ઉપર ચહડાઇ લેઇ જવા માટે લશકરી સિપાહો આવવા લાગ્યા એ વખતે રૂમનો કયેસર તેસીફુન (મદાયન) મા પોતાના લશકર સાથ પડાવ નાખી પડયો હતો, એવી ખબર શાહપુરને જાસુસો તરફથી મલી. શાહપુરને એ ખબર મલતાજ, તુરતજ વધુ જાસુસોને પાછા રવાના કરી, શેહરમા પડાવ નાખી પડેલા કયેસરના લશકરની સખ્યા, અને બચાવ માટેની ગોઠવણો વિશે ખબર

કાહાડી લાવવા ફરમાવ્યુ આ જાસુસો તરફથી ખબર મલી, કે કયેસર મહાયનમાં બેદરકાર થઇ પડાવ નાખી પડયો છે, તેનુ લશ્કર પણ તેટલુંજ બેદરકાર બન્યુ છે, અને કયેસર મોજ અને રંગરાગ સાથે શરાબના શોખમા ચકચુર થઇ ગયો છે

આ ખબર મલતાજ શાહપુરે પોતાના લશ્કર સાથ તેસીફુન ( મહાયન ) તરફ કુચ કીધી દિવસે તે પોતાના લશ્કર સાથ પાહડો અને ઝાડોની ઘટા વચ્ચે એવી રીતે છુપાઇ રેહતો, કે આવતા જતા મુસાફરો તરફથી કયેસરને તેના લશ્કરની હીલચાલ વિશે ખબર પડે નહી દિવસના છુપાઈ ફકત રાતનાજ તે પોતાના લશ્કર સાથ કુચ કરતો હતો. અંતે શાહપુર આવી છુપછાપ રીતે કુચ કરતો, તેસીફુનની સરહદ ઉપર જઇ પુગ્યો, અને એક અંધારી રાતે રૂમી લશકર જે બેદરકાર બની શેહરમા પડાવ નાખી પડેલુ હતુ, તે ઉપર એક ગજબનાક શબેખુન કરવાની તૈયારી કીધી

પડયુ ચોતરફથી લશ્કર બહાર,
ગણાતા જણાયુ તે છ હજાર
રવાના જાસુસ કિધા એકદમ,
ખબર લાવી આપે કયેસર ભરમ
ખબર એવી જાસુસે આવી કરી
"પડયો છે મહાયન લઇ લશ્કરી
શબો-રોજ ચાલે છે દોરે-શરાબ,
કરે છે શીકાર તે બેહિસાબ
નથી કોઇ લશ્કરનો પાસબાન,
નથી કોઇ અફસર તે પર મહાન"
ખુશી થાયો શાહપુર સુણી ખબર,
લિધુ તેને લશ્કર સંગ પુર હુંનર.
કરતો હતો કુચ નીત રાતમા,
દિવસે છુપાઇ જતો પહાડમાં
પુગ્યો જઇ મહાયન સરહદ પર,
હતી રાત અંધાર કાળી ભમર
લશ્કર પડેલુ હતુ પુર ખાબ,
બિસ્માર હાલત હતી બેહિસાબ
પડેલો કયેસર હતો ઘેનમા,
ના હોશ હતી કાઇબી નેનમા
તુરત એમ શાહપુરે કીધો હુકમ
"શબે-ખુન મારો બની બેરહમ"
કતલ ચાલી ચોમેર ધરતી ધ્રુજી,
કદર આસ્માને જરા ના બુજી
તલવાર, ખંજર, ગુરજના જરબ,
જરબ જોઇ થાતા સિતારા ગુરબ

દુખ 'ને દરદના નિકલતા પુકાર,
કોઇ ચીસ પાડી રડે જાર જાર.
લગાડી જગે જગ ખુંખાર આબ,
દિસે હર જગાએ ગજબ હોલનાક
ધસીને શાહપુર ગયો મેહલમા,
પકડીયો કયેસરને સેહલમા.
કિધા જેર પકડી' રૂમી બીશિયાર,
સવારો કપાઇ ગયા બાર હજાર.

* * *

શાહપુરે કયેસરને કયેદ કરી તેને તાનાજાણીના સખુનો કેહવા.

પડી જયારે રોશન રૂડી સહવાર,
ભરી બેઠો દરબાર શાહ શેહરિયાર.
હતા કયેદમા જે રૂમી નામદાર,
કહ્યુ લાવી હાજર કરો દરબાર.
જોઇને શાહપુરે કીધો હુકમ
"કરો હાથ પગને કાપી કલમ"
બુલાવી કયેસરને એમ કહ્યુ:
"ઓ બસ્લતે શયતાન જો શુ થયુ
ખમીર તારૂ પ્રીસ્તી, ખમીરમા બદી,
જનમથીજ તુ દુશ્મને ચજદી
બુરી તારી ઓલાદ બુરી તારી જા[illegible],
બુરઇથી ભરેલો, બુરો બદ[illegible]
અગર છે તુ કયેસર તુને છે [illegible],
કહાં છે ભલાઇ, દીલમા રહમ.

ફરી કેમ તારી ગઇ એમ મતી,
ગુજારી મુજ પર તુએ જાસતી
મને કીધો મહેમાન તુજ ધામમા.
કરી કયેદ સીવી લિધો ચામમા.
કિધો કયેદ કસુર વન મને તાકમા,
જુલેગીને નાખી તુએ ખાકમા

૧૧,૯૦૦
હુ આવ્યો 'તો વેપારીનો વેશ લઇ,
હતુ નહિ લશ્કર કે હથિયાર કંઇ
કરી કયેદ મુજને કમર તે કસી,
ગયો લઇ લશ્કર ઇરાન ધસી
કતલ તે ચલાવી નર નારની,
જમીન કીધી વેરાન ગુલજારની
રડે બાળ હજારો મા-બાપ વન,
થયા ઠાર જંગે, ન મલિયુ કફન
રડે નાર નવધાર, કુટી કપાલ,
કિધો એવો કયેસર તુએ તંગ હાલ "(12)

**રૂમના કયેસરે શાહ શાહપુરની આગલ પશેમાન થઇ માફી માંગવી.**

રડી એમ કયેસરે દીધો જવાબ:
"નસીબે કિધુ મારૂં ખાનુ ખરાબ
અકલ હેવથી મુજ ચતરાઇ ગઇ,
હજારોની ગર્દન કતરાઇ ગઇ.
બહીને ઇવજ જો બક્ષે તુ જાન,
થશે તારી કિરતી રોશન જેહાંન
બની તારી દરબારે રહેવશ ગુલાંમ,
હરદમ બજાવશ ફરમાવે કામ" (13)

**શાહ શાહપુરે રૂમના કયેસરને જખુન સજા કરવી**

કહ્યુ શાહપુરે. "અરે બદગોહર,
કિધો મુજ મુલકે તે જીરોજબર
કિધુ મુજ ચમનને લુટી બતંગ,
વસે છે ત્યા આજ શીરો-પલંગ
કિધી છે ખુવારી બની મસ્ત તુ,
કરી આપ સઘલુ દરોબસ્ત તુ
કિધા તુએ જે જે ઇરાની કતલ,
મને આપ દસ દસ રૂમી તે બદલ.
ઝાડોથી ભરપુર હતા મુજ વન,
કિધા તુએ કાપી બિલકુલ નગન
રોપી તે ઝાડો, સમારી તુ દે,
છે કેહર ભારી ઉતારી તુ દે
નથી કયેદ કરતો તુને ચામમા,
સખબ તેથી કમતર તુ છે દામમા
કહયુ માફ જો લાવશે નહિ બજા,
કહડાવી બદન ખાલ કરશ હુ સજા"
તુરત એ ચી શાહપુરે ખંજર બહાર,
ધસિયો તે કયેસર તરફ નામદાર
કિધા કાન કાપી સરથી અલગ,
તમાશો એ જોતી રહી કુલ ખલક
વલી નાખ પકડીને પાડી સુરાખ,
કરી કયેદ કયેસર કિધો બહુ હલાક
જંજીરે જકડી કિધો નાતવાન,
તોડી ગુમાની કિધો બદીવાન
ખબર એ પૂગી જઇ રૂમને દ્વાર,
પડયો કયેદમા રૂમનો શહેરિયાર
રડી રૂમી રઇયત તડકાઇને,
ધ્રુજી રહી શાહપુરથી ડર ખાઇને.

**શાહ શાહપુરે રૂમની ગાદી ઉપર નવા કયેસરની નેમણુક કરવી.**

એ રીતે રમના કયેસરને કયેદ કરી, શાહપુર એક મોટી ફોજ લેઇ રૂમ ઉપર ચહડાઇ લઇ ગયો, અને કયેસરના ભાઇ વાનુસ સાથે એક મોટી લડાઇ કીધી તે લડાઇમા હજારો રૂમીઓ મારયા ગયા વાનુસ પોતાની હાર થયાથી નહાસી ગયો. એવા સજોગ વચ્ચે રૂમીઓએ બજાનુસ નામના એક અકળમદને કયેસર તરીકે એકમતે મુકરર કરી, તેને રૂમની ગાદી ઉપર બેસાડયો

બજાનુસ ત્યાર પછી શાહ શાહપુર આમલ ગયો, અને તેની સાથે સુલેહના કરાર કરી, તે રૂમની ગદી ઉપર બેઠો. ઇરાનના શાહ શાહપુરે બજાનુસની આ નેમણુક ચોક્કસ સરતોએ મંજુર કરી, તેને પોતાની બહાલી આપી



# બેહરામ[1] ગુર[2].



### તેનો જન્મ, તેની ઉપર ગુજરેલા હાદેસા, અને તેની તાજપોશી



## ભાગ ૧ લો.

### સાસાંની વંશમાં યઝદઝર્દને નામના થઇ ગયલા ત્રણ પાદશાહો.

ઇરાન ઉપર સાસાની પાદશાહો જે અમલ કરી ગયા છે, તેમા યઝદેઝર્દને નામે ત્રણ પાદશાહો જુદેજુદે વખતે રાજ ચલાવી ગયા હતા. એ ત્રણ યઝદેઝર્દમા પેહલા અને ત્રીજા યઝદેઝર્દ માટે જાણુવાનું જે છે, તે એ કે ત્રીજા યઝદેઝર્દે પારસી શેહનશાહત ગુમાવી ઇરાંનના મુલકને અરબોને હાથ જવા દીધો હતો

બીજા યઝદેઝર્દ માટે આ પ્રસગે તો કાંઇ બોલવાનુ નથી પેહલો યઝદેઝર્દ બેહરામ ગુરનો બાપ થતો હતો એ પેહલો યઝદેઝર્દ ખ્રીસ્તીઓ ઉપર ઘણોજ રેહમ દીલ હતો એ રેહમ દીલીનો લાભ લેઇ, ખ્રીસ્તીઓએ મદાયન શેહર માહેલુ એક મોટું આતશ કદેહ બાળી નાખ્યુ હતું એ ઉપરથી યઝદેઝર્દ ખ્રીસ્તીઓ ઉપર ઘણોજ ગુસ્સે થઇ, તેઓની મોટી કતલ ચલાવી હતી. યઝદેઝર્દના એવા ઘાતકીપણા માટે તેઓએ

યઝદેઝર્દ 'અથીમ'

યાને 'ઘાતકીનો' એલકાબ તેને આપ્યો હતો. એ યઝદેઝર્દ ઇ૦ સ૦ ૩૯૯) થી ૪૨૦) સુધી ઇરાંનની ગાદી ઉપર રાજ કરી ગયો હતો.[3]

---

૧ આ દાસ્તાનનુ સંગીત કિરતન પ્રથમ મુંબઇની જશન કમીટી માટે બે૦ જી૦ ઇન્સ્ટીટયુટના હૉલમા તા૦ ૪ ઠી સપ્ટેંબર ૧૯૨૧ ને દીને સાજના રજુ કીધુ હતુ

૨. બેહરામને 'ગુર' નો એલકાબ એટલા માટે મલ્યો હતો, કે તે ગુરખરનો શેકાર કરવામા ઘણોજ બાહોશ હતો ખાસ કરી 'તીર'નો નેમબંધ ઉપયોગ કરવામા બેહરામના જેવો એકબી પાદશાહ થઇ ગયો નથી.

૩ યઝદેઝર્દ ૧ લા ના જે સિક્કાઓ મલ્યા છે, તેની એક બાજુ ઉપર નિચલો લેખ કોતરાવેલો જણાય છે. "ખુદાને માનનાર, પવિત્ર, ઘણોજ સુલેહવાલો, ઇરાનના પાદશાહોનો પાદશાહ યઝદેઝર્દ." તેની બીજી બાજુ ઉપર નિચે પ્રમાણેનો લેખ જણાયો છેઃ "ઘણોજ સુલેહ ભરેલો યઝદેઝર્દ."

## બેહરામનો જન્મ.

એ યઝદેઝર્દના રાજના આઠમા વરશમા, તવારીખ પ્રમાણે તેને ત્યાં ફરવર્દીન માસ, અને હોરમજદ રોજે એક દીકરાનો જન્મ થયો હતો તે દીકરાનુ નામ બેહરામ રાખ્યુ હતુ. બેહરામના જન્મથી ઇરાંનની રઇયત ખુશી થઇ, પણ બીજી રીતે તે ઘણીજ દલગીર થઇ. દલગીર થઇ એટલા માટે, કે એ બાળક તેના બાપની સગતમા રેહી મોટો થશે, તો તેનાજ જેવો તે ઘાતકી અને બુરી ખાસિયતનો નિકલશે

## બેહરામને તાલીમ આપવા માટે અરબ પાદશાહ મુઝરને સોંપ્યો.

વજીરો અને દસ્તુરો દેશની બેહતરી માટે યઝદેઝર્દને અરજ કરવા લાગ્યા, કે આવા એક ભાગ્યશાળી દીકરાને, કેળવણી આપી કાબેલ કરવા તારા તાબા હેઠલના એકાદ રાજ માહેલા કોઇ કાબેલ ઉસ્તાદને સ્વાધીન કરવો, કે જેથી એ પાદશાહી લાયક તાલીમ મેલવી શકે.

એ સલાહનુ પરીણામ એ આવ્યુ, કે અરબસ્થાંનનો મુલક, જે ઇરાનને ખડણી આપતો હતો, તેના અરબ પાદશાહ મુઝરને હવાલે યઝદેઝર્દે પોતાના દીકરા બેહરામને દરેક પ્રકારની તાલીમ આપવા સોપ્યો. બાળક બેહરામ જન્મથીજ ઘણો ચચળ હોવાને લીધે, તેણે દરેક જાતની કેળવણી મુઝરના મુલકમા વસી હાસલ કીધી, અને એવી રીતે બેહરામે સરવે પ્રકારની રાજવશી, તેમજ લડાયક હુન્નર અને શીકાર કરવા વિગેરેની પુરેપુરી તાલીમ મેલવી

## બેહરામનુ અઢાર વરશની ઉમરે પુગવુ.

એવી રીતે બાપની નજરથી અને વતનથી દુર વસી, બેહરામ ૧૮ ) વરશની ઉમરનો થયો જ્યારે બેહરામ ઉમરે પુગ્યો, ત્યારે મુંઝરે બેહરામને રેહવા માટે એક મહાભારત મેહલ બધાવ્યો, જેની કરામત ભરી કારીગરી તવારીખમા નોધાઇ રેહલી છે

## બેહરામ માટે યુનાની ઇજનેર-સેમનોરે-બાધેલા મેહલની તવારીખ.

આ બેમુલ અને બીનહરીફ મેહલની કારીગરી એક યુનાની ઇજનેરે કરી હતી. તેની અજાયબ જેવી રચનાને લીધે, તે મેહલ સહવારના સુરજ ઉગે ત્યારે આસ્માંની રંગનો દેખાતો હતો, મધ્યાન બપોરે તે સુધ સુફેદ રગ પકડતો હતો, અને સાજના સુરજ અસ્ત પામે ત્યારે તે સુનેરી રગનો દેખાતો હતો

## યુનાની ઇજનેરનુ ખુન થવુ.

આ મેહલ બાંધનાર યુનાની ઇજનેરનુ નામ 'સેમનોર' હતુ. યમનનો પાદશાહ મુઝર આ મેહલની આવી બેમુળ કારીગરી જોઇ ઘણોજ ખુશી થઇ ગયો, અને સેમનોરને એક મોટી દોલત તેણે ઇનામ તરીકે આપી.

પોતાની મેહનતના બદલામા આવી મોટી દોલત મલતાંજ, તે ઇજનેર હરખમા આવી બોલ્યો. "જો હું જાણુતે કે મને આવી મોટી દોલત આવી કારીગરી માટે મને મલવાની હતી, તો હજી એના કરતાબી વધારે ખુબસુરત મેહલ હું બાધતે "

સેમનોરના આ સખુનો મુઝરને કાંને ગયા તેણે એવુ માની લીધું, કે "મબાદા એ યુનાની ઇજનેર કોઇ બીજા પાદશાહને એથી વધારે સુદર મેહલ બાંધી આપશે, તો મારા આ મેહલની નવાઇ જતી રેહશે, માટે એ મેહલથી વધારે સુદર મેહલ એ કોઇ માટે બાંધે નહી એમ થવુ જોઇયે." એવા નક્કી ઠરાવ ઉપર આવી, એક દાહડો તે યુનાની ઇજનેરને મુઝરે તે મેહલના મીનારા ઉપર મુલાકાત લેવાને બાહાણે બુલાવી મગાવ્યો, અને તેને ગફ્લતમા નાખી, મેહલના મીનારા ઉપરથી તેને ફેકાવી દીધો, અને એ રીતે તે યુનાની ઇજનેરનુ ખુન થયુ

## બેહરાંમે મુઝરને અરજ કીધી

બેહરામ જ્યારે મોટી ઉમરનો થયો, ત્યારે એ મેહલમા વસવાટ કરવા લાગ્યો. બેહરામ જેમ જેમ ઉમરે મોટો થયો, તેમ તેમ દુનિયાઇ સંસાર સુખની તેને યાદ આવતી ગઇ એક દિવસ મુઝર આગલ બેહરામે પોતાની દીલની ખાએશ જાહેર કીધી

થયા સાલ પુરા જયારે અઢાર,
રૂમરૂમ ખીલી જવાની બહાર
હતુ સુખ તનમન અતી ગુલજાર,
નહિ કાઇ ચિન્તા દીલમે લગાર
હતા સુખ સર્વે કિસમના હજાર,
મગર પાસ હતી નહિ ગુણી એક નાર.
સુઝાઇ બેહરામ ફરતો હતો,
સદા હાયનો દમ ભરતો હતો
એક રોજ બેહરામે બોલી જબાંન
"સાંભલ ઓ મુઝર રોશન રવાન
મને સુખની હિયાં નથી કઇ કમી,
સદા સુખ ચેને રહ્યો છુ રમી
મગર મારે મન એક સતાપ છે,
હકીમોબી તેથી બેતાબ છે
દરદ દીલનુ એ કરે કોણુ સફા,
કરે તો કરે દુખ તુ એ દફા
એ ગમથી જીગરનો જલે છે જંખમ,
બદન એ અગનથી બને છે ભસમ
કિધી છે મને કોઇએ જાદુગરી,
સદા મારી આંખો છે આસુ ભરી
ગમ દીલ અદર, ગમ આખમા,
મુજ સમ દૂખી નહિ હશે લાખમા
કરે જો અગર નહિ તુ રેહબરી,
જશે આ મરીઝ તારો બેશક મરી.
વિના નાર દુખી સસાર છે,
ભવ માનવીનો બિસ્માર છે
અગર હોય બદના કે આલા જવાન,
અગર બાદશાહ કે અગર પેહલવાન.
અગર સુરવીર કે અગર હોય અબળ,
વિના નાર સસાર છે નિશફળ
વિના નાર ચબ્દાન્ દીન ના રહે,
વિના નાર કોણુ રાહે નેકી કહે
વિના નાર ઇજ્જત નહિ નર પાય,
છે નાર નરની ખરી રહેનુમાય.
અગર એક પયદા જો ફરજદ થાય,
બિચાબાન દીલ મારૂ આનન્દ પાય (1)

## બેહરાંમના વિચારો ઓરત માટે કેવા છે, તેની મુઝરે કસોટી કરવી

બેહરામની બેચેની અને ઝુડાપામા પડેલી તેની જીદગીનુ ખરૂ કારણ મુઝર હવે સમજી ગયો તોપણ ઓરતજાત માટે બેહરામના વિચારો કેવા છે, તે જાણવા મુઝરે તેની સાથ દલીલ કીધી. (2)

## બેહરાંમે બાંનુ આઝાદેહને પસદ કરવી

ઓરતજાત માટે બેહરામના એવા ઉચી કિસમના વિચારો જાણી, તેની દાનેશમદી માટે તે વખાણ કરવા લાગ્યો. એ પછી મુઝરે ખાનદાંની કુળની સીત્તેર બાનુઓને ભેગી

કરી તેણે બેહરામ આગલ રજુ કીધી તે સઘલી બાનુઓમાથી બેહરામે એક ખુબસુરત બાનુને પસદ અને કરી, તેણીને પોતાની બાનુ બનાવી.

## કિસ્સે બેહરાંમ અને આઝાદેહ

તે બાનુનુ નામ આઝાદેહ હતુ તે ઘણીજ દીલખુશ અને ખુબસુરત નાજનીન હતી વળી તે એક ઉચા પ્રકારની ગાયનકાર હતી. તેણીના સરોદથી બેહરામ હમેશા ઘણોજ આનન્દ રેહતો હતો તે બાનુના પ્યારમાં બેહરામ એટલો બધા તો લીન થઇ ગયો હતો, કે તે પોતાના બાપ અને બાપીકા વતનને વટીક ભુલી ગયો, અને એકબી ઘડી તે મહાણુથી છુટો પડતો નહી હતો અગર જો બેહરામ શીકારે જતો, તો ત્યાબી તે આઝાદેહને પોતાની સાથે લેઇને જતો હતો આ કમનસીબ બાનુના બાબમા એક જાણવા જોગ બનાવ બનેલો ફીરદોસી વર્ણવે છે.

એક રોજ ઉગ્યો નુરી આફતાબ,
હુકમ કીધો. "શિકારે નિકલો સિતાબ"
નિકલીયો બહેરામ આઝાદેહ સગ,
સજી શસ્ર અગે તીરો તફગ
થયા સાઢણી પર . બન્ને સવાર,
ગયાં શેહરથી દુર નિકલી બહાર
ઘટા ગીચવાલુ દિઠુ એક વંન,
ચરતા હતા ત્યા ચારો હરણ
જોડી હરણની ફરતી હતી,
નર સાથ માદા ચરતી હતી
બેહરામે જોઇ બોલી જબાન
"અએ માહેતાબા અજીજ મેહરબાન
જો સામી બાજુ પર કર નજર,
હરણની જોડી ફરેછે બેફિકર
તીર મારી મારો પયકાનદાર,
ફરમાવે તેનો કરૂ હુ શિકાર
માદા છે નરની અતી નવજવાન,
નર તેનો બુઢો છે નાતવાન."

૧૨,૦૦૦

### આઝાદેહે જવાબ દેવો.

આજાદેહ બોલી સુણી સુખનઃ
"અએ શાહજાદા બબ્તેબુલદ
નરેશેર હરણ સાથ લડતા નથી,
સુરવીર એ કામ કરતા નથી
મગર તુ જ તીરનો હુન્નર બતાવ,
તીર મારી માદાને નર તુ બનાવ
કર તીર ટાંકી એવી નિશાણ,
અને નર બુઢો નારી સમાન.
ભડકીને નહાસે જયારે તે નર,
ખજવાલે પગથી કાનો ઉપર.
તિર ટાકી સાબુત કર તુ નિશાણ,
પગ સાથ સીવી લે માથુ 'ને કાન.
ગણુ તુને ત્યારે જગ આશકાર,
તવારીખમા તુ રહે યાદગાર.
તિરંદાજ હોય જો તુ નામદાર,
દેખાડ તારા હુન્નરનો બહાર."

### બેહરામે પોતાનો તિરદાજીનો હુનર આજાદેહને દેખાડવો

સુણી આ સુખન ખુશ થયો તે જવાંન,
ધર્યુ જેમ તનમા 'ને મનમા ગુમાન.
તૂરત તીર કાહડી ખેચી કમાન,
બેહરામે ટાંકી સાબુત નિશાંન.
હવામે છુટો તીર પયકાંનદાર,
વિધઇ ગયો નર સીગ[1] આરપાર.
પલકમા સુરત તેની બદલઇ ગઇ,
વિના સિંગ નરની માદા થઇ.
બિજો તીર છુટો છોડી કમાંન,
જઇ કીધુ માદાને માથે મકાંન.
લહુથી ગુજરતી થઇ રગ લાલ,
મગર દીસે માદા નરની મિસાલ.
તતકાળ છુટો તિજો એક તીર,
વિધઇ ગયો કાંન, પગ સગ શીર[2].

૧ સીગ યાને સીગડા ૨. શીર યાને માથુ

જોઇ હાલ હરણુનો રડી સુંદરી,
નયનોથી નીરની વરસી ઝરી (3)

* * *

ખુશી થઇ બેહરાંમે બોલી જબાન
"જો મારી કેવી છે સાબુત નિશાંન
નિકલુ છુ જયારે હુ કરવા શિકાર,
હુ મારૂ છુ એવા કઈએક હજાર"
અજબ થઇ બોલી સુનયેહહુન:
"દિસે છે મને તુ કોઇ અહેરેમન.
આ તીર તારો 'ને આવી કમાન,
નિર્દોશ પસુના લિયે એમ જાન
આ નેમ તારી છે આફત ભરી,
બેશક એ છે કોઇ જાદુગરી."
થયો લાલ ગુસ્સાથી બેહરામ ગુર
"બધ કર જબાં તારી ઓ બેશહુર (4)
કનીજ વન તમીજ તુ બકે બદસુખન,
આ દુનિયામે મલતું ના તુને કફન."
ગુસ્સાથી બેહરામે લંબાવી હાથ,
કમરમાથી પકડી સખ્તીની સાથ.
ઉઠાવી જીનપરથી પટકી જમીન,
ગુજર પામી તતકાળ તે નાજનીન.

## બેહરાંમનુ પોતાના બાપ યઝદેઝર્દ પાસે જવું

આ દુખદાયક બનાવ બન્યા પછી, બેહરામ પોતાના મનમા ઘણોજ પસ્તાવા લાગ્યો. ગુસ્સાના આવેશમા તેણે પોતાની વાહલી માશુકનો જાન લીધા પછી, તે તેની જુદાઇમા હવે ઝુરવા લાગ્યો હવે તેને પોતાના બાપીકા વતનની યાદ પડી, અને પોતાના બાપને જઇ મલવા તે અધીરો બનવા લાગ્યો

બેહરાંમે પોતાનો એવો વિચાર મુઝરને જણાવ્યો અને મુઝરે બેહરામને તેના બાપ પાસે રવાના કરવાની મોટી ધામ ધુમ ભરી તૈયારી કરવા માડી. મુઝરે પોતાના દીકરા નોમાન સાથે બેહરામને એક મોટો રસાલો આપી, ઇસ્તખર તરફ રવાના કીધો, કે ત્યા તે પોતાના બાપને જઇ મલે.

બેહરામ પોતાને વતન પાછો ફરે છે એવી ખબર જ્યારે તેના બાપ પાદશાહ યઝદેઝર્દને પડી, તેવોજ તે એક મોટા રસાલા સાથ પોતાના દીકરા બેહરામને લેવા સામે ગયો, અને તેને, તેમજ મુઝરના દીકરા નોમાનને માન સાથ લાવી, પોતાના અએવાને ખાસ અંદર ઉતારો આપી, તેની મહેમાનદારી કરવામા સેહજબી કચાસ રાખી નહી.

## બેહરાંમ તરફ તેના બાપ યઝદેઝર્દની બેદરકારી.
## બેહરાંમને કયેદ કરવો

એક મહીનો મુઝરનો દીકરો નોમાન, યઝદેઝર્દના મેહમાન તરીકે ઇસ્તખરમા રહ્યો. ત્યાર પછી યઝદેઝર્દે બેહરાંમને કેળવવા માટે નોમાને લીધેલી મેહનતના બદલામાં તેને મોટો કિમતી હદીયો આપી, તેનો તેમજ તેના બાપ મુઝરનો મોટો ઉપકાર માની, નોમાનને ભારી માન અકરાંમ સાથ રવાન કીધો.

એક બાપના જેવુ વાહાલ બેહરામ તરફ તેનો બાપ યઝદેઝર્દ દેખાડતો નથી, એવું તુરતજ બેહરામે પોતાના બાપના પાછા ખવાસ ઉપરથી જોઇ લીધુ. બેહરામે પોતાના બાપની આવી કિસમની પોતા તરફ બેદરકારી જોઇ, તે ઘણોજ દુખી થવા લાગ્યો

એક રોજ મેહલમા એક ખાસ મિજલસ મલી હતી. યઝદેઝર્દ તે મિજલસમાં તખ્ત ઉપર બેસી એશ કરતો હતો, અને તેનો દીકરો બેહરામ તેની ખીજમતમા બીજા

અમીરો સાથ અદબથી ઉભો હતો. વખત મોડી રાતનો થયાથી બેહરામની આંખોમા ઉંઘનો ઝોકો આવવા લાગ્યો. યઝદેઝર્દની નજર ઝુંકાતા બેહરામ ઉપર પડતાજ, તેના ગુસ્સાનો પાર રહયો નહી. તેણે એક વાઘના જેવી મોટેથી બરાડ પાડી બેહરામને કહ્યુ કે

| | |
|---|---|
| "અરે બેહુદા, બેતમિજ, બેશહુર, | અરે ઓ દિવાના, નનામો થજે, |
| નિકલ થા નજરથી એકદમ દુર | જગતમા જીવીને નકામો થજે. |
| ઉભો રહી હજુર મુજ દરબારમાં, | અરે ઓ વજીર તુ હવે જલદ કર, |
| ઝુકે નિન્દ પુર મન ખુમારમા. | સજા કર તુ એને બની બેખતર. |
| અરે ચોર, સરકશ સજાવાર તુ, | ઝુટાવી સરપરથી લે તાજને, |
| થયો છે શાહનો ગુનાહગાર તુ | બેતાજ કર એ સરફરાજને |
| અરબ શાહે શુ એ શિખવ્યો વિવેક, | કમરથી કમરબધ તુરત દુર કર, |
| કે દરબારનો જાળવે એમ ટેક. | લે કાહડી સમશીર, ખજર, તબર |

લઇ જા તુ પકડી એ બેધ્યાનને,
મેહલમા કર કયેદ એ શયતાનને"

તે ઘાતકી બાપે પોતાના દીકરા ઉપર પુકાર મારી વજીરને હુકમ કીધો, અને તે શાહી હુકમ પ્રમાણે, બેહરામના માથા ઉપરથી વજીરે તેનુ તાજ એકદમ ઉતારી લીધુ, અને તેનો કમરબધ તથા સમશીર અને ખજર વિગેરે હથીયારો કાહડી લઇ, મેહલ અદર તેને નજર કેદ કીધો. આ બદીખાનામા બેહરામ નજર કેદ રહ્યો. ફક્ત નોગેજ અને જશ્ન સદેહના દિગામો ઉપરજ તે સરદારો સાથ પોતાના બાપની દરબારમા તેના હુકમથી જતો હતો.

## બેહરામનો કેદખાનામાથી છુટકો થવો.

કઇ એક મુદત સુધી બેહરામ એ બદીખાનામા તેના બાપના ફરમાનની રૂએ એક કયેદી તરીકે વસ્વાટ કરી રહ્યો, પણ તે ઘાતકી બાપને પોતાના વાહલા ફરજદ માટે કાંઈબી દયા આવી નહી, બલકે બેહરામની હસ્તીની યાદ વગીક તેને પડી નહી. અને એક દાહડો રૂમનો એક એલચી સલામી લઇ યઝદેઝર્દ પાસ આવ્યો હતો, તેને એ બીના ખબર પડયાથી, તેણે બેહરામ તરફથી માફી ચાહી, અને યઝદેઝર્દે તે એલચીના માનને ખાતર બદીખાનામાંથી બેહરામને છુટો કીધો.

## બેહરામનુ બદીખાનામાંથી છુટી યમન તરફ નાહસી જવુ.

બેહરામ જેવો કયેદમાંથી છુટો, તેવોજ તે એક અધારી રાતે, પોતાનાં થોડાક માનીતા રસાલેદારો સાથ છુપછાપ નહાસી પોતાના ખેરખાહ મુઝરના મુલક-યમન-તરફ નહાસી ગયો, અને ત્યા જઇ તે મુઝરના આસરા હેઠળ રેહ્યો.

આ બનાવ બન્યા પછી યઝદેઝર્દ પોતાની પાદશાહી માટે ઘણોજ ફીકરમાં પડયો. અને પોતાના મનનુ સમાધાન કરવા માટે તેણે પોતાના ખાસ નજુમીઓને બોલાવી મગાવ્યા, અને તેમને એકઠા કરી હુકમ કીધો, કે

## સૌજ

અએ રમલના માલેકો,
દાનેશમંદ દાના તબીબ,
હું મરીઝ છુ આપનો,
જોઇ કહો મારૂ નસીબ ૧

ભીત્તર ભવિશનું જોઇ લો,
કહિ દો સિતારાની ચલન,
આ તખ્ત મારૂ કેમ જશે,
કેવુ નસિબમા છે મરણુ ૨

કહો છુપાઇ છે કજા,
મારી કહો 'ખોલી ભરમ,
મોત કેમ મળશે મને,
શુ શુ કરમમા છે જુલમ ૩

દિન દિન વહી રાતો જશે,
રાતો પછી સહવાર,
એક દિન એવો આવશે,
'રોશન' થશે અધકાર ૪

### નજુમીઓએ યઝદેઝર્દની કજાનુ ભવિશ કહેવું.

પાદશાહ યઝદેઝર્દે નજુમીઓને આવી રીતે પોતાની સરજત અને શાહીનુ ભવિશ વર્તવા ખાસ હુકમ કીધો. સઘલા નજુમીઓએ યઝદેઝર્દના સિતારાની ચાલ તપાસી, તેઓએ પોતાનુ મત જણાવ્યુ

નજુમીએ જોઇ રમલનો ભરમ,
કહ્યુ પાદશાહને ન કર કાઇ ગમ
નથી તુને લાજમ કરે મોત યાદ,
કરે કા કજાથી ડરી ફરીયાદ.
લઇ સાથ લશ્કર સિપાહો નફર,
નિકલશે તુ શેહરે તુસની સફર.
પુરો વખ્ત તારી અજલનો થશે,
ત્યા 'સુ સરોવર' તરફ તુ જશે.
વસે છે જગે તે તહારી અજલ,
કજાનો ભરમ એમ કહે છે રમલ"

### યઝદેઝર્દે પોતાના મોતને બધ કરવાની હિકમત કરવી.

દુખી થાયો શેહનશાહ સુણી એ ખબર,
કિધી મન સાથે જબરી જીકર:
"છુપાઇ છે પરદેશ મહારી અજલ,
ઉડાવશ હુ તેને કરી કળવળ
કદમ બહાર હિયાંથી ધરૂ હુ નહી,
કે તુસ શેહર જઇને મરૂ હુ નહી
૧૨,૧૦૦
લેઉ છુ ખુરશેદ યઝદના કસમ,
કે ઘરથી હુ બાહેર ન કાહડુ કદમ
મને છે આદર બુરઝીન કસમ,
કે ઘરથી હુ બાહેર ન કાહડુ કદમ.
કસમ છે આંદર ખરરાદના,
કસમ છે મને યઝદા પાકના.
કે સુ સરોવર હુ જાઉ નહી,
અજલ મારી હુ ત્યાં પાઉ નહી"(5)

### યઝદેઝર્દને નવી જાતની બિમારીનું લાગુ પડવુ, અને તબિબોનું લાજવાબ બનવુ.

ગુજર પામિયા એ પછી ત્રણુ માસ,
અજલ બાદશાહની ઉભી આવી પાસ.
બિમારી નવી એક લાગુ પડી,
બેચેન બની તે રહ્યો હરઘડી.
દરદ થાયું બરપા બદ અખલાકથી,
થયું લોહી વહેતુ અતી નાકથી.
હકીમોએ કીધા ઇલાજો હજાર,
નહી બંધ થાયુ લહુ ધારદાર.
ઘડીમા પડે બંધ, ઘડીમા વહે,
એ દુખ પાદશાહ કેમ કરીને સહે.
વજીરે કહ્યું એમ "સમજ શેહરિયાર,
તુ ભુલિયો છે ફરમાને પરવરદેગાર.
કજાની ગજબથી ભરી ચાલ છે,
ભરાઇ ભવિશમા વિકરાળ છે.

કજાથી જીગર ચાક પારા થયા,
કજા પાસ તારાં ન મારા રહ્યા
કજા પાસ ના કોઇ પ્યારા રહ્યા,
કજા પાસ સિકંદર ન હારા રહ્યા
કજાથી બચી ના રૂસ્તમ ગયો,
નહિ તુ રેહશે, નહિ કોઇ રહ્યો
કર એક ઇલાજ છે કારજાર,
જા જલ્દ 'સુ' 'ને સરોવર કિનાર
કિનારે લોટી ચુમીને ખાક,
નિયાએસ કરજે યઝદાન પાક

ગુનાહની તોઝેસ કરી દમ-બ-દમ,
કહેજે કે તાબે છુ તારે હુકમ.
કજા મુજ કસમથી થઇ હોય બંધ,
ખતા માફ કર આવિયો છુ શરણ.
કર હરગુજર હુ કહુ કરગરી,
લિધા મે કસમ કોઇ બુરી ઘડી.
દરદથી જીદગી દુખી ભારી છે,
હુ આવી ઉભો જયા કજા મારી છે
હવે માફ કર હુ ગુનાહગાર છુ,
દરદથી હુ બહો બેજાર છુ".

### વજીરની સલાહથી યઝદેઝર્દનુ સુ સરોવર તરફ જવુ

દરદની પિડાકારીથી બેકરાર બનેલો યઝદેઝર્દ અતે વજીર અને દસ્તુરોની સલાહથી સુ સરોવર તરફ જવા તૈયાર થયો તેણે એક મોટા રસાલાને તૈયાર થવાનો હુકમ કીધો, અને સઘલા શાહી દમદબા સાથ તુસ શેહર તરફ તે જવા નિકલ્યો

સુણી લઇ દસ્તુરોના સુખન
સફરની સલ્લાહ કીધી પસન
લિધા સગ રફીકો, દલીર પેહલવાન,
લિધી પાલખીઓ, લિધા ગશ્તીબાંન

સફર કીધી ચાલુ લઇ સગમા,
દરદ જોર કરતુ રહ્યુ અગમા.
નહી ચેન દિવસે ન રાતે કરાર,
પુકારી દરદથી રડે શેહરિયાર

પુગ્યા સહુ જઇ સુ સરોવર કિનાર,
પડયા નાખી તબુ ખિજમત ગુજાર.

યઝદેઝર્દના રસાલાએ સુ સરોવરને કિનારે તબુઓ નાખ્યા, અને યઝદેઝર્દના દુખનો ઇલાજ કરવાની સઘલાઓ હવે તજવિજ કરવા લાગ્યા

યઝદેઝર્દે નમીને યઝદાનની બદગી કરતા કહ્યુ કે "ઓ બન્ને જેહાનના માલેક, તારો માર્ગ છોડી હું આડે રસ્તે દોરવાઇ ગયો, એ મારો ગુનાહ થયો છે. ઓ પાક યઝદાન, મે ખુરશીદ યઝદના, અને ખરદાદો બુરજીનના કસમ લેઇ મારાં મોતને સોગદના વાદા મે બાધી લીધુ છે, પણ અંતે મને મારી અજલ જયા હતી, ત્યાંજ આવવું પડયું છે મારો છુટકારો કરનાર તુજ એકલો પાક યઝદાન છે

એવી અરજ ગુજારી, યઝદેઝર્દે સુ સરોવરના પાણીથી અંઘોળ કીધી, અને કહે છે, કે તે પાણીની અંઘોળથી યઝદેઝર્દના નાકમાંથી નિકળતુ લોહી તુરતજ બધ થઇ ગયુ. યઝદેઝર્દ પોતાની સુધરેલી તબિઅતથી ઘણોજ ખુશી થઇ, યઝદાનની દરગાહમાં તોઝેસ કરી ઇબાદત કરવા લાગ્યો (6)

ફાનિમા ચાલી રેહલો
કજાનો દોર.
કજાની જફા છે બલાગત ભારી,
રખે રેહતો બહા ગફલત કરી.

નથી કોઇ કજાથી છુટ્ટ ઇનસાન,
ન કિયાની, ન સાસાંની પીરો-જવાંન.
નથી પેશદાદી રહ્યા, નરપતી,
ગજાવી હતી જેણે ધરતી ગતી.

જમશીદ, દારા, સિકંદર ગયા,
નરીમાન, રૂસ્તમબી ના રહ્યા
ધ્રુજાવી રહ્યા'તા જે ધરતી ઘણી,
કજા તેનીબી આવી અતે બની

* * *

કજા કોઇ કાળે કદી ના ચુકે,
વસે મેહલ ઝુપડે નહિ તે ચુકે
વસે જઇ અગર કોઇ જમીનને ભીત્તર,
યા જઇ વસે આસ્માનૂની ઉપર.
અગર જઇ દરિયામે વાસો કરે,
કજા જઈ ત્યાબી તેને ધરે

* * *

દફા દુખ તનનુ થયુ તતકાળ
કહ્યુ યઝદઝર્દે બની ખુશહાલ
"ઇનસાન અકળથી જો અમલ કરે,
અકળ પાસ અજલબી પાણી ભરે
કજા મારી જો હિયા છુપાઇ હતી,
મને કેમ આવી તે મળતી નથી"

યઝદેઝર્દની કજાનુ હાજર થવુ.

સુખન આ જબાથી નિકળતાને વાર,
સુ નો સરોવર થયો જોશદાર
પડી પાદશાહની દુરથી નજર,
દિઠો એક ઘોડો પાણી ભિતર.
હતો મસ્ત અંગે પુરો પિલંગ,
મિસલ ગોરખર મારતો તે છલંગ
ચલકતી દિઠી આખ બે આબદાર,
રંગે રૂપાળો રૂઆબ અપાર
ભરેલી હતી ચાલ સુંદર વિશાલ,
દિઠા બાલ દુમના, રેશમ મિસાલ
ફુંકારી ફુંકતો જબરો પવન,
પુકારે ધ્રુજતા સરોવર સહન

યઝદેઝર્દે પોતાના મોતને જોવુ.

જોઇ યઝદઝર્દે કીધો હુકમ
"મળી સહુ સિપાહો બાધો મક્કમ"
હુકમ લઇ સિપાહો ગયા પાણીમા,
લિધો અસ્પ[1] ઘેરી આસાંનીમા.
જકડીને લાવ્યા સરોવર કિનાર,
ઉભો ગેલ કરતો સહુ સંગ અપાર.

* * *

અજલના ભરમની સમજ નહી પડી,
નજર સામે ઉભી કજાની ઘડી
હુકમ કીધો શાહે કરો જલ્દ કામ,
જલ્દીથી લાવો જીન 'ને લગામ.
લઇ હાથમા જીન, લગામો—રિકાબ,
દુરત બાધિયો પીઠ પર અસબાબ
ઉભુ જાનવર તે ગરીબ થાઇને,
દિલ ખુશ થયો શાહ મલકાઇને
૧૨,૨૦૦

કજાને ભુલી ભાન ખોઇ ગયો,
સવારી તે કરવા મોહી ગયો.

* * *

અરે શાહ સાસાનિયન ઠામ તુ,
કરે છે કજાનુ કા કાંમ તુ
અરે શાહે ઇરાન શા તુ બિદાર,
આવ્યું છે મળવા મોત નાબકાર

* * *

ગયો પુછ પાછલ, દુમચી ધરી,
કજા સામે હસતી ઉભી ખડી
ખખારી ઘોડાએ કીધો પુકાર,
ગરજી ગગડીયો અજલનો સવાર
કુદી પાછલા પગ વડે મારી લાત,
પછડાઇ પડીયો શાહ નેકજાત
ફુટ્ટુ તેનુ મસ્તક, મગજ ચાક-ચાક,
બદનના લહુથી થઇ લાલ ખાક
થયો મસ્ત ઘોડો અતી જોશદાર,
પડયો જઇ સમંદર અજલનો સવાર
અજબ કુદરતની બની કુદરતી,
કજા અતે ફાવી બની તરકટી
જગત જેની સામે ઝુકતી હતી,
થયો અસ્ત સાસાનિઓનો પતી
કજા જોઇ રઇયત રડતી રહી,
થવાની હતી જે ગતી તે થઇ.
બની ખાકમાથી ગયો ખાકમા,
વસ્યો જઇ મીનોઇમે લાખમા.

૧. અસ્પ યાને ઘોડો.

છુટે ના તું બદા અફલાકથી, | ફરી બદગી માંગ યઝદાં પનાહ,
પરસ્તેશ કરી લે તુ દીલ પાકથી. | જે છે માલીકે ખુરશેદો-માહ.

એ રીતે યઝદેઝર્દનુ મોત થયુ, તેના મરણ બાદ તેની લાસને બાદશાહી માન સાથ ઇસ્તખરમા લાવી દખ્મેનશીન કીધી, અને ઇરાનની ગાદી ઉપર નવો બાદશાહ બેસાડવાની ધામધુમ હવે ચાલી રહી



# બેહરામ ગુર.

### ભાગ ૨ જો

### પાદશાહ યઝદેઝર્દના મરણ પછી ઇરાંનની ગાદી ઉપર બેહરાંમને બેસાડવા ઇરાંની અનજુમને ના પાડવુ.

યઝદેઝર્દના ગુજર પામ્યા પછી, ઇરાંનની ગાદી ઉપર કોણને પાદશાહ તરીકે મુકરર કરવો,તેની ચકચાર હવે અનજુમનમા ચાલી રેહી. જેઓ યઝદેઝર્દના ઘાતકીપણા અને જુલમથી કંટાલી રેલા હતા, તેઓએ પુકાર ઉઠાવ્યો કે "યઝદેઝર્દ જેવો ઘાતકી અને જુલમગાર પાદશાહ, અમોએ ઇરાનના તખત ઉપર બીજો કાઇમી જોયો કે સાભલ્યો નથી, વાસ્તે તેની તોખમના ફરજદને ઇરાનના તખત ઉપર બેસાડવાની અમો ઘણાજ વિરૂધ છિયે. જો કે બેહરામ ભલો અને નેક છે, તોપણ તે યઝદેઝર્દનુ ફરજદ છે, માટે તેને ઇરાનનુ તખત આપવુ નહી

### ઇરાનની ગાદી માટે નવા ઉમેદવારનુ બાહાર પડવુ

આવો મામલો જોઇ, ઇરાનના તખત માટે ઘણાક જાણીતા પુરાણા ખાનદાન-વાલાઓના ફરજદો ઉમેદવારી કરવા બાહાર પડયા એ ઉમેદવારોમા જેહા પેહલવાન રૂસ્તમ અને સામ, તથા કએકોબાદની ઓલાદના વારેસો ઇરાનની ગાદી ઉપર તેના વારેસ તરીકે દાવો કરવા નિકલ્યા

### અર્દશીર બાબેગાંનના એક ખેશી ખુશરો ઇરાંનના પાદશાહ તરીકે.

આ નવા ઉમેદવારોના નવા નવા દાવાઓની પતાવટ કરવી, મુશ્કીલ થઇ પડી એવા સંજોગ વચ્ચે અર્દશીર બાબેગાનના એક ખેશી, જેનુ નામ ખુશરો હતુ, તેને એકમતે ઇરાની અનજુમને ઇરાનની ગાદી આપવાની ગોઠવણ કરવા માંડી

## બેહરામ ગુરનુ ઇરાનની ગાદી માટે દાવો કરવા બહાર પડવું

આ સઘલો વખત શાહજાદો બેહરામ, જે પોતાના બાપના જુલમને લીધે કયેદમાથી છુટી મુઝરના મુલક યમનમા જઇ તેની પનાહમા વસ્યો હતો, તેને કાને તેના બાપ યઝદેઝર્દના મોતની ખબર ગઇ. બેહરામે પોતાના બાપના મોતનો શોક એક મહીના સુધી પાલ્યો, અને ત્યાર બાદ તે ઇરાનના તખત ઉપર, તેના વારેસ તરીકે પોતાનો દાવો રજુ કરવા, મુઝરના દીકરા નોમાનની સાથે, અરબોના એક મોટાં લશ્કરને લેઇ ઇરાન આવ્યો.

બેહરામે ઇરાની સરદારો અને વઝીરો, તેમજ દરબારીઓ અને દસ્તુરો આગલ યઝદેઝર્દના વારેસ તરીકે પોતાનો હક રજુ કીધો, બેહરામે કહ્યુ કે "પાદશાહ યઝદેઝર્દના દીકરા તરીકે આ દેશની પાદશાહી ઉપર મારો એકલાનો હક છે પાદશાહ યઝદેઝર્દનો હુ દીકરો અને વારેસ છું, છતા તમો શા માટે બીજા ઉમેદવારને તેની ગાદી આપવાની દલીલ કરી, મારો હક નાકબુલ કરો છો"

બેહરામ અનજુમન રૂબરૂ સુલેહ ભરી લાગણીથી તેમના દીલ જીતી લેવા, ઘણાક મીઠા બોલોમા દુનિયાદારીની રીત સમજાવવા લાગ્યો

પણ અનજુમનના એક ગુશ્તાની ભાગે બેહરામની દલીલો સાભલવા ના પાડી, અને બેહરામને ગાદી આપવા વિરૂધ પોતાના વિચારો જણાવ્યા બેહરામે તેમને શાંત પાડવા દુનિયાની નાપાયદારી માટે શિખામણના સખુનો સાભલાવ્યા

## ઇરાની અનજુમને બેહરામનો દાવો નામંજુર કરવો, અને બેહરામે ખુલાસો કરવો

પણ અંનજુમન પાસે એકજ જાતની વિરૂધતા હતી, કે એક જુલમગાર અને ઘાતકી બાપના ફરજંદને ઇરાનની ગાદી જો મળે, તો તેમી તેના જેવીજ ખાસિયતવાલો ઘાતકી અને જુલમગાર બનવો જોઇયે.

મળી પારસી સહુ પુકારી કહે,
હમ સમ દુખો નહિ કોઇ સહે
જુલમ યઝદઝર્દી જુવો આંખથી
કિધો અંજુમન પર વિના વાકથી
જરા કર નજર જો પેહરની જફા,
શુ શુ કિધા છે જુલમ નારવા

કિધા'તા જે કોઇને ખારજાર,
જુલાવી હાજર કિધા નિર્ધાર.
કઇએક બે હાથ વન દુખ સહે,
દુખો સહી બસ રડીને રહે
ઘણાકોની કાપી લિધી'તી જબાન,
દુખી થઇ રીબતા તેમના રવાન

ફોડી હતી કઇએકોની ચશમ,
રડી રીબતા તે સહિને સિતમ

* * *

ઉશ્કેરાઇ ગયેની અનજુમનને યઝદેઝર્દના જુલમના ભોગ થઇ પડેલાઓને જે ઘાતકી જુલમ સહન કરવો પડતો હતો, તેમને બેહરામની આગલ હાજર કરી, જણાવ્યુ, કે યઝદેઝર્દ કેવો દયાહીણુ અને ઘાતકી હતો. પોતાના બાપના આવા જુલમની ગવાહી બેહરામે પોતાની નજરે જોઇ અનજુમનને જવાબ દીધો

પેહરના જુલમની જોઇ નિશાંણુ,
દિલે થાયો દલગીર તે બેગુમાંન
ભરી નીર નેયનો તે બોલિયો,
દિલના દરદનો ભરમ ખોલિયો.
"સુણો પારસીઓ આલીવિકાર,
સુણો પેહલવાંનો, સુણો સરદાર.
સુણો સહુ દાના, સુણો મર્જબાન,
દુખી જોઇ તમને, દુખી મારો જાન
હકિકત તમોએ કહી છે ખરી,
મુજ પરબી આફત અજબ ગુજરી
મુજપર ગુજારી કઇ કઇ સિતમ,
ગયોછે હવે તે મુલ્કે-અદમ
હુ તેનો બેટો જીગરબદ જાન,
કસુર વન કીધો મને બદીવાન
મને આપી મુંઝરે બેમુળ પનાહ,
થયો છુ દુખી પેદરથી તબાહ
ગણો ના પેદર સમ મને કમઅકળ,
મુસીબત તમારી કરશ હુ ફજલ
તજુ ના કદીબી હુ રાહે ખુદા,
રેહવશ તમારી પડખે સદા

ઓ અદના 'ને આલા જાણો નક્કી,
જીવશ તો જીવશ હું રઇયત થકી
જીગર માહે જેના દયા હોય ભરી,
જુલમ તે કદીબી કરે ના જરી.
બેહરામનુ છે દયાલુ જીગર,
બનુ ના કદીબી બેદાદગર
બુજોર્ગી મુજમા કઇ કમ નથી,
હુનર 'ને દુષ્મનો કઇ ગમ નથી.
શાહપુર અને અર્દશીર બાબેકાન,
એ મુજ ન્યાગાન હતા મેહરબાંન
કિધુ રાજ તેઓએ આ સર જમીન,
બચાવી જેઓએ જરથોસ્તી દીન
નબીરો તેમનો બેહરામ ગુર,
રગે રગ વહે તેમના ગુણુ પુર
વળી મારી માદરની આપુ પિછાણુ,
સમીરાંનની છે શાહી નિશાણુ
હુ ન્નરમદ ભારી શુરવીર છુ,
અકળમા પુરો મિસલ પીર છુ.
ભરપુર છે ગજ અતી બીશિયાર,
લશ્કરબી છે હજારો હજાર.

જબાથી કહુ છુ માનો યકીન,
કરશ મારી આબાદ ઈરાન જમીન

### બેહુરામની ઇરાંની આગેવાનોએ અક્કલ તપાસવી.

લોકોને મનાવી લેવાડનારા બેહરામના ભાશણુથી ઇરાંનીઓનો મોટો ભાગ ખુશી થઇ ગયો, અને તે વખતના રેવાજ પ્રમાણે બેહરામની અકળ તપાસવા આગેવાન ઇરાની બુજોર્ગોએ બેહરામને સવાલ કીધો કેઃ "રાજ અને રઇયતને રાસ્તીને રસ્તે ચલાવવા માટે તારી બાહોશી માટે હમુને શક નથી, મગર અમુને જણાવ કે "દુનિયામા ખરો સુખી કોણુ છે?"

બેહરામે જવાબ દીધો કે

ખલકના ખેલ ન્યારા છે, કહા જમશીદ 'ને દારા છે—૧
વસ નહી થાય હવસને, ધરે મોતનું ધ્યાન,
નિસદીન રબ જે સુમરે, જગમા સુખીયો જાણુ.
કહો શુ ખ્યાલ તમારા છે, કહા જમશીદ 'ને દારા છે—૨

એક બુજોર્ગે પુછ્યુ કે "દુનિયામા ખરો વીર કોણુ?"

બેહરામે જવાબ દીધો

લડે લડાઇ દેશ થકી, કાપે શત્રુ શીર,
નાશ કરે જે લોભનો, તેજ ખરો શુરવીર.
સિવા એ સહું હિચકારા છે-કહાં જમશીદ—૩.

બીજા એક આગેવાને સવાલ કીધો કે "જગતમાં ખરેખર રડેગો કોણ કેહવાય ?" બેહરોમે જવાબ દીધો

રડયો ખરેખર તેજ, પુત જેને નહિ પેટે,
રડયો ખરેખર તેજ, નારથી ભવ દુખ વેઠે.
રડે હરદમ બિચારા છે—કહા જમશીદ—૪

આ જવાબ સાંભળી એક દસ્તુરે સવાલ કીધો કે: "આ દુનિયામા ખરેખરો કોણ હસે છે." બેહરમે કહ્યુ.

હસ્યો ખરેખર તેજ, જગે સતોશી વસિયો,
હસ્યો [illegible] તેજ, લોભ મદમે ના ફસિયો.
વિપતમે હસે તે પ્યારા છે—કહા જમશીદ—૫

આ જવાબ સાંભળી એક બુઝર્ગ પેહલવાંને સવાલ કીધો કે "આ જગમા ખરો નર કોણ કેહવાય ?" બેહરામે તુરતજ જવાબ દીધો·

શુર વીર તે નર ખરો, રણુમા ગરજી ગાજે,
શુર વીર તે નર ખરો, પર સુખ જોઇ રાજે
શુર વીર તે નર ખરો, બિજાના દુખે દાજે, ૧૨,૩૦૦
શુર વીર તે નર ખરો, લડે જે સત્યને કાજે.
ખરા નર સાથ ખુદારા છે—કહાં જમશીદ—૬

એક મોબેદે સવાલ કીધો કે "જગતમાં કોણુનું જીવ્યુ ભ્રષ્ટ છે" બેહરાંમે કહ્યુ

ભ્રષ્ટ જગે છે જીવિયું, જે નર ચુગલી ખાય,
ભ્રષ્ટ જગે છે જીવિયુ, ગુણુ પોતાના ગાય.[1]
ભ્રષ્ટ જગે છે જીવિયુ, જીવે પરનારી સગે[2]—
ભ્રષ્ટ જગે છે જીવિયુ, જીવે જે નારી રગે.[3]
મુવેલા એ સારા છે—કહાં જમશીદ —૭

## ઇરાનીઓમાં મતફેરી પડવી

આવા અકલમદ જવાબો બેહરામને મોહડેથી સાંભળી, ઇરાની અનજુમન જે ત્યા ભેગી મળી હતી, તે બેહરાંમની દાનેશમદીના વખાણુ કરવા લાગી, અને ઠરાવ કીધો કે ઇરાનની ગાદી ઉપર બેહરાંમનેજ બેસાડવો

બેહરાંમે કહ્યુ કે. (૧) જે શખ્સ પોતાના ગુણુ ગાયા કરે, (૨) જે શખ્સ પારકી ઓરતની સગતમા વસે અને (૩) જે શખ્સ ઓરતના પઈસા ઉપર મોજ મારી રંગ ઉડારે, તે સઘલાનુ જગતમા જીવ્યુ ભ્રષ્ટ છે, અને એવા સઘલા મુવેલા ભલા.

પણ એ મત સાથ બીજાઓ મલતા થયા નહી, અને મતફેરી બરપા થઇ.

હાજર રેહના સઘલાઓ બે ભાગમા વેહચાઇ ગયા એક પક્ષે કહ્યુ કે "અર્દશીર બાબેકાનના બેશી ખુશરોને અમો વચન આપી બધાઇ ગયા છીયે, અને જો વચન તોડયે, તો અનજુમનમા ફેસાદ બરપા થાય"

## બેહરાંમે એક નવી સરત અનજુમન આગલ રજુ કરવી

અનજુમનનો જે પક્ષ ખુશરોને વચન આપી બધાઇ ગયો હતો, તેમની દલીલ બેહરાંમને વાજબી લાગી

એવો મામલો જોઇ, વચનથી બધાઇ ગયલા અનજુમનના ભાગની ઉપર બેહરામે કોઇબી કિસમનો લાગવગ ચલાવવાની નજવિજ કરવાને બદલે, તેણે ત્યા હાજર રેહવી સઘલી સમસ્ત અનજુમનને પુકાર કરી જાહેર કીધુ કે

"હવે એક મારી સુણો સહુ વાત,
સુણો તમ ઇરાંનીઓ નેકજાત.
નવો એક આપણુ કરીયે કરાર,
ગવાહ છે મહારો પરવરદેગાર
કહુ વાત તમને ધરો ધ્યાનમા,
તખત પર મુકો તાજ મયદાનમા
રવાના કરો કોઇ વનમા સવાર,
લાવે સિહ બે અતી ખુનખાર
તખત પાસ બાંધો તે મસ્તાનને,
મૂકો તખ્ત પર તાજે સુલતાનને
બાદઝ જાહેર કરો આ બયાન,
પડે બાહાર ઉમેદવાર તાજે--કિયાન
જઇને જે બેસે તખતની ઉપર,
મૂકે તાજ સરપર વિના કઇ ફિકર
બને બેસી સિહો વચે પાદશાહ,
મૂકી તાજ માથે બને દાદખાહ
અગર એવો નરવર પડે જો બહાર,
લડી સિહ સાથે બને શેહરિયાર
અગર સર્ત આ જો ન મજુર કરો,
પછી તો નિવેડો કરવા લડો"

## ઇરાંનીઓએ બેહરામની ભયકાર સરત કબુલ કરવી

દેખઇતી રીતે બેહરામે સુચવેલી આ સરત જો કે ઘણીજ ભયકાર હતી, તોપણ અનજુમનનો જે ભાગ બેહરાંમને ગાદી આપવાની તરફેણમા હતો, તેઓએ તે સરત ખુશાલીના પુકારો સાથ એકમતે કબુલ કીધી, એટલે વિરૂધ પક્ષને પણ તે સરત કબુલ કરવાની ફરજ પડી.

તુરતજ મયદાનમા એક ઝરીન તખત લાવી ગોઠવ્યુ, અને તેની ઉપર શાહી તાજ મગાવી મુકાવ્યુ. બાદઝ ગસ્તહમ નામના એક પેહલવાને બે ખુનખાર સિહોને પકડી લાવી, મયદાનમા મુકેલા તખ્તની બને બાજુએ તેમને બધાવ્યા.

કુલ ઇરાની ખલકત આ હરીફાઇનો ખુનખાર ખેલ જોવા જમાવ થઇ. અર્દશીર બાબેકાનનો બુજોર્ગ બેશી પણ ત્યા હાજર થયો

પણ તે બુજોર્ગ પેહલવાંન ખુશરો, તખતની આસપાસ બે ખુનખાર સિહોને પુકારતા જોઇ, મનમા લરજાઇ ડર ખાઇ ગયો, અને એવી જીવ લેણ હરીફાઇમા ઉતરવા કરતા તેમાથી નિકલી જવાનો વિચાર કરી બેહરામ તરફ જોઇ તેને સમજાવવા લાગ્યો

## બેહરાંમે પોતાની મરદાનગી દેખાડી ઇરાનની ગાદી મેલવવી.

ખુશરોની દલીલ બેહરામના મન ઉપર જરાબી અસર કરી શકી નહી. ખુશરો પોતાની બુજેગીંને લીધે આવી હરીફાઇમાથી નિકલી ગયો, અને બેહરાંમ પોતાની સરત પ્રમાણે મયદાનમા મુકેલા તાજને ઉઠાવી પોતાના માથા ઉપર મુકવાની તૈયારી કરવા લાગ્યો

મયદાનમા જવા આગમચ પોતાનુ તન પાક કરી પરવરદેગારની બંદગી કરવામાં બેહરામ મશગુલ થયો

તુરત ઉઠીયો તે ઇબાદત થકી,
કરી પાક તનને કિધી બંદગી
કમરબંધ બાંધી કિધી તેણે તંગ,
લિધો હાથ ગુરજ, ધરી મન ઉમંગ
મળી કુલ રૈયત, અને ખાસોઆમ,
ધડકતી છાતીએ જોતા તમામ
હસી કીધી બેહરામે સહુ ને સલામ,
નિકલ્યો મહાવીર રણસંગરામ
અરે નવજવાની, ગજબ કા કરે,
જરા મોતથીબી નહી તુ ડરે.
ધરી હાથ ગુરજ ગયો તે ધસી,
ઉભો જઇ તખત પાસ કમર કસી
ગરજીને સિંહોએ મારી છલંગ,
ધ્રુજી રહી ધરતી, થયા સહુ તંગ.
કુદી સિંહ ઉછલિયા બની ખુંખાર,
ઉભો સામે બેહરામબી ઓસ્તવાર.
ઉઠાવી ગુરજ, એક મારી છલંગ,
જોઇ બેલ્ર રઇયત થઇ કુલ દંગ.
ઘુમાવી ગુરજ મારિયો મગ્જ પર,
પડયો ખાકમા થઇ જીરોજબર
ઉછલી બિજાએ મારી બરાડ,
જરબ એક મારી કિધો તેને ઠાર.
ચહડી તખ્ત ઉપર થયો સર્ફરાજ,
લિધુ પેહડી સરપર કિયાનીનુ તાજ.

જોઇ હાંમ હરખી રહી અંનજુમન,
થયો શાહ બેહરામ સહુ દિલપસંદ

## બેહરાંમ ઇરાંનના શાહ તરીકે જાહેરમાં મુકરર થયો.

એવી રીતે હજારોની ભેગી મળેલી મેહફીલ હજુર, બેહરામે બે ખુંખાર સિંહોને મારી કિયાની તાજ, તખત ઉપરથી ઉઠાવી પોતાને માથે મુકયુ, અને પોતે તે તખત ઉપર સવાર થાઇ બેઠો બેહરામની આવી હિંમત જોઇ ખુશરોએ પોતાનુ સર નમાવી તેને મુબારકબાદી આપી, અને ઇરાનીઓએ બેહરામને પોતાના પાદશાહ તરીકે મંજુર કીધો.

ઇરાનના તખત ઉપર બેઠા પછી બેહરામે પોતાની રાજનીતિ દાનેશમંદીથી ચલાવવા માંડી મુલ્કે મુલકના હાકેમો બેહરામની રાજનીતિથી ઘણાજ ખુશી થયા યઝદેઝર્દે જે જે લોકોને હેરાનગતી આપી હતી, તે સઘલાઓને ભેગા કરી, તેઓને સરોપાવ આપી ખુશી કીધા. આતશ કદેહના મુબેદોને નવાજી, તેમના કામ ઉપર મુસ્તકીમ રેહવાના ફરમાન કહડયા, અને પોને ઇરાન સર જમીનને આબાદ કરવા લાગ્યો

## બેહરાંમનુ વાઘોનો શેકાર કરવા નિકલવું

પોતાના શેહેરની અંદર ચાલતી ચરચા જેવા એક દાહાડો બેહરામ શેકારી કુતરાઓ, તથા બાઝ પક્ષીઓ પોતાની સાથે લેઇ જંગલ તરફ જવા નિકલ્યો.

એક ઘટાદાર જંગલમા તે જઇ પુગ્યો. ત્યાં ચારોબી સુંદર હતો, પણ તેની બેહદ અજાયબી વચ્ચે કોઇબી માનસ કે ઢોર તેને ત્યાં જણાયા નહી તે ઉપરથી તે મનમા બોલ્યો કે

"આ જંગલમા વાઘો ફરતા હોવા જોઇયે, કેમકે આવાં જંગલમા એકપણી માનસ કે ઢોર નજરે પડતુ નથી."

એ વિચારમા તે લીન થયો હતો, તેટલા બે મોટા જોરાવર વાઘો ઉપર બેહરાંમની નજર પડી તેજ વખતે બેહરામે તે બન્ને વઘોને તીરથી વિંધી નાખી ઠાર કીધા. તેમની ભયંકાર ચીસથી તે જંગલ ગાજી રહ્યુ તે ચીસના અવાજેથી તે જંગલનો માલેક મેહેર બીદાદ ત્યા દોડી ગયો, અને તે વાઘોને મુવેલા જોઇ તે ઘણોજ ખુશી થયો, અને બેહરાંમને જોઇ તેનો મોટો ઉપકાર માનવા લાગ્યો

## બેહરાંમની મેહર બીદાદે મેહમાનદારી કરવી.

આવી રીતે વાઘોના જુલમથી પોતાના જંગલને સદાનું બચી ગયનુ જોઇ, મેહર બીદાદ, તે શીકારીના હજારો હજાર ગુણ ગાવા લાગ્યો, અને તેનો ઉપકાર માનતા તે બોલ્યો કેઃ

"સીતારે બુલંદ ઓ નામી સવાર, | તુએ આ બલાગત નાબુદ કરી,
સદા રેહજો આલમમે બરકરાર | અહેસાંન તારૂ ભુલુ ના કદી
કિધી દૂર મારી તુએ દલદરી, | આ વનની જમીનનો હું દેહકાંન છુ,
નસીબ તુજ ચમકજો મિસલ મુશ્તરી | તુ મારો મહેમાન, હું યજમાન છુ

મુજ સાથ મારે મકાને સિધાર,
પરસ્તાર તારો થયો છુ યાર"

તે જંગલના માલેક મેહર બીદાદનુ મકાન, તેજ જંગલની પાદરે નજદીકમાજ આવેલુ હતુ બેહરામને મેહર બીદાદે પોતાનો મેહમાન બનાવવા ઘણી આજીજી કીધી, અને બેહરાંમ જે પોતાની રૈયતમા ચાલતી ચર્ચા જાણવા માટે ઘણોજ ઇંતેજાર રેહતો હતો, તેણે મેહર બીદાદનુ ઇજન કબુલ રાખી, તેની સાથે તેના મકાન તરફ ચાલવા માડયુ

## બેહરાંમે જોયલી નગર ચર્ચા

પોતાના નાહના પણ સાદા મકાનમા મેહર બીદાદ પોતાના પરોણાને લઇ ગયો, અને ત્યા તેની મેહમાનદારી કરવા માડી. મેહર બીદાદે એક જીયાફતની તૈયારી કરવા માડી પડોસના ગામડામાંથી તેણે રામશગરોને તુરતજ તેડાવી મગાવી, પોતાના મેહમાનને ખુશી કરવાની તેણે દરેક તજવિજ કીધી રામશગરો ગાયન ગાઇ મેહર બીદાદના પરોણાની મેહમાનદારી કરવા લાગી. સાકીઓએ શરાબ લાવી હાજર કીધો, અને શરાબની ખુબી અને ખામી ઉપર રામશગરોએ ગાયન લલકારવા માડયુ (9)

આ ગાયન અને સાજનો અવાજ સાભલી, મેહર બીદાદની પડોસમા વસતો ફીરોય નામનો એક મોટા દરજ્જાવાલો પડોસી, ફુલ ફળોની મોટી ભેટ લેઇને મેહર બીદાદના મકાનમા આવી લાગ્યો

બેહરામ આ પડોસીને આવેલો જોઇ ખુશી થયો, અને તેને પોતાની પાસે બેસાડી, શરાબની જામ નોશ કરવા ઇજન કીધુ આ ઇજનને ફીરોયે તુરતજ માન આપ્યું, અને તેજ વખતે જામ ઉપર જામ ઉડાવી તે પીવા લાગ્યો, અને રામશગરોના ગાયન વચ્ચે પોતે શરાબની ખુબી જાહેર કરવા લાગ્યો.

ભર ભર જામ તુ સાકી, કો'ને જોઇ છે કાલ,
જુઠો આ સંસાર છે, જુઠી દુનિયા કંગાલ.
દુખ સંકટ'ને સિતમ સાથે, જગે વેઠું જંજાલ,
દુર કર હું બલા મ્હારી, પીઇ શરાબ લાલ મલાલ.

**ફીરોચે શરાબની તારીફમાં કહેલા સુખન.**

"મને આપો સાહેબ તમે પેલી જામ,
ભરો તે ગુલાબી શરાબે તમામ
ખબરદાર ઓછી ન ભરતા તમે,
મને શોધ જમશેદની બહુ ગમે
ભલે હોય સંકટ વિપત વેઠમા,
ભુલે ગમ જો એ પડે પેટમા

છલાછલ ભરજો એ લાલ મલાલ,
પિધાથી ગુલાબી બની રેહ ગાલ.
એ પીધાથી દીલ ખુશ બને ઇન્સાન,
દિસે આસ્માં 'ને જમીન એકસાન.
એ પીધાથી દીલનો ખીલે બહાર,
ચશમ બે છતે સહુ દિસે ચાર ચાર.

કરૂ નોશ આ જામ ચાહી દુવા,
જીવો શાહે ઇરાન બેહરાંમ શાહ"

ફીરોચે એવી રીતે જામ ઉપર જામ પીવા માડી, અને રામશગરોએ તેની યાદમા ગાયન શરૂ કરી, પરોણાઓને રીજવવા માડયા. (10)

જેમ જેમ રામશગરો શરાબની તારીફ કરતી ગઈ, તેમ તેમ ફીરોચ જામ ઉપર જામ પીઇ દીલખુશ થવા લાગ્યો, અને ફરીથી તે માલેતુજાર પડોસીએ શરાબની તારીફમા નિચલી શએર લલકારી

એ આબ શો નાયાબ છે, જીકર જગ સારી કરે,
એ પીએ તો સમશીર ધરી, નામરદોબી જંગે લડે
શોધ છે જમશેદની, જગમા રહી 'રોશન' અમર,
કઇ કઇ જમાના થઇ ગયા, એ આબની બુજી કદર

**બેહરાંમે શરાબ માટે અંદાજમા રેહવા કહેલા સખુનો. (11)**

અએ શરાબી જાણુ તુ, જમશેદનો પયગામ છે,
બેહદ પીવો દારૂ સદા, ઇનસાનને હરામ છે.
એક જા મ જો જીયાદા પીચે, દુનિયામે તું નાકામ છે,
પીઇ જાંમ તુ હદમા રહી, દીલખુશ તુંજ અંજામ છે.

**ફીરોચનો બેહદ શરાબથી આવેલો કેફ**

દારૂની દમ-બ-દમ જામો નોશ કીધા પછી તે મોબાદાર આદમી પોતાની અસલ હાલત ભુલી જવા લાગ્યો, અને મીજલસની રજા લેઈ, તે પોતાને મકાને જવા નિકલ્યો પણ તે પુરા હોશમા હતો નહી મેહર બીદાદના મકાનમાથી નિકલ્યા પછી, અને થોડેક દુર ગયા પછી, ફીરોચ એક ઝાડના સિતલ છાયા હેઠળ લેટી ગયો, અને તેનો ઘોડો ત્યાજ ચારો ચરવા લાગ્યો.

પણ શરાબની ખુમારી ફીરોચને એટલી બધી તો ચૂહડી હતી, કે તે પેલા ઝાડની નીચે એવો તો કેફમા પડયો, કે ત્યાથી ઉઠવાને બદલે તે ત્યાજ ઉંઘમા પડી રહ્યો એવામા

એક કાગડો ત્યા જઈ નાગ્યો, અને તેણે કીરોયની બને આખો ફોડી ખાધી, તેની પણ હોશ કીરોયને રહી નહી

કીરોયની શોધમા નિકલેલા તેના માનસોએ બેહરામને આવી, એ દલગીરી ભરી ખબર આપી, અને વધુ ખબર કાહડતા માલમ કે પડયુ, કીરોય દારૂ ની અસરથી મરણ પામ્યો હતો

આ બુરી ગમભરી ખબર સાભલી, બેહરામ ઘણોજ દલગીર થયો, કે શરાબની ખુમારીમા કીગેય જેવા એક માલેતુજારનો જીવ ગયો બેહરામ મેહેર બીદાદના મકાન-માથી તેની પરોણાગત માટે તેનો ઉપકાર માની રવાના થયો, અને બીજેજ દિવસે પોતાના રાજમા એવુ શાહી ફરમાન કાહડયુ કે " આજથી શરાબ કોઇએ પીવો નહી " ખુદ બેહરામે પણ શરાબ પીવાનો બધ કીધો

## શરાબ નહી પીવાનુ ફરમાન બેહરામે પાછુ ખેચી લેવુ

શરાબ કોઇએ પીવો નહી, એવુ શાહી ફરમાન જાહેર થયા પછી, શરાબ પીવાનુ લોકોએ બધ કીધુ પણ એવામા એક એવો બનાવ બેહરામ ગુરની દરબારમા બન્યો, કે જેથી બેહરામ ગુરે પોતાનો મનાઇ હુકમ પાછો ખેચી લીધો એ બનાવ ઉપર હવે આપણુ આવ્યે છીયે

એતેફાક એવો બન્યો કે શેહરમા વસતા એક મોચીનો દીકરો, એક નવગર મા-બાપની દીકરી સાથે પરણ્યો હતો મગર તે છોકરો તનની તવાનાઇ, અને જવામર્દીની શકતીથી બેનસીબ હતો તે છોકરો જાતે વણોજ શરમાળ, હિચકારો અને નાતવાંન હોવાથી પોતાની પરણેતરને જોતાજ શરમાઇ લાઇલાજ થઇ જતો હતો. એ સબબથી તેની માતા ઘણીજ અફસોસમા પડી હતી તેણીએ પાદશાહ જમશેદના દારૂની ખુબી સાભલી હતી, પણ પાદશાહ બેહરામ ગુરના ફરમાનને લીધે, તે દારૂનો ઉપયોગ પોતાના દીકરાને કરવા દેતી નહી હતી.

પોતાના દીકરાની આવી કફોડી હાલતને લીધે, તેણીએ ઘણીજ ચોરી છુપાઇથી એક દાહડો દારૂની સાત આઠ જામ પોતાના દીકરાને પાઇ કહ્યુ કે " એ જામ પીધાથી તારૂ શરમાળપણુ અને નાતવાની જતા રેહશે "

પેલા છોકરાએ તે જામો પીધી, અને તુરતજ તેના આગમા નવુ જોર અને નવી જવાંની આવી, અને પોતાની ઓરત આગળ શરમાવાનુ તે બીનકુલ ભુલી ગયો એવામા એક નવો બનાવ બન્યો

હજી તો મગજમા હતી કેફ઼ ઘેન,
હજી તો ચમકતા હતા લાલ નેન
પડયો તેને કાને સિહનો પુકાર,
છુટી બધમાથી પડયો 'તો બહાર
દોડયો તે મોચી બની બેફીકર,
ઉભો સિહ સામે લડતો ટક્કર
લિધા હાથ લબાવી પકડી બે કાન,
ચઢી બેઠો સિહપર મિસલ પેહલવાન
ચલાવી ગયો સિહ પળ વારમા,
ઉભો જઇ શાહ પાસ દરબારમા
જો શાહ દિલમા વમાસણ કરે,
આ વિકાલ સિહ કેમ શરણ થઇ પડે.
૧૨,૪૦૦
બુલાવી વજીરને કહ્યુ એમ ખાસ,
જઇને પુછો એની માદર પાસ
કોણની છે બુનિયાદ, તોખમ, નામ,
કરે છે એવાં બહાદુર કાંમ.

## મોચીની માતાએ દરબારમા ખુનાસો કરવો.

વજીરના હુકમથી તે મોચીના દીકરાની માતા શાહ બેહરામની દરબારમા હાજર થઇ, અને તેણીને સવાલ થતા તેણીએ એવો ખુલાસો કીધો કે

"રહો શાહ કાયમ, સદા બરકરાર,
રજા આપ જાહેર કરૂ ઇસરાર
હુ માદર છુ એની મિસ્કીન પીર,
નથી એ પેહલવા, નથી એ દલીર
નથી જોર એમા કે સિહસે લડે,
કુતરાબી ભુકે, તો એ ડરે
હુકમ તોડી તારો હુ સપડાઇ ગઇ,
હવે મારી ગરદન કતરાઇ ગઇ
ના કામ હતો એ વિના કામનો,
સસારમા કઇ નહી દામનો
મે એને પાયો શરાબ અર્ગવાન,
તે પીતાજ બન્યો સુરો પેહલવાન
ખિલી રગ ચેહરો, થયા ગાલ લાલ,
ચહડયુ સુર ભારી કીધી કમાલ
ગયો સિહ સામે, મગજમે ખુમાર,
પકડી બે કાનો બનિયો સવાર
નથી તુજમે પેહલવાન કે વીર છે,
મગર એ દારૂની તાસીર છે"

આ હકિકત બેહરામે સાભલી વજીરને હુકમ કીધો કે. "આજથી હુ મારૂ આગલુ દારૂ પીવાની મનાઇનુ ફરમાન પાછુ ખેચી લઉ છુ, એમ રઇયતને જાહેર કરવુ, અને શરાબ અદાજથી કોઇએબી પીવો હલાલ છે, એમ ખબર કરવી એટલો પીવો કે વાઘ ઉપર સવારી કરવા જેવુ જોર પેદા થાય, પણ એટલો બધો નહી પીવો કે દારૂની કેફથી રસ્તામા મસ્ત થઇને પડે, અને કાગડાઓ આખો ફોડી નાખે, તેનુ ભાન વચીક રહે નહી" બેહરામનો એ હુકમ જાહેર થતા, લોકોએ શરાબ અદાજ સર પીવો પાછો ચાલુ કીધો.

## બેહરામને હિન્દુસ્થાન તરફ જવાનુ કારણ.

એ વખતે હિન્દુસ્થાનમા કનુજમા શગલ નામે એક હિન્દુ રાજાનો અમલ ચાલતો હતો તેની હકુમત કનોજની નદીથી સિન્ધની જમીન સુધી ચાલતી હતી

બેહરામને એવી ખબર મળી કે શગલની રાજ નીતીને લીધે, હિન્દુસ્થાનથી ચીનના મુલકો લુટફાટ અને ચોરોથી હેરાન થાય છે, અને હવે કદાચ તેઓ ઇરાન તરફ ઉતરી પડે, એવો સંભવ લાગે છે માટે એનો ઇલાજ થવો ઘટે છે.

વળી ઇરાનના તખત ઉપર એક પાદશાહ હોવા છતા, હિન્દુસ્થાનનો રાજા સિન્ધ અને ચીનના મુલકોની ખડણી લેય, એ કેમ બને?

## બેહરામે છુપા વેશમાં કાસદ તરીકે પયગામ લઇ હિન્દુસ્થાન જવુ.

આ દલીલ બેહરામને વાજબી લાગી, અને તેણે એવો ઠરાવ કીધો કે "હું પોતે એક પેગામચી યા એલચીના વેશમા, હિન્દુસ્થાન શગલની દરબારમા જઇ, તેના રાજનો કારોબાર કેમ ચાલે છે, તેની તપાસ કરૂ. તેણે તુરતજ શગલ ઉપર એક કાગજ નરમ-ગરમ શબ્દોમા લખાવ્યો મુદા બાબદ ઉપર આવતા નિચલું લખાણ બેહરામે લખવા પોતાના નવિસંદાને ફરમાવ્યું —

"કરે જે દુર દેશ અકળ અખ્તીઆર,
જગતમા કદી ના બને બેકરાર.
અકળ પાદશાહોનુ સરતાજ છે,
અકળ વન તે રાજ તારાજ છે.
અકળ કરે દુર આફત બલા,
રખે કોઇ બલામે થતું મુબ્તલા
અકળની અવ્વલ એ છે નિશાન,
ગુરદથી ડરે છે સદા ઇન્સાંન
સમજ તો નથી તારો અદાજ તુ,
દુખી કાં કરે જીવ બેકાજ તુ.
વડીલો તહારા હતા આશ્કાર,
મગર તે અમારા હતા તાબેદાર.
પેદર જે તહારો હતો નેકનામ,
અમારા શાહનો હતો તે ગુલાંમ
હતુ હમ પનાહમે હિન્દુસ્થાંન,
લેતુ 'તુ ખડણી ચાલુ ઇરાંન
મગર હાલ તુ તેમ કરતો નથી,
ઇરાંનથી તુ ડરતો નથી
કિધા હાલ કેવા ખાકાંને ચીન,
આવ્યો તે લડવા ઇરાન જમીન
ગયો થઇ તારાજ ઇરાનથી,
તુ ખી બચે નહી સુણુ ધ્યાનથી
દિસે છે મને તારી તેવીજ ચાલ,
રખે ચીન જેવો બને તુજ હાલ
દલીરો અમારા છે બેમિસાલ,
અમો સાંમે હિન્દુ શુ છે મજાલ
હવે છોડ મનમાથી તારૂ ગુમાન,
નહીને ગણે કેમ હરિયા સમાન.
અગર તુજ બળપર મુસ્તાક છે,
મગર હમ સામે તુ ખાક છે.
લડી પારસીસે જીતે ના કદી,
છે ઇરાન દરિયો, હિન્દ છે નદી.
મગર સાભલી લે મહારા સુખન,
અગર હોય સુલ્હે તુને પસન
રવાના તુ કર ખડણી સિતાબ,
જાહેલ બની ના દેતો જવાબ"

એ રૂક્કો લખાવી તે ઉપર બેહરામ ગુરે નિચે પ્રમાણે સરનામુ કરાવ્યુ.

"ખુદાવદે દોલત, બળવત પુર,
માલીકે બકેસ, બેહરાંમ ગુર
બ માહે બોરદાદ, રોજ અર્સસગ,
બેઠો તખ્ત પર બેહરામ જગ
દિયે જેને ખડણી, સકલાબો રૂમ,
ખલકમા ચાલે અમારો હુકમ.
ચહડે જગ જ્યારે પકડી ઝનુન,
બનાવે બિયાબાંન હરિયા-એ-ખુન.

કનોજ'ને સિન્ધના શગલ શાહ,
પોંહચે આ રૂક્કાને તારી પનાહ"

### બેહરાંમ ગુરનુ એલચીના વેશમા શગલની દરબારમા બરજુ નામ ધારણ કરીને જવું.

પોતે એક એલચીનો વેશ ધારણ કરી, એલચી તરીકે હિન્દુસ્થાન જાય છે, એવી ખબર શેહરમાં કે દરબારમા વટીક કોઇને પડે નહી, એવી તાકીદનુ ફરમાન વજીરને કરી, બેહરામે પોતાના થોડાક માનીતા પેહલવાનોને સાથે લઇ, છુપા વેશમા શગલની દરબારે નિકલી ગયો. લાબી મંજલ કરી તે બરજુ એલચી કનુજ જઇ પુગ્યો. બરજુ નામનો એક ઇરાનના શાહનો એલચી કનુજના રાજા ઉપર પેગામ લાવ્યો છે, એવી ખબર તે એલચીએ દરબારમાં મોકલ્યાથી, કનુજના રાજાએ તે એલચીને તેના માનસો સાથ પોતાની દરબારમાં હાજર થવાની રજા આપી, અને બરજુ એલચી દરબારમાં દાખલ થઈ રાજાને પુરતુ માન આપી, તેના ગુણોની વખાણ ગાવા લાગ્યો. (12)

## બેહરામ ગુરના પેગામનુ શંગલની દરબારમાં વંચાવું, અને રાજા શંગલનુ ગુસ્સે થવુ.

પોતાની તારીફના સખુને સાભળી કનોજના રાજાએ આ ઇરાની એલચીને પોતાની દરબારમાં ઘટતું સનમાન આપી, એક મરતબાભરી બેઠક આપી, અને બરજુ એલચીએ બેહરામ ગુરનો રૂક્કો શંગલને બહુ મોટા માન સાથ સ્વાધીન કીધો.

તે રૂક્કો શંગલની દરબારના શાહી મુનશીએ બાગેબુલંદ અવાજે વાંચ્યો, અને તે સાભલી શંગલનો ચેહરો ફિક્કો પડી ગયો એ રૂક્કો સાભલી રાજા શંગલ બોલ્યો

"બંધ કર બદ ગુફતગુ, બદ સુખન,
અયે મર્દ બાહોશ બંધ કર વદન
વખાણે શાહને વડાઇ કરી,
ઘણી છે જબાંમે બટાઇ ભરી
બકે તુ જબાંથી ગલત દાસતાંન,
દિયે ખંડણી કેમ હિન્દુસ્થાન
કુલ્હુંગ તુ સમજે, મગર છુ ઓકાબ,
કહેર છે તુફાંની દરિયા-એ-આબ
ન મર્દી, ન દાનઇ, સલુકઇ જરા,
ફુલેલા ખિયાલો હવાઇ બડા
ગજબ મારૂ લશ્કર ઓશિયાર છે,
જમીન તેથી લરજી લાચાર છે
સુરવીર સિપાહો લાખો હજાર,
નમીને ગણે મુજને શેહરિયાર.
દુખી દર્દમંદોને માટે દવા,
ભરી છે નાયાબ હિન્દમે સવા
હીરા, નગીના, કંચન, ગોહર,
ખજાનો બિશ્યાર, છે માલો-જર.
મુલક મારો પાહડી, રાહ છે કઠણ,
દાખલ થઇ ના શકે અહેરેમન.
કનુજની સરહદ ઇરાંન જમીન,
ને સકલાબથી મુલ્કે સુરવીર ચીન
હાકમ 'ને અફસર· મહારા ગુલામ,
ઝુકી જબાંપર ધરે મારૂ નામ.
નથી આ જમીનને કિધી કોઇએ યાદ,
સિવા કયાંની કાઉસ અને કએ કોબાદ.
અગર શેહનશાહની હતે જો રસમ,
તો સર તારૂ તનથી કરતે કલમ."

## શંગલની દરબારમાં કુસ્તીનો અખાડો.

કનુજના રાજાને આવી રીતે હદ બહાર ઉશ્કેરાઈ ગયલો જોઇ, ઇરાંની એલચી બરજુ (શાહ બેહરામ) એ તેને નમનતાઇથી ઠંડો પાડવાની તજવિજ કીધી શંગલે ઇરાંની એલચીનુ બોલવુ ધીરજથી સાંભલ્યું, અને તેને આસાએસ લેવા મેહલમા રવાના કીધો.

એ બનાવ પછી બીજે દિવસે કનુજના રાજાએ એક મોટી દરબાર ભેગી કરી, ત્યાં શરાબનો દોર ચાલુ કીધો. બરજુ એલચીને પણ એ દરબારમા હાજર રેહવાને ઇજન કીધેલુ હોવાને લીધે, તે પણ તે મેલાવડામા હાજર થયો હતો કનુજના રાજાના હુકમથી બાદશાહી મહલો દરબારમા બુલાવી કુસ્તીનો અખાડો કરવા હુકમ કીધો.

હુકમ થતાંજ બે પેહલવાની મલ્લો પોત પોતામા કુસ્તીનો હુન્નર અજમાવતા હતા. તેઓની રસાકસી ભરી કુસ્તી જોઇ, એલચી બરજુએ રાજાને અરજ કીધી કે "હું બી આ પેહલવાંનો સાથે, જો તારો હુકમ હોય, તો કુસ્તી ખેલુ." બરજુએ વિનંતી કરતા જણાવ્યુ:

" અરેરે રાજન માહરા, સરતાજ હિન્દના ઓ ધણી,
હોય ખતા જો દરગુજર, ચાહુ અરજ એક મન તણી.
હાલ જોઇ આ રંગનો, ઉછલી રહુ લડુ અંગમે.
હોય હુકમ રાજનનો, હું બી લડું આ જંગમે." ૧૨,૫૦૦

કરૂ રંગ ઇરાની જંગમા, હિન્દી સભામે આજ હુ,
દેખાડુ હુ મારો હુન્નર, કુસ્તી રમી મહારાજ હું.
આવે ભલે ચોગાનમા, સંગી બની જંગી પિલંગ,
નોકર શાહ બેહરામનો, દેખાડુ મારી આ મલંગ"

## બરજુએ હિન્દી મલ્લો સાથે કુસ્તીબાજી કરવી

રાજા શગલે બેહરામના આ ઇરાની એલચીની અરજ મંજુર કીધી, અને પોતાના માનીતા મલ્લોની સાથે અખાડામા કુસ્તી ખેલવાની તેને પરવાનગી આપી. બરજુ તુરતજ અખાડામા તૈયાર બની ઉતરયો. હિન્દી મલ્લે પોતાના જોરથી આ કુસ્તી લાંબો વખત લબાવી, બરજુને થાકવી નાખી, જયારે તે નબળો પડે ત્યારે તેની નબળાઇનો લાભ લેઇ પોતાના દાવપેચમા તેને પકડવાની માત્ર એક યુકતી હતી પણ બરજુએ તે મલ્લને પોતાની નિષ્ટામા ફાવવા દીધો નહી. બરજુને આ મલ્લ હફાવી નબળો કરે તે આગમચ, બરજુએ તેનો કમરબંધ જોરથી પકડી તેને ઉચે ઉડાંગ્યો, અને એવો તો જોરથી તેને જમીન ઉપર પટકયો, કે તે મલ્લના હાડકાં ભાગી ગયા.

પોતાના નામીચા મલ્લની આવી હાલત જોઇ કનુજનો રાજા શગલ અજબ થઇ ગયો, અને બરજુને માન આપી પોતાની દરબારમા સર્વથી ઉચી બેઠક આપી. આ ઇરાંની એલચીની આવી દીલાવરી જોઇ, શગલને એવો શક પડયો, કે "એ શખ્સ ઇરાંનનો પાદશાહ બેહરામ ગુર છે, યા તો તેનો ભાઇ હોવો જોઇયે"

બરજુએ શગલના એવા સવાલનો સાબુત ઇનકાર કરતા અરજ કીધી કે, હવે બેહરામ શાહના પયગાંમનો જવાબ આપી, ઇરાંન જવાની મને રજા આપવી

## બરજુને ઇરાંન જતો અટકાવવા શગલે તદબીર રચવી

આવા એક જોરમંદ અને દિલાવર ઇરાની મર્દને, પોતાના રાજમા વસવાટ કરતો જોવાને દેખાઇતી રીતે શગલ ઘણોજ ખતી થયો. તેણે પોતાના પ્રધાન સાથ એ વિશે મસલત કીધી કે "તું કાંઇમી રીતે એ ઇરાંની એલચીને સમજાવી આપણા રાજમા વસ્વાટ કરી હિયાંજ રેહ એવી તદબીર કર." પ્રધાન પોતાના રાજાના કહ્યા પ્રમાણે બરજુ પાસે ગયો, અને તેને ઇરાંન જતો અટકાવવાની તજવિજ કરવા લાગ્યો

"ખુશી રેહે ચમનમા વસી ઓ દલીર,
દુવા તુજ હકમા ગુજારે વજીર
અજબ છે કનુજની આબો-હવા,
સફા તે કરે છે દરદ વન દવા
મુખ પર હવાનો દીપે બહાર,
લબો લાલ ખીલે, ખિલે રૂખસાર
કનુજની અજાયબ છે સરજમીન,
ભિતરમા વસે છે, ગુણો ભીન-ભીન

અજાયબ હિન્દમા કનુજ છે વતન,
કરે કા ન કાયમ હિયા તુ સદન
સિફત હિન્દની શુ કરે આ જબાંન,
નિર્ધન વસી હિયા બને ધનવાન
વસંતની કનુજમા સદા છે બહાર,
ચમનમા ગુલો ખીલે અપાર
હવા જેની અનમોલ, સિતલ ઠડગાર,
હર સાલ બે પાક, ફલ ડાર ડાર."

બરજુને હિન્દનો સેનાપતી કરવાની
કનુજના પ્રધાંને લાલચ દેખાડવી.

"વસી હિયા બને મારો સેનાપતી,
સુધારે તુ કેવી હિન્દની ગતી
ગોહર 'ને હીરા, લાલોની ખાણ,
પડી છે પાતાલે હિંન્દુસ્થાંન.
જમરૂદ, યાકુત, કચન અપાર,
બની તેનો માલેક થા જરદાર
તુથી થયુ શહનુ દીલ શાદ છે,
જીગરમા તહારી ભરી ચાહ છે
મને કહે તહારૂ મૂબારક નામ,
થશે તેથી આરામ દીલને તમામ."

બરજુએ પ્રધાંનને જવાબ દીધો

"અરે ઓ વજીર તુ જરા રાખ ધ્યાન,
શુ સમજે તુ એવો મને બેઇમાન.
ખુશામતનુ કામ કરવુ હતુ,
લાજમ તુને બસ મરવુ હતુ
દોલતો-દીનાર, ગજો દિરમ,
થકી પારસી ના તજે દીન-ધરમ.
કદી દેશદ્રોહી નહી હું બનુ,
છે ફરમાન જરથોશ્તી દીનનું
ફિતુરી અગરજો બને અનજુમન,
ભુલે રાહે રોશન, કિયામતને દન.
ગયો કહા ફરીદુન પેશદાદીયાન,
કિધુ જેણે આબાદ એકલ ઇરાન
રહી કયાનિઓની ના કઇ નિશાન,
ધુંજી જેથી ધરતી અને આસ્માંન.
ફના દોર આખર 'હખામી' થયો,
સિકંદર બે હાથે ખાલી ગયો
ગયા કુલ બુજોર્ગો કહાં નેકજાદ,
જેહાદાર કયખુશરો, કયકોબાદ.
ગયો કાહ રૂસ્તમ જેહા પેહલવાંન,
જમનાએ રાખી ન તેની નિશાન.
બનુ કઇ દુનિયા થકી બેઇમાન,
દગો દઇ વતનને વસુ આ મકાન."

## શગલે બરજુને ઈરાન જતો અટકાવવા માટે એક નવી યુકતી રચવી

કોઇબી રીતે ઇરાની એલચી બરજુને ઇરાંન જતો અટકાવવાની, અને તેનો કનુજમાજ વસ્વાટ કરાવવાની શગલની ઘણીજ ખાએશ હતી. પોતાના પ્રધાંન તરફથી બરજુના વિચારો જાણ્યા પછી, શગલે બરજુને અટકાવી રાખવા એક નવી યુકતી રચી. કનુજના મુલકમા એક ગજાવર અઝદાહ વસ્તો હતો. એ અઝદાહથી આસપાસના ગામડામા વસ્તા લોકો ઘણોજ ત્રાસ પામતાં હતા, અને અત્યાર સુધી એ અઝદાહને મારવાની કોઇએબી હિમત કરી નહી હતી. કનુજના રાજાએ, બરજુને-પોતાની પાસ બોલાવી મગાવીને કહ્યું કે: "પેહલવાન બરજુ, તું ઇરાન સિધારે તે આગમચ કનુજ ઉપર એક ઉપકાર કરીને જા અમારા કનુજમા હિયાંથી થોડેક દુર એક ગજાવર કદનો ઝેરી અઝદાહ વસે છે, તે ઘડીમા જમીનની ભીત્તર વસે છે, તો ઘડીમા દરિયાના પાણીમા વસ્વાટ કરવા નિકલી જાય છે. મારી તુને અરજ છે ઓ ઇરાંની પેહલવાન, કે આ અઝદાહને મારી નાખી, કનુજ વાસીઓના દુખનું તુ નિવારણ કરે, તો આખુ હિન્દુસ્થાંન તારી કિર્તીના ગુણ ગાતુ રેહશે."

કનુજના રાજાની આવી કાકલુદી ભરી અરજ બરજુએ તુરત કબુલ કીધી, અને એક કનુજવાસી ભોમીયાની સાથે પોતાના થોડાક સવારોને લઇ, દરિયા કિનારા તરફ જ્યા તે અઝદાહ વસ્તો હતો, ત્યા તે ગયો.

બરજુએ એક ગજાવર કદના ઝેરી અઝદાહને દુરથી મસ્ત થાઇ પડેલો જોયો. તેણે પરવરદેગારનુ નામ જબાન ઉપર ધરી, પોતાના ચાર ઝેરી તીરો, બરાબર નેમ તાકી, અઝદાહના માથાને વિંધી નાખવા તેણે ઉપરા સાપરી ફેંકયા. આ ચારે તીરોએ ધાર્યું કામ પાર પાડયુ તે ચારે તીરથી તે અઝદાહનુ માથું ચારે બાજુથી વિંધાઇ ગયુ, અને થોડા વખતમા તે તરફડીને ત્યાંજ મરણ પામ્યો. બરજુએ (બેહરામે) ત્યાર બાદ તે અઝદાહનુ માથુ કાપી કાહાડી તેના તનથી જુદુ કીધુ, અને તેનુ તન એક ગાડાંમાં નાખી, રાજા શગલ ઉપર તે રવાના કીધુ. આ બનાવથી કનુજના તમામ હિન્દુઓ બરજુ ઉપર આફરીન કરવા લાગ્યા.

બરજુએ કરેલું આવું મહાભારત કામ, અને તેની એવી હિંમત જોઇ રાજા શગલ ઘણોજ હેરત રહ્યા, અને તેની ઉપર પ્રસન્ન થઇ તેણે પોતાની જાનફેસાની જાહેર કીધી

**બરજુને શગલે પોતાનો જમાઇ કરવા કહ્યુ.**

કહ્યુ સગલે. "બરજુ નામેવર,
થઇ હિન્દમે તારી કિરતી અમર.
તુ સુરવીર બની કા બને હલકાર,
જો ચાહે તો પળમા બને શહેરિયાર
તુએ દીલ મારૂ કિધુ શાદ છે,
કનુજને કિધુ તુએ આબાદ છે.
સિફ્ત તારી કુલ હિન્દીઓ ગાયે છે,
કરૂ મારો દામાદ દીલ ચાહે છે
છે દુખ્તર સપીનુદ હુરી બખ્તવર,
અજબ નાજનીન છે રશ્કે-કમર
અજબ તેની કાતીલ, તિરછી નિગાહ,
અજબ દીલ ભરી છે, અજબ છે અદા.
અજબ અલબેલી, સુરત કામની,
હુરી હિન્દની છે, કનુજ ગામની.
બનાઉ તુને મારો સાલાર હુ,
કરૂ હિન્દ અંદર આશ્કાર હુ.
આ દેશ મારો છે બાગો-બહાર,
કર શેહરિયારી, બની શહેરિયાર"

*       *       *

વિચારીને અંદેશ કિધો મનમા,
પડયો આવી બેહરામ અજબ ફંદમા.
અજબ કીસ્મતનો છે આ કહેર,
કોહલાંના ફાસામા સપડાયો શેર.
કહ્યુ એમ બેહરામે લાચાર થઇ·
"જીવો શાહ શગલ ખુશીમા રહી.
મને વાત તારી પડી છે પસંદ,
કહે કાહ છુપાયો છે બીજ ચંદ
રજુ કર કનુજની માહેજબીન,
જોઇ હુ નજરથી કરૂ આફરીન.
કરે જો બરજુને તારો જમઇ,
તો બદોબી તેમા લેશે વડઇ."

**બેહરામ ગુરના કનુજના હિન્દુ રાજાની દીકરી સપીનુદ સાથ લગન થવાં.**

બરજુએ અંતે હિન્દુસ્થાંનમા રેહવાની રાજા શગલને કબુલાત આપી, અને શગલે પોતાની ખુબસુરત દીકરી સપીનુદની સાથે ઇરાની એલચી બરજુના લગન કનુજમા મોટી ધુમધામથી તેણે કરી આપ્યા એટલુ છતા બરજુએ પોતાનુ ખરૂ નામ રાજા શગલને બીલકુલ જાહેર કીધુ નહી.

આ લગન પછી, બરજુ પોતાની હિન્દી મહાબુબ સાથ, બરજુના છુપા નામથીજ કનુજમા વસ્વાટ કરી રહ્યો સપીનુદ સાથ જ્યારે તેનુ દીલ એક થયુ, અને જ્યારે તે હિન્દી મહાબુબની પોતાની તરફ હદ વગરની ફીદાગીરી બરજુએ જોઇ, ત્યારે એક દાહાડે, બરજુએ તેણી પાસ પોતાનો ભેદ છુપાવવાનો કોલ લીધા બાદ, પોતે

કોણ છે, તે ભેદ તેણે જાહેર કીધો સપીનુદનો ખાવિંદ, ઇરાનનો પાદશાહ બેહરામ ગુર પોતે છે, એમ જાણ્યા પછી, સ્પીનુદ પોતાના ખાવિંદને વધારે માન, મોહબત, અને પ્યારથી ચાહવા લાગી અંતે બરજુએ પોતાની મહાબુબને એક દિવસ કેહું :

"હવે વાત સાંભલ ઓ નુરે-નજર,
કહુ ભેદ દીલનો છુપો મુખ્તસર.
ધીરેથી સાંભલ મહારૂં બયાં,
રખે બોલતી કોઇ પાસે જબા
મુદત થઇ રહ્યો છુ હિન્દુસ્થાન,
હવે ચાલ મુજ સાથ જઇયે ઇરાંન.
અગર તુ કરે મારી સાથે સફર,
મગર નહિ પડે અનજુમનને ખબર
અગર આવે ઇરાન હિંમત કરી,
બને કુલ બાંનુની સર્વોપરી.
દરજજો મહારો છે બેહિસાબ,
થશે તુને જાહેર બરજુ રૂબાબ
અગર દીલ કરી રંગ ઉમંગ તુ ધરે,
તો આલમની બાંનુઓને દંગ કરે"

બરજુએ ઇરાન તરફ જવાંની તદબીર રચવી.

સપીનુદ બોલી નમન ખુબ કરી.
"છુટે કેમ બાલમથી સુંદરી.
પતી ધર્મ લાજમ છે નારને,
સુખી તે કરે છે સંસારને.
૧૨,૬૦૦
ભલી નાર જગમા તેજ એક છે,
મિત પાક જેની, નજર નેક છે.
ભલી નાર તેવી જીવેલી ભલી,
વિના સર્વ બીજી મરેલી ભલી.
ભલી નાર એવીજ સદનામ છે,
બિજીઓ જીવેલી નાકામ છે.
ફરે આસમાં ગર હવાબી ફરે,
ફરે આ જમીન 'ગર ખુદાબી ફરે.

કરૂં જો તૂથી મારી કયાંમત થજો,
જફા 'ને સિતમ મારી સરજત થજો."

સપીનુદ એક વફાદાર મોહોરદારને છાજતી રીતે, પોતાના ખાવિંદ સાથ ઇરાંન જવા તૈયાર થઇ. પોતે ઇરાનના પાદશાહની રાણી છે, એમ જાણી તે ઘણીજ ખુશી થઇ ગઇ, અને બેહરામ ગુરને તેની દરેક તદબીરમા તે મદદ કરવા લાગી. તેણીએ કહ્યુ કે: "આજથી પાંચમે દિવસે આપણુને હિંયાથી નાહાસની એક ઘણીજ ઉત્તમ તક મલશે, કેમકે તે વખતે હિયાથી થોડીક દુરની મંજલ ઉપર, એક દેવસ્થાન આવેલુ છે, ત્યાંની જાત્રા કરવા રાજા પોતે ત્યા જનાર છે, તે વખતે આપણુને હિયાંથી ઉપડી જતાં રોકનાર કોઇ રહેશે નહી."

આ જાત્રાનો મહીમા નજરે જોવા કનુજના રાજાએ પોતાના ધર્મની જમાઈ બરજુને પોતાની સાથે લઇ જવાની ખાએશ જાહેર કીધી, પણ બાહોશ સપીનુદે પોતાના બાપને જણાવ્યુ કે "બરજુ બે દિવસ થયા બિમાર છે, તેથી તે આવી શકે એમ નથી."

શંગલે પોતાની દીકરીની વાતને ખરી માની, પોતાના રસાલા સાથે તે જાત્રાએ નિકલી ગયો આ તકનો લાભ બરજુએ તુરતજ લીધો. તેણે સપીનુદ સાથ કરી રાખેલી ગોઠવણ પ્રમાણે, બંને જન ઇરાન તરફ નિકલી જવા તઇયાર થયાં. પોતાના રસાલેદારોની સાથે મળી બરજુ પોતાના હથીયારો સજી, પોતાની હિન્દી મહાબુબ સપીનુદ સાથ ઘોડે સવાર થઇ, કનુજથી નિકલી, ઇરાંન જવા, દરિયા તરફ નાહઠો.

### શગલને બરજુના નાહસવાની ખબર પડવી

બરજુ સપીનુદને લેઇ ઇરાન તરફ જાય છે, એવી ખબર કનુજના રાજાને તેના સવારોએ તુરતજ પુગાડી આ ખબર મલતાજ શગલ રાજા ગુસ્સામા આવી પોતાના સરદારો અને સવારો સાથ તેઓને પકડવા માટે, પોતાના ઘોડાને તેઓની પાછલ દોડાવ્યા બરજુ દરીયા કિનારે પોતાની મહાબુબ સપીનુદ સાથ અત્યાર આગમચનો પડાવ નાખી પડ્યો હતો, ત્યા શગલ પોતાના સવારોની ફોજ સાથ આવી લાગ્યો, અને પોતાની દીકરી સપીનુદને જોતાજ તે ગુસ્સે થઇ પુકારી બોલ્યો

ગુસ્સાથી શગલે કીધો પૂકાર
"અરે બેશરમ દુખ્તર નાબકાર
આ કામ તારૂ, ઓ બદગોહર,
નહી મારી કિરતીની બુજી કદર
રહી તુ કનુજે ગુલિસ્તાનમા,
મરે કા તુ વેરાન ઇરાનમા
પડી મોહી ઠગારા દિલાવર ઉપર,
નથી પારસી એ, મગર ફાસીગર
ફર પાછી મુજ સાથ છોડી ખસમ,
નહિ તો નેજાનો જો તુ જખમ
ભમે અત અગે, ઘુમે શીસ કાળ,
કરૂ તુજ લહુથી કનુજ રગ લાલ
એ રહેજન ઠગારા, લ્યાનત છે,
સમજ કે હવે તારી કયામત છે.
કરૂ તારી હસ્તી હુ આજે ખતમ,
ફરી પારસી ના ભરે એવો દમ"

### બરજુએ રાજા શગલને જવાબ દીધો

આવા તાનાજાણીના બેઅદબ કલામો શગલને મોહોડેથી સાભળી બરજુ ઘણોજ તપી ગયો, અને તેણે પુકારી જવાબ દીધોઃ

"અરે ઓ જલીલ, બેશહુર બદનિશાન,
કરે બદસુખન કેમ તારી જબાન.
શુ સમજે છે મુજને કમજોર તુ,
બકે બકબકારો, કરી શોર તુ
અગર લાખ એક હોય હિન્દી સવાર,
કરૂ એખલો સરવેને ખારજાર
જતો ના મુકુ જીવતો એક જન,
કરૂ હિન્દનો હુ સિહા આજ દન.
તુને ઠાર કરતા મને વાર શી,
નથી જાણુતો ખજરે પારસી."

### શગલે બરજુને જવાબ દીધો

શગલ પોતાના જમાઇ બરજુને એવી રીતે ફેરાઉન થયલો જોઇ બોલ્યો—

"અફસોસ, મને નહિ વકી એ હતી,
કરશે મહારી તુ એવી ગતી
સુખન તારા ઝેરી અરે ઓ દલીર,
જીગરમા ખટકે મિસલ જેમ તીર
જીગરથી તુને ચાહા કીધો જમઇ,
હવે મારી સાથે ટરે તુ બુરઇ
કરી દુર ફરજદ બેશી વહાલ,
ગણીયો તુને મારી આંખો મિસાલ
વફાદારી છોડી ગુજારે જફા,
કહેશે નહી કોઇ તુ છે વફા.
અકળમદ હતી મારી દીકરી અતી,
તુએ ફેરવી તેની દીધી મતી.
દિલે પારસી બેવફા છે તમામ,
જબાં બોલે કંઇ 'ને કરે કાઇ કામ."

## બરજુએ પોતાનુ ખરૂ નામ જાહેર કરવુ

બરજુએ જયારે શગલને આવી રીતે બોલતો સાંભળ્યો, ત્યારે તેણે તેનો જવાબ દીધો:

"બધ કર જબાં છે ગજબથી ભરી,
હવા ના પલીદ કર, રબથી ડરી.
તજી જાઉ જ્યારે હુ તારૂ વતન,
બકે તે થકી તુ બુરા વચન
વિચારો બુરા નહી કરે પારસી,
સદા દાદગરથી ડરે પારસી
મનશ્ની ભલી મન ધરે પારસી,
વચનથી કદી નહિ ફરે પારસી
જબાંથી જે બોલે કરે તેજ કાંમ,
બને પારસી નહી કદી બેલગામ
ગજબની ભરી છે નજરમા કટાર,
છે બેખબર સુજથી શેહરિયાર
બને કેમ બરજુ પર તુ' કરૂર,
ઉભો તારી સામે છે બેહરામ ગુર
મને ના સમજતો ઇરાની સિપાહ,
મગર છુ બેહરામ ગુર પાદશાહ
અગર નેકી કરશે દીલમાં મનન,
આબાદ કરશ હુ કનુજ ગુલશન
આપશ પેહર સમ તુને ચાહી માન,
ન હરગેજ સલામી લેશે ઇરાંન
જગતમા મશહુર કાહાંણી થશે,
નાર હિન્દી, રાણી ઇરાની થશે"

### કનુજના રાજા શગલે[1] બેહરામ ગુરની માફી ચાહી.

સુણીને નવા ભેદની આ ખબર,
ખુશીથી ધડકિયુ શગલ જીગર
તુરત હાથમાથી છોડી લગામ,
લરજતો ઉભો તે તજીને દમામ
ઉતારી મુકટ હથ માહે ધરી,
કહ્યુ: "માફ કર સહુ ગઇ ગુજરી'
ધરી છાતીસે કાબીને દીકરી,
રવાના સપીનુદ બાપે કરી
થયાં દીલરૂબા બેહુ કિશ્તી સવાર,
પુગ્યાં સહુ સલામત વતન ગુલજાર

ઇરાની એલચી બરજુને મોહોડેથી આ નવી ખબર સાંભળતાજ કનુજનો રાજા શગલ ગાફેલ બની ગયો. ઇરાની બરજુ કોઇજ નહી, પણ ઇરાનનો પાદશાહ બેહરામ ગુર છે એમ જાણતાજ, શગલે બેહરામ ગુર પાસ હાથ જોડી માફી માગી, અને પોતાના માથાં ઉપરનુ મુકટ કાહાડી પોતાના જમાઇ પાસ દરગુજર ચાહાઇ બેહરામ ગુર શગલને તેજ વખતે ભેટી પડયો, અને અરસ પરસ લબાણુ ખુલાસો થયા

૧ આ શગલ રાજા, અને તેનુ કનુજ શેહર હિંન્દુસ્થાનના વાબ્ય પ્રાંતોમા, ફરૂકાબાદ જીલ્લામા કાળી નદીના આથમણુ કાઠા ઉપર હતુ એ કાળી નદી, ગગા નદીને અહીથી પાચ માઇલ ઉપર મળે છે, પણ આગલા જમાનાઓમાં પવિત્ર ગગા નદી, કનુજની અડોઅડ વહેતી હતી, જ્યાથી તે આજે ખીસી ગઇ છે એટલા માટે શાએરે કનુજની પાસેના દરીયા માટે જે લખ્યુ છે, તે આ ગગા નદી માટેજ હોવુ જોઇયે. તે જમાનામાં કનુજ એક મોટા આર્ય રાજનુ પાયતખ્ત હતું, જેના ગુપ્ત વશના રાજાઓએ તેની હદ ઘણી વધારી દીધી હતી ઇસવી છઠ્ઠી સદીમા તેની હદ ઘણી વધારી દીધી હતી. રાજા શગલનો જમાનો પાંચમી સદીનો હતો તે વેળાનુ કનુજ આજે નથી આજનુ શેહેર નવુજ બાંધેલુ છે (સાસાંની શાહનામુ.)

બાદ, સપીનુદને લેઇ બેહરામ ગુર ઇરાન તરફ નિકલી ગયો, અને સહી સલામત પોતાને વતન પુગ્યો.

**સપીનુદની દીગંનમા નવજોત થવી.**

મલીને બુઝોર્ગો, દાનાઓ સંગ,
ઉભા હાથ જોડી ધરીને ઉમંગ.
સવારી બની દબદબાથી ભરી,
હવી સંગ બેહરામ હિન્દી પરી:
ગયાં સહું આજર ગોશસ્પ મકાંન,
ગરીબોને દીધું હિરમનુ દાન.
મુબિસોની દાજ દીલમે ધરી,
ગોહર-વાલો સખાવત કરી.
હજુરીમે હાજર થયો કારસાજ,
જે કરતો'તો હગ્દમ, બર્સમ-બાજ
દિધો તેને બેહરામે એવો હુકમ,
શિખવે સપીનુદને દિન ધરમ,
શીખી સપીનુદ · દિનના કલાંમ,
જાણી ખુશી થઇ કુલ ખાસોઆમ.
લઇ નહાંન નારે કિધુ તન પાક,
કિધી બુતપરસ્તી સદાની ત્યાગ.

*　　　*　　　*

સુણો તમ તવારીખ જરથોસ્તીયાંન,
કેવા તમારા હતા નિયાગાંન.
૧૨,૭૦૦
હતો શાહ બેહરામ દીલે દયાલ,
કિધી શાહી જુમલે ત્રેસઠ સાલ.
થયો દમ એક રોજ તેનો ખતમ,
કિધી કુચ સફરની 'મુલ્કે-અદમ'.
રડી તેની રઇયત અલમ જોઇને,
રડી રાણી મેહલે સનમ ખોઇને.
કજા જોઇ તેની રડી સર જમીન,
રડયા કુલ સિતારા, જોહુરા જબીન.
સુતો સેજ બોલી મધુર પુર વેણુ,
ગયો તે સદાનો કરી બધ નેણુ.

**સોઝ.**

ગજબ ભરી છે જગતની કહાંણી, બતાવો ગયા કહાં સાસાનિયાંની
ગયા પેશદાદી, ગયા કહા કયાની, કિધી સહુની મિટ્ટી, આ દુનિયા–એ–ફાની.

*　　*　　*　　*　　*　　*

હકિકત દુનિયાની એ સર-બ-સર છે, મકાં તારૂ બદા 'કાયમ-નગર' છે.
બતાવો ધરમના ધુરંધર કહાં છે, બતાવો ગરીબના રહેબર કહા છે
રેહબર હતા તે ગયા મુકી ચાલી, રબ કર 'રોશન' હમારી જલાલી



# નોશીરવાંન આદેલ.[1]



શાએર ફીરદોસી પ્રમાણે નોશીરવાનનું અસલ નામ 'કેસ્રા' હતું. પેહલવી લખનારાઓએ 'કેસ્રા' ઉપરથી 'ખુસ્રો' લખ્યું છે

રપીથવનની આફ્રીનમા, અશો ફ્રેરોહરને આરાધતાં, એ પાદશાહના ફ્રેરોહરને માટે લખ્યું છે, કે: "હમાઓર ફ્રેરોહરે અનઓશેરવાન ખુશરો કોબાદાન બાદ."

એ 'અનોશેરવાન' શબ્દનો જે પાછલથી 'નોશેરવાંન' શબ્દ બન્યો છે, તે ખુશરોનું ઈલ્કાબી નામ છે ખુશરો તેનું જનમ નામ હતું, અને કોબાદ તેના બાપનું નામ હતું

## ખુશરો (નોશીરવાન)નો બાપ કોબાદ. નોશીરવાંનનો જનમ કેમ થયો.

ખુશરો (નોશીરવાન)નો બાપ એક ઠગ ઠગ વગરનો પાદશાહ હતો. તે હયતાલના રાજાના હાથ ઉપર કયેદ પકડાઇ બદીખાને પડયો હતો, ત્યાંથી સુફરાય નામના તેના વજીરે તેને છોડવ્યો હતો બદીખાનામાંથી નાહસી જઇ, તેણે એક દેહકાંનના મકાનમા ઉતારો લીધો હતો એ દેહકાન એક મોટો જાગીરદાર હતો, અને તે ફ્રેદુનના વંશથી ઉતરેલો પોતાને જણાવતો હતો.

એ દેહકાનની એક ઘણીજ ખુબસુરત દીકરી હતી, તેની ઉપર કોબાદ મોહીત પડયો, અને તેની સાથ તે શાદીના ગાંઠથી જોડાયો પોતાની બાનુને પોતાની નિશાણીની એક વીટી પેહડાવી કોબાદ ત્યાંથી નિકલી ગયો, અને પોતાનું ખોયલું રાજ તેણે પાછું મેલવ્યું.

પાછલથી કોબાદ પોતાની માનીતી મહાબુબને મલવા તેણીને મકાંને ગયો, ત્યારે તેને ખબર પડી, કે તેની રાણીએ એક દીકરાનો જનમ આપ્યો હતો તે દીકરાનું નામ તેને ખુશરો યાને 'કેસ્રા' આપ્યું એ દીકરો, તે નોશીરવાન આદેલ હતો

## કોબાદનું મરણ.

નોશીરવાંનનો બાપ કોબાદ ૮૦) વરસની ઉમરે મરણ પામ્યો હતો. તેનું મરણ ૧૩ મી સપટેમ્બર ૫૩૧ ના વરસમા થયું હતું.[2], અને એ દિવસે નોશીરવાંન પોતાના બાપની ગાદીએ આવ્યો હતો, અને પોતે ઇરાનના પાદશાહ તરીક તખત ઉપર બેઠો હતો

---

૧ શાહનામાના આ દાસ્તાંનનું સંગીત કિરતન પેહલવેહલું મુબઇની જશન કમીટી માટે તા૦ ૨૧ મી માર્ચ ૧૯૨૧ ને દીને સાંજના બી૦ બી૦ ઇન્સ્ટીટયુટવાલા હોલમાં કર્તાએ રજુ કીધું હતું

૨ એનસાઇક્લોપિડીયા બ્રિટેનિકા પ્રમાણે જોતાં, આજે, (એટલે આ કિર્તન જે સાલમા રજુ થયું તે ઇ૦ સ૦ ૧૯૨૧ ના સાલમા) ૧૩૯૦ વરસની વાત ઉપર, સપટેંબર ૧૩ મી તારીખે, ઈ૦ સ૦ ૫૩૧ ના સાલમા, પોતાના બાપ કોબાદના મરણ બાદ, નોશીરવાંન ગાદીએ આવ્યો હતો. એ દિવસે ખોરદાદ મહીનો અને મેહરાંમ રોજ હતો.

ફીરદોસી નોશીરવાનની તાજ પોશીનો દિવસ ખોરદાદ મહીનો અને બેહરામ રોજ જણાવે છે.

## નોશીરવાંનનુ દાસ્તાંન ફીરદોસીએ સાઠ વરશની ઉમરે લખ્યું હતું.

જયારે શાહનામાની કિતાબ માટે ફીરદોસી નોશીરવાંનનુ દાસ્તાંન લખતો હતો. ત્યારે તે સાઠ વરશની બુજોર્ગ ઉમરે પુગ્યો હતો. એ અરસામા તેનો એક દીકરો ગુજર પામ્યો હતો, જેના મરણુના જખમથી, અને શાહનામાની કિતાબ રચવા માટે પેચેલી જેહમતથી તેના બુઢાપા ઉપર મોટી અસર થઇ હતી બુજોર્ગી માટે જે ઉમદા વિચારો ફીરદોસી પોતાના શાહનામા અંદર નોધી ગયો છે, તે બેશક ઘણુજ ઉમદા અને મનન કરવા જોગ છે

### બુઢાપાનો કુડાપો !

અએ સરવ સમ વહાલાં બદન બળહાર,
કહે કેમ થયુ સુસ્ત અને ઠંડગાર
બોલ્યુ સરવ સમ બદન દિલપઝીર,
જવાની જવે હુ થયુ છ દલગીર
જ્યા તક બુઢાપો હતો મુજથી દુર,
ત્યા તક હતુ દીલ ખુશીથી પુર.
કિધુ છે બુઢાપાએ દીલને બતગ,
ઉડી ગુમ થયો છે જવાંનીનો રગ.
જવાની મે પાળી ઇફ્રાજત કરી,
અફ્સોસ ગઇ દુખ દેઇ છેતરી
વરશ સાઠે થાયો અબળ બીશ્યાર,
અરે ભાઇ ! સભાલ રેહ હુશ્યાર
ગજબ દમ પિરીનો છે અઝદાહ સમાન,
સિંહ જેવી ચુગાલે પકડે જવાન
એ ગરજે તો ધ્રુજી રહે દોઠ છે,
એક હાથ ખુશી, બિજે મોત છે.
બદનને એ વાળેછ વાંકુ કરી,
બનાવેછ બદરગ સિંહા ગુલછડી.
કરેછ રંગ પીલાં ગુલે અર્ગવાન,
રહે છે ગુગલઇ, દિલે અર્માન.
બને છે નિર્બળ લાચાર પગ,
પડે છે બદનની ઢિલી કુલ રગ.
ધ્રુજે હાથ લખતાં, કંપે કલમ,
જરામા ચહડે હાફ્ર, ભરતા કદમ.
ચશમ મારી ઝાખી પડીછ આબદાર,
કમર મારી ખમતી નથી મુજ ભાર.
ખુશી મુજ દીલમા સદા જે હતી,
દુખી આ બદન છે, કહું શુ ગતી.
ઘટા થાઈ ઘ ઘોર, અધીર થઇ અજલ,
કહે છે મિનોઇ સફ્રર પર નિકલ
ગયો છે અજલ સાથ નોશીરવાન,
તો રહે કયાથી 'રોશન' તારી નિશાંન.

### નોશીરવાંને જોયલા ત્રણુ સ્વપ્ના.

સુણો હમદીનો કરૂ છું બયાંન,
કશુ હુ કળીબધ નવું દાસતાન
એક રાત દીલ ખુશ હતી મનમાન,
પડયો'તો પુર નિન્દ નોશીરવાન.
દિઠો ખાબ પોતે છે તખ્ત પર,
ઉગી ત્યા નિકલ્યુ ઝાડ એક જબર
જોઇ તે થયો ખુશ નોશીરવાન,
કહ્યું કે ચલાવો સહુ ગાંન તાન.
પડી ધુમ મેહેફીલે દોરે-શરાબ,
રહ્યાં સહુ ખૂશીથી ખિલી બેહિસાબ.
દિઠું તખ્ત ઉપર પોતાની પાસ,
ભુંડ એક બેઠુ હતું ખુશ મિજાસ.
બગલમા બેસીને કરતું ચમન,
પીઇ જામે શાહી બનતુ મગન.
કિધો મનમાહે કઇ કઇ વિચાર:
"હસે ભેદ શુ એનો પરવરદેગાર."

### નોશીરવાંને જોયલો સ્વપ્નો બીજો

વળી ખાબ દીઠો બીજી રાતના,
બગીચે દિઠા ફુલ હર જાતના
કુવો એક પડીયો બગીચે નજર,
પડોસે હતાં પાચ ટાંકાં જબર.
હતા પાણી વન તે ખાલી તમામ,
પૂકારી રહ્યા'તાં સુબો 'ને શામ
એકાએક નિકલિયો કુવેથી પૂકાર,
પડયા પાણી ઉભરઇ કુવેથી બહાર
હતાં પાચ ટાકા જે ખાલી નકામ,
છલાછલ ભરાઇ ગયા તે તમામ.
જોઇ હાલ બોલ્યો શાહ શેહરિયારઃ
"હશે ભેદ શું એનો પરવરદેગાર"

### નોશીરવાંને જોયલો સ્વપ્નો ત્રીજો.

વળી ત્યા બિજી ગમ કરતા નજર,
બનાવ એક દીઠો અજબ વીચિતર.
દિઠી તે બગીચે ઉભી એક ગાય,
ચરતી'તી ચારો, ફરતી તે જાય
જણેલી હતી સાથ બે વાછડી,
હતી સગમા તેની સાથે ખડી.
હતી તે વીચિતર અજબ માતડી,
જણીતા ધાવી રહી વાછડી.
અજબ જોઇ થાયો શાહ શેહરિયારઃ
"હશે ભેદ શુ એનો પરવરદેગાર."

* * *

### નોશેરવાંને સ્વપ્નાનો ભેદ જાણવા, નજુમીઓને માટે દેશપરદેશ અહેલેકારો મોકલવા.

મિટી રાત કાળી, પડી ગઇ સહવાર,
ઉઠયો નિન્દમાથી શાહ શેહરિયાર
હુકમ કીધો દરબાર એકદમ ભરે,
બુલાવી નજુમીઓ હાજર કરે
જમા થાઇ મહેફીલ હુકમ એ સુણી,
હાજર થયા ત્યા નજુમી ગુણી
દિધો ખાબનો હાલ કુલ આશ્કાર,
સુણી સહુ નજુમી થયા બેકરાર.
અફસોસ નજુમ કેમ બની લાજવાબ,
નથી ખોલી શકતી તાસીરે ખાબ.
૧૨,૮૦૦
રવાના કિધા ચોતરફ અહેલેકાર,
દરેકને આપી દિરમ દસ હજાર.
કહ્યુ કેઃ "ખરચની ન કરતા કસુર,
લઇ આવો જઇ કોઇ અકલમંદ પુર
જાહેર કરે ખાબનો તે ભરમ,
બક્ષુ હુ માલો-દૌલત દિરમ"(1)

### નોશીરવાંનના હુકમથી અહેલેકારોનુ નજુમીઓની તલાશમા મુલકે મુલક જવું

પાદશાહ નોશીરવાંને જ્યારે જોયુ કે તેના દરબારી નજુમીઓ, તેણે જોયલા સ્વપનાનો ભેદ જાહેર કરી શકતા નથી, ત્યારે પોતાના અહેલેકારોને મુસાફરીના ખરચ માટે દસ દસ હજાર દિરમ આપી, દેશે દેશ રવાના કરવાનો હુકમ કીધો, અને તાકીદ કીધી, કે એવા કોઇ બાહોશ રમલકારને જે કોઇ શોધી લાવશે, તેને તે મોટુ ઇનામ આપી નવાજશે.

આ હુકમ પ્રમાણે ઘણાક અહેલેકારો જુદે જુદે મુલક, એવા રમલકારની શોધમાં નિકલી ગયા એ સઘલાઓમા એક બાહોશ આઝાદ સરવ નામનો અહેલેકાર હતો, તે એવા કુશળ રમલકારની શોધમા ફરતો ફરતો, અંતે મરવ શેહરમાં જઇ લાગ્યો, અને ત્યાં એક એવા, રમલકાર માટે તલાશ કરવા લાગ્યો.

સુણી આ હુકમ સહું ગયા અહેલેકાર,
ઢુડવા નજુમી કોઇ જાણકાર.
હતો એક 'બાહોશ આઝાદ સરવ,
તજસુસ કરતો ગયો તે મરવ.

પડયો એક દસ્તુર કાબેલ નજર,
શિખવતો હતો ઝંદ અવસ્તા હુનર.
હતો પાસ તેની જવાં એક ખડો,
ચેલો હતો તે તેનો વડો

રોશન પેશાની અને ખુશ ચહેર,
હતુ નામ તેનુ બુઝોર્ચ મહેર.
જોઈ એહુ જન ખુશ થયો અહેલેકાર,
જઈ હાલે મકસદ કિધો ઇજહાર.

કહ્યુ કે. "બતાવે ભરમ ખાબનો,
બને તે માલેક એલકાબનો"

## આઝાદ સરવનુ મરવ શેહરમા જઈ પુગવુ અને બુઝોર્ચ મહેર સાથ તેનો મેલાપ થવો

સઘળે ઠેકાણે પુછપરછ અને તલાશ કરી નિશફળ થયા પછી, આઝાદ સરવ નામનો નોશીરવાનનો અહેલેકાર મરવ શેહરમા જઈ લાગ્યો ત્યા તેણે એક બુઝોર્ગ મુબેદને ઝંદ અવસ્તાના કલામો જવાન છોકરાઓને શીખવતો જોયો આ મુબેદની આગલ તેનો એક ચેલો ઉભેલો હતો આઝાદ સરવે, એકાદ રમલકારને જો તે પીછાનતો હોય, તો તેને માટે જણાવવા અરજ કરી.

દસ્તુરે સવાલ કીધાથી આઝાદ સરવે નોશીરવાન પાદશાહે જોયલા સ્વપનાની તમામ વિગત તેને જણાવી કહ્યુ, કે શાહના નજુમીઓ એ ખાબની તાસીર કેહી શકતા નથી, તેથી શાહ નોશીરવાન ઘણોજ નાસિપાસ થઈ ગયો છે, અને કોઈ કાબેલ રમલકારની શોધમા દેશે દેશ તેણે માનસો રવાના કીધા છે, કે કોઈ એવા બાહોશ રમલકારને શોધી લાવે, કે જે એ સ્વપનાના ભેદને ખોલી કહે આ જબાની સાભલી તે દસ્તુરે જવાબ દીધો

સુણી તે દસ્તુરે દીધો જવાબ
"અજબ છે ભરમથી ભરેલો એ ખાબ
નથી હુ નજુમી એ અફસોસ છે,
જબા મારી તેથી ખામોશ છે.
હુ જાણુ છુ દુનિયામે એકજ ઇલમ,
શીખવુ છુ હુ ઝંદ-અવસ્તા ધરમ"(2)

* * *

બુઝોર્ચ મેહરે આઝાદ સરવને જવાબ દીધો

"અએ સાહેબ મહેરબા રહો બરકરાર,
આ બંદો છે તારો ખિદમત ગુજાર
હકિકત સુણી મે લિધી ખાબની,
ઉમેદ બર લાવુ હુ બેતાબની"

* * *

પોતાના વડા ચેલાની આવી જાહેલી અને વચમા બોલી ઉઠવાની હુનકાઇ જોઈ, તેનો ઉસ્તાદ દસ્તુર તેની ઉપર ગુસ્સે થઈ બોલ્યો

"અએ બેઅદબ બધ કર ગુફતગુ,
બધામાજ કેમ તુ કરે હુ-હુ

અકળપર તહારી પત્થર પડે,
રખે તુ ડોળાનુ કાળુ કરે."

આઝાદ સરવે આ ખટપટમા વચ્ચે પડી તે દસ્તુરને સમજાવી લેવા કહ્યુ:

આઝાદ બોલ્યો: "ઓ દસ્તુર મહાન,
ના રોક, ના ટોક તુ એ જવાન.

મબાદા જવાન એ હુનરમંદ હુશે,
તો, બેશક નસીબ એનુ રોશન થશે.

અગર જો તુ ઉસ્તાદ આપે હુકમ,
તો તાસીર ખોલી કહે એ ભરમ."

આઝાદ સરવને એવી રીતે બોલતો સાભળી બુઝેર્ચ મેહરે તુરતજ જવાબ દીધો

"કરો માફ સાહેબ કહુ કરગરી,
જબા આ જગે હુ ન બોલુ જરી.
અગર હોય જરૂર તો લઇ જાવો સાથ,
કરૂ શાહ નોશીરવા સગ વાત
એ તાસીર અદર અજબ છે ભરમ,
ન હરગેજ બોલુ ખુદાના કસમ"

* * *

ખુશી થાયો આઝાદ સુણી સુખન,
મરવથી નિકલી ગયા બેહુ જન

જમીન પર બિછાવી કિધુ બીસ્તર,
સુતો ઝાડ નીચે ઓઢો ચદર
પડયા બેહુ નિન્દમા એક એક પાસ,
મગર જાગી આઝાદ કરતો તપાસ.
પડયો તેની નજરે ભયાંનક બનાવ,
ધ્રુજી ધાસ્તીમા થયો ગરકાવ
દિઠો એક અજગર સિહા રગનો,
હતો જાતે ઝેરી બુરા અગનો.
કુંઢીને ઘુમતો ઉભો અર્ધઅગ,
રેહ્યો ડોળતો સર ઉપર ભુજગ[1]
સુતો'તો ઓઢી જવાં ખાક પર,
પડી નહિ નજર તેની તે નાગ પર.

**આઝાદ સરવ સાથ જવાન બુજર્ચ મેહરની સફર.**

મુસાફર બની બેહુ ઘોડે સવાર,
પુગા બેહુ જન એક જગલ દવાર
ચહડી થાક અગે સફરથી ઘણી,
ઉતારો કિધો ત્યા બેજાર બની
હતુ તે જગા પર ઝાડ એક બુલદ,
કિધુ ત્યા આરાંમ કરવુ પસદ

ગયો નાગ ચાલી ચઢી ઝાડ પર,
બીદાર થાયો બુઝેર્ચમેહર
જોઇ બેલ આઝાદ થયો ખુરસદ,
નસીબ છોકરાના દિસે છે બુલદ.
સિતાબીથી લઇ ચાલિયો તે જવાન,
પુગ્યા બેહુ દરબારે નોશીરવાન.

**બુઝેર્ચ મહેરનુ નોશીરવાનની દરબારમે જઇ પુગવુ**

એક લાંબી મજલ કાપી આઝાદ સરવ પોતાની સાથે જવાન બુઝેર્ચ મહેરને લેઇ, અંતે પાદશાહ નોશીરવાનની દરબારમે જઇ પુગ્યો આઝાદ સરવ જવાન બુઝેર્ચ મહેરને પાદશાહ નોશીરવાનની સનમુખ રજુ કરી, તેની સીફત કરી બોલ્યો

નમી એમ બોલ્યો આઝાદ સવારઃ
"જીવો શાહ નોશીરવા શેહુરિયાર
મે મુલ્કે મુલક જઇ કીધી તપાસ,
ન મલ્યો મને કોઇ અકળમદ ખાસ

હુ નિરાસ થઇ બહુ થયો બેસબર,
ગયો અતે ઢુડતો મરવને નગર
મને ત્યાંથી મલિયો છે એક જન,
જે જાણે છે હુ નર રમલ મન પસદ '3)

**બુઝેર્ચમેહરે નોશીરવાંનના ખાબની તાસીર જણાવી.**

આઝાદ સરવે બુઝેર્ચ મેહર સાથ તેનો કેવો રીતે મરવમા મીલાપ થયો, અને તેને કેવી રીતે સમજાવી તે પોતાની સાથે દરાંન લઇ આવ્યો, તે વિગતવાર હેવાલ જણાવી, જગલમા જ્યારે તે જવાન ઓઢીને સુતો હતો, ત્યારે પેલો કાળો નાગ બુઝેર્ચ મેહરના માથાં ઉપર ડોળીં, કેવી રીતે ઝાડ ઉપર ચહડી ગયો, તે સઘલુ કહી, તેની સિફારસ કીધી. તે સઘલુ સાંભલી લઇ પાદશાહ નોશીરવાને તે જવાનને કહ્યુ કે

જહાદાર કસાએ આપીને માન,
કિધા ત્રણે[2] ખાબોનુ તેણે બયાન

સુણી લઇ બુઝેર્ચહેર દીધો જવાબઃ
"અએ શાહ સાંભલ તાસીરે ખાબ.

૧. નાગ. ૨. આ ત્રણે ખાબ જે નોશીરવાને જોયા હતા, તેનુ બયાન આગલા સફાઓ ઉપર દરશાવ્યુ છે

ખયાં હું કરૂં સુણુ શાહે જહાંન,
જનાનામેં તારા છે એક જવાન
છુપાયો છે તે એક સ્ત્રી-વેશથી,
લાવી છે કોઇ તેને પરદેશથી.
ભરમ તેનો જાણું નહિ નાર નર,
બિગાનાથી ખાલી કર તારૂં ઘર
પછી તુ હુકમ કર હર નારને,
જવું હિચાથી ચાલી આ બારણે
કર તારી બાંનુઓને તું હુકમ,
ધીમે 'ને ધીરે ભરે સહુ કદમ

કદમ જ્યારે મુકે જમીનની ઉપર,
નિખીંને પગ પર કરજે નજર
કદમનો ધટમ ઝટ જણાઇ જશે,
તૂરત નારમા નર પાઇ જશે"
તુરત પાદશાહે દીધો હુકમ
"કરાવો ખાલી મહેલ એકદમ
૧૨,૯૦૦
કરો મહેલના બધ મજબુત બાર,
જઇ ના શકે કોઇબી આરપાર.
જનાને જઇને કરો એ હુકમ,
હરએક બાંનુ ધરે હિયાં કદમ"

નોશીરવાંનના જનાનખાનાની બાંનુઓએ
ઉઘાડે પગે પસાર થવું.

હુકમ આ સુણી બાનુ હર દીલપઝીર,
કરી સોલ સિગાર સજીયું શરીર.
કોઇ તો લટકતી મટકતી હતી,
કોઇ નાર નખરા ઝટકતી હતી
કોઇ લાજે લરજી લરજતી હતી,
કોઇ સાજ સાથે ગરજતી હતી
કોઇ બનઠની એમ સમજતી હતી,
જગતમા બિજી કોઇ મુજસમ નથી
કોઇ તો ઠુમકતી ચલન ચાલતી,
નજર રાખી નીચે સહુ ભાલતી

કોઇ તો ચમકતી મિસલ મુશ્તરી,
હતી સહુ સુરતમા સુદર પરી
કોઇ ચાલતી ખુબ દમ કસકસી,
કોઇ દીલ અદર કરતી હસી
કોઇ તો મિજાજે હતી હિરકણી,
કોઇ તો મિજાજે હતી સખણી.
કોઇનું તન-મન નિતીમા રમે,
કોઇનું તન-મન કચા કચા ભમે.
ઉભી આવી સરવે ઝુકી માનથી,
ગઇ ચાલી હર એક આસાનથી

પડયો નહિ જનાને નર કોઇ નજર,
પુકારી બોલ્યો શાહ નામેવર (4)

ગુજેર્ચ મેહરના કહ્યા પ્રમાણે નોશેરવાનના જનાનખાનાની બાનુઓ ઉઘાડે પગે એક પછી એક દિવાનખાનામાથી ચાલીને નોશીરવાન આગલથી પસાર થઇ ગઇ, પણ નોશીરવાનને શક પડે, એવો એકબી નારનો મર્દના જેવો પગ તેને તે માશુકોની અદર દેખાયો નહી. જયારે સઘલી બાનુઓ ચાલી ગઇ ત્યારે નોશીરવાંને બુજેર્ચ મહેર તરફ ગુસ્સે થઇ પુકારી કહ્યુ કે

નોશીરવાનનું બુજોર્ચ મેહેર ઉપર
ગુસ્સે થવું

"અરે ઓ રિજાલા ચશમ ચોર તું,
ફિતુરી, ફરેબી, હરગોર તું

કહા તારો હું નર છે ઓ બદગોહર,
દિધો તે કલક મુજ શબેસ્તાન પર.
તું આયો ઓ કજાક મવાલી થઇ,
સુરત તારી મનહુસ કાળી થઇ."

બુજેર્ચ મેહર પોતાની ગણુત્રીમા એટલો બધો ચોકસ હતો, કે નોશીરવાંનના ગુસ્સાથી તે જરાબી ડગમગીયો નહી, અને તેણે હિમતથી શાહને નમનતાઇ સાથ જણાવ્યુ કે.

બુઝોર્ચ મેહેરે જવાબ દીધો.

"અએ શાહે આલા, ઓ નેકનામ,
ના બોલ એવા બુરા કલાંમ
અગર જો જનાને નહી હોય નર,
તો બેશક ગરદન કલમ મારી કર.
કર તારી નારોને હાજર ફરી,
તપાસી કદમ જો નજર ખુબ કરી."

જવાન બુઝોર્ચ મેહેરે જયારે પોતાની ગરદન શાહને સ્વાધીન કરી ફરીથી સઘલી બાનુઓના પગલાની તપાસ ચલાવવા જણાવ્યુ, ત્યારે પાદશાહ નોશીરવાને ફરીથી એક વાર પોતાની સઘલી બાનુઓની તપાસ કરવાની જરૂરત જાહેર કીધી જનાનાની બાનુઓ, તે જવાનનો આવો બેહુદો ખ્યાલ સાંભલી પોતપોતામા બુઝોર્ચ મેહરની મશ્કરી કરતી હતી, તેટલા પાદશાહ નોશીરવાંને પુકાર કરી જાહેર કીધુ કે

"ખામોશ કરો તમ નાજો અદા,
કરો દુર મુખથી ઘુંઘટ ઘટા.
કરો કુચ હિયાથી ધીમે કદમ,
જનાને છુપાયોછે કોઇ બેશરમ"
* * *
સુણી નાર ધડકી તન જાનમા,
આ મોહકાણુ શુ છે શબેસ્તાનમા.
અજબ છે બોહતાંન હમ જાનપર,
ખુદાનો પડે માર શયતાન પર
* * *
થયા જર્દ ચેહરા, ધ્રુજી સાવરી,
હરજી રહી સહુ બની બાવરી
કરી દુર ઘુંઘટ સહુ સુન્દરી,
ખુલ્લા કિધા પયરો[1] 'ને ઘુંટડી
ધીમે 'ને ધીરે ધરીને કદમ,
ગઇ સહુ ચાલી ભરી હાય-દમ
* * *
એકાએક ગરજી ઉઠે જેમ પિલંગ,
પુકારી નોશીરવાને મારી છલંગ:
"ઉભી રેહ! ઉભી રેહ! ઓ સરજોર તુ,
ચશમચોર છે કોણ, ઓ દરગોર તુ
બદન છે સિંધુ સરોવર સમાન,
અદા છે દિલ ખુશ, ચેહરે કિયાંન
મગર આ પગોનો અજબ ઘાટ છે,
સીત્તેર નારોમે નરજાત છે
કહે કોણ છે તુ ઓ વેશકાર,
કજાથીબી ડરીયો નહિ હોસબાર."

ચાચના હાકેમની દીકરીએ ખુલાસો કીધો.

આ સઘલી જનાનખાનાની બાનુઓ જે સખ્યામા સીત્તેર હતી, તેમા ચાચના હાકમની એક દીકરી ઘણી સુદર હતી, તે નોશીરવાંનની આગલ તેજ વખતે પોતાના ગુઠન ઉપર પડી કરગરી બોલી

"સુજાને હું તારી સજાવાર છુ,
અએ શાહ હુ તારી ગુનાહગાર છુ.
કહુ કુલ હકિકત જે છે ખરી,
ગુફી બાત બેહુને ગઇ છે મરી
પેદર છે જુદા પણ માદર એક,
એ ભાઇ મારો નિર્દોશ નેક.
હુ બેહન 'ને મારો એ ભાઇ છે,
એકજ અમો બેહુની માઇ છે.
બચપણથી મારો છે એને પ્યાર,
હુ લાવી છુપાવી બની ખારજાર.
જનાની વેશ એમ લીધો કરી,
નજર નહિ તહારી પડે કોઇ ઘડી.
નથી એને કીધો બુરો કંઇ વિચાર,
હમો છેયે નિર્દોશ ઓ શેહરિયાર. (5)

[1] પયરો યાને પગો

ચાચની શાહજાદીનો આવો લુલો લંગડો બચાવ શાહ નોશીરવાંનના ધ્યાનમા બીલકુલ વાજબી તરીકે ઉતરયો નહી. પોતાના જનાનખાનામા સ્રી વેશમા છુપાયલા આ બદલઆંમ મર્દને, તથા તેને પોતાની સાથે સ્રી વેશમા લાવનાર ચાચની શાહજાદીને પોતાની ઇજ્જતને બેજાલત અને નામોશી લગાડવા માટે, સખતમા સખત સજા કરવા માટે તેણે ગુસ્સે થઇ હુકમ કીધો.

"ખામોશ કુતરી ! ઓ બદલગામ,
બદનામ કિધુ તે જનાનુ તમામ.
ચુગલખોર, કહાબા, બદઝન બની,
કહે વાત ઠગવા મને સખણી.
લાવી છુપાવી સંગ ચારને,
મકાન તેનુ કીધુ આ ઘરબારને
હુમે બને જનની સરપર અજલ,
અરે જદદ જલ્લાદ કર બેહુ કતલ"

આ શાહી હુકમ મલતાજ, જલ્લાદે તે બન્ને જનને ઘસડી જઇ કતલ કીધા, અને નોશીરવાને તુરતજ બુઝોર્ચ મેહરને શાબાશી આપી કહ્યુ:

"ખરી કહી તાસીર, ઓ પુર્વીંણુ દ્રુ,
દિસે છે હુ ખરમદ ઓ દુર્બીન દ્રુ
બનીને હુ જાહીલ, થયો બેસબર,
ખતા કર મહારી દ્રુ દરગુજર.
સુણી છે જીકર તે બિજા ખાબની,
હવે કહે તાસીર તે બાબની.

બીજા સ્વપ્ના બાબે બુઝોર્ચ મેહેરે ખુલાસો કીધો.

"હવે શાહ સાભલ ઓ નામવર,
કરૂ હુ બિજા ખાબ વીશે જીકર.
કુવો ખાબમા જે પડીયો નજર,
વળી પાંચ ટાકા દિઠાં સર-બ-સર.
જરાબી ન શોભામે દીસતી મના,
મગર ખાલી રહેતા પાણી વના
કબી રેહતો કુવો ખાલી તમામ,
કબી રેહદ્રુ પાણી થોડાક વામ.
કુવો હોઇ ખાલી કરતો પુકાર,
નિકલતા પાણી ઉભરઇ બહાર.
૧૩,૦૦૦
તે પાણીથી ટાંકાં ભરાઇ જતા,
કુવે પાણી પાછા સમાઇ જતાં."

નોશીરવાંને સ્વપનામા જોયલા કુવા અને ટાંકાંનો ભેદ.

શએર

"હવા થાશે દુનિયાની બદબખ્ત ન્યારી-પુતો પિતાને દેશે વિસારી.
પિરીમા ન લેશે કપુત બાપ પાળી-મગર બાપ પુત પાચ લેશે સભાળી"

એ રીતે સમજ, ઓ બખ્તવર શાહ, કે ભવિશ્નમા જમાનાનો રંગ એવો બતંગ થશે, કે એક ઘરડા બાપને તેની જઇફીમા તેના પાચ દીકરાઓ પાળી કે પોશી શકશે નહી, પણ એક જઇફ બાપ ગમે એવો અશકત હશે, છતાં તે પોતાના પાંચ દીકરાઓનુ પોશણ કરશે

ત્રીજા ખાબનો બુઝોર્ચ મેહરે કરેલો ખુલાસો.

વાછરડીઓને ધાવતી ગાય.

ત્રીજા ખાબની હકિકત પ્રમાણે બુઝોર્ચ મેહેરે, ગાય અને વાછરડીના ખાબમાં ખુલાસો કિધો કે

શએર

"જમાનાનુ લહુ એવુ કાળુ થશે-ઘર ઘર અનીતીનુ નાળુ થશે
કરાવી દીકરી કણે કુકર્મો-કમાશે માતા બની બેશર્મો."

અએ શેહરિયાર, એક વખ્ત જમાનો હવે પછી એવો આવશે કે જેવી રીતે તુએ સ્વપનામા જોયલી ગાય, પોતે જણેલી વાછરડીઓને ધાવી પોતાનુ પેટ ભરતી હતી, તેમ માતાઓ પોતાની દીકરીઓને જાણી બુજી અનિતીને રસ્તે ઉતારી, પોતે પોતાનું ગુજરાન કરશે

જવાન બુજોર્ચ મેહેરની દાનેશમદી અને દાનાઇ ભરેલા સખુનો સાભલી પાદશાહ નોશીરવાન ઘણોજ ખુશી થયો, અને પોતાની દરબારમા તેને પોતાનો વજીર બનાવી મોટો મરતબા ભરેલો દરજજો આપીને રાખ્યો. દરબારબી તે જવાનની અકળમદથી ઘણીજ ખુશી થઇ ગઇ, અને હરવખ્ત મુશ્કેલીમા તેઓ બુજોર્ચ મેહેરની સલાહ લેવા લાગ્યા.

આ બનાવ પછી જવાન બુજોર્ચ મેહેર ઘણાક વરશો સુધી પાદશાહ નોશીરવાનની દરબારમા તેના વડા વજીર અને મુખ્ય સલાહકાર તરીકે રેહો, અને મોટી ઇજ્જત મેલવવા પામ્યો.

પણ જેમ કુદરતમા બનતુ રેહે છે, તેમ ચહડતી પછી પડતીનો કુદરતી કાયદો આ દાનેશમદ વજીરના હકમા બનવાનો વખત અંતે આવી લાગ્યો અને તેની બદબખ્તીની શરૂઆત કેવી રીતે થઇ, તે બનાવ ઉપર હવે આપણુ આવયે છેયે

### બુજોર્ચ મેહેરની પડતીની શરૂઆત થવી.

હવે વાત સાભલ ઓ બદેગાંન,
કરે ખેલો કેવા જુનુ આસ્માંન
નિગાહ કર જરા તુ ગરદીશ પર,
કિધો કેમ તારાજ અકળમદ નર
ચહડાવ્યો ચલકાવી અગે બુલદ,
પલકમા પાડી કિધો ખાકમદ.
સમજી લે બદા આ તુ સુખન,
કબી તો છે આનન્દ, કબી કાળ દડ
કબી તારી ચહડતી, કબી પડતી છે,
અજબ ફેરફેદથી ભરી ધરતી છે

### નોશીરવાંન સાથ બુજોર્ચમેહરનું શીકારે જવું અને ત્યાં તેના બાજુબધનુ ગુમ થવુ

એક રોજ નોશીરવાં નામદાર,
નિકલ્યો કરવા સુરખર શિકાર
લિધો સાથ તેણે બુજોર્ચમેહેર,
નિકલિયો છોડી મદાયન શેહેર.
કિધા ખુબ શિકારો વનમા ફરી,
મચાવી દિધી ધુમ દિલ ખુશ કરી.
ચહડી થાક ભારી હતી તન-બદન,
દિઠી ત્યા જગા એક અતી દિલપસદ.
ઉતારો કિધો તે જગે વાટમા,
બુજોર્ચહેરબી ત્યાં હતો સાથમા.
મુકી સર તેના ખોળા ઉપર,
સિતલ છાયે લેટી ગયો તાજવર.
પવન દિલપસદ ત્યાં હતો ઠડકાર,
પડયો નિન્દમા ત્યા શાહ શેહરિયાર.
હતો બાજુ પર બાંધેલો બાજુબદ,
હતા તેની અદર ગોહર દિલપસદ
એકાએક બધન તુટી ગયાં,
ગોહરને લાલો છુટી ગયાં.
અચણચ તુટી ગયો બાજુબદ,
હતો દડપર બાંધેલો જે અખડ.
તુટીને પડીયો જમીનની ઉપર,
વિખરાઇ પડીયાં બેસુળ ગોહર.
ઉડી ઝટ મુરગ એક અતી દિલબહાર,
જઇ પાસ બેઠું શાહ શેહરિયાર.
ધરી ચાંચે ગોહર ગળી તે ગયુ,
નહી એકબી ત્યાં બાકી રહ્યું.
ગળી જઇ ગોહર ઉડયુ એકદમ,
થયું ગુમ હવામે ન લાગ્યો વિલમ.

જોઇ હાલ અજાયબ બુઝોર્ચમેહેર, | હવે મારી પડતી આવી ખરી,
સમજીયો મનમા : "છે આફત કહેર. | બતગીની શાહત નજરે પડી."(7)

## બુઝોર્ચમેહેર ઉપર નોશીરવાંનનુ કફા થઈ તેને કેદ કરાવવુ.

એક કાળા રગનો મુર્ગ આસ્માન ઉપરથી ઉડી આવી, નોશીરવાન જયા નિન્દમા પડેલો હતો, ત્યા તેના માથાં આગલ બેસી, તેની બાજુ ઉપરથી તુટી ગયલા બાજુ બધના ગોહર જે જમીન ઉપર વેર વિખેર પડેલા હતા, તે સઘલા ચાચ વડે ઉંચકી તે ગળી ગયો એ અજાએબ બનાવ બુઝોર્ચમેહેરે પોતાની નજરે જોઇ, પોતાની પડતી આવેલી સમજી, પોતાના હોઠ દાત વચે પકડી, તે કરડવા લાગ્યો નોશીરવાંન પણ તેવામા જાગી ઉઠયો, અને બુઝોર્ચમેહરને તેના હોઠો દાત વચે કરડતો જોઇ, તે સમજયો, કે તેને ભુખ લાગ્યાથી, ખાણુ ખાઇ લીધુ હશે, અને પોતાના શાહને માટે ખોટી થવાની તેને દરકાર કીધી વટીક નહી. આવો વિચાર આવતાજ નોશીરવાન બુઝોર્ચમહેર ઉપર ઘણોજ ગુસ્સે થઇ બોલ્યો.

"કમીના, એો કુતરા, બની બેઅદબ, | ઓ હેમક કિધી નહી મહારી ફિકર,
ભરી પેટ વગોલે હવે સુખ-લબ | લિધુ ખાણુ મુજવન બની બેસબર"
મના કોણે કીધી તુને બેલેહાજ, | ધરી ક્રોધ દીલમા થયો તે સવાર,
લિધુ ખાનુ તુ એન બરસમ કે બાજ.[1] | ન બોલ્યો રાહમે હરફની લગાર

તુરત જઇ શેહરમા કીધો હુકમ:
"કરો કયેદ બુઝોર્ચમેહેર એકદમ"

## બુઝોર્ચમહેર કયદખાનામા પડયા પછી લાંબી મુદતે નોશીરવાંને તેની ઉપર પયગામ કેહવાડવો.

બુઝોર્ચમહેર એક લાબી મુદત સુધી બદીખાને પડી રેહેલો. એ બનાવ બન્યા પછી પાદશાહ નોશીરવાનની જીદગીમા બીજા અનેક બનાવો બની ગયા, પણ તેના વફાદાર વજીર બુઝોર્ચમહેરની યાદ નોશીરવાનને સેહજબી પડી નહી. એતેફાક બુઝોર્ચમહેરનો એક ખેશી, જે નોશીરવાનની ખાસ નોકરીમા હતો, તેને જોતાજ નોશીરવાનને બુઝોર્ચમહેરની યાદ પડી, અને તે નોકરની પાસે નોશીરવાંને બુઝોર્ચમહેરને પુછાવ્યુ કે:

"જા જલ્દ જઇ તેને કર તુ સવાલ, | સુણી આ હુકમ દોડીયો તે નફર,
કે થયો કેમ તારો આ તગ હાલ | કહ્યા પાદશાહના સુખન સર-બ-સર
દરજજે તુ આલા બની બરતરી, | બોલ્યો બુઝોર્ચમેહેર ખોલી જબાંન:
પડી આ જગે કેમ થયો કમતરી." | "ઓ ભાઇ તુ સાંભલ રાખીને ધ્યાંન"

દિધો તેને 'મેહેરે' ભરમમા જવાબ,
સુણી ફકત દાનેશ સમજે હિસાબ (8)

---

[1] હાથમા બરસમ પકડી જમવુ, કે બરસમ પકડીને બાજ ધરી જમવુ, એ અથોર-નાનોનુ કામ હતું કયાની તેમજ સાસાની જમાનામા એ તરીકો ચાલતો હતો અર્દશીર બાબેકાનથી યઝદેઝર્દ શેહરીયાર સુધીના પારસી પાદશાહો માટે ફીરદોસી જણાવી જાય છે, કે તેઓ દીનના મોટા પેશવા અને મદદગાર હતા, આતશની સેતાયશ કરનારા હતા, અને બરસમ વીના બદગી કરતા યા ખાવાનુ લેતા ન હતા (સાસાની શાહનામુ)

મુજ મનથી સુણુ આ જગા–દીલ ખુશ છે કરનાર,
છે શાહી મહેલોના કરતા–પાર વન ગુલજાર–૧
સુખ સદા જો હોય તો–કદર બુજે નહિ કોય,
રાત હોય ના દિન પછી–દિન પર ના કોઇ મહોય–૨
વસી હવેલી મહેલમા–છત્ર પલંગે સોય,
સરજત પલટે પળમા રોશન–પડે પટકાઇ ભોય–૩

"મને આ જગા છે અતી મનપસંદ,
છે મારે મનથી ખીલતુ ચમન.
જાહેર કે બાતેનમે આલા એ છે,
મુજ મનથી બોલબાલા એ છે."

બુજોર્ચમહેરનો આ જવાબ તે નોકરે તુરતજ પાદશાહ નોશીરવાનને કહ્યો કે "બુજોર્ચમહેરને મનથી તેની હાલની જગ્યા પાદશાહના શાહી મેહલના કરતા વધારે સારી લાગે છે"

## નોશીરવાંને ગુસ્સે થઇ બુજોર્ચમહેરને વધારે સખત સજા ફરમાવી.

આવા જવાબની આશા બુજોર્ચ મહેરની તરફથી નોશીરવાને રાખી નહી હતી પણ જયારે નોશીરવાને ઉપલો જવાબ નોકર મારફતે સાંભલ્યો, ત્યારે તે બુજોર્ચ-મહેર ઉપર ઘણોજ ગુસ્સે થયો, અને તુરતજ તેને એક અંધારી કોટડીમા કયેદ કરવાનો હુકમ ફરમાવ્યો.

અને તે નવી સજા તુરતજ અમલમા મુકવામા આવી. એ નવી સજા ફરમાવ્યા પછી, ફરીથી પેલા નોકરને નોશીરવાને હુકમ કીધો:— "જા, બુજોર્ચ મહેરને પુછ, કે હવે તુ તારા દાહડા કેવી રીતે કાહડે છે."

પોતાના પાદશાહના ફરમાન પ્રમાણે તે નોકરે બુજોર્ચ મહેરને તેના બંદીખાનામા જઇ પુછયું કે. "નોશીરવાન પાદશાહે પુછાવ્યુ છે, કે હવે તારા દાહડા કેમ જાય છે."

બુજોર્ચ મહેરે તુરતજ જવાબ દીધો કે

"હાલ કહું શુ મુજ તણો–જો કે છું હુ નિર્ધાર,
અંતરમા સંતોશ છે–સંતોશ સુખ ભંડાર–૧
દાહડા મારા જાય છે–સુખ છે હીયાં અપાર,
મુજ સુખ આગલ કુચ્છ નથી–સુખ શાહનુ ગુલજાર–૨ (9)

## નોશીરવાંને બુજોર્ચમહેરનો જવાબ સાંભલી તેને નવી સજા ફરમાવવી.

નોશીરવાન બુજોર્ચમહેરનો જવાબ સાભલવા ઘણોજ ખંતી હતો નોકરે તુરતજ નોશીરવાનને તેના વજીર બુજોર્ચમહેરનો જવાબ જણાવતા કહ્યુ કે. "અએ જહાન પરવર પાદશાહ, બુજોર્ચમહેર કહે છે, કે પાદશાહના દાહાડા કરતા મારા દાહડા ઘણા સારી રીતે પસાર થાય છે, અને શાહનુ ગુલજાર સુખ મારા સુખ આગલ કુચ્છ બિસાદમા નથી."

આ જવાબ સાંભલી નોશીરવાન અગાઉના કરતા વધારે ગુસ્સે થયો, અને તુરત નવો હુકમ કીધો કે. "બુજોર્ચમહેરને એક સાકડા લોખંડના પીંજરામા ખીલાનુ બિછાનુ બનાવી, તેમાં તેને કેદ કરી તે પીંજરાનો દરવાજો બંધ કરી લેવો"

## નોશીરવાને ત્રીજી વાર બુઝોર્ચમહેરને તેની હાલત વિશે પુછાવ્યુ

એ નવી સજા શાહ નોશીરવાનના ફરમાન પ્રમાણે તુરતજ અમલમા મુકાઇ. બુઝોર્ચમહેર એ નવી સજાથી ઘણોજ હેરાન થવા લાગ્યો. તેને રાતના સુવાનો કે દિવસના બેસવાનો સેહજબી કરાર મલ્યો નહી, અને તે ઘણોજ તબાહ થવા લાગ્યો.

આવી હાલતમા તેણે થોડાક દિવસ મોટી બેકરારી અને વિપતી વચે કાહાડયા અને નોશીરવાને ત્રીજી મરતબે બુઝોર્ચમહેરને તેના નોકર પાસે પુછાવ્યુ કે "હવે તુ જઇને બુઝોર્ચમેહરને પુછ, કે તુને તારો વખત કેવો લાગે છે."

બુઝોર્ચમહેરને તે નોકરે જઇ પાદશાહના ફરમાન પ્રમાણે સવાલ કીધો. બુઝોર્ચમહેરે નોશીરવાનનો સવાલ સાભલી, તે નોકરને ધીરજ રાખી ઠંડે પેટે જવાબ દીધો કે:

પ્રમળ વખત છે જગતમા—તોડયાં શાહી માન,
વખ્તે તોડી પાડીયો—જમશેદ જેવો મહાન—૧
વાત મહારા વખતની-સાભલ કહુ મેહરબાન,
નોશીરવાન કરતાબી મારો—વખ્ત છે બળવાન—૨ (10)

બુઝોર્ચમહેરનો આવો તાનાબાણી ભરેલો જવાબ સાભલી, તે નોકર ત્યાથી તુરતજ મેહલમા પાદશાહ પાસે ગયો, અને જે કાઇ શમદો બુઝોર્ચમહેરે કહ્યા હતા, તે તેણે પાદશાહની આગન જાહેર કીધા નોશીરવાંન તે સાંભલી ઘણોજ ગુસ્સે થયો.

સુણી આ સુખન થયો શાહ ઝર્દ,
કિધો એક તેયાર કાબેલ મર્દ.
રવાના કિધો આપી જલ્લાદને,
કેહ્યુ કે "કતલ કર બદજાદને
અવ્વલ તુ કરજે તેને સવાલ,
આ જીનદાનમે કેમ રેહછે ખુશાલ
આ ખાક બિસ્તર, આ ગારૂ તગ,
વસે કેમ તુરગે, કરી ગેલ રંગ
હજીબી મનમાહે ગુમાન છે,
શુ આ કયદખાનુ મનમાન છે"

ગયો દોડી કાસદ પયગામ લઇ,
કીધો ખુલાસો વઝીર પાસ જઇ.
સુણી તે દાનાવે દીધો જવાબ:
"અરે યાર સાભલ ગર્દીશ હિસાબ.
૧૩,૧૦૦
અજબ છે નસીબની બદરંગ મહેર,
અજબ નાજનખરા, અજબ છે કેહેર.
નથી કોઇ જગમે રહ્યુ પાયદાર,
નથી કોઇ સદા સુખમે બરકરાર.
કરો મજ ભેગો, સહી રજને,
મગર છોડી અંતે જશું ગંજને.

## બુઝોર્ચમહેરનો પેગામ સાભલી નોશીરવાંને અસલ કોટડીમા તેને કયેદ કરવા ફરમાવવું

આવો દાનેશમંદી ભરેલો પયગાંમ તે કાસદને મોહોડેથી સાભલી, નોશીરવાંન જમાનાના દોરથી ડરવા લાગ્યો. તુરત તેને હુકમ કીધો કે બુઝોર્ચ મહેરને લોખડના પીંજરામાથી બાહાર કાહાડી, તેની અસલ કોટડીમા લઇ જઇ ત્યા તેને કયેદ કરે

પણ જે રંજ અને સખ્તી, તે ભલા દાનેશે લાંબો વખત સુધી સંતોષ સાથે નસીબને શરણ થઇ ધીરજથી સહન કરી હતી, તેથી તેની તબીયતને મોટું નુકસાંન

થયું હતુ તેના ચેહરા ઉપરની ચામડી કરચલીથી ભરાઇ ગઈ હતી, તેનું આસુદા શરીર તવાઇને નબળુ પડી ગયુ હતું, અને બંદીખાનાના અઝાબથી તેની આખોનુ બેમુલ નુર ઘણુજ નબલુ પડી ગયુ હતુ. એ નુરને ઝાંખુ પડેલુ જાણી તે હમેશા પોતાની આખો માટે સતાપ કરી વિલાપ કરતો હતો. (11)

## કયેસરના એલચીનુ એક બધ સંદુક લેઈ નોશીરવાંનની દરબારમે આવવું

એવે વખતે રૂમના કયસર[1] તરફથી તેનો એલચી ધારા પ્રમાણે સલામીની રકમ લેઇ આવ્યો, અને સાથે એક નાહની જેવી બધ સદુક લાવી, તેણે એવી અરજ કીધી, કે આ સદુક મોહોરબધ છે, તેમા શુ ચીજ છુપાવેલી છે, તેનો ખુલાસો તમારા દાનેશમદો પાસે કરાવવો. અગરજો એ સદુકમા છુપાવેલી ચીજ શુ છે તે જો કહી શકો નહી, તો અમો તમુને જે ખડણી આપ્યે છીયે તે હવે પછી આપવી અમો બધ કરીશુ રૂમી એલચી એવી મતલબનો પેગામ જાહેર કરતા બોલ્યો

"બુલદ બખ્ત અએ શાહ નોશીરવાન,
બફરમાને કયેસર ખોલુ જબાંન
હુ આવ્યો છુ પયગામે કયેસર લઇ,
કરૂ હુ નજર તારી સામે અહીં
આ સદુક જરીન કરૂ છુ નજર,
છે મોહોર શાહી કરી ખુબતર.
છે તારી દરબારે દાનેશ પીર,
દીનદાર, દીનચુસ્ત, બાહોશ દલીર
મળી સગ સરવે કરી ગુફતગુ,
કહે ભેદ સદુક હમ રૂ-બ-રૂ
જરાબી એ સદુક ખોલે નહી,
વિના ખોલવે કહે શુ છે મહી
અગર ભેદ સદુક ખરો જો કહે,
તો ખડણી સદા રૂમ દેતુ રહે
અગર જો ખોલી શકે ના ભરમ,
તો ખડણી કરવી રૂમની ખતમ
રૂમને તુ હરગીજ છેડે નહી,
ચહડાઇનો જોખમ ખેડે નહી
એ હમ કયેસરનો પયગામ છે,
રજુ મે કીધો વિના ખામ છે"

નોશીરવાંનને દાનેશમદોને
બુલાવી ફરમાવ્યુ.

સુણી બોલિયો શાહ નોશીરવાંન
"ન રહેશે છુપો ભેદ એ બ હેગાન
અમારા છે દાનેશ વજીર વિદવાન,
કરી ભેદ ખુલ્લો કરશે બયાન
ધરી ધીર રહે એક હફતા તલક,
ખર લાવીશુ તારી સુરાદ હક.

આ સદુકનો ભેદ શોધી કાહાડવા માટે, અને ખંડણીના હફતામાથી છુટી જવા માટે રૂમના કયેસરે બતાવેલી ચાલાકી જોઇ, નોશીરવાને પોતાની દરબારના તમામ દાનેશમંદોને બુલાવી પુછ્યુ કે "એ માટે તમો શું જવાબ આપો છો"

દરબારના તમામ દાનેશમદો આ ભેદનો ભરમ અટકલવામા બીલકુલ નિશફળ નિવડ્યા, એમ જોઇ પાદશાહ નોશીરવાન ઘણોજ દલગીર થઈ વમાસણમા પડ્યો. રૂમી એલચીને એક હફતા તલક થોભવા માટે કેહલુ હોવાથી, તે મુદ્દત લગભગ પુરી થવા

[1] નોશીરવાનના જમાનામા 'રૂમનો કયસર' એવો ઇશારો ફીરદોસી શાએર કરે છે, તે રૂમ આજના વખતમા જણાયલુ રોમ શેહર નહી હતુ, પણ આજનુ કોન્સ્ટેન્ટીનોપલ શેહર હતું.

આવી, પણ સંદુકનો ભેદ કોઇબી કેહવાને શકતીવાન નહી થવાથી, નોશીરવાંન ઘણોજ આજુદો થયો. પણ તેવામા તેને બુજોર્ચ મહેરની યાદ પડી, અને તેને તેજ વખતે પોતાના બુજોર્ગ વજીરોને ફરમાવ્યુ, કે તેઓએ તુરતજ બુજોર્ચ મહેરના બદીખાનામા જઇ નીચે પ્રમાણે તેને પેગામ જણાવવો

"અએ દાના, દુરંદેશ, રોશન રવાંન,
ગુજારી મુસિબત છુ દલગીર મહાંન
ખુલી તે મુસિબત કર દરગુજર,
આ મુશ્કીલમે બુજુ છુ તારી કદર
છે મારી દરબારે દાનાવ પીર,
મગર તેમનો તું થા દસ્તગીર
હકિકત એ છે સાંભલ ઓ નેક,
કયસરે મોકલી છે સદુક એક
કુલુફથી ઢાકણુ કિધુ બંધ છે,
કિધી મુશ્કથી મોહોર સુગંધ છે.
કહે છે જણાવો સદુક ભરમ,
વિના ખોલવે કહો ભરમનો મરહમ.
એ કાંમ તુજ વન કોઇ ના કરે,
તુ આવીને મારી મુશ્કીલ હરે."

**બુજોર્ચમહેરનુ ઈજ્જત સાથ બંદીખાનામાથી બાહાર આવવુ.**

પાદશાહ નોશીરવાંનના હુકમથી દરબારના વજીરો એક શાહી પોશાક, તાજ અને કિમતી ઘોડો લઇ બુજોર્ચ મહેરના બદીખાનામા ગયા, અને શાહનો પયગાંમ કહી સંભલાવી માન સાથે તેને બદીખાનામાથી મેહલમા લઇ ગયા સદુકના બાબમાં બુજોર્ચ મહેરે સઘલી હકિકત ખુલાસાવાર સાંભલી લઇ કહ્યું "ખુદાતાલાના હુકમથી હુ એ ભેદનો ભરમ ખુલ્લો કરશ." બુજોર્ચમહેરે તે આખી રાત ઇબાદતમા ગુજારી, આવતી કાલે આ મહાભારત ભેદ કેહવાને તે શકતીવાન થાય, એવી દુવા તેણે હકતાલાની જનાબમા ચાહી

બીજે દાહાડે બામદાદ પડતાંજ બુજોર્ચમહેરે પોતાનુ તન પાક કરી પોતાને માટે નોશીરવાને મોકલાવેલો પોશાક પેહડી લીધો, અને પોતાને બુલાવવા માટે આવેલા શખ્સોમાથી, એક ચાલાક શખ્સને પોતાની સાથે લેઇ, તે નોશીરવાનની દરબારમા જવા નિકલ્યો.

**બુજોર્ચમહેરનુ સદુકનો ભેદ જાહેર કરવા**
**નોશીરવાંનની દરબારમા જવુ**

ઘરમાથી બાહાર નિકલતાજ બુજોર્ચમહેરે પોતાના સાથીને કહ્યુ "ઓ ભાઇ, બદીખાનાનો આજાબ અને દુખ ખમતા મારી આખોનુ નુર લગભગ ગુમ થઇ ગયું છે, વાસ્તે જો રાહમા જતાં તુને જેથી કોઇ પેહલુ સામે આવતું જણાય, તો તે કોણ છે, તે તુ મને તરતજ જણાવજે, અને તેજ વખતે તુ જરાબી બીહિધા વગર તેની પાસે જઇ તેનુ નામ અને હાલ પુછી મને તે તુરત આવી કેહજે"

દાનેશમંદ બુજોર્ચમહેરે પોતાના રફીકને નીચે પ્રમાણે ફરમાસ કરી કહ્યુ કે

"આએ યાર સાભલ મહારી અરજ,
મને છે તારી મદદની ગરજ
ચશમ મારી બને બેનુર છે,
નથી દીસ્તુ નજદીક કે દુર છે.
નુર વન બે આખ ખાલી થઇ,
ઉમેદ સહુ દીલની ચાલી ગઇ
અગર જો રાહમે મળે કોઇ તને,
તુરત નામ પુછજે જઇ તે કહેજે."

નિકલિયા બેઉ જન ઘરથી બહાર,
શાહમા મળી ખુબસુરત એક નાર.
રફીકે કહ્યું "સુણ બુઝોર્ચમેહેર,
જો જાય છે નાર એક ખુબચહેર."

બુઝોર્ચમહેરને પોતાના સાથી તરફથી જેવી ખબર મળી, કે સામેથી એક ખુબસુરત ઓરત આવતી જણાય છે, ત્યારે તેણે તેજ વખત તેને ફરમાસ કીધી કે.

"અએ યાર, જઇ પુછ તે નારને,
કુવાંરી કે પરણી છે હકદારને"

દાનેશમદ બુઝોર્ચમહેરના ફરમાન મુજબ, તેનો રફીક તુરતજ સામેથી આવતી તે ખુબસુરત ઓરત પાસે ગયો, અને તેણીને નમનતાઇથી સવાલ કીધો કે

## શાહમા મલેલી પેહલી ઓરતને કીધેલો સવાલ.

અએ ચતુર ચાતુરા નાજ ભરી,
સદગુણ ભરી હજાર–
હુ પુછુ કરગરી તુને,
કહે પરણી કે કુંવાર[1]–૧

આ સવાલ સાંભલી તે નાજભરી ઓરતે બુઝોર્ચમહેરના, રફીકને જવાબ દીધો,

## પેહલી ઓરતે દીધેલો જવાબ.

"અએ ભાઈ ભલા મર્દ જવાન,
હુ પર ઘરની નાર–
હું પરણી પડી સંસારમે,
છું ગર્ભવંત હકદાર"–૧

આ જવાબ પેલા રફીકે તુરતજ બુઝોર્ચમહેરને જણાવતા કહ્યું કે

"જવાબ એમ દીધો સુણ મેહેરબાંન,
કે નાર પરણી છુ બેગુમાન
વળી પેટમા સુજના બાળ છે
પેહર એનો હકદાર સુજ હાલ છે"

## શાહમા મળેલી બીજી ઓરતને કીધેલો સવાલ.

આ વાત બંને જન વચ્ચે થતી હતી, તેટલા એક બીજી ઓરત દુરથી આવતી તે રફીકને દેખાઈ. રફીકે તુરતજ તે બાનુની પાસે જઇ સવાલ કીધો, અને તે ભલી બાનુએ તેજ વખતે જવાબ દીધો કે

"અએ ચતુર ચચલ નવજવાન,
છુ પરણી હું નાર–
મગર અભાગણુ વાંઝણી.
છે જીવતર પર ધિક્કાર"–૧

## શાહમા મળેલી ત્રીજી, ઓરતને કીધેલો સવાલ.

આ બીજી ઓરત તરફથી મલેલી હકિકત બુઝોર્ચમહેરના રફીકે તુરતજ જઇને તેને જણાવી, અને તેઓ બને જન આગલ ચાલ્યા.

પડયા બને આગલ કદમને ધરી,
દિઠી નાર બીજી મિસલે પરી.
ઝટકતી તે નખરાં, કરતી લટક,
અટકતી-મટકતી ચીતવન ચટક.

રફીકે જઇ પુછયુ નારને :
"કુવારી કે પરણી છે હકદારને"

---

૧. કુવાર યાને કુવારી.

આ ત્રીજી ઓરતને રફીકે સવાલ કરતા તેણીએ જવાબ દીધો

### ત્રીજી ઓરતે દીધેલો જવાબ

સુણુ ભાઇ ભોલા ભોલા જવાન, હું ધણી વિનાની નાર,
હુ નથી ધણી કોઇ માગતી, તેમા સુખ અપાર—૧
સુખ કુવારા ભોગવે, પરણી પર વશ થાય,
પર બધનમા જઈ પડે, પરણીને પસ્તાય—૨
સાર નથી સસારમા, પરણી જો રડાય,
મા-બાપો પરણી ગયાં, દિકરી કુવારી જાય—૩

### બુઝોર્ચમહેર નોશીરવાનની દરબારમા

અતે તેઓ અને જન એવી રીતે રાહમા જે કોઇ સામેથી પેહલ્લા મલતા, તેમની કણે ખુલાસો મેલવતા પાદશાહની દરબારવાલા મકાન આગલ જઇ પુગ્યા

સુણી લઇ ત્રણ નારના આ સુખન,
ખુશીથી ખીલી રહ્યુ તેનુ મન.
ઉભો જઇ નમી તે શાહની હજુર,
અપગ જોઇ આખો વિના કઇ કસુર
જોઇ તેની હાલત અતી નાતવાંન,
દુખી થાયો શેહરિયાર નોશીરવાંન
દુખી બહુ થયો જોઇ તેને અપગ,
નહિ જોઇ શકતો'તો દુનિયાનો રગ.

પુછી તેને તોજેસ કિધી વાર વાર,
જફા પાડી મે તારી ઉપર હજાર

### બુઝોર્ચમેહરે નોશીરવાંનને દીધેલી શીખામણ

"સુખન સાંભલી લે અજીજ શેહરિયાર,
જમાનો બડો છે નાપાયદાર
૧૩,૨૦૦
શાહોની શાહીનો ચમકે દમામ,
મગર તે છે તકલીફ બિલકુલ નકામ
જુઠી છે દુનિયા, દોરગો જમાના,
અરે દોસ્ત દાના, બનો ના દિવાંના -૧
કહા છે ફરીદુન, પેશદાદિયાન,
કિધુ જેણુ આરાસ્ત બેકલ ઇરાન
ગયા કાઉ કિયાનિઓ કુલ નેકજાદ,
જહાદાર કુએખુશરો, કુએકોબાદ
ગયા કુલ ધુરધર, ગયો કુલ શ્યાના,
અરે દોસ્ત શ્યાના, બનો ના દિવાના-૨
અએ માલીકે દીનો-વ-દોલતવાલા,
બનો કેમ જાહીલ વ ગફલતવાલા

એક રોજ ખતમ છે દુનિયાની હસ્તી,
ગણુ એકસાન હુ, બુલદી 'ને પસ્તી
થવુ એક રોજ છે મિનોઇમે રવાના,
અરે દોસ્ત દાના, બનો ના દિવાના-૩
અગર જોરે-રૂસ્તમ લઇને તુ ફરશે,
એક રોજ જમાનો તુને આવી ધરશે
અગર પાદશાહ તુ હશે જો ખલકનો,
જમાનાની આગલ છે તુ પલકનો.
રહી જાશે અરમાનો સહુ મનમાના,
અરે દોસ્ત શ્યાના, બનો ના દિવાના-૪
દિઠા છે નજરથી અકળમદ લાખો,
પગકમા ગયા છે ઉડી વની પાખો
અગર ચાહે 'રોશન' મિનોઇમે ઠરવા,
અદા કર ફરજ તુ પછી જા મરવા.

સમજ પાક દાદાર સિવા સહુ બિગાના,
અરે દોસ્ત શ્યાના, બનો ના દિવાના-૫

બુઝોર્ચમેહેરની દાનાઇથી ભરેલી જમાનાના દોરની હકિકત સાભલી, નોશીરવાન પોતે પોતાના મનમા ઘણોજ પશેમાન થવા લાગ્યો, અને બુઝોર્ચ મહેરની પાસે પોતાની ગેરઅદબકાઇ માટે ફરી ફરી દરગુજર ચાહી, તેને મોટો સરોપાવ આપી સતોશ આપ્યો.

ત્યાર પછી રૂમના કયેસરની પેલી મોહોર બંધ સંદુકની હકિકત પાદશાહ નોશીરવાને બુઝોર્ચમેહર આગલ જાહેર કરી, પોતાની દરબારના દાનાવ અને અકળમ દોની અકળ તે ભેદને પોહોચી વલવા જેટલી નથી, એમ કબુન કરી બુઝોર્ચમેહરની મદદ માટે તેને અરજ કીધી બુઝોર્ચમેહરે સઘની હકિકત ધ્યાનથી સાભળી જવાબ દીધો

સુણી કુલ હકિકત બુઝોર્ચમહેર,
કહ્યુ કે: "સદા તુ રહો ખુશચહેર
વજીરો'ને દાનેશ કુલ દસ્તુરાન,
સુણો અંનજુમન સંગ કુલ વિદવાંન.
રહો સરવે હાજર દરબારમા,
સુણો ભેદ ખોલુ હું પળ વારમા
અએ શાહ ચશમ મારી બેનુર છે,
મગર મારૂ રોશન દીલ પુર છે"
ખુશી બહુ થયો એમ સુણી શેહરિયાર,
ખિલી રૂખ રહ્યુ જાણે મોસમ બહાર
બુલાવી હાજર કિધી અંનજુમન,
ભરી એક દરબાર આલા બુલંદ
વજીર સંગ દાનેશમંદ વિદવાન,
હાજર થયા કુલ જરથોશ્તીયાન
કિધો એવો નોશીરવાને હુકમ
"બુલાવો રૂમી એલચી એકદમ
કહો લાવે સંદુક દરબારમા,
થશે ભેદ ખુલ્લો પળ વારમા"
રહી કુલ દરબાર ત્યા હલમલી,
હાજર થયો એલચી મહાબળી
નમન સાથ સંદુક હાજર કરી,
કહી તેણે કયેસરની સરતો ફરી

બુઝોર્ચમહેરે રૂમી સંદુકનો ભેદ જાહેર કીધો.

જબાં ખોલી બોલ્યો દાનેશ અપંગ;
"સદા શાહ કાયમ રહો તારો રંગ
શુકર તે ખુદાવંદના સદહજાર,
ખલક 'ને ફલકનો સરજનહાર.
જનાબે હું તેની અરજ એ કરૂ,
બનુ આજ દરબારમે સુરખરૂ.
હવે કહુ સાભલ ઓ રૂમી સવાર,
આ સંદુકમે મોતી છે તણ આબદાર
અગર હોય તણથી જો કંઇ વધુ,
તો બેશક હું ખોટું બોલ્યો બધુ
વધુ એમ જાહેર કરૂ એકરાર,
વિંધેલુ છે મોતી એક આરપાર.
બિજુ છે મોતી બેમુળ નંગ,
વીંધેલુ અરધુ છે તેનુ અંગ
તીજુ છે મોતી બહુ દીલ પસંદ,
વીંધેલુ બિલકુલ નથી તેનુ તંન
હવે ઓ રૂમી તારી સંદુક ખોલ,
કર તારો જાહેર ભરમ અનમોલ"

રૂમી એલચીએ નોશીરવાંનની દરબારમે સંદુક ખોલી ખાતરી કરવી.

રૂમીએ સંદુક ખુલ્લી કરી,
નજર તણ નંગપર સહુની પડી
તપાસી જોયા હતા આબદાર,
જોઇ હાલ હયરત રહ્યો શેહરિયાર.
લગાડી ગળે તે બગલગીર થયો,
પશેમાન થઇ તે દલગીર થયો.
કહ્યુ શેહરિયારે "ઓ બાવફા,
ગુજારી મે તુજપર નાહક જફા"
પરેશાન જોઇ એમ શાહ શેહરિયાર,
બુઝોર્ચમેહેરે જાહેર કિધો ઇસરાર
કહ્યુ તેણે 'મુર્ગે સિહા' દાસ્તાંન,
ગયો બાજુબંધ કેમ જંગલ મિયાન
"ખતા વન સજા તે કિધી નારવા,
કરી કયેદ મુજને કિધો રૂસવા
મુસિબતે આંખો થઇ ગઇ અપંગ,
ખિલાનુ બિછાંનુ થયો મુજ પલંગ.
એ ખેલ કિસ્મત વિના કંઇ કસુર,
નસિબમા લખેલુ જ બનશે જરૂર
કરે કોઇ તદબિર માનવ હજાર,
લખેલા ફરે નહિ કદી જીનહાર.
હવે થા ખુશી શાહ નોશીરવાન,
રહો તારૂ 'રોશન' તખ્તે કિયાંન."(12)

# શાહજાદો નુશાજાદ.[1]

## નોશીરવાંનની ખ્રીસ્તી રાણીનો દીકરો.



ઓરતજાતની સિફતમા.

નમસ્કાર કરૂ હુ તુને ચઅદાંન,
જનાબે તહારી ઉમ્મો બ દેગાન
છે હસ્તી 'ને નિસ્તીને તારી પનાહ,
તુથી છે રોશન ખુરશેદો-માહ
વસાવી ખલક તે કિધી ગુલજાર,
કિધી નાર પયેદા સસાર કાર.
અગર હોય નોકર, નફર, શેહરિયાર,
અગર હોય આબેદ, અકળ પુર બહાર
વિના અન વસ્તર ચાલે નહી,
વિના નાર નર સુખ ભાળે નહી
૧૩,૩૦૦
અગર નાર હોય જો ખરી નેકજાદ,
ખજાના કરતાબી છે તે જીયાદ.
અગર નાર હોય જો એવી બુલદ,
અને બાલ સરપર મિસાલે કમદ,
અગર હોય શરમાલ, અકળમદ પુરી,
પમરતા મુખથી વચન કસ્તુરી,
બનાવે તે ગુલજાર સસારને,
'રોશન' કરે કુલ અધકારને (1)

* * *

ખ્રિસતી ધરમ પાલનારી ઓરત
સાથ નોશીરવાંને કરેલા નેકા.

હતો શાહ બુલદ બખ્ત નોશીરવાંન,
હતી તેની મહાબુબ સુદર પેશાન
કદમા સરોવર કાતીલ નિગાહ,
અકળમદ ભારી દીદાર માહ
મસીહા મહજબની હતી ગુલબદન,[2]
હતી શેહનશાહને અતી મન પસદ.
જણ્યો હતો એક દીકરો દલેર,
દીપતો મિસાલે ખુરશેદ ચહેર
નામે મુબારક હતો નુશજાદ,
લડી લાડ મોટો થયો વિખીયાત
મગર દીલ માદર ધરમ પર હતુ,
પેદર પર મન તેનુ કમતર હતુ
નહિ ઝન્દ અવસ્તા ઉપર લાગુ દીલ,
કરતો તે દીને મસીહા દલીલ
દિધો તેણે છોડી ધરમ બાપનો,
પડયો ડાઘ દીલપર ઇસુ છાપનો
જોઇ હાલ તગદીલ થયો શેહરિયાર,
દુખી થાઇ દીલમા થયો ખારજાર
તજી દઇ ધરમ દીન જરથોશતી,
બની બેશરમ તે થયો ખ્રીસ્તી
પસદ કીધો તેણે ખ્રીસ્તી મજહબ,
ખલકત નજરમા થયો બેઅદબ
કબુધ્ધી ઘુમી સર, જુદદીન થયો,
જઇ પર ધરમને આધીન થયો
કદર નહી કરી બાપના માનની,
અલક કીધી ઝાખી નોશીરવાનની

૧ આ દાસ્તાનનુ કિર્તન પેહલવહેલુ મુબઇમા બે૦ જી૦ ઇન્સ્ટીટયુટવાલા હૉલમાં, મુબઇની જશન કમીટી માટે તા ૨૧ મી માર્ચ ઇ૦ સ૦ ૧૯૨૨ અને જમશેદી નૌરોજની સાંજના રજુ કીધુ હતું

૨ કહે છે, કે સુરોન અથવા દુરાના કિલ્લામાંથી નોશીરવાને પકડેલા ખ્રીસ્તી બંધવાઓમા કેપેડોશીયાના રૂમી હાકમ જૉનની કુમારીકા 'યુફેમિયા' પણ હતી, જેણી સાથે પાદશાહ નોશીરવાને શાદી કરી હતી. એ બાનુને પેટે અવતરેલા બેટા નુશજાદને રૂમીઓ અનોતોજીદને નામે ઓલખાવી ગયા છે. ( સાસાની શાહનામુ )

## ઇસાહી ધરમ પાલનારી નોશીરવાંનની બાંનુ-યુફેમીયા-ની મોહબતમા દીનનો રેવાજ છોડી નોશીરવાંને નેકા કરવા.

એવુ કેહ છે કે રૂમની અતરાફમા આવેલા એક મુલક ઉપર નોશીરવાંને ચહડાઇ કરી તે મુલક જીતી લીધો, ત્યારે ત્યાના હાકમની યુફેમીયા નામની એક ઘણીજ ખુબસુરત દીકરી હતી, તેની સાથ નોશીરવાને શાદી કીધી. એ શાદી કરવા આગમચ ઇરાની પાદશાહોમા ચાલતા આવેલા રેવાજ પ્રમાણે, નોશીરવાને પોતાના દસ્તુરોને ફરમાવ્યુ કે, યુફેમીયાને જરથોસ્તી ધર્મની તરીકતની તાલીમ આપવી, કે જેથી તેની ઓલાદ અને વંશ વેળાનો એતેકાદ જરથોસ્તી ધર્મ ઉપર રેહી શકે. પણ યુફેમીયાનુ દીલ ઇસુ ધર્મ ઉપર ચુસ્ત હોવાને લીધે, તેણીએ નોશીરવાનને સમજાવ્યુ, કે હુ તારી રાણી છુ, પણ મને મારો ધર્મ પાળવા દેવો, અને તુએ તારા ધર્મને વળગી રેહવુ. નોશીરવાન તે બાનુને ઘણોજ ચાહતો હોવાથી, તેણે તેણીને દલગીર કરવા ચાહ્યુ નહી, અને યુફેમીયાને પોતાની રાણી બનાવી, તેણીને તેનો ખ્રીસ્તી ધરમ પાળવા દીધો.

એ ખ્રીસ્તી બાંનુને પેટે એક બેટાનો જન્મ થયો તે દીકરો ઘણોજ ખુબસુરત અને દેખાવડો હતો પાદશાહ નોશીરવાને એ દીકરાનુ નામ નુશજાદ રાખ્યુ.

## જરથોસ્તી ધર્મ ક્રિયામાથી પોતાની ખ્રીસ્તી બાંનુને પસાર કીધા વગર નોશીરવાંને તેણી સાથ લગન કીધા.

એ દીકરો જ્યારે મોટો થયો, ત્યારે તે પોતાની માતાના લાડમાં ઉછરવા, અને તેની સાથે અને પાસેજ રેહવા લાગ્યો માતાની સંગતમા તે રેહતો હોવાથી, અને તેની માતાએ બચપણથીજ તેના મગજ ઉપર ઇસુના ધર્મનો છાપ બેસાડી દીધેલો હોવાથી, આ જરથોસ્તી બાપના દીકરાનુ દીલ બચપણથીજ ઇસુના ધર્મ ઉપર લાગ્યુ હતુ જરથોસ્તી ધર્મનુ શીક્ષણ તેને આપવાની તેના બાપ નોશીરવાને કરેલી સઘલી કોશેસો ફોકટ ગઈ હતી.

એક મોટી લડાઇ ફત્તેહ કરી નોશીરવાંન જ્યારે પોતાના રાજધાની શેહર તરફ પાછો ફરયો, ત્યારે દસ્તુરો અને મોબેદોથી તેને એવી ખબર મળી, કે શાહજાદો નુશજાદ શેહરમા ઘણાક જરથોસ્તીઓને ઇસુ ક્રાઇસ્ટના ધર્મના ફતવા બેધડક આપતો ફરે છે આ ખબર સાભલી, નોશીરવાન ઘણોજ દલગીર થયો, અને ત્યારેજ તેણે જાણ્યું, કે જરથોસ્તી ધમમા યુફેમીયાને લીધા વગર, અને ધર્મનુ શીક્ષણ આપ્યા વગર તેણી સાથ કરેલા લગનનુ આ દુખદાયક પરીણામ હતુ

## આગલા વખતમાં જુદ્દીન લગન માટેનો રેવાજ

કેહ છે, કે આગલા વખતમાં ઇરાનીઓ પારકી દીનની ઓરતો સાથ જ્યારેબી પરણતા હતા, ત્યારે તેઓ જરથોસ્તી ધર્મના ફરમાનને માન આપી, તે ઓરતને જરથોસ્તી દીનમા દાખલ કરવા આગમચ, બરસનુમની ક્રિયામાથી પસાર કરાવતા હતા.

પણ આ ખ્રીસ્તી ઓરતની ખુબસુરતી ઉપર મોહી પડેલા નોશીરવાંને, એ બાબદ કરેલી ગફલતી માટે હવે તે પસ્તાવા લાગ્યો, અને આયંદે એ પરીણામ આવ્યુ, કે તેના દીકરા નુશજાદે ખ્રીસ્તી ધર્મ અખત્યાર કીધો નોશીરવાંને તુરતજ નુશજાદને પોતાની પાસે બુલાવી પુછપરછ ચલાવી. (2) નુશજાદે પોતાના બાપની ખફગીની

પરવા કીધા વિના ખ્રીસ્તી ધર્મની બાબદમા તે પોતાના આચાર વિચારો જયારે જણાવવા લાગ્યો ત્યારે નોશીરવાને ગુસ્સે થઇ કહ્યુ

### નોશીરવાને નુશજાદને શ્રાપ દઈ, તેને કયેદ કરવા ફરમાવવુ.

પુકારી બોલ્યો "ઓ બદગોહર,
રહ્યો કેમ દોજખથી તુ બેખબર
પેદરને તજી મુખ મોડી ગયો,
જમાનાની પયવદ તોડી ગયો
જનીતાએ તારી કિધુ એવુ કામ,
તુ એ મારી ઓલાદ કિધી બદનામ
સુખી ના થતો ગેતીમા દમભર,
થજો તારી જીદગી જીરોજબર"

*  *  *

દુખી તે થયો જોઇ કપુતની ચલન,
જીગર થાયુ જખમી, જુદઇની અગન
પકડી નજર કયેદ કિધો એકદમ,
રવાના કિયો 'શાહપુર ગર્દ' ગમ

### પોતાનો ધર્મ તજી પરધર્મ અખત્યાર કરનારને નોશીરવાંનના શ્રાપ.

"અરે આસમા છે અજબ તારો રગ,
કિધો શાહી સસાર તુએ બતગ
મરો નાર કમજાત કુલ્લે કુચ્છદ,
કરે ખ્વાર ખાવિદોના ગુલશન.
મરો કુલ દુખ્તર કુચ્છદી તમામ,
ડુબાવે જે કુલનુ પેદર સગ નામ.
મરો કુલ કપુતો, મરો કુલ નાર,
કરે બાપીકો જે ધરમ બહિશ્કાર"
કપુતના જખમથી થયો ગમખાર,
દુખી થાયો દીલમા શાહ શેહરિયાર
ચહડયો ગમ દમમા, દિસે સહુ ઉજાર,
સુનુ લાગે ગુલશન, મહેલ જરનીગાર

### લડાઇની જેહમતને લીધે નોશીરવાંનનુ બીમાર પડવું,અને તેના દુશ્મનોએ તેના મોતની ફેલાવેલી ખોટી ખબર

એક મોટી લડાઇની જજાન અને જેહમત પછી નોશીરવાન જ્યારે પોતાના રાજધાની શેહર તરફ પાછો ફરયો, ત્યારે તેને ચહડેલી થાકને લીધે, તેની તબીયતમા સેહજ બિગાડો થયો, અને તે સબબને લીધે, રાજકારોબારનુ તેમજ દરબાર બુલાવવાનુ કામ, નોશીરવાનને તહકુબ રાખવાની ફરજ પડી આ તેની બિમારીનુ એક બીજુ બી કારણ હતુ. અને તે એ કે, તેના દીકરા નુશજાદને ખ્રીસ્તી ધર્મ તરફ ઢળી ગયેલો જોઇ, તેના મન ઉપર ઘણીજ ગમભરી રજીદગી લાગુ પડી હતી

ચહડી થાક રજની કાયેર થઇ,
બિમારી શાહની જાહેર થઇ
કપુતની ચલનથી દુખી બહુ થયો,
જીગરમા તેના ગમ બહુ રહ્યો.
દુખી થાઇ રઇયત સુણી ખબર,
મુલાકાત વન સહુ થયા બેસબર
ઉડાવી ખોટી ખબર ગુલબાન,
ગુજર પામિયો શાહ નોશીરવાન
જઇ કોઇએ એમ કહ્યુ નુશજાદ,
"હવે પામિયો તુ બાદે-મુરાદ
ગુજર પામિયો છે નોશીરવાન,
થયુ તેનુ ખાલી તખ્તે કિયાન
મુકી તખ્ત 'ને તાજ ખાલી ગયો,
નથી મુલ્કનો કોઇ વાલી રહ્યો"

### નોશીરવાંનના મરણની ખોટી ખબરને ખરી માની નુશજાદનુ ખુશી થવુ

થોડાક નોશીરવાનના દુશમનો તેની બિમારીનો લાભ લેવાને ભુલ્યા નહી. બાપ અને બેટા વચ્ચે ચાલી રેહલા મીનાકેસાને લીધે, તેઓએ પેહલા તો એવી બુમ ફેલાવી,

કે નોશીરવાન ગુજર પામ્યો છે, અને ત્યાર પછી નુશજાદને તે ખબર શાહપુરગર્દમા પુગાડી, કે પાદશાહ નોશીરવાંન ગુજર પામ્યો છે, અને ઇરાનનુ તખત ખાલી પડયુ છે. નુશજાદ આ ખોટી ખબરથી જેટલો અજબ થયો, તેટલોજ તે ખુશી થયો, કેમકે હવે તેને પુછનાર, રોકનાર કે ટોકનાર તેનો વાલી કોઇ નહિ હતો. પોતાના બાપના ગુજરવાની ખબર તેણે ખરી માની લીધી, અને કેવી રીતે હવે તેણે કામ લેવુ, તેનો વિચાર કરવા લાગ્યો

ખબર આ સુણી ખુશ થયો નુશજાદ,
કજા થઇ પેદરની મુબારકબાદ
ખુશી થઇ બોલ્યો: "મુવો તો ભલે,
રખે સુખ તેને મિનોઇમે મળે"
કહ્યા છે કોઇ પીરમર્દે સુખન
"અગર છે ખુશી તુ સુણી મુજ મરણુ.
જગતમા શુ રેહશે તુ કાયમ ઠરી,
તુ સભાલ કોઇ દિન જતો ના મરી
ખબર શુ નથી તુને ઓ ખાકજાદ,
જગતમા તારી નથી કઇ બિસાદ
થયા છે ફના લાખ નવજોબના,
એક દિન તુબી છે આખર ફના
તુએ ખાકમાથી લિધોછે જનમ,
મરનથી મળે ખાકમા એકદમ
પેદરની કજા પર ખુશી જે બને,
રખે કોઇ કપુત એવો જન્તી જને
કદી બીજ કડવુ ન પકડે મિઠાસ,
મુકો મન મીસરી અગર બાર માસ "(3)

નુશજાદે બલવો ઉઠાવવો.

હવે સાભલો તમ બયાં નુશજાદ,
સૂણો ધ્યાનથી હમદીનો નેકજાદ
પહડી ફીરદોસી રચ્યા બેત છે,
પહડે હમદીનો એજ ઉમેદ છે
નથી રાખી દીલમા ઉમેદ કઇ કસી,
કે જરદાર થાઉ કલમને કસી
નિમા-શામ થઇ છે નજર સામને,
અધુરૂ રખાવે રખે કાંમને
અરમાન ચાહુ કરીને સલામ,
કુથે આ કવેતો સહુ ઠામ ઠામ
ઉમેદ એવી 'રોશન' કરે ખાકસાર,
પહડે આ નઝમને સહુ નર નાર.

* * *

કવી એક ઇરાંની હતો આશકાર,
કહિ એમ ગયો છે, સુખન યાદગાર.
અગર હોય કોઇ દુશ્મને શેહરિયાર,
કરે શાહી સત્તાનો જો બહિશ્કાર.
તો દુનિયાદે ઇનસાંન્નો તે નથી,
સમજ કે છે દુનિયાદ હેરેમનથી.
કિધુ નુશજાદે જાહોલ કાંમ,
મગર આવ્યો અજામ બુરો તમામ
કિધા તેણે ખુલ્લાં જીનદાન બાર,
જમા કીધુ લશ્કર અતી બીશિયાર
ગીરફતાર જે કોઇ હતા બદિવાન,
કરી બદ છુટા, દિધુ જીવદાંન
હતા જે કોઇ દુશ્મને શેહરિયાર,
પડયા વેર લેવા એકદમ બહાર.
કિધા કુલ જમા ખ્રીસ્તી પેહલવાન,
લિધા તેગઝન, 'શમશીરગર જવાંન
કિધી તેની માતાએ છુપી મદદ,
પિસર સુખ ખાતર કીધો કસદ
ખજાનો હતો માતના હાથમા,
પિસર કાજ હતો નહિ બીસાદમા.
રવાના કિધો તે પિસરને થકી,
ખુદાને ખબર શુ દીલમા વકી.
જમા કુલ લશ્કર કિધુ તીસ હજાર,
પડી જગ, લડવા થયા તાબેદાર.
પડયો જગે, લઇ સગ પિસર નુશજાદ,
ફિસાદો મચાવી થયો દિલશાદ
લિધા લુટી કઇ એક મુલક દિલપઝીર,
ફત્તેહથી ફુલી ગયો સુરવીર.

લખાવટ કિધી તેણુ કયેસર ઉપરઃ
"જલ્દ આવી ઇરાંન હવે સર તુ કર
નથી શાહ ઇરાન જીવતો રહ્યો,
ફરી કયેદ પીસર ગુજરી ગયો
બુરૂ બખ્ત મારૂ થયુ છે બુલંદ,
ખિલીયુ છે મારી ઉમેદનુ ચમન
અગર આવે લશ્કર લઇ તુ ઇરાંન,
પામાલ કરશુ મુલ્કે કિયાન
ફરી કુલ જરથોસ્તીઓને જએહ,
સલગાવી દઇશુ આતશ કદેહ."

## મદાયનના હાકમ રામબુરજીને નુશજાદના બલવાની ખબર નોશીરવાંન ઉપર રવાના કરવી.

એવી રીતે રૂમના કયેસર ઉપર નુશજાદે એક રૂક્કો લખી જણાવ્યુ કે "મસીહાનો ધર્મ ઇરાનમા ફેલાવવાનો હવે વખત હાથ આવ્યો છે, કેમકે મારો બાપ, ઇરાનનો પાદશાહ નોશીરવાન બિમારી ભોગવી ગુજર પામ્યો છે, અને મારૂ નસીબ હવે ચમકવા લાગ્યુ છે"

શાહપુરગર્દના બદીખાનામા બદ મચાવી નુશજાદ છુટો થયો છે, અને એક મોટું ત્રીસ હજાર સિપાહેનુ લશ્કર એકઠુ કરી તેણે બળવો જગાડયો છે, એવી ખબર શાહપુરગર્દના એક મર્ઝબાને તુરતજ મદાયનના હાકમ રામબુરજીન ઉપર રવાના કીધી રામબુરજીનને એ ખબર પડતાજ તેણે એક કાસદ મારફતે, એ વિગત પાદશાહ નોશીરવાન ઉપર તાકીદે લખી રવાના કીધી

આ દુખભરી ખબરના સમાચાર નોશીરવાને જયારે જાણ્યા, ત્યારે તે ઘણોજ દલગીર થયો.

### નોશીરવાંને પોતાના દીકરાને જીવતો પકડવાનુ ફરમાન મોકલવુ.

મદાયનમા જઇ પુગી ખબર,
કે ચઢીયો છે ખુન પર શાહનો પિસર.
મદાયન હાકમ અને મર્ઝબાંન,
દલગીર થયા સાભલી એ બયાન
ખબર કીધી શાહને લખી કુલ હાલ
"કિધા છે કઇક મુલકો પાયમાલ
જગાડીને બલવો કરે છે અમલ,
ચાલી રહ્યો છે ચોમેર વમલ.
લહુથી થઇ છે જમીન રગ લાલ
થયો મામલો છે મુશ્કીલ હાલ."

* * *

મદાયનના હાકમ રામબુરજીન તરફથી આવેલી આ દુખભરી ખબર વાચી નોશીરવાન ઘણોજ દલગીર થયો. નુશજાદ બદીખાંનુ તોડી બહાર નિકલ્યો, અને બીજા બદીવાંનોને છુટા કરી, પોતાની પનાહ હેઠલ તેણે ત્રીસ હજાર આદમીનુ લશ્કર જમાવ્યું છે, એ ખબરથી તે ઘણોજ ગુસ્સે થયો

ગુસ્સે થયો શાહ સુણી હાલને,
દુખી થાયો પુતની જોઇ ચાલને
ભરી ઝોટ ગમનો, ધરી દીલ દર્દ,
પૂકારી ગજબથી ભરી હાય સર્દ.
લખાવી લખાવટ અકળથી ભરી,
રખે જાય જાહેલ દીકરો મરી.
"કિધુ નુશજાદે કારે જબુન,
ડરૂ છુ રખે કોઇ કરે એનું ખુન.

નથી મુજ કજાની મને કઇ ફિકર,
ભલો કે બુરો એ મગર છે પેસર.
મળી તે ગયો છે બુરાઓની સાથ,
બુરી જેની ખાએશ, બુરી બુનિયાદ
લડી લાડ લાખો એ મોટો થયો,
થયો જ્યારે મોટો એ ખોટો થયો
એ ઉધરીને જ્યારે થયો હુશિયાર,
પેદરની બુઝોર્ગી કિધી ખારજાર.
અગર મારો ચઝદા થશે દસ્તગીર,
થશે જેર જગે એ વિકરાલ વીર.
પેદરના ધરમથી જે કોઇ ફરે,
કદિબી મિનોઇમે નહિ ઠીર ઠરે

તજી રાસ્તી તે થયો કમ અકળ,
રખે કદુવાથી બને એ કતલ "(4)

## નોશીરવાંનનો પોતાના દીકરા ઉપર પ્યાર તેમજ ધીક્કાર.

એક બુરી ચાલના દીકરાની વર્તનુકને લીધે, નોશીરવાનની હાલત સુડી વચે સુપારી જેવી થઇ પડી નોશીરવાનનું પોતાના દીકરા ઉપર ઘણુજ વાહલ હતું, અને રખે આ બલવાની હીલચાલ દરમીયાન તેનો જીવ જાય, તેની તેને મોટી ફીકર પડી તેનો બલવો દાબી દેવા, નોશીરવાન જેટલો ખતી હતો, તેટલોજ તે નુશજાદનો જીવ બચાવવા ખતી હતો આ બલવો મોટા વિસ્તારમા ફેલાયલો નોશીરવાંનને લાગ્યો, કેમકે નુશજાદે અત્યાર આગમચ કેટલાક ગામોને જેર કરી જીતી પણ લીધા હતાં નોશીરવાંન આ બલવાને હુકમાજ દાબી દેવા ખંતી થયો, પણ એ બલવાને દાબી દેવા માટે જે કાઇ લડત ચલાવવી પડે, તેમાં નુશજાદના જાનને જરાબી નુકસાન થાય, તે જોવા કે સાભલવા તે રાજી નહી હતો એવી મતલબનો એક પયગામ તેણે મદાયનના હાકમ રામબુરજીન ઉપર નીચે પ્રમાણે લખાવી રવાના કીધો:

"ધરી ધીર લશ્કર જમા જલ્દ કર,
લડી તેની સાથે જીવતો પકડ
સભાલી લડજે પિસર સબ ચાર,
કદી મારતો ના મરણતોલ માર
કરે જો અજલને એ જગે પસદ,
તમાહ એને કરશે ચશ્મેબલદ.
સુખન 'મહેરનુશ'ના છે યાદગાર,
દાનેશ હતો જે અતી હુશિયાર
કદી જીવતો ના પિસર બેકદર,
ખુશી થાય જે બાપના મોત પર
લડી જો કરે કયેદ તુ નુશજાદ,
કદી બોલતો ના સુખન કમ-જીયાદ
લડી સાથ તેની ન કરતો જખમ,
રખે થાય જીદગી જખમથી ખતમ.
પકડી પિસર જો ઠરે બદિવાંન
નજર કયેદ કરજે મેહેલ દરમિયાંન.
રખે બદિખાને રિબે એ જીગર,
સુખી રાખવામા ન કરતો કસર.
ખુશી રાખજે કયેદમા તુ સદા,
ફરેજ મુજ ખાતર કરજે અદા
થયા એવડા હોય જે ઇરાંનિયાંન,
કંમરમાથી કાપી કરજે બેજાન
બદખ્વા દેશ, બદજાદ, એ બદલગાંમ,
બનીને ફિતુરી કરે એવુ કાંમ.
ખરો દેશ દુશ્મન તે છે બુરો,
ભમાવી રઇયત કરે તે ચુરો.
કરે રાજ સત્તાનો તે અહિશ્કાર,
સદા ઠાર તેનો દોજખ ગાર
૧૩,૫૭૦

કરી મોહોર રવાના કિધુ ખતને,
થયો શાહ આધીન સરજતને

આ રૂક્કા ઉપર પાદશાહ નોશીરવાને પોતાની મોહોર કરી, તુરત એક વિશ્વાસુ કાસદ પાસે તે મદાયનના હાકમર રામણુજીન ઉપર રવાંના કરી, પોતે પોતાની અરજતને આધીન થયો.

**ઇરાંની લશ્કર કુચ કરતું આવે છે, એવી ખબર નુશજાદને મલવી**

નોશીરવાંનનો પયગામ તેના વિશ્વાસુ કાસદે બનતી ઝડપે મદાયન જઇ, હાકમ રામણુરજીનને પોહોચાડયો. રામણુરજીને તુરતજ એક મોટુ લશ્કર ભેગુ કીધુ, અને તે લશ્કર લેઇ નુશજાદની સામે થવા તે મદાયનથી નિકલ્યો.

એક મોટુ ઇરાની લશ્કર કુચ કરતુ મદાયનથી આવે છે, એવી ખબર નુશજાદને મલતાજ, તેણે પોતાના ખ્રિસ્તી લશ્કરને એકઠા થવાનો એકદમ હુકમ કીધો. તુરતજ સઘલા ખ્રિસ્તીઓ હથિયાર સજી બાહાર પડયા, અને મદાયન શેહરની બાહાર આવેલાં મોટા મયદાનમા બને લશ્કર એક બીજાની સામે છાવણી નાખી પડયા, અને એક બીજાંના લોહી રેડવા તલપી રહ્યા. શાહજાદો નુશજાદ રૂમી કોલાહ પોતાના માથા ઉપર પેહડી, બખતરમા સજ્જ થઇ, લશ્કરની કલબગાહમા આવી ઉભો.

**ઇરાંની સિપાહસાલાર ફીરૂજે મયદાંનમા જઇ નુશજાદને સમજાવવો**

ઇરાંની લશ્કરનો સિપાહસાલાર ફીરૂજ નામનો એક બાહોશ બુજર્ગ ઇરાંની પેહલવાંન હતો. તે દુરથી નુશજાદને રૂમી કોલાહમા સજ્જ થાયેલો જોઇ, લડાઇના મયદાનમા ગયો, અને નુશજાદને મળી ધીરેથી તેને સમજાવવા લાગ્યો.

ધીરેથી બોલ્યો ફીરૂજ પીર
"અએ શાહજાદા સાભલ હલીર
અદબ નહિ પેદરની જરા તુ કરે,
અજા મથીબી નહિ તુ ડરે
ગયુ દીલ ફરી દીને જરથોશ્તી,
પેદરની ભુલી કેમ ગયો હસ્તી
તજી રાહે હુશગ, તહેમુરસી,
જરા ખ્યાલ કર તુ અકળે કસી
કિનો દીલ ધરી તુ પેદર સગ લડે,
જરા દીલ કોફે-ખુદા નહિ કરે
પેદરનો તુ વારેસ કજા બાદ છે,
હજી તો શાહ તારો હયાત છે.
કરે બાપ સાથે લડી સરકસી,
નથી તુને ફીકર ખુદાની કસ્સી
તજી કોફ કર યાદ ગફ્ફારની,
છે ખાક જીદગી દિન ચારની

પડી જાળ તુજ પર શયતાનની,
નસીબ છે નોબત પશેમાનની.
કસમ પર કહુ રાસ્ત ઓ શેહરિયાર,
તુજ સમ નથી જોયો નકસો-નિગાર
અજબ તારી સજધજ, ગર્દન રૂબાબ,
અજબ તારી છાતી,'ને પગમા રિકાબ
કરૂં શુ હુ તારીફ ગુરજ ખ્યાનની,
નકળ છે બેશક નોશીરવાનની
પિસર થઇ પિદરનો થયો દુશ્મન,
મગર અતે પસ્તાઇ થાશે શરણુ
સમજ મુજ સુખનમે છે બેહતરી,
કરે જો તુ અમલ, મિટે દલદરી.
કરે કા પિદરને રજુર તુ,
કર કોફ દીલથી હવે દુર તુ.
આ ગુરજ 'ને કોહલા મૂકી બાજુ પર.
નિચે જલ્દ ઘોડા ઉપરથી ઉતર

તૂને લેઇ જાઉ પેદરની હજુર,
કરાંઉ તુને માફ તારી કસુર (5)"

નુશજાદે ફીરૂજને તુમાખી ભરેલો
જવાબ દેવો.

તુમાખી બની બોલ્યો નુશજાદ:
"અરે ઓ બુઢા બકે કેવી વાત

મને હીન તહારી મ જાુર નથી,
દિયે શીખ મને તારી મકદુર નથી.
હેમાકાત ભરી તુ કરે છે દલીલ,
બને કેમ ઇસુથી બેદીલ દીલ.
કજાથી કહીબી હુ ડરતો નથી,
ડરીને કદમ જ ગ ધરતો નથી."(6)

## સિપાહસાલાર ફીરૂજે નુશજાદને ફરીથી મનાવવો

પાદશાહ નોશીરવાનનુ ફરમાન એવુ હતુ, કે કોઇબી રીતે એક મોટી લડાઇ થતી અટકે, અને તે લડાઇમા નુશજાદના જીવને કાઇબી નુકશાન નહી થાય, માટે બનતા સુધી તે અધર્મી છોકરાને સમજાવી લેવો. આ ફરમાન પ્રમાણે નુશજાદની જાહેલી અને હેમાકત ભરી દલીલો છતા ફીરૂજે લડાઇ શરૂ થાય, તે આગમચ નુશજાદને એકવાર વધુ સમજાવવાની તજવિજ કીધી.

કાયમ રહેશે આ જગે, સખીઓની ખયરાત,
અધર્મિ અતે ખાક છે, લઈ જાશે ખાલી હાથ.—૧
કહા ગયો કિયાંની રૂસ્તમ, કએ ખુશરૂ, કએ કોબાદ,
રહ્યો રૂઇનતનબી નહી, જે લડયો ધર્મની જીહાદ.—૨.

## નુશજાદે મદાયનના મયદાનમાં નોશીરવાંનના લશ્કર સામે જ ગ જાહેર કીધુ.

ફીરૂજની આવી મનાવટ છતા નુશજાદ જરાબી સમજ્યો નહી, અને ફીરૂજને જવાબ દીધો

કહે કયુ ગુલઝાર છે, જેની ખીજા થાતી નથી,
કઇ કળી ગુલ બહાર છે, ખીલીને મુરઝાતી નથી—૩.
મારૂ કહ્યુ માની લઇ, ભજે 'ઇસુ' ઇર્શાન,
અપરાધ માફ સરવે થશે, એ જાણો બેગુમાંન—૪.
'ઇસુ'નુ સુમરન કરી, શરૂ કરશ આ જંગ,
નાશ કરશ ઇરાંનનો, એ જો જો નિશ્ચય રંગ.—૫.(7)

એ સઘલી મનાવટ અને શીખામણો છતા નુશજાદ કાઇ સમજયો નહી, અને લડાઈ જાહેર કરી, એક સખત જગ કરવાનીજ વાતો, તે ફીરૂજ સાથ કરવા લાગો। ફીરૂજ તેની બદજબાંની છતા સમજાુતી કરવા ઘણોજ ખતી હતો, અને જેમ જેમ તે ઇરાની પેહલવાન મનાવવાની વાતો કરતો, તેમ તેમ નુશજાદ તેને બેઅંદાજ બદજબાંન કરવા લાગ્યો છતા તે બુર્જોર્ગ પેહલવાંને, એકબી વાંકો શબ્દ કહી નુશજાદને અપમાન કીધુ નહી અતે નુશજાદે ફીરૂજ સાથ વધારે વાત લબાવવા ના પાડી, અને ઇરાની લશ્કર ઉપર તેણે એકદમ હુમલો કીધો

પુકારી ધસ્યો ઇરાનીઓ પર,
કિધુ તેણે લશ્કર જીરોજબર

થયો મસ્ત ખુની વીર વિકરાલ,
જમીન સઈ કીધી લહુથી લાલ.

ગજબથી થયો રામણુરજીન તંગ,
પૂકારી બોલ્યો, પીલતન પિલંગઃ
"ધરી જોમ લડો ઓ ઇરાની દલીર,
કરો જંગ તીરથી મૂકી સમશીર"

તુશજાદે ઇરાનીઓ ઉપર તુટી પડી સમશીર વડે ચોતરફથી ખુખાર કતલ ચલાવવા માંડી, અને રૂમી લશ્કર પણ જોશમા આવી લડવા લાગ્યું ઇરાનીઓ એ લડાઇમા સખત પ્રકારની શિકસ્ત ખાવા લાગ્યા, અને ઘણાકો લડાઇના મેદાનમાં તુશજાદના લશ્કરના ભોગ થઇ પડયા આવો ખુવારી ભરેલો મામલો જોઈ, મદાયનના હાકમ રામણુરજીને પુકાર કરી પોતાના લશ્કરને તીરની લડાઇ શરૂ કરવાનો હુકમ કીધો

આ હુકમ જાહેર થતાજ ઇરાનીઓએ તીરોનો વરસાદ તુશજાદના લશ્કર ઉપર શરૂ કીધો

**રામણુરજીનના હુકમથી ઇરાંનીઓએ તીરની લડાઇ ચલાવવી**

હુકમની ઘડી થઇ સરપર સવાર,
છુટા ચોતરફથી તીર ધારદાર
હવા થાઇ અબનુસ, ધ્રુજી જમીન,
કજા થાઇ ગાફેલ, બની ગમગીન
ગજબ થાયો ભારી, જખમી બરાડ
મુવા તરફડી કંઇ સિપાહો હજાર,
કોઇ હિચા પડે 'ને કોઇ ત્યાં મરે,
જતો જીવ કોઇનો ધ્રુજી તરફડે

**તુશજાદનુ તીરથી વિંધાઇ જવુ.**

એકાએક મયદાને ઉઠયો પુકાર,
જખમી થયો તીરથી શેહરિયાર
છુટી તીર લાગો છાતી ભિત્તર,
પટકાઇ પડીયો જમીનની ઉપર
જખમની જલન 'ને લહુની ધાર,
થયો ઝર્દ ચહેરો, નજર અંધકાર
કદમ રાખી રીકાબ, ફેરવી લગામ,
ગયો રૂમી લશ્કરમાં નેકનામ
જમીન પર પડી બોલિયો તે રડીઃ
"પીરૂજની શિખામણ પડી છે ખરી"
કહ્યુ રૂમીઓને રડી જાર જારઃ
'પેદર સાંમે થઇને થયો ખારજાર"
થયુ બખ્ત મારૂ ખતમ જંગમા,
હવે જાઉ છુ હુ કજા સંગમા
લડી તારી સામે પેદર નામેવર,
ગુનહાગાર તારો થયો છે પિસર (8)

**તુશજાદે પોતાની માતાને મરતી વખતે કેહવડાવેલો સંદેસો**

શાહજાદા તુશજાદની છાતીમા જંગના મયદાનમા અચમુચ તીર લાગ્યો છે, એ ખબર પળવારમા રૂમી તેમજ ઇરાની લશકરના મયદાનમા ફેલાઇ ગઇ. રૂમીઓ તેમજ ઇરાનીઓ એ દુખભરી ખબરથી ઘણા દલગીર થયા, જો કે તુશજાદે ઇરાનીઓના ઘણાક કિમતી જાન એ જંગમા વિના કારણે લીધા હતા તુશજાદના જખમી થવાની ખબર સાભલતાજ, રૂમી પાદરીઓ તુરતજ તેની આગલ આવી તેને હિંમત અને દિલાસાના સખુનો કેહવા લાગ્યા, પણ તુશજાદ પોતાને થયલા જખમની હાલત બરોબર સમજતો હોવાથી તે રડીને બોલ્યો

હાજર હતો ત્યા રૂમી પાદરી,
રડી તુશજાદે કહ્યુ કરગરી
"મેહરબાન સાભલ ઓ ગમગોસાર,
થયો છુ મુજ હાથ અતે ખુવાર
હવે વાત સાંભલ કહુ મારી ખાસ,
ખબર મારી મોકલ મુજ માત પાસ.
હવે પુત તારો ગયો છે મરી,
ખતમ થઇ તેની વિપત દરબદરી

સૂણી મોત દુખી ના તુ થતી,
ગેતીમા જીંદગીની એ છે ગતી
અગર બખ્ત મારૂ રોશન હતે,
બુરો હાલ જગે ન મારો થતે
નથી કોઇ જનમતુ જગે મોત વન,
મરે છે આખર સહુ એક દન
૧૩,૬૦૦
કજાનો જરાબી મને ગમ નથી,
મગર થાયો રંજુર પેદરથી અતી
મને છે 'ઇસુ' ધરમ પર યકીન,
મને કોઇ કરે નહી દખ્મે નશીન
નથી સાજ જોઇતો, નહિ તખ્ત-તાજ,
ન કરતાં કપુર કે અબીર ધુપ કાજ
મગર રસ્મે-ઇસુ ફકત એક કબર-
મા સુકજે મને કે પડુ નિન્દ ભર
મને ના હેતી સિવા એક કફન,
કબરમા કફન દેઇ કરજે દફન"

* * *

"જનમ લેઇ મરવુ એ દસ્તુર છે,
હુકમ દાદગરનો એ મંજુર છે
ના રડતી કબર જોઇ મારી ઉપર,
દફન બાદ ભુલતી ના તુ પિસર
બર લાવજે મારી એક આસને,
જુવે માત મારી મુજ લાસને
કરે મારી ઉપર છેલ્લી નજર,
બાદજ બનાવે મહારી કબર"(9)

નુશજાદનુ મરણ.

સુખન બોલી એવા કિધા હોઠ બંધ,
ગુજર પામિયો થઇ કજાને શરણ.
પડી રામબુરજીનને એ ખબર,
શાહજાદો જગે પામ્યો ગુજર
દોડયો કુટી રામબુરજીન સર,
ઉભો જઇ આગલ કરતો નજર
કુટી સર રડયો મિસલ એક નાર
"અરે હાલ આ શુ થયો શેહરિયાર"
પડેલો તે જંગી દિઠો ખાકમા,
બદન તેનુ તરબોળ લહુ પાકમા
દિઠો પાસ તેની રૂમી પાદરી,
લઇ બોલે બેઠો હતો સર ધરી
કહ્યુ રામબુરજીને' "ઓ નેક પીર,
મૂવો છે કરી શુ વસિહત દલીર"

રૂમી પાદરીએ નુશજાદની છેલ્લી વસિહત જાહેર કીધી.

કહ્યુ પાદરીએ તુરત એમ રડી
"કરી યાદ માદર, ગયો છે મરી
કહ્યુ છે કરતા ન દખ્મેનશીન,
મને છે ઇસુ ધરમ પર યકીન
નહિ સાજ જોઇતો, નહિ તખ્ત તાજ,
ન કસ્તુર, કપુર કે અબીર ધુપ કાજ
માત એની દેશે કબર 'ને કફન,
ઇસુની રસમ પર કરશુ દફન"

* * *

અરે આસમાં કેમ થયુ તુ કફા,
આ સુરવીર ઉપર કેવી જફા
સફા તન બદન 'ને જખમો કરી,
મૂકી લાસ પેટીમે આંસુ ભરી.
લઇ જઇ સ્વાધીન કિધી માતને,
પડી ખાકમા જોઇ શાહેજાદને.
કજાની બગલમા જોઇ વહાલને,
કુટી સર પીખી રડી બાલને
પૂકારીને બોલી "અરે આસમાન,
કા અસ્ત મારો કિધો દિલજાન
હવે સાભલે કોણુ મારો પુકાર,
થયો મારો રોશન દિવસ અંધકાર
લુટી આસમાને લિધુ મુજ ચમન,
પિસર વન લાગી ચમનમા અગન
ફરેસ્તાઓ જાગો તછ દઇ ખાબ,
કરો રહેબરી,થાયુ ખાનુ ખરાબ"(10)

* * *

જમા થાઇ ખલકત બની શોકમંદ,
જોઇ આએ આફત, દિલ દદમંદ.
કરી રસ્મે ઇસુ કબર 'ને કફન,
જમીનમા ઉતારી કીધો દફન.



# ખુશરો પરવીઝ[1]



## ભાગ ૧ લો

આ કિર્તન ખુશરો અને તેની વફાદાર મહાખુબ શીરીનની પાક મોહબતને લગતુ છે, મગર એ કિર્તનનો મોટો ભાગ પાદશાહ ખુશરો પરવીઝની જીંદગીમા અનેક જાણવા જોગ બનાવોથી ભરેલો છે

એ કિર્તનમા સાસાનીયાન પાદશાહીનો દોર કેવી રીતે તુટે છે, અને રૂમીઓ સાથ સાસાનીયાન રૈયત કેવી રીતે રાજદ્વારી સબધમા આવે છે, તે દેખાડે છે

### ખુશરો પરવીઝ એક મહાન પારસી પાદશાહ

ખુશરો પરવીઝ, સાસાની પાદશાહોમા એક મશહુર પાદશાહ થઇ ગયો છે, પારસી પાદશાહોમા નોશીરવાન આદેલનુ નામ જગ આશ્કાર થઇ ગયુ છે. ખુશરો પરવીઝ, એ નોશીરવનાના દીકરા હોરમજદનો દીકરો હતો.

### ખુશરો અને અરબ લખનારાઓ.

અરબ લખનારાઓ ખુશરો પરવીઝની પડતીનુ કારણ એવુ દેખાડી ગયા છે, કે તેણે પેગમ્બર મહમદને અપમાન કીધુ હતુ, અને તે ઉપરથી મહમદે તેને શ્રાપ દીધા હતા, અને તે શ્રાપ અતે ફલીભુત થયા હતા

### પેગમ્બર મહમદે ખુશરો પરવીઝને દીધેલા શ્રાપ

કારસુ નદીને કિનારે ખુશરો શેકારગાહથી પાછો ફરતા પોતાની છાવણી નાખી પડેલો હતો, ત્યા મહમદ પેગમ્બરે પોતાના માનસો સાથે એક પેગામ ખુશરો ઉપર લખી મોકલ્યો, કે, "તુ જરથોશ્તી દીન તરક કરી મહમદની દીન કબુલ કર" ખુશરો આ કાગજ વાચી ઘણોજ ગુસ્સે થયો, અને તે કાગજ વાચી તેના ટુકડા કરી ફાડી નાખ્યુ, અને પડોશમા આવેલી કારસુ નદીમા તે કાગજના ટુકડા તેણે ફેંકી દીધા

જયારે એ ખબર મહમદ પેગમ્બરને જઇને તેના માનસોએ કહી, ત્યારે મહમદે કહ્યુ કે "અલ્લાહ તારી સલતનતના એવાજ ટુકડા કરશે" આ તેના શ્રાપથીજ ખુશરો પરવીઝની પાયામાલી થઇ હતી, એમ અરબ લખનારાઓ માને છે

---

૧ આ ખુશરૂ પરવીઝનુ વાચન પહેલવેહલુ ઇ૦ સ૦ ૧૯૧૮ ના સાલમા મુબઇની જશન કમીટી માટે એ૦ જી૦ ઇન્સ્ટીટયુટવાલા હૉલમા તા ૨૧ મી માર્ચ–જમશેદી નૌરોજની સાજે મે રજુ કીધુ હતુ, અને ત્યાર પછી અનેકવાર જુદા જુદા મડળોની ખાએશથી તે રજુ થયુ હતુ

## ખુશરો અને ખ્રીસ્તી લખનારાઓ

જેમ એક હાથ ઉપર અરબ લખનારાઓ આ પારસી પાદશાહ માટે ફરીયાદ કરે છે, તેમ બીજા હાથ ઉપર ખ્રીસ્તીઓને પણ ફરીયાદ કરવાનુ ખુશરોએ કારણ આપ્યુ હતુ

## જીસસ ક્રાઇસ્ટનો ક્રોસ

આગળ ચાલતાં આપણ જોઇશુ, કે ખુશરોએ *રૂમના પાદશાહની દીકરી મરીયમ* સાથ લગ્ન કીધા હતા. પાછલથી તે રૂમના પાદશાહ મોરીસને મારી નાખી રઇયતે 'ફોકોસ' (Phocos) નામના શખ્સને રૂમની ગાદી ઉપર બેસાડયો હતો પોતાના *સસરા* મોરીસના કીનામા ખુશરો રૂમ ઉપર ચહડાઇ લઇ ગયો, અને ઘણાક મુલકો સાથે તેણે જેરૂસલમ પણ જીતી લીધુ. જેરૂસલમના એક પવિત્ર દેવલમાથી, જે 'ક્રોસ' ઉપર પેગબર ક્રાઇસ્ટને ખીલા ઠોકી મારી નાખવામા આવ્યો હતો, તે ક્રોસને, એક સોનેરી પેટીમા બધ કરી જમીનમા દાટેલો હતો, તે ક્રોસ ત્યાથી ખોડી કહડાવી ખુશરો પોતાની સાથ ઇરાન લઇ ગયો હતો એટલુંજ નહી પણ ક્રાઇસ્ટની કબરવાલા દેવલને આગ લગાડી ખુશરોએ પાયામાલ કીધુ હતુ આ કારણથી ખ્રીસ્તીઓ ખુશરો માટે હમેશ ફરીયાદ કરતા હતા

## ખુશરો અને જરથોશતીઓ

જેમ અરબો અને ખ્રીસ્તીઓ ખુશરોને માટે ફરીયાદ કરતા હતા, તેમ જરથોસ્તીઓને પણ એવો વિચાર બાધવાની ફરજ પડી હતી, કે ખુશરો પોતાના જરથોસ્તી મજહબ તરફ યકીન ધરાવતો નહી હતો. પણ ખુશરોને માટે એવો વિચાર કરવામા તેની પ્રજાએ ભુલ કીધી હતી, કેમકે ખુશરો જયારે પોતાના સસરા મોરીસનુ વેર લેવા, ઇરાનથી લશ્કર લઈ રૂમ ઉપર ધસી ગયો અને ઘણાક રૂમના મુલકો જીતી લીધા, ત્યારે રૂમના કયસર–હીરાકલીયસે–સુલેહ કરવા પેગામ મોકલ્યો તે પેગામના જવાબમા ખુશરોએ ખ્રીસ્તી ધર્મની તરફ નફરત દેખાડી, પોતાના જરથોસ્તી ધર્મની દાજ હઇડે ધરી, તે પેગામનો જવાબ પેગામચીને એવુ કહીને આપ્યો કે —

> "એ પેગામને મારી આગલ લાવવા કરતા, ખુદ કયસર હીરાકલીયસને જ જીરથી જકડીને મારા તખત આગલ લાવવો હતો. જ્યાં સુધી રૂમનો પાદશાહ પોતાના ફાસી દીધેલા ખુદાનું ધ્યાન છોડી દઇ ખુરશેદની સેતાયશ કરશે નહી, ત્યા સુધી હું તેને જપી બેસવા દેનાર નથી.[1]"

## ખુશરોના શાહી દમામ વિશે.

ખુશરોનો શાહી દમામ, કોઈબી આગલા વશના પાદશાહો કરતા આલા દબદબાનો

---

૧ આ શબ્દો ગીબન નીચે પ્રમાણે લખે છે —

"It was not an embassy, it was the person of Heraclius bound in chains, that he should have brought to the foot of my throne. I will never give peace to the Emperor of Rome till he has abjured his crucified God and embrace the worship of the Sun" (Gibbon III, 252)

હતો સાસાની વંશમાં એના જેવો દબદબો, દમામ અને શાહી ટેક જાળવનારો એકબી બાદશાહ પારસી તવારીખમાં નોધાયો નથી

ખુશરો પરવીઝની દરબારના દમામ માટે ૯૦૦ હાથીઓ રાખવામાં આવતા હતા જ્યારે રાજધાની શેહરમાથી તે બાહાર જતો, ત્યારે છાવણીના તંબુઓ અને તેને લગતો સામાન ઉઠાવવા માટે ૧૨૦૦૦ મોટા અને ૮૦૦૦ નાહના ઉંટો કામમાં લેવાતા હતા

મુસલમાન તવારીખ લખનારાઓ કહે છે, કે ખુશરો પરવીઝના મેહલમાં ૧૨૦૦૦ ખુબસુરત સ્ત્રીઓ હતી. એના તબેલામાં ૫૦,૦૦૦ ઉંચી બુનિયાદના ઘોડાઓ હતા એનો 'બારબદ' નામનો એક ખાસ ગવઈયો હતો

## ખુશરો—એક કુનેહબાજ રાજદ્વારી

આ વાત ખરી હતી કે ખુશરોએ પોતાના દરબારીઓને તેમજ રઇયતને પોતે ખ્રીસ્તી ધર્મ તરફ ઢળેલો છે, એવો શક લેઈ જવાનુ કારણ આપ્યુ હતુ તે બાબદના ઉંડાણમાં ઉતરવાની આ પ્રસગે જરૂર નથી, પણ તેણે જેબી કાંઇ કીધુ હતુ, તે રાજદ્વારી કુનેહ વાપરવા માટે કીધુ હતુ, પણ બાતેનમાં તે એક ચુસ્ત જરથોસ્તી હતો

આ સઘલુ ખુશરો પરવીઝની જીંદગી વિશે જાણવુ જરૂરનુ છે, કેમકે તે ખુશરોની જીદગીની મુખ્ય બાબદો ઉપર કાંઇક અજવાનુ નાખે છે હવે ખુશરો પરવીઝના દાસ્તાન ઉપર આ તબક્કે આપણુ આવી લાગ્યે છીયે બનવા જોગ છે, કે એ દાસ્તાન રજુ કરતા ઘણાક બનાવોને પડતા મુકવા પડયા હશે, પણ તેમ જો ન થાય, તો ખુશરો પરવીઝની આખી કારકીર્દી માટે જુદા જુદા દાસ્તાનો રજુ કરવા પડે છતા આજનુ દાસ્તાન બે શાએર, ફીરદોસી અને નીઝામીને આધારે હુ રજુ કરૂ છુ.

સુણો ધ્યાનથી હમદીનો મહેરબાન,
કરૂ એક હકિકત નવી હુ બયાન
મને આપ તુ હોશ ઓ બેચુગીન,
કથુ કિસ્તન 'ખુશરો 'ને શીરીન'
અરે ગોળ ગુંબજ, અજબ બાજીગર,
અજબ તુ એ દુનિયાની બાધી નજર.
બખશિયુ તે બદાને રોશન રવાન,
મગર રાખિયુ તે ભવિશ અજાણ
ના બાંધ બદા તુ દુનિયાસે દીલ,
એથી થયા છે લાખો જલીલ
હતો તાબ હોરમજદનો કમ નહી,
હો અર્દશીરબી કાયમ નહી.
જમાનાએ આપી ન તેને પનાહ,
થયો અતે એક રોજ તેબી ફના
હતી જોરવર શાહી સાસાનિયાંન,
ધનાધય હતો અર્દશીર બાબેકાંન
હતો કેવો આદેલ નોશીરવાન,
ગુંકી માન હેતી જેને જેહાન.
હતો તાબ હોરમજદનો બેમિસાલ,
હતી શાહી જેની પુર જુલજલાલ
સપુત જેનો ખુશરો પરવીઝ નેક,
અજબ જાહો અસ્મત, અજાયબ ટેક.
બલા આસમાનીને સરવે શરણ,
ચડતી 'ને પડતીનો છે એક દન.(1)

ખુશરોનુ પોતાના રસાલા સાથ સેહલગાહે નીકલવુ.

તવારીખ કરે છે એવુ બયાંન,
ગુજર પામિયો જ્યારે નોશીરવાન.

પીસર તેનો હોરમજ થયો બાદશાહ,
બનીયો તે સરજતે અ તે તબાહ.
હતો તેનો બેટો અતી એક હસીન,
ખુશરો પરવેઝ માહેજબીન.
કદમા હતો તે સરવની સમાંન,
સુરત તેની દિપતી હતી જેમ ચાન.
ગુલ સમ ગુલાબી સુ દર રૂખાન.
અજબ હોઠ ર ગીન મિસલ અર્ગવાન.
બળમા બળવીર, સુરમા સુરો,
હિમતે આલા, અકળમા પુરો
હુ નરમ દ આલા સમશિરગર,
તિર દાજ ભારી હતો પુર હુ નર

* * *

નિકલિયો પરવેઝ એક દિન શીકાર,
લઇ સ ગ સાથી સિપાહ સવાર
૧૩,૭૦૦
દિઠી એક જગે સબ્જ લીલોતરી,
પરવેઝને મન પસ દ તે પડી
રસાલાને હુકમ દિધો જીદતર:
"બિછાવો ગલીચા, ફરશ, બીસ્તર
જડો હારબ ધ દિયા ત ણુ તમામ,
મહેફીલ બનાવી કરો શાદ કામ"
હુક મ સુણુતા રહી મચી ધુમધામ,
ગાજી રહ્યુ ગડબડે કુલ ગામ
ગુરબ જ્યારે રોશ ન થયો આફતાબ,
કિધો દોર ચાલુ ગુલાબી શરાબ
ખડી મહેફિલે નાચવા સાવરી,
સજી સાજ સાથે બની ફાકડી
સિતારી ઉભા લઇ ચ ગ-ખ જરી,
વગાડે ત ણુર સ ગ મ જરી.
ઝ મઝમ ઝાજર કરે ઝમકાર,
ઘ મ ઘ મ ઘુ ગરૂ અજબ ધ મકાર.
ઠ ન ઠ ન ઠનગણુ ઠુનક ઠનઠને,
જણો કુલ મહેફીલમે હણુહણે
ર ગ રાગે રજની ર ગાઇ ગઇ,
ધરતીબી દમકીને શરમાઇ ગઇ
રહીતી અધુરી ર ગીલી રાત,
બની તેટલાંમા નવી એક વાત.

છુટી એક ઘોડો નાઠો બહાર,
હતો જેનો ખુશરૂ તલબગાર અપાર
ઘુસી એક ખેતરમા તે ગયો,
નાચી કુદી ચાર ખાઇ રહ્યો
કરી ગ ધ ખેતર કીધુ ખરાબ,
પકડવા રખેવાલ દોડયો સિતાબ.
તુરત આવી ખેડુતે કીધો પૂકાર
"અરે બેહયા! ઝાડુકસ નાબકાર
કીધુ કેવું તુ એ નુકસાન છે,
અએ ચ ડાલ તુ કોઇ શયતાન છે
કોણુ છે આ ઘોડાનો માલેક સવાર,
કોણુનો છે નોકર તુ તાબેદાર
જવા નહિ તુ ને દેઉ હરગેજ, ઓ સુમ,
કાપુ એ ઘોડાના કાન અને દુમ
દિસે તુ લુટારો, યા છે કજાક,
તારૂ બી કાપીને લેવશ હુ નાક"

ખુશરોના ઘોડાવાલાએ ખેતરના
માલેકને જવાબ દેવો.

રખેવાલ બોલ્યો નમી કરગરી:
"સાભલ ઓ સાહેબ તુ ધીર ધરી.
કરે કાન 'ને દુમની વાત તુ,
દિસે છે ણુબખની જાત તુ.
બેશક એ ઘોડો ઘણો તેજ છે,
ધણી એનો ખુશરો પરવેજ છે.
એ ઘોડો છે ખુશરૂનો બહુ અજીજ,
એ ઘોડાની આગલ સઘળુ નાચીજ
એ ઘોડાથી ખુશરૂ છે દીલશાદ,
એ ઘોડાની આગલ તુ શુ બિસાદ.

ખુશરૂના એક સવારે નવો ફેસાદ
બરપા કરવો.

ઝલકતી પડી તેટલા બામદાદ,
બિજી ગમ ઉઠયો બીજો ફેસાદ.
ખુશરૂનો ફરતો હતો એક સવાર,
બગીચો દિઠો એક બાગો બહાર.
નજર ત્યાં પડી કઇ એતેફાકથી,
ભરેલા દિઠા મ ડપો દ્રાખથી.

ઘુસી બાગમા તે ગયો બદખિસાલ,
નહિ ખ્યાલ કીધો હરામો-હલાલ
જઇ બાગ અંગુર ખાઇ ગયો,
નહી કોઇથી શરમાઇ ગયો
દરાખો લાગી પ્યારી અતી,
સમજયો કે દુનિયા મહારી હતી.
ઉભો આવી માલેક કીધો પુકાર
"અરેરે ઓ રહેઝન, બુરા, બદકાર
વિના હક ઘુસ્યો તુ બાગમા,
છુપઇ છે કજા તારી શુ દ્રાખમા
બડી ફજજરમા કિધુ એવું કાંમ,
શરમબી ન આવી ઓ નીમકહરામ
સિકલ પર દિસે છાપ પુર પાપની,
શુ મીલકત હતી તાહરા બાપની.
દરાખોને ખાઇ કિધી ફુસ્તમી,
ગયો માલ મારો તુ લગુર જમી.
ગરીબપર જુલમ તમ કરો માતબર,
જરા તો ખુદાનો ધરો દીલ ડર
ગુનાહ તે કિધો તોડીને કાયેદો,
તુ જો કે કરૂ શુ તુને ફાયેદો"

## પાદશાહ હોરમજદની દરબારમા શાહજાદા ખુશરોને માટે ફરીયાદ થવી

પોતાના રસાલા સાથે શાહજાદો ખુશરો શીકારગાહે ગયો, અને ત્યા એક ગામડાની સરહદ ઉપર આવેલી એક ખુશનુમા જગ્યાએ પડાવ નાખી પડયા પછી, આવી કિસમના જે જે નુકસાન કરનારા બનાવો બનવા પામ્યા હતા, અને તેથી ત્યાના વતનદારોને જે નુકસાન વેઠવુ પડયુ હતું, અને ત્યાના લોકોને જે તકલીફ ઉઠાવવી પડી હતી, તે સઘલાં લોકો પાદશાહ હોરમજદની દરબારમા ફરીયાદ કરી દાદ ચાહવા ગયા.

પાદશાહ હોરમજદે સઘલાઓની જુદી જુદી ફરીયાદ સાંભલી, તેમને નીચે પ્રમાણે ઇનસાફ આપ્યો.

૧—ખુશરોના જે ઘોડાએ ખેતર ખરાબ કીધુ હતુ, તે ઘોડો ખુશરોનો અતી ઘણો માનીતો હોવા છતા, પાદશાહ હોરમજે તે ઘોડાના કાન અને પુછડી કાપી નાખી તેને બેડોળ બનાવવાનો હુકમ કીધો.

૨—ખુશરોનો એક માનીતો સવાર, જેણે પારકા ખેતરમા વગર હક અને વગર પરવાનગીએ દાખલ થઇ પારકો માલ ખાધો હતો, તેને પાદશાહ હોરમજદે પેલા ખેડુતને સ્વાધીન કરી ફરમાવ્યુ કે: "તારે ગમે તો એ સવારને તારા નોકર તરીકે તુ રાખી, એની પાસે મજુરી કરાવી તુ એ કામ લેવુ, યા તારે ગમે તેવી એને સજા કરવી."

૩.—ગામની સરહદ ઉપર વસ્તા લોકોએ એવી ફરીયાદ કીધી હતી, કે: "ખુશરોએ આખી રાત વાજીત્ર અને ગાયનોના સરોદ ચાલુ રાખ્યા હતા, તેથી હમારી ઉંઘમા મોટી ખલલ થઇ હતી" એ ઉપરથી હોરમજદે ખુશરો ઉપર ગુસ્સે થઇ તેને ઠપકો આપ્યો, અને પ્રજાની શાતી અને સુખમા વધારો કરવાની તેને શીખામણ આપી, અને જે રામશગરોએ ગાયન બજાયન કીધુ હતુ તેમના પગના નખ, તેમજ ગવઇયાઓના હાથના નખ એવા તો દાબીને કાપી કહડાવવાનો હુકમ કીધો, કે ફરીથી તેઓ એવુ બેહુદુ કામ કરે નહી

## નોશીરવાન આદેલનુ ખુશરોને ખ્વાબમાં આવી તેને બશારત કરવી

પોતાના બાપના આવા ઇનસાફથી ખુશરો ઘણોજ નાસિપાસ અને દુખી થયો, પણ તે લાચાર હતો તેનો બાપ તેનો પાદશાહ હતો, અને તેની મરજી વિરૂધ્ધ તે કાંઇબી કરી શકે એમ નહી હતુ.

નારાજ મન અને ગમખાર દીલે, ખુશરો તે રાતે ખાબગાહમા ગયો. કેહ છે, કે તેજ રાતે ખુશરોનો નિયાગાંન, પાદશાહ નોશીરવાન આદેલ તેના સ્વપનામાં આવ્યો, અને તેની બેતાબ હાલત ઉપર દયા કરી તેને બશારત કરી કેહવા લાગ્યો કે:-(2)

" મારા વાહલા ખુશરો, જે કાંઇ બન્યુ છે તે માટે હવે તું વધારે ગમ ના કર સાંભલ હુ તારો નિયાગાન નોશીરવાન છુ, અને જે કાંઇ હું તુને કહુ છુ, તે તુ ધ્યાંન ધરી સાંભલી લે જે ત્રણ ચીજ તે ખોઇ છે, તેનો ગમ હવે તારા દીલથી તુ દુર કર, કેમકે તેનો બદલો તે દાદગર દાદાર અહુરમજદ તુને તેથીબી વધારે વાલી આપશે

(૧) જે નિમકહલાલ સવારને તુ એ ખોયો છે, તેને માટે તું દુખી ના થા, કેમકે તેવા એક વફાદાર નોકરને બદલે, હવે પછી તુને ' શીરીન ' નામની એક એવી તો ખુબસુરત મહાબુબ મલશે, કે જે ખુબસુરતીમા અને વફાદારીમા એવી તો આલા મરતબાની હશે, કે જેની જોડી દુનિયામા કદીબી મલી શકશે નહી.

(૨) બીજુ 'શબરંગ' નામનો તારો જે પ્યારો ઘોડો તુએ ખોયો છે, તેને બદલે 'શબદેજ' નામનુ તેવુજ એક આલા ઔલાદનુ જાનવર તુંને મલશે.

(૩) તારૂ દીલ ખુશ કરનારી જે રામશગરોએ ગાઇ નાચી તારૂ અને તારા રસાલાનુ દીલ રીજવ્યુ, તે રામશગરોને બદલે તુને હવે પછી એક એવો તો પુરવીણ વફાદાર ગવઇયો મલશે, કે તુ તારો તમામ ગમ ભુલી જશે

## ખુશરોએ આ સ્વપનાની હકિકત પોતાના માનીતા રફીક શાહપુરને જણાવવી

આ સ્વપનો જોતાજ ખુશરૂ જાગી ઉઠયો, અને સ્વપનામા શીરીન નામની એક બાનુ વિશે તેના નિયાગાન નોશીરવાને જે બશારત કરી હતી, તેના બાબમા મશવરત કરવા તેણે પોતાના વિશ્વાસુ રફીક — શાહપુર —ને બોલાવી મંગાવ્યો

શાહપુર ખુશરોનો ઘણોજ માનીતો રફીક હતો. તે એક અસાધારણ શકતીવાલો કાબેલ ચીતારો હતો, અને નહી દીઠેલી સીકલનો ચીતાર, ફક્ત હકિકત સાંભલી તે એવો તો ચિતારતો હતો, કે અસલ કરતા પણ તે વધારે સુંદર જણાતો હતો. વળી આ શાહપુર એક મહાન મુસાફર હતો. તે પોતાના શોખને અનુસરી દુનિયાના અનેક મુલકોમા ફરી વળેલો હોવાને લીધે, તે એક મોટા અનુભવી તરીકે લેખાતો હતો.

એવા એક અનુભવી રફીકને બોલાવી શાહજાદા ખુશરોએ પોતાના સ્વપનાની તમામ હકિકત તેની આગલ જાહેર કરી, શીરીન માટે તેણે તેને સવાલ કીધો

## શાહપુરે ખુશરો પાસે શીરીનની ખુબસુરતી બયાંન કરવી

શીરીન માટે સાંભલતાજ, શાહપુર જે દુનિયાના જાણીતા મુલકોની સફર કરી માહેર બન્યો હતો, તેણે જવાબ દીધો કે: " એવી ખુબસુરત બાનુ તો દુનિયામા એકજ છે, એમ હુ જાણુ છું. તેનુ નામ શીરીન છે અને એ શીરીન આરમનના મુલક ઉપર શાહી ચલાવતી રાણી મહાબાંનુની ભત્રીજી થાય છે. શાહપુરે આટલી ઓળખાણ આપી શીરીનની ખુબસુરતીની તે સિફત ગાવા લાગ્યો.

"સાભલ સિફત શાહ એ નારની,
ગજબ છે ચિતવન દિલદારની.
એરમન શેહરની એ સરકાર છે,
જમાનો શીરીનનો પરસ્તાર છે
ચહેરો ચમન સમ ફસલે-બહાર,
નયેનો બે ન્યારા કાતીલ કટાર

જાદુ ભરી ચશ્મો ચગોર,
અબરૂ જાણે તલવાર—
જોઇ નરગીસ દીલ તલમલે,
વળવળી કરે પુકાર.

"લબો લાલ રગે બદખ્શાન લાલ,
અજબ આબે-દન્હાન, મોતન માલ.
અજબ બહારે રૂખ્સાર, જોબન અનાર,
અજબ જુલ્ફો કાલા, કરે દીલ ફિગાર

લાલ ગાલ પર ભમર ભમે
ભમી ભમી દુખ પાય —
અતર ખટ ખટી જલજલે,
પ્રેમ ન કદી ભુલાય

"સરવ સમ સિધ્ધુ બદન બેગુમાન,
મહાતાબી મુખપર ફિદા આસમાન.
અજબ ગોરી ગર્દન, અજબ લહેકાટ,
અજબ મુખ મોહન, અજબ મહેકાટ
અજબ છે નજાકત જાદુભરી,
જમીનપર છે અખ્તરે મુશ્તરી
નહી તેની જોડી જડે જહાનમા,
હુડો ચાહે ફિરદૌસ, બુસ્તાનમા
સિફત શુ કરૂ હુ શીરીનની બયા,
નથી મારી પાસે લાયક જબા
૧૩,૮૦૦

અગ રગ ઉમગ ધરે,
સદગુણુ શીરીન અપાર—
જે નરને વરમાળશે,
પામશે 'રોશન' ઠાર

"અગલમા જેની શીરીન હોય પરી,
બને તેની દુનિયા બિહીશ્તેબરી
શિરીન સમ હસીન જેની આગોશમા,
દુનિયા બને તેની ફિરદૌસમા"

## શીરીનની ખુબસુરતીનુ બયાંન સાંભલી ખુશરોનુ તેણી પર આશક પડવુ.

આવી રીતની શીરીનની ખુબસુરતીની તારીફ શાહપુરની જબાંનથી સાભલી, ખુશરોનુ દીલ જેમ પાણીમાં બરફ પીગલી જાય, તેમ ગળી જવા લાગ્યુ તેના ખીલી રેહલા ગાલોએ સુરખી પકડી, અને તે બેતાબ બની ગયો.

શીરીનની જુદાઇ ખુશરોથી ખમાઇ નહી. એવી મહાતાબને ચેહરેની એક બાનુને પોતાની મહાબુબ બનાવવાના ઠરાવ ઉપર તે તુરતજ આવ્યો, અને તેણે શાહપુરને પોતાના દીલનો ખરો ભેદ જાહેર કરી કહ્યુ કે "તુ કોઇબી તદબીરથી આ મનમોહન બાંનુને મળી, મારી સાથ શાદીના ગાંઠથી જોડી આપવાની તાકીદ કર"

પોતાના શાહજાદાનો આ સવાલ વફાદાર શાહપુરે તુરતજ કબુલ કીધો, અને તેજ દિવસે મુસાફરીનો અસબાબ તઇયાર કરી, શાહપુર એરમનના મુલક તરફ એકદમ વગર ઢીલે નિકલી ગયો, અને ખુશરો શીરીનની જુદાઇના ઝુડાપામા, પોતાના મનને જલાવવા લાગ્યો. (3)

## ખુશરોની તસ્વીર શીરીનની નજરે પાડવાની શાહપુરે તદબીર રચવી.

એક લાબી અને જેહમત ભરી સફર પુરી કરી, આ તે શાહપુર એરમનના મુલકમાં જઇ પુગ્યો. ત્યાં જઇ શીરીનના મેહલ અને બગીચાની રચના અને ગોઠવણની તેણે માહીતી મેલવી, અને પોતે માથે લીધેલું કામ કેવી રીતે પાર પાડવુ, તેની તદબીરમાં

પડયો અને તેણે એક તદબીર રચી, અને ખુશરોની એક તસ્વીર તેણે ચીતારી શીરીન પોતાના બગીચાના જે ભાગમા હરરોજ ફરવા આવતી હતી, ત્યા શાહપુર છુપછાપ દાખલ થયો, અને એક ફુલના ઝાડની ડાખલી ઉપર ખુશરોની તસ્વીર લટકાવી, પોતે તે બાગમા છુપાઇ જઇ સઘલો મામલો તપાસવા લાગ્યો જ્યારે નિમા શામને વખ્ત શીરીન પોતાની સખીઓ સાથે બગીચામા સેહલ કરવા નિકલી, અને પોતાના માનીતા ફુલોની ઘટાવાલા ભાગ આગલ જયારે તે જઇ લાગી, ત્યારે એક સુદર સોહામણી સીકલની તસ્વીર ઉપર તેણીની અચણુચ નજર પડી આ સોહામણો ચીતાર જોતાજ તે ગાફેલ બની ગઇ આ તસ્વીર તેના બાગમા કયાથી આવી, તે તસ્વીર કોણ લાવ્યુ, ફુલના ઝાડ ઉપર તે કોણે લટકાવી, તે કોણે ચીતારી, અને તે ચીતાર કોણનો છે, એ સઘલાનો વિચાર તેણીના શાન્ત મનમા ભડકુ લેઇ ઉઠયો, અને તેણીનું ચીત ચકભમ થઇ જવા લાગ્યુ

જેમ જેમ તે સોહમણા ચીતારને તે મહાણુબ જોતી રેહી, તેમ તેમ તે સુદરી વધારે અને વધારે પોતાના જીગર ઉપરનો કાબુ છોડતી ગઈ, અને એક અજાણ્યા, નામ નહી જણાયલા બીગાનાની મોહબતમા વધારે અને વધારે તે વિટલાતી ગઇ.

## ખુશરો ઉપર શીરીનનુ મોહી પડવુ

પોતાની ઘણીબી મરજી છતા શીરીન આ તસ્વીરનો ચીતાર પોતાના મનમાથી જરાબી દુર કરી શકી નહી. કોઇપણ બીગાના મરદની મોહીની કે પ્યારથી જો કે શીરીન આજ સુધી બિલકુલ બેખબર હતી, તોપણ ખુશરોનો ચીતાર તેણીના દીલમા એવો તો ગજબભરી રીતે કોતરાઇ જવા લાગ્યો, કે હર પળ તેની તરફ તેણીનુ મન તણાઇ ખેચાઇ જતુ હોય, એમ તેણીને લાગ્યુ

આ ભેદભરી લાગણીનુ કારણ શીરીન જરાબી સમજી શકી નહી પણ તેવામા તેણીની નજર બાગમા છુપાયલા પેલા બેગાના ઇરાની મર્દ શાહપુર ઉપર પડી શીરીન તેને જોતાજ સઘલો મામલો સમજી જવા લાગી તેજ વખત તેણીએ તેને પોતાની પાસે બોલાવી મગાવ્યો, અને બાગના એકાત ભાગમા તેની સાથે તનાહીમા તેણીએ વાતચીત ચલાવી

## શીરીન અને શાહપુર વચ્ચે મુલાકાત થવી.

આ મુલાકાત દરમીયાન શીરીને શાહપુરને પોતાના મનપતીજ સવાલો કરી, જે તસ્વીર જોઇ તે મોહી પડી હતી, તે તસ્વીર કોણની છે, તે વિશે સવાલ કીધો બાહોશ શાહપુર સઘલો મામલો તુરતજ કલ્પી શકયો, અને શીરીનની પુછપરછ અને ઇંતેજારી જોઇ તે પામી ગયો, કે તે એરમનની શાહજાદી ખુશરો ઉપર મોહી પડી હતી. શીરીનની એવી બેતાબી જોઇ, શાહપુરે ખુશરોની તારીફ કરવા માડી —

"સાંભલ મહેલકા ઓ માહેસુનીર,
મહાયનનો ખુશરો એ છે બેનજીર.
એક રાત બશારત થઇ ખાબમાં,
નિસહીન પડયો છે બેતાબમાં
ગઇ તાબ તનથી, થઇ હોશ હવા,
દુ પાસ છે તે મરીઝની દવા

જમાનો એ વીર પર કુરબાન છે,
જોઇ એને ઝોહોરા પરેશાંન છે
અજબ મુખ મોહન, રૂપ લાલ છે,
અજબ બળમા તે વિકાલ છે.
અજબ બહારે જોબન જવાની થઇ,
જોઇ હાલ કુદરત દિવાની થઇ.

અય બાનુ એ તસ્વીર છે એક નકલ,
જોવે જો અસલ, તો ખોશે અકલ
છે બાગે-મોહબતમા ગુલબદન,
નથી તેને લાગો ખીજાંનો પવન
છે જેની તોખમ ફરીદુનથી,
અવલાદ જમશેદના ખુનથી
નસલમા દારાની નિશાણ છે,
દીલે દિલાવર પેહલવાન છે
સિકંદરથી આલા તેનો રૂઆબ,
સાસાની શાહીનો ખિલતો ગુલાબ.
એ ચાલે તો બેશક મિસલ આબે-નીલ,
છે બળમા બેશક મિસલ એક પીલ.
છે અવલાદે શાહી, હુસ્ઓ-નસબ,
પાલે છે જરથોશ્તી દીન મજહબ.
તપે છે સુરજ જેમ જમીનને થકી,
જનમ્યો છે ખુશરો શીરીનને થકી (4)

## ખુશરોની ખુબસુરતીની તારીફ સાંભલી શીરીનનુ બેતાબ બનવુ

શાહપુરની જબાનથી ખુશરોની સિફત સાંભલી શીરીનની આખોએ એવો તો રંગ પકડયો, કે તે બેતાબ બની ગઇ. ચાલાક નજરના શાહપુરે શીરીનની તે હાલત તુરતજ જોઈ લીધી, અને શીરીનની તેવી હાલતનો લાભ લેઇ, ખુશરોની તરફ તેણીના દીલમા મોહબતને ઉસકેરવાનુ કામ તેણે ચાલુ રાખ્યું આવી એક મનમોહન સુરત-વાલા પોતાના આશકને મલવા શીરીન અધીરી બની. જ્યારે ખુશરોના મીલાપનો કોઇબી ઇલાજ કે કોઇબી તદબીર શીરીનને સુજયાં નહી, ત્યારે શાહપુરે તેણીની તેવી હાલતનો લાભ લેઇ શીરીનને સમજાવ્યુ કે "અય પાકજાદ બાનુ, અગરજો કોઇનેબી તારા દીલનો હાલ તું જાહેર નહી કરે, તો હુ તુને ખુશરોના મીલાપની એક તદબીર દેખાડવા તઇયાર છુ"

શીરીને શાહપુરને પોતાની તદબીર જણાવવાની રજા આપી, અને શાહપુરે પોતાની તદબીર જાહેર કરતા કહ્યુ કે—"મલેકા મેહરબાન, ખુશરોની મુલાકાત માટે જ્યારે તુ એટલી બધી મુસ્તાક બની છે, તો તારી રજાથી હું જણાવવાની રજા લેઉં છુ, કે કોઇનેબી મેહલમા જણાવ્યા વગર તારે એકદમ મદાયન તરપ જવા તઇયાર થવુ અગર જો તુ મદાયન તરફ જવા રાજી હોય, તો હુ તારી સેવામા તારા ફીદવી તરીકે તારી દરેક રીતની રેહબરી કરવા તઇયાર છુ"

## શીરીનનુ ખુશરોની મુલાકાતે મદાયન તરફ અરમનથી છુપછાપ નિકલી જવુ

ખુશરોના મીલાપ માટે શીરીનને શાહપુરની તદબીર સીવાય બીજો કોઇબી ઇલાજ પડયો નહી, એટલે સેવટે તેણીએ પોતાની મહોબતમા ગીરફતાર થયલા આશકને મલવાની જે તદબીર શાહપુરે સુચવી હતી, તેજ તેણીને વધારે પસંદ પડી, અને કેવી રીતે તેણીએ એ તદબીર અમલમા મુકવી, તેની ગોઠવણ કરવાના વિચારમાં તે પડી વળી અરમનથી નિકલી મદાયન ગયા પછી, શાહજાદા ખુશરોને તે કેમ અને કેવી રીતે મળી શકે, તે વિશે પુછતા શાહપુરે શીરીનને કહ્યુ કે—"ઓ નેકજાદ બાનુ, જ્યારે તું મદાયન જવા તઇયાર થઇ છે, ત્યારે આ શાહી અંગુસ્તરી (વીંટી) તું તારી પાસે રાખ એ વીંટી શાહજાદા ખુશરોની પોતાની ખાસ મોહોર છે. મદાયનના શાહી મેહલમા જયારે તું જઇ પુગે, ત્યારે એ વીટી દરબાનોને દેખાડતાંજ તેઓ તુને

આઇજ્જતથી મેહલમા દાખલ કરશે, અને ખુશરોના નોકરો એ વીટી જોતાજ તારા દરેક ફરમાનને સરપર ઉઠાવશે, અને ત્યા ખુશરો પરવીઝ સાથ તારો મીલાપ થશે હુ પોતે રાહમા તુને મલશ, એમ ખાત્રીથી જાણવું.

એવી તદબીર શાહપુરે શીરીનને બતાવી, તુરતજ તેણે પોતાની જેબમાથી ખુશરો પરવીઝની અગુસ્તરી કાહડી શીરીનને આપી, અને શીરીનની રજા લઇ તે છુટો પડયો. શીરીન પોતાના દીલનો ભેદ પોતાની છાતીમાં રાખી મદાયન જવાની તઇયારી કરવા લાગી

## શીરીનનુ શેકારગાહે રસાલા સાથ જવુ, અને ત્યાથી તેણીનુ ગુમ થઇ જવું.

શાહપુરની તદબીર શીરીનને ઘણીજ મન પસદ થઇ પડી અને તેણીએ પોતાનો વિચાર અમલમા મુકવા માટે એક દિવસ મુકરર કીધો, અને તે બીના તેણીએ કોઇનેબી જણાવી નહી શીરીને શીકારગાહે જવા માટે પોતાની સઘલી રસાલેદાર સખીઓને હુકમ કીધો, અને પોતાના 'શબદેજ' નામના નામીચા ઘોડાને પોતાની સવારી માટે તૈયાર કરવાનો હુકમ કીધો. આખો રસાલો ફકત બાનુઓનોજ બનેલો હતો. શબદેજ ઘોડાની ઉપર જડાવદાર જીન, લગામ અને રેકાબ સજી શીરીન તે ઉપર સવાર થઇ, અને સઘલી સખીઓ સાથે તે શીકારગાહ તરફ જવા મેહલમાથી નિકલી જગલ તરફ કુચ કીધી.

કુચ ધીમે ધીમે શરૂ થઈ, અને શીરીન આ સખીઓની વચ્ચે પોતાના તેજી ઘોડાને ધીમે ધીમે રવાલદાર ચલણથી ચલાવવા લાગી તે એક પરીઆની મેહફીલ હતી હરએક બાનુ એક એકથી વધારે ખુબસુરત હતી. શીરીન તે સઘલીઓમા 'ખુબસુરતીની સરદાર' સમાન હતી ઘડીમા તે સખીઓના ટોલાંની વચોવચમા પોતાના ઘોડાને ચલાવતી, ઘડીમાં તે સઘલાને પડતા મુકી એકદમ તેઓની પછવાડે પડી જતી હતી, અને બાજે વખત તે પોતાના રસાલાને પોતાની પછવાડે નાખી, પોતે એકદમ સઘલી સખીઓની આગલ નિકલી જતી હતી આખી કુચ દરમિયાન શીરીન પોતાની સખીઓને ભુલથાપ આપવા માટે, આવી રીતની ખેલ ગમત ચાલુ કરી તેમને મોજ આપતી હતી પણ તે ભોલી સખીઓને શીરીનની ખરી ધારણાનો ભેદ જરાબી ખબર નહી હતો.

પણ અતે પોતાની રસાલેદાર સખીઓથી છુટા પડવાની ઘડી આવી લાગેલી શીરીનને જણાઇ શીરીનનો નામીચો શબદેજ ઘોડો, જે વીજલી ઝડપે દોડવા માટે ખાસ કરી જણાયેલો હતો, તેને શીરીને કોઇબી સખીની નજર નહી પડે તેમ અચણુચ તેજી બનાવી દીધો, અને તે દીલાવર દીલનો રક્ષ, પોતાની સવારના હુકમને માન આપી, તેની સખીઓના ટોલામાથી એકદમ આગલ નિકલી ગયો શીરીનની સખીઓ, શબદેજની, તેમજ શીરીનની સવારી કરવાની આવી હિમત જોઇ તારીફ કરવા લાગી પણ જોતા જોતામા શીરીન સાથ શબદેજ વીજલી વેગે દુર નિકલી ગયો, અને સઘલી સખીઓની નજર આગલથી તે ગુમ થઇ ગયો

શીરીનના આ ભેદ ભરેલા કામથી સઘલી સખીઓ બેખબર હોવાને લીધે, સખીઓએ શીરીનની શોધમા ચોતરફ ઘણીબી શોધ ચલાવી, પણ શીરીનનો કાઇબી

પત્તો નહી મલ્યાથી આખો રસાલો હાય-વ જારી કરતો મેહેલ તરફ પાછો ફરી, માહબાનુને તે દુ ખભરી ખબરથી જાણીતી કીધી.

પણ મદાયન તરફ ખુશરો પરવીઝને મલવા માટે શીરીન, જે પોતાના રસાલાને પોતાની પાછલ પડતો મુકી તેઓથી દુર નિકલી ગઇ, અને તેનુ શુ થાય છે, તે જાણવા આગમચ, ખુશરો પરવીઝની તરફ નજર કરવી ઘટે છે

## બેહરાંમ ચોબીનનું ફીતુર

રએ શેહરના એક નામીચા ખાનદાનનો બેહરામ એક પુરૂશ હતો નોશીરવાન આદેલના વખતમા આ બેહરામ ચોબીને બાહાદુરીથી કિરતી મેલવી હતી પાદશાહ નોશીરવાનના ગુજર પામ્યા પછી જયારે હોરમજદ તેની ગાદી ઉપર આવ્યો, ત્યારે આ બેહરામ ચોબીનને, મેહરાન સેતાદ નામના બુર્જોર્ગ દરબારીની ભલામણથી હોરમજદે તેને પોતાના લશ્કરનો સરદાર બનાવ્યો હતો

ખાકાન સાથની લડાઇમા ઇરાન તરફથી બેહરામે જ્યારે મોટી ફતેહ અને લુટ મેલવી ત્યારે તે લુટનો એક મોટો ભાગ બેહરામે પોતાને માટે રાખી, એક નાહનો જેવો ભાગ તેણે હોરમજદ માટે મોકલી આપ્યો આ લુટની બીના જાહેર થતા પાદશાહ હોરમજદ બેહરામ તરફ શકમદ થયો, પણ તે ઘણો બળવત હોવાને લીધે તેનાથી તે ડરતો હતો.

## બેહરાંમ ચોબીન ઉપર હોરમજદે ઇનામ તરીકે ઓરતનો પોશાક અને ચરખો મોકલવો.

પણ ખાકાન સાથની લડાઈ પછી, ઈરાનીઓને રૂમીઓ સાથ એક મોટા જગમા ઉતરવુ પડયુ, અને તે જગમા બેહરામ ચોબીનની હાર થઇ, ત્યારે પાદશાહ હોરમજદ દલગીર થવાને બદલે ઉલટો ખુશી થયો, કે શીકસ્ત મલ્યાથી બેહરાંમ હલકો પડેલો ગણાય હોરમજદે તેને તાણો મારવાના હેતુથી એક ઓરતનો પોશાક અને એક ચરખો તેણે બેહરામ ઉપર ભેટ મોકલી આપ્યો આ ભેટના ભીત્તરમા એવો ભરમ સમાયલો હતો, કે, "બેહરામ ચોબીન તુ લડાયક પેહલવાન નથી, પણ આ ઓરતનો પોશાક પેહડીને ચરખો કાતવાનુ કામ કરવાને વધારે લાયક છે"

આ તાણામીના ભરી પોતાના પાદશાહ તરફની ભેટ મલ્યા પછી, બેહરામ ચોબીને પોતાના મનમા ઘણુજ બુરૂ માની લીધુ, અને પોતે બજાવેલી સેવાના બદલમા આવા અપમાનનું વેર લેવા તેણે એક ફીતુર રચ્યુ

આ ફીતુરની શરૂઆત એવી રીતે રથી, કે જેથી પાદશાહ હોરમજદ અને તેના દીકરા ખુશરો પરવીઝ વચ્ચે મિનાકેસો બરપા થયો. તેણે રએ શેહરમા ખુશરો પરવીઝને નામના સિક્કા પડાવી, તેનુ ચલન ચોતરફ ફેલાવ્યુ, અને તે સિક્કા હોરજદના હાથમા જવા પામે, એવી ગોઠવણ કીધી બેહરામની આ બુરી નેમ પાર પડી પાદશાહ હોરમજદના હાથમા ખુશરો પરવીઝને નામના સિક્કા જવાથી તે તેની ઉપર શકમદ થયો, કે "મારી હઇયાતીમાજ ખુશરો મારૂ રાજ તાજ અને સત્તા છીનવી લેવા ચાહે છે." હોરમજદ પોતાના દીકરાની ઉપર આ કાવત્રા ભરી યુકતીથી, ઘણોજ કોપાયમાન થયો, અને તેને છુપછાપ મારી નાખવાની તે ગોઠવણ કરવા લાગ્યો પણ હોરમજદ પોતાની બુરી નેમમા પાર પડે, તે આગમચ ખુશરોને કાને તે વાત જઇ પુગી, અને તે ખબર પુગતાંજ ખુશરો મેહલમાથી જીવ બચાવવા નાહસી ગયો

### બેહરાંમ ચોબીનનુ ફીતુર. પાદશાહ હોરમજદે પોતાના દીકરા ખુશરો તરફ ધીક્કાર દેખાડવો.

જમાનાના રંગનો નથી કઇ હિસાબ,
પહડે કોણુ કિસમતની કાળી કિતાબ
હતી જેને તાજો તખતની ઉમેદ,
કિધો દીન કાળો ઝલકતો સુફેદ
હતો શાહ હોરમજદનો એક અમીર,
લડાયક બળમા હતો સુરવીર.
જમાનાનો બીજો તે રૂસ્તમ હતો,
હર ફંદ બદમા તે ઉત્તમ હતો.
શાહીનો બેહદ તે શોકીન હતો,
નામે તે બેહરામ ચોબીન હતો
રચ્યુ તેણે ફીતુર જબરૂ જબુન,
કરે જેથી હોરમજદ ખુશરોનુ ખુન
હતો રોજ બોરદાદ, અને માહ દય,
ગયો વીજ વેગે બહેરામ રય
ફિતુર એક રચિયુ કરી ખુબ ખિયાલ,
ઉભી ત્યા કરાવી તુરત ટંકસાલ
કિધો રયે શેહરમા તેણે હુકમ
"સુનાના પાડો હજારો દીરમ
ખુશરોનુ છાપો દિરમ પર નામ,
વળી પાડો તસ્વીર વિના કાઇ ખામ"
પડાવી એ સિક્કા ચલાવ્યુ ચલન,
ચાલુ કીધુ દેશ પરદેશ વળણુ.
થઇ જયારે હોરમજદને એ ખબર,
પડી તેની સિક્કાની ઉપર નજર
ગુસ્સાથી બેતાબ થઇ એમ કહ્યુ.
"અરે ખુશરૂ તારૂ કાણુ થયુ
જીગરથી ગણીયો જીયાદા પિસર,
કિધો અંજુમનપર તુને અફસર
પેદરના લહુનો તરસ્યો થયો,
દયાનોબી કતરો ન દીલમા રહ્યો
અગર છે પેદર જો તુને ના પસંદ,
તુ જેવુ બહેતર મરો ફરજંદ
તુને શુ હતુ સુખ મુજથી કમી,
કે હસ્તી મહારી તુને નહિ ગમી
મગજ પર તુને ચહડી લોભ તાપ,
તખલ કાજ ચાહ્યુ તે ખુને-બાપ
ગજબ ચર્ખ-કોહન તું પર હજાર,
પલકમા કરે સપતીને ખુવાર
ખલક તુજ ચલન પર લિયાનત હજાર,
પલકમા કરે સલતનત બિસમાર
મરો પુત એવા કપુત નાબકાર,
બને બાપના મોતના તલબગાર
સમજ વાત મારી છુપી એ નફર,
કહુ જે તુને કામ તે જલ્દ કર
બેતાબ થયો છુ સુણી આએ હાલ,
તે ચાહે છે કરવા મહારો નિકાલ.
કર ખુશરોની તુ હસ્તી ખતમ,
રખે કહેતો કોઇને તુ એ ભરમ.
ધરી હામ દીલમા જો ધુન ધરે,
છુપછાપ ખુશરોનુ જો ખુન કરે.
કરશ હુ નવાજી તુને નિહાલ,
જા જઇ કર ખુશરોનો નિકાલ"

* * *

અરે એ દગલબાજ ! દુનિયા-એ-દુ,
બની બાપ દિકરાનુ રેડે લહુ
બગડીયો જમાનો 'ને બગડી હવા,
થયુ લહુ જમાનુ રંગે સિહા

### ખુશરો પરવીઝનુ મહેલમાંથી નાહસવુ.

પડી ખુશરોને એ કાંને ખબર,
કે "રૂઠયો છે હોરમજદ તેની ઉપર"
થયો ગુમ એકદમ તે રાતોરાત,
જીવ લઇ નહાઠો તે નેકજાત
લિધા સંગ સાથે થોડા સવાર,
બાદાન, પીરૂજ સમશીરદાર
પીલજીર, ગુરગોન બજરગુજાર,
અસ્તારૂપ, ખુનજેશ્ત હતા કારજાર
ફેરમાની ફીરોજ, શીરાજી સામ,
ગયો અસ્ફન્દીયાર સંગ નેકનામ.
તીસ્ફુનથી નાહઠો લઇને તે જાન,
નિકલી ગયો આજર આબાદ ગાંન

## હોરમજદને ખુશરોના નાહસવાની ખબર પડવી

પાદશાહ હોરમજદે કમનસીબે એવુ માની લીધુ, કે જ્યારે ખુશરોએ પોતાને નામના સિક્કાનુ ચલન ચાલુ કીધુ છે, ત્યારે જે વખત જાય છે, તેમા ખુશરો તેની સામે બલવો ઉઠાવી તેનો પરાજય કરશે, માટે એને જીવતો રાખવામા જોખમ છે, અને તેથી તેણે તેનુ ખુન કરાવવાની છુપી ગોઠવણ કીધી પણ તે ગોઠવણ પાર પડે, અને ખુશરોનું ખુન થાય તે આગમચ, ખુશરોને તેના બાપના વિચારની ખબર પડતાજ, તે તેસીફુનના મેહલમાથી રાતોરાત પોતાના થોડાક માનીતા રફીકો સાથ નાહસી આજ઼ર આબાદગાન તરફ નિકળી ગયો.

ખુશરોના નાહસવાની ખબર જ્યારે તેના બાપ શાહ હોરમજદને પડી, ત્યારે તે ઘણોજ ઝખવાનો પડી ગયો. પણ આ ખુનની વાત છુપી રહી નહી બોલતા બોલતા ખુશરોનુ ખુન કરાવવાની ખબર રઇયતમા ફેલાઇ ગઇ, જેથી ચોતરફ ખળભલાત થઇ રહ્યો, રઇયત બેદીલ બની ગઇ, અને શેહરમા બલવો ફાટી નિકલ્યો ગુનેહગારો તેમજ નિરદોશો, જેઓ બદીખાને પડયા હતા, તેઓએ બદીખાનામાં બદ મચાવી, તેના દરવાજા તોડી બાહાર નિકલી પડી છુટા થયા, અને તે સઘલાઓ ખુશરોને જઇ મલવા તૈયાર થયા, અને તેને વફાદાર રેહવાના કસમ લઇ જાહેર કીધુ કે "પાદશાહીને લાયક ખુશરો છે, માટે તેની પનાહમા રહી લડવા હમો તૈયાર છીયે"

## પાદશાહ હોરમજદે ખુશરોના મામા ધસ્તમ અને બદુઇને કેદ કરવું.

ખુશરોના નાહસી જવાની ખબર જેવી પાદશાહ હોરમજદને પડી, તેવુંજ તેણે માની લીધુ કે, ખુશરોના બે મામા, ધસ્તમ અને બેદુઇની તેને નહસાડવામા સામેલગીરી હોવી જોઇયે, માટે તે બને જનોને હાથમા બેડી નખાવી કેદ કરાવ્યા. પણ શેહેરમા એ વાત ફેલાતાજ લોકો ગજાવર સખ્યામા ઉસ્કેરાઇ એકઠા થયા, અને બલવો ઉઠાવી બદીખાનામા જબરીથી દાખલ થઇ, ધસ્તમ અને બદુઇના બધ તોડી તેમને છુટા કીધા

ધસ્તમ અને બદુઇ બલવાખોરોની સાથે મલી ગયા, અને પોતાની સાથે બલવામા સામેલ થવા માટે બજારના ગજાવર ચોકમાં ઉભા રહી, શેહરના તમામ લોકોને બાપુકાર ભાશાણો કરી તેઓ સમજાવવા લાગ્યા

પુકારીને ધસ્તમે કીધો અવાજ:
" સુણો મહેરબાનો, સુણો સર્ફરાજ.
નથી શાહ તમારો, નથી કોઇ ધણી,
હવે દેશ બેહરામ લેશે હણી
ગઇ રહાતે-રૈયત, દમદમ બેદાદ,
બરપા કિધો હોરમજદે ફેસાદ
અબરમા છુપાયો ખુશરો શાહ,
રજો જુલમથી થઇને તબાહ.

પીસરને કરાવા નિકહયો કતલ,
નાહસી વમળમા પડીયો કમલ
બેદાદ હિયાં છે, બેદાદ ત્યા,
સિતમ છે, જુલમ છે, જુવો જયાં જ્યા.
દોલતો-અસ્મત, ઇજ્જતો—માલ,
બચાવો એ સહુ, તજી બદખિસાલ
અગર હોય પ્યારા બચાં 'ને બાળ,
અગર હોય બેટી 'ને બેહનો વહાલ

અગર હોય વહાલો ઇનસાફ અદલ,
અગર હોય કરવા દુખને ફજલ
અગર હોય વાહલી ઇરાન જમીન,
અગર હોય વાહલી જરથોશ્તી દીન.
ઉઠો તમ કુલ બહેગાને ખુદા,
બનાવો ખુશરો પરવીઝ શાહા
છે શાહી હોરમજદને નારવા,
ખુશરોને લાવી કરો શેહનશાહા
અગર હોય મજુર નહિ હમ કલામ,
તજી આ વતન હમ જઇશુ તમામ
ગમે તો મલો દુશમનોને જઇ,
ગમે તો મલો હમને હિયા રહી"

પાદશાહ હોરમજદની આખો ફોડી
નાખી તેને આંધલો બનાવવો.

શેહેરમા પુકારો તુરત ઉઠીયા,
સુણી ઘસ્તમ 'ને રઇસ રૂઠીયા
રૂઠી કુલ રઇયત બની જેરદસ્ત,
હોરમજદ શાહને કિધો પદભ્રષ્ટ.
ધસી સહુ ગયા મેહલમે મસ્તીથી,
લિધુ તાજ છિનવી જબરદસ્તીથી.
તખતપરથી ઘસડી પટકિયો જમીન,
કિધો તેનો રોશન બરગસ્ત દીન.
પકડીયા ઘસ્તમે ગુસ્ફો 'ને બાલ,
લાવ્યો તપાવી લોખડ લાલ.
ચશમપર દિધા દહામ લોખડથી,
ફોડી બે આખો આન-દથી
તવલતો તફડતો જમીનપર પડી,
બોઇ નગ, બની તગ, પૂકારે રડી.
ફસડતો, સસડતો, કુટી સર રૂવે,
નહી કોઇ આગલ કે પાછલ જુવે.
આ મક્કાર દુનિયા છે દિન ચારની,
ના કર ભરૂસો છે વન સારની (6)



# ખુશરો પરવીઝ.



ભાગ ૨ જો.

**એક વેરાન વનમા, એક પાણીના તલાવ અદર અઘોળ કરતી શીરીન ઉપર ખુશરોની નજર પડવી.**

પાદશાહ હોરમજદને એવી રીતે ઘસ્તમ અને બદુઇએ, તપાવેલા લોખડને તેની આખોમા ભોકી અપગ કીધા પછી, નાહસી ગયેલા ખુશરોને શોધી કાહાડી, તેને ઇરાનની ગાદી ઉપર લાવી બેસાડવા સર્વે જન બાહાર પડયા, કેમકે હોરમજદની જુલમ ગુજારીથી રૈયત ઘણીજ ત્રાસી ગઇ હતી [૧]

૧. રોલીનસનના જણાવ્યા પ્રમાણે સઘલા સાસાની પાદશાહોમા પાદશાહ હોરમજદ સહુથી વધારે જુલમગાર અને ઘાતકી ગણાયો છે તેના બાપ પાદશાહ નોશીરવાન આદેલના મરણ પછી જયારે તે ઇરાનની ગાદી ઉપર બેઠો, ત્યારે રૈયતનુ ભલુ કરવા માટે તેને જે ભાશાણુ કીધુ હતુ, તે પ્રમાણે ચાલવાનુ તે બીલકુલ ભુલી ગયો હતો, અને પાછલથી રૈયત ઉપર તેણે ઘણોજ જુલમ ગુજારયો હતો તેણે પોતાના ઘણાક અમીરો ઉમરાવો, વજીરો વિગેરેને મારી નખાવ્યા હતા. જેથી એની રૈયત ઘણીજ બેદીલ બની ગઇ હતી.

બીજા હાથ ઉપર શાહજાદો ખુશરો, પોતાના માનીતા સવારો અને રસાલા સાથ, પોતાનો જીવ બચાવવા નાહશતો ભાગતો અતે લાંબી મજલ કાપી, એક વેરાન વનમાં એક પાણીના ચશ્મા આગલ, ઝાડોની ઘટા અને ચોતરફ ખીલી રેહલી લીલોતરી જોઇ, થોડોક વાર આશાયશ લેવાના ઇરાદાથી, તેણે ઘોડા ઉપરથી ઉતરી ત્યાં પડાવ નાખ્યો, અને તેના રસાલેદારોએ પણ ત્યા ઘોડાઓને ઝાડો હેઠલ ચરતા મુકી, તેઓ આસાયશ લેવા લાગ્યા.

## 'શબદેજ' ઘોડા ઉપર ખુશરોની નજર પડવી.

ખુશરો પોતાના બાપ હોરમજદના જુલમ ઉપર અફસોસ કરતો, આ સુંદર ચશ્માની આસપાસ આવેલા ઝાડોની ઘટાની લીલોતરી વચ્ચે વિચાર કરતો ફરતો હતો, તેવામાં તે નિરમળ પાણીના ચશ્માની સામી બાજુના કિનારા ઉપર, એક કાળા ભમર જેવા રંગના, અને મરોડદાર મોર મીસાલની ગરદનવાલા એક ખુબસુરત ઘોડાને ઝાડ સાથ બાંધેલો તેણે જોયો

## ખુશરોએ શીરીનને ચશ્માના પાણીમાં ગુસલ કરતી જોવી

આવો નામીચો દીલપસંદ ઘોડો તે વેરાંન જંગલમા કયાથી આવ્યો, તેની જુસ્તજુ કરવા ખુશરોએ ચોતરફ તજવિજ કરવા માંડી, તો તે ચશ્માના નિરમળ પાણીમાં, એક માહતાબને ચેહરેની સુંદર નાજનીનને, નીલોફરના ફુલની મીસાલ તેણે બેઠેલી જોઇ.

તે ચશ્માના પાણીમા બેસીને તે બાંનુ પોતાના બાલોને હર તરફથી ધોઇને સાફ કરવામાં રોકાઇ હતી. ઘડીમા તે પોતાને હાથે કરી પાણીને માથા ઉપર છીડકતી હતી, તો ઘડીમા તે પોતાના ચેહરાને ધોતી હતી આ બાનુ કોઇજ નહી પણ એરમનની શાહજાદી શીરીન પોતે હતી. તે પોતાની રસાલેદાર સખીઓને શેકારગાહમા પડતી મુકી મદાયન તરફ જતા, રાહમા થાક અને ધુલથી બેજાર થયા પછી, ધુલથી ખરાબ થયલા પોતાના બદનને સાફ કરવા, આ ચશ્મા અંદર ઉતરી ગુસલ કરતી હતી ખુશરો આ નાજનીનને જોઇ બેખુદ થઇ ગયો, મગર તેને સેહજબી એવો ખ્યાલ નહી હતો, કે તે બાનુ શીરીન પોતે હતી. પાણીના ચશ્મામા ગુસલ કરતી આ બાનુને જોતાજ તે પોતાની હાલત ભુલી, મનમા વમાસણ કરવા લાગ્યો (6)

## શીરીનનુ ખુશરોની નજર ચુકાવી નિકલી જવું

બેશક ખુશરોની હાલતમાં મોટો ફેરફાર થઇ ગયો હતો. ખુરશેદના કિરણો જમીનપર પડી તે બિયાબાંન વનને રોશન કરતાં હતાં, અને ખુશરો તે ખુરશેદના કિરણોની વચ્ચે, ઝાડને ઓઠે છુપાઇ, દુરથી શીરીનની હીલચાલ જોતો હતો, પણ એ સઘળો વખત બાંનુ શીરીનના રૂહ ઉપર ગફલતનો પરદો પડેલો હોવાથી, એક બિગાના મરદની ત્યા હાજરી હતી, તેની તેણીને જરાબી ખબર પડી નહી.

પણ તેવામાં એકાએક એક બનાવ બન્યો. શીરીનના ઘોડાની નજર ખુશરોની ઉપર પડી, અને ગોયા પોતાની માલેકને એક પરાયા પુરૂશની હાજરી માટે ખબર આપવાની તજવિજ કરતો હોય, તેમ તે ઘોડાએ એકાએક જોરથી ખંખાર મારી તેણીને

ખબરદાર કીધી તુરતજ પોતાના ઘોડાનો અવાજ સાંભલી, શીરીને તે તરફ નજર કીધી, અને તેજ વખતે ઝાડોની ગીચ ઘટા વચ્ચે, એક સોહામણી સીકલના જવાંનને તેણીએ જોયો.

શીરીનની લાજ અને મરીયાદાનો પાર રહ્યો નહી જેના બરહેન બદન ઉપર આજ સુધી ફરેસ્તાઓની નજર વટીક પડેલી નહી, તે એક પરાયા જવાંનને આવી રીતે પોતાની સામે જોઇ ગભરાટમા પડી. પણ શાએર કહે છે, કે તેજ વખ્તે

"થઇ બાદ-એ-તુંદ મીસલ કોઇ જવાળા,
દિધી ઢાંકી શીરીનને ઝુલફો એ કાળા "

## કુદરતે શીરીનની લાજ રાખવી. શીરીનનુ ગુમ થવું.

પણ ખુશરોની આ ખ્યાલી મોજમા અચણુચ ખલલ પડી. એ ખલલ ગએબી હતી! વનમાં એકાએક હવા તુંદ બની તુફાની થઇ, અને પવન જોરથી ફુંકવા લાગ્યો તે એવી રીતે ફુંકાયો, કે શીરીનના માથા ઉપરના બેહદ લામ્બા બાલો, તે પવનના જોરથી ઉડી તેણીના વસ્ત્ર વગરના બદનની આસપાસ એક પોશાકની મીસાલ વિંટલાઇ જઇને, તેણીના બરહેન શરીરને ઢાંકી દીધુ

ખુશરો પેલા ઘોડા આગલ જવાની તજવિજ કરે, તે આગમચ શીરીન પેલા ચશ્માના પાણીમાથી બહાર નિકલી પડી, પોતાનો પોશાક બનતી ઝડપે તુરતજ પેહડી ઘોડે સવાર થઇ, મદાયન તરફ નિકલી ગઇ

ચશ્માને કિનારેથી વલાણ લઇ, ખ ખાર મારીં રહેલા પેલા ઘોડા આગલ ખુશરો જઇ પુગે, તે આગમચ શીરીન મદાયન તરફ નિકલી ગઇ, તેનુ ખુશરોને ધ્યાન વટીક રહ્યું નહી. ખુશરો તે જગ્યા આગલ જઇ તલાશ કરવા લાગ્યો, તો તેણે તે ઘોડાને તેમજ પેલી મહાબુબને ગુમ થયેલા જોઇ અફસોસમા પડયો. ચશ્માની આસપાસ તેણે ઘણીબી શોધ ચલાવી, પણ તેને કાંઇબી નિશાણી તે બાનુની મલી નહી. તે તેણીનુ મન લુટી ગઇ હતી તે વેરાન વનમા પુકાર કરી ગમ કરવા લાગ્યો, અને હર તરફ તે જયાંબી નજર કરતો, ત્યાં તેની નજરે ગોયા તે નાજનીનનીજ સુરત દિખાતી હતી. તે વેરાંન વનમાં, ખુશરો પોતાના રસાલાથી જુદો પડી, એક દીલહરન મહાબુબની શોધમા ઝાડોની અતરાફમા શોધ ચલાવતાં, મનમા મુઝાઇ તે બોલતો કે —

## શએર.

"કહા દેહ, કહા પ્રાણ, કહા જાન મારો, છુપાયો કહા જઇ વનમા સિતારો.
પૂકારૂં અગનથી બળીને પુકારો; અજબ એ જળનની જફાથી ઉગારો.
લિધું દિલ લુટી, દરસ તો દેખાડો, અરે હકતાલા તરસ તો મટાડો.
સિતમગર તુંએ આવી શુ કામ કીધુ; લુટી દિલ મહારૂં બદનામ કીધુ." (7)

કમળ નયેને નિર ભરતો, હર કદમ નીહાલતો,
વનની વચ્ચે શોક કરતો વૃક્ષો માહે ભાલતો.
ડગ ડગીને ટક ટકીને, નિરખી વનમે ચાલતો,
પ્રિતમા જલી, પળપળ છળી, કચન બદનને બાળતો.

ડાળે ડાળે, પાત પાતે, જ્યા જ્યા નજર કરતો ફરે,
વનની વચ્ચે સોધે પણ સુંદર સલુણી ના જડે.
ચંદ્ર સમ દરશન દિઠા, નિર્મળ નૈને નીર ભરે,
લુટી ગઈ સબરો–કરાર, હિયા તરફડી ખુશરો મરે

## ઈરાંની અનજુમનની સાથે ધસ્તમનુ ખુશરોને આવી મલવુ.

ખુશરોની આવી બેતાબ હાલતમા તેનો મામો ધસ્તમ, ઇરાની અનજુમનના એક મોટા લશ્કર સાથ, તેને શોધતો ત્યા આવી લાગ્યો, અને તે લોકનો તેની સાથ ત્યા મેલાપ થયો. આ અનજુમનની સરદારી ખુશરોના મામા ધસ્તમ અને બંદુઇએ લીધેલી હતી. તેઓએ ખુશરોને તમામ ગુજરેલી બાબદથી જાણીતો કીધો, અને પાદશાહ હોર મજદ અપંગ થયો, તેની ખબર આપી, તેને ઇરાનની બાદશાહી લેવા ઇંજન કીધુ

પોતાના બાપ પાદશાહ હોરમજદના અપંગ થવાની ખબર સાભલી, ખુશરો ઘણોજ દલગીર થઇ બોલ્યો કે "આ ખબર સાભળી હુ જરાબી ખુશી થતો નથી. જ્યારથી મારા બાપે મારૂ ખુન કરવાની તજવિજ કીધી, ત્યારથી મે ઇરાનને છેલ્લી સલામ કીધી છે. છતાં હુ હારમજદનો દીકરો, અને એક ગુલામ હતો, અને હજીબી હુ તેનો ગુલામ છુ. તે મને જે ફરમાવશી, તે બજાવવા હુ તૈયાર રહેવશ"

## ખુશરોનુ રાજધાની શેહરમા પાછુ ફરવુ.

### ખુશરોનુ તેના બાપ સાથ મલવું

લશ્કર અને અનજુમન સાથ ખુશરો રાજધાની શેહેર તરફ પાછો ફર્યો બુજેર્ગો અને આગેવાનો ખુશરોને સામે લેવા ગયા. તેને જોઇને સઘલાઓ ઘણાજ ખુશી થયા. તેઓએ તેની ઉપર ગૌહર અને ખજાનાનો નેસાર કીધો, અને એક મતે અનજુમને ખુશરોને પાતાના પાદશાહ તરીકે જાહેર કીધો

ગાદી નશીન થયા પછી, ખુશરો પોતાના બાપને મલવા દુખી દીલે મેહલમાં ગયો, અને તેની ખીદમતમા સર ઝુકાવી તે નમન કરી ઉભો પોતાના બાપની અપંગ હાલત, અને તેની પરેશાંની જોઇ, ખુશરો હાય મારી રડી પડયો, અને તેને ગળે વલગી પડી, તેના કપાલ અને તેની અપગ આખો ઉપર બોસા લીધા, અને માહેતમ ભરેલે અવાજે સર કુટી તે વિલાપ કરવા લાગ્યો (8–9)

### હોરમજદે પોતાના દીકરા ખુશરો આગલ વિલાપ કીધો

કુટી સર પુકારી કહે હોરમજ:
"ઓ હાનાવ બેટા કહુ તે સમજ.
જુલમ કીધો મુજપર બળ જોરથી,
લૂટાઇ ગયો છુ દગાખોરથી
લિધુ મારી આખોનુ બેસુળ નુર,
કિધી મારી દુનિયા સિહા બેકસુર.
તપાવીને લોખડ લાવ્યા લાલ,
ફોડી બે આખો, કિધો આએ હાલ
હવે માગુ છુ તારી પાસે વચન,
બર લાવ મારા ફરમાન તણુ
અવ્વલ મારી છે એ મુરાદ,
મળવુ મને આવી હર બામદાદ.
સુણી કાંનથી તારો હર રોજ અવાજ,
ખુશીમા રહે મારો દિલખુશ મિજાજ.

બિજી મારી મરજી છે દિલજાન,
નિયાગાનોના સાંભલુ દાસ્તાન
કથે કોઇ આવી કિરત કિર્તન,
ખુશી થાય મારૂ રંજીદ મન.
ત્રીજી અરજ સાભલી લે વહાલ,
ગસ્તમ 'ને બન્દુઇ છે બદખિસાલ
એ મામા બે તારા પરસ્તાર છે,
મગર બન્ને મરદુમઆજાર છે.
એ બન્નેએ મારી ફોડી ચશમ,
કિધો મારી ઉપર જબરો જુલમ.
૧૪,૦૦૦

અરજ એ ગુજારૂ બને બેહુ અપંગ,
જુવે મારી માફક દુનિયાનો રંગ.
અપંગ તે બનીને કરે શોર શાર,
સૂણો મુજ કાંને, પામુ કરાર
ખુદા તારો ઇનસાફ અગર હોય હક,
કર એ ગુનહાગારોને તુ ગરક.
ઓ ધરતી તુ તડકી કર ખુલ્લુ પતાલ,
ગળી જઇ મુરદારોનો કર નિકાલ
ઓ ખુરશેદ કર પાક જગ તેજથી,
પનાહ પામે ઇરાન પરવેજથી. (10

### ખુશરોએ પોતાના અપંગ બાપ હોરમજદની મુરાદ બર લાવવા વચન આપવુ

પોતાના બાપની આવી નિરાધાર અને અપંગ હાલત જોઇ ખુશરો ઘણોજ દુખી થયો. તેણે પોતાના બાપની ઉપર આવી ઘાતકી જુલમ ગુજારી કરનારાઓ ઉપર તેનુ વેર લેવાનો નક્કી ઠરાવ કીધો, જો કે તે જુલમ ગુજારનાર તેના બે મામાઓ ઘસ્તહમ અને બન્દુઇ પોતે હતા. દુખી દીલે અને રડતી આંખોએ તે પોતાના બાપની પાસે બેસી તેને દિલાસો દેવા લાગ્યો

ચશમ નીર ભરતી, દરદ દીલ ધરી,
રડયો ખુશરો જોઇ પેદર દમ ભરી
" ન કર ગમ પેદર તુ ચશમને થકી,
બનવાનુ હોય તે બને બસ નક્કી.
કસમ છે નાબુદ કરશ બદ નસલ,
કરશ હુ ઘસ્તમ 'ને બન્દુઇ કતલ

કે કસ કફન વન જંગલમે લાસ,
કિનામા કરશ બેહુ મામાનો નાશ
રહો શાદમા તારૂ રોશન રવાન,
મદદ ગયેબી આપે નોશીરવાંન.
રજાથી તહારી હુ રાજી થવશ,
ફરમાન હરએક સરપર ધરશ"



# ખુશરો પરવીઝ.

### ભાગ ૩ જો.

### ખુશરો અને શીરીન.[1]

#### ખુશરો અને બેહરામ ચોબીન વચ્ચે જાગેલું જંગ[2]

જ્યારે બેહરામ ચોબીનને ખબર પડી, કે પાદશાહ હોરમજદ અપંગ થયો છે, અને તેનો દીકરો ખુશરો તેની ગાદીએ બેઠો છે, તે તેને ગમ્યું નહી. તેના રાજ અમલના પેહલ્લાજ વરશમા બેહરામ ચોબીને ખુશરો સામે લડાઇ જાહેર કીધી ખુશરોએ તેને મનાવી લેવાની ઘણી તજવિજ કીધી, પણ બેહરામ ચોબીન કાઇબી નક્કી સેવટ ઉપર આવ્યો નહી.

#### ખુશરોએ બેહરામને સમજાવી લેવા માટે નેહરવાંન તરફ જવું

પોતાના રાજ અમલના પેહલ્લાજ વરશમા એક ખુનખાર લડાઇ થાય, તે જોવા ખુશરો બીલકુલ રાજી નહી હોવાથી, તેણે કાઇબી રીતે બેહરામ ચોબીનને સમજાવીને મનાવી લેવાનો વિચાર કીધો પોતાનો એ વિચાર અમલમાં મુકવા, અને ચોબીન સાથે સુલેહ કરવાના ઇરાદાથી, તે તેને મલવા ઘોડેસવાર થઇ નેહરવાન તરફ ગયો. ખુશરોના આવી પુગવાની ખબર બેહરામને પડતાજ તે તેની સામે તેને આવી મલ્યો, અને ખુશરો તેને ઘટીત માન આપી, સુલેહ સપજથી કામ લેવા માટે સમજાવવા લાગ્યો.

| | |
|---|---|
| "બહાદુર ચોબીન, જરા કર વિચાર, | સગાર તુ શાહે દરબાર છે, |
| શા કાજ મુજ સાથ કરે તુ બિગાડ | જગમા તુ સાહેબે સરદાર છે |

---

૧ ખુશરો પરવીઝના કિર્તનના પેહલા બે ભાગમા તેના બાપ પાદશાહ હોરમજદ અને ખુશરોના સબધમાં બનેલા મુખ્ય બનાવોનો એક સક્ષેપ સાર દરશાવ્યો છે, જેમા પાદશાહ હોરમજદને ખુશરોના બે મામા ( હોરમજદના સાળાઓ ) એ, તેના ગેર ઇન્સાફ અને જુલમથી ત્રાસ પામી, તેની આખો ફોડી અપગ કીધો હતો, અને ખુશારોને ઇરાંનની ગાદી ઉપર બેસાડવાનો રસ્તો ખુલ્લો કરી આપ્યો હતો આ ત્રીજા ભાગમાં ખુશરો પરવીઝ ઇરાનના પાદશાહ તરીકે તખ્તનશીન થાય છે, અને અરમનની શાહજાદી શીરીનની મોહબતમા પડવાનો જગ આશકાર બનાવ શરૂ થાય છે એ ભાગમા બીજા ઘણાક વીર રસ બનાવો બન્યા પછી, ખુશરો પરવીઝની પડતી, અને તેના મોતનો કરૂણારસ અજામ કેવી રીતે આવે છે, તે વર્ણવ્યું છે. ( કરતા )

૨ ઇ૦ સ૦ ૫૯૦ ના સાલના માર્ચ માસની ૨૨ મી તારીખ પછી થોડેક મહીને, પાદશાહ હોરમજદને પદભ્રષ્ટ કીધા પછી, ખુશરો પરવીજ ઇરાનના તખત ઉપર બેઠો, અને તેણે ૩૮ વરશ રાજ કીધુ, કેમકે ખુશરો પરવીઝ તારીખ ૨૪ મી ફેબ્રુઆરી ઇ૦ સ૦ ૬૨૪ મા કેદ પકડાઇ, પોતાના દીકરા શેરૂઇને હાથે મરણ પામ્યો હતો.

અરકાને શાહી તુ છે એ હલીર,
હુ ચાહુ બને તુ મ્હારો વજીર
જે જે છે આજે, તે કાલે નથી,
ખિલ્યાં પાત રેહતા ડાળે નથી
નથી હિંધી ગર્દિશે કોઇને પનાહ,
કિધા પેશહાકી 'ને કયાની ફના
સમજ બાદશાહી નથી કઇ ખુદઇ,
આજે છે મારી 'ને કાળે પરઇ.

જરા કર ફિકર તુ દાહારની,
જગતમા જીદગી છે દિન ચારની"

## બેહરાંમ ચોબીને ખુશરોને જવાબ દીધો

"બ ધ કર બકબક, ખામોશ જબાંન,
કર ગુફતગુ રાખી સાબુત ધિયાન
નસીબવત બેહરાંમ છે બખ્તબાજ,
ખુશરોને લાજમ નથી તખ્તો-તાજ
ઉઠાવી રહ્યો મારી સામે તુ જગ,
કમ હથી હુ બાંધી કરશ તુને તગ.
મહાયન મ્હેલો કરૂ ખાક સમ,
કસમ છે ખુદાના લરૂ ત્યારે હમ
કરૂ તારી વનમે કબર 'ને મજાર,
લટકાઉ તુને હુ ફાસીને બાર
નસલ નીચ તારી બેબુનિયાદ છે,
હવે તારો બેહરામ જલ્લાદ છે"

## ખુશરોએ બેહરાંમને મનાવી લેવાની તજવિજ કરવી

ખુશરો આવા કાતીન સખુનો સાભલી ઘણોજ દુખી થયો તેણે જોયુ કે બેહરાંમ રણ ઉપર ચહડેલો છે, તે લડવા વગર રેહનાર નથી છતા ખુશરોએ તેને જવાબ દીધો "ઓ અધીરા, બેસબર અને તુંમાખી પેહલવા.', કોઇબી યઝદાં પરસ્ત જરથોસ્તી એવા નાલાયક સખુનો બોલેજ નહી હુ જ્યારે તુને સમજાવીને સુલેહની વાતો કરૂ છ ત્યારે તુ ગાલ ગલોચ કરેછે, એ તારી રીત પાદશાહો અને પેહલવાનોને છાજતી નથી. એક અરબને પારસી બનાવવા માગે, તો ત્રણ વરશ વહી જાય, તો પણ તે પારસી બની શકે નહી તુ મને ઇરાંનની પાદશાહી ભોગવવા માટે નાલાયક ગણે છે, તો મારા પેદર હોરમજદ તરફથી, અને મારા બપાવા નોશીરવાન તરફથી, તુ કોણને લાયક ગણે છે." (11)

## બેહરાંમે ખુશરોને જવાબ દેવો, અને ખુશરોએ સાસાંની શાહીના બચાવ માટે ખુરશેદની સેતાયેશ કરવી.

બેહરાંમ લડવાનોજ વિચાર મનમા બાધી રહેલો, એટલે ખુશરોની મનાવટે તેના દીલ ઉપર સહેજબી અસર કરી નહી, અને તે બેઅદબ બની બોલવા લાગ્યો "ખુશરો, તારી એવી શીખામણોની મને દરકાર નથી. લોકોને જયારે કામ ધંધો હોતો નથી, અને જ્યારે તેઓ પરવારતા પડે છે, ત્યારે વગર માગવે તેઓ શીખામણ આપવા બાહાર પડે છે તારી પાસથી જે કોઇ પાદશાહી જીતી લેશે, તેને લાયક ઇરાંનનું તાજ અને તખ્ત થશે."

આવી બેઅદબ બેઅદબી બેહરામ ચોબીનને કરતા સાભલી, ખુશરો પોતાના ઘોડાની લગામ ફેરવી, એક એકાત જગ્ગે ગયો, અને ત્યા ઘોડા ઉપરથી ઉતરી, ખુરશેદ યઝદ તરફ પોતાનુ મોહોડુ કરી તે સેતાયેશ કરવા લાગ્યો.

"ઓ દયાલુ, મહાવીર, બળવત બાપ,
મદદ તારી ખુશરો પરવેઝને આપ
રહુ દેશ અને તખ્તે-કયાની થકી,
રહુ જાહો-અસ્મત ઇરાની થકી
અગર શાહીનો હુ નથી હકદાર,
અગર હક મારો ન હોય પાયદાર.
તો નથી ચાહતો લડવા હુ ઓ દાદગર,
નથી જગ ચાહતો હુ બાધી કમર
પડુ કોઇ આતશ કદેહમા જઇ,
આતશનો નોકર થવશ હુ રહી
તજી દઇ તખત 'ને તજી મારૂ તાજ,
કરૂ પાક આતશની હુ નમાજ.
ગુજારૂ દરવીશ બની જીદગી,
કફન પેહડી ખાકી કરશ બદગી.
અગર હોઉ શાહીનો હુ હકદાર,
તો કર મારા દુશમન તુ ખારજાર
અગર પાર પાડે તુ મુરાદે-મન,
તો આતશને અર્પણુ કરૂ તન-મન
કાંનોના મુલક 'ને કચન હાર,
કરશ મારા કેબલા ઉપર હું નિસાર
જર 'ને જવાહીર, હજાગે હજાર,
કરશ મારા કેબલા ઉપર હું નિસાર
અરજ તુજ જનાબે કરે ખુશરૂ,
દયા કર દયાલુ ઉભો રૂ-બ-રૂ.
અગર હોઉ હકદાર, તખ્તે કિયાન,
મદદ તમ કરો કિયાંનીઓના રવાન
મદદ તમ કરો રૂહે નોશીરવાંન,
મદદ માગુ કયખુશરૂ ઓ મહાન
મદદ માગુ રોશન ફરીદુન રવાન,
બચાવો તમો આજ તાજે-કિયાન
મદદ કર ગુશ્તાસ્પના પાક રૂહ,
કરે છે ઝુકી સર અરજ ખુશરૂ
પનાહ તારી યઝદાં, નિરજન પાક,
પનાહ વન તહારી, સાસાની ખાક
થશે અસ્ત શાહી, બની ખારોખસ્ત,
થશે દીન ધરમ કુલ પામાલ નશ્ત"

## ખુશરોનુ બેહરાંમ સાથ લડવુ અને હારી ખાઇ નહાસવું

એ પછી ખુશરોએ બેહરાંમ સામે લડવા માટે એક મોટુ લશ્કર તૈયાર કીધુ. અંતે એક મોટી લડાઇ નેહરવાંન શેહર આગલ આવેલાં મયદાનમા સાત દિવસ સુધી બને લશ્કરો વચ્ચે ચાલુ રેહી. સાતમે દિવસે બેહરાંમે ખુશરોના લશ્કર ઉપર મધ રાતને સમે તુટી પડી, સખત કતલ ચલાવી, જેથી ખુશરોનુ લશ્કર ગભરાટમા પડી નહાસ ભાગમા પડયુ, અને કેટલુક લશ્કર નાહિમત બની બેહરામને શરણુ થયું, એવો મામલો જોઇ, ખુશરો પોતાના બન્ને મામા ધસ્તહમ અને બદુઇ સાથ નહાસી તીસીફુન તરફ નિકલી ગયો, અને ત્યા જઇ પોતાના બાપ હોરમજદને મલી, લડાઇના પરીણામથી તેને જાણીતો કીધો.

## ખુશરોનુ રૂમની મદદ લેવા જવુ

પોતાના દીકરાની શિકસ્તની ખબર સાભલી પાદશાહ હોરમજદ ઘણોજ નાસિપાસ થયો, અને હારી નહી ખાવા માટે ઉલટના સખુનો કેહી, તેને એવી સલાહ આપી કે "અરબ લશ્કર ઉપર આવે વખતે ભરૂસો રાખવાથી કાઇબી લાભ થનાર નથી. તેઓ પઇસાને ખાતર તુને દુશ્મનને હાથ સપડાવી દેશે વાસ્તે તુ એકદમ રૂમ તરફ જઇને કયેસરને સઘલી હકિકત જાહેર કર, અને તેની મદદ મેલવ રૂમીઓ કાંઇ બિગાના નથી, પણ તેઓ ફરીદુનની ઓલાદથી ઉતરેલા આપણા ખેશીઓજ છે, તેથી તેઓ તુને જરૂર મદદ કરશે" પોતાના બાપની આ શીખામણ તુરતજ ખુશરોના ધ્યાનમા ઉતરી, તેણે પોતાના મામા બંદુઇ અને ધસ્તહમને પોતાની સાથે રૂમ તરફ જવા માટે તઇયાર થવા ફરમાવ્યું.

એવામાં ચોકીબાનોએ આવી ખબર આપી, કે સરહદની પેલે પાર એક મોટુ ધુલારૂં ઉડી રેહલું દેખાય છે, અને તે લશ્કરની વચ્ચે એક ચકચકીત અઝદાહ પેકર ઝુંડો માલમ પડે છે

આ ખબર સાભલતાંજ ખુશરોએ પોતાના મનમા નક્કી માની લીધુ, કે તે લશ્કર બેહરામ ચોબીનનુજ છે, અને હવે જે વખત જાય છે, તેમા તે શેહરને ઘેરી લેઈ, રાજધાનીનો કબજો લેશે.

## ખુશરોનુ રૂમ તરફ નહાસવુ, અને બેહરાંમનુ તેને પકડવા માટે તેની પુઠે જવુ. પાદશાહ હોરમજદનુ ખુન થવુ.

તુરતજ ખુશરો પોતાના બાપની રજા લેઇ, તેને ભેટી ઘોડેસવાર થયો, અને પોતાના રસાલેદારો સાથ ધસ્તહમ અને બન્દુઇને સાથે લેઇ તેણે રૂમ તરફ જવાની રાહ લીધી. ધસ્તહમ અને બન્દુઇએ જયારે જોયું, કે ખુશરો રૂમ તરફ ઘણીજ ઝડપે આગલ વધે છે, ત્યારે તેઓ ગુપચુપ આખા રસાલાની નજર ચુકાવી પાછા શેહર તરફ નિકલી ગયા, પાદશાહી મેહલમા, પાછલે દરવાજેથી દાખલ થઇ, દિવાને ખાસમાં છુપ છાપ જઇ, પાદશાહ હોરમજદના તખત આગલ જઇ ઉભા

તે કમનસીબ અપંગ પાદશાહ કોઇને જોઇ શકતો નહી હતો, તેનો તે બદમાસોએ લાભ લીધો. ધસ્તહમ અને બન્દુઇએ દિવાને ખાસમાં દાખલ થતાંજ હોરમજદના તખત આગલ જઇ, પોતાની કમરનો ફાંસો તેઓએ તેની ગરદનમા નાખ્યો, અને પાદશાહ હોરમજદના શરીરને તેનાજ મેહલના દિવાનખાનામા લટકાવી દીધું.

એવામા શેહરમા નકારા અને કરનાયાના અવાજો એકાએક સભલાવા લાગ્યા. હોરમજદના ખુનીઓ આ અવાજ સાભલી ફિક્કા પડી ગયા અને તેજ વખતે તેઓ જીવ લઇ નાહસી ગયા, અને ઘણીજ ઝડપે પાછા ખુશરોના રસાલામા જોડાઇ ગયા, અને બેહરામ ચોબીને શેહરમા દાખલ થાઇ પોતાનો અમલ જાહેર કીધો.

## ખુશરોનું 'યઝદાંન સરાય'મા ઉતારો લેવો

અંતે નાહસતો ભાગતો ખુશરો પોતાના રસાલા સાથે રૂમ તરફ નિકલી ગયો. રૂમ જતાં રસ્તામા 'યઝદાંન સરાય' નામની એક ધર્મશાલા હતી, ત્યા ખુશરોએ પોતાના રસાલા સાથ ઉતારો લીધો એ ધર્મશાલામા ખ્રીસ્તી પાદરીઓ રેહતા હતા.

## બેહરાંમના લશ્કરનુ આવી પુગવું, અને ધરમશાલાને ઘેરી લેવી.

'યઝદાન સરાય'મા વસ્તા ખ્રીસ્તી પાદરીઓ પાસે ખુશરોએ કાંઇક ખાવાનુ માગ્યુ, કેમકે સફરની થાકથી તે ઘણોજ ભુખ્યો થયો હતો. તે ખ્રીસ્તી પાદરીઓએ કાંઇક સાદુ ખાનુ લાવી ખુશરો આગલ હાજર કીધુ, અને ખુશરોએ તે ખાનુ બરસમ લઇ બાજ ધરી ખાઇ લીધું, અને ધસ્તહમના ખોલામાં પોતાનુ માથુ મુકી સુતો. હજીતો તેની આંખ લાગી નહી હતી, તેટલા પેલા ખ્રીસ્તી પાદરીએ આવી ખબર આપી, કે દુરથી કોઇ લશ્કર આવતુ દેખાય છે

ખુશરૂ તુરત ઝપકી ઉઠ્યો, અને ઉઠતાને વાર તે સમજી ગયો, કે તે લશ્કર બેહરામ ચોબીનનુજ છે ખુશરોએ તેજ વખત બદુઈને કહ્યું કે "દુશ્મન મને શોધતો ફરે છે મારી પાસે લશ્કર કે સિપાહ કાંઇ નથી હવે કેમ કરવુ, તે મને સમજ પડતી નથી"

## બદુઈએ ખુશરોનો જીવ બચાવવો

બાહોશ બદુઇએ ચાલાકીથી ખુશરોને દુશ્મનને હાથ પકડાઇ જતો બચાવવા માટે એક હિકમત શોધી કાહાડી તેણે તેજ વખતે ખુશરોને કેહ્યુ કે "પાદશાહ વખત ખોવાનો હવે આ સમો નથી તું તારો પાદશાહી દગલો, કાનનુ લુલક, અને જરીન કમરબંધ તથા તાજ કાહાડીને મને આપી દે હુ એ સઘલુ પેહરૂ, તેટલાં તું ધસ્તહમને લઇ રસાલાના માનસો સાથ જેમ બને તેમ ઝડપથી નાહસી રૂમ તરફ નિકલી જા"

બદુઇના કેહ્યા પ્રમાણે ખુશરોએ પોતાના શાહી પોશાક અને તાજ વિગેરે બદુઇને હવાલે કીધુ, અને તેજ વખતે પોતે પોતાના રસાલદારો અને મામા ધસ્તહમને પોતાની સાથે લેઇ રૂમ તરફ નિકલી ગયો, અને બદુઇએ ખુશરોનો શાહી પોશાક અને તાજ પેહડી ઝરૂખા ઉપર આવી નીચે નજર કીધી, તો બેહરામના લશ્કરને મકાનની ચારો બાજુએ ફરી વલેલુ જોયુ

તે લશ્કર બેહરામ ચોબીનનુજ હતુ, અને તે ખુશરોની પુઠ પકડી, તેને જીવતો પકડવા, તેની પુઠે લાગ્યુ હતુ લશ્કરના માનસોએ દુરથી બદુઇને શાહી પોશાકમાં જોઇ નક્કી માની લીધુ, કે ખુશરો એ મકાનમા હોવાથી તે બેશક ઘેરાઇ ગયો છે.

બદુઇ ચાલાકીથી ઝરૂખા ઉપર દેખાવ દઇ પાછો અંદર ચાલી ગયો, અને પાદશાહી પોશાક કાહાડી નાખી, પોતાના અસલ પેહરવેસમા ઝરૂખા ઉપર આવી, નીચે પડેલાં લશ્કરને પુકાર કરી કેહવા લાગ્યો, કે

"તમારો સરદાર જેઓ હોય તેને ખબર કરો કે પાદશાહ ખુશરો પરવીઝે એવુ કેહેણ મોકલ્યુ છે, કે તે સફરની રજથી દાકી જવાને લીધે તેને ઠાક ચહડી છે, વાસ્તે હાલ તે સુતેલો છે, અને આવતી કાલે તે તાબે થશે"

ખુશરોની આ સરત લશ્કરના વડાએ તુરતજ કબુલ રાખી, અને 'યઝદાંન સરાય' વાલા મકાનની ચારે બાજુએ મજબુત ઘેરો નાખવાનો તેણે પોતાના લશ્કરને હુકમ કીધો, કે ખુશરો નાહસી જવાની તજવિજ કરે નહી

## બદુઇની હિકમતનુ જાહેર થઇ જવુ.

તેટલા તો ખુશરો પરવીઝ વીજલીની ઝડપે પોતાના રસાલેદારો સાથ રૂમ તરફ ધસ્યો ગયો બેહરામ ચોબીનના લશ્કરે બદુઇના સખુનો ઉપર વિશ્વાસ રાખી ઠાપ બાધી. બીજે દિવસે ખરો ભેદ જાહેર થયો, કે બદુઇએ લશ્કરના સરદારને ખોટો ભમાવી, ખુશરોને રૂમ તરફ નહસાડયો હતો બદુઇને તેજ વખતે પકડી તેને બેહરામ ચોબીન આગલ મોકલાવી દીધો બેહરામે જ્યારે બદુઇને એ વિશે પુછ્યુ, ત્યારે તેણે જવાબ દીધો કે: "મારા પાદશાહના જાનનો બચાવ થાય, તેવી તદબીર મારે કરવી જોઇયે. તેમ કરવામા મે કાંઇ પાપ કીધુ નથી"

આ જવાબ સાંભલી, બેહરામે બદુઇને જબરીથી જકડાવી, કેદ કરાવ્યો.

### ખુશરોનુ રૂમ જઈ પુગવુ. કયસર ઉપર તેણે પયગાંમ રવાના કરવો, અને કયસરે તેને મદદ આપવી.

અંતે ખુશરો અઉરીંગ શેહરમા જઈ પુગ્યો કયેસર મોરીસને ખબર પડતાજ તેણે ખુશરો ઉપર એક આવકાર દેનારો કાગજ લખી, પોતાના દરબારી પાસે રવાના કીધો ખુશરો તે કાગજ વાચી ખુશી થયો, અને તેનો વલતો જવાબ લખતાં ખુશરોએ પોતાની તમામ હકિકત લખી, તેની મદદ માગી કયેસરે ખુશરોના પેગામમાં તેણે માગ્યા પ્રમાણે મદદ આપવા કબુલ્યું, અને તેમ કરતા તેણે નિચલી ત્રણ સરત કરવા જણાવ્યુ

“જબા પર ધરી હકનુ નેકનામ,
હુ કયેસર લખુ ખુશરોને કલાંમ.
સમજ તારો દીલમા મને દિલસોજ,
હુવા છે બને તારો જલદી નરોજ
પહુંચી તારો પયગાંમ ઓ શેહરિયાર,
કિધો મારી સરકાર સાથે વિચાર
આખર કિધો છે અમોએ ઠરાવ,
મદદ આપી તારો કરવો બચાવ.
અમારા છે હાજર લાખો સવાર,
ખજાનાના ખુલ્લા કિધાં છે દવાર
મગર યાદ દેવી છે અમને રવા,
થયુ 'તુ તમોથી રૂમ રૂસવા
લુટી માલ-જર'ને કિધી લુટફાટ,
ગુજારી રૂમીઓ ઉપર જુલમાત
જીતી મુલ્કો લીધા તમે દમ-બ-દમ,
ચાલીસ અદર ફ્કત એક કમ.
૧૪,૧૦૦
જફા તમ લોકોએ કાતીલ કિધી,
રૂમીઓને કાપી નાખલ કિધી
અગર યાદ ગુજરી જો કરીયે જફા,
મદદ આપવી છે અતી નારવા
મગર માગીયેછ ત્રણ લેખીત કરાર,
ભવિશમા કરે કોઇ નહી ઇનકાર
અવલ સરત કર ઓ વીરપતી,
કે લડવુ ન ઇરાંને રૂમસે કદી.
જે જે અમારા જીતીયાછે દેશ,
સપુરદ કરો સહુ કોઇબી રવેશ.
બિજી સર્ત કર તુ કબુલ નેકનામ,
રૂમની સલાંમીનું લેવુ ન નામ
તીજી સરતમાં છે અકલ સમઇ,
કયસરનો ખુશરોએ બનવું જમઇ
થશે એ સગાઇથી રૂમ શાદ શાદ,
થશે દુર જમાનાનો જુનો ફેસાદ.
કિના'ને કપટની થશે દુર વાત,
નાબુદ થશે જુને એરચ યાદ.
થયુ ખુન એરચનું તુરથી,
મગર કા ભરો રૂમને ધુરથી.
છે કોમ રૂમની ભરી ગુણથી,
રૂમીઓબી છીયે ફરીદુનથી.
લખત ગ છુ તાહરો દાદખાહ,
મોરીસ કયેસર રૂમનો શાહ.”

### ખુશરોએ કયસરની સરતો કબુલ કરવી.

ખુશરોએ કયેસરની ત્રણ સરતવાલો પેગાંમ વાચી, તેણે પોતાના માનીતા પેહલવાનો અને સલાહકારો સાથે મસલત ચલાવી, તે ત્રણે સરતો વિશે તેમને જાણીતા કીધા.

૧ લી સરત પેગાંમમા એ લખી હતી, કે ભવિશમા ઇરાનીઓએ કદીબી રૂમીઓ સાથે લડવુ નહી.

૨ જી સરત એ હતી, કે ઇરાંનીઓએ રૂમ પાસે હવે પછી કદીબી સલામી લેવી નહી

૩ જી સરત એ હતી, કે ઇરાન અને રૂમ વચ્ચે ભવિષ્યમા મિનાકેસો ઉઠે નહી, અને દોસ્તીનો પયવદ કાયમ રેહ, માટે ખુશરો પરવીઝે રૂમના કયેસરની દીકરી મરીયમની સાથે લગન કરવા.

મસલતદારોએ એકમતે ખુશરોને એ સરતો કબુલવાની સલામણ કીધી, અને ખુશરો તે ઉપર અમલ કરવા તઇયાર થયો. તેણે તુરતજ પેહલવી ભાષામા એક પયગામ કયસર ઉપર પોતાને હાથે લખ્યો, અને તેમા યઝદાનના કસમથી ત્રણે સરતો મજુર કરવાની કબુલાત આપી કે

(૧) અગર જો હુ ઇરાનના તખત ઉપર બેસુ, તો રૂમ પાસ કદીબી હુ સલામી માગશ નહી, અને રૂમ સાથ કદીબી લડાઇ જાહેર કરશ નહી

(૨) તેમજ રૂમના જે ૩૫ મુલકો ઇરાને જીતી લીધા છે, તે તેને પાછા સપુરદ કરવા બધાઉ છુ, અને

(૩) છેલ્લી સરત પ્રમાણે તારી નેકબખ્ત દીકરીને મારી રાણી બનાવવાની માંગણી કરશ.

આ પયગામ ખુશરોના એલચીઓ કયેસર પાસ લેઇ ગયા, અને કયેસરને તેઓએ તે સ્વાધીન કીધો

## રૂમના કયેસરે ખુશરોના એલચીઓની બાહોસી તપાસી જોવા એક તલેસમ બનાવયો

જયારે ખુશરો પરવીઝ તરફથી, રૂમના કયસરને દરેક રીતે તે સતોશકારક જવાબ તેની સરતોના બાબમા મલ્યો, ત્યારે તે ઘણોજ ખુશી થયો, અને ખુશરોને દરેક રીતની મદદ આપવાની તે તૈયારી કરવા લાગ્યો

કયેસરે હવે ખુશરો તરફથી પૈગામ લઇ આવેલા તેના એલચીઓને પોતાના મેહલમા મેહમાન તરીકે રાખી, તેમની મેહમાનદારી કરવાનો હુકમ કીધો, અને તેજ વખતે પોતાના જમાઇના આ નામચીન સલાહકારોની બાહોસીની કસોટી કરવાના ઇરાદાથી, તેણે પોતાના કુશળ કારીગરોને બોલાવી મગાવી, એક હુનરમદી ભરેલો તલેસમ બનાવવાનો હુકમ કીધો.

કયેસરે પોતાના કારીગરોને ફરમાવ્યુ, કે તમારી હુનરમદીથી એક ખુબસુરત ઓરતનુ પુતલુ બનાવી તેણીને એક તખત ઉપર ઉંચી કિસમના કપડા પેહડાવી બેસાડો, અને તખતની આસપાસ તેવીજ ખુબસુરત કેટલીક ઓરતોને સાજ સજાવી ઉભી રાખો, જેથી એવુ માલમ પડે, કે તેઓ તેણીની ખીદમતગાર તરીકે ત્યા ઉભેલી છે. તમારી યાત્રીક કળાથી તે ઓરતને એવી બનાવો, કે તે એક જીવતી ઓરતના કરતા વધારે ખુબસુરત દેખાય તેણીનો ચેહરો ગમગીન દેખાય, અને કોઇના ગમમા તે ગીરફતાર થઇ પડી પોતાની આખોમાથી આસુ પાડી તે ખંખેરી નાખતી હોય, એવી હિલચાલ તે પુતલુ કરતુ દેખાય

કયેસરના હુકમ પ્રમાણે બાહોશ કારીગરોએ એક સુદર દિવાનખાણામા એક ઘણીજ ખુબસુરત ઓરતને, તેવીજ કિસમની યાત્રીક કળાથી હિલચાલ કરતી .બનાવી, જાણે કોઇના ગમમા તે ગીરફતાર થાઈ પડી રડતી હોય તેવી બનાવી, અને તેની આસ-પાસ કેટલીક હિલચાલ કરતી સખીઓને ગોઠવી ઉભી રાખી રૂમનો કયેસર આ યાત્રીક કળાવાલા તીલેસમથી ઘણોજ ખુશી થઇ સતોશ પામ્યો, અને તે બનાવનાર કારીગરોને મોટુ ઇનામ આપી વિદાય કીધા

એ તીલસમ તૈયાર થતાજ, કયેસરે ખુશરોના મામા ધસ્તહમને બોલાવી મગાવ્યો, અને તેને કહ્યુ, કે "અએ નામદાર પેહલવાન, મને એક ખાસ કામમા તારી મદદની જરૂર પડી છે. સાભલ, ઓ નામદાર પેહલવાન, મારી એક ખુબસુરત દીકરીને મે એક મારા ખેશી સાથ પરણાવી હતી. પણ કમનસીબે પરણ્યા પછી તે જવાન અચણુચ મરણ પામ્યો તેના મરણથી તે એટલી તો દુખી થઇ ગઇ છે, કે તે કોઇની સાથ બોલતી કે વાત કરતી નથી. મે તેણીને ઘણુમી સમજાવ્યુ, પણ તે કાઇબી જવાબ દેતી નથી, અને મરનારના શોકમા રાત અને દિવસ એક કરી રેહી છે માટે તુ જો તેણીનો ગમ દુર કરવાની કાઈ કોશેસ કરે, તો તારો મારી ઉપર મોટો ઉપકાર થશે. તુ દાનેશમદ છે, તેથી કદાચ તારી સાથે તે કાંઇ વાત કરશે"

ધસ્તહમે કયેસરની અરજ માન સાથે સ્વીકારી, અને કયેસરના હુકમથી નોકરોએ ધસ્તહમને પેલા તીલેસમવાલા દિવાનખાણાનો દરવાજો દેખાડયો ધસ્તહમ તે દીવાખાણામાં દાખલ થયો, અને એક જરીન તખ્ત ઉપર બેઠેલી માહતાબને ચેહરેની બાનુને જોઇ, તેણે નમીને નમન કીધુ, અને તે યાત્રીક કળાવાલા પુતલાને જીવતી ઓરત સમજીને તેણી સાથે તે દુનિયાદારીની વાતો કરવા લાગ્યો. ધસ્તહમે કેહ્યુ "કે બાનુ, અકલ-મંદોને આવી રીતે શોક કરવો ઘટે નહી. શુ જાનવર કે માનસ સઘલાને એક દાહડો મોતને શરણ થવાનુજ છે મરણ વગર માનસનો છુટકો નથી."

ધસ્તહમે એ મુજબ લબાણ દાસ્તાન કજાના બાબમા, તે પુતલા પાસે કરવા માડયું, પણ તેણીએ તેને કાઇબી જવાબ દીધો નહી, અને કોઇ કોઇ વખત તેની આખોમાથી ટપકતાં આસુને, તે પોતાને હાથે ખખેરી નાખ્યા કરતી હતી. આવો મામલો જોઈ ધસ્તહમ ઘણોજ નાસિપાસ થઇ ગયો, અને જ્યારે તેને કાંઇબી જવાબ તે ઓરત તરફથી મલ્યો નહી, ત્યારે ગુપચુપ તે દિવાનખાણામાંથી બાહાર નિકલી પડયો. કયેસરે ધસ્તહમને પાછો ફરેલો જોઇ પુછ્યુ, કે "કેમ, મારી દિકરીના કેવા સમાચાર છે." ધસ્તહમે દલગીર થઇ જવાબ દીધો કે "મારી શીખામણો, અને દીલાસાના સખુનોની કાંઇબી અસર તે બાનુ ઉપર થઇ નહી. પોતાના ગમમાં એટલી બધી તો તે ગીરફતાર થઇ પડેલી છે, કે તે કાઇબી જવાબ દેતી નથી."

એ પછી બીજે દિવસે કયેસરે બાલુઇ, અનદીયાન, અને શાહપુર નામના બહાદુર જવાનોને બોલાવી, પોતાની દીકરીનો ગમ ભુલાવવા, અને તેણીની સાથ વાત કરવા કયેસરે અરજ કીધી, અને જણાવ્યુ કે: "તમો કદાચ તમારા શાહને નામે મારી એ દીકરીને કાંઇ સવાલ કરશો, તો બેશક તે તમુને જવાબ દેશે." એ અરજને સ્વીકારી તે ત્રણે

પેહલવાનો, તે તીલેસમવાલા દિવાનખાણામા દાખલ થયા, અને દરેક જને તરેહવાર દાનાઇના ગૌહરો તે બાનુ આગલ રજુ કીધા, પણ તેઓને એકબી જવાબ મલ્યો નહી એ ઉપરથી તે ત્રણે જન નાસિપાસ થઇ કયેસર આગલ જઇ પોતાની નાસિપાસી જાહેર કરી દલગીર થયા કયેસરે જવાબ દીધો કે. "મારા કમનસીબે તેણીના દુખથી હુ પણ ગમમા પડેલો છુ"

જ્યારે કયેસરે ચાર દાનેશમદ પેહલવાનોની બાહોસીને આવી રીતે નિશફળ થયલી જોઇ ત્યારે તેણે સેવટે ખરરાદ બુર્જીન નામના શાહી તોખમના ખુશરોના ખેશીને પોતાની પાસે બોલાવી મગાવ્યો, અને સર્વે હકિકત જાહેર કરી કહ્યુ કે "કદાચ તારા જેવા દાનેશમદની નસિહત મારી દીકરી સાભલી, તારી સાથ પોતાના ગમ વિશે તે કાઇ વાત કરે, એ બનવા જેવુ મને લાગે છે માટે એ મારૂ કામ તું પાર પાડ."

કયેસરના સખુનોને માન આપી, ખરરાદ બુર્જીન તે દિવાનખાણામા દાખલ થયો, અને તખત ઉપર બેઠેલી બાનુનો ચેહરો તેણે ટીકી ટીકી જોયો, અને તે બાનુને નમન કીધુ ખરરાદ બુર્જીને આ દિવાનખાણાની આસપાસ તપાસીને બારીક નજરે જોયુ, અને તેણીને પાસે ઉભેલી સખીઓને પણ બારીકીથી જોયા કીધુ. અંતે ખરરાદ બુર્જીને તે ઓરતને ઘણાક સવાલ કીધા, પણ એકબી જવાબ તેણી તરફથી પાછો મલ્યો નહી, જેથી તે વિચારમા પડયો આ બનાવ જોઇ, ખરરાદે પોતાના મનમા વિચાર કીધો, કે. "અગર જો ગમને ખાતર આ ઓરત જવાબ દેતી નહી હોય, તો તેની સાથે તેની સખીઓ શા માટે મુગી રેહે? વલી તેણીની આખોમાથી ટપકતા આસુ, ફકત જમણેજ હાથે કા તે ખખેરતી હશે? શા માટે બન્ને હાથોને તે હિલવતી નથી? વલી તેણીની આખોમાથી પડતા આંસુ એકજ જગ્યા ઉપર કા પડે છે, અને શરીરના બીજા કોઇબી ભાગ હિલતા કા જણાતા નથી? આ સઘલા ઉપરથી ખરરાદ બુર્જીને એવો સાર કાહાડયો, કે આ ઓરત જીવતી નહી હોવી જોઇયે, પણ યાત્રીક કલાની ફીલસુફીનો એક તલેસમ લાગે છે

આવા ઠરાવ પછી ખરરાદ કયેસર પાસે ગયો, અને પોતાના સઘલાં અનુમાન જાહેર કરી જણાવ્યુ, કે "ઘસ્તહમ અને બીજા ઇરાની પેહલવાનો તે પારખી શકયા નથી." કયેસર આ વાત સાભલી હસી પડયો, અને તેની અકલમદીની તારીફ કરી કહ્યુ કે "તારા જેવો બાહોશ, પાદશાહનો વજીર થવાને લાયક છે"

## કયેસરે ખુશરોને પોતાનુ લશ્કર, ખજાનો અને પોતાની દીકરીને આપવી, અને ખુશરોને પોતાનો જમાઇ કરવો.

ખુશરોના એલચી તરફથી, કયેસરની ત્રણે સરતો મજુર કરવા વિશેનો પયગામ જ્યારે કયેસરને મલ્યો, ત્યારે ખુશરોને દરેક જાતની મદદ આપવાની તેણે તૈયારી કરવા માડી કયેસરે પોતાના લશ્કરની એક મોટી ગંજાવર ફોજને સર્વ પ્રકારના સરજામ સાથ તેયાર કરાવી, અને પોતાની મરીયમ નામની ખુબસુરત દીકરીને, પોતાના ન્યાતુશ નામના દીકરાની પાસબાની હેઠલ ખુશરો સાથે શાદી કરવા માટે, લગભગ ત્રણ કરોડ રૂમી સિકકા જેટલો અસબાબ આપી રવાના કીધી

એક લાખથી વધુ સખ્ખાનુ રૂમી લશ્કર લઈ, ખુશરો પોતાની નવી રૂમી મહાબુબ મરીયમ સાથ ઇરાન તરફ પાછો ફરયો, અને તે આજર આબાદગાંનમા આવી પુગ્યો.

## ખુશરોનુ બેહરામ ચોબીન સાથનુ જંગ સરોશ યઝદની ખુશરોને બશારત થવી

આજર આબાદગાનમાં જઈ પુગતાંજ ખુશરોએ પોતાના લશ્કરનો કબજો બ્રાતુશને આપી, પોતે આદર ગુશસ્પના આતશકદેહ અદર બાજ ધરી દાખલ થયો. એક હેરબદ ખુશરો આગલ હાથમા ઝંદ-અવસ્તા સાથે આવી હાજર થયો ખુશરોએ તુરતજ પોતાની કમરથી પોતાનો સુનેરી કમરબધ છોડી નાખ્યો, અને આતશ ઉપર કેટલાક ગોહરોનો નેસાર કરી, આતશની બાએશ બુલંદ અવાજે પહડી દુવા ચાહવા લાગ્યો. (12)

" ઓ ઇનસાફના સાહેબ, મારા દુશમનોના માથાને તું આ વખતે ધુલમા રગડજે
ઓ રાસ્તીના માલેક, હુ તારા હક ઇનસાફ માટે પુકારૂ છું, કે આ
જુલમગાર ચોબીનનો જુલમ હવે બંધ કર "

રૂમી લશ્કર સાથ ખુશરો દુકના મયદાનમા આવી પુગ્યો છે, એવી ખબર બેહરામ ચોબીનને થતાજ તે બહાર પડયો, અને આજર આબાદગાન આગલ એક મોટુ જંગ બને લશ્કરો વચ્ચે થયુ. એ લડાઇમા રૂમી તેમજ ઇરાની લશ્કરની મોટી કતલ થઇ. ખુશરોએ આવો મામલો જોઇ નાહસવા માડયુ પોતાના ઘોડાને પડતો મુકી પડોસમાં આવેલા એક પાહાડમા છુપાઇ જવા તે દોડયો પણ તે પાહાડ ઉપર તેનાથી ચહડી શકાયું નહીં, અને પોતાના જાનની આશા છોડી, તે નિરાશ થયો. તેવામા લીલા પેહરવેસમા સજ્જ થયલો એક સવાર, ખુશરોની સામે હવામાથી એકાએક પયદા થયો. તેણે તુરતજ ખુશરોનો હાથ પકડી, તેની પુઠે આવતા બેહરાંમ ચોબીનના પંજામા સપડાતો બેમાલુમ રીતે તેને બચાવી લીધો.

ડોલા ફાડી, પોતાની આખો ઉગામી, ખુશરો તે લીલા પોશાકમા સજ્જ થયલા સવારની તરફ જોઇ દબાયલે અવાજે બોલ્યો

"દુનિયાની દોલત,હકુમત 'ને અસ્મત, | ફસીલની ફસાહત, તાજે તરીકત,
દલેરોની હિંમત, હકીમોની હિકમત | સિપાહીનુ શુરપણુ, શાહોની તાકત.
નિસાર હોજો એ કુલ, તું પર મહેરબાં,
કહે નામ તારૂં, કરૂ જાન કુરબાં."

તે લીલા પોશાકવાલા સવારે જવાબ દીધો · "હું સરોશ છુ તું પરહેજગારીથી રેહજે. અને ફતેહ તારીજ થશે."

એક હાથ ઉપર ખુશરોના બાબમા જ્યારે આવો ગયેબી બનાવ પાહાડ ઉપર બનતો હતો, ત્યારે બીજા હાથ ઉપર ખુશરોનુ લશ્કર હેબતી ગયુ, અને બાનુ મરીયમ પોતાના ખાવિંદને આવી રીતે ગુમ થઇ ગયલો જાણી, હાય-વ-અફસોસ કરવા લાગી પણ તેવામાં ખુશરો પાહાડની ટકરમાથી આવતો દુરથી તેના લશ્કરને દેખાયો, અને

તેને જોતાજ લશ્કરે ખુશાલીના પુકારો કરી લડાઇનું મયદાન ગજાવી મુક્યું. ખુશરૂએ પોતાની મહાખુબને દિલાસો આપી, સઘલી બીનાથી વાકેફ કીધી ત્યારબાદ તેણે પોતાના રૂમી લશ્કરને ઉલટ આપવા એક અસરકારક ભાશણ કીધુ, અને નવેસરથી નવી તેયારી કરી, બેહરામ સામે લડવા હિંમત આપી

એક મોટુ જંગ ફરીથી ખુશરોના રૂમી લશ્કર અને બેહરાંમ ચોબીન વચે બરપા થયુ. એ જગમા સરોશ યઝદે કરેલી બશારત પ્રમાણે ખુશરોની ફતેહ થઇ, અને બેહરામ ચોબીન હાર ખાઇ, જગના મયદાનમાથી જીવ બચાવવા નહાસી ગયો ખુશરો ઇરાનની ગાદી ઉપર બેઠો. બેહરામની હાર થયાથી ખુશરોનો મામો બંદુઇ, જેને બેહરામે 'યઝદાન સરાય'માથી ખુશરોને નહસાડવાના વાક માટે કયેદ કીધો હતો, તે છુટો થઇ ખુશરોને આવી મલ્યો, અને ઇરાનની અદર ખુશરો પરવીઝનો અમલ શરૂ થયો.

## રાણી મરીયમને પેટે શીરોયનો જનમ થવો.

ખુશરો પરવીઝ ઇરાંનનો પાદશાહ થયા પછી પાંચ વરશમા તેણે ચોતરફ પોતાનો અમલ ફેલાવી દીધો, અને હવે તેની સલતનત બીન હરીફ ગણાવા લાગી છઠ્ઠે વરશે ખુશરોની રૂમી રાણી મરીયમને પેટે એક ઘણોજ ખુબસુરત છોકરો પેદા પડયો એ છોકરાનુ નામ તે વખતના રેવાજ પ્રમાણે ખાનગીમાં કોબાદ રાખ્યું, અને જાહેરમાં શીરોય રાખ્યુ આ દીકરાના જનમની ખબર ખુશરોએ તેના મમાવા રૂમના કયેસરની ઉપર રવાના કીધી રૂમના કયેસરે આ વધામણીને મોટી ખુશીથી વધાવી લીધી, અને કયેસરે એક કિમતી હદીયો પોતાના ઇરાની જમાઇ ખુશરો ઉપર રવાના કીધો, જે ખુશરોએ કબુલ કરી પોતાના ખજાનામાં રખાવ્યો.

ખુશરોએ પોતાના દુશમન બેહરાંમ ચોબીનને તારાજ કીધા પછી, અને પોતાની સલતનતમા તે ઠરીઠામ થયા પછી, તેની સસારી જીદગીમા નજર કરતા માલમ પડે છે, કે તે પાછલથી ઘણોજ દુ:ખી થયો હતો.

પેલા કામેલ ચીતારા શાહપુરે, આરમનની શાહજાદી શીરીન સાથ મદાયનમા ખુશરોની મુલાકાત માટે જે જે ગોઠવણો કરી હતી, તે સઘલી નિશફળ ગઇ હતી, કેમકે શીરીન જ્યારે મદાયન જઇ પુગી, ત્યારે ખુશરો અચાનક બનાવોની મુશ્કેલીમાં આવી પડયાથી, બેહરામ ચોબીનને લીધે તે નહાસ ભાગમા પડયો હતો. આ સબબને લીધે, શીરીન જયારે મદાયનના શાહી મેહલમા ખુશરોની શાહી અગુસ્તરીની નિશાણુ દેખાડી, તેને મલવાની ઉમેદમા મહેલમા દાખલ થઇ, ત્યારે તે વખતે ખુશરો મદાયનથી નિકલી ગયેલો હોવાને લીધે, શીરીન સાથ તેનો મિલાપ થઇ શકયો નહી એ સબબને લીધે શીરીનને દલગીર બની, તુરતજ પોતાને વતન આરમન તરફ પાછુ ફરવુ પડયું હતું.

## ખુશરો શીરીન સાથ પરણવા આગમચ મરીયમ સાથ પરણી ગયો.

પણ સરજતના લેખ જુદાજ હતા તે શીરીન સાથ કદખુદાઇ કરવાનો નકી ઠરાવ કરી બેઠો હતો, તેટલાં તેને રૂમના કયેસરની દીકરી મરીયમ સાથ શાદી કરવી પડી હતી.

મરીયમ સાથ જો કે ખુશરો શાદીના પયવદથી બંધાયો હતો, તોપણ ખુબસુરત શીરીનને તે સેહજબી ભુલી ગયો નહી હતો. તેના દીલમાં શીરીન તરફનો પ્યાર જેવો અને તેવોજ જાગરૂત હતો શીરીનના પ્યારના ફાસામા ખુશરોની ગરદન એવી તો સાબુત સપડાઇ ગઇ હતી, કે હવે તેની અસર નવેસરથી તેને હેરાન કરવા લાગી :

નહિ પ્યાર કરતો રેહમ કોઇ અસર પર, | પડે લાખો આફત કોઇનાબી સર પર,
અસર તેની કાતીલ છે હર જીગર પર. | રતીભર કમ ના કરે બેઅસર પર.

સભાલો દુનિયાવાલા જમી પર,
મરો તરફડી ના કોઇબી હસીં પર

### શીરીનનુ ખુશરોના મેહેલમા પાછુ આવવું.

#### એક મીયાંનમા બે તલવાર રહી શકે નહી !

ખુશરોનુ દીલ શીરીનની યાદમા હવે પાછુ તરફડવા લાગ્યુ બાહોસ શાહપુરે તેના દરદનો ઇલાજ કરવાનું કામ ફરીથી પોતાના હાથમા લીધુ, અને તેના પરીણામમા શીરીનને ખુશરોના મેહેલમા બુલાવી લાવી, શાદીના ગંઠથી જોડી, તેણીને ખુશરોની બાનુ બનાવી

પણ એક મીયાનમાં જેમ બે તલવાર રેહી શકતી નથી, તેમ ખુશરોના મેહલમા આ બે રાણીઓ સપથી રેહી શકી નહી ખુશરો પોતાની રાણી મરીયમની સંગતમા દિવસનો મોટો ભાગ ગુજારતો હોવાથી, તથા મેહેલનો તમામ કારોબાર મરીયમને હસ્તક હોવાથી, શીરીનના દીલમાં મરીયમ તરફ વેર અને અદેખાઇનો આતશ સલગી ઉઠયો. વલી મરીયમે શીરોય જેવા એક ખુબસુરત ગાદી વારેસને જનમ આપેલો હોવાથી, શીરીન વધુ અને વધુ અદેખાઇથી મરીયમને જોવા લાગી આ વેર અને અદેખાઇ એટલી હદ સુધી વધી ગયાં, કે શીરીન અંતે મરીયમનો જીવ લેવાની છુપી વળાણ અખત્યાર કરવાની હિંમત કરવા લાગી.

અને શીરીને અંતે પોતાનો ઠરાવ અમલમાં મુકયો. તવારીખ કહે છે, કે અતી હુન્નરમદી અને ચતુરાઇથી શીરીને મરીયમને એવી સિફતભરી રીતે છુપુ ઝેર આપવા માંડયુ, કે તેની ખબર પાદશાહ ખુશરોને વટીક પડી નહી. અંતે રાણી મરીયમ એક દાહડો તે ઝેરની અસરથી મરણ પામી, અને કેવી રીતે તેણીનુ મરણ થયું, તેની ખબર બીલકુલ અંધારામાંજ રેહી ગઇ

### શીરીનનુ ખુશરો અને તેના મેહલની માલેક બનવુ

આ બનાવથી શીરીન જેમ હવે ખુશરોની તેમજ તેના શાહી મેહલની એખલી માલેક બની. મરીયમ જે ઓહ્દા અને મરતબા એક રાણી તરીકે રંગ મેહલમા ભોગ-વતી હતી, તે ઓહ્દો હવે શીરીનને સ્વાધીન થયો. ખુશરો શીરીનની મોહબતમા લીન થઇ એવો તો બેભાંન બની ગયો, કે તે પોતાની દરબારી ફરજો ઉપરાત રાજ કારોબાર વટીક ભુલી ગયો. ખુશરોની આવી કિસમની બેદરકારીથી શેહરમાં બેદીલી ફેલાઇ ગઇ.

આ વખતે શાહજાદો શીરોય ૧૬ વરસની ઉંમરનો હતો. પોતાની માદર મરીયમના મરણ પછી, શીરોય શેહરમાં બેદીલ બનેલા આગેવાનો સાથે એક મત થઇ મલી ગયો, અને બેદીલ બનેલા આગેવાંનોને બલવો જગાડવાના કામમાં તે ઉત્તેજન આપવા લાગ્યો.

### શીરોયએ પોતાના બાપ ખુશરોને કેદ કરી બંદીખાને નાખવો.

બલવાખોરોની સંગતમા પોતાનો દીકરો શીરોય પડયો છે, એવી ખબર જયારે ખુશરોને પડી, ત્યારે ખુશરોએ તુરતજ તેને નજર કેદ કરવાનો હુકમ કીધો

શીરીનની જનુન મોહબત ખુશરોના જીવનો જમ થઇ પડી એ મોહબતને લીધે ખુશરો દાદ અને ઇનસાફને, શેહેર અને સલતનતને, પોતાની રૈયત અને દરબારને, તેમજ રાજ કારોબારને બીલકુલ ભુલી ગયો, અને શીરીનમાજ તે પોતાનુ તમામ સુખ અને તમામ રાજ કારોબાર સમજવા લાગ્યો શીરીનનીજ સંગતમા રાત અને દિવસ તે ગુજારવા લાગ્યો

### ઇરાંનનો નવો ગાદી વારેસ શીરીનનો દીકરો મરદાસ

એવે પ્રસંગે એક કમનસીબ બનાવ એવો બન્યો, કે રૈયતની લાગણી ખુશરો સામે એકદમ ભડકો લઇ ઉઠી શીરોયને કેદ કીધા પછી, શીરીને પોતાના દીકરા મરદાસને ઈરાનની સલતનતના વારેસ તરીકે જાહેર કરવા માટે, ખુશરોની ઉપર લાગ વગ લગાડી સમજાવ્યુ કમનસીબે ખુશરોએ તે કબુલ કીધુ, અને મરદાસને ગાદી નશીન કરવાનુ જાહેર કીધુ. આ ખબર જાહેર થતાજ ખુશરોની વિરૂધ્ધ રૈયત વધારે ઉશ્કેરાઇ ગઇ, અને બાપુકાર સર્વ કોઇ બોલાવા લાગ્યા કે "વડા દીકરાનો હક ડુબાડી શીરીનના દીકરાને ગાદી ઉપર બેસાડવો એ ગેરઇનસાફ છે."

### ઇરાંનમાં બલવો. ખુશરોનુ કેદ પડવુ શીરોયનુ છુટ્ટુ થવુ અને ખુશરોને કેદ કરી તેસીફુન મોકલાવી આપવુ.

આ અધેર અને બેદાદીનો અંત લાવવા લશ્કર અને રઇયતે સાથે મલી અંતે શેહરમા બલવો કીધો ફરરોખજાદ નામના એક સરદારે બલવાખોરોના લશ્કરની સરદારી લીધી, અને બલવો શરૂ કીધો તુખાર નામનો કેદખાનાનો દારોગો, જે શીરોયના કેદખાંના ઉપર તકેદારી રાખતો હતો, તે બલવાખોરો સાથે મલી ગયો, અને બલવાખોરોએ શીરોયના કેદખાના ઉપર હુમલો કરી, શીરોયને કેદખાંનામાથી છુટો કીધો. શીરોય કેદખાનમાથી જેવો છુટો થયો તેવોજ તે બલવાખોરો સાથ મલી જઇ, બલવામા સામેલ થયો, અને ફરરોખજાદ સાથે મલી, પોતાનો બાપ ખુશરો જે મેહલમા રેહતો હતો તે મેહલને, બાહારથી એવી રીતે ઘેરી લીધો, કે મેહલમાંથી કોઇબી બાહાર નિકલી શકે નહી મેહલમા વસનારાઓને આ ઘેરાની કાઇબી ખબર પડે નહી, એવી સિફતથી કામ લેવાની પેહલેથીજ ગોઠવણ કરી હતી

### કોબાદનુ નામ પુકારાવવુ.

મેહલને ચોતરફથી એવી રીતે ઘેરી લીધા પછી, લશ્કરના વડા ફરરોખજાદે નકીબને એવો હુકમ કીધો, કે હવે પછી ખુશરો પરવીઝને બદલે કોબાદનુ નામ બુલંદ અવાજે પુકારવુ

ફરરોખજાદના હુકમની રૂએ, ચોકમા દાખલ થઇ નકીબે. "શેહનશાહ કોબાદની પનાહ" એવો બુલંદ અવાજે પુકાર કીધો. આ અવાજ મેહલની અંદર શીરીનને

કાને સંભળાયો. આ નહી ધારેલી અને ગજબભરી ખબર ખુશરોને જણાવવા શીરીન તુરતજ દોડી. ખુશરો તે ખબર સાંભલતાજ, સઘલા મામલાનો ભેદ તુરતજ સમજી ફિક્કો પડી ગયો તેજ વખતની ખુશરો પોતાનુ કપાલ કુટી બોલ્યો

" અફ્સોસ આ ગમ, અફ્સોસ અલમ,
અફ્સોસ પીસરથી પેદર પર સિતમ
અફ્સોસ રહમની થઇ રાહ બંધ,
અફ્સોસ નિકન્હન[1], ફિતુર, ફંદ, બંદ[2]
અફ્સોસ સિતમગર બુરા બદનેજાદ,
અફ્સોસ શાહી કિધી બરબાદ

ખતા શુ થઇ મારી પરવરદેગાર,
કિધો મારો રોશન દિન અંધકાર
કાલે હતો શાહી હુ તખ્તમા,
આજે તે નાખ્યો મૂસિબતમાં.
કાલે હતી મારી શાહી ઝરીન,
આજે તે નાખ્યો પટકી જમીન.

નિમક ખાઇ પિસર તે કિધુ નહિ અદા,
કરશે બિનોઇમે ગારત ખુદા ' (13-14-15-16)

ખુશરોનુ મેહલમાંથી નહાસવુ

સઘલો મામલો ખુશરો તેમજ શીરીન એક પલકમા જોઇ લીધો કે કેવો છે. તે ધીરજ રાખી બોલી કે " દુશમનોનો વખત બેશક ચહડતો છે, ખુદા તુને બચાવે. તુએ તારો બચાવ કેમ કરવો, તેનો દાનાઇથી વિચાર કર "

ખુશરોએ જ્યારે એવો મામલો જોયો, ત્યારે રાતો રાત હરમને છોડી, પોતાનો બચાવ કરવા તે તૈયાર થયો તેણે પોતાનુ ફોલાદનુ બખ્તર પેહડી લીધુ પોતાની સુંનેરી ઢાળ અને તીરોની કોઠળી પીઠે બાંધી, શીરીનને છેલ્લી બગલગીરી કરી, રાતો રાત મેહલને પાછલે રસ્તે તે બાગમા ઉતરી, ઝાડોની ઘટામા છુપાઇ પોતાનો રસ્તો શોધવાની તદબીર કરવા લાગ્યો.

સહવારે પડતાંજ શીરોય પોતાની સાથે ત્રણુ સો સવારો લેઇ મેહલમા દાખલ થઇ જુવે છે, તો ખુશરો મેહલમા હતો નહી

ગુસ્સાના આવેશમા શીરોયે મેહલને તારાજ કરવાનો હુકમ કીધો. પણુ તેવામાં ફરરોખજાદને બાગ માહેલા ઝાડોની ઘટામા છુપાયલો ખુશરો મલ્યો. ફરરોખજાદે ખુશરોને શરણુ થવાની જલામણુ કીધી, અને ખુશરો લાચાર બની તેને તાબે થયો

ખુશરો પોતાને થયલી આગાહી જાહેર કરે છે

તે એક પદભ્રષ્ટ પાદશાહ હતો, તેને એક હાથ્થીની અમ્બારી ઉપર બેસાડયો, અને બાગમાંથી લશ્કરી પેહસ વચ્ચે તેની સવારી આગલ વધી હાથ્થી ઉપર તે બેઠો બેઠો બોલ્યો કે .

" હુ તાબે થાઉં છુ હું જાણુ છુ કે મારૂ મોત મારી સામે આવી ઉભુ છે, કેમકે નજુમીઓએ મને કેહ્યું હતુ કે ' બે પાહાડોની વચ્ચે મારૂ મોત આવશે. એ પાહાડોમા એક સુનેરી અને બીજો રૂપેરી હશે અને મારો જાન, એક દુરના પરદેશીને હાથે જશે. આસ્માન સુનાનુ હશે, મગર જમીન ફોલાદની હશે.' તે આગાહી આજે ખરી પડી છે, કેમકે હાલ જે ફોલાદનુ બખ્તર

---

૧. ખુવારી. ૨. બલવો.

મારા તન ઉપર છે, તે મારી જમીન છે, મારૂ સોનેરી તાજ, તે સોનેરી આસ્માન છે; અને મારી બંન્ને બાજુએ મારા જે ખજાનાના ઢગલા છે, તે સુના અને રૂપાના પાહાડ છે અને મારો જાન લેનાર પરદેશી તે મારી પરદેશી ( જુદદીન ) બીને પેટે અવતરેલો મારો દીકરો છે"

ખુશરોનો હાથી બાગમાથી ધીમે ધીમે બાહાર નિકલ્યો, અને ખુશરો પોતાના મેહલ અને ખજાનાની તરફ એક છેલ્લી નજર કરી હાય મારી રડતી આંખે બોલ્યો કે' "હાય—

"તજી મહેલ જ્યારે નિકલ્યો બહાર,
ફુટ્યું ત્યારથી આ નસીબ આબદાર.
ખુસાલી ખુશીનો અવસર ગયો,
ફરી ગમ ઘર છાતી અંદર રહ્યો.
ખુદા જેને પાડે જમીનની ઉપર,
ઉઠાડી શકે તેને ના કોઇ બસર.
જે તન હતુ બાગે ગુલસ્તાંનમા,
પડયુ તે જઇ આજ જીન્દાંનમાં."

ખુશરો પોતાની પડતી ઉપર વિલાપ કરતો, અને એક કયેદખાનામા બદીવાનની હાલતે કયેદ પડયો બંદીખાનામાં તેની હાલત ઘણીજ હાલહવાલ હતી પોતાની એવી પડતીમાં તે પોતાના શરીરને વેઠવા પડતાં દુઃખ માટે બોલતો કે'

ફુપટ શએર

ઓ ગુલબદન, તારી જતન, કિધી રાતો દન, ખુબ મલમલી,
અત્તર ગુથે ગુલાબ સુગંધે રહ્યુ ખુબ ઝલઝલી—૧
જેહમત કીધી, કઇ કઇ હજારો, તન કરવા પાક મે,
આંખર આવ્યો એક દન, પટકઇ પડયુ તુ ખાકમે—૨. (17)

ખુશરોના માનીતા ગાયક બારબુદે ખુશરોને બંદીખાંને પડવાની ખબર સાભલી વિલાપ કરવો.

ખુશરોને કયદખાને બદીવાન તરીકે કયેદ કરવાની ખબર ટુંક વખતમા આખા શેહરમા ફેલાઇ ગઇ ખુશરોના અંગત ખેરખાહો તેથી ઘણાજ નારાજ થવા લાગ્યા, પણ શેહરમા જે બલવાની આગ ફેલાઈ હતી, તેથી તેઓ પોતાના દીલની લાગણી અને વિચારો જાહેરમા સેહજબી દરશાવી શકતા નહી હતા. એવે સમે ખુશરોના માનીતા ગવઇયા બારબુદને જ્યારે પોતાના પાદશાહ અને માલેકની સરજત વિશે ખબર પડી, ત્યારે તે નિમકહલાલ ગાયક પોતાના માથાંમા ધુલ નાખી પુકારી રડયો કે

"ઓ બહાદુર, બળવંત, ઓ તાલે સિકંદર,
કહા ગઇ હકુમત તહારી ઓ સરવર.
કહાં તખ્ત તારૂ, કહાં દોર દમ્મર,
કહા બેરેહ તારૂ, ઓ માહે મુનવ્વર.
કહેરે ખુદા દુશ્મન હસ્તી ઉપર,
લિયાનત પડો આ જબરદસ્તી ઉપર.—૧

કહા તારૂ લશ્કર, કહા દરબારી,
કહાં તારો શબરંગ, મદાયન સવારી
કહા મેહલ તારો, કહાં પુલવારી,
રડે જોઇ હાલત, આલમ તહારી
નગીના એ ઇરાનના ગુલલાલા,
પડયો કેદમા છે જુવો જગવાના.—૨.

એ શાહેઆલી, એ મવલા તુ મારા,
ખુશરોનો ખાવિદ થજે તુ ખુદાગ
હવે રોજ નોરોજ, મેહરગાન દહારા,
વગાડું તો મુજ પર લિયાનત હજારા.
છે ફાનીમે દૌલત, મિસલ 'શીરે-માદર,'
ન કોફે ખુદા કઇ, શર્મે પયમ્બર —૩

દુવા માગી હકસે, સમંન્દર ભરીને,
બક્ષે સપુત એક અકસર કરીને
બને તુંજ મદદગાર જમધર ધરીને,
મગર થાયો દુશમન જંગપર ચઢીને.
કાપી કિધી આગલી ચાકચાક,
કિધાં બાળી વાજીતરો રાખ-ખાક ૧—૪

એવો વિલાપ કરી બારબુદે પોતાના માથા ઉપરના સુંદર બાલોને કપાવી નાખી પોતે તમામ બોડો થઇ ગયો, અને તેજ વખતે પોતાના બેહુ હાથોના દસેદસ આગલાંઓ કાપી, તેને આગમા ફેકી બાલી નાખ્યા, અને પોતાના માનીતા વાજીત્રોને જમીન ઉપર પટકી ફોડી તોડી બાલી નાખી, કસમ લીધા કે હવે પછી જીવે જાગે ત્યા સુધી ગાયન બજાયન કરવુ નહી.

---

૧. બારબુદ નામનો ગવઇયો ખુશરો ઉપર ઘણોજ જાન ફેસાની કરતો હતો, તેણે નક્કી માની લીધુ કે શીરોય ખુશરોને કોઇબી દિવસે કતલ કરવા વિના રેહનાર નથી. તે ઘણોજ ગુસ્સે થયો, અને ખુશરો આગલ દલગીરી ઉપજાવનારો એક રાગ ગાઇને તેનુ દીલ રીજવવાની તેણે તજવિજ કીધી, અને ત્યાર પછી તેણે પોતાના બધે આગળા કાપી નાખ્યાં, અને પોતાના વાજીંત્રોને આતશમા ફેકી બાળી નાખ્યા. તે ગાયનમા બારબુદે એવોબી ઇશારો કીધો હતો, કેઃ "તુએ ખુદા પાસથી એક દીકરો માગી લીધો, કે મોટો થઇને તુંને મદદ કરે, પણ તે દીકરાએ તો મોટો થઇને તુંને બદીખાંને નાખ્યો! સાસાની ઓલાદનો ભારે લશ્કર રાખનાર તુંજ છેલ્લો પાદશાહ છે, તારી પછી ઇરાન વેરાન થવાનું, અને બદકાર લોકોનો દોર ચાલવાનો."

(સાસાની શાહનામુ.)

## ખુશરોનુ ખુન કરવા માટે શીરોય વિચાર કરે છે

ખુશરોના દુશમનો હજી જંપી બેઠા નહી તેઓએ ધાર્યું કે અગરજો બાપ દીકરા પાછા એક થશે તો તેઓની ખુવારી જરૂર થશે, તેથી તેઓએ શીરોયનુ ભલુ ઇચ્છનારાઓના જેવુ ડોળ ઘાલી, શીરોયને સમજાવવા લાગ્યા કે "એકજ રઇયત બે પાદશાહોને માન આપી શકે નહી તેમજ એક પાદશાહ તખત ઉપર બેસે, અને બીજો પદભ્રષ્ટ હોય, અને તેઓ જો બાપ દીકરા થતા હોય, તો અમારા જીવ મોટી ધાસ્તીમાં રેહ"

શીરોય આ દલીલ સાભળી ગભરાઇ ગયો, અને બોલ્યો કે "તમારી મરજી પ્રમાણે હું કરશ, તમો સર્વે બેફીકર રેહો"

આવી દલીલો ઘણેક ઠેકાણેથી થતી રહ્યા પછી, શીરોયે પોતાના બાપ ખુશરોનુ છુપાછુપ ખુન કરવાનો ઠરાવ નક્કી કીધો

પેહલાં તો તેણે ખુશરોના ખાનામા તેને ઝેર આપવાનો પ્રપચ રચ્યો પણ ખુશરો રાજદવારી કાવાદાવાથી માહિતગાર હોવાને લીધે, તેણે પેહલેથીજ બાવરચીને હાથે પકાવેલુ ખાનુ ખાવા ના પાડી, જેથી તેને માટે શીરીનને હાથેજ પકાવેલુ પકવાન બદીખાનામાં આવતું હતુ, અને તે તે ખાતો હતો [૧] ખુશરોનો આવો વિચાર જોયા પછી, શીરોયે પોતાના બાપના ખુન માટે હવે કોઈ ભાડેનુ આદમી મેળવવાની તજવિજ ચલાવી, પણ ખુશરોનું ખુન કરવા કોઇબી તઈયાર થયુ નહી

### ખુશરોનુ ખુન કરવા એક મેહર હોરમજદ નામના ખુનીને શોધી કાહાડવો.

ઘણીક તલાશ કરાવ્યા પછી, અતે એક બુરી ખસલત અને ઘણાજ ખુની ખવાસનો આદમી, શીરોયની મતલબ પાર પાડવા માટે ફરરોખજાદે મેલવ્યો. આ શખ્સના તન ઉપર પુરા વસ્તર, તેમજ પેટમાં પુરં અન કે પાણી પણ નહી હતાં દેખાવે તે શખ્સ બિહામણો, ઉઘાંડા પગ, અને સુફેદ બાલવાલો હતો, અને પૈસા કે ખાન-પાન માટે, તે કોઇનુબી ગળુ કાપવા કે ફાસવા તઇયાર થાય, એવો શખ્સ હતો.

પૈસાને ખાતર ખુશરોનુ ખુન કરવા તે તૈયાર થઇ ગયો શીરોયે તેને આ વાત છુપી રાખવા જરની લાલચ આપી, અને ખુશરોનું ખુન કરવા એક ધારદાર ખજર આપી, ખુશરોના બદીખાંનામા તેને રવાના કીધો

### ખુશરોનો ખુની મેહેર-હોરમજદને જોતાંજ ખુશરો પોતાનું મોત સમજી જાય છે.

મહાન પાદશાહ ખુશરો પરવીઝ, જેના દબદબાની બરોબરી, સાસાનીયન જમાનાના કોઇબી પાદશાહે કરી નહી હતી, તેવો એક મહાબળવત પાદશાહ, પોતાની બદબખ્તીને લીધે, પોતાની જુદદીન બીના દીકરા શીરોયને હાથે પદભ્રષ્ટ થઇ, એક બદીખાંનામાં અદના બદીવાંન જેવી જીદગી ગુજારતો થયો તે જીવતો રેહ, તેની શીરોયને મોટી ધાસ્તી ઉતપન્ન થઇ. અંતે તેણે એક હડહડતા ખુનીને શોધી કહડાવ્યો, અને ખુશરોનું

---

૧. શીરોયે બાવરચીને શીખવી ખુશરોના ખાનામા ઝેર નંખાવ્યુ, પણ ખુશરો શીરીનને હાથનુજ પકાવેલુ ખાનુ ખાતો હતો

ખુન કરવાની તે ઉતાવળમા પડયો ફરેરોખજાદે તે હરાંમ નઇયતના માનસને પુરતો ખોરાક ખવાડયો, અને શરાબ પાઇ તેને ખુશ કીધો, અને તે તુરતજ પોતાને કામે લાગવા તૈયાર થઇ ગયો

ખુશરોને જ્યા કેદ કીધો હતો, ત્યા તે બુરી મનશનીનો માનસ પોતાનુ કાતીલ ખંજર જેબની અંદર છુપાવી, બંદીખાનાવાલા દિવાંનખાનાના દરવાજા આગલ જઇ ઉભો. આ નવા શખ્સની નવાઇ જેવી હિલચાલ, તેનો દેખાવ, અને તેણે પેહડેલાં કપડા જોતાજ ખુશરોને શક પડયો તે બુરી મનશનીનો શખ્સ, ધીરે ધીરે ઓરડામાં દાખલ થઇ, ખુશરોની સામે આવી ઉભો. આવી રીતની તે શખ્સની હિમત ભરી હીલચાલ જોતાજ, ખુશરો તેની મુલાકાતની મતલબ તુરતજ સમજી ગયો, અને તેજ વખતે તેની આખોમાથી આંસુની ધાર તેના ગાલો ઉપર ચાલવા લાગી

આ શખ્સને જોતાંજ ખુશરોએ તેને પુછ્યુ "તારૂ નામ શુ છે?" તેણે જવાબ દીધો "મારૂ નામ મેહેર-હોરમજદ છે હુ આ શેહેરનો એક મુફલેસ છુ, અને મારૂં સગુ કે વાહલુ કોઇ નથી"

## ખુશરોનો મરતી વખતનો વિલાપ

એવા એક ઝનુની અને કદર બિહામના શખ્સને પોતાની સામે પોતાના ખુની તરીકે ઉભેલો જોઇ, ખુશરો પોતાના બને હાથો આસ્માન તરફ ઉચા કરી બોલ્યો:

"હાય! હાય! હાયરે! હાય,
આ શુ જુલમ આસ્મા કેહવાય.
કહા તારી શાહી ખુશરો ગઇ,
કજા આવી સાંમે ઉભી રહી.

કહાં મેહલ મારો, કહાં સગાર,
પડયો ખાકમા તોબી નહિ કરાર.

"બહારે હસ્તી નસ્ટ થઇ, દિન-રાત તુફાની બની,
તગદસ્તી, ખારોખસ્તી, શાહી જીદગાની બની.
મિસ્લે દરિયાએ તુફાંની, આખોથી પાણી ગયા,
મંઝીલ મહારી થઇ ખતમ, બાજાબ સુલ્તાની થયા
થઇ કજા દીલસોજ આખર, દમ ભરૂં ગમ ગોટથી.
પાર મહારી કિશ્તી થાશે, નાખુદા—એ—મોતથી.

"અફસોસ દુનિયા અજબ અફસુગર[1],
અજબ પુએ બાંધી મહારી નજર.
૧૪,૨૦૦
અફસોસ શાહી, સિતમ છે બલા,
ભલુ તેથી રેહવુ છે બસ ગદા[2]
અફસોસ બુજોર્ગી, તખત 'ને દમામ,
અફસોસ આવ્યુ નહી કાંઇ કાંમ

કપુતના હુકમથી જવાલ આ થયો,
ઉભો આવી ખુની નિકાલ આ થયો.
શરીક દર્દનો નહી જમાનો થયો,
હતો પેટનો તે બિગાનો થયો.
છતે બળકજે હુ બનિયો બતંગ,
કફસમા પડીયો, નથી કઇ હિરંગ.

કરે લાખો તદબિર બંદો સદા,
બને તેજ અંતે, કરે જે ખુદા"

---

1 અફસુગર યાને જાદુગર 2 ગદા યાને ગરીબ.

## ખુશરો પરવીઝનું ખુન થવું

પોતાની સરજત ખુશરો સમજી ગયો. તેણે પોતાના એક નફરને કહ્યું કે "તું જા, અને મારે સારૂ પાણી અને એક નવું પેહરણ લઇ આવ"

નોકરે તે લાવી હાજર કીધાં. તે કપડું પહેરવા આગમચ ખુશરોએ તે પાણી વડે પોતાનું બદન પાક કીધું, અને તે પેહરણ પેહડી, બરસમ હાથમા ધરી બાજ પઢડી, પોતાના ગુનાહનો પસ્તાવો બાજમા કરતા બોલ્યો કે:

"હવે કહે સદા[1] જઇ આસ્માંનમાં,
થયો અંત ખુશરોનો જીનદાનમા
દયા નહિ કિધી મુજ જવાંની ઉપર,
રૂઠી રાખિયો રોટી-પાણી[2] ઉપર.
કસુર વન કિધો કયેદ બળજોરથી,
તદબિર કિધી ખુનની ચોરથી
રહમ બંધ જુલમ, રહમ બંધ સિતમ,
સહી ખુશરો જાય 'મુલ્કે-અદમ'

બેઝા આવી કાતીલ, ગજબ બધકાર,
સુણે કોણ આખર, મહારો પુકાર.
ગજબના છે આસુ, જફા દીલફિગાર,
નજર બધ કર મારી પરવરદેગાર
ખુદા હાફેઝ દુનિયા! ખુદા હાફેઝ ઇરાંન,
ખુદા હાફેઝ વતન, મુલ્કે નોશીરવાન.
ખુદા હાફેઝ દીલદાર મહાબુબ શીરીન,
ખુદા હાફેઝ વહાલી વતન સરજમીન"

પેલી સુફેદ ચાદર ખુશરોએ પોતાના માથા સુધી તાણીને ઓઢી, અને તે સુઇ ગયો, કે જેથી પોતાના ખુનીનો ચેહરો તે જોઇ શકે નહી. જેવો તે સુતો, તેવોજ પેલો કપીંયુ ખુની દિવાનખાનાંમા દાખલ થયો, અને એક ધારદાર ખંજરથી ખુશરોનુ જીગર તેણે ચીરી નાખ્યુ [3]

## ખુશરો પરવીઝના પંદર દીકરાઓના ખુન.

ખુશરોના ખુન થવાની ખબર શેહરમા તુરતજ ફેલાઇ ગઇ, અને લોક ચરચા રસ્તે રસ્તે, અને બજાર બજારે થવા લાગી ખુશરોના બીજા પંદર દિકરાઓ, જેઓને મેહેલમા નજર કયેદ કીધા હતા, ત્યા ખુશરોના દુશમનો એકદમ દોડી ગયા, અને તે પંદર નવજવાન શાહજાદાઓને મેહલમા કતલ કીધા

## શીરીન સાથ શીરોય શાદી કરવા ચાહે છે.

ખુશરોના મરણ પછી બરાબર ત્રેપણ દહાડા થયા, ત્યારે શીરોયે શીરીન ઉપર એવો પયગાંમ કેહવાડયો કે

---

૧. સદા યાને અવાજ

૨ રૂમીઓ પ્રમાણે શીરોય પોતાના બાપ ખુશરો સાથ ઘણોજ ઘાતકીપણે વરત્યો હતો કેદ કીધા પછી તેને ખાવા માટે ફકત દર રોજ 'રોટી અને પાણી' આપતો હતો. (સાસાની શાહનામુ)

૩. કયેદ પડયા પછી પાચમે દહાડે, યાને તારીખ ૨૮ મી ફેબ્રુઆરીને દિને ખુશરોનુ ખુન થયું હતુ રૂમી લખનારાઓ ફીરદોસીથી જુદોજ હેવાલ લખી જાય છે, કે આ દુખી પાદશાહને તેના નાલાયક ફરજંદે તીરોથી વિંધાવીને તેનો જીવ લીધો હતો. (સાસાંની શાહનામું)

"શીરીન, અગર જો તુ જાહેરમા આબરૂ અને ઇજ્જત મેળવવા ચાહતી હોય, તો મારા મેહલમા આવી મારી ઓરત બની રેહ, કે જેથી તુને માન, મરતબો અને ઇજ્જત મલશે."

ખુશરોના ખુનથી શીરીનના ગમનો પાર હતો નહી, દુનિયા તેણીને તમામ અધારી દોજખ જેવી લાગતી હતી એવે સમે શીરોયની આવી જીગર ચીરાય એવી નિરલજ માગણી સાભલી, શીરીને ફ્રી રીતે એ શખ્સ સાથે કામ લેવુ, તેના તે નક્કી ઠરાવ ઉપર આવી શીરોયને જવાબ કેહવાડયો કે'

'હુ તારા ફરમાન પ્રમાણે તારા મેહલમા આવી, માન, મરતબો, અને ઇજ્જત મેલવવા માટે, તારી ઓરત બની રેહવા રાજી છુ, મગર મને લેવા માટે તારી અનજુમનને તુએ મોકલાવવી જોઇએ"

## શીરીનને પોતાના મેહેલમા લેઇ આવવા શીરોયે અનજુમનને મોકલાવવી

આ પયગામ શીરીન તરફ્થી મલ્લતાજ શીરોયે હરખાઇ જઇને પોતાની દરબારના પચાસ દાનેશમંદોને શીરીનની આગળ મોકલ્યા, અને શીરોય પણ તેઓ સાથ ત્યા હાજર થયો શીરીને તે સઘલાઓની મુલાકાત લીધી

## શીરીને સંસારને સુખી કરવા માટે અનજુમન આગલ, ઓરતમા જણાવેલી ત્રણ જરૂરતની ખુબીઓ વર્ણવી

"ઇરાની અનજુમનના દાનેશમંદો," શીરીને અનજુમનને જણાવ્યુ, "તમારા પાદશાહ શીરોયે મારા હાથની માગણી કરવા આગમચ તેણે મારી નફરત કરી મને વગોવી હતી, અને ઘણાજ બદ સખુનોથી મને ઓલખાવી હતી."

શીરોય તેજ વખતે પોતા તરફના ખુલાસા માટે બોલ્યો

"હા, એમ બન્યુ છે ખરૂ, પણ કીનાના આવેશમા તેમ બોલાયુ હતુ."

શીરીને શીરોયનો બચાવ સાભલ્યા છતા તેનો કાઇ પણ જવાબ આપવા વિના તણીએ પોતાનુ બોલવુ ચાલુ કીધુ

"દાનેશમદો, એક ઓરત દુનિયામા ત્રણ ખુબીઓ વિના સસારમા મોટાઇ, મોભો, અને માન કદીબી ભોગવી શકતી નથી

"પેહેલુ તો એ, કે ઓરત શરમાળ અને મિલનસાર ઉપરાત, યકીનદાર સ્વભાવની હોવી જોઇયે, કે જેથી તે પોતાના ધણીનો સસાર સુખી અને શોભીતો કરી શકે

"બીજુ તો એ, કે તેણીને એક બેટાનુ ફરજદ હોવુ જોઇયે, જેથી તેણીના ધણીની ઓલાદ કાયમ રહી શકે, અને તેથી તે પોતાના ધણીનો પ્યાર જાળવી શકે

"ત્રીજુ તે કદમા ઉચી, બાધાની મજબુત, અને ખુબસુરત હોવી જોઇયે, કે જેથી તે પોતાના પહેરવેશમા દીપી રેહ એ ત્રણે ખુબીઓ તમારા પાદશાહ ખુશરોએ મારી અદર જોઇ હતી, અને તેથીજ હુ આ જહાનમા તેની નજરમા એક નવાઇ જેવી

ઓરત લાગી હતી, અને તેથીજ તે મને પરણ્યો હતો તેનાથી મ રે ત્યા ચાર ફરજંદો થયાં હતા તેઓ નસ્તુર, શેહરિયાર, ફરૂદ અને મરદાનશાહને[1] નામે ઓળખાતા હતા તે સઘળાઓનો નાશ કીધો છે"

આટલા સખુનો બોલી શીરીન પોતાના દીકરાઓની યાદમા ડચકા ખાઇ રડવા લાગી, પણ હિમત ધરી પાછી બોલી "ઓ દાનેશમંદો, હું શીરીન, ખુશરો પરવીઝની રાણી, ખુદાની ખાકસાર બદી, ઇરાની અનજુન અને તેના દસ્તુરોની રૂ-બ-રૂ એકજ સરતે શીરોયની માગણી કબુલ કરૂ છુ "

શીરીનને મોહડેથી આવા સખુનો સાભલી શીરોયે શીરીનના ગમગીન જીવને, દુનિયાઇ સ સાર વિશે, નસિહતના સખુનો કેહવા લાગ્યો -

"કાયા કોમળ કારમી, તળમળી થાશે નાશ,
જીવતુ જોબન ઝલઝલે, કા બને નિરાસ
સદા સ સાર અદર, સુખ દુ ખ સહુ જાણીયે,
પડે જો પહાડ દુખનો, સુખ તેમા માનીયે"

શીરોયના સખુનો સાભલી શીરીને મારમિક ભેદ ભરેલો જવાબ દીધો .

"ગુલાબ ચુટવા ચાલીયો, ગમાર હતો અજાણુ,
કાટો ઝેરી લાગીયો, ઝેર ચહડયુ નિદાન
સદા સસાર અદર સુખ, કદી નહિ માનિયે,
દેખાડે રબ જેવો રગ, તે વખાનિયે
પીયુ ગયો પ્યારી તજી, લાગી દેહમા આગ,
આ સોલે સણુગાર છે, મુજ મન ઝેરી નાગ"

શીરીનનો આવો નિરાસી ભરેલો વિચાર સાભની શીરોયે જવાબ દીધો કે

"વન જગલ એક દીન વસે, નિર્ધનીયા ધન પાય,
ગયુ ન જોબન આવશે, નાહક કા કરમાય".

શીરોયના આવા હવસ ભરેલા શબ્દ સાભલી, શીરીને તુરતજ કહ્યુ કે

"કદી હવેલી મેહેલમા, કદી બાગ નવરગ,
એક દિન એવો આવશે, વસ્ત્ર મળે ના અગ
વાક નહિ તારો ગણુ, જરા લેસ તલ ભાર,
પાપ મહારા પુર્વના પ્રકાશિયા આ વાર
સંગી ગયો શીરીન તજી, શીરીન ના રહેનાર,
સદેશ પીયુનો આવિયો, લાગે હવે ના વાર"

૧ શીરીનના આ ચાર દીકરાઓમાંથી ત્રણ બચગીમા મરી ગયા હતા, અને નાહનો છોકરો મરદાન શાહ, ખુશરોની હયાતી સુધી જીવતો હતો, અને ખુશરો તેને પોતાનો ગાદીનો વારેસ કરવા ધારતો હતો, તેટલા શીરોયે વેરના આવેસમા, તે દીકરાને તેના બાપ ખુશરોની નજર સામે કતલ કીધો હતો.

શીરોયને આવો જબાબ દઇ શીરીને હાજર રહેના દાનેશમદો, મુબેદો અને દસ્તુરો તરફ નજર કરી કહ્યું

અરે કોઇ પુછો એમને હોશવાલા,
હસી કેમ રહ્યા છો તમો જોશવાલા
જરા તો ડરો એ નામોશવાલા,
નહી છોડશે પાપીને હકતાલા
નહી તમ છુટશો 'ને સાથી તમારા,
અગર નાવ ડુબશે તો ડુબશો સારા

**શીરીને ખુશરોને છેલ્લી વાર સીજદો કરવા અને દખમાના દરવાજા ખુલ્લા મુકવા માટે શીરોયને અરજ કરવી.**

"હવે આખરી છે મહારી અરજ,
ગરજમદ છુ હુ, કહુ તે સમજ.
હુકમ કર દખમાના ખોલે દવાર,
જોઇ લેઉ ખુશરોના હુ દિદાર
સીજદો કરૂ મુજ સરકારનો,
કરૂ ગમ દખમામે ભરથારનો
નજરથી જોઇ લેઉ પરવેજને,
સુતો છે પત્થરપર મુકી સેજને.
રહી રગ મહેલે કિધા'તા ચમન,
હવે પડિયો એકાંત દખ્મે દફન
કિધી શાહી જેણે લડી લાખ લાડ,
સુરત જોઉ જઇને ફરી એકવાર"

શીરીનની આવી વિચીત્ર અરજ શીરોયે કાઇબી આનાકાની વગર, તેણીને રાજી રાખવા કબુલ કીધી તેણે તુરતજ ખુશરોના દખ્માના દરવાજા ખુલ્લા મુકવાનો હુકમ કીધો, કે જેથી ખુશરોને શીરીન છેલ્લી વાર સીજદો કરી શકે આ હુકમ થતાજ ખુશરોના દખમાના દરવાજા તેજ વખતે ખુલ્લા કરવામા આવ્યા, અને શીરીન તે દખમાની સીડી ઉપર ચહડી અદર દાખલ થઇ, અને ખુશરોની આગલ બેસી વિલાપ કરેવા લાગી

**શીરીનનો ખુશરોની લાસ ઉપર દખમાંની અદર વિલાપ.**

હુકમ સુણુતાં તે ઉઠી દીલભર,
ચહડી દોખમાપર તે રશ્કે-કમર
જોઇ લાસ ખુશરોની કુટી કપાલ,
ચુમી દસ્ત 'ને ચુમિયા સર્દ ગાલ
પૂકારી રડી "ખુશરો બેનજીર,
અરે કેવી બદલઇ ગઇ તસવીર.
જરા તારી શીરીન પર કર નજર,
પત્થર પર પડીયો શીરીનના છતર.
કહાં તારી કયામત છુપાઇ હતી,
કહા તારી સરજત દટાઇ હતી
સિકલ તારી જોઇ હુ માઇલ થઇ,
બલા તારી જોઇ હું ઘાઇલ થઇ.
મુરવ્વત જરા કર મહેરબાંન તુ,
બુલાવી મને લે કુરબાંન હું.
બલા લઇ તહારી મરૂ હુ જીગર,
કરૂ તારી પાસે હવે બીસ્તર.
જરા પુછ ખુશરો તુ મારી ખબર,
થયો મારો આશક તારો પેસર.
ઉઠીને તુ સાભલ જરા મારી વાત,
લે કોલ મારો, કરૂં છુ હુ ઘાત"(18)

**શીરીનનુ દોખમામાંથી બહાર નિકલી ખંજર ખાઇ મરવુ.**

બની મસ્ત ગમથી શીરીન દર્દનાક,
રડી શોર કરતી ગીરેબાન ચાક
પુકારીને બોલી નિકલી બહાર,
ધડકતી છાતી ચશમ ખુનબાર:

"અરે સુણો લોકો, ઇરાની તમામ,
અરે સુણો દુનિયા કુલ ખાસોઆમ
હવે શાહ ખુશરો નથી આ જહાંન,
રહો તેનુ જન્નતમે રોશન રવાન
સિતમથી જલી હુ રહી આગમાં,
કજાથી હુ તેની મળી ખાકમા
હતો તે મહુારા સરનો પતી,
નમી જેને સાસાની કુલ ઝુકતી
જમાનો રહ્યો ચારની બહારમા
પડયો વીર મહારો અધારમા
સદા રગ મારો લુટાઇ ગયો
નજર લાગી બુરી ચુડાઇ ગયો
૧૪૩૦૦
જુવો લોક આલમ, જરથોશ્તીયાન,
થયો બાપ બેટાને હાથે બેજાન
બની મસ્ત હવસે ગયો જાત પર,
થયો આધલો પુત્ર ખુદ માત પર
નથી ખોલતુ આસ્માં કેમ ભેદ,
થયુ લહુ કાળુ હતુ જે સુફેદ

ગરક જા એ ધરતી, થઇ જા ફના,
હે બાદે-તુ દ ટર પલીદ નાબીના[1]
મયાલુ, મહાવીર, મહારા પતી,
તુજ વન શીરિનની જો ગલી
કજા તારી બાવિ દ અજબ ખુનખાર,
પડો તુજ ખુની પર ખુદાનો માર
બગલમા ચમનનો હતો તારો દીન,
થયો તેને બદલે તુ દખમે નશીન
પડી કુલ હવસમે આલમ તમામ,
ફરેસ્તાઓ જાગો સુણો આ કલામ
ઉઠો તમ યઝદો, ઉઠો ફીલહાલ,[2]
કરો બદ હવસીઓનો તમ નિકાલ
હવે આ ખલકને આખર સલામ,
જો ખુશરો નહી તો શીરીન નકામ.
હવે સુખ સસાર છેલ્લી સલામ,
ખુશરો વિના દુનિયા છે હરામ
હવે મારી હસ્તીને છેલ્લી સલામ,
કિધોમારોકિસ્સો'રોશન' તમામ "(17)

મુસ્તઝાદ

"હાય અફસોસ દખ્મે સુતો, ઓ મારા સરદાર,
શીરીનના દીલદાર
દા છોડીને તનહા ગયો, ઓ મારા ભરથાર,
હુ બની લાચાર–૧
બેતાબ બની શીરીન રડે, કો'ને કીધો બેફામ,
ઓ મારા ગુલફામ,
શુ ચાહ દીલથી ભુલિયો, કહે મારા સરકાર,
હાય હાય પરવરદેગાર–૨.
જીન્નતમે કીધુ યાર, તુએ તાહરૂ મુકામ,
મારી તુને સલામ,
સર ચહડી શીરીનને ચહડી મોતની બુખાર,
હાય હાય મારા સરદાર-૩
ખુશરો મરે 'ને હુ જીવુ, એ ના બને જાની,
તો કમ બને કહાણી,
તુજની બગલમા થઇ દફન, પામુ હુ 'રોશન' ઠાર,
જોવા તારા દીદાર"–૪

---

૧ નાબીના યાને આધલો. ૨ ફીલહાલ યાને હમણાજ

દોખમાની સીડી ઉપર ખુશરોની કબર માટે વિલાપ કરતી શીરીને આ છેલ્લા સુખન બાગે બુલંદ અવાજે પુકારી, પોતાની જેબમા છુપાવેલુ એક ઝેરી ખંજર તેણીએ તુરતજ બાહાર કાહાડી, પોતાની છાતીમા માર્યું તેજ વખતે, તેની છાતીમાથી લોહીની ધાર વેહતી થઇ શીરીન ત મર ખાઇ દોખમાની સીડી ઉપરથી ગબડી નીચે જમીન પર પડી, અને કાઇપણ મદદ તેણીને જીવાડવાની મેલવી શકાય, તે આગમચ, તે ખુબસુરત વફાદાર મહાબુબ પોતાના ખાવિંદ ખુશરોના રવાનની પાસે મીનોઇ જેહાનના 'રોશન' મકાનમા જઇ વસી



# તખ્તે—તાકદિસ.



## [ તાકે કસરાના અસલ ઉત્તપતી કેમ થઇ ? ]

[ચાલુ સદીમા થયલા મહાન યુધ્ધમા બ્રીટિશ સરકારના વડા અમલદાર જનરલ તાઉનસેન્ડે જ્યારે તેસીફુન સર કીધુ, ત્યારે આ તખ્તે કસરાનો કબજો લેઇ, તેને સલામત હાલતમા જાલવી રાખવાનુ ખાસ હુકમનામુ તે વખતે તેણે જાહેર કીધુ હતુ જો કે આગલી જાહોજલાલી ભોગવી ગયેલુ આ નામીચુ બાંધકામ, પોતાની અસલ હાલતમા હાલ ઉભુ નથી, પણ કાળ ચકરના વમળથી બીસ્માર હાલતમા આવી પડેલુ હાલ હજીબી મુસાફરોને તે પોતાની આગલી જાહોજલાલીનો કાઇક ખ્યાલ આપે છે પારસી શાહનશાહોની પડતી અને ચડતીનો તે એક અચુક પુરાવો પુરો પાડે છે, અને વખતનું જોર કેવુ અજીત છે, તેની આ તખ્તે તાકદીસ શાહદત આપે છે]

પૂરાતન જમાનાનો અનહદ કાળ,
કહે છે તખ્તે-તાકદિસ હાલ
ફરીદુને કીધો જોહાક બધ,
તખત પર બેઠો ફરીદુન નજદ.
હતો કારીગર એક બડો નામચીન,
દેમાવદે રહેતો જહન બુર્જીન[1]

તખત એક બેમુલ રોણકદાર,
બનાવ્યુ ફરીદુન થકી જરનિગાર.
થયો ખુશ ફરીદુન જોઇ અપાર,
ઇનામ આપી કિધો જરદાર.
બેશક ફરીદુન હતો બખ્તવર,
અકળમદ પુરો દાનેશવર.

૧ દેમાવંદ પાહાડની અતરાફમા આવેલા એક ગામમા જહન બુરજીન નામનો એક નામીચો કારીગર રહેતો હતો, જેણે પાદશાહ ફરેદુનને માટે એક ઉત્તમ પ્રકારની કારીગરીવાલુ તખ્ત બનાવી, તે ફરીદુનને નજર કીધુ હતું

હતી ચીજ તે પાસ ત્રણ જાતની,
નિરાળી, ન્યારી, અજબ ભાતની
એક તો ગુરજ ગાવેચાંની[૨] બુલદ,
બીજુ હતુ હફ્ત-ચશ્મે રતન[૩].
તીજુ હતુ તખ્ત એ યાદગાર,
જગતમા જોડી હતી દુશવાર[૪]
ફરીદુનનો એરચ પિસર નેકજાદ,
ત્રણે ચીજ પામ્યો ફરીદુન બાદ
કજા કેહેર એરચ[૫] ઉપર થયો,
મિનોચહેર તેનો અફસર થયો
બાદઝ કએખુશરો ખેદમદ,
થયો જ્યારે અફસર તખ્તે બલદ
સજી લાલો-ગોહર, બુલદી કરી,
પછી થાઇ લોહરાસ્પની બરતરી
સજાવટ, જલાલત, નકશો-નિગાર,
ગુશતાસ્પે કીધા તે પર અપાર
કહ્યુ શાહે જામાસ્પને: "હે વજીર,
આ તખ્ત ક્યાંની કર દીલપઝીર
સજાવટ હુન્નરમદી કર ખુબતર,
રહે નામ ક્યાની જગમે અમર
વજીરે ધરી ધ્યાન કીધો વિચાર,
ચિતરિયો ગગન ભેદનો કુલ ચિતાર.
કિધી એવી તે માહે કારીગીરી,
ચિતારી તખત પર આસ્માગીરી
લિધુ કામ કાબેલ પુરવીનથી,
બુલાવી કિસ્બી રૂમો-ચીનથી
ગયા કઇ કિસ્બી મકરાનથી,
કઇ એક બગદાદો-ઇરાનથી.
મળી એક હજાર, એક સો પર વીસ,
લીધા દરેકે મદદગાર તીસ.
મળી બગદાદી, રૂમી, પારસી,
કિધુ તખ્ત તઇયાર તન-મન કસી
થયુ સાલ બે બાદ પુરૂ નિદાન,
નાયાબ હતુ તખ્ત-એ-કયાનિયાંન
બયા શુ કરૂ તખ્તના કામની,
ઉચાઇ હતી એક સો વામની[૬]
હતુ વાંમ સીતેર પોહળાઇમા[૭],
હતુ સો અને વીસ લબાઇમા[૮]
હર માસ હર રોજ પડતા સહવાર,
નવો ફર્શ[૯] તે પર દેતો બહાર
જડેલા ઝવેરો હતા આબદાર,
હતાં લાખ પર કુલ ચાલીસ હજાર
તખતના કિધેલા હતા ભાગ ત્રણ,
દરજા પ્રમાણે હતી ગોઠવણ.
દહેકાને-દરબાર, અફસર તમામ,
નિચલા તખતપર, કરતા મુકામ
લેતા'તા બેઠક નામી સવાર,
દીપતો વચલા તખતનો બહાર

૨ ગાવેયાની ગુરજ. આ ગુરજનું મથાલુ ગાયની સીકલ જેવુ બનાવવા માટે ફરેદુને એક લુહાડને ખાસ બોલાવી મ આવી એવી સુચના કરી હતી, કે તે ગુરજનુ મથાલુ ગાયના જેવુ બનાવવુ ગાયની સીકલનો ગુરજ બનાવવાનુ ફરીદુનને જે ખાસ કારણ તે એ કે પોરમાય, નામની ગાય જેનુ દુધ પીઇ ફરીદુન મોટો થયો હતો, તે પવિત્ર ગાયને જોહાકે કતલ કરાવેલી હોવાથી, તેના વેરમા જોહાકને એ ગાયની સીકલના ગુરજથી મારવાનો ફરીદુને ઠરાવ કીધો હતો

૩ હફ્ત ચશ્મ રતન એક બેમુલ રતન હતુ. એમા સમાયલા અનેક ગુણોને માટે તે જણાયલુ હતુ એ રતન ફરેદુનની ગાદીના વારસોને હમેશ સ્વાધીન થતું હતુ

૪ દુસ્વાર યાને મુશ્કેલ ૫ એરચના મરણ પછી એ ત્રણે ચીજો મીનોચેહરની મા લેકી હેઠલ ગઈ હતી ૬ એકસો વામ અગરજો ૭ ફીટનોજ ફકત એક વામ ગણ્યે, તો આ તખ્તની ઉચાઇ ૬૦૦ ફીટની ગણાય ૭ ૪૨૦ ફીટ પોહોળુ ૮. ૭૨૦ ફીટ લાબુ

૯. ફર્શ યાને ગાલીચો દર માસે નવો ગલીચો બીછાવવામા આવતો હતો

દસ્તુર દાવર અને પેશકાર,
અરકાને શાહી, વજીર નામદાર.
લેતા'તા બેઠક સૌથી ઉપર,
હતુ જયા ઝલકતુ શાહી છત્તર
અજબ દોરે કિયાની તખત પારસી,
ઝલકતુ હતુ તે મિસલ આરસી.
અરે આસમા, તે કહાં દીન ગયા,
હતા દીન 'રોશન' દીન કેમ થયા.
૧૪,૪૦૦



# યઝદેઝર્દ શેહરીયાર.[1]



## પારસીઓનો છેલ્લો પાદશાહ.

**પારસી શહેનશાત કેવી રીતે ઇરાંનમા પડી ભાગી, અને છેલ્લો પારસી પાદશાહ પોતાનુ રાજ અને ઝુંન્ડો ખોઇ કેવી રીતે મરણ પામ્યો તેનુ દાસ્તાંન.**

જમાનાએ શુ કીધુ ખરાબ કામ,
પારસીઓએ ખોયુ ઇરાનનુ નાંમ.
ખોઇ શેહનશાહી, ખોયુ રાજપાત,
ખોઇ સલતનત થઇ ગજબની વાત
ખોઇ દીન ધરમ, ખોઇ કિરતી તમામ,
ખોઇ એશો અશરત, થયુ ગુમ-નામ
થયો જયાં તમારો પયદા ધરમ,
જુવો તેની હાલત કેવી બરહમ.
લખઇ જે જમીનપર અવસ્તા ને ઝન્દ,
પરેશાંન થઈ તેની હાલત બુલન્દ
પ્રથમ જયાં પુજાયો આતશ અમર,
થઇ આજ કેવી દશા બદતર
પૂજાયો ભૂમીએ જે ખૂરશેદ પાક,
જુવો તે જમીન કેવી થાયેછ હલાક
ઇરાન ! ઇરાન ! હમારાં વતન,
કહા છે તારાં એશો ચમન
કરીને ગયા જયા કયાંનીઓ રાજ,
ભટકે ત્યા જ ગલના કોલાહો આજ
કહીબી કિધી છે તમોએ યાદ,
હતી જયાં જન્મી તમારી ઓલાદ
થઇ કેમ જરાથોસ્તની દીન ખુવાર,
થયો કેમ ખતમ યઝદઝર્દ શેહરીયાર.
નથી કોઇનો થાયો, થશે દિલદાર,
જમીનને જમાનો સૂણો અએ યાર.(1)

જમાનાના તે કાળમાં પારસી કોમના વતન ઇરાન ઉપર જયારે પારસીઓના વડવાઓ રાજ કરતા હતા, તે વખતે ઇરાંન દુનિયાના મુલકો ઉપર અવ્વલ દરજ્જો ધરાવતુ' હતુ પેશદાદી ટોલાનો પેલો જગપ્રસીધ બાદશાહ જમશેદ અને ફરીદુન, કિયાની

---

૧ આ દાસ્તાનનુ સગીત કિર્તન મુબઇની જરથોસ્તી ધરમ ઉપર એતેકાદ વધારાવનારી મ ડળીની તરફથી પેહલવેહલુ મગલવાર તારીખ ૧૫ મી અકટોબર ૧૯૦૭ ની રાત્રે, ધોબીતલાવ ઉપર ફ્૦ કા૦ હૅાલમા કર્યુ હતુ, અને ત્યાર પછી અનેક વાર એ ભાશણુ જેમ મુબઇમા તેમજ નવસારી, ભરૂચ, અમદાવાદ અને કરાંચી વિગેરે શેહરોમાં રજુ થયુ હતુ

ટોલાનો પેલો જાણીતો મહાતમા પાદશાહ કયેખુશરો અને કયેગુસ્તાસ્પ તથા લોહરાસ્પ, હખામની વંશનો પાયો નાખનાર મહાતમા કુરૂસ અને દરાયસ, તથા સાસાની વંશના પાદશાહ અરદેશર બાબકાન અને નોશીરવાન આદીલ જેવા અમર નામ રાખી ગયલા પાદશાહો, જે સરજમીન ઉપર રાજ કરી ગયા, તે સરજમીન આજે કયાં છે ! તેની હાલત આજે કેવી છે ! તેની શાહી સલતનત આજે કોણ ભોગવે છે?

જે મહાન પારસી સલતનતને બચાવનાર યોધ્ધાઓ ઇરાનની તવારીખમાં પોતાનું નામ અમર કરી ગયા, તે મહાન સલતનત, સાસાની વંશના છેલ્લા પાદશાહ યઝદેઝર્દ શેહરીયાર ગુમાવી, અને દુનિયાની સપાટી ઉપરથી પારસી શેહશાહતનું નામ તેણે જાવેદાનનું નાબુદ કીધું પારસી પાદશાહતની પડતીની શરૂઆત યઝદેઝર્દનાજ રાજમાં થઇ હતી, અને તે જાવેદાનની નાબુદ પણ તેના જ અમલમાં થઇ હતી [1] અરબોના હુમલા અને જંગ સામે યઝદેઝર્દ ટકી શકયો નહી, અને અંતે તે પોતાનું રાજપાત ખોઇ, જમાનાની ગીરદેશને શરણ થયો કેવી રીતે પાદશાહ યઝદેઝર્દ ગરદીશને શરણ થયો, તે આપણ આગલ ચાલતાં જોઇશું પણ ઇસ્લામી લખનારાઓ પોતાના મહજબની સચાઈ દેખડાવવા સારૂ લખે છે, કે —"પરવરદેગારે એવો મોજેજો કરી દેખાડયો, કે ઇરાંન જેવી મહાન સલતનત અરબોને હાથ ગઇ"

સાસાંની શેહનશાહત પડી ભાગવાના અનેક કારણોમાં મુખ્ય કારણ એ હતા, કે યઝદેઝર્દ એક ઘણોજ નમળો અને બેપરવા પાદશાહ હતો કિયાની વંશના પાદશાહો તુરાનીઓ સાથ જંગ કરવા માટે મશહુર થઇ ગયા છે હખામની વંશના પાદશાહો યુનાનીઓ સાથ લડવા માટે આશ્કાર થઇ ગયા છે પણ સાસાની વંશના પાદશાહો એક હાથ ઉપર જેમ રૂમીઓ સાથે લડયા હતા, તેમ બીજા હાથ ઉપર તેઓ ઇસલામી ધરમ પાલનારા અરબો સાથે પણ મોટા જંગ કરવા માટે જણાઇ ગયા છે એ સબબને લીધે ઇરાનીઓ નબળા પડતા ગયા હતા, યઝદેઝર્દ જયારે ઇરાનના તખત ઉપર આવ્યો, ત્યારે તેની સલતનત જે લગભગ નબળી પડેલી હતી, તે નબળાઇમાં તેના તખ્ત ઉપર આવ્યા પછી બેહદ વધારો થઇ ગયો હતો

## યઝદેઝર્દ શેહરીયાર તેના જનમની કાહાંણી

યઝદેઝર્દ શેહરીયાર સાસાની વંશનો છેલ્લો પાદશાહ હતો. પાદશાહ નોશીરવાન આદેલના નબીરા ખુશરો પરવીઝને, નજુમીઓએ ઇરાનની શહેનશાહત માટે એક બહુ બુરી આગાહી કરી હતી

---

1 કેટલાક તવારીખનવેશ યઝદેઝર્દને ઇરાની શાહનશાહતની પાયમાલી માટે દોશ દેતા નથી, પણ એ પડતીની શરૂઆત યઝદેઝર્દ શેહરિયારની આગમચ થઇ ગયેલા શાહોના રાજમાં, પારસીઓ વચ્ચે ચાલી રેહલા કુસંપ અને આપસ અપસમાં ફેલાયલી બેદીલીને લીધે, શાહનશાહત નબલી થવાની શરૂઆત થઇ ચુકી હતી, અને અંતે તેનું છેવટ યઝદેઝર્દના રાજમાં આવ્યું હતું આ કુસંપથી લાગુ પડેલી પડતી, ખુશરો પરવીઝની પડતીથી શરૂ થવા માંડી હતી

## યઝદેઝર્દના જનમની કાંહાંણી.

નજુમીઓએ ખુશરો પરવીઝને એવી આગાહી[1] કરી હતી, કે તેની ઓલાદથી જનમ પામેલો એક શખ્સ[કે જેની જાગ ઉપર જનમથીજ એક નિશાણી હશે, તેનાં હાથમાથી ઇરાનનુ રાજ જતુ રેહશે એ ઉપરથી ખુશરો પરવીઝે પોતાના દીકરા શેહરીયારને એક મેહલમા કેદ રાખી એવો હુકમ કીધો, કે તેની પાસે કોઇબી ઓરતે જવુ નહી.

આ હુકમને માન આપી કઇક મુદત સુધી શાહજાદો શહેરીયાર મેહલમા નજર કેદ પડી રેહ્યો હતો પણ અંતે ખુશરોની રાણી શીરીનથી તેણે પોતાની મતલબનો ઈલાજ કીધો. શીરીને એક નામીચા ખાનદાનની બાંનુને મરદના વેશમા શેહરીયારના મેહલમાં તેને મળવાને બાહાણે પાદશાહ ખુશરોની જાણ વગર મોકલાવી, અને એ જોડાથી યઝદઝર્દનો જનમ થયો

જ્યારે યઝદઝર્દ પાચ વરશની ઉમરે પુગ્યો, ત્યારે પાદશાહ ખુશરોની નજર તે બાળક ઉપર કાઇક અચબુચ સંજોગ વચ્ચે પડી. ખબર કાહડતા માલમ પડયુ, કે તે બાળક શાહજાદા શહેરીયારનુ ફરજન્દ છે ખુશરોના ગુસ્સાનો પાર રેહ્યો નહી નજુમીઓએ આગાહી કરેલી હોવાને લીધે, ખુશરોએ તે બાળકની જાગ ખુલ્લી કરાવી જોયુ, તો તે બાળકની જાગ ઉપર નજુમીઓની આગાહી પ્રમાણે તેણે એક નહેસ્ત નીશાણી જણાઇ (2) તુરતજ ખુશરોએ તે બાળકને મારી નાખવાનો હુકમ કીધો, પણ રાણી શીરીન, જેને ખુશરો બેહદ ચાહતો હતો, તેણીએ વચમા પડી તે બાળકનો જીવ બચાવ્યો ખુશરોએ તે બાળકને પોતાની નજર આગળથી તેમજ પોતાના દેશમાથી દુર કરવાનો હુકમ કીધો

## પંદર વરશ યઝદેઝર્દને જનાંનખાનામા છુપાવી લાડ લડાવ્યો.

યઝદઝર્દને તુરતજ મદાયન મોકલાવી દઇ ત્યા તેને જનાની લાડ અને એશ અશરતમા રાખ્યો. હિયાં તે પંદર વરશની ઉંમરે પુગ્યો ત્યાં સુધી રેહ્યો.

## ખુશરો પરવીઝ ઉપર મહમદ પેગંબરનો પેગાંમ.

ખુશરો પરવીઝ એક બહાદુર અને હિમતવાન પાદશાહ હતો ઇરાનની ગાદી ઉપર તેણે પાત્રીસ વરશ અમલ કીધો. (ઇ૦ સ૦ ૫૯૧ થી ૬૨૬ સુધી). ખુશરો જો કે લડાયક અને બળવત હતો, પણ મોજ શોખને તે ઘણોજ વશ થઇ ગયશો પાદશાહ હતો તેની માનીતી રાણી શીરીનની ખુબસુરતીનો તે ઘણોજ પરસ્તાર હતો કહે છે કે એક વખત ખુશરો પરવીઝ પોતાની રાણી શીરીન સાથ શેકારગાહે ગયો હતો, અને શેકારથી ફારેગ થઇ 'કારસુ' નદીને કિનારે તે છાંવણી નાખી પડયો હતો, ત્યા મુસલમાંનના પેગંબર હજરત મહમદે ખુશરો પરવીઝ ઉપર એક પેગામ લખી મોકલ્યો કે—"તુ તારી જરથોસ્તી દીન તજી દે, અને મારી ઇસ્લાંમી દીન કબુલ કર." ખુશરો આ પેગાંમ વાચી ઘણોજ ગુસ્સે થયો, અને તે પેગાંમના ટુકડા કરી તેણે કારસુ નદીના વેહતા પાણીમાં ફેકી દીધા. જ્યારે એ ખબર હજરત મહમદને પડી, ત્યારે તે બોલ્યો—"અલ્લાહ એજ પ્રમાણે તારી સલતનતના ટુકડા કરશે." મહમદની એ આગાહી કમનસીબે ખરી પડી.

---

૧. મીરખુંદ નામનો મુસલમાન લખનાર લખે છે કે, એ આગાહી કરનાર નોશીરવાંન પાદશાહનો વજીર બુજોર્ગ મેહર હતો.

### ખુશરો પરવીઝનુ મરણ. ઇરાંનમાં અંધેર

ઇ૦ સ૦ ૬૨૮ ના સાલમા ખુશરો પરવીઝ મરણ પામ્યો. ખુશરોના મરણ પછી ચાર વરશ સુધી ઇરાનમા ઘણુંજ અંધેર ચાલવા લાગ્યું એ ચાર વરશના અરસા દરમિયાન ઇરાનનો મામલો ઘણોજ અંધેર બની ગયલો હતો એ ચાર વરશના અરસામા ઇરાની ગાદી ઉપર પાચ જન પાદશાહી કરી ગયા હતા એ પાંચમા બે બાનુઓ ઇરાનની ગાદી ઉપર રાણી તરીકે રાજ કરી ગઇ હતી

### બે જરથોશ્તી રાણીઓ.

એ બે રાણીઓ પુરનદોખ્ત, અને આઝરમીદોખ્ત[1] ને નામે જણાઇ ગઇ છે તેઓનો અમલ ઘણોજ થોડો વખત ચાલ્યો હતો, કેમકે ખુશરો પરવીઝના મરણ પછી, ઇરાની જરથોશ્તીઓ પોત પોતામાજ દુશમનાઇ, વેર, કેહેર, અને પાર વિનાની અદાવત લેઇ બેઠા હતા

### યઝદગઝર્દનુ ઇરાંનની ગાદીએ આવવું.

યઝદઝર્દ જયારે ૧૫ વરશની ઉમરે પુગ્યો ત્યારે ઇરાનની અન્જુમને તેની ૧૫ વરશની કાચી ઉમરે મદાયનથી લાવી તેને ઇરાનની ગાદીએ બેસાડયો.

### આગલા વખતમા પાદશાહી વરશ કેમ ગણતાં હતાં.

ફીરદોસી પ્રમાણે ઇ૦ સ૦ ૬૩૨ અને જુન માસની ૧૬ મી તારીખે યઝદેઝર્દ તખ્તશીન થયો હતો. આપણુ જરથોશ્તીઓની ગણત્રી પ્રમાણે તે દિવસે અસ્પંદાદ મહીનો અને અરદીબેહશ્ત રોજ હતો આજે એ બનાવને લગભગ ૧૩૦૮ (યઝદેઝર્દી ૧૨૯૨) વરશ થયાં છે

ઇરાનમા અસલ એવો રેવાજ હતો, કે એક નવો પાદશાહ જયારે તખત ઉપર આવતો, ત્યારે તે નવા પાદશાહનો સને તે દીવસથી આખા રાજમા શરૂ થતો હતો એ રીતે યઝદેઝર્દ જે સાસાની વંશનો છેલ્લો પાદશાહ થઇ ગયો, તેથી હજુર સુધી તેને નામથી તેનો સને ચાલુ રહી ગયો છે, અને તેથીજ આપણુ યઝદેઝર્દી સને ગણયે છીયે.

### યઝદેઝર્દે તખ્તનશીન થતાં પોતાની રૈયત આગલ કરેલુ ભાશણ.

યઝદેઝર્દ ઇરાની ગાદી ઉપર આવી બેઠો, અને ઇરાનની સલતનતની લગામ તેણે પોતાને હાથ લીધી તખત ઉપર બીરાજતાજ તેણે પોતાના વજીરો, અમીરો અને પેહલવાનોની એક ખાસ દરબાર ભરી, અને પોતાની રાજનીતી નિચલા સખુનોમા તેણે જાહેર કીધી

---

૧ આ રાણી આઝરમી દોખ્ત ઘણીજ ખુબસુરત અને રાજકારોબાર ચલાવવામાં કાબેલ હતી ફરરોખજાદ-ખુશરો નામનો ખોરાસાનનો હાકમ એ રાણી આઝરમી દોખ્ત ઉપર મોહીત પડેલો હોવાથી, એક સમે તે તેણીના અબેવા ામા ઘુસી ગયો હતો, અને તેના તે વાક માટે રાણી આઝરમી દોખ્તે તેને કતલ કરાવ્યો હતો. એ કામના કિનામા ફરરોખજાદના દીકરા રૂસ્તમે આ રાણીનો જીવ લીધો હતો. (સાસાની શાહનામુ)

"સિપાસો-સના હુ ગૂજારૂ હજાર,
બન્દો હુ તારો ઓ પરવરદેગાર
નમુ તુને યઝદાં અશો નેકનામ,
ઝુકાવે સર તારો બન્દો ગુલામ
તુ એક તુ છે, તુ જ છે અશો,
નથી તુ સિવા મારો મારગ કસ્સો
હુ અવલાદે છુ પાક નોશીરવાન,
તુ ખ્મે છુ શાહી, શાહે ઇરાન
મહેરબાન મુજપર છે ખુરશીદો-માહ,
સદા મુજ રઇયતને આપશ પનાહ
બુજોર્ગોને આપશ સદા માન પાન,
ગરીબોને આપશ હમેશ દાન
તવગર ગદાને[1] ગણુશ એકસાંન,
બનશ મારી રૈયતનો પાસબાન
ન રાખુ હુ કિરતી તણી કાઇ આસ,
આ ગેતીનો આખર છે અત નાશ
નથી ગજો દોલત કાયમ સદા,
નથી કોઇ જગમે દાયમ રહ્યા.
નથી બખ્ત કાયમ, કે કોઇ તખ્ત,
નથી રહેતો દાયમ કોઇનોબી વખ્ત.
નથી જગમે કાયમ રહી સરવરી,
નથી કોઇ કાયમ રહી બરતરી
ફના અતે ફાની, બદન અતે ખાક,
મળી ખાકસે તે થશે અતે પાક.
સદા રહેશે કાયમ અમર નેકનામ,
કજા બાદ છે ખાક તન કૂલ તમામ"

## યઝદેઝર્દને માથે શાહી ખોવાનો કલક

કુદરતે યઝદેઝર્દને પાદશાહીને લાયક સરજેલોજ નહી હતો. તે મોજમા ઉધરેલો અને જનાનખાનાના લાડમા રેહલો હતો તેના બપાવા ખુશરો પરવીઝે તેને પોતાના નબીરા[1] તરીકે ગણુવા ના પાડી હતી, તોપણુ તેની સરજતે તેને શાહ બનાવ્યો હતો. ઇરાનની બાદશાહી ખોવાનો, સાસાંની ટોળાની જીદગીનો અત લાવવાનો, અને છેલ્લે પેલો માનવત કાવેઆંની ઝુન્ડો ખોઇ દેવાનો કલક, તે કમનસીબ પાદશાહના નામને લાગવાનો, તે લાગ્યા વગર રેહ્યો નહી

## ઇરાંની જરથોશ્તીઓની ફરીયાદ.

ઓ બદબખ્ત ઇરાંન! કહે ઓ પારસીના પુરાતન વતન, તુને ખોઇ દેવાનો દોશ, તારી પરસ્તેશ કરનાર રૈયતની કેવી કિસમની ગફલતી અને ગાફેલીથી બરપા થયો ?

ઓ પવીત્ર દીન અને ધરમના બુલન્દ વતન! કહે, કે કાદુસીઆ અને નિહાવદની ખુખાર લડાઇ પછી પારસીની માનવત ધજા કાવેઆનીનુ શુ થયુ ?

બોલો ઓ યઝદાપરસ્તી દીનના પવિત્ર દરેમેહરો અને આતશકદેહો! તમારા પવિત્ર આતશની બરબાદી કેવી રીતે થઇ, અને કોણે કીધી ?

---

૧ ગદા યાને ગરીબ

૧ યઝદેઝર્દની ખુશરો પરવીઝ સાથની નબીરા તરીકેની સગાઇ બાબે તવારીખ નવેશોમા મતફેર છે. આરબ લખનારા, યઝદેઝર્દને ખુશરો પરવીઝનો નબીરા તરીકે ઓલખાવે છે, પણુ રૂમી લખનારાઓ જણુાવે છે, કે યઝદેઝદ ખુશરો પરવીઝનો પોતાનોજ દીકરો હતો યઝદેઝર્દ ખુશરો પરવીઝની રાણી શીરીનના બેટા શેહરિયારનો દીકરો હતો, એમ થિયોફેનિસ નામે એક રૂમી લખનાર જણુાવે છે. ફીરદોસી પોતે શીરીનના એક દીકરા દાખલ શેહરિયારનુ નામ જણુાવે છે. (સા૦ શા૦)

## કુરાંન અને તલવારનો ચાલી રહેલો જમાનો.

એજ વરસમાં ચોતરફ અરબો મહમદી ધરમનો ફેલાવો કરી રેહ્યા હતા તેઓ જ્યા ત્યા એક હાથમા નાગી તલવાર, અને બીજા હાથમા કુરાન પકડી 'અલ્લાહ-હુ-અકબર' એવા પુકારો કરી મહમદી ધરમ કબુલાવતા હતા, અને 'લા ઇલ્લા ઇલ અલ્લાહ, મહમદ યા રસુલ અલ્લાહ'[1] એવા પુકારો ઇરાનમા તેઓ ચોતરફ ફેલાવી રેહ્યા હતા

## પારસી ધજા બાબે ફીરદોસીનો ગમ.

નિહાવદની લડાઇમા જયારે કાવેઆની ઝુન્દો અરબોએ લુટી લીધો, અને પારસી શેહનશાહતનો અત આવ્યો, ત્યારે શાએર ફીરદોસી તે બનાવ ઉપર ગમ કરતા બોલે છે કે –

"ઝે શીરે શુતર ખુર્દનો સુસમાર,
અરબરા બજાએ રસી દસ્તકાર
કે તખ્તે કેયાંરા કુનન્દ આરઝુ,
તુફુ બાદ બર ચરખે ગરદાંન તુફુ"

( અર્થ ) " ઉટનુ દુધ પીનાર અને સુસમાર નામની ( એક હલકી જાતની )મચ્છી ખાનારા નજીસ આરબોનો શુ દાહડો ફરી ગયો છે, કે કિયાની લોકોનુ તખત લેવાની તેઓ ખાએશ કરે છે. અરે ઓ ફરતા આસ્માન, લિયાનત હોજો તારી ઉપર ! કિયાનીઓનુ જાહોજલાલી ભરેલુ તખત, તુ કોણને હાથે બરબાદ કરાવે છે "

## પેગમ્બર મહમદનુ ગુજરે પામવુ.

એજ વરસમા હજરત મહમદ મરણ પામ્યો હતો તેના મરણ બાદ તેની જગ્યા ઉપર ખલીફ ઓમર નેમાયો તેણે ઇરાન જીતવાનો વિચાર કીધો ખલીફ ઓમરે પોતાના સરદાર સાદ વકાસને હુકમ કીધો, કે થોડાક બુજરોગ આરબોના એક એલચીખાતાએ યઝદેઝર્દ પાસ મદાયન તરફ એકદમ જવુ, અને મહમદી દીન કબુલ કરવા માટે ખલીફ ઓમરની મરજી યઝદેઝર્દ આગલ જાહેર કરવી

## અરબ એલચીખાતાંની યઝદેઝર્દ પાસ માંગણી

એ હુકમ મુજબ આરબોનુ એક એલચીખાતુ યઝદેઝર્દને મળવા મદાયન તરફ જવા નિકલ્યુ તેઓએ યઝદેઝર્દની દરબારમા જઇને પેહલા પોતાના પેગમ્બરની સિફ્ત શરૂ કીધી, અને ત્યાર પછી એલચીખાતાના વડા અરબ શેખ મગુરાએ પોતાનો પેગામ યઝદેઝર્દ આગલ રજુ કીધો

"સૂણ શાહે ઇરાન અએ નામવર,
હમારો છે ઓમર ખલીફ રેહબર
લાવ્યો છુ પયગામ ખુબ માનથી,
જરા સાભલી લે તુ ધ્યાંનથી

છે હજરત મહમદ પામ્યા ગૂજર,
દરૂદ હોજો તે પર શામો-સહર.
મહમદ નબીના હતા એ કલાંમ,
કે દિન તેની પાલે દુનિયા તમાંમ.

---

[1] 'લા ઇલ્લા ઇલ અલ્લાહ, મહમદ યા રસુલ અલ્લાહ' એટલે, પરવરદેગાર એક છે, અને તેનો પેગમ્બર મહમદ છે.

શુ અહના કે આલા ને હુરો પરી,
સિતારાઓ ઝોરા [1] અને મૂસ્તરી [2]
ખુશી નબી પર હતુ આસ્માંન,
સદકે જમાનો હૂરો ગીલ્માન
ખૂશીથી ઝુકીને કરતા સલાંમ,
મહેમદ નબીના હતાં સહુ ગૂલામ.
છે ઓમર ખલીફનો હુકમ મહમદી,
ઇરાંનીઓ પાલે ધરમ મહમદી.(3)"

આ સખુનો સાંભલી યઝદેઝર્દે પોતાની મુછમા હસી શેખ મગુરા અને તેના સાથીઓ તરફ જોઇને કહ્યું —

"શેખ મગુરા, હમો ઇરાની જરથોસ્તીઓ આરબોને પોતાથી ઘણાજ ઉતરતી પંક્તીના ગણ્યે છીયે તમો આરબો હમારા મુલકમા વેપારી તેમજ ભીખારી તરીકે જણાયલા છો તમારા લોકનો ખોરાક સુસમાર મચ્છીનો, અને તમારૂં પીણુ ખારા પાણીનુ છે તમારા વસ્ત્રો જાનવરના ચામડાંના બનેલા છે હમારા મુલકમા આવી તમો સારો ખોરાક, મીઠુ પાણી, અને પોશાક ભોગવવા લાગ્યા છો, અને તેથી નહી ધરાતાં હવે તમો આવી બેઅદબ માગણી કરો છો, તે મંજુર થાય એમ નથી તમારી એ શેખીને માટે તમુને કાંઇબી સજા કીધા વિના હું તમુને જતા મુકુ છુ"

## શેખ મગુરાએ ખલીફ ઓમરની સરતો જાહેર કીધી.

શેખ મગુરા યઝદેઝર્દના ગુસ્સાભરયા સખુનોથી રાજી થયો નહી, અને અનેક તાનાજાણી ભરેલા સખુનો બોલી, યઝદેઝર્દ આગલ ખલીફ ઓમરની સરતો જાહેર કરતા બોલ્યો કે. (4)

"તમો જરથોસ્તીઓ અમારા ખલીફની સરતો સાભલી લેઓ (૧) મહમદી દીન કબુલ કરો, (૨) યા તો જજીઓ આપો, (૩) યા નો લડાઇ કરો."

## યઝદેઝર્દનો ગુસ્સો.

આવી બેઅદબ માગણી સાભલતાજ શાહ યઝદેઝર્દ ઘણોજ ગુસ્સે થયો, અને શેખ મગુરાની માગણી ધિક્કારી કાહડી, લડાઇ કરવાની પોતાની મરજી દેખાડી શેખ મગુરા ઉપર યઝદેઝર્દ પુકાર કરી બોલ્યો કે —(5)

"ખામોસ રહો,બસ કરો અંધ જબાંન,
કરો બધ બકવા છોડો ગુમાન
શુ છે હમ આગલ તમારી બીસાત,
ભટકટા ભિખારીની કંગાલ જાત
રહેઝન, લુટારા, ચુગલખોર તમાંમ,
હવે તમ બનો છો નીમકહરામ
હતુ જયારે તમને ન ખાવાને અન,
હતા જયારે તનપર ન વસ્તર કફન
ન પીવાને નિરમલ પાણી હતા,
ખસલતે સહુ હયવાંની હતા
વસી જંગલે નગ્ન ફરતાં હતાં,
સુસ્વાટ મચ્છી ડગરતાં હતા.
સમજતા હતા નહિ હક 'ને હરામ,
ભટકીને કરતા'તા રહેઝનનુ કાંમ.
કરો શેખી હમ સંગ બની બેઅકલ,
નાબુદ કરશ જેહાનથી તમ નસલ.
જોઇ હમ મૂલક 'ને જોઇ કારોબાર,
હમુને જોઇ તમ થયા હુશિયાર.
રાખો છો શુ મન માહે મૂરાદ,
કરી જંગ હમસે થશો નહિ શાદ.

1. ઝોરા યાને શુક્રનો સિતારો (*Venus*)
2. મુશ્તરી યાને બ્રેસ્પતીનો સિતારો (**Mars**)

અગર જાન લાખોનો કરશો હલાક,
મલશે ન ઇરાનની ચપ્ટીબી ખાક
બની બદહવસી બુરાઇ કરો,
ઇરાંનીસે દાવો ખુદાઇ કરો
ગજબ છે હેમાકત હેમાગે વસી,
કરો એવી ઇરાનસે સરકસી

નોબત કજાની ચમ્કી છે આજ,
પયગામ લાવ્યા છો મરવાને કાજ.
સુણી હાલ રજુર, હર તાર તાર,[1]
પડો તમ ખલક[2] પર ખુદાનો માર.
નવા કોઇ ધરમની નથી કઇ જરૂર,
જગતમાં છે જરથોશ્તી દિન મશ્હુર.

## શેખ મગુરાએ યઝદેઝર્દને જવાબ દીધો.

જયારે પાદશાહ યઝદેઝર્દ આની રીતના ગુસ્સાથી ભરેલા સખુનો બોલ્યો, ત્યારે શેખ મગુરાએ યઝદેઝર્દને જવાબ દીધો કે —

"સુખુન રાસ્ત છે સુણ શાહ શેહરિયાર,
નથી કરતો હુ તેનો કઇ ઇનકાર
૧૪૫૦૦
હતી એવી હાલત અરબની તબાહ,
પડતી'તી સુસ્વાટ ખાતા મજાહ
હતા જયારે મૂફ્લીસ, વીના કફ્ન,
દિકરીને કરતા'તા જીવતી દફ્ન
લુટફાટ ચોરીનુ કરતા'તા કાંમ,
મામા 'ને કાકાને ગણુતા હરાંમ
કરતા ગરજ પડવે સહુ કતલ,
અમારો હતો એજ ઇન્સાફ અદલ
ઉઠ અને મેઢાના કાહડીને કેસ,
બનાવી પહેરતા હતા પહેરવેસ
હતા હમ ફકિર પણ હવે હમ નથી,
ફેરવી અમારી રસુલે ગતી

હતા હમ રહેઝન બરગશ્તે હાલ,
બની ઇસલામી થયા હમ નેહાલ
ખોટા ખરાનો હતો નહિ ખિયાલ,
નહી જાણુતા'તા હરામો-હલાલ.
કહી એમ ગયા છે મહમદ રસુલ,[3]
જે કોઇ કરે દિન નહી જો કબુલ
લડવુ તે સગ સજાવાર છે,
હરએક અરબનો એ એકરાર છે
અમારા રસુલે કહ્યા છે કલાંમ,
"લડી દીન થકી સહુ મરજો તમામ
અગર દીન થકી જો થશો તમ કતલ,
મુવા બાદ મલશે જન્નત[4] અચલ.
દરૂદ છે હજારો રસુલ પાક પર,
સદકે છે સર હર અરબ ખાક પર"(6)

## યઝદેઝર્દનો હુકમ.

આ સખુનો સાભલી પાદશાહ યઝ્દેઝર્દ ઘણોજ ગુસ્સે થયો, અને મગુરાને તથા સાથે આવેલા તેના રફીકોને એકદમ દરબારમાથી ચાલી જવાનો હુકમ કીધો. તેણે કહ્યુ કે.—

"શેખ મગુરા, તારા ખલીફને કહેજે, કે નવા ધરમની અમુને હવે જરાબી જરૂર રહી નથી તું અમારી પાસ જજીઓ માગે છે, તો જજીઆને બદલે હું મારા લશકરને તારી સામે લડવા મોકલુ છુ એજ તમારા ખલીફના પેગામનો જવાબ છે."

## ખલીફ ઓમરની ઇરાંન ઉપર ચહડાઇ.

અરબ એલચીખાતુ યઝદેઝર્દનો આ પેગામ લેઇ મદીના તરફ નિકલી ગયુ, અને યઝદેઝર્દે લડાઇની તૈયારી કરવાનો એકદમ હુકમ કીધો ખલીફ ઓમરે પણ ઇરાંન ઉપર ચહડાઇ લેઇ જવાની તઇયારી કીધી યઝદેઝર્દે એક મોટુ લશ્કર એકઠુ કીધુ, અને તે લશકરની સરદારી રૂસ્તમ બીન હોરમઝદ નામના એક ઈરાની પેહલવાનને આપી, અરબોની સામે લડવા તેને જગના મેદાનમા રવાના કીધો.

---

૧ બદન ઉપરના રૂવે રૂવાં    ૨ વરતી ઉપર.    ૩ રસુલ યાને પેગમ્બર.
૪ જન્નત અચલ યાને કાયમનુ બહેસ્ત

## જંગે કાદુસીઆ

( ઇરાનીઓએ ત્રીસ મહીના સુધી ચનાવેલી જંગી લડાઇ )

આ જંગી લડાઇ ઈરાનની તવારીખમા જંગે કાદુસીયા યાને કાદુસીયાની લડાઇને નામે જણાઇ છે કહછે કે પેહલવાન રૂસ્તમ બીન હોરમઝદ ત્રીસ મહીના સુધી એ લડાઈમાં રોકાઇ રહેલો હતો

## ઈરાંની સીપાહસાલાર રૂસ્તમ બીન હોરમઝદે જંગના મેદાંનમાથી પોતાના ભાઇ ઉપર લખેલો પેગાંમ.

અને રૂસ્તમ બીન હોરમઝદને જરથોસ્તી જંગનું રૂપ નાસિપાસી ભરેલું દેખાવા લાગ્યુ. તેણે પોતાની નજુમ જોઇ, પોતાના પાદશાહની જીદગી માટે અફસોસ કીધો, અને નાઉમેદીનો એક ઉંડો દમ ભરી, જંગના મેદાનમાથી પોતાના ભાઇ ઉપર એક નામુ લખી તેમા તેણે સઘળી બીના જણાવી તે નામા અંદર તેણે છેવટે લખ્યુ કે —

( ફીરદોસીના સખુનોમા )

દેલે મન પૉરઅઝ ખુન શૉદો રૂઇ ઝર્દ,
દહૉન ખુશ્ક વ લબહા, પોરઅઝ બૉદે સર્દ
કે તા મન શુદમ પહેલવૉન અઝ મીઑન,
ચૂનીન તીરે શુદ બખ્તે સાસાનીઆન.
* * *
ચુનીન બીવફૉ ગશ્ત ગરદૉન સેપેહેર,
દેઝમ ગશ્તો ઝેમા બેબૉરીદ મેહેર,
કે રૉઝે સેપેહરી કસ ઑગાહા નીસ્ત,
નદૉનન્દ કે ઇન રંજે કુતહા નીસ્ત
* * *
તુરૉ અએ બીરૉદર તન ઑબૉદ બૉદ,
દલે શાહે ઇરૉન બેતો શૉદ બૉદ
કે ઇન કૉદસી દખ્મ ગાહે મનઅસ્ત,
કફન જઉશનો ખુન કોલાહે મનઅસ્ત

અર્થ

"આ આફતથી મારૂ લોહી ઉકળે છે, અને મારો ચહેરો ઝર્દ થયો છે. મારૂ મોહડું સુકાઇ જાય છે, અને મારા હોઠ ઠંડા થયા છે.

"આ ફરતું આસમાંન આપણી તરફ બેવફા થયુ છે તે આપણી ઉપર રૂઠયુ છે, અને બેમરવત બન્યુ છે આ આસમાંનના છુપા ભેદથી કોઇ વાકેફ નથી. જરથોસ્તીઓ જાણુતા નથી કે આ આફત કેવી મોટી છે.

"ઓ ભાઈ, તુ સુખ ચેનમા રેહજે, અને ઇરાંનના શાહને ખુશી રાખજે આ કાદુસીઆનું મેદાન મારૂ દોખમુ છે, અને લડાઇનુ બખ્તર મારૂ કફન છે, અને મારૂં માથુ ટોપીને બદલે લોહીથી ઢંકાશે"

"લખું શુ બિરાદર તુ પર હેવાલ,
દિસે છે બુરી બહુ સિતારાની ચાલ.
દિસે છે ભયંકર અંજામે જંગ,
થશે શાહી ઇરાંન બિલકુલ બતંગ
બૂરજ શાહીનો છે અતી અંધકાર,
ઉભો છે રવી જંગે કરવા બગાડ
સિતારો અરબનો દિશેછ આબદાર,
સાસાંની શાહીને કરશે ખુવાર.
સાસાંની તોખ્મ ન જીતશે કદી,–
ઇરાંનને ચાર બીજી સદી
દિસેછે મને મામલો બહુ ખરાબ,
ખુલ્લો થયોછે ભવિશનો નકાબ.
આજેજ થયુ છે જીગર બેહિસાબ,
વતનને થકી હુ કરૂ છુ વિલાપ
અફસોસ! વતનનુ હવે શુ થશે,
સાસાની શાહી હવે કહા જશે.
અફસોસ જશે મારી કહાં અન્જુમંન,
અફસોસ કહાં જઇ કરશે વતન
અફસોસ વતન થાશે મારૂ ખુવાર,
જુલમ તારો ગરદીશ છે હદ બહાર'

### અરબ સરદાર સાદ વકાસ ઉપર રૂસ્તંમનો પેગાંમ

એ પછી રૂસ્તમે એક બીજુ નામુ અરબ પેહલવાન સાદ વકાસ ઉપર નીચે પ્રમાણે લખ્યુ

"મહેરબાંન વકાસ અરબ પહેલવાંન,
ઇરાની રૂસ્તમની તૂને સલાંમ
લખુ શુ હકિકત જીગરની તમાંમ,
મને કમપસંન્દ છે લડાઇનું કાંમ
દુનિયાંમે નાહકછે રંજો અલમ,
ઘડીમા ખુશી 'ને ઘડી માહે ગમ
ઘડીમા કરેછે બન્દાને શાદ,
ઘડીમા કરેછે ખુશી બરબાદ
એવો છે ગર્દીશનો રંગ ઢંગ,
કરે છે ઇન્સાંનની ઉમેદ ભંગ
કહે કોણુ છે તારો શાહ નામવર,
કોણુ તેનો અફસર, કોણુ છે નફર.
તમે મહમદી છો ધરમ પાલનાર,
તન પર ન વસ્તર, નહી ઘરબાર
બુરો છે જમાનો ફુર્યો તમ સર,
તમે બાંધી ઇરાન સામે કમર.
ચાહો છો કિયાંનીનુ લેવા ચમન,
લિયાંનત છે તુ પર ઓ ચર્ખે કહન!
અગર દિલમે હોય કઇ આરજી,
જણાવો મને તે મળી રૂ-બ-રૂ
કરશ દિલથી હરએક તમને મદદ,
જંગ દુર કરવા કરશ હુ કસદ.
અમારો શાહ યઝદેઝર્દ શહેરિયાર,
નિગાહબાન છે તેનો પરવરદિગાર"

### જંગે કાદુસીયા.

આવી કિસમના કઇએક સવાલ જવાબો સાદ વકાસ અને રૂસ્તમ બીન હોરમઝદ વચ્ચે અરસપરસ થયા પછી, અતે એક રોજ મધ્યાન બપોરે ૧,૨૦,૦૦૦ લશ્કર સાથ કાદુસીયાના મેદાંનમા ઇરાંની સીપાહસાલાર રૂસ્તમ, અરબો સાથે લડવા માટે મેદાંન પડયો તે વખતે તેની સાથે બે બાહોશ ઇરાની પેહલવાન, જાલીનુસ અને બહર્વાન નામના હતા

### જંગના મેદાંનમાં જરથોશ્તીઓના હાથીઓ છુટી ગયા

એક મોટી લડાઇ મધ્યાન બપોરે શરૂ થઇ. એ લડાઇમા જરથોશ્તી ઇરાનીઓના હાથીઓ એકદમ મેદાનમાં છુટવાથી, આરબોમા મોટો ગભરાટ ફેલાયો. આરબો ચોતરફ નાહસવા લાગ્યા, પણ પાછળથી આરબોએ એ છુટેલા હાથીની સુંઢ ઉપર જખમ કીધા,

જેથી તે છુટેલા હાથીઓએ ઉલટી રાહ પકડી, અનેતેઓ જરથોશ્તી લશ્કર તરફ ધસ્યા. આ ફેરવાયલો મામલો જોઇ જરથોશ્તીઓએ તે જખમી થયલા હાથીઓને મદાયન તરફ નહસાડયા, અને પોતે આરબો ઉપર ધસી ગયા.

જમે રોજે—અરમાસ.

આ ખુખાર જગની થોડાક દિવસ આગમચ, અબુ મોહજન નામના એક જવાન અરબ પેહલવાનને, સાદ વકાસે શરાબ પીવાના બાકને માટે તેને કેદ કીધેલો હતો. તેણે જ્યારે પારસીઓના હાથ ઉપર જગના મેદાનમા મુસલમાનોની ખુવારી થતી જાણી, ત્યારે તેણે વકાસની ઓરતને અરજ કીધી, કે, "મારી જજીરને જો તુ ખોલી નાખે, અને સાદનો અમલક ઘોડો અને બખ્તર જો તુ મને તેની જાણ વગર આપે, તો પારસીઓને હું મારી મરદાનગી દેખાડી, તે લોકોને જાનથી મારૂ એટલુજ નહી, પણ ખુદાના કસમ ખાઇ કેહુ છુ, કે જો હુ જીવતો રેહો, તો ફત્તેહ કરી પાછો મારી જંજીર પેહડી વકાસનો કેદી થઇશ"

સાદ વકાસની ઓરતને મોહજન ઉપર ભરૂસો આવ્યો. તેણીએ તેની જંજીર ખોલી નાંખી, અને વકાસનુ બખ્તર, તેના હથીયાર અને તેનો અબલક ઘોડો, વકાસની જાણ વગર મોહજનને આપી, તેને લડાઇના મેદાનમા રવાના કીધો. મોહજન પોતાના બદમાથી જેવો છુટો, તેવોજ વકાસના અમલક ઘોડા ઉપર સવાર થયો અને પોતાનો ચેહરો છુપાવવા, તેણે એક બુરખો પોતાના મોહડા ઉપર બાધી લીધો

'ગાલેબ—બીન—અબદલ્લા.'

મુસલમાનોની જબરી કતલ ચાલી રહી હતી પારસીઓના જગનું આવુ ભયકાર સેવટ જોઇ મુસલમાનો હાર ખાઇ જતા હતા, પણ તેવામા ગાલેબ-બીન-અબદલ્લા નામનો અરબ પહેલવાન મયેદાનમા દોડી ગયો, અને પારસીઓ ઉપર પુકાર કરી પોતાનો હમનબર્દ માગવા લાગ્યો. મુસલમાનોને તેથી જીવ આવ્યો, અને ગાલેબ-બીન-અબદલ્લાની ફતેહ માટે સર્વ કોઇ મયદાનમા દુવા ગુજારવા લાગ્યા.

યા અલ્લાહ ! યા અલ્લાહ ! દે ફતેહ પ્હેલવાન તું, ગાલેબ-બીન-અબદલ્લા
યા અલ્લાહ ! યા અલ્લાહ ! તારતુ મુસ્કીન હમારી, દુર કરીને આ બલા.
કઇ મુવા ! કઇ મુવા ! પારસીને હાથ ઇસ્લામી, હમારા ભલ ભલા
નર ભલા ! નર ભલા ! તમ મુવા છો દીનથકી, જન્નતમે મળશે ઝુલા
યા ખુદા ! યા ખુદા ! દીન હમારી મહમદી, દાયમ રહો રસુલ-અલ્લા.

દરબન્દના પાદશાહ હોરમઝદ અને ગાલેબ-બીન-અબદલ્લા વચ્ચે થયલુ જગ

અબદલ્લાની સામે તેના હમનબર્દ તરીકે તુરતજ મયદાનમા દરબન્દનો પાદશાહ હોરમઝદ નિકલ્યો. બને પહેલવાનો વચ્ચે જબરૂ જગ ચાલી રહ્યુ હતુ, તેટલામાં એક બુરખાવાલો અરબ, એક અબલક ઘોડા ઉપરે સવાર થઇ મયેદાનમાં બખ્તરબંધ બેધડક ધસી આવ્યો જગમા આ બુરખાવાલા સવારને એકાએક મયેદાનમાં આવેલો જોઈ, અબદલ્લા ભારી ઉમગ અને જોરથી હોરમઝદ ઉપર પોતાનુ જોર અજમાવવા લાગ્યો, અને કમનસીબે હોરમઝદ તેના હાથ ઉપર કેદ પકડાયો

તે બુરખાવાનો પેહલવાન કોઇજ નહી પણ વકાસનો કેદી અબુ મોહજન હતો તેણે છુટે હાથે ઇરાની લશકર અંદર કતલ ચલાવી ઇરાનીઓ ગભરાટમા પડી વિખરાઇ જવા લાગ્યા મયેદાનમા ગભરાટ ફેલાઇ ગયો મુસલમાનોએ તેમજ પારસીઓએ આ બુરખાવાલા પેહલવાનને બીલકુલ ઓલખ્યો નહી જંગનો આવો ફેરવાયલો મામલો જોઇ, સાદ-બીન-વકાસે પોતાની જગ્યા ઉપરથી ઉચે ચડી મયેદાનમા જોઇ પોતાના નફરને પુછ્યુ કે:—"આ સવાર કોણ છે, કે જે આવી રીતે પારસીઓની કતલ ચલાવી રહ્યો છે?"

નફરે જવાબ દીધો કે,—"ખુદા માલુમ એ કોણ છે?"

વકાસ વિચારમા પડી બોલ્યો કે —"એનો ઘોડો મારા અબલક ઘોડા જેવાજ રંગનો છે, અને એના આંગ ઉપર પેહરેલુ બખ્તર પણ મારા બખ્તર જેવુજ છે"

સાંજ પડતાજ અબુ મોહજન પોતાના વચન પ્રમાણે વકાસનો કેદી બનવા તુરતજ તેના મકાનમા ગયો, અને પોતાના પગમાં અને હાથમા પાછી જંજીર ઘાલી, વકાસનો તે પાછો બંદીવાન થયો. જયારે રાત પડી ત્યારે સાદ વકાસની ઓરતે પોતાના ખાવિંદને સવાલ કીધો કે —"આજની લડાઇની શુ ખબર?"

વકાસે જવાબ દીધો કે,—"પારસીઓની ફતેહનો આજનો દિવસ હતો, પણ તેવાંમાં પરવરદેગારે એક નેકાબદાર સવારને એક અબલક ઘોડા ઉપર મોકલી આપ્યો, અને તેણે પારસીઓમા જબરી કતલ ચલાવી હુ જાણતો નથી કે તે સવાર કોણ હતો" વકાસની ઓરત બોલી કે:—"તે સવાર કોઇજ નહી પણ તારો કેદી અબુ મોહજન હતો. તે છુપી રીતે મયેદાને જંગમા ગયો હતો, અને તારૂ બખ્તર અને અબલક ઘોડો મે તેને જંગ જીતવા માટે તારી જાણ વગર આપ્યા હતા" ૧

આ ખબર સાંભલી સાદ-બીન વકાસ ઘણોજ ખુશી થઇ ગયો, અને તેજ વખત તેણે અબુ મોહજનને કેદમાથી છુટો કરી કહ્યુ કે —"હવેથી તુને જેટલો શરાબ પીવા ગમતો હોય, તેટલો પીવાની હુ તુને રજા આપુ છુ"

**ચાર દવિસ ચાલેલી લડાઇ.**

ત્રણ દિવસ અને રાત સુધી જરથોસ્તીઓએ આરબોમા મોટી ખુરેનજી ચલાવી. પણ ચોથે દિવસે આ ફરતા આસ્માને તેઓને દગો દીધો. આરબોથી જરથોસ્તીઓ હારી ગયા નહી, આરબોની હિકમત કે જોરથી તેઓ હારી ગયા નહી, પણ કુદરત તેમની સામે થઇ, અને તેથીજ જરથોસ્તીઓએ હાર ખાધી

**રેતીના વંટોળીઆએ જરથોસ્તીઓને દીધેલો દગો**

ચોથે દિવસે લડાઇના મેદાનમા એક જબરો તુફાની રેતીનો વંટોળીઓ થઇ આવ્યો. રેતીના દાણા પવનના જોરથી જરથોસ્તીઓની આખોમાં તીર બીસાલ ઉડીને વાગવા લાગ્યા. આ વંટોળીઆથી જરથોસ્તીઓનેજ ખમવુ પડયુ, કેમકે અરબ લશકરની પવન તરફ પીઠ હતી આ સબબને લીધે લડાઇ બંધ પડી

૧ આ જંગના દિવસને મુસલમાનો "જંગે રોજે અરમાસ" ને નામે ઓળખે છે.

## જરથોસ્તી સીપાહસાલાર પેહલવાંન રૂસ્તમ બીન હોરમઝદનું મરણ

ત્રણ દિવસની થાકથી કટાળેલો રૂસ્તમ પોતાના તબુમા આસાએશ લેવા ગયો પણ ત્યા તેની સરજતે તેને ઘેરી લીધો પોતાની આખો ધોવા તેણે પાણી માગ્યુ, પણ તેવામા એક પવનનો જબરો સપાટો નિકલ્યો, અને રૂસ્તમનો તબુ તેની મેખમાથી ઉખડીને નદીમા જઈ પડ્યો એથી રૂસ્તમે ખજાનાથી લાધેલા એક ઉટના છાયા હેઠળ આસરો લીધો. લડાઇ જો કે બધ પડી હતી, પણ તુફાનની તક લેઇ આરબોએ પોતાનો લુટનો પેશો ચાલુ કીધો, અને તેઓ જરથોસ્તીઓનો કિમતી અસબાબ લુટવા પડયા.

## પેહલવાંન રૂસ્તમની કમરનુ ભાંગી જવુ.

જે ઉંટને આડે રૂસ્તમ સુનો હતો, તે ઉટ ઉપર લાધેલો અસબાબ લુટવાની નેમથી એક આરબે તે ઉંટને બાધેલા દોરડા કાપી નાખ્યા, અને તેથી તે ઉટની પીઠ ઉપર બાંધેલા ખજાનાની એક ભારી મોટી થેળી, રૂસ્તમની કમર ઉપર પડી, જેના ભારથી રૂસ્તમની કમરનુ હાડકુ ભાગી ગયુ.

રૂસ્તમે પોતાની સામે દુશમનોને જોઇ તેઓ સાથ લડવુ સલામતી ભરીયુ નથી એમ જાણી, પાસેની નદીમા તેણે નખાઈ દીધુ, પણ તેવામા તેની ઉપર એક બીજા આરબની નજર પડી તેણે રૂસ્તમને તુરતજ ઓલખ્યો, અને તેજ વખતે તે તેની પાછલ નદીમા કુદી પડી, તેનો પગ પકડી તેને પાણીમાથી બાહાર ઘસડી કાહડયો, અને તેજ વખતે તેનું માથુ કાપી બદનથી છુટું કરી, પોતાના ભાલાની ટોચ ઉપર ઉઠાવી, રૂસ્તમના તખત ઉપર ચહડી ઉભો, અને પુકાર કરી બોલ્યો કે-"મે રૂસ્તમને કતલ કીધોછે"

## જરથોસ્તીઓની નાહાસ ભાગ

રૂસ્તમના કતલ થવાની ખબર જરથોસ્તીઓને પડતાજ તેઓ દેહશત ખાઇ કાદુ-સીયાના મયેદાનમાંથી જીવ લેઇ નાહસવા લાગ્યા, તોપણ ૧૦,૦૦૦ જરથોસ્તીઓએ હિમતથી લડીને ૬૦૦૦ અરબોને કાપી નાખ્યા બાદ, તેઓ સઘળા કપાઇ મુવા આ લડાઇમા આસરે ૩૦,૦૦૦ પારસીઓ કપાઈ મુવા

## દરફસે કાવેયાની પારસી ઝુન્ડાની પાયમાલી તેનું લુટાવું

પારસી શેહનશાહતની લડાઇઓમા આ લડાઇ જે ઘણી અગત્યની ગણવામાં આવી છે, તેનુ કારણ એ કે 'દરફસે કાવેયાની' યાને પારસી શેહનશાહતનો ઝુન્ડો, એ જગે કાદુસીયામાં લુટાઇ ગયો હતો આ ઝુંન્ડો એવો તો કિમતી હતો, અને તેને એવા તો ઉમદા સણુગારથી સણુગારેલો હતો, કે જયારે તેના હિસ્સા કરવામા આવ્યા, અને જેઓને તેમાથી ભાગ મલ્યા તેઓ ઘણુાજ તવગર થઈ ગયા હતા.

## કાવેયાની ઝુન્ડાનુ કદ.

લબાઇમા એ ઝુન્ડાનુ કદ ૨૨ ફીટ, અને પહોળાઈમા ૧૫ ફીટ જેટલુ હતું. એ ઝુન્ડો પારસીઓના હાથમાથી જવા પછી, પારસી શેહનશાહતની સરજત નક્કી થઇ ગઇ આ લડાઇના સેવટની યઝદેઝર્દને ખબર પડતાજ, જેટલુ દ્રવ્ય પોતા સાથે લેવાય તેટલુ લઈ, તે 'હલવાન' તરફ નાઠો, અને પારસીઓ દરફસે કાવેયાની ખોવા માટે હાય-વ-ઝારી કરવા લાગ્યા (7)

## યઝદઝર્દની નાહસ-ભાગ

યઝદેઝર્દના નાહસવાની જેવી ખબર અરબોને મલી, તેવાજ તેઓ મદાયન ઉપર હુમલો લઇ ગયા. યઝદેઝર્દ ત્યાથી પણ નાઠો, અને અરબોએ તેની પુઠ પકડી પોતાનો જાન બચાવવા તે કમબખત પાદશાહ હવે શેહરે શેહરે ભટકવા લાગ્યો, અને તેનુ શાહી કુટુંબ નિરાધાર થઇ નાહસ ભાગમા પડયુ યઝદઝર્દના કરમના લેખ ટળયા નહી (8)

### યઝદઝર્દની દીકરીઓ અને બાંનુઓની હકકિત [1]

કહુ શુ હકિકત જમાનાની યાર,
નથી તે થયો કોઇનો ફીલદાર.
ગજબ 'ને અલમ 'ને સિતમના પહાડ,
પડે છે ઇરાનશાહ પર હજાર
તજી મહેરો-મોહબત, તજી દેશખેશ,
તજી રાજધાણી, તજી દઇ વેશ
તજી બે દિકરી નરગીસ સમાન,
તજીને મદાયન, મહેલો-અએવાન
તજી એશો અશરત, અમન ને ચમન,
વતનથી થયો યઝદેઝર્દ બેવતન
રડે કુલ મદાયન, રડે મહેલ બાર,
રડે પ્યારી દીકરીઓ બે નવધાર
કુટી સર પિખી બાલ કરતી પૂકાર,
જરા નહી કરે રેહમ પરવરદેગાર
બનવાની વાતો, બનીને રહે,
એ બન્હા ભવિશ તુજનુ કોણ કહે.
હવે જો જમાનો કરે છે કેમ,
નિરદોશો નાહક મરે છે કેમ
થયા જયારે જગે ઇરાંની ખુવાર,
ગયો જયારે ન્હાસી શાહ શહેરિયાર,
હતી રગ મહેલે બે ઇરાની નાર,
અજીજ દુખ્તરે યઝદઝર્દ શહેરિયાર
હતા નુર જેના ખુરશેદ સમ,
દિઠો તો કદીબી ન નૈનોએ ગમ
જોઇ ગુલબદન બે નિરાધાર નાર,
ઉઠાવી ગયા લઇ અરબ નાબકાર
૧૪૬૦૦
કરે કોણ મદદ ત્યા હતા સહુ તબાહ.
ગુજારી પલીદોએ કઇ કઇ જફા (9)

---

૧ યઝદેઝર્દ શહેરીયાર જયારે તખત અને તાજ ખોઇ નાહસતો ભાગતો થયો, ત્યારે તેના કુટુબની બાનુઓ અને દીકરીઓના બાબમા એક જાણવા જોગ દતકથા ઇરાનમા વસ્તા લોકોમાં આજ સુધી જણાયલી છે, અને આજ સુધી ત્યાના લોકો તે દતકથાને માને છે. "સાસાની પાદશાહ યઝદેઝર્દ શહેરીયાર જયારે નાહસ ભાગમા પડયો, અને તેનું કુટુબ જયારે બીલકુલ નિરાધાર થઇ પડયું, ત્યારે તેમના દુશમનો, તેઓ ઉપર ભારે જુલમ ગુજારવા લાગ્યા જ્યારે દુશમનથી તેઓ બીલકુલ બેજાર થઇ ગયા, ત્યારે તેઓ વતન છોડી નાહસી ગયા, અને યઝદ શેહર આગળ આવેલા એક પાહાડ ઉપર તેઓએ છુપાઇને આસરો લીધો પણ દુશમનોએ તેમની પુઠ પકડી એવા કટોકટ વખતે તેઓએ પરવદેગાર પાસ બદગી કરી, પોતાનો બચાવ કરવા અરજ ગુજારી. આ બદગી પરવરદેગારની દરબારમા મજુર રહી, અને જે પાહાડ આગલ યઝદેઝર્દનુ કુટુબ પડેલુ હતું, તે પાહાડ તેજ વખત વચોવચમાંથી ફાટી ગયો, અને યઝદઝર્દના કુટુબીઓ તેમાં ભરાઇ ગયા, જેવા તેઓ તે પાહાડની ફાટમા ભરાઇ ગયાં, તેવીજ તે પાહાડમા પડેલી ફાટ પાછી જોડાઇ ગઇ યઝદેઝર્દના કુટુબીઓ હજી સુધી તે પાહાડમા જીવતા હોય, એમ ઇરાનના લોકો આજેબી માને છે, અને આજેબી ઇરાંનના લોકો તેમને પીરને નામથી ઓળખાવે છે.

## તવારીખ એ વિશે ચુપ છે.

એ બાદશાહી ખાંનદાનની બે બાનુઓના બાબમા એવુ કહે છે, કે "અબુ બકર, અને અલીના છોકરા મહમદ તથા હસન, તે બને તારા સાથ પાછળથી પરણી ગયા હતા. પણ તવારીખ એ બાબત ઉપર કાઇ કેહતી નથી, એટલે એવુ માનવાને કારણો છે, કે અરબ ગ્રંથકારો પોતાની વડાઈ માટે એવુ લખી ગયા છે

## જગે નીહાવદ અરબોમાં ફાટફુટ.

(ઇ૦ સ૦ ૬૪૧)

કાદુસીયાની લડાઇમા અરબ પેહલવાન સાદ વકામે ફત્તેહ મેળવ્યા પછી, તે આપખુદી ચલાવવા લાગ્યો, અને તેની તેની ચાલથી નારાજ થઇ તેના આદમીઓએ

---

આ પાહાડી જગ્યા યઝદ શેહરની નજદીક થોડા થોડા માઇલને છેટે આવેલી કેહવાય છે ને જગ્યાને પવિત્ર ગણવામાં આવે છે, અને તે જગ્યા "જીયારત ગાહ" ને નામે જણાયલી છે

૧ પહેલી જીયારત ગાહ "સતી પીર" ને નામે જણાયલી છે પાદશાહ યઝદેઝર્દની મહોરદાર એ જગ્યાએ હોવાનુ કહેવાય છે, અને એ જગ્યા તરફ પાક દિવસો ઉપર ઘણાક ઇરાની જરથોસ્તીઓ આજે પણ જાય છે

૨ બીજી જીયારત ગાહને "નારેસ્તાન" કહે છે હિયા યઝદેઝર્દનો દીકરો અરદશીર હોવાનુ કહેવાય છે એ પવિત્ર જગ્યાએ સપદારમંદ મહીનામા ઇરાની લોક આજેબી જીયારત કરવા જાય છે

૩ ત્રીજી જીયારત ગાહને "પીર-એ-સબ્જ" કહે છે પીર-એ-સબ્જ નામ એ જગ્યાને એટલા માટેજ આપવામા આવ્યુ છે, કેમકે ત્યા બારે માસ ઝાડ પાણ હમેશા સજીવન અને લીલોતરીથી ભરપૂર રહે છે યઝદેઝર્દની બેટી "હયાત બાનુ" એ જગ્યામા હોવાનુ કહેવાય છે.

૪ ચોથી જીયારત ગાહને "પીર-એ-હરીશત" કહે છે. હિયાં યઝદેઝર્દની બીજી બેટીએ મુરવારીદે રક્ષણ લીધુ હતુ એમ કહે છે ફદમી આદર માસના જશનને દાહાડે, એ જગયાની મુલાકાત લોકો લીયે છે

૫ પાંચમાં જીયારત ગાહ "બાનુ પારસા" ની કહેવાય છે. કદમી માસ સપદારમદના દએપમહેર રોજે ઇરાનીઓ આજેબી એ જગ્યાએ જીયારત કરવા જાય છે.

૬ છઠી જીયારત ગાહને "પીર-એ-નારકી" કહે છે, જયા નાજ બાનુએ રક્ષણ લીધુ હતુ હિયા ફરવરદીન માસના દએપમહેર રોજે યઝદના લોકો જાય છે

૭ સાતમી જીયારત ગાહ "શેર બાનુ"ની કહેવાય છે.

હર વરશે ઘણાક જરથોસ્તીઓ ઉપલી પવિત્ર જગ્યાની મુલાકાતે જાય છે, અને ત્યાં જઇ બદગી કરી, પોતાની અનેક ભલી મુરાદો પાર પાડવા દુવા ગુજારે છે, અને કેટલાંકો ખાણી પીણી માટે ત્યા ઉતરી પડે છે.

ખલીફ ઓમર ઉપર લખાણ કીધાથી ઓમરે વકાસને મદીનામા પોતાની પાસે બોલાવી લેઇ, તેના ઉપર મેલાયલા આરોપોની જાહેરમા તપાસ ચલાવવા માડી

### જગે નીહાવદની તૈયારી નાહસતો ભાગતો યઝદેઝર્દ.

કાદુસીયાની લડાઇ પછી યઝદેઝર્દ જે પોતાનુ શેહેર મદાયન છોડી નાહસતો ફરતો હતો, તે સાદ વકાસના નામથી ઘણોજ ડરતો હતો વકાસને ઓમરે પાછો બોલાવી લીધો છે, એવી ખબર યઝદેઝર્દને પડતાજ, તેણે પોતાની પાદશાહી પાછી મેલવવાની કાંઇક આશા બાધી. તેજ વખતે તેણે રએ શેહરથી ઇસ્ફાન, કુમ, કાસાન અને તબરીસ્તાનના મુલકોના હાકેમો ઉપર ન.માઓ લખી પોતાની પાદશાહી મેલવવા માટે, અને લુટાઇ જતી જરથોસ્તી દીનને બચાવવા માટે મદદ માગી અરજ કીધી, કે તેઓએ પોતાની ફોજોને નીહાવદના મેદાનમા મોકલી આપવી, કે જેથી આગલ વધતા અરબ દુશમનોને તે હરાવીને જેર કરે.

### ૧,૫૦,૦૦૦ જરથોશ્તી લશકરનુ ભેગુ થવું પારસી સીપાહસાલાર ફીરૂજાનનુ નીહાવદના મેદાંનમા જવુ

યઝદેઝર્દના એ ફરમાનને માન આપી, દેશે દેશ અને મુલકે મુલકના પારસી હાકેમોએ પોતાની શેહનશાહત અને ધરમને બચાવવા, નીહાવદના મેદાનમા પોતપોતાના લશકરોને એકદમ રવાના કીધા એવી રીતે એકઠી થયેલી કુલ્લે ફોજ, એક લાખ અને પચાસ હજાર પારસીઓની બની હતી. એ તમામ લશ્કરની સરદારી ફીરૂજાન નામના પારસી પેહલવાનને આપવામા આવી. અ.રબો આ જગમા લડવા પાછા તૈયાર થયા, અને તેમની સરદારી નોઅમાન નામના આરબ સરદારે લીધી.

### આતશપરસ્તી ઇરાંનમાંથી નાબુદ કરવાનો ઇસ્લામી હુકમ.

નોઅમાને પોતાના લશકરને ઉશ્કેરવા એક દીલ ઉશ્કેરનારૂ ભાશાણ કરી, ખાસ હુકમ કીધો, કે.—"કોઇબી રીતે આતશની સેતાયેશવાલી દીનને ઇરાનમાથી હમેશ સુધી નાબુદ કરવી."

### ઇરાંની કિલ્લેબધી પારસી સીપાહોએ લશ્કરોના બચાવ માટે ચર (trenches) ખોદવી ઇરાનીઓના બચાવના બાંધકાંમ

ફીરૂજાન એક કુનેહબાજ સરદાર હતો તેણે ઇરાની લશકરનો બચાવ ઘણોજ બાહોશીથી કરવાની યોજના ઘડી આરબોને જુદીજ રીતે જેર કરીને હફાવવાની તેણે તદબીર રચી. તેણે લડાઇમાં ઉતરવાને બદલે, અરબોને ઠાકવીને તાબે કરવાની તજવિજ કીધી ફીરૂજાને પોતાના લશકરને એક સલામતી ભરી જગ્યા ઉપર રાખી, તેમના બચાવ માટે લશકરની ચારે બાજુએ એક ઉડી ફરતી ચર ખોદીને, તે પાણીથી ભરી નાખી, અને ત્યા પોતાના તમાંમ લશ્કર સાથે પોતે પડાવ નાખી પડયો

### નોઅમાને નીહાવદના મયદાંનમા પોતાના લશકર સાથ આવી પડાવ નાખ્યો

અરબ સરદાર નોઅમાને નીહાવદના મેદાંનમાં પોતાના લશકર સાથ આવી પડાવ નાખ્યો, અને ઇરાનીઓને લડાઇમાં ઉતારવાની તે અનેક તદબીરો કરવા લાગ્યો, પણ ફીરૂજાને તેને જરાબી મચક આપી નહી.

### નીહાવદના મેદાંનમા બે માસ પડી રેહવુ.

બે માસ સુધી બન્ને બાજુના લશકર નીહાવદના મેદાનમા પડી રેહા આરબોની ખોરાકીનો અસબાબ ઘટી જવા લાગ્યો તેઓમા અસતોશ ફેલાયો, અને તેમના લશકરમાં બેદીલી ચાલુ થઈ સીપાહો નોઅમાનની વિરૂધ બકબકારો કરવા લાગ્યા, અને તેથી તે સરદાર ચિતામા પડયો

### અરબ પેગામચીનુ ઈરાંની સીપાહસાલાર ફીરૂજાન પાસે જવુ.

એવે સમે નોઅમાને પોતાના એક જાસુસને ઇરાની સીપાહસાલાર ફીરૂજાન પાસ સુલેહની દરખાસ્ત આપી મોકલ્યો, અને એ બાહાણે ઇરાનીઓના બચાવનાં બાધ કામો કેવી કિસમના છે, તે જોઇ લેવાની તેણે એક તદબીર રચી, કે જેથી અરબોને ઇરાંનીઓ ઉપર હુમલો કરવાને બની આવે.

### સીપાહસાલાર ફીરૂજાને જાસુસની મુલાકાત લેવી

પણ છાવણીમા દાખલ થતાજ તે જાસુસને અટકાવવામા આવ્યો, અને ફીરૂજાને છાવણીની બહાર આવી તેની મુલાકાત લીધી તેની સુલેહની દરખાસ્તને ફીરૂજાંને હસી કાહડી, અરબો સાથ લડવા માટે પોતાની મરજી દેખાડી, અને તે પેગાંમચીને નામોસા ભરયા સખુનો કહી, બાહરોબાહરથીજ તેને પાછો રવાના કીધો (10)

### અરબોએ દગો કરવાના ઠરાવ ઉપર આવવુ.

કોઇબી રીતે આ જગે નીહાવદનુ સેવટ લાવવા વિચારથી, એક અરબે પોતાના સરદારને પારસીઓને ફસાવવા માટે કાઇક દગાઇ કરવાની સુચના કીધી, અને તે સુચના તુરતજ અમલમા મુકાઇ તે સુચના પ્રમાણે નોઅમાને પોતાના તમામ લશકરને પોતાના વિસ્વાસમા લીધુ, અને એક ખોટુ જાહેરનામુ લશ્કરમા બાગે બુલંદ એવુ વચાવ્યુ, કે વડો ખલીફો ગુજરી ગયો છે, વાસ્તે લડાઇને પડતી મુકી તમાંમ લશ્કરે મદીના તરફ એકદમ વગર ઢીલે પાછું ફરવુ.

### નીહાવદનના મયેદાંનમાથી અરબ લશ્કરની મદીના તરફ કુચ

આ ફરેબી હુકમને અનુસરી, અરબ લશકરે નીહાવદના મેદાનમાથી લડાઇનો તમામ અસબાબ ઉઠાવી મદીના તરફ કુચ કરવા માંડી તેઓને નીહાવદના મયેદાનમાથી એવી રીતે ચાલી જતા જોઇ, પારસી સરદાર ફીરૂજાને ફરેબ ખાધો. તેણે દુશમનોને આવી રીતે મયેદાંનમાથી છટકી જતા જોઇ, પોતાના લશકરને જાગરૂત કરવા, અને દુશમનોની પુઠ પકડવા માટે પુકાર મારી જાહેર કીધુ

### પારસીઓની ગફલત. પોતાના બચાવવાલાં બાંધકાંમમાથી પારસીઓનુ બહાર નિકલવું.

નોઅમાન નીહાવદનુ મયેદાન છોડી ચાલ્યો ગયો તે નાહસતા દુશમનોને મારવા, અને તેમને છેલ્લી શિકસ્ત આપવા પારસીઓ જોશમાં આવ્યા તેઓ પોતાના હથીઆર સજી તઇયાર થયા, અને ફીરૂજાન પોતાના તમામ લશકરને લઇ પોતાના બચાવ માટે બાધેલી ચરની બહાર નિકલી, તેણે અરબોનો કુબાલો પકડયો

બે દિવસ સુધી અરબોએ પાછુ ફરી જોયુ નહી, પણ ત્રીજે દિવસે જ્યારે અરબોએ જોયુ, કે ઇરાનીઓ પોતાના બચાવના બાંધકામમાથી બહાર નીકલી તેમની પાછલ આવી લાગ્યા છે, અને હવે તેઓ આસાનીથી તે તરફ પાછા ફરી શકશે નહી, ત્યારે તેઓ એકદમ પાછા ફરી પારસીઓની સામે થયા

**જગે નીહાવદ. એક ખુનખાર લડાઇ ૮૦,૦૦૦ અરબો ચરમા ડુબા**

નીહાવંદના મયેદાંનમા એક ખુનખાર લડાઇ ચાલી. અરબ સરદાર નોઅમાન એક પારસીના તીરથી વિંધાઇ મરણ પામ્યો. નોઅમાનનું લશ્કર તેના મરણથી બેદીલ થાય, માટે અરબો સમયસુચકતા વાપરી લડાઇના મયેદાનમાથી તેજ વખ્તે તેની લાસ ઉઠાવી લઇ ગયા, અને તેનો પોશાક તેના ભાઈને પેહરાવી તેને લશ્કરમા ઉભો કીધો, એવી મતલબથી કે નોઅમાન મારયો ગયો નથી, એમ અરબો સમજે

એ નીહાંવદની લડાઇમા અરબો તેમજ ઇરાનીઓની મોટી ખુવારી થઇ હજારો કપાઈ મુવા, સેંહકડો તીરથી વિધાઇ ગયા, અને જે પારસીઓ લડાઇના મયેદાનમાથી જીવ બચાવવા માટે પોતાના બચાવવાલાં બાંધકામમા આસરો લેવા પાછા ફર્યાં, તેમની પાછલ લાગેલા ૮૦,૦૦૦ આરબો, પારસી કીલ્લે બધીમા ખોદેલી ચરની અદર ડુબી મુવા

**અતે પારસીઓ હાર્યા.**

અતે પારસીઓની હાર થઇ. તેઓનુ ગજાવર લશકર પરાગંદે થયુ, અને તેઓએ મયેદાનમાંથી નાહસવા માડયુ. આરબોએ નીહાવદનું શેહર કબજે લીધુ. ફીરૂજાન તીરથી વિધાઇ મરણ પામ્યો એ લડાઇ ઈ૦ સ૦ ૬૪૧ મા થઇ હતી આજે તે લડાઇને ૧૨૮૨ વરશ થયાં છે પારસી સલતનત માટે ઉંડેલા જગનું એવી રીતે સેવટ આવ્યુ આ અફલાકનુ ચક્કર એમજ ફરે છે ! ચહડતી'ને પડતી, પડતી 'ને ચહડતી જગતમા ચાલુ રહી છે આસમાના દોરથી કોઇ બચતુ નથી, અને કોઇ બચ્યુ પણ નથી (11)

**વતન અને શાહી માટે પારસીઓનો વિલાપ.**

ગર્દીશ આખર થઇ બેવફા,
પડી પારસીઓની ઉપર જફા.
પરાગન્દે એક લાખ પચાસ હજાર,
રડે સર કુટીને શાહ શહેરિયાર.
જગે નિહાવદે કીધો અજાબ,
થયુ પારસીઓનુ ખાનું ખરાબ.
બલા મહમદી હુમતી કુલ ઇરાંન,
ખતમ થઇ ગઇ શાહી સાસાનીયાન
ડરતા હતા જેથી શીરો-પલગ,
કિધી તેની હાલત જમાનાએ તગ.
થયો જ્વાર યઝદાપરસ્તી ધરમ,
પડયો દીન જરથોશ્તી પર જુલમ.
બતગ દીન રોશન થયો હસ્તીનો,
ખતમ થાયો અમલ જરથોશતીનો.
કિધા કુલ વેરાન આતશ બ્હેરામ,
ગરજી રહી નોબતે ઇસલાંમ
રડે કુલ ઇરાંની મારી પૂકાર:
"ગયો તુ કહાં યઝદઝર્દ શહેરિયાર."
દુનિયા દગલબાજ અરે નાબકાર,
કિધુ કાં ઇરાનને ખાર-જાર.
મકરબાંજ છે તુ અરે આસમાંન,
કિધી શાહી તારાજ તે કિયાંનીઆંન.
લુટાવી તૂએ પારસીની ધજા.
પામાલ કીધી પૂરાતન મજા.

## પાદશાહ યઝદઝર્દ શેહરીયાર.

### છેલ્લા પારસી પાદશાહ



પરાગન્દે એક લાખ પચ્ચાસ હઝાર,
રડે સર કુટીને શાહ શહેરીયાર
જગે નિહાવદે કીધા અજાબ,
થયુ પારસીઓનુ ખાનુખરાબ

(જુવો પાનું ૪૪૦)

## નીહાવંદની લડાઈથી આવેલાં પરીણામ.

૧ એ લડાઇથી સાસાંની શેહનશાહતની સરજત નહી થઇ ગઇ.

૨ એ લડાઇથી યઝદેઝર્દ નાહસી ગયો, અને અરબોએ તેની પુઠ પકડી.

૩ એ લડાઇથી યઝદાંપરસ્તી દીનની ખુવારી થઇ

૪ એ લડાઇથી આતશબેહરાંમો અને આતશ કદેહો તારાજ થઇ ગયા અને જરથોસ્તી દીનની દુર દશા બેઠી

## યઝદેઝર્દની નાહસ ભાગનુ પાછુ શરૂ થવું.

કમનસીબ યઝદેઝર્દ હવે પાછો નાહસ ભાગમાં પડયો નીહાવંદથી હમદાંન, હમદાંનથી રએ અને રએથી ઇસ્ફાંન, સેઇસ્તાન, અને મરવમાં તે ભટકવા લાગ્યો, પણ કોઇબી જગ્યે તેણે પોતાની સલામતી જોઇ નહી

## મરવમાં યઝદેઝર્દનું જઇ પુગવું.

દેશે દેશ ભટકતો, રાતના મુસાફરી કરતો, અને દિવસના પાહડો અને ઝાડો અંદર છુપાતો તે પારસી પાદશાહ, પોતાની શેહનશાહી સરજતનો વિચાર કરી દુનિયાની બેવફાઇ માટે સંતાપ કરવા લાગ્યો (12)

## દુનીયાની બેવફાઇને ઉપર યઝદેઝર્દનો સંતાપ.

"અજબ છે નસીબાનો દોરે ગજબ,
ગઇ મારી શાહી, ગયો કુલ મહજબ.
ફરી કીસમતની હતી જે ગતી,
રહી નહિ શાહી, રહી નહી મતી[1]
થયો મારો અમલ મિસલ એક ખાબ,
થયો અસ્ત સાસાંનીયાંન આફતાબ
અએ માહરેમન, અઝીઝ મહેરબાન,
જન્મ કાં મને આપિયો આ જેહાન
અગર આપ તે બે જનમ તુ નહી,
તો જોતે આ રંજે-મહન હુ નહી
ઓ બંન્દા છે દુનિયા દુ:ખોથી ભરી,
દુ:ખ જોઇ દુખી થતો ના જરી.
અગર તું બને જો ખલકનો શહા,
ગગન તક ઉડે જો તહારી ધજા
તોબી તુ એક દન ફના ખાક છે,
અમર નામ યઝદાંનનુ પાક છે.
જરા કર જમાનાનો બંન્દા હિસાબ,
જમાનાથી જમશેદ થયો લાજવાબ.
ફરીદુન થાયો જગત આશ્કાર,
જમાનાથી તેબી થયો બેકરાર.
જરા નહિ હતો કમ કાઉસ રૂબાબ,
ખતમ થાયો એક રોજ તેનોબી તાબ.
રહ્યો નહી આદેલ નોશીરવાન,
રહ્યો નહી પરવીઝ[2] રોશંન રવાન.
એક દીન જમાનાની છે મસ્તીનો,
એક દીન છે દુ:ખની વૃસ્તીનો.
સિતારો ઉભો સર ખરોખસ્તીનો,
થયો રોજ 'રોશંન' અરગશ્તીનો.

## યઝદેઝર્દ તરફ મરવના હાકેમનુ બેવફા થવું.

આ તે ભટકતો યઝદેઝર્દ મરવ મધે જઇ પુગ્યો તે શેહરનો હાકેમ માહુઇ સુરી, જે તેનો દોસત હતો, તેને યઝદેઝર્દે પોતાની આફતની તમામ હકિકતથી વાકેફ કીધો. યઝદેઝર્દને તારાજ હાલતે પોતાની પનાહામા આવેલો જોઇ, માહુઇ સુરી પોતાનો લોભ અટકાવી શકયો નહી. માહુઇએ તેનો દોસ્ત થઇ રેહવાનું ખોટુ ડોળ

---

[1] મતી યાને અકલ. [2] ખુશરો પરવીઝ.

ધાલ્યુ, અને તેની પરોણાગત અને મહારત કરવાની કબુલાત આપી, યઝદેઝર્દનો વિશ્વાસ તેણે મેલવી લાધો

માહુઇએ યઝદેઝર્દને મેજબાની આપવા એક ભપકાદાર મિજલસ બોલાવી. તે મિજલસમા ઇરાન વતન અને જરથોસ્તીઓની અરબોએ કેવી રીતે પાયમાલી કીધી, તેનુ બ્યાન કરવાની માહુઇએ યઝદેઝર્દને ફરમાસ કીધી તે ફરમાસને અનુસારી તે કમનસીબ પાદશાહે પોતાના કમનસીબ વતન અને કમનસીબ રૈયત બાબે મિજલસ હજુર વિલાપ કીધો. (13)

### માહુઇનો દગો—યઝદેઝર્દનુ નાહસવુ.

આ રગભરી મિજલસની તકલીદી, અને ફીતુરી માહુઇની મેહમાનદારી કેટલી દગાભરી હતી, તેની કમનસીબ યઝદેઝર્દને જરાબી ખબર હતી નહી તેણે એક હાથ ઉપર યઝદેઝર્દની પરોણાગત કરી તેને રાજી રાખ્યો, અને બીજા હાથ ઉપર તેણે તારતારના ખાનને લખી જણાવ્યુ, કે યઝદેઝર્દ મારે હાથ આવ્યો છે, માટે તેને પકડવા લશ્કરને મોકલવુ. આ ખબર મલતાજ ખાને પોતાના લશ્કરની એક ટુકડીને યઝદેઝર્દને પકડવા મરવ તરફ મોકલી. તે ટુકડીએ મરવ મધે જે મકાનમા યઝદેઝર્દ વસ્તો હતો, તે મકાનને ઘેરી લીધુ.

આ નવી આફત જોઈ યઝદેઝર્દ તે મકાનમાંથી એક છુપા લેબાસમા જીવ લઇ નાહસવા લાગ્યો, અને તેમ કરવામાં તે ફતેહ પામ્યો.

### યઝદેઝર્દનુ મરવના મેદાનમા રાતને સમે પવન ચક્કી પાસ જઇ પુગવુ.

મરવથી તે જીવ લઇ નાહઠો. તે ક્યાં જતો હતો, તેની તેને ખબરબી નહી હતી. જ્યાંબી તેને એકાંત રસ્તો દેખાયો, ત્યાં તેણે નાહસવા માંડ્યું એવી રીતે નાહસતાં પુનમની એક ચાંદરણી રાતે, મરવ શેહરની સરહદની બાહાર, ખુશરો નામના એક પવન ચક્કીવાલાના ઝુપડાંમા બલતા ચેરાગની સરતે, પાણીની તરસથી તરસ્યો યઝદેઝર્દ ત્યાં જ લાગ્યો ત્યા રાતની ચાંદણીમા તે ઘટીવાલાના બાળકોને નાચતા ગાતાં જોઇ, પોતાની સરજત ઉપર વિચાર કરતો, તે ઝુપડાની બાહાર જમીન ઉપર ફસડાઇ બેઠો.(14)

ભટકીને વનમાં તે બનીયો ખરાબ, | સિકલ થાઇ સુદર, અલમથી ગ્રહ
ના રહી તાકત ના રહી તાબ | કરતો તે અફસોસ કમબખ્ત મ
ખોઇ અમીરી બનિયો ફકીર, | જગે નિહાવદથી થઇ ખતમ
માલેક શાહીનો રોશનઝમીર | સાસાની શાહી બધ એકદમ

### ખુશરોના ઝુપડાંમા યઝદેઝર્દનું રાતને સમે ઘાસ ઉપર મુકાંમ કરવું.

એવામાં પેલા ઝુપડાનો માલેક ખુશરો બાહાર આવી લાગ્યો, અને યઝદેઝર્દને જોતાં પોતાના મકાનમા તેને વિસામો આપવાની ખુશરોએ ખાએશ જણાવી યઝદેઝર્દે તે ખાએશ ઉપકાર સાથ કબુલી. યઝદેઝર્દ ખુશરોની સાથ તેના ઝુપડામા ગયો, અને ત્યાં તે ઝુપડાના એક અંધારા ખુણામા, રાતને વખત જમીન ઉપર બિછાવેલા સુક્કા ઘાસ ઉપર, તે ઇરાનના પાદશાહે પોતાનુ મુકામ કીધુ

આ ફરતાં આસમાનની બેહુદી ચાલથી શાએર ફીરદોસી યઝદેઝર્દની હાલત અ નીચે પ્રમાણે વિલાપ કરે છે.

## ફીરદોસીનો યઝદેઝર્દની હાલત ઉપર વિલાપ.

* * *

ચુનીન અસ્ત રસ્મે સૅરાએ ફરીબ,
ફરૉઝશ બુલન્દ અસ્ત પસ્તશ નસીબ.
બેદાનનો કે બીદાર બદબખ્તે ઉઘ,
બેગરદુન કશીદી ફલક તખ્તે ઉઘ

* * *

અગર બૅખુરદી જેહાં દૅલબન્દ,
કે નૉયદ બેફરજેમ અઝુ જોઝ ગૅઝન્દ
ચે બન્દી દૅલ અન્દર સૅરાયે ફસુસ,
કે હઝમૉન બેગુશ આઆેદ આૅવાએ કુસ

* * *

(અર્થ)

આ દગલબાજ આસમાંનની એવી ચાલ છે, કે ઇનસાનને ઘડીમાં તે ઉંચે ચહડાવે છે, અને ઘડીમા તેને નીચે પાડી ખુવાર કરે છે

યઝદઝર્દનો સીતારો જ્યારે બુલન્દ હતો, ત્યારે તેના નસીબને ફલકે તખતે ચહડાવ્યું હતું. હવે જ્યારે તેનુ બદબખત થયુ, ત્યારે ચક્કી પીસનારના છાંપરાંમાં તેણે આશરો લીધો છે

ઓ બંન્દા જો તું અકલમંદ હોય, તો આ દુનિયા સાથે દીલદારી કરતો ના, કારણ આખર તુ એનાથી દુખ જોશે

આ ફનારી ધરતી સાથ તું તારૂ દીલ બાધતો ના, કારણ એમા તુ હર વખતે અજલની નોબતનો અવાજ સાંભલશે

### ખુશરોનુ યઝદેઝર્દને પીછાંનવું

પ્રભાત પડતાજ પેલા ચક્કીઅવાલાએ પોતાના રાતના પરોણાનો ખુબસુરત ચેહરો, તેનો પોશાક અને તેનુ જરીઆન જોતાજ યઝદેઝર્દ તરીકે તેણે તેને પીછાની લીધો

### એ ખબર માહુઇને પડી.

કમનસીબ યઝદેઝર્દની ખબર જાસુસોથી માહુઇને પડતાજ, તેણે ચુપચુપ ચક્કીવાલા ખુશરોને બોલાવી મગાવ્યો, અને યઝદેઝર્દનુ માથુ કાપી લાવવાનો તેને હુકમ કીધો, અને નહી તો તેનો તેમજ તેના કુટુંબનો જાન લેવાની માહુઇએ તેને ધમકી આપી.

### યઝદેઝર્દની કતલ.

ચક્કીવાલા ખુશરોનુ પેલા જુલમગાર માહુઇ આગલ કાઇ ચાલ્યું નહી. યઝદેઝર્દનું ખુન કરવા ખુશરોની હિંમત ચાલી નહી પોતાના આખા કુટુબનો જાન લેવાની જે ધમકી માહુઇએ તેને આપી હતી, તેથી આ અઘોર કામ કરવાના ઠરાવ ઉપર તેંમે

આવવાની ફરજ પડી તે ખુદા પાસ હાથ જોડી બોલ્યો "ઓ દાદગર, ઇરાનના પાદશાહનુ ખુન કરવા મારી હિમત ચાલતી, નથી, પણ મારા વાહનાઓના જાનની સલામતીને ખાતર મને માહુઇના હુકમને તાબે થવુ પડે છે, વાસ્તે એ ગુનાહની હુ માફી માગુ છુ."

તેજ રાતના, જ્યારે ખુશરોના ઝુપડામા રાતને સમે યઝદેઝર્દ એક જવનું નાન ખાતો બેઠા હતો, તે વખતે તે ચડાન ચક્કીવાલો પાદશાહના કાનમા કાઇક વાત કેહવા જતો હોય, તેમ તેની આગલ જઇ, તેના જીગરમા એક ધારદાર છરી ભોકી દીધી

હજી તો તેના હાથમા નાનનો ટુકડો હતો, હજી તો તેના મોહડામા તે સુકો નવાલો ચાવતો હતો, હજી તો તે પાણીને માટે યાદ કરતો હતો, તેટલામાજ તે હિચકરાએ તેને જાનથી બેજાન કીધો, અને તેની લાસને માહુઇને સ્વાધીન કીધી.

માહુઇએ તેના શરીર ઉપરનો તમામ શાહી સાજ, તાજ, ગળેબધ, મોહોર અને વીંટી વિગેરે કાહાડી લઇ, તેની લાસને પડોસમા વહેતી નદીના પાણીમા, નગ્ન હાલતમા ખુશરોની પાસે, ફેકાવી દીધી આ લાસ ઉપર પાછલથી કેટલાક ખ્રીસ્ટી પાદરીઓની નજર પડતાંજ તેઓએ તેને ઓલખી, અને પાણીમાથી બાહાર કાહાડી તેને દખ્મેનશીન કરાવી.

આ બનાવ તારીખ ૨૩ મી આગસ્ટ ઇ० સ० ૬૫૧ ને દીને બન્યો હતો. મરણ વખતે યઝદેઝર્દની ઉમ્મર ૩૫ વરશની હતી ૧૫ વરશની ઉમરે ઇરાનની જરથોસ્તી અનજુમને તેને તખત ઉપર લાવી બેસાડયો હતો સુરજ જેમ ઉગે છે અને અસ્ત પામે છે, તેવીજ હાલત રાજપાતની થાય છે તેજ હાલત જરથોસ્તી રાજપાતની થઇ, અને તેજ રીતે પારસી સલતનત સદાની અસ્ત પામી

## આખરી ટીકા.

મહાન પ્રજાઓનુ ચહડવુ અને પડવુ, તેમની રીતી અને નીતી ઉપર મોટો આધાર રાખે છે. જે પ્રજા મોજ અને શોખમા લીન થઇ પડે છે, તે અતે પરાજય થવાને સરજાયલીજ છે. યઝદેઝર્દે એજ સબબથી પારસી શેહનશાહતને સદાની ગુમ કીધી છે.

જો ઇરાની એરીઅનોએ કાદેસીયાની લડાઇમા પોતાનો ઝુંન્ડો ગુમાવ્યો નહી હોતે, અગરજો તે કોમે પોત પોતામા બરપા થતો કુસપ અટકાવ્યો હોતે, અને એ કોમ મોજીલા શોખમા પડી નહી હોતે, તો આજે તમામ યુરપ ખડના એરીઅન દેશોમાં 'જીહોવાને' બદલે 'અહુરા મઝદા' ના નામની પરસ્તેશ થઇ હોતે, અને દેવલોને બદલે આતશ કદેહોમાં રોશન આતશનો કેબલો બીરાજી રહેતે.

થયો એ મુજબ પારસી શાહ કતલ,
રહિ નહિ તેની અસલ કે નસલ
અજબ છે જફા તારી ચર્ખે બુલન્દ,
પિછાને નહિ તુજ ફરન્દ હોશમન્દ
અરે ગોળ ગુમ્બજ ફિતુરી કહન,
કિધો પારસી શાહ કહા તે દફન
ગજબ છે ચલન તારી ઓ આસમાંન,
કિધાં તુએ તારાજ જરથોશ્તીયાંન

ખલક થાઇ તાજુબ હયરત રહે,
મલકની પલક ના એ દુખો સહે.
જગત જોઇ આફત સિહા-અંધકાર,
કજાખી રડે જોઇને શેહરિયાર.
એક રોજ છે જીદગી આ તમામ,
તજી ફાની જઇશુ મિનોઇ મુકામ
એક રોજ છે જીદગી આ ખતમ,
નહી સગ કોઇ સિવાએ કરમ.[૧]

---

૧ કરમ—કર્મ યાને કરણી.

સિતારો થયો યઝદઝર્દીનો અસ્ત,
થઇ તેની અવલાદ નાબુદ નષ્ટ.
કિધી પારસી શાહી તેણે ખતમ,
પડયો પારસીઓની ઉપર જુલમ.
રિજાલા અરબ જે હતા બહુ બતગ,
થયા રાજ કર્તા, બનિયા મલગ
કિધાં આસમાને છે સહુને ફના,
આ ફાનીમાં નહી કોઇને મલતી પનાહ.
થયા પારસીઓ પરાગદ તમામ,
ઇરાંન છોડી ગયા ગામેગાંમ.
હતાં બળ કળમાં બિલકુલ પુર,
રગે રૂપાલા, વિપતીથી શુર

કદમા કદાવર, બુલન્દ તનના,
તકદિરના ફુટા, વતંન વનના.
અકળે પુરા, દિલથી દલેર,
દિલમા સખાવત, માયા મહેર.
હજારોએ છોડી દિધાં રહેઠાંણ,
નિકળિયા આવવાને હિન્દુસ્થાંન.
તજી શહેર આબાદ કીધી સફર,
ઉતરિયા પ્રથમ 'દીવ' બદર ઉપર.
વસી દીવમા વીસ વરશ એક કમ,
ગયા ત્યાંથી પાછા સજાંન ગમ
૧૪૭૦૦
વસી ત્યાં વતન તે કિધું ગાંમને,
સ્થાપ્યું ત્યાં આતશ બહેરાંમને.[1]

* * *

રહી રીત નહિ કઇ, રહિ નહી ભાત,
રહ્યા નહી પોશાક, રહિ નહી વાત
રહી નહિ જીદગીની રાહ ને રસમ,
ફકત રાખિયો એક કાયમ ધરમ
હતા નહી ત્યારે 'કૉલર' ને 'ટાઇ',
હતી પારસી જાગલાની નવાઇ
હતી પારસી નારો હિમતે પુર,
નીતી અશોઇથી હતી ભરપુર.

હતો નહી પોલકા 'ને સ્હેતા પર માર,
હતો નહી ચસ્માની ઉપર સુમાર.
હતાં નહી 'ઇન્સર્શન' 'રીબન' ને 'લેસ',
હતા નહી ત્યારે વસણુએલા કેસ.
હતા નહી બાળકને 'સેલરના સુટ',
પપ્પા નહી કુકતા'તા લાંબી 'ચીરૂટ'.
ખતમ થઇ સાસાંની શાહી તમામ,
રજા ચાહે 'રોશન' કથીને કલાંમ.

પારસીઓની શેહનશાહત પડી ભાગયા પછી, તેમની નાહસ ભાગની વિગતવાર' નોંધ તવારીખની શાહાદત સિકકે આજે નીચે પ્રમાણે રજુ કરી શકાય છે

ઇ૦ સ૦ ૬૪૧ મા નીહાવદની લડાઇ થઇ હતી.

ઇ૦ સ૦ ૬૫૧ મા એટલે નીહાવદની લડાઇ પછી દસ વરશ વિત્યા બાદ યઝદેઝર્દ કતલ થયો હતો.

ઇ૦ સ૦ ૬૫૧ થી ઇ૦ સ૦ ૭૫૧ } એટલે ૧૦૦ વરશ સુધી પારસીઓએ નાહસીને કોહિસ્તાંનના પાહડી મુલકોમા આસરો લીધો હતો.

ઇ૦ સ૦ ૭૫૪ મા પારસીઓ મકરાંનની દક્ષીણે ઓરમઝ નામના ટાપુ તરફ ગયા હતા.

ઇ૦ સ૦ ૭૬૬ એટલે ૧૫ વરશ સુધી પારસીઓ ઓરમઝના ટાપુમા રહ્યા હતા.

ઇ૦ સ૦ ૭૬૬ થી ઇ૦ સ૦ ૭૮૫ } પારસીઓ ઓરમઝના ટાપુમાથી નિકળી પ્રથમ દીવ બદરે ગયા હતા અને દીવમા તેઓ ૧૯ વરશ સુધી રહ્યા હતા

---

૧ પારસીઓએ ઇરાનથી હિંદુસ્થાનમાં આવ્યા પછી પેહલવેહલ્લુ હિન્દુસ્થાનમાં જે આતશ બેહરાંમ બધાવ્યુ હતુ, તે એજ હતુ.

| | |
|---|---|
| ઇ० સ० ૭૮૫ | પારસીઓ દીવમા ૧૯ વરશ સુધી રહ્યા પછી, તેઓ ત્યાથી ઇ० સ० ૭૮૫મા નિકલીને સજાન મધે આવી રહ્યા હતા |
| ઇ० સ० ૭૯૦ | ના સાલમા પારસીઓએ સજાન મધે પેહલવેહલુ આતશ બેહરામ બાધ્યુ હતું (હીન્દુસ્થાનમા પેહલુ આતશબેહરામ એજ બધાયુ હતુ ) |
| ઇ० સ० ૭૯૦ થી ઇ० સ० ૧૦૯૦ | એ પછી લગભગ ૩૦૦ વરશથી વધુ વરશ સંજાનમા વસી, ત્યાથી ગુજરાતમા ચોતરફ તેઓ વસ્વાટ કરતા થયા હતા. |
| ઇ० સ० ૧૪૯૦ | એ પછી મહમદ બેગડાએ સજાન ફતેહ કરવા સજાનના હિન્દુ રાજા સામે ચહડાઇ કીધી હતી, જે પ્રસગે અર્દેશીર નામના પારસીની સરદારી હેઠળ, પારસીઓ સજાનના રાજા તરફથી મુસલમાનોની સામે લડી, તેઓએ પોતાની બહાદુરી દેખાડી આપી હતી, અને ત્યાર પછી તેઓ બારોટના પાહાડ ઉપર જઇ વસ્યા હતા. |

અને એ પછીના પારસીઓને લગતા બનાવો ઘણા જાણીતા છે, અને તે અત્રે દરશાવવાની કાઇ જરૂર નથી　*



---

* અમારા કુટુબમા અમારા પિતાજીને હાથે લખેની એક ચોપડી નામે ગુલબા સનોબર ચેકર્દ છે

આજથી ૭૫ વર્શ ઉપર હાથના પુસ્તકો લખનારાઓ પોતાના લખાણની તારીખ કેમ આપતા હતા, અને તે અરસામા આપણા પારસીઓ ગુજરાતી ભાશા કેવી રીતે લખતા હતા, તથા પોતાની ચઢતી વશાવળી કેમ જાળવી રાખતા હતા, તેના એક નમુના તરીકે અમારા પિતાજીની ઉપલી હાથની લખેલી ચોપડીમાનો કોલોફોન, જેમ તેમાં છે તેમ અમો તે અતરે નીચે આપે છિયે –

"આજ રોજ મુબારક ૩ અરદીબેશ્ત અમરશાશપદ ને માહા મુબારક ૪ તેશ્તર તીર હીજદ, ને શને ૧૨૧૭ એજદેજરદી, શવત ૧૯૦૪ ના વરખે માગશર વદ ૮ ને વાર બુધે તા० ૨૯ મી માહે દીજમબર શને ૧૮૪૭ ઇસવી, શાકે શાલીવાન ૧૭૬૦, મુસલમાંની તા० ૨૦ માહે મોહારમ શને ૧૨૬૪ હીજરા, એ દીન કલાક ૧૨ ને અમલે શમપુરન કીધી છે અસલ પરમાંને નકલ ઉતારી છે એ કીતાબનો માલેક કમતરીન ગરીબ સરવેની પાઉ ખાક નવરોજજી, નાહાનાભાઇ, શેરાબજી, જમશેદજી, શોહોરાબ, નવરોજ, જમશેદ, હીરા, રતન, ડોશા મુનશી, બદર સુવાલીના–હમે હમારી ખાએશને વાશતે એ રગીન કીસ્સો લખેઓ છે"

## પુરવણી.

# "આતશની સેતાયેશ કરનારા."

યાને

## 'કુહે ગબર.'

[ આ દાસ્તાનનુ કિર્તન ફક્ત એક પુરવણી તરીકે શાહનામાના દાસ્તાનોના કિર્તનોને છેડે આમેજ કરવાની કર્તાએ એકજ કારણ સર અગત્યતા જોઇ છે

કવી થોમસ મુરની લાલારૂખમા, "આતશની સેનાયેશ કરનારાઓ" એવે નામની એક નઝમ રૂપી કલ્પીત વાર્તા, પ્યારના મુદ્દા ઉપર જોડાયલી છે આ વાર્તા સીધી રીતે જોતા શાહનામાના દાસ્તાનો સાથે કાંઇબી નિસ્બત ધરાવતી નથી, પણ પારસીઓની શેહનશાહત પડી ભાગ્યા પછી, અને યઝદેઝર્દ શેહરિયારની હાર પછી ઇરાંની જરથોસ્તીઓના જીગરમા આતશ તરફની ફીદાગીરી કેવી હતી, તેનો ચીતાર આપે છે. પવિત્ર આતશના બચાવ માટે ઇરાની જરથોસ્તીઓ પાહાડોમા વરશો સુધી છુપાઇ વસ્તા હતા કેટલાકો ઇરાંની અખાત તરફ આવેલા હોરમજદના ટાપુમા જઈ વસ્યા હતા, અને દુશમનો સાથ તેઓએ મોટી લડત ચલાવી પવિત્ર આતશને સભાલી રાખ્યા હતા.

આતશની સેતાયશ કરનારા ઇરાની જરથોસ્તીઓને 'કુરાન અને તલવાર'ના જમાનામા, ઝનુની આરબો તરફથી જે હેરાનગતી યઝદઝર્દની પડતી પછી મલી રેહી હતી, તે બનાવોની વિગતને, આ આતશની સેતાયશ કરનારાઓના દાસ્તાંનમા બનતા બનાવો સાથ સેહલથી જોડી શકાય તેવા લાગ્યાથી, શાહનામાના મારા કિર્તનોની સાથે એક પુરવણી તરીકે જળવાઇ રેહ, એવી મતલબથી તે અત્રે આમેજ કીધું છે. વધુ એટલા માટે, કે આ ઇગ્રેજ કવીના એક ઇગ્રેજી દાસ્તાનને શાહનામાને આધારે કર્તાએ રચેલા સગીત કિર્તનોના જેવીજ ઢબ ઉપર નઝમ અને નસર ઉપરાંત તેને સગીતથી સજ્જ કરી, એ કિર્તનમે કર્તાએ મુબઇ તેમજ દેશાવરો ખાતે રજુ કીધું હતુ.[1]]

### લાલારૂખ લખનાર કવી સર થૉમસ મુર.

સર થોમસ મુર એક પ્રખ્યાત ઇગ્રેજ કવી હતો. તે એક કવી હોવા ઉપરાંત, મધુર હલકવાલો ગાયક પણ હતો તેના મધુર હલકને લીધે, તેની જોડેલી કવીતાઓ ગાઈ સભલાવવા, માતબર ઇંગ્રેજો તેને વારેઘડીએ પોતાની મેહફીલોમા બોલાવતા હતા.

---

૧ આ દાસ્તાનનુ સગીત કિર્તન પેહલ વેહલુ કરતાએ કરાચીની અનજુમન રબરૂ તા૦ ૨૫ મી ડીસેંબર ૧૯૧૨ ને દીને કરાચીની યગમેન્સ ઝોરાસ્ત્રીયન એસોસિએશન તરફથી રજુ કીધું હતુ, અને ત્યાર પછી એજ કિર્તન મુબઇની જશન કમીટી, રથેસ્તાર મડલ, અને બેહરામજી જીજીભાઇ કોલેજ યુનિયન તરફથી જુદાં જુદાં સાલમા જુદી જુદી વખતે મુબઇ તેમજ અમદાવાદમા મે રજુ કીધુ હતુ રથેસ્તાર મડલ તરફથી જ્યારે બીજી વાર એ કિર્તન મે રજુ કીધુ હતુ, ત્યારે એ કિર્તનને લગતા ૧૯ દેખાવો મેજીક લેનટરના સ્લાઇડસ મારફતે રજુ કીધા હતા.

તેણે લખેલી કવીતાઓમા

લાલારૂખ

ને નામે જોડેલી કથા જગ જાહેર થઇ ગઇ છે એ લાલારૂખની કથાના વળામાં

આતશની સેતાયશ કરનારા

એવે નામનુ એક દાસ્તાંન રચી, લાલારૂખની કથા સાથે તેને જોડી નાખ્યુ છે. જો કે એ આતશની સેતાયશ કરનારાઓનુ દાસ્તાન કલ્પીત છે, તોપણ ઇરાની જરથોસ્તીઓની તવારીખમા નોધાયલા એક ખરા બનાવની ઉપરથી તેણે જોડેલુ છે.

કુરાન અને તલવારનો જમાનો

પારસી શેહનશાહતની પડતીનો તે જમાનો હતો, કે જ્યારે અરબ લોકો એક હાથમા કુરાંન અને બીજા હાથમા તલવાર લેઇ, જરથોસ્તી દીન ધરમને ઇરાંનમા તારાજ કરતા હતા.

'ગબર' યાને આતશની સેતાયશ કરનાર.

તવારીખનો તે એક ઘણોજ નેહસ્ત જમાનો હતો, કે જ્યારે અરબો જરથોસ્તીઓને 'આતશની પુજા કરનારાઓ' ના એલકાબથી ઓલખાવતા હતા, અને પારસીઓનો ધરમ આતશની પુજા કરવાનોજ હતો, એવી તે લોકની માન્યતા હતી. આ સબબને લીધે તેઓ જરથોસ્તીઓને 'ગબર' તરીકે ગણતા હતા

ફીરદોસીએ આપેલો રદીઓ.

પણ પારસીઓને લાગુ પાડેલા આ બોહતાન માટે પાછલથી શાએર ફીરદોસીએ જે રદીઓ પોતાના શાહનામા અંદર આપેલો છે, તે જાણવા જોગ છે તે લખી ગયો છે કે,

"મગુઇ કે આતશ પરસ્તા બુદંદ,
પરસ્તંદએ પૉક યઝદાં બુદંદ"

અર્થ "એમ ના સમજો કે એ (પારસીઓ) આતશની પુજા કરનારા હતા, તે લોક તો પાક યઝદાંનને માનનારા હતા"

યઝદેઝર્દની હાર પછી

યઝદેઝર્દની હાર પછી જરથોસ્તી જાહોજલાલી અને શાહીનો અંત આવ્યો. અંત શાહી અને સત્તાનો આવ્યો, પણ પવિત્ર આતશ તરફની ફીદાગીરી તો દરેક જરથોસ્તીના જીગરમા જલવાઇ રેહી હતી રાજપાત ખોયા પછી, અરબોની જુલમગારીને લીધે, જરથોસ્તીઓને વતનથી બેવતન મની પાહાડોમા આસરો લેવો પડયો, પણ ત્યાંબી જરથોસ્તી દીન અને પવિત્ર આતશને, તેઓ જીવ કરતા વધારે સંભાલથી જાળવતા રહ્યા હતા.

આપણુ દાસ્તાન હિયાથીજ શરૂ થાય છે. પેલો કમનસીબ જરથોસ્તી પાદશાહ યઝદેઝર્દ શેહરિયાર, પોતાની શાહી સલતનત ખોઇ બેજાન થયો, અને જરથોસ્તીઓ તાજ વગરના રાજાની રૈયત તરીકે ભટકતા પોતાના ધરમ, અને આતશને બચાવવા ગુફાઓ અને પાહાડોની કંદણમા વસ્વાટ કરતા થયા.

## જરથોસ્તીઓ લાહોર સુધી ગયા હતા.

અરબોના જુલમથી જેર થઇ, જરથોસ્તીઓ પોતાનુ છુટાપણુ ભોગવવા કેરમાનના પાહાડો તરફ, તેમજ હિન્દુસ્થાનમા ગગા નદીને કિનારે આવેલા મુલકો તેમજ લાહોર તરફ તેઓ નિકલી ગયા હતા

## લાલારૂખ

લાલારૂખની કાંહાણીમા આવેલુ આતશની સેતાયેશ કરનારાઓનું દાસ્તાંન નીચે પ્રમાણે શરૂ થાય છે.

દીલ્હીના પાદશાહ ઔરગઝેબની લાલારૂખ નામની દીકરી, કેશમીરની પડોસમાં આવેલા બ્યુકેરીયાના શાહજાદા સાથ અદરાયલી હતી, તે પોતાની શાદી કરવા માટે દીલ્હીથી કેશમીર જવા નિકલી થોડાક માનીતા નોકરો અને સખીઓના રસાલા સાથ, લાલારૂખે કેશમીરની મુસાફરી શરૂ કીધી હતી. એજ રસાલામા, લાલારૂખનુ મન રજન કરવા માટે તેણીના ખાવિંદે બ્યુકેરીયાથી ફરામરોઝ નામના એક જવાંન કવીને ખાસ ભલામણ કરી, લાલારૂખના રસાલામા દાખલ કરવા મોકલ્યો હતો.

લાલારૂખે આ કવી ફરામરોઝને પોતાના રસાલામા સામેલ કીધો માર્ગમા, મુસાફરી દરમિયાન, આ કવી ફરામરોઝ, લાલારૂખને કિસમ કિસમની કવીતાઓ, અને કાંહાણીઓના દાસ્તાંનો ગાઇ સભળાવી રીજવતો હતો, અને લાલારૂખ તે ઘણુજ ધ્યાંનથી સાભલી ખુશી થતી હતી (1)

## લાહોર આગળનુ આતશ કદેહ.

એવી રીતે મુસાફરી કરતા, લાલારૂખનો રસાલો લાહોર શેહેરની નજદીક આવી પુગ્યો. હિંયાં આવતાંજ લાલારૂખને ખબર મળી, કે તેણીનો ખાવિંદ બ્યુકેરીયાનો શાહજાદો, તેણીને મલવા માટે કેશમીર આવી પુગ્યો છે. લાલારૂખ આ ખબરની વધામણી સાભલી જરાખી ખુશી થઇ નહી, કેમકે તેણીનું દીલ પેલા જવાંન કવી ફરામરોઝે લગભગ જીતી લીધેલું હોવાથી, તે વિચારમા પડી હતી.

લાહોરમા આવતાંજ તેઓએ પોતાના રસાલા સાથ, એક રળીઆમણી જગ્યાએ પડાવ નાખ્યો. એ પડાવથી થોડેક દુર, એક પુરાણુ ખડીએર લાલારૂખની નજરે પડયું. લાલારૂખે કવી ફરામરોઝને સવાલ કીધો કે: "તે શુ છે?"

ફરામરોઝે જવાબ દીધો કે: "આતશની બદગી કરનારાઓનુ એ એક પુરાણું આતશ કદેહ છે. જરથોસ્તીઓ આરબોને હાથ હાર ખાઇ, પોતાના ધરમની જાળવણી કરતા લાહોર તરફ આવ્યા હતા, તે વખતે તેઓએ એ આતશ કદેહ બાધ્યુ હતું."

એ ઉપરથી ફરામરોઝે લાલારૂખને કહ્યું કે "એ જરથોસ્થી આતશ પરસ્તોની એક ઘણીજ દુખદાયક કાંહાણી હુ જાણું છું, અને જો શાહજાદીની ખાહેશ હોય, તો તે હુ ગાઇ સંભલાઉ."

તે દુ:ખદાયક કાંહાણી સાંભલવાની શાહજાદી લાલારૂખે પોતાની મરજી જણાવ્યાથી શાએર ફરામરોઝે આતશની સેતાયેશ કરનારાઓનુ દાસ્તાંન શરૂ કીધુ.

### ફ્રરામરોઝનુ એકાએક ગુમ થવુ.

પણ એ આતશ પરસ્તોનુ દાસ્તાન શરૂ થાય, તે આગમચ લાલારૂખના દાસ્તાન બાબે કાંઇક ખુલાસો થવો જરૂરનો છે જવાન કવી ફરામરોઝે મુસાફરી દરમિયાન લાલારૂખનુ દીલ એટલુ બધુ તો જીતી લીધુ હતુ, કે તે પોતાના ખાવિદ તરફ બેદીલ થવા જેટલી હદ સુધી વધી ગેઇ હતી એતેફાક એક રોજ લાલારૂખને સાહેલીઓએ ખબર આપી કે, રસાલામાથી કવી ફરામરોઝ એકાએક ગુમ થઇ ગયો છે, અને તેનો કાંઇબી પત્તો મલતો નથી.

આ ખબર સાભલી લાલારૂખ ઘણીજ દલગીર અને દુખી થઇ, કેમકે ફરામરોઝને તે જીગરથી ચાહવા લાગી હતી. અતે તેઓ સઘલાં મુસાફરી કરતા કેશમીર મધે આવી પુગ્યાં સણુગારેલા એક ખાસ મેહેલમા લાલારૂખે ઉતારો કીધો, અને પોતાના ખાવિદને મલવા માટે તે તૈયારી કરવા લાગી એક સુદર દિવાનખાનામા લાલારૂખ દાખલ થઇ. ત્યા બે જડાવદાર તખતો સગારેલા હતાં એક તખત ઉપર લાલારૂખનો ભવિશનો ખાવિદ બેઠો હતો, અને બીજુ તખત ખાલી હતુ લાલારૂખ નીચી નજરે, ધીમે કદમે, તેણીને માટે તૈયાર કરેલા તખત ઉપર બેસવા ગઇ પણ તેવામા એક મોટી ચીસ પાડી, તે બેહોશ થઇ પડી, અને તેજ વખતે તેણીના ખાવિદે તેણીને પકડી લીધી લાલારૂખ તુરતજ હોશમા આવી, અને તેણીના હરખનો પાર રહ્યો નહી, કેમકે તેણીનો ભવિશનો ખાવિંદ કોઇજ નહી, પણ પેલો જવાન કવી ફરામરોઝ પોતે હતો, અને તે ફરામરોઝનુ નામ ધારણ કરી, લાલારૂખના રસાલામા દાખલ થઇ ગયો હતો હવે આપણુ આતશની સેતાયેશ કરનારાઓના દાસ્તાન ઉપર આવ્યે છીયે કવી ફરામરોઝે તે કિર્તન શરૂ કીધુ

### આતશની સેતાયશ કરનારાઓ.

### Fire Worshippers

"ઓ રોશન આફતાબ ! ઓ આતશની સેનાયેશ કરનારા જરથોસ્તીઓના રોશન ખુરશેદ, કેહ ? કહાં ગયો તે વખત, કે જયારે ઇરાની અખાતથી સમરકદના છેડા સુધી વસ્તી જરથોસ્તી, સલતનત તારી સેતાયેશ કરતી હતી.

"કેહ કેહ, ઓ ખુરશેદ, કહા ગઇ તે જરથોસ્તી કોમ, અને કહા ગયો તેમનો ધરમ, અને કહા ગયો તે વખત, કે જયારે ચોતરફ નજર કરતા બુલદ દરેહમહેરો અને આતશ કદેહ દેખાતા તે હવે દેખાતા નથી"

"કહે ઓ ખુરશેદ, બુલદ ઉમસ્ત,
કહા છે તહારા ખુરશેદ પરસ્ત
નમી તારી કરતા જે હરદમ નમાજ,
સમરકદોઅ્ઇરાંન ધરી દીલ દાજ
કહા કોમ તે પારસીની ગઇ,
કહા છે બુલદી તેની રહી

કહે છે કહા તેમનો તે ધરમ,
કહાં છે દરેમેહર, હતાં હરગમ
કહાં છે આતશ કદેહ તે ગયા,
કિધા ગુમ કો'ને ના તે રહ્યા.
કહો સહુ આતશ કોણે કિધા,
કરી સહુ લાખો ગુજારી જફા"

"બુરો તે વખ્ત ! કાદુસીઆની લડાઇમા જરથોસ્તીઓની હાર થઇ, અને તેઓ પોતાનું રાજપાત ખોઇ બેઠા પણ શુ રાજ સાથ તેઓ પોતાના ધરમ પણ ખોઇ બેઠા !

"પુછો ? દીન ચુસ્તોને પુછો ! તેમ નહી તો બેહદીનોને પુછો, કે દરેહમેહરોની પાયામાથી સાથ પવિત્ર આતશ સર્દ થયો, તે સાથ શુ જરથોસ્તીઓની જાહોજલાલીબી બુઝાઇ ગઇ ?

" નહી' ઈરાની જરથોસ્તીઓમા એવાબી નર વીર હતા, કે જેઓ ધરમ અને આતશને ખાતર, પોતાની રગોમા વેહતા લોહીના છેલ્લા ટીપા સુધી તેઓ લડયા હતા "

"કહો કો'ને કીધી વતનની યાદ,
કહો કો'ને કીધુ વતન બરબાદ.
ભુમી કેમ પ્યારી ગયા તમ ભુલી,
ગયા કેમ વિસરી દીન બેમુલી.
અફસોસ વતનપર પડી કેવી ધાર,
બુલંદ કિર્તી કેમ થઇ ગઇ ખુવાર.
બુલંદ જેના દિલ્લા શુરવીર મસ્ત,
બુલંદી ધરમની થઇ કેમ અસ્ત.
સુખન જેના સાચા, વચન જેનું એક,
બુલંદ જેની મહોબત, પ્યારો વિવેક.
કહે કોણ થયો એવો નર નામદાર,
ધરમ પર દિયો હોય જીવને નિસાર."

## હાફીદ–એક વીરલો જરથોસ્તી.

તેવો જ ગી, તેવો સાચો, અને તેવો એક વફાદાર ઇરાની જરથોસ્તી હતો. તેનુ નામ હાફીદ હતુ. તે દીન-ધરમનો દોસ્ત અને ધરમ ઉપર જાન આપનાર એક જવાંન હતો.

હારમોઝીઆના અખાત આગલ આવેલા એક મજાવર પાહાડ ઉપર, જવાન હાફીદ, પોતાના લશ્કરની એક ટુકડી સાથે અરબ દુશમનોથી આજેજ થઇ, આવી વસ્યો હતો. આ પાહાડી મકાનના ગુફાઓમા તેણે પોતાની સલાંમતી જોઇ, પોતાના લશ્કરના સિપાહોને પોતાની રૂબરૂ બોલાવી, તેઓને સધીયારો આપવા લાગયો.

"થશે આ બુલંદ પાહાડ મારૂ વતન,
થશે આ ગુફાઓ મારૂ કફન.
ધરી હાજ દીલમે ધરમની તરફ,
દિયો જાન સદકે વિના એક હરફ.
દિઠા દુઃખ હજારો 'ને કઇ કઇ સિતમ,
વતનની જુદાઇનો જીગર માહે ગમ
દિધુ દુશમનોએ વતનને ખુવાર,
દિધાં દીન ધરમને ફના બેસુમાર.
દિધા જેણે જીઆગર દેવો ફના,
જીતિયા જેઓએ મુલ્કો ઘણા.
એવી તે ઓલાદ રૂસ્તમની,
થઇ આજ તે જેર લાચાર બની.
ફરજ છે હર એક ઇનસાંનની,
બુજે તે કદર દીનો-ઇમાંનની.
હજારો છે લ્યાંનત તે ઇનસાંન પર,
બુજે નહિ જે દીન ધરમની કદર.
દિધી મે તો મારી ફરજને અદા,
હવે મુજ વતન આ ગુફે સદા."

## હાફીદે પોતાના પાહાડી મકાનમાં સતોશ માની લીધો.

પોતાના પાહાડી ગુફાને તે બહાદુર જવાને એક આરાસ્તા કરેલા નાહના પણ સુદર મકાંનમા ફેરવી નાખ્યું. તે ગુફાની આગલી બાજુએ, તેણે એક સુદર બગીચો

બનાવ્યો, અને ત્યા તેણે જાત જાતના પુલોના રોપાઓ રોપી સગારી નાખ્યુ, જેથી વસત ૠતુમા તે બગીચો એક દીલ પસદ પુલવાડી જેવો બની જતો હતો. એ બગીચામા ખીલી રેહલા રગબેરગી પુલોની ઘટા વચ્ચે હાફીદ ઉભો રહી કુદરતી બક્ષેસોને યાદ કરી, પોતાના મનને સતોશ આપતો હતો (2)

## હાફીદના પાહાડી મકાનની ભયકર ખીણોનું બયાંન

તે પાહાડની દરેક બાજુએ ફરતી ઉડી ખીણો હતી, અને તે ખીણોની અદર દરીયાના પાણી ભરતી અને ઓટને વખત તેમા ફરી વળી, આખી ખીણને એક દોજખ મીસાલ બનાવી દેતા હતા એ સબબને લીધે, હાફીદના આ પાહાડી મકાનમા દાખલ થવાનો રસ્તો કુદરતી રીતે બિલકુલ અજીત થઇ પડયો હતો ફકત એક ઘણોજ સાકડો માર્ગ પુલના આકારે તે ખીણને જોડતો હતો, કે જેની ખબર ફકત હાફીદનેજ હતી

## હાફીદનુ પાહાડી આતશ કદેહ.

આ પાહાડી મથકને છેક મથાલે ઉગી નિકળેલી એક ઉચી એકાત ટેકડીમા પડેલા ખોહની અદર એક એવી જગ્યા હતી, કે જયાં કુદરતી આતશ કાઇબી બલતણ વગર રાત દીન રોશન રેહેતો હતો હાફીદનો આ કુદરતી આતશનો ગુફો, તેનુ માનીતુ આતશ કદેહ થઇ પડયુ હતુ હિયા હાફીદ પોતાના સઘના પેહલવાનોને ભેગા કરી તેઓની સાથ આતશની સેતાયશ કરતો હતો (3)

## આતશ આગલ હાફીદે લીધેલા કસમ

એ આતશની સનમુખ હાફીદે પોતાના સાથીઓ સાથ વસ્વાટ કીધા પછી, એક દિવસે સઘલાઓને ભેગા કરી એવા કસમ લીધા કે —

"ઇરાનની કિરતી, અને જરથોસ્તી ધરમની ઈજ્જતને ખાતર, દીન દુશ્મનોને કદીબી શરણ થવુ નહી, પણ જરૂર પડે તો હિયાજ લડવુ અને હિયાજ મરવુ."

## અલ હુસેન-અરબ સરદાર.

હાફીદના દીલમા પોતાના દીન દુશ્મન અરબ ઉપર પાર વગરનો કેહર વસી ગએેા હતો, અને તેથી તે સહેજબી જપી રેહતો નહી હતો પોતાના પાહાડી ગુફાની બરોબર સામે આવેલા દરીયાના કિનારા ઉપર, અરબ દુશમનોનો એક મસ્ત મોટો કિલ્લો, ખડક ઉપર બાધેલો દુરથી દેખાતો હતો એ કિલ્લાની સરદારી અલ હસન નામના એક અરબ સરદારના કબજામા હતી

આ કિલ્લાને જેતાંજ, અને તેનો સરદાર એક અરબ છે, એવુ જાણતાજ, હાફીદ દુશમનના લસ્કરનુ જેર કેવુ અને કેટલું છે, અને કિલ્લાની રચના કેવા પ્રકારની છે, તે નજરે જેવા, અને બને તો જરથોસ્તી દીનના દુશમન અલ હસનને જબેહ કરવાની તજવિજમા તે પડયો. તેણે અતે પોતાની મતલબ પાર પાડવા એક યોજના ઘડી કાહડી, અને તેજ વખતે, તે યોજના અમલમા મુકવા, તે તૈયાર થયો.

### અંધારી રાતે હાફીદની છુપી સફર.

પડી એક દાહડે સિહા એવી રાત,
ધરી હાફીદે દીલ અંદર મુરાદ
નિકલ્યો તે પહાડી મથકથી બહાર,
થયો એક કિશ્તીની ઉપર સવાર.
લિધો સાથ ના કોઇ સંગી કે યાર,
ધરી હામ હિંમત દિલમા અપાર
હંકારી કિશ્તીને સાંમે કિનાર,
ગયો એક દમ દુશ્મનને મિનાર
સનસન વાતો'તો વાયુ ઉડી,
દરિયાના મોજા ઉછળતા કુદી
ઠન ઠન હોડી ઉછળતી હતી,
હાફીદ ઉમેદ ઉકળતી હતી
હતો મનમા દુશ્મન અલ હસન,
મળે તો કરે ઝટ તેને દફન
કરી યાદ હમદીન ઉપરનો અજાબ,
જલાવતો હતો દીલ મિસલે કબાબ.

હમારી ગઇ શાહી સરજત તમામ,
કિધા દિન ધરમના પામાલ નામ.
અરબોએ બરબાદ કીધુ ઇરાંન,
કિધા કુલ દરેહ મહેર, આતશ વેરાંન.
મૂવાં લાખો નર-નાર થઇ ખારજાર,
દરૂદ હોજો તેપર હજારો હજાર.
છે કુલ્લે જરથોશ્તીનો એ પુકાર,
તે દિનથી દીલ છે બેકરાર.
ખોઇ દીન ધરમને તબાહ સહુ થઇ,
વતનથી થયા બેવતન દુઃખ સહી.
જે કરતા'તાં નિસદિન ચેનો-ચમન,
કતલ તેઓ થાયા મિસલ ગોસ્પંદ.
દિધુ કોઇએ કઇ કફનબી નહી,
એ આફત જરથોશ્તીઓએ સહી.
રડે કુલ જરથોશ્તી જારજાર,
ગજબ છે, અલમ છે, એ કેરદેગાર.

અરે તમ સુણો ઓ તવારીખ નવેશ,
લખજો હકિકત વિના કઇ દવેશ.(4)

એવી અંધારી રાતે હિંમતવાન હાફીદ પોતાના પાહાડી મથકમાથી ગુપચુપ એકલો બહાર નિકલી, એક નાહની કિસ્તીમા સવાર થઇ, અલ હસનને નજરે જોવા, અને બને તો તેને ઠાર કરવાના ઇરાદાથી દુશ્મનના કિલ્લા તરફ હંકારી ગયો

પણ આ સઘલો જોખમ હાફીદ શા માટે ખેંચતો હતો રાતની સિહાઇ વચ્ચે, હાફીદ જયારે દરીયાના ઉછલતા મોજાના પાણી ઉપર પોતાની કિશ્તી હંકારતો હતો, ત્યારે તેના દીલમા તેના વતન અને ધરમની લાગણી એટલી તો જોશબંધ ઉભરી નિકલી, કે દુનિયાની તવારીખ લખનારાઓને, જરથોસ્તીઓ ઉપર ગુજરેલા હાદેસાઓની સાચી નોંધ લેવા માટે તે લલકારવા લાગ્યો.

### હાફીદ અરબ સરદારના કિલ્લાની અંદર.

અંતે હાફીદની કિશ્તી તે કિલ્લાની આગલ જઇ પુગી. પોતાની કિસ્તીને ત્યાં આવેલા ખડકોની વચ્ચે બરોબર ગોઠવી મુકી, હાફીદ ખડકો કુદાવતો તે કિલ્લાની દેવાલ આગલ જઇ પુગ્યો, અને અંતે મહા મેહનતે કિલ્લાની દેવાલ ઉપર તે બેધડક ચહડી ગયો.

કિલ્લાની દેવાલને મથાલે પુગી આસપાસ નજર કરતાં, કિલ્લાના કુસાદે ચોકમાં તેણે એક નાહનો જેવો સુંદર મેહેલ જોયો. તે મેહલના દિવાનખાંનામા રોશનીનો પ્રકાશ ફેલાઇ રેહલો તેને દેખાયો.

હાફીદ તુરતજ તે કિલ્લાની દેવાલ ઉપરથી,નિચે બાગમા ઉતરી પડયો, અને ચોકમાં આવેલા મેહલની તરફ ચાલ્યો કોઇ પણ રીતે તે મેહલમા દાખલ થવાનો હાફીદે વિચાર કીધો અને તે મેહલની દેવાલ ઉપર ચહડયો, અને મેહલની અંદર દાખલ થયો. તેણે ધારયું કે એ મેહલમા કિલ્લાનો સરદાર અલ હસન વસતો હોવો જોઇયે આવી મોડી રાતે અગર જો તે તેને મલી જાય, તો તેજ વખતે તેને જખેહ કરવા તે તતપર તૈયાર થઇ રહ્યો.

જેવો હાફીદ ઉપર પુગ્યો, કે તેને એક સુંદર દિવાનખાનુ દેખાયુ. તે દિવાનખાનુ રોશનીથી ઝકઝકી દીપી રેહ્યુ હતુ ઝરૂખા ઉપરથી હાફીદે તે દિવાનખાનાની અંદર નજર કરી, તો સુરીલા વાજીત્રનો મુલાએમ સરોદ તેને કાને પડયો અજાયબીથી આચબો પામી, હાફીદ તે દિવાનખાનામા નિરખીને જોવા લાગ્યો, તો એક સણગારેલા મસનદ ઉપર તેણે એક ઘણીજ ખુબચેહર ઓરતને પોતાના હાથમા વાજીત્ર લેઇ વગાડતી દીઠી

## હિન્દા–અલ હસનની દીકરી

બંનેની નજર એક થઇ ગઇ અને એક બીજાને જેતાજ ચમકયા બંને એક બીજાને જેતાજ એક બીજાની મોહબતમા ગીરફતાર થઇ ગયા બંને જનાના મા ઉપર પરવાના મીસાલ જલવા લાગ્યા એક બિગાનાને પોતાના મેહેલમા જેઇ, તેની મોહબતમા તરફડી પેલી બાનુ મધુર અવાજે લલકારવા લાગી (5)

તે પરી ચેહર બંનુ કોઇ નહી, પણ અરબ સરદાર અલ હસનની દીકરી હતી. તેણીનુ નામ હિન્દા હતુ જે જવાન મર્દ ઉપર તે સુંદરી મોહી પડી હતી, તે શખ્સ કોણ હતો, તેની હિન્દાને સેહજબી ખબર હતી નહી.

બીજા હાથ ઉપર હાફીદ જાણુતો નહી હતો, કે જે ઓરતની પ્રીતમા તે ગીરફતાર થયો હતો, તે તેના દુશમન અલ હસનની દીકરી હતી, કે જેના બાપનો જીવ લેવા, તે અંધારી રાતે, તુફાની દરીઓ વટાવી, મહા મેહનત અને જેખમ ખેચીને તે ત્યાં આવ્યો હતો

આ સંજોગ પ્યારનુ પરીણામ હતુ હાફીદ જે પોતાના દુશમનને કેદ કરવા ગયો હતો, પણ તેને કેદ કરવાને બદલે તે પોતે પેલી પરી ચેહર ઓરતની પ્રીતમા પડી, ગોયા તેનો કયેદી થઇ પડયો હતો

બંને જન વચે તે દિવાનખાનામા મોહબતના વચનો અરસ-પરસ થયા. બંને જને એક બીજાને ચાહવાના, અને એક બીજાને પોતાના અખંડ પ્યારની જંજીરથી જકડાઇ રહી કદીબી છુટા નહી પડવાના સખુનો ઓચરયા પછી, જયારે હાફીદે જાણ્યુ, કે જે ઓરત ઉપર તે પોતાનો જીવ નીસાર કરવા તૈયાર થયો છે, તે ઓરત તેના દુશમન અલ હસનની દીકરી છે, ત્યારે તે લાચાર થઇ પડયો.

## હાફીદની મોડી રાતે છુપી સફર

હિન્દાની મોહબતની જાળમા હાફીદ એટલો બધો તો સપડાઈ ગયો હતો, કે તે જાળમાથી તે છુટી શકતો નહી હતો

પોતાની વાહાલી માશુકને મળવા હાફીદ પોતાના દુશમનની, તેમજ પોતાના જાનની કાળજી પરવા કીધા વગર, દરરોજ મોડી રાતે તુફાની દરીયામા પોતાની નાહની હોડીને તે હંકારી, કિલ્લા તરફ જતો, અને પોતાની ઇનતેજાર મહાબુબની ઇનતેજારીને સંતોશી, પોતાની પવિત્ર મહોબતનુ વચન તે અદા કરતો હતો.

## હાફીદે દિના માટે લીધેલા કસમની યાદ પડવી

એવી રીતે આ છુપી મુલાકાતો, લાંબો વખત સુધી ચાલી રહી. પણ અંતે એક અંધારી રાતે દરીયો પસાર કરતા, હાફીદને પોતાના દુશમન ઉપર વેર લેવા માટે, પવિત્ર આતશ આગલ તેણે લીધેલા કસમની યાદ પડી. તે કસમની યાદ પડતાજ હાફીદ ચમકયો, અને વીજલીની ઝડપથી તેના મગજમાથી અનેક વિચારો આવ-જા કરવા લાગ્યા

## પ્યાર વિરૂધ ધરમ તરફની ફરજ.

એક રાત કરતો'તો હાફીદ સફર,
ઉછલતી'તી કિશ્તી દરિયા ઉપર
પવન ફુંકતો'તો કરી ખુબ પૂકાર,
ઘટા વાદલાં પર હતી બીશિયાર
જીગરમા હતી યાદ માહબુબની,
તડફતી'તી ઉમેદ મુલાકાતની.
૧૪૮૦૦
હતી રાત કાળી અતી અંધકાર,
રમતી'તી મનમા માશુક ખુમાર.

એકાએક ચમક જીગરમા પડી,
પડી યાદ તેને કસમની ઘડી
બોલ્યો તે શુરવીર મનમાં કલાંમ:
"હવે મારી મોહબતને છેલ્લી સલાંમ
કરૂં મુજ મુલાકાત આજે ખતમ,
કરશ હાલ જાહેર, ખોલી ભરમ.
દૌલત, મહાબુબ, મહોબત તમામ,
છે દીન ધરમ પાસ બિલકુલ નકામ."

પોતે લીધેલા કસમની યાદ આવતાજ, હાફીદે ઠરાવ કીધો કે "આજથી મારી મુલાકાત હવે છેલ્લીજ થશે. હુ આજે મારા વિચારો હિન્દાને જાહેર કરી દેઉં, આજથી મારી આ મોહબતને છેલ્લી સલામ કરશ."

પોતાના આવા ઠરાવથી તે મનમા દુખી થવા લાગ્યો, પણ દીન અને ધરમ તરફની ફીદાગીરી માટે લીધેલા કસમ આગલ, પ્યાર અને મોહબત કુચ બીસાદમા નથી, તે આજે સાબેત કરવા તૈયાર તે થયો હતો.

## હિન્દાની હાફીદ માટે તલબગારી.

એક હાથ ઉપર તુફાની દરીયામા હાફીદ બેફીકર પોતાની નાહની હોડીને હંકારી જતો હતો, ત્યારે બીજા હાથ ઉપર હિન્દા હાફીદની સલામતી માટે ઇનતેજાર બની રેહી હતી. મેહલના ઝરૂખા ઉપર ઉભી રહી, હિન્દા પોતાના વાહલા રફીક હાફીદના આવવાની રાહ જોતી હતી. હરપળ અને હરઘડી, તે હાફીદને યાદ કરી રેહી હતી

જેવી રીતે જુલીખાં પોતાના યુસુફને મળવા તલપી રેહી હતી; જેવી રીતે રોદાબે પોતાના જાલને મળવા તલપી રેહી હતી, જેવી રીતે તેહમીના રૂસ્તમને મલવા અધીરી બની રેહી હતી, તેવી રીતે હિંન્દાને પોતાના વહાલા હાફીદને ભેટવા તલપી રેહી હતી હાફીદને આવતો જોવાની ઉમેદમા હિન્દા પોતાના મેહલના ઝરૂખા ઉપરથી તુફાની દરીયામા રાતની ચાંદની વચ્ચે ઉભી રેહી દુર નજર કરતી હતી

## હિન્દા અને હાફીદનો છેલ્લો મેલાપ

અતે હિન્દાએ ચાંદના પ્રકાશ વચ્ચે દુરથી પોતાના રફીક હાફીદની કિસ્તીને આવતી જોઇ, અને થોડા વખતમા તે કિલ્લાની નજદીક આવી ખડકોની વચ્ચે ગોઠવાઇ ગઇ, અને હાફીદ રાખેતા પ્રમાણે ખડકો અને કિલ્લાની દેવાલ કુદાવી, પોતાની વાહલી હિન્દાની સામે આવી ઉભો હિન્દા તેને જોતાંજ ખુશી થઇને ભેટી પડી

પણ આજે હાફીદ હમેશ જેવો રંગીલો હિન્દાને દેખાયો નહી તેનુ દીલ બીલકુલ ઠંડુ પડી ગયુ હતુ હાફીદની લાગણીઓને એવી ઠંડી જોઇ હિન્દા વિચારમા પડી, તે સમજી કે હાફીદ દરીયાની સફરથી થાકી ગયો હશે, માટે હિન્દા તેને દિલાસાના સખુનો કેહવા લાગી પણ ફોકટ હાફીદે અંતે પોતાનો ઠરાવ જાહેર કીધો. તેણે કહ્યું કે

“હવે આપણી મોહબત, અને પ્યારનુ આજે સેવટ આવ્યુ છે, કેમકે તારા બાપ અલ હસનને લીધે આપણી મહોબત વધુ વખત ચાલી શકે એમ નથી”

## હિન્દા હાફીદની જાત અને ધરમથી બેખબર હતી.

સુણી આ સુખન ખલબલી સુંદરી,
ગાફેલ બની આંખ આંસુ ભરી.
ધ્રુજતી ઉભી તે બની બેસબર,
આશક હતી તે હાફીદ ઉપર.
મગર તે બીલકુલ હતી બેખબર,
હતો તેનો આશક જાતે ‘ગબર’ [1]
લબો લાલ બોલી બોલી સુખનઃ
“સાંભલ ધરી ધીર અએ જાનેમન
તુ મારો સાહેબ, હુ દાસ છુ,
ઇફ્રાઅતમે તારી હુ ખ્વાસ[2] છુ.
જીગર મારૂ બોલે છે એ ગુફ્તગુ,
મરૂ કે જીવુ તુજની રૂ-બ-રૂ
સાંભલ એ શુરવીર, મારાં જીગર,
તુને જોઇ ખુશી થશે મુજ પેદર.
તુ જાતે જવાં મર્દ શુરવીર છે,
અકલ તારી બેશક બીસલ પીર છે
ખુશી થાઇ તુને કરશે જમઇ,
વધાવી લેશે તુને મલકઇ.
બની તું જમઇ પુરજે તેની આસ,
કરજે તુ આતશ પરસ્તોનો નાશ.”

## હાફીદનુ હિન્દા ઉપર ગુસ્સે થવુ.

ખરી વાત તો એ હતી, હિન્દા કે પોતાના આશકની જાત અને બુનિયાદથી બેખબર હતી તે જાણતી નહી હતી, કે તેની મોહબતનો માલેક એક જરથોસ્તી છે. તે બોલી કે “મારો બાપ તારા જેવા બહાદુરને જોઇ ખુશી થશે, અને તુને તે પોતાનો જમાઇ કરશે, અને પોતાના આતશ પરસ્ત દુશમનોને મારી કાહાડવા માટે, તે તુંને ખુશીથી પોતાના લશકરમા સામેલ કરશે”

## હાફીદે હિન્દા આગલ કરેલો સાચો એકરાર.

પોતાના હમદીનો અને પોતાના ધરમને માટે હિન્દાના આવા વિરૂધ્ધ વિચારો સાભલી, હાફીદનો ગુસ્સો ઉસ્કેરાઇ રેહ્યો. તે ગુસ્સે થઇ હિન્દાને ઠપકો આપી બોલ્યો.-

૧. આતશની સેતાયશ કરનારા જરથોસ્તીઓને અરબ ‘ગબર’ને નામે ઓલખાતા હતા.

૨. નોકર.



"બસ કર મહાબુબ, બંધ કર જબાન,
બંધ કર તુ બકવા આ બદગુમાન
તુને છે નફરત જરથોસ્તી પર,
તો ફોકટ છે મહોબત મારી ઉપર
હુ છુ જાતે જરથોસ્તી આતશપરસ્ત,
બુલંદ મારી બુનિયાદ, બાજુ છે મસ્ત
જો મુજ ધરમની પવિતર નિશાન,
આ કુસ્તી, 'ને સદરો, 'ને આ ગીરેબાન"

(પાનુ ૪૫૭)

"બસ કર, બસ કર, બધ કર જબાંન,
બંધ કર બકવા, બધ બદગુમાન
તુને છે નફરત જરથોસ્તી પર,
તો ફોકટ છે મહોબત મારી ઉપર
હુ છું જાતે જરથોશતી આતશપરસ્ત,
ખુદા હ મારી બુનિયાદ, બાજુ છે મસ્ત.
જો મુજ ધરમની પવિત્ર નિશાંણુ,
આ કુશતી 'ને સદરો' અને ગીરેબાન.
હું છુ દુશ્મન, કુલ અરબ જાતનો,
હુ છુ દુશ્મન તુજના તાતનો.
કિધો એક દાહડે એવો વિચાર,
જઇને કરૂ અલ હસનને હું ઠાર.
ઉમેદ રાખી દીલમે લીધા કસમ,
કરૂ તુજ પેદરનુ સર હું કલમ.
હિયા પર તુને જોઇ લાચાર થયો,
ગીરફતાર કરતા ગીરફતાર થયો. "(7)

હાફીદે નિરાસીનો એક ઉડો દમ ભરી હિન્દાને કહ્યુ "બસ કર મહાબુબ, હવે મને છોડ મારે હવે જવુ જોઈયે. મારા કિલ્લા ઉપર ધાસ્તીની નિશાંણુનો વાવટો હુ હિયાથી ઉડતો જોઈ શકુ છુ. હમદીનોને મુશ્કેલીમા પડતા મુકી, ઓરતની પ્રીતમાં મોજ મારવાનું કામ, એક જરથોશ્તી બચ્ચાને છાજતુ નથી. આ ગેતીના તકલીદી સુખને ખાતર, દીન અને ધરમને પડતો મુકવાનુ કામ સાચા જરથોસ્તીને નારવા છે. મહાબુબ તુંએ મારી સઘલી ઉમેદ અને અરમાનનો નાશ કીધો છે. (8)

"મહાબુબ મનહર સુણી લે કલામ
તુને છે હવે મારી છેહલી સલામ.
લિધા'તા કસમ મે સહી દુખ ગઝદ,
મરૂ યા તો મારૂં, અરબ દુશમન
કિધી ખ્વાર અમારી હમ સર જમીન,
કિધી ખ્વાર અમારી ધરમ 'ને દીન.
મરતા હમ વાહલાંઓ જોયાં અમે,
કુટી સર, છાતી, રોયા અમે.
દરદ જોઇ અમારા રડયાં આસમાન,
રડયા કુલ સિતારા, સુરજ'ને ચાન
ઝલકતી સરજત કાળી થઇ,
ભરી ગોદ અમારી ખાલી થઇ.

ભુલુ નહિ ગજબ 'ને કિનાના કસમ,
મને છે પ્યારો દીન 'ને ધરમ."

હિન્દાની હાફીદને મનાવટ.

એવી રીતની જાલમ જુદાઇનો સમો અચાનક પોતાની સામે આવી ઉભેલો જોઇ હિન્દા પોતાના વાહલા હાફીદને વળગી, તેને જતો અટકાવવા આખોમાં આસુ લાવી મનાવવા બોલી.

"ગજબ છે જુદાઇ સનમ તુજની,
થશે આએ જીદગી ખતમ મુજની.
કિધી કબ્જ મહોબત બનીને બેદાદ,
કફસમાં કરી કયેદ બન્યો જલાદ.
નથી લહુ જીગરમા, ન આંસુ ચશમ,
સુણી વાત તારી રૂઠાયો દમ.
તજીને જશે કહા મને ગુલબદન,
તુજ વન મરશે, તુંજ મનહુરણુ.

જરા કર ઇશારો, કહાં છે વતન,
તુજ સંગ આવું થવા હું દફન.(9)

હાફીદે લીધેલા વફાદારી ઉપર કસમ.

આવા સંજોગ વચ્ચે હાફીદની સામે બે મારગ પડેલા હતા. એક તો એ કે હિન્દાની મોહબતને ખાતર પોતાના કસમ અને ઠરાવ ઉપર પાણી ફેરવવું, યા તો બીજો માર્ગ એ હતો કે પોતાની મોહોબત કરતાં વધારે વહાલા ધરમના દુશમનને મારવા માટે લીધેલા કસમ અમલમા મુકવા.

આ બેમાથી છેલ્લો માર્ગ લેવાનો હારીદે ઠરાવ કીધો. તેજ વખતે તે હિન્દાની બગલમાથી છુટી જઇ છુટો થયો, અને મેહલ તથા કિલ્લાની દેવાલો, અને ખડકો કુદાવી તે પોતાની કિશ્તીમા બેસી, પોતાના પાહાડી મકાન તરફ નિકલી ગયો, અને હિન્દા હારીદની પ્રીતમા વિલાપ કરવા લાગી. (10)



ભાગ ૨ જો

## 'કુહે ગબર.'

### હિન્દાની પાક મોહબત

પોતાનો આશક એક અરબ નહી, પણ આતશની સેતાયેશ કરનારો એક જરથોશ્તી હતો, અને વળી પોતાના બાપનો જીવ લેવા તલપી રેહલો તેનો દુશમન હતો, એમ જાણ્યા છતા, હિન્દાની મહોબત હારીદ તરફ સેહજબી ઓછી થઇ નહી હતી.

ઉપલા બનાવને થોડાક દિવસ ગુજરયા બાદ, હિંન્દાના બાપે પોતાની દીકરીને ખબર આપી કે એક આતશ પરસ્ત જરથોસ્તી પોતાના લશ્કર અને જાત ભાઇઓ તરફ દગલબાજ થયો છે, કેમકે તેમના કિલ્લાનો છુપો દરવાજો, અમુને દેખાડવા તે તૈયાર થયો છે, એટલે હવે એક જબરૂ જંગ ઉઠાવવાનો વખત અરબોને માટે આવી લાગ્યો છે

### હિન્દાની ફીકર અને તેની સરજત

આ ખબર અલ હસનની ખુશાલી હતી, પણ હિન્દાને મનથી તે એક મોટી આફત અને ગઝબ હતી, કેમકે રખે એ જંગમા તેનો વાહલો હારીદ મારયો જાય, તેની તેણીને મોટી ફિકર પડી.

આ દુ ખભરી ખબર સાભલી, હિન્દા એક ચીસ પાડી ચમકી પડી અલ-હસન પોતાની દીકરીની મોહબતની વિગતથી બીલકુલ બેખબર હોવાને લીધે, હિન્દાને આવી રીતે ગભરાટમા પડેલી જોઈ, તે એવુ સમજયો કે, તેની દીકરી લડાઇની ખબર સાંભળી દેહશત ખાઇ ગઇ છે, માટે તેણીને અરબસ્થાન તરફ મોકલી દેવાનો અલ હસને ઠરાવ કીધો. અલ હસને તુરતજ હિન્દાની સફર માટે એક કિશ્તી તૈયાર કરાવી, અને પોતાના વિસ્વાસુ માનસો સાથે હિન્દાને તે કિશ્તીમા અરબસ્થાન તરફ રવાના કીધી.

### જરથોશ્તીઓના હાથમા હિન્દાનુ કયેદ પકડાવું

પણ આ બનાવના ગાભમા છુપાયલી સરજત ન્યારી કિસમની હતી અરબ કિલ્લાની તરફથી દરીયામાં એક કિશ્તી હંકરાઈ જતી જરથોશ્તી ઈરાનીઓએ પોતાના પાહાડી મથક ઉપરથી જોઇ, અને તેજ વખતે તેઓએ તે કિશ્તીને પકડવાના વિચારથી તેનો પુઠ

પકડી તુરતજ જરથોસ્તીઓ એક બીજી કિસ્તીમા સવાર થયા, અને અરબ કિસ્તીની પુઠ પકડી, તેને સેહજ વારમા પકડી પાડી તે કિસ્તી ઉપર એક જબરદસ્ત હુમલો જરથોસ્તીઓએ કીધો, અને અરબોને જેર કરી કિસ્તીની અંદર શોધ ચલાવતા અંદરથી એક પરીચેહર ઓરત તેઓને હાથ લાગી

તે કોઇજ ન પણ હિન્દા હતી તુરતજ પુરતાં માન સાથ તેઓએ તે બાનુને પોતાની કિસ્તીમા બેસાડી, બંદીવાન તરીકે તેઓ પોતાના પાહાડી મકાન તરફ લઇ ગયા.

એક બાજુથી તુફાન અને બીજી બાજુથી હાફીદ માટે ચિન્તા, અને ત્રીજી બાજુથી પોતાને કેદ પકડાયલી જોઇ હિન્દા કિસ્તીના તુટક ઉપર બેહોશ થઇ પડી

### ઇરાંની કિશ્તીનો નાખોદા!

તે કિસ્તીનો સરદાર અને નાખોદા, કોઇજ નહી પણ દીલાવર હાફીદ પોતે હતો. આવી અચાનક રીતે હાફીદે પોતાની વાહલી દીલદારને પોતાને હાથ આવેલી જોઇ, ત્યારે તેની મહાવજત કરવાનો હુકમ પોતાના માનસોને તેજ વખતે તેણે આપ્યો

જયારે હિન્દા પોતાની બેહોશીમાથી હુશીયાર થઇ, અને જાણ્યુ કે તે જરથોસ્તી સરદાર હાફીદના હાથમા કયેદ પકડાઇ છે ત્યારે તે ઘણીજ ગભરાટમા પડી કેમકે હિન્દાએ પોતાના બાપ અલ-હસનને મોહોડેથી હાફીદની દીલાવરી, અને તેનું નામ ઘણીક વાર સાંભલ્યુ હતું, પણ તે જાણતો નહી હતી, કે તેના વાહલો આશક, હાફીદ પોતે હતો.

### હિંન્દાનુ પાહડી અંદીખાંનું.

એ અરસામા તુફાંન ધીમે ધીમે નરમ પડ્યુ, અને દરીયો શાંત થવા લાગ્યો. ઇરાંનીઓની કિસ્તી ધીમે ધીમે તેમના પાહાડી મથકની તલેટી આગલ આવી લાગી. કિસ્તીના સરદારના હુકમથી હિંન્દાની આખે ઇરાનીઓએ પાટા બાધ્યા, અને તેઓ સઘલા હિન્દાને લઇ, કિલ્લામા છુપે દરવાજે દાખલ થયા.

આ છુપા દરવાજાથી આજ તક આરબો બેખબર હોવાને લીધેજ ઇરાનીઓ આરબોથી પોતાનો બચાવ કરી શકયા હતા

કિલ્લામા દાખલ થતાજ હિંન્દાને તેનુ છુટાપણુ બક્ષવામા આવ્યુ. તેની આખો ઉપર બાધેલા પાટા તુરતજ છોડી નાખ્યા, અને તેણીંએ પોતાને એક આરાસ્તે કરેલાં ગુફામાં જોઇ તે નિરાધાર ઓરત, પોતાની સરજત ઉપર વિચાર કરતી હતી, તેવામાં સિપાહોને સરદાર હાફીદ આવે છે, એવુ પુકારતા તેણીએ સાભલ્યા.

ઇરાંની સરદાર હાફીદ આવે છે, એમ સાંભલતાજ હિન્દા મોટા ગભરાટમા પડી. હાફીદ તેના બાપનો દુશમન હતો, અને તેણી એ જાણશે કે તે અલ હસનની દીકરી છે, તો તેણીની હાલત કેવી થશે તેના વિચારમાં તેણી પડી.

### હાફિદ અને હિન્દા.

એવા ગભરાટના વમળમા ખુબસુરત હિન્દા પડેલી હતી, તેવામા ઇરાંની સરદાર હાફીદ તે આરાસ્તા કરેલા ગુફામા દાખલ થયો હિન્દાની નજર તેની ઉપર પડી, અને તેજ વખતે હિંન્દાએ એક હરખભારી ચીસ પાડી તેને ઓલખ્યો, અને બીજી પળે

તેણીની ખાત્રી થઈ, કે ઇરાની જરથોસ્તીઓનો સરદાર હાફીદ, કોઇજ નહી પણ હિન્દાનો જરથોસ્તી આશક હતો

ફરી તે બને જન એક બીજાને હરખભેર મલ્યાં, અને પોતાની જુની મહોબતને તાજી કરી તેઓ ખુશી થવા લાગ્યા (11)

### અલ હસનની ગોઠવણ હિન્દાએ જાહેર કરવી

બનેની ખુશીનો પાર હતો નહી પણ તેવામા હિન્દાને એકાએક યાદ પડી, કે. "આજે રાતના, તેનો બાપ અલ હસન ઇરાનીઓ સાથ એક ખુનખાર લડાઇ કરવા આવનાર છે, અને કોઇ દગલબાજ ઇરાનીએ કિલ્લાનો છુપો માર્ગ તેને દેખાડયો છે."

હિન્દાએ એ ખબર હાફીદને જાહેર કીધી, અને તેને પોતાનો જીવ બચાવવા ખાતર, પોતાની સાથે નાહસવા માટે તે કરગરીને અરજ કરવા લાગી.

### હાફીદનો કોફ અને એકરાર.

થયો દંગ હાફીદ સુણી ખબર
"થયો કોઇ દગલબાજ ઇરાની નર
મલ્યો તે જઇને અરબ અલ હસન,
કિધો ભેદ જાહેર, હતો જે બંધ
દગલબાજે તોડયા કસમ 'ને કરાર,
દેખાડયુ અરબને કીલ્લાનુ બાર"
થયો જંગી હાફીદ ગુસ્સાથી લાલ,
જરથોસ્તીઓનુ કુંડુ ચકચાલ
બોલ્યો તે આતશ ક્દેહ જોઇને,
લીધા કસમ હાથ મુખ ધોઇને

કે. "મારીને મરવુ, દુશ્મન તમાંમ,
શરણુ થાઇ જીવવુ છે બસ હરાંમ
હરએક જરથોસ્તી સુણો સુખન,
આતશની હરદમ કરજો જતન.
વતન 'ને ધરમ પર સદા દેજો જાન,
સદા રહેજો આતશના પાસબાન
એ આતશથી કોઇ ચીજ આલા નથી,
એ આતશ વિના બોલબાલા નથી
એ આતશ વિના કુલ જગ અંધકાર,
એ આતશ કરશે સંકટ નિવાર

ઝુકી સર નમાવો આજે જરથોસ્તીઆન,
એ આતશથી 'રોશન' થશે ઇનસાન".

હાફીદે આતશની સામે ઉભો રેહી, પોતાના સિપાહોને બહાદુરીથી બચાવ કરવા માટે, આવા સખુનો બુલંદ આવાજે કેહ્યા. તેની રગોમા ઇરાની લોહી વેહતુ હતુ. તે હિંમતથી લડી કિસ્તી સાથ મરવા તૈયાર થયો કિલ્લા માહેલા પોતાના આતશ તરફ નજર કરી તેણે ઠરાવ કીધો, કે શરણુ થવુ હરામ છે એક ઇરાનીની ફરજ, દેશ અને ધરમના બચાવ માટે જાન આપવાની છે દીન દુશમનો આતશને હેરાન કરે, તે આગમચ તેને બચાવવાની દરેક કોશેસ કરવી લાજમ છે, અને તેમ કરતાં જો જાનબી આપવો પડતો હોય, તો તે પણ અરપણ કરવો ઘટે છે

### હિન્દાના બચાવની ગોઠવણ કરવી

તેણે એક બુલંદ પુકાર કરી કિલ્લાને ગજાવી મેહયો. તેજ વખતે સઘલા સિપાહો હાજર થયા, અને હાફીદે તેમને લડવાના, અને બચાવના સઘલા હુકમો આપ્યા.

એ પછી હિન્દાના બચાવ માટે તેણીને એક કિશ્તીમા બેસાડી, ત્યાથી કોઈ સલામત જગે પોહોચાડવાનો તેણે હુકમ કીધો.



" * * * જે મારા કિલ્લા ઉપર પેલી ધારસ્તીની નિશાણુ ઉડતી દેખાય છે! હમદીનોને મુશ્કેલીમા પડતા મુકી, ઓરતની પ્રીતમા મોજ મારવાનુ કામ એક જરથોસ્તી બચ્ચાને છાજતુ નથી આ ગેતીના તકલીદી સુખને ખાતર દીન, ધરમને પડતા મુકવાનુ કામ સાચ્ચા જરથોસ્તીને ના રવા છે

(પાનું ૪૫૭)



"વતન 'ને ધરમ પર સદા દેજો જાન,
સદા રેહજો આતશના પાસબાન.
એ આતશથી કોઈ ચીઝ આલા નથી,
એ આતશ વિના બોલબાલા નથી.
એ આતશ વિના કુલ જગ અંધકાર,
એ આતશથી થાશે સંકટ નિવાર
ઝુકી સર નમાવો, ઓ જરથોસ્તીઆન,
કરશે એ આતશ મુશ્કીલ આસાન"



"તે ગઇ ! પોતાની સઘલી ઉમદો અને સઘલી દીલની આશાઓ દીલમાંજ લઇ અથાગ દરીયાની તલેતીમા જઇ સદાની શાંતિમાં નિરાતે હતી, જ્યાં તમામ શાંત, અને તમામ ચુપકીદી પોતાનું રાજ ચલાવી રહી હતી"

(પાનું ૪૧૨)

પણ હિન્દાએ હાફીદથી છુટી પડવા ના પાડી, જગમા તેની સાથેજ રેહવાનું, અને તેની સાથેજ મરવાનું પસંદ કીધુ. પોતાના સાચા પ્યાર માટે તેણીએ દલીલ કરી, તેને પોતાની પાસે રહેવા દેવા માટે તે સમજાવવા લાગી. (12-13)

પણ હિન્દાની તમામ મનાવટ અને સમજાવટ છતાં હાફીદ જરાબી સમજયો નહી. હિન્દાની તમામ કાકલુદી ફોકટ ગઇ સુચવેલી ગોઠવણ પ્રમાણે હાફીદે હિન્દાને માટે તૈયાર કરાવેલી એક કિશ્તી ઉપર તુરતજ તેને મોકલાવી દીધી, અને હવે પોતાના રફીકોને તે કેહવા લાગ્યો.

| | |
|---|---|
| "સુણો તમ શુરાઓ જંગી દલેર, | જમીનપર ચલાવો, લોહીની નહેર, |
| ભુલી એશ-અસરત, અનો દીલશેર | મરો યા તો મારો ધરી દીલ કહેર. |
| લડો એક લડાઇ ઝીગર જાનથી, | દગલબાજોએ દિધો છે દગો, |
| હવે ખેંચો શમશીર સહુ મ્યાનથી | દેખાડી છે દુશ્મનને છુપી જગો. |

જગમા છે લ્યાનત દગલબાજપર,
અને દીન તરફ હમદીન એકદર." ૧૪૯૦૨

દગાનો ભોગ. જરથોશ્તીઓ અને અરબ વચ્ચે ઉઠેલુ જગ.

વખત રાતનો હતો હાફીદના સખુનો સાભલી ઇરાંનીઓ પેલી ભયકાર ખીણની તરફ ધસ્યા, જયા પેલો છુપો દરવાજો હતો પણ તેઓ ત્યા જઇ પુગે, તે આગમચ હજારો આરબો અંધારી રાતે તે તરફ ધસી આવ્યા, અને ગફલતમા તે ખુવારીભરી દોજખ થીબી ડરારૂણી ખીણમા ગબડી પડયા

તે ભયકર ઉડી ખીણ ગોયા હજારો આરબોની કબર બની રહી, અને દુશ્મનોની લાસથી ઉપર સુધી છલાછલ ભરાઇ ગઇ પણ અરબોની સખ્યા પાણીના રેલા મીસાલ ચાલુ આવતીજ ગઇ, અને તેમની ગજાવર સખ્યા આગલ અંતે ઇરાંનીઓ લાચાર થતા ગયા.

હાફીદનુ પાછલ હઠવુ.

પણ હાફીદે એખલે હાથે દુશ્મનો ઉપર મનમાનતું વેર લીધુ. જયારે તે લાચાર થયો, ત્યારેજ તે પોતાના પેલા પાહાડી આતશ કદેહવાલા ગુફા તરફ, ધીમે પણ આબુત કદમે પાછલ હઠતો ગયો.

તેના બદન ઉપર થયલા જખમોમાથી ખીશ્યાર લોહી જવાને લીધે, તે નાતવાંન બની ગયો હતો. તેણે લીધેલા કસમ પ્રમાણે, તે બહાદુર શુરવીર પોતાના પવિત્ર આતશના બચાવ ખાતર, સેવટ સુધી લડયો, અને જ્યારે તે લાઇલાજ અને લાચાર થયો, ત્યારે તે બેભાંન થઇ જમીન પર પડયો, અને પોતાનુ રોશન રવાન તેજ વખતે તેણે તે કિરતારને સ્વાધીન કીધું.

હિન્દાનો હવાઇ સ્વપ્નો !

પેલી તરફ હિન્દાને હાફીદના માનસો એક કિશ્તીમા બેસાડી કોઇ સલામત જગે લેઇ જતા હતા, તેટલાં આરબોની નજર તે કિશ્તી ઉપર પડી. તુરતજ તે લોકોએ તે કિશ્તી ઉપર હુમલો કિધો. હાફીદની હાલત માટે હિન્દા ઘણીજ ઇન્તેજાર હતી, અને

કિસ્તી ઉપરથી તે ઇરાંની કિલ્લા તરફ જોઈ રહી હતી, તેવામા રાતની અંધારી વચ્ચે આતશના ભયંકાર શોલાઓ તે કિલ્લામાંથી નિકળતા હિન્દાને દેખાયા.

તે શોલા જોતાંજ હિન્દા સમજી ગઇ, કે તેણીના બાપ અલ હસને હાફીઝના વતનને આગ લગાડીછે, અને તે ભયંકાર આગમા તેનો પ્યારો હાફીઝ મારયો ગયો છે. એવા ધકારાની ધુનમા, અને મસ્તકે ચહડેલી ઓહાંગીમા, હિન્દાની નજર સામે તેના વાહલા આશકનો આકાર પડયો. હિન્દા તેજ વખતે ભડકી તે આકારને વળગી પડી તેને બચાવી લેવા, હાફીઝનુ નામ પુંકારી, કિસ્તીના તુટક ઉપરદોડવા લાગી, અને અને તેમ કરતાં, તુટક ઉપરથી ગબડી પડીને દરીયાના પોતાનો ઉંડા પાણીમા ગરક ગઇ, અને તે પ્યારો જાન પોતાના કિરતારને સ્વાધીન કીધો.

ગઇ ! તે સહાની ગઇ ! પોતાની સઘળી દીલની ઉમેદો તે દીલમાજ લેઈ, અથાગ દરીયાના ઉંડા પાણીને તલીયે જઇ કબરવાસ થઇ સુતી, કે જ્યાં તમામ શાંતી, અને તમામ ચુપકીદી અમલ ચલાવી રહ્યાં હતાં. (14)



# સંગીત સંગ્રહ



**આ પુસ્તકમા છપાયલાં દાસ્તાંનોમાં ગવાયલા સગીતનો જમાવ**

પ્રત્યેક દાસ્તાંનમાં જ્યાં જયા સગીત આવે છે ત્યાં ત્યા અગ્રેજી ચઢતા આંકો મુકવામાં આવ્યા છે અને દરેક સગીતને મથાલે આપેલો ઇંગ્રેજી આક તે દાસ્તાનોમાં રજુ થતા સંગીતની જગ્યા દેખાડે છે, તેમજ દરેક સગીતને મથાલે મુકેલા પાનાનો આક આ પુસ્તકના કયા સફા ઉપર તે સંગીન આવ્યું છે તે દર્શાવે છે (કર્તા)

# જમશેદ અને ઝોહાક.



(1) પાનુ ૭

### રઈયતે કરેલી શાહ જમશેદની તારીફ

### ધ્રુપ.

( કટાવ )

હે બળવંત જમશેદ, અમર તપો તખ્તપર,
બખ્તપર, વખ્તપર, જગતપર, હરદમ,
હરગમ, જંમ જમ શેદ તુજ
અમર તપો. —૧

દીનદયાલ, દીકપાલ, દીનબંધુ, દીનદાર,
દુવા દે નીસદીન દીલતગ દુખીયાર,
દલદરી હરી, સુખ કરી,—રાહાબરી,
તેં પેગમબરી કરી, દીન ભલી નજર તેં કરી,
તન મન ધન જમ તને કરે અરપણ.
અમન ચમનમા રહે તું બનઠન, ખલક ફલક
કરે નમી નમી દરશન, હુરો ગીલમા,
સાતો આસમાં, ખુદ યઝદા, દુવા કરે,
ખુશી થઇને, કળબળથી, ખોલી ખુદરત,
જીન મલાએક, હેરત રહી બસ તુર પુર
પેશાંની પર તુજ જોયા કરે—ખુદ ખુદાવંદ,
અલબરૂઝ પર, હાજર નાજર, થઇ તુજસે
ગુફતાર કરે, એલમ હુંનર નીસાર કરે,
અકલ આગાહી બીશિયાર કરે, કળદાર,
બળદાર કરે—૩.

(2) પાનું ૮

### જમશેદનો ગરૂર.

### બેહાગ ચતરંગ.

"ફાની ફુલી જીવ ફરીયો તું હાટ હાટે,
વિસરીયો નિનીને સરીયોજ ગેર વાટે,
ખોયુ તુર નંગ, ગર્વ સંગ, ધરી ઉમંગ,
ફસી ટંગ, રમે રંગ, બનીયો ઢંગ, કીધુ
અપંગ, નીતીભંગ, ભજંન ચંગ ને મુરકંગ,
વગાડીયાં વારે વારે—".



જલ જમીન પવન પહાડ મુજને આધારે.
સાતો ગગન પર ચમકે ચંદ્રમા, અખતર
સરપર અપારે–ખાકી માનવ દાનવને દઇ
ગ્નાન, ધ્યાન, મારૂ નામ કીધું, મે રોશન
રોજ ઝમાને—૧

શએર

"ધન જસ સુખ પુઠે દોડજે રે વિચારી,
જધશ મુરખ લોભી સહેજમા થાકી હારી.
વગર હકથી લેવા પારકી વસ્તુ તારી,
કરીશ મતી ન નિચી, ખુ ચશે તે કટારી".
તનમનમા-તનમનમા,ધુનધરીભારી ભય કારી,
ગરવ લોભ લાભ અને હ કારી, દીલથી
કહ્યું એમ પુકારી, 'બસ હું', હુ, હુ,
ખલકતનો ખાવીદ હુ—સૌ પડો પાય
મુજ સુમરણ ખાતર સર ઝુકી—
સર ઝુંકી —૨

મે કીધુ, મે દીધુ તમને અંનદાન,
જીવતદાન, અંધકાર સ્થીતીમાથી કહાડીને
બાહર, ગ્નાન સરસ દઇ કીધા હુશિયાર,
કિરતાર હુ ખલક ફલકનો–ગાવો
મુજ વખાણ—૩

પાનું ૮. (3)

### જમશેદે ચારે અંજુમનનું નજરાંનું

### લેતા કહેલા ગરૂરના સખુનો.

### રાગ માળા.

### રાગ બેહાગ.

હરખના આભારો જણાવુ શું
અથોરનાનો માનુ છું—મનસે—૧
દસ્તુરોને દાવરો, દીનના અકાબરો,
હું છું દીનનો દાદગર, તમ છો મારા નોકરો,
નમન કરો, અકાબરો–આ દસ્તુરો ને
દાવરો—હરખ.—૨

## રાગ યમન.

ઓ નરો બળમા પુરા, કળમા વીરા, જગમા
સુરા, તમ દેવબધ, રથેસ્તાર, સીપાહસાલાર
ઇરાનના, મજુર છે તમની નજર,
હુ છુ તમારો દાદગર, રહેબર ખુદા,
તમ છો મારા નોકરો, રથેસ્તારો,
ઓ દસ્તુરોને દાવરો— હરખના આભારો–૩

## રાગ દરબારી કાંહાનડો

હુતોકશાનો નેકનામો, નામેવરો કારીગરો,
ભારી ભલી કારીગરી છે,
તમની શોધોથી થઇ છે,
કુલ જગત ભારી અજબ,—મજુર છે
તમની નજર—હુ છુ તમારો દાદગર,
રહેબર ખુદા—તમ છો મારા નોકરો—
નમન કરો–હુતોકશાનો–
ઓ દસ્તુરો ને દાવરો.–૪

## રાગ કેદાર

ઓ તમ ખુરજીગરો, ખુરજીગરોના જીગરો,
દુનિયા સમારી આસમાની, જતને કરી
બહુ પાસબાની, વાસ્ત્રીઓસાની નેકનામી,
તમની બહુ બુલદ છે—
મજુર છે તમની નજર–૫.

---

(4) પાનુ ૯

## જમશેદને રૈયતની અરજ.

## રાગ યમન-બીલમપદ

ઓ તુ જમશેદ, બળમા બેસ, અકલે સરેષ્ટ,
કર મહેર ગમ કાપી જા–ઓ—૧
તારે કોણુ જમ વન, અદા હમ બેચાર,
કર મહેર તજ કહેર, આધાર સુની વીનતી
હમની માનો, બખ્ત કાજે સખ્ત વખ્ત,
ઓ તુ દાતા–તારો—૨

પાનુ ૯ (5)

## જમશેદને વઝીરની શીખામણુ

## રાગ બીહાગ ખ્યાલ.

જીદગી બરબાદ છે, રે ખુદા તુ વિના
કુલ ફના, કુલ ફના, તુ વિના છે કુલ ફના–૧
જ્યા હોય ખુદા તારૂ મુકામ,
ત્યા જા તુ મારા કલામ.
કર જમનો તુ ગરૂર તમામ–
કુલ ઈરાનની ફરીયાદ છે—૨

---

પાનુ ૧૦ (6)

## જમશેદની નીરાસી

## રાગ દેસ. બીલમપદ.

ભાઇ જાવો તમે, મારૂ તનમન દરે ડીર જો,
ના મુજનું મન તમે દુખાવો–
સીધારો મહાલે ભલે—૧
દીલ મુજ દરદી, મગજે ન શાતી,
ગયુ નુર તજી કાતી,
નુર ગયુ જમનુ, નુર પુર વન,
જમનો દુત ખડો, ધરી પયગામ—૨

---

પાનુ ૧૦. (7)

## જમશેદનો સતાપ

## ગઝલ. પીલુ—બરવા

રાજ ગયુ તારાજ થયુ–ગુલઝાર વતન,
સુદર ઇરાન,
આમ અદર ખાક થયુ–દીલદાર વતન,
સુદર ઇરાન—૧
પાય તખ્ત બુલદ બળવંત—
તખ્તે જમનો આ શુ હાલ,
કા બળી બાળે છે જમને–ગુલબહાર વતન–
સુદર ઇરાન–૨
હે! અલમરજ બુલદ બલખ—
વહાલા વતન પહેલવાનોના,
તમ થયા છો જમથી ખ્વાર–ગુલદાર વતન–
સુદર ઈરાન–૩

(8) પાનુ ૧૧

### ઇરાનીઓનો સંતાપ.

પીલુ

ગુલજાર વતન–ઇરાંન વતન–
તારી આગમા થાઇ ખુવારી,
તારી સરજત કેવી ન્યારી—૧
દીલદાર વતન–ઇરાની વતન–તારી બુલંદ
ઇમારત ભારી, કરે આગ સાથ દીલદારી—૨
તખ્તે જમશીદના હાલ જુવો,
પારસીઓનો કેવો કાળ જુવો,
થયુ વતન ઇરાન પામાલ જુવો,
ખુવાર વતન–બરબાદ વતન–
તારી જમથી થાઇ ખુવારી.
તારી સરજત—૩

---

(9) પાનુ ૧૧.

### મનને શીખ

કલ્યાંન–જી જોટી.

જાણુ ભાઇ, જાંણુ ગરૂરી, જગમાં બહુ ઝેરી,
પ્રથમ આદમનુ મન હરખાવે, અ તે થાય વેરી ૧
અમીરના તે ફકીર બનાવે-આસ આપે પેહલી,
પળ પળમાં તે રંગ બેરંગી-રંગ ખેલે બદલી.૨

કહાવ

પારો સુણો હમદીનો, સુણી સૌ લેઓ
કાન ધરી, ગયુ વતન પારસી,
ખોયું વતન બેમુલ ઇરાન, ગરૂરે મસ્ત થાયો
જમશેદ, ખોયુ રતન પારસી

---

(10) પાનુ ૧૧.

### જમશેદનો ફકીરી હાલ.

ગજલ–જી જોટી.

શએર

દૌલતનો દરજ્જો છે દરદી,
દુઃખ બીજુ બદતર નવ કોઇ,
ધન દૌલતને માલ ખજાનો,
અ તે ફકીરી તખ્ત ખોઇ,
હાય જમ! આએ ગમ! આ સીતમ!
આ જુલમ!
ઓ ગરૂરી, ઓ ફકીરી, ઓ અમીરી,
ઓ હકીરી,
બદનસીબે આ ખુવારી,–તન કંફન વન
હાય કરમ—હાય જમ—૧.

શએર.

કોણ થયો આલમમે
જમ સમ શાહોનો શહા,
ઉડતી હતી ઇરાંન અલબરૂઝ
ઉપર જેની ધજા.
કોણ થયો આલમમે
જમ સમ દસ્તુરે દસ્તુરાંન,
જેણે કીધુ બંધ મોતને,
એવો નબી તે વક્ષુરાંન
થઇ ગયો તે દસ્તગીર, રાહબર દીન ઇમાનનો,
કતલ થાયો ગરૂરીએ,
તે પારસી શાહ ઇરાંનનો.
તાજ ગયુ તારાજ થઈ,
રાજ ગયું સહુ સાજ લઇ,
આબાદ વતન બરબાદ થયું–
હાલ ફકીરી ઓ કરંમ—હાય જમ—૨.

---

(11) પાનું ૧૧.

### જમશેદનો બુરજીગરો સાથ મીલાપ.

કારી–જીલ્લો.

અધધધધધધ ગરજે ગગન ભારી,
કાળાં કાળાં વાદલ ગરજે ધનનનનન,
છાઇ ઘટા ઘનઘોર કારી.—૧.
એક તો વીજળી ચમચમ ચમકે,
બીજે તો તુટે વાદલ ભારી.
ત્રીજે ચમકે સો જોહાકી જુલમથી,
જમ વન હમપર સીતમ ભારી–૨.

કટાવ

જોઇ જમનો હાલ ફકીરી-
નુર વન જમની સીકલ પીળી
ના પિછાણી શાન-ભલા તે ખુરજીગરોએ
જાન-કરે કોણ જમશેદની પિછાન-
ચહડી તે પડયો ખાક દરમ્યાન,
અન વન ભુખે જીવ તળમળે,
જળ વન પ્યાસે કંઠ સુકાયે,
દેહ લથડી થાઇ ગઇ દુરબળ-પગે ફોલા-
હાથે છાળા, દુશમન પુઠે-
આગળ પાછલ-ના નિન્દ કે ના ચેન,
પડે દીન રેન-રડી કહ્યુ જમશેદે,
પ્યાસો ! અરે યારો ! હુ પ્યાસો-પાઓ પાણી

## ઉપલીજ રાહપર

ચકચક ચમકે ચસમ ભારી,
નુર વન જમની સીકલ ખુરશેદ સંમ.
પળમા પીછાંની સુરત પ્યારી. અધધધધ-૨

કટાવ

જોઇ જમનો હાલ ફકીરી-રડે ખુરજીગરો
છાતી ફાડી શાહ તુ ઇરાનનો,
આ શુ તુજપર આજાબ,
હાલ ફકીરીથી ગા બદતર-ઇરાન થયુ બરબાદ
રાજ ગયુ, તાજ ગયુ-સાજ સાથે દેશ,
દેશ સાથે વેશ ગયો-છુટા પડયા સૈ ખેશ-
વતન ચમન ગુલઝાર જેવુ-આગે થયુ ખુવાર-
હાલ ફકીરી તનપર લટકે, સફેદ થયા
કાલા કેસ—ઓ હઝારા રાજ તાજ-
ઓ નબી પયગમ્બર બાદશાહ, શુ ગુનાહ
કીધો તે એવો-કે આવો પડયો કોપ ખુદા.

જમશેદના સુખન

રાસ્ત છે સુખન કે ગફરી ગુમાની,
તજી દેજે બદા તુ અભીમાની
ઓ બલાગત લોભ અને લાલચ દીવાની,
અએ આદમ તુ મુકજે,
એ ચારો ઉપર પાણી

પાનુ ૧૨ (12)

## સમન્નાજની મોહબત.

ગઝલ. પીલુ ધનાશ્રી

ગુમ થયુ ગોહર ઇરાની કીસમતે તારાજ થઇ-
જમથી લાઇલાજ થઇ.
કા રૂઠીયો જાલમ જમ, જમશેદ ઉપર
નારાજ થઈ, શુ કસુર બેકાજ થઇ-૧
પાદશાહી, આશનાઇ, એકદમ ખુવાર થઇ-
હાલત બેકરાર થઇ.
ઝોહાકી ગજબે સમન બેસાજ થઇ-
તાજ વન તારાજ થઇ-૨.

શએર

જુલમ મારી ચોતરફ ફેલાઇ ગયો જુહાકનો,
તારાજ થયુ ઇરાંન વતન, જમશેદ થઇ
ગયો ખાકનો.

પાનુ ૧૩. (13)

## અરનવાજની દીલસોજી

જેજેવ તીનો લહેરો.

ગમીની નથી કાઇ કમી, ગમી બસ ગમી રહી છે,
રૂમ રૂમમે ગમી, ગમી બસ ગમી રહી છે.
આ કોઈ દુખીયારા પર ગમી
બસ રમી રહી છે,
દલ દેખાવે કોઇ સુરો, પણ સરજત
ભમી રહી છે-૧.
જાગ ઓ મુસાફર દુખી છે ખરે કોઇ,
દીસે છે બીચારો જુલમથી મરે કોઇ
જાગ ઓ મુસાફર અરે ગમખાર,
કા ચમકી ઉઠે એમ ઓ બેકરાર.
શુ આસમાની દોરમા ડુબલો છે તું,
શુ જોહાકી જુલમથી ધ્રુજેલો છે તુ-૨.
કોણ——બહેન—અરનવાજ
ઓ——ભાઇ જમશેદ—તુ

પાનુ ૧૩ (14)

## જમશેદનો પસ્તાવો.

મીયાનો કાંહાનડો.

બસ આરામના દીન ગયા, ભાઇ આવા,
વિપત જ જાલના, ઓ સમાચાર-ચાર-૧

પાપ નસ મોત રહાલ-સુખ નિવાર,
સુરત મોતની લાગે પ્યારી વાર-વાર-૨

---

5) પાનુ ૧૩.

અરનવાજનો દીલાસો.

ભેરવી.

ભાઇરે—તારા ચલકતા તારા તુટા
ભાઇરે—તારા નસીબ તાલેવંત ફુટા
ભાઇરે-તારા નસીબ—૧
કુદરનો વિચાર આયો, જુહાક ધાડ લાયો,
ખુદાઇ માર આયો-ગજબનો ગાર આયો,
આખર આ સાર આયો, ભાઇરે-
તારા ઇલાજ સરવે ખુટા—૨

---

6) પાનું ૧૪.

સમ નાજની મોહબ્બત

કલ્યાણ ચતરંગ.

ક્યરાન દીલે અજબ રહી છું, આયો ગુની,
ગુનવંત લાએક, રૂડો દીલજાન મહેબુબ
કારણ, દરશન સમાન પુર ચાહ—૧.
હારે મારે માટે માટે તુંઇ તુંજ તુઇ,
મન ધીર મારા ધીર ધર, ધીર ધર, ધીર
વીરજ તુંઈ, હીમ, હીમ, તન મારૂ,
જા બરફ ક્રાંની—૨
તનમન છે એ પર વારી; જમ જાણે શું
મુજ મહોબતનો રેલો, હારે હારે ગમમા,
તન બગડે રે હા—જમ જમના મોહોબત
ગમમા, હરતી ફરતી ધકમા, ધડકે પ્રાણ,
માણ, હાં હા હાં—૩.

---

(17) પાનું ૧૪

સમ નાજનો અંદેશો.

પીલુ બરવા

નાજુક છે તુરાની, દીલ બહેલાવે મનમાની,
ચશ્મો ચમકે બે હીરકણી-ઓ જોબનવાલા-
ગુણ ગાવું હું શું તુજ લાખો ગણી—૧
કોઇ અવલાદે અબ્બલ-દીસે નુરભરી સીકલ,
તન બદન પર કેમ રહે ગમી ઘણી-
ઓ ગમવાલા—
કહે જમ વન હોય તુ બીજો ધણી—૨.

શએર

પેશાની નુરમંદ હતી તે થઇ ગઇ તારાજ કેમ,
દોસ્ત ખુદાનો પ્યારો તું, તાજથી બેતાજ કેમ.
ગરદીશ થાઇ શુ એવી, આ જમાને જમશેદ,
ગરદીએ ગયો થઇ ગુમ, આ ઇરાનના
ખુરશેદ.

---

પાનું ૧૪. (17)

જમશેદે પોતાનુ બયાંન કીધુ.

કાલી ગડા.

ઓ નાર આલા, સુણ હાલ મારા,
એક આ તરફથી, એક આ તરફથી,
નસીબે ચાળા, કીધા નિરાળા,
એક આ તરફથી, એક આ તરફથી.
ઇરાનપર આની બલા બહુ કાલી,
એક આ તરફથી, એક આ તરફથી;
જબર જોહાકી લડાઇ ચાલી,
એક આ તરફથી, એક આ તરફથી.
ગયો ભુલી જમશેદ ખુદાઇ,
એક આ તરફથી, એક આ તરફથી;
ખુદ ખુદાથી મલી જુદાઇ,
એક આ તરફથી, એક આ તરફથી
થયુ વતન તારાજ આગમે,
એક આ તરફથી, એક આ તરફથી;
મહેલો હવેલી પડયા ખાકમે,
એક આ તરફથી, એક આ તરફથી
ખોઇ રાજ જમ નાઠો વનમે,
એક આ તરફથી, એક આ તરફથી;
જોહાકી ઝુંડો ઉડે વતનમે,
એક આ તરફથી, એક આ તરફથી.

ચહડી ખુમારી ગરૂરે ભારી,
એક આ તરફથી, એક આ તરફથી,
ખુદ ખુદાને દીધો વિસારી,
એક આ તરફથી, એક આ તરફથી.
હોશ અકલ ઉડી ગઇ સદાની,
એક આ તરફથી, એક આ તરફથી,
સુખી રૈયત થઇ પડી બિગાની,
એક આ તરફથી, એક આ તરફથી
પગે છે છાળા પડયા બહુ કાળા,
એક આ તરફથી, એક આ તરફથી,
નસીબે આળા, ક્રિધા નિરાળા,
એક આ તરફથી, એક આ તરફથી.

---

(18) પાનુ ૧૪

સમ નાજનો જમશેદને દીલાસો

માર્ચ

હો જમાના ધીરે, ધીરે, ધીરે, ધીરે,
મારી વારો,
કા કરે જમને ઠાર—૧
એ જમ રહ્યો 'ને તુર ગયુ,
રહ્યુ ન બીજુ કઇ,
એ દાહડા દુખના કયા રહ્યાતા,
જમ તારા છુપઇ
ગરૂરીથી ચતુરાઇ ઘટી, દુખે ઘટયુ શરીર,
પાપથી રાજ તારાજ થયુ, એ ઇરાનની
તકદીર
ખુટીથી જમની કુલ તદબીર–ગરૂરી એ મોટી
તકસીર
હો વીરા ધીરે ધીરે–ધીર ધરી ધીરે,
દુખો નિવારી–મહારે મહોલે પધાર—

---

(19) પાનુ ૧૬.

સમ નનો વીલાપ-

મુલતાની મુસ્તઆદ.

મલ ફરી એક વાર તું દીલદાર ખબર લે-
એક વાર ખબર લે.
મુશ્તાકે મુલાકત છું, ભરથાર ખબર લે-
એક વાર ખબર લે—૧
બાજારે મોહબતમે કીધી, હર જગે તલાસ-
પણુ અતે થઇ નિરાસ,
દીન સદા છે તુ વગર, બિમાર ખબર લે-
દીલદાર ખબર લે—૨
દુનિયામે બાકી રહી મને નહી જીવની દરકાર-
તુ વગર દીલદાર
જીંદગીથી બસ થઇ લાચાર ખબર લે-
દીલદાર ખબર લે—૩.

કટાવ

જારે જા હવા એકદંમ, સુખન
સમનનાજના લઇને
કહે જમશેદના કાનોમા હલવેથી
જરા રહીને ! મલી તુ જા, નહી તો દમ,
જશે એકદમ હવા થઇને

---

(20) પાનુ ૧૭.

જમશેદનો પસ્તાવો

પીલુ.

અરે ઓ ખલકતવાલી—તારી મરજી.—૧
કિસમ કિસમના કીધા ગુનાહ છે,
બની બહુ અભેમાની,
ખુદ ખુદાની ખુદાઇ ઉપર,
મે ફેરવ્યુ પાણી
હુ ભુલી ભવીશને બન્યો બેઇમાન,
કીધી સઈ નાદાની,
મે હકતાલાના હુકમ તોડી,
લીધી બલાઓ તાણી.
હવે કેમ કરી શકુ અરજી—
તારી મરજી—૧
મે બલ્ખ, બાખડી, ઇરાન વસાવ્યા-
મે વસાવી વસ્તીવારી,
કરી અલબરૂઝપર આતશ રોશન,
કીધી બદગી પ્યારી,
મેં દેવ દરૂજો કરીને નાબુદ-
દુનીયા દીધી સમારી,

ખતમ થશે જમશેદી કાલથી—
અજલ ઉભી પુકારી.
કાં સરજત એવી સરજી——તારી મરજી—૨

---

(21) પાનુ ૧૭.

જમશેદની ખુદાને અરજ

ભૈરવી-મુસ્તઝાદ.

લાખો કીધા મે લાડ ઓ બાપ,
તારા અમલ અંદર-દીવાનો બનીને,
એ પાડ તારો કેમ ભુલશ,
ઓ દાદગર દાવર-બીગાનો બનીને—૧
ગરૂરીથી ફુલી ફુલી, બનીયો બહુ ભારી-
ના હોશ રહી સારી,
શુ શુ જોઇ મે ગરદીશે,
રંગીન મજેહદારી-મસ્તાનો બનીને—૨

શએર

હાય કરે જમશેદ અને નહી સાભલે તુ
ઓ ખુદા,
જમશેદના ઓ દોસ્ત ખુદા, જમશેદથી
કેમ થાયા જુદા
ના રહી દીન, ના સલતનત, ના હકુમત
બાકી રહી,
ના રહી જમની જમશેદી, જુવો આ
હકીકત બાકી રહી

---

(22) પાનુ ૧૭

જમશેદની ઝોહાકને અરજ

ગૌરી.

જયારે જમાનો થયો નહી મહારો,
થશે તે તહારો કેમ,
વિચાર ઓ અઝીદેહાક તુ એમ —૧
જયારે જુની રાહ ફરિયો આફતાબ,
જગત થયુ અંધકાર,
ધરતીએ ધ્રુજી કીધો પુકાર —૨
બુરા નસીબ ઇરાન વતનના,
કીધો જમશેદે ગરૂર,
હતો જે દોસ્ત ખુદાનો પુર.—૩
ખતમ થઇ જમશેદી શાહી,
હોય હવે શુ આસ,
મજાહ નહી જીવવામા રહી ખાસ —૪
ગયુ રાજ તાજ ને વતન પ્યારૂ ઇરાન.
એ વતન વન ગુલશન લાગે વેરાન.
કર કતલ મને કે બને સુખી આ જાન
જુવો હકિકત આ છે વતનની,
થયુ ખાક તે કેમ,
વિચાર ઓ અઝીદેહાક તુ એમ.—૫

---

(22) પાનું ૧૭.

જમશેદની છેલ્લી બંદગી

ગંધાર ધ્રુપદ

દાતા મહારા ખાકનશીન જમશેદ,
હવે તુ પાસ સિધારે —૧
ઓ દાતા મહારા—હું ગુનાહગાર,
ગરૂરીની જીંદગી થઇ પુરી,
હવે લે સંભાલી-રવાનને મહારા,
દાતા—આધાર તહારે.—

---



# ઓહાક અને ફરીદુન



લાઇન ૬૫૪ પાનું ૧૯

એવલીસે કુદરતની બલીહારી ગાઇને ઝોહાકને ઉસ્કેરવો.

ગૌડ મહલ્લાર

રંગલી રસીલી બની રહી બહાર,
ખીલે સજી સ ગાર—
રગ બહાર, કલીય ન કરે ખીલી પુકાર—૧
સુદર સરોદે રળીઆં,
પંખી પ ખેરા મધુર પપૈયા,
જોબંનમે ખીલી ઘટા નવેલી,
છલકેલી. ચ દન ચ બેની, રંગીલી અલબેલી,
દવના 'ને ચંપા, શબ્બુ સજેલી,
નૌબત બહાર, મીસલે. ગુલઝાર—૨ ગીલી-૨

---

(1) પાનુ ૨૪

બાનુ અરનવાજે શાન્તી માટે ઝોહાકને દીલાસો દીધો

પીલુ–બરવા

અરે ધીર ધીર ધર સરતાજ,
બલ બલ જાવુ રે—૧
રાજપતી તું. ખલકત તારી રે,
કા શાન્તી થયો મોતાજ—
બલ બલ જાવુ રે—૨.
રજની રાજ તારી, ભય ભરી ભારી રે,
શુ સ્વપને થયો નારાજ—
બલ બલ જાવુ રે—

---

(2) પાનું ૨૫.

માદર ફરાંનકે ગાયલુ હાલરડુ.

દેસ–માડ.

રબ વન્દન કરતી દાસી,
હુ ઉભી ગભરાતી રે,
મારી મુશ્કીલ કર આસાન,
મને દે શાન્તી રે—૧
મારા પુતના દુખડાં જોઇ,
સુકાઇ મારી છાતી રે,
મારા સદગુણી સુતને ઉગાર,
દુવા ઉભી ચાહાતી રે—૨
પુત દુધ વન તરસતો જોઇ,
માત અકલાતી રે,
લઇ ઉછંગે લેટાડી માત,
ગીતડાં ગાતી રે– ૩
મારો બાળ થશે ભુપાળ, જીની જુલમાતી રે,
થશે ઝોહાકનો તે કાળ, વધે વિખ્યાતી
રે—૪

---

પાનુ ૨૬ (3)

બાળ—ફરીદુનથી તેની માદર ફરાંનકનું છુટુ પડવું

સોરઠ—મહલ્લાર

કઠ તુજ દુધ વન તરસેરે,
તજી માત દુખી તારી કયા ફરશે,
કઠ તુજ તરસેરે—૧.
પુત પ્રાણ તને જાઉ હું છોડી,
આશા ઉમેદોની સોપીને જોડી,
ધડક, ધડક, મારૂ દીલ ધડકે,
રબ સ કટોને હરશેરે—
તજી માત દુખી તારી કયા ફરશે,
કઠ તુજ તરસેરે—૨.
પશુ-પંખેરા લેજો સભાલી,
વન-વગડામાં ફરીદુન બાલી,
તડપ, તડપ, દીલ પુત વન તડફે,
કઠ તુજ તરસેરે—૩

---

(4) પાનું ૨૯.

ફરીદુને પોતાના બાપ માટે ફરાનકને સવાલ કીધો

કલીયાન.

આજ માત એક વાત પુછું,
સુણ ભેદ–ભરમથી ભરી—૧.

ભુલ ભાંજીને ભેદ ખોલ તું,
કહુ તુને કરગરી
કસમ ચશમના તુને છે મારી,
એસુ નહી ઠીર ઠરી.
કહે બાપનુ નામ, હાજ દીલ ધરીને
(જુલ) કહે દીલથી દુર ગમ કરી
કોણુ પીદર મારો સરવરી
શુ બની બીના છે ખરી
હે! ચર્ખ બાજીગર અજબ તારી છે અદા,
તું મુકે કદી નહિ રંક રાય 'ને ગદા
દીલ તડપી રહ્યુ હર ઘડી,
ના પડે ચેન કઇ જરી,
વાત કહે ખરી;
દુખ હરી-સુખ કર દીલને મહારા,
રહેમ મુજ પર કરી,
ભુલ ભાંજીને ભેદ ખોલ તું,
કહું તુને કરગરી—૨

---

(5) પાનુ ૨૮

ફરીદુનને ફરાનકે વાકેફ કીધો
કલીયાન-જીલ્લો

શું કહું ઓ તુરે-તુરાન,
સાભલ સુરા દીલજાન,
આજે હુ ખુશીથી ખોલુ જબાન-૧.

શએર

બાળપણુમા વેઠી વિપતી,
પડયા દુખના પહાડ
દુશમંન પુઠે લાગ્યા તહારી,
સંકટનો નહિ પાર
ઓલાદે તું સપુત શાહી,
પેશદાદી હકદાર.
દુશમન તાગે થયો બાવરો,
જોહાક જુલમગાર
તહારા ચકબાલ 'રોશંન' સમાન
આજે હું ખુશીથી ખોલુ જબાન—૨.

શએર.

હતો બાળ દુધમળ તું જ્યારે,
લઇ નહાઠી વતન બહાર
દુધ વન કઠ સુકાયો ત્યારે,
ગઇ પોરમાય દ્વાર.
પાળી પોશન કિધું તહારૂં,
પોરમાય બની તુંજ માત.
મોટો થયો તું સપૂત મહારો,
સૂખની પડી પ્રભાત
થશે તું શાહે-ઇરાન—
આજે હુ ખુશીથી ખોલુ જબાન—૩

---

પાનુ ૨૯ (6)

વતન ઉપર શું શુ કુરબાન છે.
ગીરનારી

દુનિયાની દૌલત-હિમાતીની હિમત,
સુરવીરની તાકત-હકિમોની હિકમત.
દલેરની દલેરી-સિપાહોની સરજત,
આબેદની અકળ-સતીઓની અસમત.
અરકાને-શાહી, અને બાગે બોસ્તા,
એ સહુ વતન 'ને વતન પર છે કુરબા

---

પાનુ ૨૯ (7)

ફરેદુને પોતાની માદરને દીલાસો દીધો.
દેસ-સોરઠ

ના કર ગમની વાત માત મારી,
ના કર ગમની વાત.
હકતાલાનુ નામ લઇને,
કરૂ દુશમંનની ઘાત—૧.
દેશ દાજ દીલ ધરી દીલમાં,
જપુ ના દીન રાત,
હામ ધરીને કામ કરૂં,
તોડું જોહાકનો જુલમાત.—૨

---

પાનું ૩૩. (12)

કાવેહની ઉશકેરણી.
ભેરવી-સિન્ધ

ચાર દિવસની ચાંદની અંદર,
જેર જુલમ છળ કરશે.

સમજ સમજ મન, તારી મારી છોરી દે,
કરશે તેવુ ભરશે-જગતમા
સ્થીર કદી નહિ ઠરશે —જગતમા-૧.
દેશ ધર્મને તજી દીએ જે-
કદી સુખે નહિ ફરશે,
અંત કાળે દુખ સહી સહીને-
કરશે તેવુ ભરશે—જગતમા-૨.
દગલબાજ બહુ નમી નમીને-
દીલ દોસ્તના હરશે,
પુણ્ય કરે નહીં એક પાઇતુ-
કરશે તેવુ ભરશે—જગતમા-૩
મોહોડે મીઠું મીઠુ બોલી-
નામ ખુદાનુ સ્મરશે,
અહી અછડાઇ તહી પછડાઇ,
કરશે તેવુ ભરશે- જગતમાં-૪

(13) પાનું ૩૩

ફરીદુને લડવા માટે પુકાર ઉઠાવ્યો

બેહાગ.

ઉઠો સગ છોડી રંગ-લેવા ખગ જાગોરે,
કરો તંગ-કરી જંગ-દુશમન ભાગોરે—૧
છોડી ગમ-છે કસમ-અ-જુમન રાગોરે,
ઝમ નામ-ધરી હામ-ઝટ કામ લાગોરે—૨

શએર

સુર ધરી સુરવીર વીરાઓ, ધરો દેશની દાજ,
હામ ધરીને કામ કરો તો, રહેશે તમની લાજ
મલે માન-ઇરાનીયાન-ઞાવેયાન જાગોરે-૧
એક સંપથી મળી કરો, વતન તણા દુખ દુર,
મારગ ફત્તેહનો છે રોશન, બેશક એજ જરૂર
મલે માન ગાવેયાન-ઇરાનીયાન જાગોરે--૨

(14) પાનુ ૩૫

ફરીદુનના લશ્કરની કુચ

કલીયાંન ધ્રુપદ

(બહારનુ)

ધુમ ધુંમ, ધુમ ધુમ, ધુમ ધુમ,
ઝુમ ઝુમ, ઝુમ ઝુમ, ધુમ ધુમ,
ધમાલ ધાડ ધાયેજી—૧

ઘોલક ધમ ધમે ઢુ ઢુ, ઢુ, ઢુઢુ,
ભુમલ ભુકે, ભુ ભુ, ભુ, ભુ ભું,
વાધ્યો વાગે ઘુન ઘુન, ઘુન ઘુન,
વાગતુ પડધામ, ક ડ ડ ડ ડ ડ ડ ડ ઢુ;
ક ડ ડ ડ ડ ડ ડ ડ ઢુ- ક ડ ડ ડ ડ ડ ડ ડ ઢુ;
ખણુ ખણુ ખણુતુ વાગે,
ગણુ ગણુ ગણુતુ ગાજે,
સવારી સજાયેજી-ધુમ ધુમ—૨
વિજળી ચમકે તલવાર તેજ તણી,
કાપે શત્રુ સપ સપ સપ સપ,
બાણુ છુટે સ ર ર ર ર ર ર ર
ભડકો લઇ ઢુમ ધ ર ર ર ર ર ર ર.
ધડકે નેજા કમાન તીર;
ધરતી ધુજે ધડાકબધ,
ધુલ ધુમાડા, ભુમ ભુમાડા,
ભુમી ભુમીએ, સુરજ વાદળ છાયેજી—૩

(16) પાનુ ૩૭.

અરનવાજને ફરીદુને દીલાસો દીધો

વાયેશ્રી કાહ્રાનડો.

શએર.

ઉલટથી ફરીદુને આપી આસ,
કહ્યુ નાજનીનો ન થાવો નિરાસ
બેજાનો પવન દુર નિકળી ગયો,
નસીબો ચલકતો આજે થયો
ગમ ભુલી ખુશીને મનાવો તમારા,
ગયો વખ્ત બુરો, છે બુલંદ સીતારા-૧
દુવા એ ગુજારો દીલથી મહાપારા.
બચાવે ઝોહાકી જુલમથી ખુદારા—૨

(17) પાનુ ૩૯.

સરોશ ચઝદે ફરીદુનને કરેલી બશારત

કાલિંગડા.

અગે સાભલ ફરીદુન જવાન,
સાભલ સુખન દઇને કાન.
એ છે ઝોહાક જાલમ જુલમગર,
ના માર તુ એને કયેદ કર—૧

અને દુનિયા કિધી અપવીતર,
ના ફીધી મિનોછની ફીકર,
અને બાંધી જકડ જેમ પત્થર,
જે કહુ છુ તે પર અમલ કર—૨
એનુ મોત નથી કા તું મારે,
બાંધી લઇ જા દમાવદ પહાડે,
'જયા મલે છે પહાડો બે પાસે,
કર કયેદ એને ત્યા ન નહાસે—૩.

---

(18) પાનું ૪૦.

ફરીદુનની ફતેહમાં ઇરાનની ખુશાલી.

કલીયાંન.

(બહારનું સુધારા સાથે.)

દુખ દલદર સહુ ટળી ગયા,
ઇરાન આનન્દે આજે,
અદના આલા શાદ થયા,
ઝુન્દો ગાવેયાની ગાજે—૧.
કડ કડ ધિન્ના, કડ કડ ધિન્ના,
કડ કડ ધિન્ના ધિન્ના ધિન્ના,
ત્રન ધન, ત્રન ધન, તાસા વાગે,
ધિનકટ ધિનકટ ધિન્ના—૨
ઝમ, ઝમ, ઝમ, ઝમ, ઝાઝર ઝ મકે,
ધમ ધમ ઘુગરા ધમકે
ઠમ ઠમકાળી કડલા ઠમકે
ધમ ધમ ધરણી ધમકે—૩
ગડડ ફડડ ધન ઘટા ચઢીને,
જેમ ગગનમા ગાજે,
ઢે ઢે ઢે ઢે ઢમક ઢંમક ઢમ,
વડા ત્રબાલુ વાજે—૪.

પાનુ ૪૦ (19)

"રબ સિવા નથી કોઈ કાઈ કાંમનુ."

ભૈરવી

નામનુ, નામનુ, નામનુ રે,
સહુ રટો રટન રબ નામનું.
કામનું, કામનુ, કાંમનુરે,
રબ સિવા નથી કોઇ કાંમનુ રે—૧.
ખટપટના સહુ ખેલ તજી દો,
કરો ન કામ કઇ નકામનુ રે—૨.
શરણુ મરણુને અંતે થતુ છે,
ન રાખોજી ભાનને ભુલામણુ રે—૩.
આ સંસાર વહેવાર છે ખોટો,
કાયાનુ દામ બે બદામનુ રે—૪.

# શાહજાદો એરચ.

(1) પાનું ૪૧

જદલે યમન શાહની દીકરીઓની તારીફ ગાઇ

દેસ-કામોદ ધ્રુપદ.

અએ શાહ … .
નાર અનાર સમ-જોઇ જગત ઝુકે,
અદ્ર બદન, સુરત મોહન, મુખ કમળ, નયનો
ચમકે દામની, કામણી—નાર અનાર સમ-
જગત ઝુકે—૧
ચતુર ચપળ, નુર હસીન,
ઝેહરા જબીન, મનહરન,
હસીન રગીન માહે જબીન,
નગીન ઝરીન મુરત મોહન-કામણી;
નાર અનાર સમ જગત ઝુકે.—૨

---

પાનુ ૪૨ (2)

ફરીદુન પાસે જંદલે શાહઝાદીઓની ખુબસુરતી વખાણી.

જી જોટી-જીહલા.

શુ કરૂ ખુબી હુ બયાં, સુણો મહેરબાં,
જુબા બેગુમાંન છે હયરાનજી,

છત્રપતી શાહજાદી લાવ્યા,
શોધી હુ મનમાનજી—૧
હુ ફરી વળિયો ખલક, 'ને મુલકે-મુલક,
આખર કીધુ યમનમા ધામજી,
દીઠી ત્યા મે ત્રણુ શાહઝાદી
નાજુક ગુલ દામજી—૨

(જુલ)

લબો લાલ રૂખસાર ગુલાબી,
જોબન ખુબ આલા
બદન, મુખ, સુંદર ત્રણુ મોહન,
ખિલતી ગુલલાલા,
બે નયનો નરમાસ ભરેલા,
સદભાગન બાળા,
છે અજબ હુસ્નો-રૂબાબ, સુરત મહેતાબ,
જોઇને બને સફળ કુરબાનજી—છત્રપતી-૩

---

(3) પાનુ ૪૩

ફરીદુને પોતાના દીકરાઓને શીખાં-
મણુના સુખનો કહ્યા
પીલુ-બરવા

જનમ લીધો છે જેને જગમા,
દુખ વન કોઇબી ના બાકી,
સદા સુખમા આ ધરતી પર,
નથા થઇ ગયુ કોઇ ખાકી—૧
હુ, હુ, હુ, હુ, મારૂ, મારૂ,
એમ ગમે દમ ભરવાનું,
છપન રગની કાયા છોડી,
અંતે સહુ ને મરવાનુ—૨
ફર્ઝ પહેલ્લી બદાની છે,
બદગી વન નહી સરવાનુ,
ભોલા થઇ જો ભુલ્યા ભક્તિ,
સ્વર્ગ વિના છે રખડવાનુ—૩
રાજ મહાલ 'ને માલો મીલકત,
નથી સદા ઠીર ઠરવાનુ,
ધન જોબન ને ટટાર ટગરી,
જમને જોઇ લથરવાનુ—૪
જવા દો જે કઇ ગયુ હોય તે,
સભાલો જે હોય બાકી,
રખે બનવા દેતા એવુ,
બાકીબી ના રહે બાકી.—૫

---

પાનુ ૪૪ (4)

યમનના પાદશાહે ફરીદુનના
બેટાઓની અકલ તપાસવા
સવાલ કીધો
જી બેટી-કહ્યાંન

જો જો માળી, યમનની બાદે બહાર,
જો જો માળી, યમનના ગુલે-અનાર—૧

શએર.

પુરી પનોતી પુત્રીઓ, લાખો લડી છે લાડ,
જુદુ પડતા જીવ ડગડગે, પડે છાતીપર પહાડ
પુર્ણ મતાપી ધરાનીઓ, સમજો ચતુર કુમાર
ચતુર તમો છો પારખો, મોટી, વચલી નાર
મારી જધરીના સોળે સ ગાર,
જો જો માળી યમનની બાદે બહાર.—૨

---

પાનુ ૪૪ (4)

ફરીદુનના બેટા સેલમે જવાબ દીધો.-
(એજ રાહ.)

તારા કાયમ રહો ગુલ-અનાર,
ખીલો તારી જધરીનો બાગો બહાર.—૧

શએર

ગુલાબ તારા મોટા-છોટા,
ન લાગે પરખતાં વાર,
હરોલમા જે આવી પહેલ્લે,
સહુથી નાહની નાર.
જે ગુલ બેઠુ વચલે ગાળે,
તે છે વચલી નાર;
જે બેઠી છે સહુથી છેલ્લી,
તે મોટી હુશીયાર.
તારો રોશન રહો ચમકાર,
ખીલો તારી જધફોનો બાગો બહાર—૨

(5) પાનુ ૪૭.

**દુખી થાયો ફરીદુન એરચના**
**ગ્રહની ચાલ જોઇ.**
**પીલુ-બરવા ગઝલ**

અરે કહે તુ આસમા, બેવફાઇ કા કરે,
ચાર દીનની જીદગી છે, તુ બુરાઇ કાં કરે-૧
જ્યા હતા ગુલજાર સમ,
બાગો બગીચા દીલરૂબા,
તે કીધા બીસમાર તે,
એવી ખુદાઇ કા કરે—૨
જ્યા હતા રંગ-રાગ સાથ
તખ્તે જમશીદ, જહાનુમા,
ત્યા પડયા મુરદા કબર
અંદર, જફાઇ કા કરે—૩

**શએર**

રંગ બેરંગી ઢંગ કરે, આ ફરતુ આકાશ,
આજ દીપે ઉજાસ તો, કાલ દીપે કાલાશ,
જેણે ગાજી ગજાવિયાં, ગગનને દીન રાત,
પળમા પડીયા ખાકમા, કર્મ કરી કમજાત

---

(6) પાનુ ૫૦

**એરચના બાબમા પોતાનો ફીતુરી**
**વિચાર તુરે જાહેર કીધો,**
**કાફી-દેસ.**

જકડાઉ, પકડાઉ, લટકાઉ, છટકાઉ,
જમધર—ખંજર મારી, ચમકાઉ, ધમકાઉ,
મક્કર કરી ભારી—૧
અકલાઉ, કકલાઉ, ગભરાઉ, દબરાઉ,
જીકર ફિકર ના કર કાઇ મહારી--૨

**શએર.**

અહંકાર જેને મન વસે
'ને દીલ ઝેરી સાંપ છે,
અપકાર જેની રગરગે,
નરમાસ સમજે પાપ છે
સદગુણ જેમા કંઇ નહી,
અવગુણનો ભંડાર છે,
પાખંડને પ્રપંચનો,
ઉત્તમ એ અવતાર છે...જકડાઉ-૩

પાનુ ૫૦. (7)

**તુરના પેગામચીએ ફરીદુનની**
**તારીફ કીધી.**
**પીલુ કહારવો.**

તારી શાહી સલામત—ઓહો
જીવો રાજન મારા-તારી શાહી સલામત
તારી રોશન રહો સરજત-ઓહો!
જીવો રાજન મારા-નારી શાહી સલામત-૧
દુખ હરનારા, સુખ કરનારા,
તારે આધારે રઇયતં-જીવો રાજન-૨

**શએર**

અએ શાહેઆલી નામવર,
અએ દસ્તગીરે કુલ જેહા,
કાયમ રહો એ જહાનમા,
રોશન સદા તારૂ રવા:
પેગામચી હુ તુરનો,
છે તુર મહારો બાદશાહ.
હાલ હુ બોલી કહુ,
જો મળે તારી રજા
પર દુખ ભંજન, અકલ નિરંજન,
રહો આબાદ કિસમત-જીવો રાજન-૩

---

પાનુ ૫૧ (8)

**ફરીદુને દીકરાઓ ઉપર શીખામણ**
**કેહવડાવી.**
**જીંજોટી-જીલ્લા.**

કાયા કાંપશે કંપીરે—
નિકલશે તનથી જ્યારે જાંન—૧

**દુહો**

લોભ કોપ છે જબરો જગમા,
અંતે મોતનો ભોગ,
સર્વ અહિનુ અહિજ રહેશે,
ના કરશે કોઇ શોક.
સમજી રહો સપીર,
તજી એક દીન જાશે જાન—૨

ખોટી કાયા, ખોટી માયા,
પડે પ્રાણુ કા મોહી,
નામ તેનો સદા નાશ છે,
કજા ન મુકે કોઇ.
જામ મુસાફર જાગ ઝટ તુ,
કા સુતો સુધ્ધ ખોઇ,
પળમા ધસડી જમડો જાશે,
વહાલા રહેશે રોઇ,
જીવ તુ રહે જ પીરે—
તજી એક દીન જાશે જાન—૩
ફન્દ કરે કા ફોતુર સાથે,
બનવા તુ ધનવાન,
હાય લાયે કા હજાર જનની,
તજી ધર્મ—ઇમાન
કરશે તેવુ ભરશે અંતે,
સમજી લે ઇનસાન,
કલેશ કુસપ મનમાહે ધરે,
ધિક ધિક તે હયેવાન
સમજી રહો સ પીરે—
તજી એક દીન જાશે જાન—૪

---

(9-10) પાનુ ૫૨

### ફરીદુને એરચને આશીસ દીધા.

સીદુરા—પદ

ફરીદુન ઉપર કર રબ મહેર તારી,
મુસીબત અંદર ના દેતો વિસારી—૧
સિધાર ઓ પિસર દીલબંદ શહેરીયાર,
તુજ વન રહેશે દીલ બેકરાર,
મન કહો, તન કહો, જીવ કહો મારો,
તુજ વન જીંદગી પડશે અકારી—૨
સફર આ સફલ કરજે પરવરદેગાર,
ભલી નેમ તારી પાડે તે પાર,
જુદાઇની જલનથી જીંદગી દીવાની,
સપુત તુજ વન જગ દીસે અંધારી—૩

---

પાનુ ૫૪ (11)

### નિરહોશ એરચે પોતાના ભાઇ તુરને પોતાનુ ખુન કરતો અટકાવવા માટે અરજ કીધી

જોનપુરી ખ્યાલ.

માનો, માનો, ભાઇ એટલી અરજી,
વિનતી કર જોડી કરૂ,
અંતકરણ કા કરો કઠણુ,
મારી વિનતી માનો, ઓ ભાઇ—માનો—૧
જગ ઠગ જુઠી અતી ઠગારી,
જીવ જોબન જશે નિવારી,
કઠણુ વચન વદો વીના વિચારી,
દયા દીને જરા લેઓ ધારી,
મારી વીનતી માનો, ઓ ભાઇ—માનો—૨

---

પાનુ ૫૪ (12)

### દગલબાજ તુર એરચનુ ખુન કરવા તઇયાર થયો.

કાહાનડા—બહાર

બંધ કર તારી ખટપટ આ સમે,
જીવીને કદી ના ઠરતો,
ચુપ ચુપ રેહ ચંડાલ,
મરી રેહ ખટપટ કરતો,
હવે તુ છુટે ના મુજ હાથમાથી એક પળ,
પટકી-ઝટકી, જકડી જાલમ તુને
મારૂ કટારી—બંધ કર તારી—૧
ધડી ધડી નહી આવે હાથ તુ,
તે જનમ લીધો શુ કરવા, હમુને નરવા,
છોડ વીનતી, મીનતી, તારી નથી મને પરવા,
તું જગમા જીવે શા સારૂ,
દુનિયાથી કર કાળુ તારૂ,
કાહડુ કાસળ તારી—બંધ કર-૨.

(13) પાનુ ૫૪

**એરચે ખુદાની દરગાહમાં અરજ ગુજારી**

**આસાવરી.**

અએ હવા તુ ઉડી જા જા જલદી,
પેગામ મારો લઇ,
જા ઇરાન કહે તુ જઇ,
આ હાલત મહારી થઇ—૧
અએ બારે ખુદા કર માફ મહારી,
કસુર હોય જે થઇ,
ગઇ આસ મારી કરમઇ,
હુ કહુ કોણુને જઇ—૨
આ ભાઇ થયો જલ્લાદ ભાઇનો,
કતલ કરે હરખઇ,
સધેશો કહેજે જઇ,
નાહક મરૂ છુ અહી—૩

---

(14) પાનુ ૫૫

**એરચના મોત ઉપર ફરીદુનનો વિલાપ**

**બિહાગ-ધ્રૂપદ.**

અરે! હુ તારો બાપ, બેટા, બોલની,
ખુની ભાઇઓએ કીધી ઘાત,
બાપ મરણુથી તારો થયો કેવો બેધ્યાન-૧
મુવો પાપી તુર ગુવો,
જખમ આ, કેવો રે, કારી છે,
મુવો ભાઇને હાથે થાઇને બેજાન,
સુરા, વીરા, ચદ્ર નીશાણુ-
બેટો મુવો જમ જુવોરે-કદરદાન-
હું તાગ—૨

---

**નોરોજ મુબારક.**

**ભૈરવી-પદ**

સુખી તમ રહો સદા દાયમ-
અરે ઓ હમદીનો મારા,
મુબારક નવરોજ હમદમ-
અરે ઓ હમદીનો મારા—૧
સદા નરમાસ, મુખ મીઠાસ-
સદા રાખો દુર કકાસ,
ખુદા બર લાવે સહુની આસ-
અરે ઓ હમદીનો મારા—૨
ઝલકતું રહો સદા યકબાલ--
મુબારક બાળ ’ને ગોપાલ,
મુબારક સાલ આ નેક ફાલ-
અરે ઓ હમદીનો મારા—૩
મુબારક દીન જરથોસ્તી-
સદા કાયમ રહો હસ્તી,
થજે નાબુદ વિપત કષ્ટી-
અરે ઓ હમદીનો મારા—૪
સદા ‘ગેશન’ રહો સસાર-
સદા રહો નારનો સંગાર;
થજો ઝુડો જગત આસ્કાર-
અરે ઓ હમદીનો મારા—૫



# આલ અને રૂદાબેહ



(1) પાનું ૫૭

## સાંમે અરજ ગુજારી

### કોસી–કાંહાનડો

મારી ગેબી ખબર રબ લેજે રે,
રાખી જગમે લાજ સુખ દેજે રે,
સાહેબ ખલકત પરવર,
આફત આ તું મુજની દુર કર –ગેબી ખબર-૧
ઘડી એક પલમા બક્ષે તાજ તું,
ઘડી પલમાં તું કરે ભીખારી,
મુજ આજેજની દાદ લેજે –ગેબી ખબર-૨

શએર

કાળ કરંમનો વેરી થયો,
કેમ ઉચકું ગજબ ભારા,
શું શું કરમો કીધા હશે,
મે પુર્વ જન્મ મારા
કર મહેર કરમ કમતર પર,
મને બસ તારો આધાર,
દયા કરી મારા ઉપર,
આ સંકટ તું તાર
છે સાફ મનશની મારી,
તે અંતે આવશે કાંમ,
હર આફત મુશ્કેલમા સાહેબ,
યાદ કરૂં તુજ નામ.

---

(2) પાનું ૫૮.

## લેખ કરમના ફરતા નથી

### ગૌડ મલ્હાર

મીટે લેખ કરમના ન કારા કારા,
ભાગ્યહીન જે હોય નઠારા–લેખ કરમના-૧
ભાગ્યહીનનો ભવ ન સુધરશે,
ભવ સાગર કેમ પાર ઉતરશે;
સંકટ બિકટ અને દુખના ભારા.–મીટે લેખ-૨

---

પાનું ૬૧ (3)

## સીફત ગાઈ રોદાબેની ખુબસુરતીની.

### કલ્યાંન જી જોટી.

બિજ ચંદ્ર ગગન જેમ ચમકે, નારી કાબુલમાં,
ના હેત્ત હિંન્દમે હરીફ, હરીફ નહિ ગુલમાં
શું બયા હુસ્ન મગદુર છે,
ના કોઈ મુકાબીલ હુર છે,
જોઇ ખાક થયો કોહે તુર છે,
રૂખ રોશન ગુલજાર—ચશ્મો મિસ્લે કટાર–
ચિરે જીગરને પાર વિંધી સનનનનંન-
બીજ ચંદ્ર—૧.
છે રશ્કે કમર મહાપારા,
છે કહેરે કજા રૂખ સારા,
છે ઝુલ્ફો દીલ લુટનારા,
લબ લાલ ગુલઅનાર —કમર ખુબ પેચદાર,
ચિરે જીગરને પાર વિંધી સનનનનન—
બીજચંદ્ર—૨.

---

પાનું ૬૨. (4)

## રોદાબેની ખુબસુરતી

### ભેરવી.

અજબ છે નારી—ગજબ છે ભારી,
જાણે પરી રંગીલી આકાસી;
શું તેનો ચહેરો—શું તેનો લહેરો,
જાણે રહ્યો ચંદ્રમા પ્રકાસી—૧.
શું ગાલ તેના-ગોરા ગુલાબી,
જાણે ચમનમા ખિલ્યા ગુલ લાલા,
શું તેની ચશ્મોના કહું નેજારા,
જાણે સાંમના બરછી ભાલા—૨.
શું તેની કમર—જોઇ આવે ચક્કર,
જોતાજ દીલની ઉડે ઉદાસી,
શું તેનો લટકો—ગજબનો ચટકો,
જાણે જોઇ લો પરી આકાશી—૩.

---

(5) પાનું ૬૨.

રોહાબેના જોબંનનો બહાર.

બહાર. ખ્યાલ.

કળી ફુલી ખીલે ગુલજાર ચમન,
જોબન બહાર પુર છલકાતો,
મદ ભરયા નૈનો મારે,
નવરંગ જોબંન બહાર બતંગ–કળી ફુલી–૧
વાર વાર મલકાવે, લલચાવે કામ,
મલવાને શ્યામ, પ્રિતમે ચહેરે ફાંમ,
હોંસ હરખે તલમલે,
તજી અમન ચમન—કળી ફુલી–૨

---

(6) પાનું ૬૪

રોહાબેની પ્રીતની બીમારી.

ગોંડ મલ્હાર. ખ્યાલ.

તરસે, તરસે, તરસે, તરસે, તરસે, મરસે,
બરસે મેહાં નેનન—૧.
તડફ રહી રોશંન મુખ પ્યારી,
વન દરશન બની બેતાબ બિચારી,
ઝુલ્ફ પરેશાં-ચશ્મ ગીરીયા,
નાજ અદા, સુખ આરામ ફેકટ;
દરસ પીયા વન—તરસે–૨.

---

(7) પાનું ૬૪.

જગતમાં પ્રીત વીના શું શું થતુ નથી, તે વીશે રોહાબેનો પુકાર

રાગ-પ્રસંગાનુસાર

અમે બેરહમ સુણ્યો આ જગમે,
પ્યાર વિના દીલ નરમ ન થાતે;
જમીન ન થાતે, સમો ન થાતે,
પ્યાર વિના કરંમ ન થાતે—૧.
અમે બેરહમ સુણ્યો આ જગમે,
પ્યાર વિના હક કસંમ ન થાતે;
ન ફુરસ થાતે, ન ઇશ્ક થાતે,
પ્યાર વિના સનમ ન થાતે—૨
અમે બેરહમ સુણ્યો આ જગમે.
પ્યાર વિના કદી અલમ ન થાતે,
ના બેકરારી, ન હા-ય-જારી,
જુદાઇમા કદી સિતમ ન થાતે—૩.
ન થાતે મોહબત અગર આ જગમે,
પ્યાર વિના દીલ ગરમ ન થાતે;
ન થાતે ખાકી, નહિ મિલાપ,
પ્યાર વિના આ કદંમ ન થાતે—૪.

---

પાનું ૬૫. (9)

રોહાબે બાલની ઉમેદમા.

ગઝલ. સાકી.

ચંદભરી ચંદની, વળી ચમકે તારા,
ખડી રહી ઝરૂખે, મોહન દીલઆરા.
બનીને અધિરી કરે દુર નેઝારા,
જુવે રાહ સનમની, જીગર પારા પારા.
મને ભાવે ભારી, સિકલ ઇસાંનીની પ્યારી;
મને લાગે કારી, જુદાઇ જાણુ શી ભારી-૧.
મને થયો જખમ, હું બની બેદમ,
લાવો મારો સનમ,
આવી રગે જાણુલી રંગારી—મને ભાવે
ભારી–૨.

શએર

મલે મોહન મને જો આજ,
બલા તેની હું લઇ લઉં.
લગાડી છાતી સંગ તેને,
જીગરનો હાલ સહુ કહિ દઉં.
ફસલ આવી મહોબતની,
ઝુલે જોબંન બની તૈયાર;
હિવે અરમાન છે બાકી,
લગાડુ છાતીએ દિલદાર.
લાગી તનમે લગન, મારૂ તડફે
બદન, નહિ આવે સજન,
રમ પેઠો જાણુલી રંગારી–મને ભાવે
ભારી. –૩

---

(10) પાનું ૬૬
રોહાબના બાલની ખુબસુરતી જોઇ
જાલ બોલ્યો.
પીલુ—ધનાશ્રી.ગઝલ.
શએર.
સુંદરના બાલનો હાલ થયો બેહાલ,
જાલ એ જોઇ,
ચુંબનથી કીધું વહાલ, જોઇ કમાલ,
હોશબી ખોઇ.
બની પ્રીતમા લાલ, બોલિયો જાલ,
ચાલ એ જોઇ,
અજબ હુસ્ન જમાલ, અજબ આ બાલ,
તાલ એ જોઇ.
છે અજબ ઝુલ્ફ દિલજાન,
છે અજબ સિહા રંગ કાલા,
છે મનથી મઝહબ બરબાદ,
જોઇ પેચ ઘુંઘરવાલા.—૧
હર તાર તાર લટકાલા,
છે મસ્ત મુશ્ક બુવાલા,
કરે મન હસીને કબ્દે,
પડે દીલપર ઝેરી છાલા.—૨
લબ શિરી દહન ગુલલાલા,
ચશ્મો નરગીશ બે પ્યાલા,
જોઇ જોબંન બાગો બાહાર,
સુકાય નદી ને નાલા—૩

(11) પાનું ૬૬.
રોહાબેએ જાલની આગલ પોતાનો
પ્યાર જાહેર કીધો
ધનાશ્રી-બરવા.
ના બોલ એમ દીલજાન,
થઇશ બદનામ તહારે બદલે,
મેં તજ્યું એશ આરામ, તહારે બદલે
હું ભુલી રંગને રાગ તહારે બદલે,
મૂજ તનમેં લાગી આગ તહારે બદલે.
હું સહીશ લાખો આજાબ તહારે બદલે,
મને નહી જોઇતું પંજાબ, તહારે બદલે
થઇ છું દગીથી લાચાર તહારે બદલે,
મને સૂનું ની લાગે દરબાર તહારે બદલે.

---

પાનું ૬૬. (12)
જાલને પોતાના મેહલમાં આવેલો
જોઇ રોહાબે ખુશી થઇ બોલી.
બહાર
પ્યારા મારા રસીક રસીયા,
નૈનો તરસીયા, દરસ દરસીયાં,
મનમાહે વસીયા.—૧.
જાનો તન નિસારૂ–હાં હાં–પ્યારા મારા–૨.
સેજ સમારી, તનમન વારી,
દિલ લગારી મીલાવુ.
હસી હસી મનમેં વસી,
રંગ રસ પિલાવુ, રસીયાને રિઝાવુ;
મોહન મારા દીલ લુટનારા,
તનમન મારૂં વારૂં તુજપર–હા–હા–હા–હા.—૩.

---

પાનુ ૬૭ (13)
રોહાબેની અરજ.
રાગ-સમયાનુંસાર.
સનમ સિધારો, કરી નવાજેશ,
ચહાવ મહોબત પ્યાર કરીને,
ના શરમાવો, ગળે લગાવો
મિસલ ફુલોનો હાર કરીને.—૧.
જર ’ને જેવર માલ લુટાવું,
કુલ્લે કાબુલ નિસાર કરીને,
બની હું ખુશ દીલ, જોઇ તું દીલભર,
રખે સિધારે બિમાર કરીને—૨.
નૌશ કરાવું જામે મહોબત,
ગળાંનો મારા હાર કરીને,
મગર સિધારે જ્યારે હિયાથી,
સિધારજે કાલો કરાર કરીને—૩.

---

(14) પાનું ૬૭.

મહોબતની જુદાઈમાં રોદાબેની નિરાસી.

તી લ ક—કા મો દ.

શએર.

દીલજાન તજે દીલદારને
રબ લાજ તમ નિભાવજો,
કેમ જશે પલપલ મહારી,
પિયુજી વહેલા આવજો.

હુ તો પ્રીત કરી બસ હારી મારી સજની.
મોહેની સુરત જોઇ, થઇ એકરાર—૧.
કિધી અરજ હજાર, નહિ કરે દરકાર,
મારી ન વાત, હુ તો વિનતી કરી,
તારી હારી લાચાર-હુ તો પ્રીત કરી-૨.

શએર

સિધારો જીગર રાત થોડી રહી,
પછી ભોર કમજાત વેરી થઇ.
સુરત મિઠી નૈનામે રહેશે ઠરી,
દિધો ડાગ દીલને નહી દાજ ધરી.

---

(15) પાનું ૭૦

પોતાની પાક દાંમનની ગવાહી માટે રોદાબેની મેહરાબ સનમુખ જીકર.

દેસ—સોરઠ.

દેશે ગવાહી ચંદ્ર તારા, પાક હમારા પ્યારની,
છે હકિકત એજ સાચી, નેક મુજ દિલદારની.
મારાં ભર ભર આવે નયનો નીરે, હાયરે,
જીવ જાય કઠ વન, જોબન સોહન,
પ્રીત જુરી પરદેશી અભાગન,
દુનીયામે રબ તુ રાખ લાજ—૨
જારે કાગા જારે, જપ્ કહે પીયુને દવારે,
રગ સાથ સાજ ગયો આજ—હાયરે—૨



# રૂસ્તમ અને સોહરાબ.

(1) પાનુ ૭૩

રક્ષ ગુમ થવા માટે રૂસ્તમની ફરીયાદ.

ગાયન—બેહાગ યમન.

શએર.

આ ગજબ નવો છે આજે,
રબ હવે તુ દે પનાહ,
ગુમ થયો રખસ દીલાવર,
એક પળમે તું કાહ.

નવરંગ કાં દેખાડે હવે કીસમતરે,
રક્ષ મ્હારો ક્હાં ગુમ તે કીધો,
આફ્ત ન્યારી ન્યારી બતાવે—૧
હર એક ઠાંમ, વન દરમ્યાંન,
દીસે નહી રખસ નીશાંન,
આજ દન દુસમન મુજને સતાવે,
તાજબક્ષ, તારો રક્ષ, ગયો બસ,
હયેરાંની, પરેશાંની, કર આસાંની,
અરે રે હાય—નવરગ.

---

(2) પાનું ૭૪.

તેહમીનાની રૂસ્તમ માટે મુરાદ.

ગાયન—દરબારી કાંહાનડો.

માગુરે આસ ખાસ પાસ રબની,
મનની મુરાદ, આજ ફળ પાઉ-પાઉરે—૧.
કેવો દેવ બધ, સુરો બળવાન, મહેરુબ કારણ
પ્યારો પેહલવાંન, દરસ ન સમાંન પુર ચાંદ—૨

---

(3) પાનું ૭૪

તેહમીનાએ પોતાનો ભેદ રૂસ્તમ પાસે જાહેર કીધો.

આયન-કલ્યાંન-જીંજોટી.

હાલ સુન તું તેહમતન, જરા ધર ધ્યાંને,
સુંદર સનમુખ છે કોણુ, કરી લે પીછાંને.
મુજ દર્શન ખાતર મરે આલમ સારી,
ખલકમા મુજ સાંની, નથી કોઇ નારી.
સકલ ખોયે છે અકળ, સીકલ જોઇ મારી,
ભલી તેને મનથી જમની કટારી.

શએર.

સુણ નામ મ્હારૂં તહેમીના,
હું તારી દીલદાર બનું;
તું બને જો ગુલ સનમ તો,
હું બુલબુલ બેજાર બનું,
તું અગર બાદશાહ બને તો,
હું તારી સરદાર બનું.
તુ બને જો મ્યાંન સનમ તો,
હુ તારી તલવાર બનુ
કરગરી, હરઘડી, કહે પરી, તું સુણુ જરી,
રહેમભરી ચસંમ કરી, ખસમ ઠરી.
કર દીલભરી

---

(4) પાનુ ૭૫

રૂસ્તમે તેહમીનાને આપેલી કબુલાત.

આયન-કલીયાંન.

શકળ અકળ ખોયે જોઇ સુંદરની સીકલ ગુલની કળી,
ચકોર ચંદ્ર પર થઇ દિવાનો, મરે હરપળ તળમળી.
જુલ્ફો પેચવાળાં, લાગે નાગણુ જેવાં કાળાં, તારાં સરપર મોતીની લડી,
તારા નાજનો છડકાવ, કરે પ્રેમશા ગરકાવ, જીવે રૂસ્તમ નહી પાવ ઘડી.
જલ ભર આવે નૈન, વન દેખે ના પડે ચેન, તે મારી પ્રેમની છરી,
નૈનોની કટારી, નાખે આશકને બસ મારી, જોઇ અજલ રૂસ્તમની નરી
તુ જેવી દીલદારનો જો બનુ નહી ભરથાર, મારી જીદગી આખર બલી,
જાઓ ઇરાનનું રાજ, સઘલુ તુરાંનીને હાથ, મને હાલ ફકીરી ભલી.

---

(5) પાનુ ૭૫.

રૂસ્તમની રવાંનગી માટે તેહમીનાની દલગીરી.

કલ્યાન-જીંજોટી.

દીલ સદકે દીલભર તુપર, તુ કાં ગજબ ગુજારે.
જરા નજર કરી જો, આશુક તારી પુકારે.
ગજબના કરશે ઘાવ, મુજ ફના જોબન જુવાની
જુદાઇના જખમથી વરશે નૈનોથી તો પાણી.
થઇ આસની ધુલધાની, મારી અકળ થઇ દિવાની.
તુજ બીન આ દીલ દીલભર સનમ, હરદમ બેસબર છે
એશ આરામ, અમન ચમન, મુજને મન પત્થર છે.
મને પડી ખબર છે, તે ખોદી મુજ કબર છે.

---

(6) પાનું ૭૬.

રૂસ્તમની તેહમીનાને મનાવટ.

ગાયન-બહાર-કાંહાનડો.

કાં તું જલીને જલાવે દિવાની,
ના કર તેહમીના એવી નાદાની—૧.
ગમ કમ કરીને, જારી છોડ તારી સારી,
નિસદિન મને રેહશે તુજ ખ્યાલ.-સુણ સ્યાની-કાં તું.-૨

કટાવ.

ગોરી હવે તો ગમ કરે છે-હાય વાય આહેતમ કરે છે, ભુખ સુખને બસ કમ કરે છે-ખુદ પર બસ સીતમ કરે છે, જાય તેહમતન પ્યારી છોડી; આશા તોડી, ભુખ સુખ ચોરી, કિસ્મત ફોડી, મુખને મોડી, હાય જાય-જાય.

---

(7) પાનુ ૭૬.

રૂસ્તમની જુદાઈમાં તેહમીનાનો અફસોસ.-

ગાયન-પીલુ-ધનાશ્રી.

કહે તેહમીના જીગર જલ્યુ હવે, તન જલવાનું બાકી છે,
અએ દીલ નાદાન,-આસ દીલમા તે હવે શું રાખી છે. ૧
તેગ તબરથી સરને કાપ તું, ચાહે કાપી જા ગરદન,
અયે જાનેમન-લાસ ખાતર તો જરા આપી જા કફન.
રૂહ બદનમા ભટકી ભટકી, તુંજ વન આખર થશે દફન,
પટકી સરને, સંગ પણ છાતી ફાડી કરશે રૂદન.

શએર

હાય સનમની પ્રીતમા આ દીલ તો બેસબર છે.
પત્થર પર સર પટકાવાની હવે શું જરૂર છે.
જુદાઈના જખમોથી પડ્યાં, આ બદનમાં નાસુર છે,
અત આવ્યો કંઠમા, મિલાપની આતુર છે.
આખર જાણી લીધુ ગોરીએ, પ્રીત આદમની ખાકી છે,
અએ દીલ નાદાન—આસ દીલમાં તે હવે શી રાખી છે.

---

(8) પાનું ૭૬.

રૂસ્તમની જુદાઈમાં તેહમીનાનો વિલાપ.

ગાયન-પીલુ-બાગેશ્રી.

પીયુની સીધારી સવારી, પડી જીંદગી અકારી.—૧
રે આગ લાગો આ ગુલે ગુલશનને, રડે છે પ્યારી પુકારી;
ખાર જુદાઈનો ખટકે કલેજે, મરે છે ગોહન બિચારી—પીયુની સિધારી સવારી-૨.
લઈ જોરે કાગા પીયુની પાસે, આપુ હું નેયનો કાહાડી

દરસ કરાવી પીયાના તું તેને, ખાજે તુ પાછલતી ફાટી–પીયુની સિધારી સવારી-૩
ગયો નિન્દ છિનવી લઈને લુટારો આપી ગયો બેકરારી—
રાખી ગયો આસ દીલની દીલમાં, હવે લાજ રખ રાખ મારી-પીયુની સિધારી સવારી-૪.
લખજે રૂસ્તમ સમાચાર સુખના, ભુલી ના જતો દીલદારી,
પ્રિત પીયુ ના દેતો વિસારી, કદર તુને હોય જો મારી–પીયુની સિધારી સવારી-૫.

---

(9) પાનુ ૭૬.

**સોહરાબે પોતાના બાપની પીછાન માટે તેહમીનાને સવાલ કીધો.**

ગાયન–પીલુ ધ્રુપદ.

બીના જુઠ બોલ પ્યારી, માત તે ભરમને ઢાંકી, બોલી કહે બીના બધી,
સોહરાબ કરે રે અરજી—૧
જાણું ના પીદરને, જનમ મુજ રાખે છાનો, બાપ નથી કે શું મ્હારો,
કરગરૂ રાખ મરજી—૨

---

(10) પાનુ ૭૬

**સોહરાબને તેહમીનાએ ઠપકો આપવો.**

ગાયન–બરવા (હિંડી).

ખચીત તુટી તુજની મુજને તો નહી ભાવે,
સુણી સુખન સાહેબીના મુજને કેહેર આવે
કરે શોર–નાદાન ચોર–કરી ગુમાની,
રાખી ધ્યાન, કર કલામ, છોડ નાદાની.—૧
કરે તુફાન બેઅદબ દમ ભરાવી,
કદી જાય પુત માત ઉપર એમ ફાવી,
થાઇ નરમ–પુછ ભરમ–કહુ કહાણી,
ભુલી ફરજ તુજની કરે બેઇમાની—૨

પાનું ૭૬. (11)

**તેહમીનાએ સોહરાબને ખુલાસો કરવો.**

ગાયન–કાલી ગડા ગૌરી.

સુણ સોહરાબ દીલજાની, રે મારા
તુને જોઇ રજીદા આજ,
હુ તો થાઇ ગઇ દીવાની—૧
રંગરૂપે મસ્તાની, રે મારા,
એ ભરમ ભેદને બોલુ, રખે તું થાય બેઇમાની.
સુણ સોહરાબ સુરા દીલજાંન,
ઓલાદે શામ નરીમાન,
તેનો બેટો રૂસ્તમ પેહેલવાન,
દીન દુનીયામાં બળવાન.
તે પેદર તારો જાની–રે મારા-૨

---

(12) પાનુ ૭૭

**સોહરાબથી છુટું પડતાં તેહમીનાની દલગીરી.**

ગાયન–પીલું.

અજબ ગજબમાં આવી પડી છું, દુર થયો માતી,
જોઇ જુદાઇ તારી બેટા, ફાટે મારી છાતી.
જોબન જુવાંની, મન મસ્તાની, તું આ પુનમના ચાન,
તેહમીનાથી ના થા જુદો, બેટા મુજ દીલજાન.
પીદર તારો છે બહુ જોરેમદ, થી તુસે ઓલખાન,

અપસ અપસમા જંગ થશે, કેમકે બેહુ છો અનજાન.
લઇ જા સાથે તુંજ મામાને, નામ જેનું રજમ,
પીછાંન કરાવશે તેહમતનસે, લડાઇ થાશે ખતમ.
બાંધ બાજુએ આયે નિશાની, પીછાનનો સાથી—૧

---

(13) પાનું ૭૮

તેહમીનાનો સોહરાબ માટે સંતાપ
ગાયન-સુહા સુગડાઇ. ખ્યાલ.

પુત વન તાહરા, ઘેલી થઇરે, બની હું અભાગ, હવે તે ખરી-રે-હાય-૧
ગોરી તો કરે ગમ, નયેને તો નીર ધાર, કર્મે તો થાઇ હીણુ પુરી-રે હાય-૨

---

(14) પાનું ૮૦.

ગોરદાફરીદે સોહરાબને ખેર અને જવાંની ઉપર નહી છલકાઇ
જવા માટે શીખામણ દીધી.
ગાયન-કાલીંગડો.

બળપર જવાંન ઝુકી જાય, તુને છે લાજમ અંદેશો—બળ પર જવાંન-૧
બળ જોબન પર ના છલકા તું, ભલા ભલાઓ ઉખડી જાય;
કરે નહી જે ખ્યાલ અવલ તે, પાછળથી પસ્તાય—બળ પર જવાંન-૨
ગરવ કરેથી કલગી કિરતીની, ઝલક પલકમાં ઝાંખી થાય,
ભર દરીયો તરવો છે ભાઇ, એમ જલદી તુ કેમ ધસડાય-બળ પર જવાંન-૩

---

(15) પાનું ૮૧.

ગોરદાફરીદને કેદ કરી સોહરાબનુ તેની મોહબતમા પડવું.
ગાયન-લચ્છા.

હું અંજાણુ, અજાણુ, અજાણુ રે ખતા રે, થાઇ મારી.—૧
ના ડર કર સુણુ સુખન, અબલા મે તો નહીરે જાણી પીછાણી,
હા રે ન માની, જાણી—પીછાણી, જાણી—અજાણુ રે-૨
હુસ્ન એક ચંદ્ર સમ, જોઇ હયરત રહયો સોહરાબ,
થયો આશક સુરો, મારી પુકાર, કહે પ્રેમ આગ, આપ આબ-૩
ના ડર કર સુણુ સુખન, અબલા મે તો નહીરે જાણી પીછાણી.

---

(16) પાનું ૮૧

ગોરદાફરીદે સોહરાબને ફરેબ દેવો.
ગાયન-કાફી.

હો સુરા કર મેહર એક અબલા કરે અરજી;
તુજની સુરત-મને કબુલ તુરત,

તુજ બરજોરીથી હુ તો ગઇ લરજી—કર મેહર ૧
જબર તહારૂં જંગ—કરે હાલત બતંગ,
મુજ ઉડી ગયો રંગ–હુ તો બની ગરજી—કર મેહર ૨
હુ છું બંદીવાન—હવે તું મારો સુલતાન,
એ તો કરમની સરજત સરજી—કર મેહર ૩

---

(17) પાનું ૮૧.

## સોહરાબે ગોરદાફ્રીદનો ફરેબ ખાઇ ઠગાવું.

### ગાયન-ભેરવી

લઇ વચન જવા દઉ દીલજાની, તારા બોલ કોલ સંમ માની,
કરૂં તું પર હુ મેહરબાની—બક્ષી તારી જીંદગાની—લઇ વચન-૧
તારી પ્રિત કરે, મુજની અકળ દિવાની;
તુજ વન નહી ભાવે મુજને અન પાણી;
કહું સાચે સાચું માન—હું તો તુજપર છું કુરબાન,
સત વચન તું માન—તારી પ્રિતમાં બેધ્યાન—લઇ વચન—૨
અગર કરે દગો, કસમ ખુદાના જાની,
જો ફરે વચનથી, કરી તુ બેઇમાની,
તો થઇને હું મસ્તાન—તુને પકડી હુ હેરાન,
કરૂ કિલ્લાને વેરાન—જબરૂં મચાવી તુફાન—લઇ ૩

---

(18-19) પાનુ. ૮૨

## ગોરદાફ્રીદનો ફરેબ જાણ્યા પછી સોહરાબે તેણી ઉપર ગુસ્સે થવું.

### ગાયન-કાફી. ગજલ.

અએ બેવફા ઝુરી બાનું, થયો છુ તું પર તુફાની.
અએ ખુબસુરત મગર મગરૂર, અરે સંગદીલ બેઇમાની—૧
કસંમ છે મુજને યઝદાંન—હરામ મારો પ્યારો જાન,
તુજ ખાતર કરશ વેરાંન—આ કિલ્લાની હુ ઘુલધાંની—૨
દગાખોર ડાકણો તમે, સિવા બીજાં નથી કોઇ,
દઇ ફરેબ ગઇ છુટી—બચાવી તારી જીંદગાંની—૩
કિના ખાતર થયોછ મસ્તાંન—કરૂં ઇરાંનને વેરાંનને,
તુને પકડી કરૂ હેરાંન—ઉમેદ છે મારા મનમાની—૪

(20) પાનુ ૮૭

કાઉસનુ રૂસ્તમ અને ગેવ ઉપર ગુસ્સે થઇ અપમાંન કરવું.
ગાયન હરબારી-કાંહાનડો. (પખવાજની ત્રીવટ.)

તુચ્છ જા, જા, જા, જા, લુચ્છા કાળુ કર જા
જા મરદુદ, ચુપ મરદુદ, તરકટી, તરકટબાજ,
હટ નટખટ, પતપત, ભટ પડી લુચ્છા, કાળુ કરી દુર થા,
કરશ બેજાંન—તુચ્છ જા જા જા જા—૧
નિચ જુઠી જઇને ભાંન, સુખ લઇ ધ્યાંન,
નવ કીધી ફરજ અદા, ઝટ દુર કર, દુર કર સુરત સિહા;
ટક ટક બકબક બંધ કર, બધ કર બકબકવા,
બસ ઝટ પલીદ તું જા, પલીદ તું જા—તુચ્છ જા જા જા જા–૨

---

(21) પાનુ ૮૭.

રૂસ્તમનુ કાઉસની ચાલથી તરછોડ કરી દરબારમાથી ચાલી જવુ.
ગાયન.બહાર–કાંહાનડો.

ઓ દિવાના દમબદમ તુ લાજ ગુમાય, મુજ કોઇ નથી તુજને બેહયા,
જા, જા, જા, જા, જગલી જુલ્મી જાહેલ જુલમગર,
અદબ કર બદકાર અયે બેઅદબ તુ,
સુધબુધ તારી, ખોઇ સારી, ઓ શયતાન—લાજ ગુમાયે—૧
તારાજ રાજપાત કરૂ પલકમા, ધુ જાઉ જમીન આસમાન,
જમીન જમાનો, શેહર શેહર—દહેર દહેર,
મુજથી ડરે દુનિયા તમામ, કેમ નહી ધડકે, છાતી ફડકે,
તારી ઓ શયતાન-કમઅકળ હયેવાંન-લાજ ગુમાયે—૨

---

(22) પાનુ ૮૯.

કાઉસે પસ્તાઇને રૂસ્તમને મનાવવા કહેવુ.
ગાયન.વાગેશ્રી કાંહાનડો. ખ્યાલ.

મેહરબાં, જાવો તમે મનાવો, કેમે કરી સમજાવો, લાવો કાંઇ કરી–૧.
કહો રૂસ્તમને કરી તોડ જોડ, સુણાવો અરજ ગરજ, લાવો કાંઇ કરી—૨.

શએર

રે યારી તારી મેહર કરીને કરમ કર દાતાર;
નજર કદરની હમપર કર તું, ઇરાંન છે લાચાર.
તજી ગયો છે હમને છોડી ઇરાંનનો તારો,
લાજ રાખજે મિલાવી દઇ, તે સામે સ્વારવાલો

---

(23) ઈરાની જંગ મેદાનનુ બયાન. પાનુ ૯૦

કટાવ (રાગ સમયાનુસાર).

જુવો જુવો સૌ જાગી લડાઇ, જોધાઓની થઇ તૈયારી,
હરહર ઠામે-ધામે ધામે, જંગ દરમ્યાને નહિ પીછાને,
ભાઈ ભાઇને-બેટા બાપને, જંગે જંગે જાગી રહી ગડબડ,
ઘડી ઘડીમાં ખટપટ ખટપટ-ઝપાઝપીઓ ઝટપટ ઝટપટ,
પટપટ પટપટ-કટકટ-કટકટ-જંગ મેદાને જઇ જીપલાવા-
આવ્યા જોધા, જગે જગેથી-દેશ દેશથી,
શેહર શેહરથી-દેહર દેહરથી-કેહર કેહરથી,
બાપ બેટાની ચાલી લડાઇ, કોઇ નહી જાણે શુ છે સગાઇ,
જોધાઓની થઇ તૈયારી, પેહડી બખતર,
કોલાહ સરપર, તેજી સમશેહર—ભાલા ખંજર,
બરછી જમધર, તીર તબરને ખાંદે બાંધી,
બહાદુરો સૌ આવી ઉભા, સફ સમારી લડવા કાજે,
ગડગડ ચાલી ધમાલ સાથે, બાન છુટે સરરરરર—
બુંગલ બુ કે બુબુબુબુ—તલવાર ચમકે ચંમ, ચમ, ચમ, ચંમ,—
કાપે શતરૂ, સપ, સપ, સપ, સપ, ધુન ધુમાડા, ભુમ ભુમાડા,
જોઇ સાંભલી, જમીન જમાનો—ઠરઠર કાંપે, લોથોના કંઇ પાહાડ સાથે,
જખમીઓની બરાડ સાંભલી,-
ફલક પલક બની દિવાની-ગમ કરીને, છાતી કુટી-
કહે પુકારી-ગઇ તમારી-જીંદગી પ્યારી,
અયે પેહલવાનો હાય, હાય, હાય !

---

(24) સોહરાબે હમનબર્દ તરીકે રૂસ્તમને બુલાવવા પુકાર કરવો પાનુ ૯૭

ગાયન શંકરો. ધૃપદ.

અરે તમે જંગી સુરા, રે જાઓ બુલાવો જલદી.
ઝટ જઇ કહો રૂસ્તમને, મુજ વીના થઇ તેની ચહડતી- ૧
કહો દલેરને જાઇ, જીને, છોડવી લે, સોહરાબના આ શસ્ત્રને,
તે કોણ માદરનો પુત છે, આ જગમા એવો જંગી-અરે તમે.૨

---

(25) સોહરાબની જવાંની જોઇ રૂસ્તમે તેની દયા આવી. પાનુ ૯૭.

ગાયન આસાવરી-ખ્યાલ.

તારા મરણ કાજે કાં આવ્યો સુરા, બરગીસ્તા બખ્ત તુજ છે રે-૧
જારે જા પાછો, આ જગમાંથી- કાં આધીન મરણ તુ થાયરે-અરે પ્યારા-૨

---

6) સોહરાબે પોતાના દુશમનબાઈનુ નામ જાણવા ચાહ્યુ. પાનુ ૯૮.

ગાયન આસાવરી-ખ્યાલ.

મૃગ નૈન તારા શરમાવે,
તે વચન રટી મારૂ મન હરી લીધુ,
દીલ તો મને લલચાવે—૧

સજ ધજ તારી રૂસ્તમ જેવી,
મન મારૂં મલકાવે,
કરમ કર તું મુજપર અયે જગી,
જરા નામ તારૂં બતલાવે-મૃગ નૈન ૨

---

7) રૂસ્તમનુ સોહરાબ ઉપર ગુસ્સે થવું પાનું ૯૮.

ગાયન. સોરઠ—મલ્હાર.

તું મરશે, જા મરશે, જા મરશે, જા રે ,
મારી સુણી ગરજના શેર વનના, દેવ ગગનના, પલીદ તનના,
ફના પલકમા, બને ખલકમા,
તુ મરશે જા, તું મરશે જા, તું મરશે જા—૧
બળ કળ પર બલબલ થઇને, ગરૂર કરે તું ઓ મગરૂર,
આ સરજોરી -તુ મરશે જા —૨

---

8) સોહરાબે નીરાશ થઇ રૂસ્તમને જવાબ દેવો પાનુ ૯૮

ગાયન દેસ-ચગ ગ

મે દીઠી નહી તુજમે ભલાઇ ખરે-અને નથી સલુકાઈ કે તે તુ કરે,
તન મન તારૂ કપટી—હરપળ ભલતી, જાત જાતની વાત કરે—૧
વદે તું કપટી, વચન ફરેબના, કરે વાતો ખાલી ઠાલી, દમ ભરાવા મને-૨
જા તુ હવે મુજ આસ દીલમાની, જા તુ પ્રીય પ્રેમ-પ્રિત મેહર તુ જા,
આવ-કેહર તું આવ;—હવે ઠીકાણે રાખ સુધ તારી, લડવા કાજે કર તૈયારી,
એકદમ પકડી બસ રગડુ ઝટકુ પટકુ પળમે, હવે પ્રીત વન
ખાલી સીનો છે, કિનાથી ભરિયોરે, તફડે તફડે કિના વિના ધીર ધર
નવ તુ દીલ રે દીલ રે-મે દીઠી નહી.—૩

---

) પાનું ૯૯

સ્તમે જીવવાની આસા છોડી જાલ રોદાબેહુ ઉપર પેગામ કેહવડાવવો.

ગાયન. પુરીઆં-ગજલ.

આખર ફના છે સહુ જના, કા કરે માહેતમ તુ;
આજ હુ તો કાલ તું છે, કાં કરે માહેતમ તુ—૧
જાવુ છે આખર સહુને, એક રોજ હકને દવાર ,
ગમ ન કર તુ ભાઇ જાન, ભાઈ મારા ગમ તુ—૨
માદર રોદાબેહને કેહજે, કેહજે પીદર જાલને તું,
કેહજે તુ બાનુ ગોસરપને, ના થતી બેદમ તું—૩
આખર પૈગામ લેઇ મહારો, જજે સમનગાન તુ,
કહેજે પ્યારી તેહમીનાને, કાઇ સુખન નરમ તુ—૪

30) હોમાને સોહરાબને ફરેબ દેવો પાનું ૧૦૦.
ગાયન કાલીગડો.

સુણ દાનાવ દીલાવર હોમાન. હોમાન-હોમાન,
જમિન પર પટકી ભારી, સીતું તેનુ નાખુ ફારી-સુણ -૧
જોઇ તેને મેહર આવે, દોસ્ત કરી ગણીયે ગણીયે
રૂસ્તમ નથી જ્યારે પેલો, શા માટે ડરીયે ડરીયે — જમીનપર પટકી ભારી-૨

31) સોહરાબે રૂસ્તમને તાનાજાણીતાના સખુન કેહવા. પાનું ૧૦૦
ગાયન ગૌરી-કાલીંગડો

આવી અજલની ઘડી સામને, ઘુમે જમ સર બહાદર તુ,
બક બક ખાલી કરે કા હાલી, પળમાં આવશે આખર તુ —૧
ગયા વખત બળ બહાદુરીના, હતુ મદનમા બળ બીશિયાર,
હતો નહી સોહરાબ જગતમા, થઇ ગયો તેથી તુ આશકાર
માત મુજની છે દુનિયામા, કુલ્લે બાનુઓની સરદાર,
બાપ મુજનો છત્રપતી છે, તુ જેના તેના તાબેદાર
બેઅદબ બેમગજ બનીને, બક બક ખાલી ના કર તુ —આવી અજલની-૨

(32) રૂસ્તમે પોતાના આગલાં જોર માટે બદગી કરવી. પાનુ ૧૦૨
ગાયન -સીધ-ભૈરવી

વાલી કુલ જગનો રે કરતા, તુ આજ આવ,
આવી, મારી રે તુ વારે—રે તુ, આજ આવ, વાલી -૧
હરી જાય બાળ મને જગ હવાર,
બળ કળ આપીને તુ ઉગાર,
આધીન—રે તુ ૨

(33) સોહરાબે મરતી વખતે ખુલાસો કરવો પાનુ ૧૦૩
ગાયન —આસાવરી.

હાય હાયરે કજા મારી-કેવો જખમ લાગો કારી— ૧
અએ ખુદા મારો જાન લઇને, ના થા રે ખુશાલ,
મુવો મુવો સોહરાબ કગાલ, બરગસ્તે હાલ,
થયો પામાલ—હાય હાય રે કજા મારી ૨
ભરી છે દીલમા ઉમેદો મારા, નાહક થયો ખુવાર;
હાય હાયરે પરવરદીગાર, આવુ છુ તારે હવાર,
બની લાચાર-હાય હાય રે કજા મારી— ૩
પીદરને મલવાને કાજે, છોડયું વતન સમનગાન,
ઓ પીતા રૂસતમ પેહલવાન, જાય છે આએ જાન,
માદર મેહરબાન-હાય હાયરે કજા મારી— ૪

કુમળી છાતીમા જમનો જખમ, લાગો છે મને કારી,
માદર રડશે તેહમીના મારી, છાતી ફારી,
જોઇ વારી— હાય હાયરે કજા મારી- ૫

(34) રૂસ્તમનો સોહરાબ માટે વિલાપ પાનુ ૧૦૩

ગાયન. જોનપુરી.—ખ્યાલ

બોલ કાઇ બોલની, બોલની પ્યારા, ચંદ્ર નીશાણુ મારા
કાઇ પીછાન-બોલની— ૧
હાથે છે કાઇ તારે બાંધી નીશાણી, કહેની રગીલા,
જો તુ હીયા, આએ રૂસતમ—બોલ કાઇ.- ૨
રગે રગાયો લાલ તુ લાલ, ઓ બાળ,
ઓ લાલ, આ હાલ; પામાલ-મારા લાલ,
ચદ્રમાલ—પાયામાલી ના શાદી
આબાદી-બરબાદી —બોલ કાઇ— ૩

(35) તહેમીનાનો સોહરાબના મરણ માટે વિલાપ પાનુ ૧૦૯

ગાયન ગૌરી

તુંએ હાય ઓ ખાવિંદ ખુની, બની કપટ અને બળથી ઝનુનીરે,
કેવુ કીધું તે કામ આ જણુનીરે—તુએ હાય ઓ ખાવિંદ ખુની- ૧
શુ શું નાજથી પાલેલો મારો,
લાખો લાડમાં ઉધારેલો મારો,
મારી હસ્તી વસ્તી થાઇ સુનીરે—તુંએ-હાય ઓ ખાવિંદ ખુની- ૨

સોહરાબના મરણપર માહેતમ.

ગાયન. પીલુ સૌજ

જારી કરે છે માદર જાર-બે-જાર,
બોલ સોહરાબ.
લાગી કેસોના તોડવા તારે તાર,
બોલ સોહરાબ.
કહે કોણુનો તુને લાગો ગમ છે,
બધ કોણે કીધો તારો દમ છે,
તારો આશક થયો જાલમ જમ છે,
હાય સોહરાબ.
કાં કીધી મોતસે દીલદારી,
હાય સોહરાબ.
કા કીધી જીદગી જગ અકારી,
હાય સોહરાબ.

તારા મોતની કહે શુ દવા છે,
મરવામા કહે કેવી મજાહ છે,
કહે કોણુ પર થયો તુ કફા છે,
હાય સોહરાબ.
કેમ જોઇ શકુ તારી ખ્વારી,
હાય સોહરાબ
ચાલી જમ પાસ તારી સવારી,
હાય સોહરાબ.
મારો ચદ્ર છુપાયો અબરમાં,
પડી ખલકત સારી ફકરમા,
બેટો તેહમતનનો ચાલ્યો કબરમાં,
કબરમાં.

# શાહજાદો શીયાવક્ષ.



(૧) પાનું ૧૧૧

ગેવ અને તુસનુ શીવર ઉપર મોહી પડવું

ગાયન. છાયાં-કલીયાન.

સુદર રૂપ સોભાયે-સોભાયે, તનને-મનને,

હસી હસી, નયેનો લગાય-૧

શએર

દોલથી સુરા 'ને ગમના ખુરાનેબી મોહબત મારે છે,
પાવ પલકમા બરછી ઝેરી, મીતની જીગરને ફાડે છે
એ ચશ્મો જોઇ ભવરાલી, બન્યા બાવરા બને જન,
લાગો ડખ ઝેરી નાગણુનો, તન બદનમે પડી અગન
ભુલી ગયા સૌ સ્યાનો સૌકત, ગાલ ગુલાબી જોઇને લાલ,
ઝુલ્ફ પેચમાં જકડાઈ, પકડાઇ, બન્યા બંને જન હાલ હવાલ

---

(2) શીયાવક્ષની મોહુબતમા સોદાબેહુની બેકરારી પાનુ ૧૧૩

ગાયન બીહાગ-ખ્યાલ.

ગયુ મન બસ દીલથી દુરી,
ના—મન મારૂ ધીર ધરી રહેતુ ઠરી—ગયુ મન મારૂં ૧.
ગાવુ શું ગુણુ એના, મુખથી શુ બોલુ
પ્રીતે મરૂ તડફડી—ના મન મારૂ—૨

---

(3) સીયાવક્ષને સોદાબેહે મનાવવુ. પાનુ ૧૧૪

ગાયન કલીયાંન.

આવો હસ્તા હસ્તા રગ મેહલે દીલજાની
જાવો હસ્તા હસ્તા નયેનો મીલાવી મનમાની.
કહે શાની, શરમ શાની, તન મન, તન મનમા,
શરમ શાની—સીને સમાવુ—આવો—૧.
જરા આંખડીઆ મારોજી કા મનને ના મલકાવો,
દીલ લલચાવો—હળી મળી જાવો,
પ્રીત પ્રેમની તરસી તરસી પ્યાસ બુજાવો,
ગમ કાં ખાવો-દીલ બહેલાવો,
આવો-તમ આવો-આવો હસ્તા હસ્તા—૨.

---

(4) સોદાબેહ ઉપર શીયાવક્ષે ધીક્કાર દેખાડવો. પાનુ ૧૧૧

ગાયન.-કલીયાંન-ભોપાલી-તીલાનો

માદર મન સુખન એમ, બોલે વચન કેમ,
તારા મનમાં, તનમાં પ્રેમ અધમ,
થતું કાં ન તેમાં તન મન ભસમ,
જા રે જા રે જા—અરિણી તુ જા, પાપિણી તુ જા,
કર્કશા તુ જા—નામ ગુમ, ગુમ, વિચારે શાની વિચાર,
તુ વન વિચારી—માદર મન સુખન એમ-૧
જારે જારે નારી ઓ વિચારી બારીરે,
ભુલી કિરતાર, ભુલી ભરથાર,
ભુલી જગ લાજ—નામ ગુમ ગુંમ, વિચારે શાની વિચાર,
તુંવન વિચારી-માદર મન સુખન એમ- ૨

---

(5) શીયાવક્ષને સોદાબેહુની કુસલવણી. પાનું ૧૧૬.

ગાયન જીહલો.

ધીર ના ધરે જોબના, જાની તુંજ વિના
આસુ ભરે મારાં નૈનો, જો તુ જરા—
તુંજ વિના—૧

માયા મરે ના મન મરે, મરશે અગર શરીર,
આશા દીલની ના મરે, મીન મરે
જળ વિના—૨

---

(6) પાનું ૧૨૦

શીયાવક્ષનું નીરદોશપણુ સાબેત થયાથી કાઉસનુ ખુશી થવું.

ગાયન. બહારનો લહેરો.

મારો મોહન માલ મલ્પો મને ખુશાલીરે
ચમકે તારી નુર નુરાની—
દુર થઇ તારી હએરાની,
સાબુત દીયાનત થઇ મનમાની—ખુશાલીરે. ૧
કરીમ રહીમ છે સરપર તારા, ગાએ ગુણ કુલ ખલકત તારા,
વારૂ તુજ પર મોતી માળા—ખુશાલીરે. ૨.

---

(7) ગસરીવજે શીયાવક્ષની તારીફ કરવી. પાનું ૧૨૨

ગાયન. પરજ-કાલી ગડો.

હારે કેવો જંગી જવાન પહેલવાન
સુધ બુધ મારી ઉડી સારી,
ધીરજ ગઇ જોઇ હુશીઆરી,
કીધી લશ્કરની ખુવારી—
પળમે પળમે-જવાંન પહેલવાંન—૧

ગુરજ ઘું ઘું કરતા ઠમકે,
તલવાર એવી ચ મમ મ ચમકે,
તીરો અવાજ કરતાં છુટે,
તરરરર ટુંપ ટુંપ ટમ ટમ,
કાંઇ ગડબડ ગડબડ જ ગની જોઇ,
ધરણી ધમકે ધંમ ધમ—જવાંન-૨.

(8) શાહજાદા શીયાવક્ષે વતનને મોકલાવેલી છેલ્લી સલામ. પાનુ ૧૨૧
ગાયન. સુલતાની ખ્યાલ.

છે સલામ,
હવે મારી છેલ્લી સૌને સલામ —૧
દેશ અને ખેશની મોહોબત સાથે,
વતન ઇરાનને સલામ—૨

જગ મેદાન તીર 'ને કમાન,
સમશીર મીયાન, પીદર મહેરબાન,
સૌંને સલામ
કહે જો મારી જાઇને,
જોદ્ધા પહેલવાનને સલામ.

---

(9) શાહજાદા શીયાવક્ષે વતન ઇરાંનની યાદમાં ગમ કરવો પાનુ ૧૨૯

હાય ખુદા ! હાય ખુદા !
જલો જીંદગી બદ વખત, બદ બખત,
કરૂ ગમ—કરૂ ગમ, હાય વતન—ઓ વતન—૧,
તુજ વન–દીલે ગમ–નહી કળ–એક પળ પડેરે જરા—
હાય હાયરે ખુદા,
દીલને શુ દેઉ હવે સમજાવી જવાબ—૨

(10) અફ્રાસિઆબને શીયાવક્ષના બાબમાં ગસરીવજે ફરેબ દેવો પાનુ ૧૩૦
ગાયન ભૈરવી તીલાનો.

હાલ ભાઇ શુ થાશે, તુરાન શહેરના—
હમારી હાણી–ન્યારી ન્યારી, ભારી ભારી, ચીત ચકભમ,સુધ બુધ ગુંમ,
થઇ ફના રે, હમારી હાણી–ધુલધાની, ધુનધાની—૧
ના સરજી ના સરજી હિમત, જરારે, જરારે તુરાનીઓને,
બની ફના રે, હમારી હાણી–ધુલધાની, ધુલધાની—૨

---

(11) પ્રિર ગીઝનો શીયાવક્ષ માટે વિલાપ પાનુ ૧૩૨
ગાયન. ભૈરવી–બીલમપદ.

સુખ ખુતન શાહીનુ કિસમતમે જો તારા નહી હશે,
બર બરખાની બહારમા આફત સીતમ તુજપર વસે
બદલઇ ગયુ કિસમત સુખી, આબાદ હતુ જે આજ તક,
મહેર હવે કર તારવા, ઓ દાદગર દાદાર હક
જાન તુજ બીન જીંદગી અકારી,
છોડીને કાહ તુ જશે જાને મન—જાન—૧
માયા મોહબત નીકલી ઠગારી,
તોડી ઉમેદો મારી—
જાલમ જમાનો દુનીયાં નઠારી,
તુજ બીન જીંદગી થશેરે અકારી—જાન—૨.

શએર.

ધીર ધરી હુ મન ઠરું, પણ નહિ ઠગાયે દીલ,
ઉલટી તુજ તકદીર જોઇ, આખોથી વરસે નીર
ગરદીશ તારી પલટી ગઇ, આખર થઇ તે બેવફા,
કેમ શકે જોઇ આ સમે, આખો મહારી તુજ કજા.
શુ હશે કરમો થયા, તેની મળે આવી સજા,
ના રહી યારી વફામે, જીવવામે ના કઇ રહી મજા

---

(12) પાનુ ૧૩૩

શીયાવક્ષે ફિર ગીઝને દિલાસો દેવો

ગાયન. જોનપુરી—ખ્યાલ

કરે કાંયે જારી, આવી આફ્ત ન્યારી,
સુમરન કરો દુ ખ હરવા—૧
સુખ ગયુ છોડી, અએશે મુખડા મોડી,
ફૂટુ બખ્ત, ચાલો મરવા.—૨.

જારે જારે પપૈયા જા, મારા પીયાને
પેગામ કહેજે,
બની હુ તુજ વંન બહાવરી,
હવે ઝટ સિધારો—જારે—૨
બાગ સુહનો તારો, તુજ વંન પુકારે,
કોએલ મએના કરે શોર રે,
રાહ જુવે તારી નારી અભાગણ,
સુખ ગયો ચોરી ચોર રે—જારે —૩.

(13) જારી કીધી ફીર ગીઝે, પાનુ ૧૩૩

શીયાવક્ષની જુદાઇમાં

દેસ-મહુલ્લાર-ખ્યાલ

રહેજો સલામત, જયા તુ સિધારે
ખાવિંદ મારો, છે તહારે આધારે—૧

(14) શીયાવક્ષની ખુવારી ઉપર ફીર ગીઝનો વિલાપ પાનુ ૯૭.

ગાયન. તીલંગ-ગઝલ

ગજબ છે તારી કીયામત મને ખબર નહીરે,
થશે આ જમીન તારી કબર, મને ખબર નહીરે—૧

શએર

એક નહી, અનેક નહી, સો નહી, હજાર નહી,
લાખો ચશ્મોથી હુ શોધુ, તુજ સમ ભરથાર નહી.
આ જવાની આ નુરાંનીની મને દરકાર નહી,
બહેતર મરે સારી જેહાં, તેની મને તકરાર નહી
કહુ હાલે દીલ હુ કોણને કદરદાન નહી,
જોઇ તુજ હાલ પરેશાં મને સબર નહીરે—૨

---

(15) દુનિયાની બેવફાઇ ઉપર શીયાવક્ષના સુખન. પાનુ ૧૩૫

ગાયન.—જોગી આસાવરી. ગઝલ

દુનીયામે વફાઇની નીશાંયુ કઇ રહી નહી,
મોહબતને માયાની પીછાન કઇ રહી નહી—૧.

ના રહી દીલદારોમે, દીલદારીની કદર,
ઇનસાફ રાસ્તીને જબાન કઇ રહી નહી—૨

**શએર**

ઉલટી જોઇ તકદીર જમાનો થાયે છે એમ બેવફા,
જે હસતો 'તો કાલે સગમાં' આજે તે પાડે છે જફા.
રંગ બદલતુ આસમા નિત રોજ બદલે રંગ નવા,
શુ હશે મતલબ ખુદાની, જુલ્મ આવો નારવા

---

(16) અશો શીયાવક્ષની કજા ઉપર ફીર ગીઝની માહેતમ. પાનુ ૧૩
**ગૌરી–કાલીંગડો અને પરજની મીલાવટ.**

બોલ તું ખાવીદ મારા,
આખર થયો મુજ પીદર હાથ બેજાન,
હાય હાયરે કીસમત,
કેવો સુતો છે મારો પુનમનો ચાન—૧.

જોબનવતી જવાની,
વીના ગુનાહે થઇ તારી હાંણી,
ગસરીવજ ક્ષયતાની,
તેણે કરાવી સુખની ધુળધાની—૨.

---

**આગળાં ચીત્રની પાછલી બાજુ**
**(રાગ વખતને અનુસરતો)**

કાલે મચાવી ધુમ સુધરવા,
આજ પડયા સૌ એમ કેમ બબડવા—૧
આ સાર જુવો–સંસાર જુવો,–આ સાઠ વરસનો ભાર જુવો,
આ ફેર જુવો–આ ફાર જુવો,—કેમ ગયા કુદાવી વાર જુવો.
હવે માગો છો તમે શુ કરવા—૧
આ 'કટ' જુનો—ને કાપ જુવો, કઇ કિસમ કિસમના તાપ જુવો,
હવે હામ જુવો–દોડધામ જુવો, એ કેલવણીનો અંજામ જુવો,
પડયા સબર દબર કેમ મરવા—૨
આ ડ્રેસ જુવો–પહેરવેસ જુવો, અને ઝાડી જેવા સરના કેસ જુવો
આ રાગ જુવો–તેના ફાગ જુવો, ઝાડે ઇંગલીશમા બસ 'ટાક' જુવે
હવે 'ડાન્સીંગ' કરો સુધરવા—૩
ઉચી કેળવણીની ઉંચી ખુમારી, માબાપો પરણ્યાં ને દીકરી કુવારી,
ડુઠાની બધરીનો ઠમકો ભારી, વડીલોની ઇજત દીધી વીસારી.
એવો મામલો છે લાગ્યો સબરવા—૪
છો કીયાની ઓલાદની ઉતમ નારી, બનો નેક અશો, અને હીમતવા
તજી દઇ નિન્દા, તજી તારીમારી, વધારો કિરતી ધરમની પ્યાર
ચાલો દાદારના ગુણો આચરવા—૫.

# બેજન અને મનીજેહ.



(1) કએખુશરૂએ પોતાની ખાએશ જાહેર કરવી. પાનુ ૧૩૮.

ગાયન. અદાના બહાર ખ્યાલ

ધરતી ધ્રુંજી રહી, આફત ભારી નવી–નવી, દેશ પર,
રઈયત રજથી, લરજી, અલમ સીતમ સહે ભારી,
હારી, ખ્વારી, નવી–નવી-ધરતી ધ્રુજી —૧
જમીન રસીલી રસ રસ ભારી,
જગે જગે કયારી–હરીઆલી,
નાશ કરે ભુંડો ભયકારી, વસતીવારી, ખેતીકારી–નવી નવી.—૨

શએર.

અરે કોણુ છે 'શીર-પિલંગ' આજે, જઇ નાખે ભુંડોને વહારી;
જે કરશે ચિંતા મુજ દુર, પામશે જસ મારો ભારી.

(2) ભુંડોને તારાજ કરવા માટે બેજનનું નીકલવું. પાનુ ૧૩૯.

ગાયન પાહડી જીંજોટી

જાય જંગપર જંગી વંને, બાંધી દંડપર બાજુ બને,
નગ બેમુલ બીચ કગને, બળ કળાથી તન બનબંને.
સજી શસ્ત્ર થયો પેહલવાની, જોમ ધરી થયો મસતાની,
રણુધીરે ધરી ગુમાની, જંગલી ભુંડો હણુવાની

શએર

ગુરો ગયો જે દીનથી તજી, તાત કરે ગમખારી,
નીર ભરે માતાના નૈનો, નિસ દિન નવધારી.
કરે વિચાર લાખો મનસે, તજી નિન્દ આનંદ તે દનસે,
પુત પાલ્યો બહુ જતનસે, એ વાત હવે કેમ બનશે.

(3) પાનુ ૧૩૯

દલેરીની બોલબોલા.

ગાયન. દેસ

દેશનો દલેરો વન કોણુ કરે બચાવ,
દીન ધરમનો કરો, દલેરીથી નિભાવ,
ધરી ઉમંગ, કરો જંગ, કિરતીની નોક સજાવ —૧

હાંમથી કદમ ભરી, પહાડી કરો પુકાર,
રંક દુખ દાજ ધરી, સંકટો નિવાર,
ધરી હામ–નેક નામ, જઇ વંનને ગજાવ.—૨

ઢાકી મારી તીર, વિંધો ભુંડોના શરીર,
વનને કરો રણુ, તમ અજીત શુરવીર,
રણુ રગ,–જોર જંગ, રણુધીર કરી બતાવ —૩

(4) ગુરગીને બેજન આગલ પાનુ ૧૪૦
મનીજેહની તારીફ કરવી
ગાયન. ફોસી-કાંહાનડો.
સુંદર ચિતહર મોહેની મનોહર,
મુશ્ક ઝુલ્ફ ખુશબો મધુર મધ,
નાર પરી પયકર, બદન સરોવર —૧
ગુલબદન સીગાર બદન પર,
તાજ ઝુરાની ચમકે સરપર
તન બદન ચંબેલી સુગંધ તર —૨

(5) પાનુ ૧૪૧
મનીજેહનુ બેજન ઉપર મોહી પડવુ.
ગાયન સરપરદા બીલમપદ.
અરે હો બીગાના, સજાવટ ભરેલા
હું ત્હારે કારણ,
સુધ ખોઇ બની બાવરી, ઓ બીગાના —૧
રગ રગ સજ ધજ, સુરત મનમાતી,
જોઇ હુ જલુ, જેમ ચેરાગે પરવાના ૨

(6) પાનું ૧૪૨
બેજનને મનીજેહે હરખથી વધાવી લેવો.
ગાયન કાફી. ધ્રૃપદ.
આજ લાવો થાળ-સખી,
લાવો ભરી થાળ ગુલાલ,
આરપુ સુગંધી વરમાળ.—આજ—૧
આજ મળી કરો વહાલ,
પ્રેમથી ખોલો દીલનો હાલ,
છોડુ નહી કદી મોહનમાલ—આજ—૨

(7) પાનું ૧૪૨.
મનીજેહ તરફ બેજને શકમંદ બની ગુસ્સે થવુ.
ગાયન. દેશ-સોરઠ
મે દીઠીં નહી તુજમા ભલાઇ ખરે,
અને નથી સલુકાઇ કે તે તુ કરે,
તન મન તારૂ કપટી,
હર પળ ભલતી, જાત જાતની ચતુરાઇ કરે ૧.
બોલી તું કપટી, વચન ફરેબના,
કીધી વાતો પ્રીતની ઘાલી સપડાવા મને. ૨.

ભાગ થઇ મુજ આસ મનમાની,
ઢંગ કીધા મુજ પ્યાર, મહોબત, જા રે જા,
આવ કહેર તુ આવ,
હવે રાખ રબ લાજ તુ મારી,
ઘાટ ઘડાયો છે બહુ ભારી,
મહેર કરી ઓ દાવર મુજપર
આ સંકટ તું તાર,
નથી આજ મુજ પાસ રહ્યું
મારૂ એકબી હથીયાર,
ફંન્દ કપટના ઝેરી જખમથી,
પ્રેમ પ્યાર છેદાઈ મરે. ૩

(8) પાનુ ૧૪૨
મનીજેહની મોહબતનો એકરાર.
ગાયન. જોહનપુરી.
પ્રીત કરી ખરી, બહુ બની દુખીયારી,
બદનામ થઇ અકારી, જીવથી હું હારી ૧
પ્રીત કરીને ઠરી ઠગારી,
ગણાઇ અંતે વેરી વીચારી,
નિરદોશ ઉપર બોહતાન ભારી-પ્રીત કરી. ૨,
શએર.
થઇ દરસ જોઇ બાવરી, હોશ થઇ બરબાદ,
એ દર્દથી આઝાદ કર, યા બન મારો જલ્લાદ.
તાબો તાકત ના રહી કંઇ, રહ્યુ ન તનમે જોશ,
સર પટકી હુ હિયા મરૂ, ને તુ રહે ખામોશ.

(10) પાનુ ૧૪૪.
અફરાસીયાબને બેજને જવાબ દેવો.
ગાયન. આસાવરી-પદ.
નાતરસોથી રહીને ગાફલ,
દુખ વંન કરશે શું હાસલ,
દુખ સંકટ વિપતીની ફજર થઇ,
સંગી ન કોઇ આગલ પાછલ. ૧.
કેદ કીધો કરી કરતુક ભારી,
છોડે તો દેખાડુ હિમત મારી,
આપ એક તલવાર, જો તું પછી સાર,
દેખાડુ તુને કેવી હોય અજલ ૨.

(11) બેજનની છેહલી વિનંતી. પાનું ૯૧.

ગાયન. જોગીયા.

અએ હવા તું ઝટ જા ઉડી પલકમા ખબર મહારી લઇ,
જા ઝટ જઇ કહે ઇરાનીઓને બેજન મુવો દુખ સહી,
તુરાંનમે ધાત થઇ મારી, કિનાની કરજો તઇયારી.—૧
વતન છોડીયુ બુરે વખતે,તુરાન પોહચીયો જઇ,
દગલબાજોએ દિધી શુળી, ઇનસાફ કીધો નહી કંઇ,
ખબર કહે રૂસતમને મારી, કિનાની કરજો તઇયારી.—૨

(12) પાનું ૧૪૭.

ગારમા પડેલા બેજન માટે મનીજેહનો અફસોસ

ગાયન. પીલું–ડેસ

મન મોહનરે, આવો તારો હાલ,
લાવશે કાળ, જશે તું જાનથીરે.
મુજ જીવંનરે, તું વસનારો રંગ મહાલ,
પડયો પાતાલ, સીતમ આસમાનથીરે.—૧
ચાલ ચલકતી, ચલ ચલ કરતી,
સરજત રંગે રમતી,
હવે અહિ અથડાતી, તહી પછડાતી,
દુખ સંકટને ખમતી.
ચમક ચમકતા ઝમક ઝમકતાં,
કિસમત ગેલે રમતાં,
હવે હિયા અથડાતાં, ત્યા પછડાતા,
દુખ સંકટને ખમતાં.
સઉ કોઇ જોતાં, હમપર મોહતા,
શું નાંહના કે મોટા,
અસરત ખોતા, વનમે સોતા,
સરજત જોઇ રોતા.
બહુ બહુ દુખ બાલમ તારા જોવુ રોઇને,
દેશ બેસ ખોયાં, સુખ હાથ ધોઇને.—૨

(13) પાનુ ૯૦

છુપા વેશમાં આવેલા રૂસ્તમની આગળ મનીજેહની અરજ

ગાયન કાલીંગડા.

(મનીજેહ અને રૂસતમ વચે સવાદ)
અરે આભળ સોદાગર સ્યાણા
કાં મારે મને તું. તાણા,
જરા સાભળ ધીરે વાત મારી,
ના કાહાડ મને ઝટકારી—૧
હુ જાતે નથી કોઇ ભીખારી,
થઇ છે ગિરદેશથી મારી ખુવારી,
હુ બેજન થકી દુખી થાઉ,
તેને ખાતર મનમા મુઝાઉ.

* * *

સાભળી રૂસતમ કહે નાર સ્યાણી,
સ્યાણી થઇ કા બને તું દિવાની,
કા તું બીજા થકી દુખી થાયે,
તારૂ જોબન અકારત જાયે —૧
સાંભળ બાઇ હું છુ એક વેપારી,
નથી પેહલવાંન કે કોઇ શેકારી,
જા તું ખાતર ખુદા હિંયાથી ચાલી,
છોડ બક બક હવે તારી ઠાલી.

(14) બેજનના અવિશ્વાસ માટે મનીજેહનો બલાપો. પાનું ૧૫૧.

ગાયન. ધનાશ્રી–મુલતાંની- ધ્રુપદ.

જુઠી જગતને ના કોઇએ જાણી,
સુણે ન કોઇ દુખીઆની કાહાંણી,
પ્યાસાને ના કોઇ દે પાંણી,
છે સાર વન સંસારે.—૧

પ્રીતમાં દુખે થઇ નિરાસી,
હું મહેલની રાંણી થઇ વનની દાસી,
પડી ગરદનમે ગિરદેશની ફાંસી.
છે સાર વન સંસારે. ૨

શએર

પ્રીતમ તારી જુદાઇથી પ્રાણ પલકમાં જાય,
પણ મુરતી અંતર વસી, દુર નહી તે થાય.
પ્રીતમ સુરત ચિત લાવીને, હવે રડે છે નૈન,
દુશ્મન આગ લગાડીને, જળ છાટે દુખ દેણ.
તન દુખ, મન દુખ, નેણ દુખ, છાતી દુખની ખાણ,
જાણે સુખની નહિ હતી, કોઇ દિન મને પીછાણ

(15) રૂસ્તમે બેજનને છોડવવા ખુદાની મદદ ચાહવી પાનુ. ૧૫૧

ગાયન. ભેરવી

દાદ લે ફરીયાદ સુણી, દાદગર દાદાર તું,
બેકસો બેબસનો આલમે છે આધાર તુ
સર ઝુકાવી વારવાર, બંદો કરે તોજેસ ગુલામ,
દુર કર મુશ્કીલ મહારી, થઇને મદતગાર તુ
મહેર કર આજેજ ઉપર, બક્ષેસ કર બક્ષેસગર,
દુર કર આ સગ ભારી, જોર દે દાતાર તું.

# રૂસ્તમ અને અસ્ફન્દીઆર.

(1) રાણી કચેતાયુને પોતાના દીકરાને શીખામણ દીધી પાનુ ૭૬.

ગાયન. કાફી

મારા મનના લાલ, તુને લાગી લોભ લપટ કંગાલ,
વાહલારે સરતાજ—૧
લોભ લાભને ધરી દીલમા, ક્રોધ કરે તુ ખળભળતો,
નથી માતની જરા કાંઇબી દાજ તુજના. મનમા તનમા,
છે ધક ધનમા—વહાલારે સરતાજ—૨
લોભ લાલચે ગયા કપાઇ, ધરતી પર જે ધમ ધમતા,
તજી ગયા સંપતી સુખ 'ને સાજ જગમા,
ધમક—ધમકતાં, દમક દમકતા—વાહલારે સરતાજ—૩

શએર

લાલન મારા લાલ બની, કાં લોભ કરે બેદાજ,
લોભને રહેતો ડોભ કદી નહી, લોભે ગઈ છે લાજ.
લોભ લાભ છે મુળ પાપનુ, લોભે ગયાં છે રાજ,
લોભ લાલચે લહી મુવા છે, ખોઇ સુખ 'ને સાજ

(2) રાણી કચતાયુનની અસ્ફન્દીઆરને મનાવટ પાનુ ૧૮૯

ગાયન. બડહંન્સ.

મારી શીખ સુણી લે મારા જાયારે,
જવાની સોહામણી, કોમળ છે કાયારે—મારી ૧.

ઘટે ના ગુમાની, એ ગુણુ નાદાંની,
રણધીર, સુરવીર, કરી પસતાયા રે.—મારી.૨.
ગજબ કંઇ કઈ કરે ઇન્સાન, ઘડીની જીંદગાંની પર.
હવામે બાંધે છે કિલ્લા, અનેક હિસાબ જવાંની પર.

(3) ફાની દુનયાનુ કારખાનુ. પાનું ૧૯૧.

ગાયન જીલ્હેટી-જીલ્લા.

ફાંની દુનિયાંનું કારખાનુ—આબાદ કરે વેરાનુ.—૧
કીધા જેર જમીને લાખો—ના કીધો કોઇનો મુલાકો,
ના છોડે સગું કે બિગાંનુ—આબાદ કરે વેરાનુ—૨
છે બઝમે ફાંની દીવાની—થઇ ભલા ભલાની હાંણી,
હર કદમ કદમ ગમખાંનુ—આબાદ કરે વેરાંનુ.—૩
થઇ પીરો-જવાંનની કિયામત-ના ટકી કોઇની તાકત,
છે અંતે ફના મરવાનુ—આબાદ કરે વેરાંનુ.—૪
થયો જેર જમાને જમશેદ—જે ઇરાંનવેજનો ખુરશેદ,
ઠરવાનુ ન મલ્યુ ઠીકાણુ—આબાદ કરે વેરાંનું -૪
ના રહયો ફરેદુન દાના—નઉઝર, કયકાઉસ સ્યાણુ,
છે ગજબ કજા બિયાણું—આબાદ કરે વેરાંનુ—૫

(5) કોલ તોડનાર ઉપર મેહર યજદ કેવો કોપે છે. પાનું ૧૯૨.

ગાયન બરવા.

ગાવો ચતુર સજાંન, જગતમે વચન બહુ બળીવાંન,
સમજો ગુણુવાંન, તુટે તો ગયુ માનવનું માન.—૧
વચન આપી પાલ્યા જેણે, તે પડયાં છે પાર,
તરી ગયા છે જગ ભવસાગર, પામ્યાં રોશન દાર.
ગાવો સંહુ જંન, વચનના ગુણુ ગાન-જગતમે,—૨
મેહર યઝદની મેહર તે પર, જે સત વચની હોય,
જુવે નહી દુનિયાંમે રજ તે, સદા સુખમે સોહોય.
કહેર મેહરનો બેવચની પર, દુખ પામીને રોય,
હાથ પગે નિરબળ બનાવે, નુર આંખોનુ ખોય
ગાવો સંહુ જન, સત વચનીના વખાન-જગતમે—૩
બેવચનીનુ તોડે છે બળ, મેહર યઝદ મેહરબાંન,
પાવ પલકમા કહ્યા થઇ, આબાદ કરે વેરાંન
ગાવો સહુ જન, સત વચનીના વખાન-જગતમે—૪

(6) રૂસ્તમ સાથ જંગ નહી કરવા કેયતાયુને અસફ્ન્દીઆરને સમજાવવો. પાનુ ૧૯૩.

કેયતાપુન:– ગાયન પીલુ-હેસ.

આની ગમ જાજે, પેલી ગમ જાજે, ના જાતો સીસ્તાંન નગર રે,
સીસ્તાંન નગરના રૂસ્તમથી તું થાશે બેખબર,
માન તું વાત મારી.—૧

અસ્ફન્દીઆર —
આની ગમ ન જાઉ, પેલી ગમ ન જાઉ, હુ જાઉ સીસ્તાન નગર રે,
રૂસતમને જઇ લાવુ સંગાથે, તે આવે ઝુકાવીને સર
જાણુ તું માત મારી—૨
ઇરાનની શાહી લેવાને કાજે, રૂસતમને પકડી લાવુ રે,
જગ કરી કરૂ તમ હુ તેને, શાહી ઇરાનની પાવુ,
જાણુ તું માત મારી.—૩
બાંધીને તેના દસ્ત 'ને પાંઉ, ઘસડીને લાવુ ઇરાન રે,
તારાજ તેના કરૂ મુલકને, જાબુલ કરૂં વેરાન,
જાણુ તુ માત મારી —૪
દેહ મારી કીધી છે જરથોસ્ત સાહેબે, કાંસા જેવી કઠણ રે,
રૂસતમનુ જગ મુજ મનથી છે, બીલકુલ બાગે—ચમન,
માન તુ માત મારી —૫

(7) અસ્ફન્દીઆરની છુટ માટે કયતાયુનની દલગીરી પાનુ ૧૯૪
ગાયન કાફી-જીલ્લો.

આજ આસ ધુળ થાઇ, પ્યારાની હુજત કેવી ભારી, ભારી,
કહું શુ શુ કરગરી તુને, હઠને વિસાર છોડ જિદ સઘળી,
તુજને જોયા વન કળ ના પડે મને—આજ —૧
જંગે ડરી સુણુ દલેર મનાઉ હુ,
જો બેટા જાંન તહારો નાજુક, રંગ તજી કરે કા જગ જબરી-આજ.—૨

(8) બેહમને રૂસ્તમની વખાણુ કીધી પાનુ ૧૯૬
ગાયન. પીલુ-બરવા.

બેહમન:—
સગ થયો શુભ સુરતે—હરખે મન જોઇ દીદાર,
શક વિના રૂસતમ ચમકે, જેમ ચદ્ર ગગન ઝમકાર
તપો તારી સરવરી.—૧
ચદ્ર વગરની રાત શુ—સુર્ય વન અધકાર,
રૂસતમ વન ઇરાન શુ, કહે બહમન અસ્ફન્દીયાર,
તપો તારી અફસરી —૨
રૂસ્તમ:—
જે જગ પાળે જનમથી, દીયે તેજ સુખદાન,
રૂસ્તમ પર છે રહેમ રબની, રાખે જગમે માન,
તપો તારી બહેતરી —૩
જોઇ દરશન દીલ ખુશ થયુ, વેરાન થયુ ગુલઝાર,
ભેટ મને તું વહાલથી, મુજ ઘર ઝાંઝર ઝમકાર
તપો તુજ બસ્તરી.—૪

(9) રૂસ્તમે બેહમનની પરોણાગત કીધી. પાનું ૧૯૬.

ગાયન. નાયકી-કાહાન્ડો

સુગંધી ગજરા લાવો રે માલણીઆ,
ભરી ભરપુર જામ, પાવો રે સાકીઆ—૧
લાલ ભરી ઢાળ, ગોહર નિસારો,
કરી રંગ રિજવો, મહેમાન સજનીઆ, ભરી ભરપુર—૨
પાવો પીલાવો, છે દીન આ મુબારક,
મુબારક મહેમાન, મારો મોહનીઆ, ભરી ભરપુર—૩

(10) અસ્ફન્દીયારે રૂસ્તમની મહેમાની નામંજુર કીધી. પાનું ૧૯૬

ગાયન પીલુ-બરવા.

સાંભળ બીના ધીર ધરી તુ, કહુ છુ અએ દલીર;
સુજ પડે નહી, કેમ કરૂ તદબીર—સાભળ બીના -૧
નિસ-દીન ગમ—અલમ, કળ ના પડે મને,
પ્રાણ પ્રીતથી લરજે મારો, જોઇ તુને આ પીર —૨

(11) રૂસ્તમ ઉપર અસ્ફન્દીયારે પાનું ૧૯૮
ગુસ્સે થઇ, પોતાની સીફત કીધી

ગાયન. ગીરનારી

અએ રૂસતમ કર કેમ બેહુધા કલાંમ,
જરા બેમુરવત જબા તારી ઠામ
હતા મારા વડવાઓ જગ—આસકાર,
તો બન્યો છે આજે તુ સામે સવાર.
ન્યાગાનો તુજના જાલ અને સામ,
હતા બંને તેઓ હંમારા ગુલામ.
મે તોડીને કીધાં રૂના હફતેખાન,
મે મારીને અરજાસ્પ જીત્યું તુરાંન.
મે જગ માહે ફેલાવી જરથોસ્તી દીન,
મે કીધી છે રોશન ઇરાંન જમીન

(12) અસ્ફન્દીયારને રૂસ્તમે શીખામણ દીધી પાનું ૧૯૮

ગાયન પાહાડી—જીલ્લા ગઝલ

ગરદીશ દેખાડે છે રંગ, હજાર નવા નવા,
પરદે-ઝમી પર થઇ ગયા, ખુવાર નવા નવા.—૧
દીન નહી રાત નહિ, જુવે ન સુબો-શામ,
સરજત કરે હર પળે, શિકાર નવા નવા.—૨
કિધા છે લાખો સરજતે, ; જેર જાલમ જોર,
ચાલે નહી તદબીર 'ને વિચાર નવા નવા.—૩
જમશેદ 'ને જોહાક, ફરીદુન, તુર-સલમ,
ખાકનશીન થઇ ગયા સરદાર નવા નવા—૪

(13) રૂસ્તમ અને અસ્ફન્દીઆર વચ્ચે તકરાર થવી. પાનું ૨૦૦

ગાયન. પીલુ કરનાટકી.

રૂસતમ :—

મુરખ મન તું માન માન કે'ઇ, તારી મારી કરતાં જન્મ ગયો,
ખટપટ 'કટકટ કરતાં કરતા, દમ આદમનો ખતમ થયો.—૧

બાળપણુ તે ખોયુ ખેલમા, ખોઇ જુવાની નિન્દ્રામા,
કા રહીયો તુ નિરખી બુઢાપો, જોઇ જમને રસ્તામા.—૨
કોટ ઉમેદના બાંધે પાણી પર, રૂસતમ સાથે લડવામા,
પાવ પલકમા કરૂ જેર હુ, મોજ ચખાડુ મરવામા —૩

અસ્ફન્દીઆર :—

જોબન મારૂ જોર જુવાની, નથી ખોઇ મે નિન્દ્રામા,
જાગી રહયો છુ પુર જોમથી, લડવા તુજસે રસ્તામા.—૪
કરૂ નહી હુ કુસપ તુજસે, નથી હુ રાજી લડવામા,
નહી બાધવા દિયે હાથને, લડી રાજી છું મરવામાં—૫

---

(14) જાલેજરે રૂસ્તમને ફત્તેહ પાનુ ૨૦૧
માટે આસીશ દીધા
ગાયન-પીલુ
શએર

થતો ના બદનામ રૂસતમ કદી,
આલમમા અસ્ફન્દીયાર મારી,
મરતો ના આ જગમા તુ કદી,
યઝદા રાખે જગમા લાજ તારી

---

(15) રૂસ્તમની નીરાસી. પાનુ ૨૦૧
"કોણુ રૂઠે તો નહી પરવડે."
(રાગ-વખતને અનુસરતો)

કહે રૂસતમ સુણુ ધીરજ ધર પેદર,
કરો યાદ રબને હર આફત અંદર
રૂઠે જગતના લોક, મળે પાછા કોઇ દાહડે,
રૂઠે શહેરનો શાહ દેશનિકાલ કાહડે
રૂઠે જો રાજા મેઘ, ભૂખે તવલાવી મારે,
રૂઠે સુખની સુરત, કદી નહી જગમે ઠારે
રૂઠે જો માદર પીદર, કદી તે લાવે માયા,
રૂઠે તબીબ દાનાવ, સમજી સુધારે કાયા
રૂઠે જો ભાઇ બહેન, મળે મળતા એક લાગે,
ના રૂઠતો તુ ફિરસ્તાર, ઠાગ મારો નહી લાગે

---

(16) અસ્ફન્દીયારનુ રૂસ્તમ પાનુ ૨૦૧
સાથે લડવા જવુ
ગાયન યમન-કલ્યાન

હવે જગી જાગ્યો રે—
તન પર બખ્તર-સજી શસ્તર—
તગ ખુબ તાણીયા, કટારીયા, કમાનીયા,
ખંજરીયા, કમરસે બાંધી—
જગી જાગ્યો રે —૧.
કસી કમર નહી ડગમગે,
લહુ રેલુ ઉછળી રગરગે,
સુરવીર, થઇ અધીર, રંગે જગે—
જગી જાગ્યો રે —૨.

---

(17) રૂસ્તમને અસ્ફન્દીયારના પાનું ૨૦૧
સખુન.

અસ્ફન્દીયાર -

સુખન સાભળ કહુ છુ રૂસતમ તુને,
ચાલ તુ હવે સીસ્તાનથી,
મને બાધવા દે હાથ તહારા,
હુ ડરતો નથી કોઇ મરતાનથી.

રૂસ્તમ -

ના કરતુ ચંચળ ચતુરાઇ ધણી,
દીલખુશ તહારા સુખન નથી,
બાધે હાથ મારા જે કોઇ,
તેનુ જગમા કહુંન નથી.

---

(18) રૂસ્તમ સાથે અસ્ફન્દી- પાનું ૨૦૨.
યારની તોછડાઇ.
ગાયન. બેહાગ.

કોણુ જગમા એવો જાહેલ છે દીવાનો,
રૂસતમ નામે ના ધડકે, ના ફડકે પ્રાણુ,
બખ્ત બરગીસ્તા થાયુ, ચાલ મરવા મરવા,
અંતે સરજત લાવી તુને મરવા લડવા —૧

સુણ રૂસતમ જંગી તહેમતન, | કરવા દે બે બાજુ તંગ,
લડવાનુ છોડી દે મન, | બાઇજત લઇ જાઉ સંગ.

બનું હુ દાસ તહારો નમાનો-રૂસતમ નામે—૨

---

(19) રૂસ્તમની જખમી હાલત ઉપર જાલેજરની નાસીપાસી. પાનું ૨૦૩

ગાયન સિન્ધ-જીલોટી

મે તો જંગ જીતવાની આસ તારી છોડી રે,
જોઇ રંગ જંગનો, રખે તુટે જીદગી દોરી રે—૧
રબ રાખજે લાજ આલમમે, અરજ ગુજારૂ હાથ જોડી રે,
કેવા જખમ બદન પર, દીસે બહુ બદતર,
ઘાત થશે જંગે કેવી કફોડીરે–મે તો જંગ—૨

બયેત.

જે તનની કીધી જતન, તે રાતો દીન ઓ રૂસતમ,
કેમ શકુ જોઇ તે ઉપર, કાતીલ પડેલા છે જખમ
તંગ થયો છે હાલ તારો, જંગથી તું લાચાર છે,
છે હરીફ બળવત પણ, યઝદાન તારો યાર છે.

---

(20) રૂસ્તમની નાસીપાસી પાનું ૨૦૩

ગાયન. કાફી–જયજયવંતીની મીલાવટ.

કરમ કરે તે કોઇ કરે નહી, લાખ કરે શુ થાય,
લખ્યા લેખ તે કદી ફરે નહી, નિજ બળથી ભુલાય.
કેમે કેમે વહાલા વીરને મનાઉ—અરે હવે— ૧
કરી જબરી લડત, કીધા જખમ સખત,
મારો જીવ અકળાય—કેમે કેમે વહાલા વીરને— ૨
કેવી કઠણ સરત, ચાહે નિપટ નફટ,
મારા બાંધી બે હાથ, લઇ જવા તે ચહાય-કેમે કેમે— ૩.

---

(21) રૂસ્તમને સિમુર્ગે કહેલા સખુનો. પાનું ૨૦૪

ગાયન કેદાર.

સાંભલ તુ જેહાંજોય રૂસતમ, કહું છુ જે કાન ધરી,
રહેશે સુખી જગમા નહી, અસ્ફેન્દીયારને એજાન કરી.
દુખ બલાથી મરશે પીડાઇ, થઇ જશે ખાંનુખરાબ,
વિપત સંકટ સહીને મરશે, કુળ તેનું બેહિસાબ.

(22) અસ્ફન્દીઆરને તીરથી મારવા આગમચ રૂસ્તમની ખુદાપાસ અરજ પાનું ૨૦૫.

ગાયન.

ઓ ખુદા રહેમી કીરતાર,
બન્દો હુ તારો ગુનાહગાર,
અરજ કરૂ હુ ઉઠાવી પુકાર,
આ મુશકીલ તુ મારી તાર—૧
બચાવ મુજને તું ઓ યઝદાન,
સાભળ તુ મુજની ફરીયાદ,
આ જગથી છુ હુ આજેજ-હેરાન,
ઓ ખુદા! લે તુ દાદ.—૨
ખોલ! યઝદાન ખોલ,
બરગીસ્તા બખ્ત મારૂ,
મુજ આજેજના સાભળ બે બોલ,
તુજ વન છે કોણ તારનારૂ.—૩

---

(23) બેહુમનનો પોતાના બાપની કબર ઉપર વિલાપ. પાનું ૨૦૬

ગાયન જેટ-ગૌરી.

ઓ જગી બાપ દલેર-મારા-હાલ જોઇ તારો પીસર રડે રે—૧
કબર કહેરે જગ અધકાર, નયેનોથી વહે છે લહુની ધાર,
અતે થયો અજલનો શિકાર, વન મોતે મરે રે—૨

---

ક્ષનભગુર દુનિયા!

ગાયન. ભૈરવી.

આ ખેલ ખલકનો ખોટો—ના છકી—છકી બન મોટો રે ૧
ચેત ચેત ચચળ છે કાયા, પાણીનો પરપોટો,
નામ ધરી લે ધરણી—ધરનુ, જમનો જબરો સોટો રે. ૨
આ સસારે રમી રમીને, બની રેહયો ગળગોટો,
ચાર દીવસનુ કરી ચાદણુ, ભરે પાપનો લોટો રે ૩
કચન જેવી કાયા જોઇ, હસી-હમી તું મ્હોતો,
અત કાળે સહુ મુકી અધુરૂ, જશે જમ સગ રોતો રે ૪
પ્રાણ પડશે પલક પળમા, ગાફેલ ના રહે સોતો,
ધ્યાન ધરીને યાદ રાખનુ, જન્મ-મરણ છે જોટો રે. ૫
ગાન તાનમે ગુલ્ટાઇ જઇને, રખે થતો તું છોટો,
પાપ પુન્યને સમજી લેજે, ના કર ગડબડગોટો રે. ૬

# રૂસ્તમ અને શાધાદ.

(1) દુનીયાની બેવફાઇ. પાનું ૨૦૯.

ગાયન-દેસ. સુરતઆહ

સુતા છે કઇ સેકડો, દુનીયાની જફાથી, લાચાર બનીને,
ચાલી ગયા કઇ ખાકમે, દુનીયા બેવફાથી, બેજાર બનીને—૧.
ગરચે તુ બાગે-ગુલ બની, રહેશે જેહા અંદર, ખુશબોથી બની તર,
એક રોજ તારી ખાક પર, ઉગી નિકલશે ખાર, બીસમાર બનીને.—૨

શએર

બાંધી રેતી પર બુલંદ ઇમારત, ઉમેદ ધરી દીન રાત,
પાવ પલકમા પટકઇ પડશે, આ કાયાનો કાટ
માત, પીતા, પુત, ભગની, ભારજા, સહુ મતલબના કોટ,
કાયા કાચી કચડાઇ જાશે, જેમ ધુટીમા લોટ

---

(2) પાનું ૨૧૨

સામેસ્વરના કુટુ બને સીમુરગે કરેલી આગાહીવાલી આફતમાથી બચાવી લેવા જાલેજરે બંદગી કીધી.

ગાયન. યમન-કલિયાન.

આગાહી કીધી સીમુરગે, શુ ફળીભુત તે થાય,
તારણ કર હે ! તારણહારા, થા સામે સ્વારને સહાય—૧
તુ લાજ શરમ રાખ સાહેબ,
દીન દુનિયાનો પરવરદેગાર—૧
તુ જ વન હમુને કોણ ઉગારે,
ભવિશ ભરીયુ છે વિપત અંધકારે,
ભાખ્યુ ભવિશ છે બુરુ અતી ભારે,
હાથો જોડી માગુ મદદ ઓ ગાએબ
તુ લાજ—૨.

(3) પાનું૨૧૪,

શાહે કાબુલને રૂસ્તમ સામે મપચ રચવા શધાદે ઉસ્કેર્યો

ગાયન. કાફી.

અરે રે તુ, હામ ધરી કર દીલથી દુર દવા,
અરે રે હું, હામ કરી દેખાડુ રંગ નવા.
અરે રે તુ કર મંજુર, ઓ રંજુર,
પાવ પલકમા આફત હું કાબુલની કરૂ દુર,
ડરે કા ધડકી દીલમે, કંપે તુ બેજરૂર,
અરે સાંભલ શાહા સુરા,
દુશમન બુરા, થાશે ચુરા—હામ ધરી, ૧.
જાલ બિછાવુ દગા-ઠગાની,
ભરમબરી તું જાણુ,
છદ-ફંદની સુરંગ ફોડી, કરૂ કુલ્લે વેરાન-
હામ ધરી ૨.

---

(4) શધાદે શાહે કાબુલની દરબારમા રૂસ્તમની તારીફ કીધી. પાનું ૨૧૫.

ગાયન. પીલુ.

ભાઈ દીલારામ મારો,
સુરવીર જંગે ન્યારો,
ખેંચી તીર કમાન, કાહાડે કાબુલનુ ગુમાન—ભાઇ દીલારામ—૧.

બુલંદ ચકબાલે, પરદુ ખ ટાલે,
બને બેજબાન, તારા કાપી કાહાડે કાન-ભાઇ દીલારામ—૨.

શએર

તે છે અખ્તર, તે છે અનવર, તે છે સહુનો શાહ,
તે છે ખુરશીદ, તે છે માહા, જગને દે છે પનાહ
જેર થઇ છે જગ જેનાથી, એવો સામે-સવાર,
હમાવરાની, માઝીન્દરાની, કાબુલ તાબેદાર

(5) કાબુલના શાહે શઘાદને દરબારમા અપમાન કીધુ. પાનુ ૨૧૬

ગાયન પીલુ.

બની બુબખ કા કરે તુ બકારો,
કેમ બનીયો તુ આજે નકારો—૧.
થયો હાલ હવાલે-શરાબને પ્યાલે,
ઝહેર પીઇ પીઇ કરે કા પુકારો—૨.

શએર

બની મસ્ત તુ ખુબ મહેફિલમે, શરાબ પીઇને લાલ,
મને ખબર નહી હતી તહારી, તુ બનશે પચાલ.
ચહડી ખુમારી દેમાગે તારા, ખુરશીદ માહા દેખાય,
જો કાબુલને છેડે રૂસ્તમ, જડ મુળથી જાય.

(6) શઘાદે શાહે કાબુલને ધમકી આપી. પાનુ ૨૧૬.

ગાયન પીલુ-બરવા.

જા જા જાલમરે, બધ જુબા પલીદ કર તારી,
કરૂ કાબુલની ખુવારી—૧.
કરૂ સરજત રે તારી ભારી બુલન્દ અધારી,
તારી શાહીને નાખુ ઉખાડી—૨.
ચહડી દેમાગે ગઇ સૌદાઈ રે,
કીધી રૂસતમસે તે લુડાઇ રે,
ધરી લિધી તે ખુદમે ખુદાઇ રે,
જન જો જો રે, લાવુ કાબુલ પર સવારી,
તુને પળમે નાખુ ઉખાડી—૩.

શએર

જણી ગઇ કોઇ નાર જગતમે, જબરો બદલગામ,
હસ્તી, તારી છે રૂસ્તંમથી, તુ તેનો ગુલામ.
મસ્તાનો થઇ ડોલે તખ્તપર, ખોઇ દઇને ફાંમ,
રૂસ્તમને જોઇ ધ્રુજે તારાં, ઠઠ ઠઠ હાડ તમામ.

(7) શહાબે શાહે કાબુલ સાથે તરછોડ કરી તેનું જાબુલ ચાલી જવું પાનુ ૨૧૬.

ગાયન.—રાગ પ્રસંગાનુ સાર.

અરે શાહે કાબુલ ઓ બદલગામ,
ખુદાથી ડરીને જબા તારી ઠાંમ
દિધું તુને જેણે શાહી ચમન,
તુ બોલે છે તેને બુરા સુખન
અગર તુ બચે દોરે આસમાનથી,
છુટે નહી તુ રૂસ્તમ પેહલવાનથી

(8) ગુણ વગરનો મર્દ કેવો ગણાય. પાનુ ૨૧૮

ગાયન-સારંગ (મારવાડ.)

ગુણ વણ મર્દ ગણાય નહી, જેમ સાગર વણ પાણી,
ગુણ વણ મર્દ ગણાય નહી, જેમ નિમક વણ વાણી—૧
ગુણ વણ મર્દ ગણાય નહી, જેમ ચન્દ્ર વણ અંધારી,
ગુણ વણ મર્દ ગણાય નહી, જેમ નાથ વિના નારી—૨
કટિા કાઢડુ રે કાબુલનો,
તારા કંઠને કાપુ આજ—૧.
ગુણી જન ભુષણ ધીર અલબેલી,
સુરવીર ભુષણ સમશીર બેલી.
ગુણ વણ છળબળ પાખંડ ખેલી,
તજી તજી જગની લાજ—કાટા—૨.

(9) "કૂના અંતે ફાંની, કરો રબ યાદ" પાનુ ૨૨૧.

ગાયન. ગૌરી અને કાલા ગડાની મીલાવટ.

મન માયા કર તુ વિચારી,
તારી કાયા છે કેવી ઠગારી—૧
કરશે પળમે પવન પર સવારી,
ઉડી જાશે તજી દીલદારી—૨
પ્રાણુ લે ભજી ભજી કિરતાર,
થાશે બેડો તારે પાર
દુનીયા સ્વપનું છે સંસાર,
બંધ થઇ આંખો તો અંધાર.

શએર

ચેત ચેત ચંચલ છે કાયા, પાણીનો પરપોટો,
રહેશે નહી ધન, ધામ 'ને જોબંન, તજી દે અહમપદ ખોટો-ભજી ભજી—૩
આ ધરતી પર અમર નથી તું, ભલે હોય તુ મોટો,
કાળ ક્રુર છે એવો કાતીલ, પળમે દાબે તોટો-ભજી ભજી—૪.

(11) ગારમાંથી રૂસ્તમે શધાદને શ્રાપ દીધા પાનું ૨૨૩

ગાયન. ભૈરવી.

અરે ઓ કજા મારી, ઠગારી રે,
આખર આવી ખડી તુ સામે, ધુતારી રે—૧
અરે થાઇ ભાઇ, બનીયો કસાઇ,
મારી મને તુ મરજે પુકારી, પુકારી રે—૨

શએર

નામ તેનો નાશ જગતમા, નથી કજાનો ગમ,
ગયા દમ્પતી ધરતી છોડી, (તો) જીવે કેમ રૂસત'મ—૧
જરા દગો તુ ખોલી જોજે, કરશે તેવુ ભરશે,
હકતાલાનો માર તારી પર, અતે જગમે પડશે—૨

લાઇન ૭૯૩૦ શધાદે રૂસ્તમને તાના જાણીના સખુનો કહ્યા. પાનું ૨૨૩

ગાયન—ભૈરવી

શએર

જેહા પેહલવાન થઇને તુ, પડયો કેમ આવી આફતમા,
અરે રૂસતમ ગુજારી જીદગી, તારી હેમાકતમા
બની પેહલવાન ઇરાનનો, પડયો કેમ આએ મહેનતમા,
હવે મુશ્કીલ એ નાહરી, થશે આસાન કિયામતમા
જોરે રૂસ્તમ-જફ્રા ખતમ
ખતમ જાલમ, શોખ ચશમ.

(14) રૂસ્તમે ગારમાથી શધાદને જવાબ દેવો. પાનું ૨૨૪

ગાયન ભૈરવી

અરે શધાદ, ઓ બદકાર, થયો જલ્લાદ હકિકતમા,
દગો દઇ નાખીયો રૂસતમને તુએ બલાગતમા.
થયુ અતે ઠીકાણુ રૂસતમનુ આએ તુરબતમા,
મગર તુ કામ કરીને આ, પડયો જગની લિયાનતમા
જેર રૂસતમ, દગો સિતમ,
સફર નવી છે મુલ્કે-અદમ

(15) રૂસ્તમની આખેરી સરજત પાનું ૨૨૫

ગાયન. જોનપુરી.

હાય ! હાય ! હાય !
કર્મની ગત ન્યારી, ન્યારી ! ન્યારી !—૧
તન તન મહારા, ભોકાય ભાલા,
અરેરે હાય, જીવ જાય,
અતે થાઇ ખ્વારી, હાય, હાય !—૨,

### દુનિયાનો મામુલી દસ્તુર.

ગાયન ગૌરી

સર બ સર દુનીયાનો બંન્દા, જાણુ એ દસ્તુર છે,
ખીલી રહી કરમઈ જવું, આલમને મંજુર છે.
આ હાથે દેઇ, આ હાથે લેઇ, આખર સફર એક દીન કરો,
ઇન્સાફ હકનો હક છે, જેવુ કરો તેવુ ભરો

---

(16) ### ક્ષનભંગુર દુનિયા. પાનુ ૨૨૬

ગાયન ભેરવી પદ

આ ખેલ ખલકનો ખોટો—ના છકી-છકી બન મોટો રે ૧
ચેત ચેત ચંચળ છે કાયા, પાણીનો પરપોટો,
નામ ધરી લે ધરણી-ધરનુ, જમનો જબરો સોટો રે ૨
આ સંસારે રમી રમીને, બની રહયો ગળગોટો,
ચાર દીવસનુ કરી ચાહણુ, ભરે પાપનો લોટોરે. ૩
કંચન જેવી કાયા જોઇ, હસી-હસી તુ મ્હોતો,
અંત કાળે સહુ મુકી અધુરૂ, જશે જમ સંગ રોતો રે ૪
પ્રાણુ પડશે પલક પળમા, ગાફેલ ના રહે સોતો,
ધ્યાંન ધરીને યાદ રાખતુ, જન્મ-મરણુ છે જોટો રે ૫
ગાંન તાંનમે ગુટઇ જઇને, બને તુ રોશન છોટો,
પાપ પુન્યને સમજી લેજે, ના કર ગડબડગોટોરે. ૬

---

# રાણી હોમાય.

(1) ### દુનિયાની ચલન ઉપર સાસાનનો વિલાપ પાનું ૨૨૮.

ગાયન. પીલુ-બરવા

ચેત તું ચેત ચતુર ઇનસાન—
જુઠી જગની માયા પર કા, મરે મુરખ નાદાન—૧
જુઠી માયા, જુઠી કાયા, જુઠો છે સંસાર,
નાવ ભાગશે ભર દરિયામા રેહશે દુર કિનાર
જગની બાજી જુઠી સમજી, સુમરન કર કિરતાર,
પળમા પડશે દેહ તહારી, થશે કહા તુજ ઠાર.
ફરે તુ થઇ રસમા ગુલતાંન—જુઠી જગની—૨
ધન-દોલતનો સંગ્રહ કરી, તે જમાવ કીધા લાખ,
અંત કાળે ના દીધું કોઇએ, સિવા કફન ' ને ખાક.
ગગન ગજાવ્યાં ગરજી જેણે, રિઝીયા જે દીન-રાત,
આરમેલુ મુકી અધુર, ગયા જમ સંગાથ.
રહ્યું ના જગમે નામ નીશાંણુ—જુઠી જગની—૩

---

(2) સાસાનનો પોતાની મુફલસી માટે અફસોસ પાનુ ૨૨૮

ગાયન પીલુ બરવા.

આ જગની જોઇ માયારે— ભલ ભલા ભણેલા ભમાયા.
આ દોરંગી પર દોરવાયારે—ના અંમર રહી કોઇ કાયા—૧
રાજ ગયા, 'ને તાજ ગયાં—ભર ઉમેદ ના કંઇ કમાયા,
શ્યાણા ભણેલા ભેદ ન પાયા—અકળે આલા ઠગાયારે—૨
બળ વીર, બાહાદુર, બળહિણુ થાયા-લાખોની કસડાઇ કામા,
નરપતી લાખો 'ને શાહી હજારો—ન રાખી ગયા પડછાયારે—૩
લાખો લાડો લડી ઉધેરેલા—જોબનવતા જાયા,
પડીયા પલકમે પટકાઇ નીચે—કાળને હાથ સપડાયારે—૪

---

(3) રાણી હોમાયના તજાયેલા બાળકને દાસીએ ગાયલુ હાલરડુ. પાનુ ૨૩૦

ગાયન.કાલિ ગડો—ગૌડી

પોહોડોરે રસીલા વીરા ઝુલે, ઓ કિયાની વશી, પાટવી હિંચો તમે હિંડોલે;
નવલા પ્રસંગે લીધો જનમ સુપ્રભાતમા, દુર થજો વિપત-બિકટ રાતમા,
અકળ, સકળ, સબળ થજો, ઓ કિયાંની વશી, તેના પ્રતિબિબ છો તમ,
ઓ ચન્દ્રમુખી, પાટવી હિંચો તમે હિંડોળે—૧
ઝુલણા ઝુલાઉ ગાઇ, પોહોડો બાળ સુખદાઇ, મોટા થઇ જીવજો દમદમાતમા-
સરોશ તાગે સગી થજો- મેહેર તારો અગી થજો, ઓ કિયાની વશી,
તેના પ્રતિબિબ છો તમ, ઓ ચદ્રમુખી, પાટવી હિચો તમે હિડોળે—૨

---

(4) પાનું ૨૩૩

ધોભીએ દારાબની કરેલી ઠઠોલી

ગાયન-કાફી

અરે ! મારા જગી જવાન, ઇરાની
આહા ! હા હા ! હા, હા, હા ! હા હા હા હા !
હા હા હા હા—અરે મારા જગી જવાન—૧
હાથે કમાનીઆ—ખાદે તબરીઆ,
એ લેઈ બેઠો તુ શુ તુફાન—ઇરાની—
આહાહાહા—૨
આ તીર કટારી—એ ધારવારી,
કાહાડી નાખશે કોઇનો પ્રાન—ઇરાની—
આહાહાહા—૩
ધોવા જા ધારે—લેઇ ભાર ખાદે,
છાજે નહી પેહલવાની,
જાણે ન હુનર જગનો જરાબી,
ધોબી—જા ધોવાને લુગડા—ઇરાની,—
આહાહાહા—૪

---

(5) પાનુ ૨૩૩.

દારાબ અને ધોબી વચ્ચે સવાદ

ગાયન પીલુ.

દારાબ —
ઓ ધનપતી ધોબી ધન્ય ધન્ય તમને,
શુ ધોબીને ધધે કમાયા,
આ જર—જેવર, મોતી 'ને ગોહર,
એ કહાથી તમે સહુ લાયા—૧

આ શ્યાણા—કહો દાના—
હોઇ ૨૬ થયા કેમ રાણા—૨

ધોબી-
તું જાણે શુ ધોમીના ધધાના ગુણો,
કર રકને પળમે રાણા,
એક વસાના માનસને હું કરૂ લાખ વસાના,
આ દિવાના, મારે તાણા—
જરા ધ્યાન ધરી થા શ્યાણા-તુ જાણે શુ -૨

---

(6) પાનુ ૨૩૪

હારાબનુ હથીયારબધ
બની જગે જવુ
ગાયન. કામોદ-કલીયાન

હવે જગે જાઉરે—દે બખ્તર,
સજુ શસ્તર—દીલે ચટપટિયા,
કદરીયાં—ન કરીયા—સબરીયા,
જીગરમે ધારી—જગે જાઉરે—૧
જગે જવા જીવ તલમલે,
મન મારૂં પળપળ વલવલે,
સુર વીર જગે નહી ધડકે-તડકે—
હવે જગે જાઉરે—૨

---

(7) પાનુ ૨૩૪

હારાબે પોતાના જનમનો ભેદ જાણવા
જીકર કીધી.
સગીત સવાદ
ગાયન-કલ્યાંન

હારાબ :—
સજાને લાએક હડે તે બન્દો,
કરે જે જાણી જોઇને ફદો—
અગર ખોલશે જો ભેદ નહી તું,
કરશ જબરો તું સાથ તટો—૧
નથી જણાતો તુ બાપ મારો,
મને દિસે છે તુ કોઇ બધો,
જમાવી જબરી શુ આએ દોલત,
કરી રાત દીન ધોબી ધધો—૨
નથી સિકલ મુજ નકળ તહારી,
અગર જો પેદર તુ છે મહારો,
નથી મહોબત જીગરમે મારા,
મને લાગે તુ કેમ અકારો—૩

ધોબી.-
તુ મારો દીકરો, બની નફ્કરો,
કરે તુ બાતો બનીને તુન્દો,
અગર ધ્યાન દેઇ કરે જો ધધો,
બને તુ ધોબી બહુ ચુનન્દો—૪
હાલ હકિકત જો હોય પ્યારો,
પુછ જઇ ધોબણને સારો,
અગર નથી જો હુ બાપ તારો,
શોધી લે બીજો કોઇ સારો—૫

---

(8) હારાબના જનમની હકીકત ધોબણે જાહેર કરવી પાનું ૨૩૪.

ગાયન. પીલુ- ધનાશ્રી

સુણ વીર કહુ શુ તહારા કરમની કહાણી,
દીલજાન—ખુદાની અજબ ખુદાઇ છે,
જેની ઝલક આ ખલક, ફલક ’ને મિનોઇમે છાઈ છે—૧
એક રોજ મુબારક વહાણુ વાયુ એવું,
દીલજાન—ધોબી ગયો ઘાટ ઉપર,
નદી નીરમા તરતી સદુક પડી તેની નજર
તે સદુક હોડી જોતાંજ આવી તમર,

દીલજાન—ઉઠાવી લિધી ધરી સર પર;
બડી ફજરમા ધણી મહારો લઇ આવિયો ઘર

(વલણ)

ખોલીને જોતા દિઠું બાળ એક સુંદર
મોતીની માળા ગળે લાલ, 'ને ગૌહર
વળી શાલ-ડોસાલા કિમતી જર 'ને જેવર
દીલજાન—એ દૌલત પરાઇ પાઇ છે—જેની ઝનક—૨
જે મલ્યો બાળ પેટીમાથી મુખ ચંદર.
દીલજાન—દુધ વન તલમલતો તે બાળ,
મે આપી છાતી, દુધ ધવાડી, લિધી ખુબ સંભાળ.
મે પાળી પોશી કીધો બાળ તે મોટો
દીલજાન—કિધુ મે લાડ લડાવી વહાલ,
નામ રાખિયુ 'દારાબ' તેનુ, ગણી જાન મિસાલ

(વલણ)

એ ભરમ જનમનો જાણુ બાળ ઓ પ્યારા.
હમ નથી જાણતા માત-તાતને તહારા.
તુજ પગલે થાયા નસીબ 'રોશન' મારા
દીલજાન—સરજત અજબ સુરાહી છે—જેની ઝલક—૩

---

(9) દારાબનો પોતાની સરજત માટે બલાપો પાનુ ૨૩૭.

ગાયન

આ ગરદીશે ગજબ જોઇ,
કેવો હુ હયરાન રહ્યો,
અફલાકી આ છે જુલમ,
કેવો હુ બેભાન રહ્યો—૧
મેહરો-મહોબત માયાથી,
રેહ્યો કેવો બેખબર,
માત-પિતાના નામથી,
કેવો હુ અજાણુ રહ્યો—૨

ખમી-ખમીને સંકટ ખમતા, દિલડા બહુ ચમચમતા,
વિપત વમલમા દિન ગુજરતા, રણુ સંગરામે ભમતા
અહિંબી લડતા, તહિંબી લડતા, ઘસડાતા ફસડાતા,
હિયા અથડાતા, ત્યા પછડાતા કીચગીથી ખરડાતા

(10) પાનુ ૨૩૮.

દારાબના બાબમા સરોશે

કરેલી બશારત

ગાયન -આસાવરી. (સાકી)

સુણુ-સુણુ ધરતી, બહુ ગુણવંતી,
ઠમી રેહજે સભાલી,
છત્રપતી ઇરાનનો વાલી,
સુતો છે સહી જ જાલી,
ભાવથી લેજે તું ભાળી,
આવિયો છે તે હિયા ચાલી—૧

---

(11) પાનુ ૨૩૯ દારાબના બાબમા સરોશે
બીજી મરતબે કરેલી બશારત.

ગાયન કલિંગડા.

અરે સાંભલ દિવાલ વેરાંની,
ના પડતી કરી નાદાની,
સુણુ કહાણી કહું ગમઝદાની,
હિયા સુતો છે શહેનશાહ ઇરાની—૧
એની સરજત અજબ સરજાઇ,
એની શાહી ગઇ છે લુટાઇ,
તુજ કદમ પર ગયો છે ઉધાઇ,
જો તુ પડશે જશે તે દટાઇ—૨

---

(12) દારાબ પોતાનો હાલ બ્યાન કરે છે. પાનુ ૨૩૮

ગાયન. કલગી-ગૌરી

કહુ હાલ શું વિપત વમલનો, કરમ કથા છે બહુ ન્યારી,
'આબમાથી દારાબ' નિકલિયો, માત બની ઘોબણ મારી—૧
જણીને જનતી બની નનામી, ના જાણું માદર પ્યારી,
દાદ લિધી દરિયાએ દાસની, જનમભુમી પર ધુળ વારી—૨
કિધો કયેદ એક સંદુક અંદર, હુ બાળકને ગંજ ભરી,
જર-જવાહેર, દિનાર દીરમ, સાજ સાથ મોતીની લડી—૩
નથી ખબર કહાં વતન મહારૂં, કોણ જનક 'ને છે જાઇ,
આ ધરતી પર જનમ લઇને, દીન ગુજારૂં ગમ ખાઇ—૪
બની નપુતી જણી પુતને, અજબ માત એ જણનારી,
અજબ હશે એ સરજત મારી, બની વાઝણી પુતવારી—૫
તજી દિધો કઇ વિના ગુનાહે, નદી નીર વેહતા ભારી,
બખ્ત હશે 'રોશન' મહારાં, માત બની ઘોબણ મારી—૬

---

(13) રાણી હોમાયનો પસ્તાવો. પાનુ ૨૪૧,

ગાયન. તીલક-કામોદ.

હું તો લાખ વિચાર કરી હારી મારી સજની,
હાથ પકડી મારો પાર તુ ઉતાર—હુ તો લાખ—૧
કરૂ અરજ હજાર—હવે પાડ તુ પાર,
મને દે તુ કરાર, તજી સપુત બની જીંદગીથી બેજાર—
હુ તો લાખ વિચાર કરી—૨

**શએર.**

કપટ કરી સપુત તજી, ખોઈ બુદ્ધી, મન, કાય;
લોભે મન નહિ મારિયુ, પસ્તાવે શુ થાય
ભાન ભુલી બહુ ભુલ કરે, માનવ મન ફુલાય,
ઠોકર ખાઇ અંતે પડે, પસ્તાવે શુ થાય
હુ તો લાખ વિચાર કરી હારી—૩

---

(14) **પોતાના બેટાને કરેલા ગેરઇન્સાફ માટે રાણી હોમાયની તોબેશ** પાનુ ૨૪૧

**ગાયન ભિમપલાસી (બહેરે-શિકસ્તા)**

અરે ઓ ગરદીશ છેલછબીલી, દેખાડે રંગ તુ ફરી—ફરીને,
ખબર ખલકને ન ભેદ તારો, રહે છે તુથી ડરી-ડરીને—૧
કસી-કસી આ કાયા ખાકી, ગયુ બદન આ ઝરી-ઝરીને;
સરી ન મતલબ, મળી ન મૂકિત, તડફી રહ્યુ દીલ બરી-બરીને—૨
ઝહેર કાતીલ ભરી કટોરો, પિધુ મે હોસે ભરી-ભરીને,
હવે આ પાપીનો હાથ ઝાલો, પડુ પાર હુ તરી-તરીને—૩
પ્રેમ ભાવથી ભેટું સપુતને, ચુમુ હુ હાથો ધરી—ધરીને,
આ બાદે-બહારી, ચમનમે ન્યારી, મુરાદ પામૂ દીલ ભરી-ભરીને—૪
કિધો લોભ નારવા હુ પાપી, રહી રાતો દીન રડી—રડીને;
ન ચયેન પળભર, પડે છીગરને, ગારે દોજખ ડરી ડરીને—૫

---

(15) **અસાર આ સંસાર છે** પાનુ ૨૪૧.

**ગાયન. પીલુ (પંચમપઠી)**

મે તો આખરીઆથી જોઈ લીધી જગત ફાનીરે,
ડુબી નાવડી ભર દરિયે દરિયો તુફાંનીરે—૧
મુર્ખ મતી માયામા મોહી—જીંદગી તારી ફોકટ ખોઇ,
કાયા તારી કામ ન આવી—સહુ ધુળધાનીરે—૨
દેહ પડે ઘરમા નહિ રાખે—કહાડો કહાડો સહુ કોઇ ભાખે,
અંતકાળે ના સગુ કોઇતું—સુણ અજ્ઞાની—૩
સગા વહાલા મર્યા છોડી—જશે પુત તિરીયા મુખ મોડી,
ભાઇ-બેહન ના સંગી થાશે—એ સત વાણીરે—૪
અસલ વતનને ના તું ભુલતો-સુખ એઇને ના તું ફુલતો,
પાપ પુણ્યનો તોલ કરી—બનજે નિર્વાણીરે—૫

---

# દારા અને સિકંદર.

(1) અંતરમાં અજંપ. પાનું ૨૪૧
ગાયન. ભીમપલાસી.
ના રૂઠતો તુ જગ બાપ જગતના વાળી,
કંઇ ખતા થઇ હોય મારી, લે સંભાળી
મેં કીધા પાપ બહુ લાખ, હવસ પંપાળી,
કેમ કરી બતાવીશ તુંને, સુરત મુજ કાલી.
કીધાં જોર જમીને લાખો,
વેરાંન થયા કંઇ બાગો,
અસ્ત થયા મસ્ત દેમાગો
કર માફ ગુનાહને, તાર હાથ મુજ ઝાલી,
કંઇ ખતા થઇ હોય મારી લે સંભાળી.

(2) પાનું ૧૪૭
પાદશાહ દારાબની રાણી
નાહીદ તરફ નફરત.
ગાયન કાફી
તારી કર દુર સુરત સખણી,
મુખ શુ તારી બદબો ભરી —૧
પ્રેમભરી તું બની, બની ખુબ સોહામણી,
કર મુખ દુર તું એ ડાકણી, સતાવે
વિષારી ખરી —૨

(3) પાનું ૧૪૭.
રાણી નાહીદનો પોતાના
ખાવિંદ માટે સંતાપ.
ગાયન. પીલુ.-બરવા. ગઝલ.
ગજબ છે રંજ સરજતનો,
કજા કાતીલ પુટી તકદીર
જખમ મુરદેલી મહોબતનો,
કજા કાતીલ પુટી તકદીર—૧
કિધી માયા કિધી મહોબત,
હવે આ મુજ પર આફત.
થઇ સિહા મુજ કિયામત,
કજા કાતીલ પુટી તકદીર—૨
કિધુ નીસાર આ તન મન,
કતલ કર ચાહે તો ગરદન
જરા કર ખ્યાલ ખલકતનો,
કજા કાતીલ પુટી તકદીર—૩
ચમનમે રાખી જે અસરત,
ન રાખી તે જરા મુરવત,
જરા કર ખ્યાલ નફરતનો,
કજા કાતીલ પુટી તકદીર—૪

પાનુ ૨૪૯ વેશધારી સીકંદરે શાહ (4)
દારાની તારીફ ગાઇ
ગાયન બિલાવલ. (ધમાલ)
જોહાંદાર દારા, ઇરાનના સિતારા,
સિતારા એ દારા, ઇરમના કિયારા—૧
ખુબી જોઇ ખુરશેદ, છુપે છે અબરમાં,
થજો તુજ દુશમન, જીગર પારા પારા-૨
ફિરોઝમંન્દ રહે તું, બુલન્દ બખત દાયમ,
તુટે દોરે દુશમન, થઇને બેચારા—૩
છુ ફિદવી હુ તારો સિકનદરનો કાસદ,
રહો રાજ કિયાની, કાએમ હઝારા-૪

પાનુ ૨૫૦ દારાએ વેશધારી સીકંદરને (5)
વખાણ્યો
ગાયન લે કેહેન.
લાવો સાકી લાલમ લાલ શરાબ લાવો,
હરખે ભરી જામ-મહેમાનને પાવો,
માન પાને ખુબ વધાવો, ગાવો—૧
અકલ, હોશ, અદબ અદા,
હિંમત હામ ભારી ન્યારી,
નીરખી દીલડું હરખી જાય, માંન પાને ખુબ
વધાવો. ગાવો—૨

(6) દારાંએ ઇરાંનીઓને લડવા માટે હિંમત આપવી પાનુ ૨૫

ગાયન ભુપ

જોબન ચાર દીનની ચટકી,
જવાની હિંમત ઉપર અટકી ૧
સજી શસ ઉમગથી, પડો હિમતે બહાર,
મુખ સતાડી કા રહ્યા, ગરજી કરો પૂકાર
કિરતીની નોબત છે આવી, તમ ઉપર લટકી. ૨
ખ્યાલ કરો તમ કિયાનીઓ, વતન થકી પળ વાર,
તગ થઇ હાલત રાજની, તેનો કરો વિચાર
લડી હામથી દુશમનને જઇ, નાખો ઝટ પટકી. ૩
મોજ શોખમા પડશો તો, બળહિણુ બનશો યાર,
ખોઇ શુરાતન બનશો બાયલા, સ્રીઓના સરદાર
જગ કરો ખુબ તગ, સિકન્દર જાય નહી છટકી ૪

(7) પાદશાહ દારાંનો પોતાની સરજત ઉપર અફસોસ પાનું ૨૫

ગાયન જીલ્લો.

ગરદીશે ગજબ જોઇ કેવો હૂ હેરાન રેહ્યો
આજેજ થયો અફ્લાકથી,
કેવો સરગરદાંન થયો. ૧
હાલ માગો જોઇને, હસતી ઉભી સરજત રહી,
ખોઇ દઇ તાજો તખત, અતે પરેશાન થયો ૨

(9) સદા સુખી નહી કોચ. પાનુ ૨૫

ગાયન દેસ–સોરઠ પદ.

સુખ દુખ સરજયુ છે દુનિયામા, બદા કાં તુ રોય,
આ ધરતી પર જનમ લેઇ, સદા સુખી નહિ કોય ૧
કોઈ દીવસે રગ મહેલે, એસો અસરત જોય,
કોઇ દીવસે તુટી ચટાઇ, સદા સુખી નહી કોય. ૨
આજ મળે જો જશ જગતમે, સો જોઇને મોહોય,
કાલે જસ જાતો રહે, સદા સુખી નહી કોય. ૩
આજે બેસે બની ઠણીને, તખત ઉપર ખુબ સ્હોય,
કાલે ભટકે જગલ વનમે, સદા સુખી નહી કોય ૪
રગ મ્હેલે ગેલનારા, પડયા ભીની ભોય,
ચહતી પડતી છે દુનિયામાં, સદા સુખી નહી કોય ૫

(10) દારાની કજા ઉપર સીકંદરનો વિલાપ પાનુ ૨૫૪.

ગાયન. સૌજ બીલમ પદ

કરી જો બીરાદર તું દારા નજર,
ઉભો છે સિકન્દર, ઝુંકાવીને સર.
તન તારૂ નાજુક, 'ને કાતીલ ખંજર,
સિકન્દરના ભાઇનું ચિરાયું જીગર
લગાડી આગ જીગરમા દારા તેં વિજલીની તરહે,
બિસ્તર તહારૂ ખાકમા, જોઇ સિકન્દર તરફડે.

ગાયન. સિંન્ધ કાફી.

હાય રે–હાવરરે, મીટે ન લખેલારે,
વાલી ઇરાનનો હિયા ખાકમે,
સરજત સરજાઇરે, મીટે ન લખેલા રે —૧
દુખ તારા જાણી દુખી થશે દુનીયા,
કાહા ગઇ તારી શાહી,
હવે મોત સંગ તુજ થાઇ સગાઇ,
જગતથા પકડી જુદાઇ,
તજી શેહનશાહી રે મીટે ન લખેલારે.—૨

—— ——

(11) દારાના સીકન્દરને છેલ્લા સખુન પાનુ ૨૬૪

શએર.

રાગ સમયાનુસાર

ટુકડે ટુકડે એક દન, આ ચર્ખે કોહન થઇ જશે,
આખીરશ આ પાક રૂહ, દુરરેઅદન થઇ જશે
શુ કરે હિન્દી હકીમો, જ્યા ઉભી આવી કજા,
થઇ ખતમ મોસમ બહાર, ચાહુ હવે તારી રજા

(12) દારાની કજા પાનુ ૨૫૫

ઓ કજા આવી મારી,
જર્મે કીધી છે તઇયારી.
છેલ્લી સલામ જીદગી પ્યારી,
આસા ઉમેદ થઇ ભંગ સારી. ૧
ઓ ખુદા ! આયોરે જમ,
લહુ મારૂ થઇ જાય છે ઠમ,
સીકંન્દર તું ના કરતો ગમ,
અરેરે આ કેવો જખમ. ૨

# અર્દવાંન અને અર્દશીર.



(1) પાનું ૨૫૬

જરથોશતીઓનો અધકાર જમાના
માટે સતાપ

અરેરે ! ઓ ગરદીશ ! કીધુ કેવુ કામ,
ગઇ પાદશાહી 'ને આરામ તમામ.
જમાનો હિયે છે દુખ પર દહામ,
કિધા ઝર્દ મુખડા હતા લાલફામ.
બુજાવી દીધા હમ ઉમેદ—ચેરાગ,
જીગરમાં લગાડી છે ઠડી આગ.
જીગરમા જવાલા, 'ને સીનો ગરમ,
થયુ' લોહી પાણી, આસુ ચશમ
કિધો ગરદિશે ના જરાબી ખિયાલ,
થયું દિલ ગમથી તપી રગે લાલ.
કિધો આસમાને જરાબી ન ગમ,
ખૂવારી જોઇ ખૂશી થાયો જમ.
ગયો દોરે—દારા કિયાની તમામ,
થયુ જગથી નાબુદ જમશેદ નામ
નહિ કયાનીઓની રહી કઇ નિશાન,
જમાને કિધો જેર રૂસ્તમ મહાંન
જમાનાએ ના કઇ કિધી યાવરી,
લુટી એશ—અસરત દિધી દલદરી

(2) ઇરાની જરથોસ્તીઓનો પાનુ ૨

પોતાની શાહનશાહત માટે સંતાપ
ગાયન દેસ-સોરઠ

કોઇ બોલોરે આજ,
રાજ—તાજ કહા ગયા હમારા,
કેમ થયા તારાજ-કોઇ બોલોરે આજ—
ગાજી ગરજતા ધુજાવી ધરતી,
જે હલાવતા વન રાજ—
પડયા કહા જઈ તજી નાઝને,
હમ તે વન મોતાજ-કોઇ બોલોરે આજ-
લિધા લુટી તે સુખો હમારા,
દિધાં દુખો દીન રાત—
રાખી નહિ નિશાન શાહીની,
કહા છૂપો ચલકાટ-કોઇ બોલોરે આજ—
રહયો ન દારા, ગયો સિકન્દર,
કિધો ધરમ બરબાદ—
થયા રખડતા તજી વતનને,
હવે લીયે કોણ દાદ-કોઇ બોલોરે આજ-

---

(3) જમાનાના જોરે શુ શુ કીધુ. પાનુ ૨૫૮

ગાયન ધનાશ્રી-પીલુ ગઝલ.

ના રહી શાહી કયાની, ના તો ન્યાગાની રહી,
આ જમીન પર કોઇની ના કઇ નિશાંની રહી;
ના રહી-૧
ખુદા ખાતર અરે ગરદીશ, ખતમ તુ કર જુલમ,
ના કદર દારાની જાણી, ના તેની સુલતાની રહી,
ના રહી-૨
જેર થાયો જગમે તુથી જમ જેવો બાદશાહ,
ના રહયો કેખુશરૂ, ના તેની અરકાંની રહી,
ના રહી-૩

ના બચી તુંથી ગયા પીર , પયગમ્બર અશો,
ના રહયો જોહાક જાલમ, ના તેની શયતાની રહી,

ના રહી–૪

---

(4) સાસાંને પોતાની હાલત પાનુ ૨૬૧ માટે બાબક આગલ અફસોસ કીધો.

ગાયન–ધનાશ્રી. ખિલમપદ

હાય જુલમ ! આએ સીતમ ! !
અમન ચમનને લુટી વતન,
હાલ આએ ખારઝાર–હાય જુલમ—૧
ગરદીશની એ ચલન ન્યારી,
કીધી શાહીની ખુવારી—
સુર્વા નિયાગાનો સહી બેજારી,
નીર ભરે નૈનો સબર હારી–હાય જુલમ–૨

(શએર )

શાહી જેની ચમકી હતી ચર્ખેબરી પર,
આવી જ્યારે દલદરી, તો પડી ઝમીં પર.
હાય ભરી—ગમ કરી, ચશ્મોથી જારી,
નીર વહર્યાં નીલ સમ, ના મલી યારી.

---

(5) અર્દવાંનના બેટાએ પાનુ ૨૬૬ અર્દશીરને જુઠો પાડવા માટે હલકા સખુનો કહ્યા

ગાયન શ્યાંમ.

હટ જા રે—
હટ જા વીર,
ઠિક ઠિક છે દલીર, એ હતો મારો તીર,
ટોકી કરી તદબીર, કીધા પળમે
અસીર–નખચીર—હટ જારે—૧
'બડે હું' વડાઇ, કરી ખોટી ચતુરાઇ,
કેમ સુદ તેં ગમાઇ,
કીધી તજી મરદાઇ, નફટાઇ કપટાઇ,
લજવાઇ આ, જુદાઇ,
જા વીર–હટ જારે—૨

---

પાનુ ૨૬૬ અર્દશીરે અર્દવાંનના (6) બેટાને જવાબ દીધો.

ગાયન. પીલુ–બરવા.

કહાં મચ્છર 'ને કહાં મગર છે,
કહાં બાઝ ને કહાં બગલુ.
ફરેસ્તાઓ જ્યા કદમ ભરે નહી,
ત્યા ભરે મુરખાઓ ડગલું—૧
નરે શેર જ્યા જવા ન ચાહે,
ત્યા સિપાઇ ભરે પગલું,
ગાડાં હેઠલ ચાલે કુતરૂં,
સમજે ધસડું હુ સઘલુ—૨
હિમત હારે જ્યા રૂસ્તમ જેવા,
ત્યાં કરે બાયલાં ટેં ટે ટે,
પાચ જણોમા ઉભા રહી કહે,
જુવો કિધુ એ મેં મેં મેં—૩

---

પાનુ ૨૬૭ (7)

પવનને પીઠ દઇ સહુ ચાલો.

ગાયન કલગી–ઝોડી.

પવનને પીઠ દઇ સહુ ચાલો,
પગ નિચે કાળ છે કાળો–પવનને પીઠ—૧
ભવ સાગર જો બને તુફાની,
સુકાંનને સંભાલો—
નાવ ડુબી જો ભર દરિયે તો,
હાથ કોણુનો ઝાલો–પવનને પીઠ—૨
કાચી કાયા, ટુંકી જીદગી,
ફોકટની જંજાલો—
ચંચલ ચાતુર ચઢે ચકડોલે,
ભોગી બને ભુપાલો–પવનને પીઠ–૩
ભોગ તેટલા રોગ સમજવા,
જાણો ઝેરનો પ્યાલો—
ધાયે ધરમને ધનના જોરે,
તેને જમનો હવાલો–પવનને પીઠ–૪

શએર.

જો રૂઠે ગરદીશ બન્દા, શુ ખતા તકદીરની,
લાખો તદબીર જો કરે, ચાલે ન અર્દેશીરની
છે ચલન છલ બલભરી, હરદમ ચર્ખે પીરની,
ના શરમ આખોમે રાખે, પીર, પેગમ્બર, વીરની.

(8) પાનુ ૨૬૮.

ગુલનારનુ અર્દશીરની પ્રીતમાં પડવુ.

ગાયન. કાફી-કાંહાનડો

સુરવીર મનહર, રસ્કે કમર નર,
ધરતી પર દીસે ધુરધર;
સરોદ સુખકર કદમા કદાવર- ૧
નર વર દીલાવર, સજધજ સુદર,
નયનો ચમકે ગગનમે અખતર,
સુરત સીકલ દીલ હરન સુનવ્વર—૨

(9) પાનુ ૨૬૯

ગુલનારે પોતાનો હાલ બયાન કરવો.

ગાયન. દેસ.

તુ સુણ મહારી કાહાણી,
અએ પેહલવાન મનમાની,
છુ આ શહેરના શેહનશાહની,
દીકરી દીલજાની—૧
સિકલ સુદર જોઇ તારી,
દીલથી થઈ દીવાની,
મલવા તુજને તલપી રહી,
મુજ મનની અરમાની—૨
તુજ સમ સાજન પર મોહી,
તજી મેહલ અર્દવાની,
પડીયુ ચેન ના રેન-દીન,
ના ભાવે અન-પાણી—૩
તુ મેહર કરમ કર જાની,
બની રહુ—તુજ નફરાની,
છુ આ શહેરના શેહનશાહની,
દીકરી દીલજાની—૪

પાનુ ૨૭૧. (10)

ગુલનારે પોતાની ઉદાસી જણાવી.

ગાયન-નાયકી કાંહાનડો.

ભોલી હું કેવી ભ્રમીત થઇ રે,
દાવર મહારા ખતા શુ થઇ રે—૧
નિભાવી નહી પ્રીતની રીત જાણી,
પીડા પામુ આજે દુરી દુખ સહી રે—૨
સુખન સાચ માની લિધા મે છરાની,
બની હુ દિવાંની એ કહાણી થઇ રે—૩

શએર

પતી સંગ મરવુ જીવવુ,
એ હર નારીનુ કામ;
કિધા 'મની', 'ફીરગીશે',
દુનિયામે કેવા નામ,

પાનુ ૨૭૫ (11)

અર્દવાને નિરાસ થઇ દાદારની મદદ ચાહી

ગાયન કાહાનડો

રબ આસ મારી બર લાવે,
બેકસ, બેબસ ઉપર,
રેહમની નજર કર-આસ મારી-૧
સકટ વિપતને વિઘન ટાલીને,
દફા કરી દુશમન હરજે,
ઘડી ઘડી, પળ પળ દુવા ગુજારૂ,
તુજ વન કોણ બચાવે—આસ મારી-૨



# અર્દશીર બાબેકાંન



1) પાનુ ૨૮૯

અર્દશીરની રાણીનો પોતાના પાપ માટે સતાપ

ગાયન પીલુ-બરવા

હાય સ્વપ્ન થયુ સુખ મોહનનુ,
નિરખે નારી સુખ મોત તણુ
બાઝી રહી ધ્રુજતી પાય પડે,
ના બોલી શકે કે બચાવ કરે—૧
આંખો ભવરાલી નીર ભરે,
ના જીભલી કાંઇ વચન ઉચરે,
હાથો 'ને પગો બેહુ ઠર ઠરે,
હવે જીવથી મરવા નહી ડરે—૨
અતે બોલી તે હામ ધરી,
આ ઘોર કર્મે પસ્તાઇ મરી,
સુણુ વાત મ્હારી વજીર જરી,
હુ નાર ગર્ભણી લે ખબરી—૩
વિનવો જઇ વ્હાલને ખબર કરી,
ઉગારો બાળ કહુ કરગરી,
હું જણી બાળ જાઉ ગુજરી,
જીવાડો ત્યાં તક ધીર ધરી—૪

---

(2) પાનુ ૨૯૨

અર્દશીરનો પોતાના વારસને માટે સતાપ.

ગાયન-સમયાનુસાર.

મારી થઇ કેવી તકસીર,
કરમ કેમ રૂઠી ગયુ,
કોઇ બાગી ના રહ્યું—૧
પીરી મુજ સર પર ખડી,
જવાની ઉડી ગઇ,
આસ ના કંઇમી રહી—૨

શએર

કરમ કાતીલ રૂઠીયુ, લાગી અતર આગ,
આ જગ દીસે આંખોને, જાણે ઝેરી નાગ.
કસુર કરમનો ના કઇ, એમા લાગે લગાર,
ફરજ ન્દ વિનાના બાપનો, ઢિક ઢિક છે અવતાર
સસાર સુખ સતાપ,
જગત જીવતું દોજખ જાલિયુ -
કોઇ અ ની ના રહ્યુ—૨

---

(3) પાનુ ૨૯૩

અર્દશીરના વજીરે ભેદને જાહેર કરવો.

ગાયન ભેરવી

મન મઝદા મારૂ છે તુ જ્ઞાની અદર,
મન નથી મ્હારૂ આ દુનિયા ફાંની પર—૧
તું ધ્યાન ધરીને સાભલ કહુ જે વાણી,
જે બની બિના છે ખરી, નથી તે કહાણી.
મે તોડી તાહરો હુકમ શાહ સુલતાની,
મે જીવતી રાખી છે તહારી રાણી
એક પુત સપુત જન્યો છે બાબેકાની,
છે સાત સાલનો પુરો સુરો સાસાની.
મન ફિદા માહરૂં છે તે દીલજાની પર,
મન નથી મ્હારૂ આ દુનિયા ફાંની પર-૨



# શાહપુર ઝુલ્કતાઈ.

(1) પાનું ૩૧૧

## ઝુશેહુબાનુની ખુબસુરતીની વખાણ

ગાયન. જયજયવંતી

કંચન સોહાગણ, ચંદ્ર બદન, ચતુર સુંદરી,
નાર દીલહરણ, બદન મોહન,
મેહલમે છે જડી-૧
મુખ કમળ પર ઝલક, જલે જોઇ ખલક,-
અંગ અંગ રંગ ચમકત દમકત,
જોઇ સુંદર નયેન મરે તરફડી.
કંચન, સોહાગણ ચંદ્ર બદન—૨

———

2 પાનું ૩૧૨.

## મલીકેહનુ શેહનશાહ શાહપુર ઉપર મોહી પડવું.

ગાયન. દેસ

બદરંગ કા દેખાડે કિસમત બુરાં,
દેશ–વેસ નયનો ઘરાની દીસે,
જોઇ સુર તન, ભડકી પ્રીત મન,
ચિત ચોર ચકોર, નુર કિયાની ફડાં—૧
કેવા નયનો પ્યારા,
હિમત, હામ કાંમવારા,
તન મન વિંધનારાં,
સુખસાર પિડનારા—બદરંગ કાં—૨
સુખ સપન સમ દિસે મહારૂં,
કઠીણ કથન કથુ જઇ ક્યારે;
હરિ હારે નયેના, ધીર ધર નીર ના,
પ્રેમ પ્રીતની ભડકી મનમે ચિન્તા ચોત્તા,
વીરના દરશન વન મન તરસે મરશે.
મુમકીન તન આ—બદરંગ કા—૩

———

(3) નજુમીઓએ શાહપુરને દીલાસાના સખુનો કેહવા. પાનું ૩૧૬

ગાયન કાલિંગડા.

મેહર હોય બન્દા પર રબની, કદી તે ભયથી ડરે નહી,
મોત બી આવી ઉભુ રહે, તોપણ હરગીજ મરે નહી
ગદા ફકીરને કરે તે આલા, અદનાને આબાદ કરે,
લખ્યા હોય તકદીરના લેખો–તેથી તે બરબાદ કરે.
કરે દોસ્તને દુશમન પળમા, દુશમનને તે ભાઇ કરે,
બેવકુફને કરે અકલમંદ, શ્યાનાને સોદાઇ કરે.
કુફરને તે કરે બાદશાહ, તખ્ત આપી ખુશાલ કરે,
પાપીઓને એક પળમા, સાહેબે કમાલ કરે.
કામ કરે દુનિયામે એવા, કોઇબી તેવા કરે નહી,
મોત બી આવી ઉભુ રહે, તોપણ હરગીજ મરે નહી. ૧
ગમ અલમને રાહત સમજો, રજને તમ દીલદાર ગણો,
મુશ્કેલી જો આવી પડે તો, તેને બાગો બહાર ગણો.
જફા પડે તો વફા સમજો, મોતને જીંદગાની ગણો,
આ દુનિયાને ફના સમજો, રબની મેહરબાની ગણો.

કુલ દુનિયાનો તે છે સાહેબ, બિજો કોઇ કંઇ કરે નહી,
દુઃખ સુખનો જોડો જગમા, તે વન કોઇનુ સરે નહી-૨

---

4) શાહપુરે રૂમના જાહેર રસ્તા ઉપર પોતાનો માલ વેચવાના ઢોંગ કરવા. પાનું ૩૧૭.

ગાયન. પીલુ—બરવા.

શાહપુરઃ—

સકળ અકળ તમ રૂમી રૂમના,
વાત સુણો તમ ચલવલની,
માલ ધરાની, લેવો પીછાણી,
કરૂં કસોટી અકળની—૧
કાન ઉઠાવી, આંખો ખોલી,
જુવો બનાવટ અવલની,
જુવો સફાઇ, દીએ ગવાહી,
નથી વાત વાત કઇ છલબલની-૨

રૂમીઓઃ—

ઓ ધરાની ઉસતાદ, તારી જબરી સરાધાત,
તારી વાતો લાગે કાનને ગતવાલી,
ભલે વેપારીનો ખેલ, તું દીસે કોઇ છેલ,
કરી રેહ્યો ચેહલ મેહલ તુ લટકાલી -૩
કરે માલનો નિકાલ, કરી વાતો લાલ, લાલ,
એવો ધરાની પચાલ તુ વજારી,
માલ રૂડો કુઠો લાવી, ગળે રૂમને પેહડાવી
જાય સહુને બનાવી તુ ખઢારી—૪

---

) પાનુ ૩૧૮

રૂમના કચસરની શાહપુરે તારીફ ગાવી.

ગાયન કાફી. ધ્રૂપદ

આજ ગુણુ ગાવુ, તહારો,
તપો તારૂં રાજ તાજ,
હો સદા સરફરાજ—આજ ગુણુ—૧
તાપી પ્રબળ પુરો,
ીસો ઉમેદના ગુલ હજારો;
ાયમ રહો આ તારો સાજ—આજ ગુણુ-૨

---

પાનુ ૩૨૦ (7)

કનીઝે શાહપુરને દીલાસો આપવો.

ગાયન. આસાવરી-ખ્યાલ.

રૂપ સરૂપ પ્યારૂ, તારૂ, રૂપાળુ,
દુ ખે થયું દુખીયારૂં-૧
જુલમ ભારી તન પર,
નીસદીન હાય હાય;
જીવન કઠીણુ જાણુ, તારૂં,
અ બ વન લાચાર—૨

---

(8) ઇરાની આગખાને શાહપુરની પરોણાગત કીધી. પાનું ૩૨૧.

ગાયન પીલુ

આગખાંનઃ—

ભર ભર પીયો તમ જામ લાલ પાણીઆ
પીઇ બનો બંન્ને મેહમાન મન માનીઆ ૧

શએર

રહી ગઇ છે યાદ જમશેદની, જગતમા તમ સુણો,
એ આબ તો નાયાબ છે, જે પીએ તે જાણે ગુણો।
એ ખુશ કરે, દીલ–દુ ખ હરે, એવો એ લાલમ લાલ છે,
એકજ રગ, એકજ રૂપ, એકજ એની ચાલ છે
એ આબ તો નાયાબ છે, પીઇ વગાડો ટાલીઆ–ભર ભર–૨

---

(9) શાહપુરે આગખાંનને જવાબ દીધો. પાનુ ૩૨૧

શએર

શાહપુર.—

બેશક એ દીલેખુશ આબ છે, ચિન્તા હરી બિગમ કરે,
સુરવીર પીઇ જે કામ કરે, તે કામ નહી રૂસ્તમ કરે.
એ શોધ છે જમશેદની, બેશક એક અકસીર છે,
નામરદોને મરદો કરે, એવી એમા તદબીર છે
ભર ભર પીયો તમ જામ લાલ પાણીઆ—૩

---

(10) આગખાંનનો ઇરાનની બરબાદી માટે બલાપો પાનુ ૩૨૧.

ગાયન. દેસ–ગઝલ

ગઇ શાહી કુલ ઇરાનની, તે દીનથી દીલ બેકરાર છે.
થયા દીન ધરમ પામાલ તમામ, ઇરાનીનો એ પુકાર છે–૧
કીધુ રૂમીઓએ જેર ઇરાન, આતશકદેહ કીધા વેરાન,
કઇ એક મુવા નર નારીઓ, તે પર દરદ હજાર છે–૨
ખોઇ દીન ધરમને તબાહ થઇ, કિસમ કિસમની જફા થઇ,
મુવા દફન થઇ બેકફન, એ સિતમશ્રી સીનુ ફિગાર છે–૩
જે કરતા મેહલે અમન ચમન, કતલ થયા જેમ ગોસપન્દ.
ના દીધુ કોઇએ કફન જરા, ગજબ અજબ બીસિયાર છે–૪

---

(11) શાહપુરના ગુમ થવા માટે બાગબાને વિલાપ કરવો. પાનુ ૩૨૧
ગાયન. પીલુ-ધનાશ્રી.

બયાં કરૂ શુ ગમ આલમનુ, દુખી કરી શેહરિયાર ગયો,
ખબર ખુદાને—
તજી કાહ વતન, રાજ, દીલદાર ગયો,
ખબર ખુદાને—૧
તજી તખ્ત સરતાજ મહારો, તજી લશ્કર સરદાર ગયો,
ખબર ખુદાને—
તજીને મેહલ, બાગ, ગુલઝાર ગયો,—૨
ગુમ થયો શાહપુર હમારો, ગુમ ગળાંનો હાર થયો,
પત્તા બતાવો—
ગજબ હમ પર ખુદા બીશિયાર થયો—૩
વતન શેહર આબાદ હતા, તે હાલ જુવો બિસ્માર થયો,
શાહ હમારો—
રહ્યો છે કે તે પુલગુઝાર થયો—૪

શએર

શાહ ગયો શાહી તજી, શુ ગાવુ હુ તેની સના,
શાહપુર વન આ સર જમીન, થઇ ગઇ કુદ્દલે ફના
મુલ્કે મુલક પરદેશમા, શોધી રહ્યા હમ સહુ જના,
રઇયત રડે છે નીસદીન, ના ગમની કંઇ રહી મના.
બાગે ચમન ’ને મેહલ હવેલી, મુકી કહા હમ યાર ગયો,
ખબર ખુદાને—
તજીને વતન રાજ દીલદાર ગયો—૫

---

(12) પાનું ૩૨૪.

શાહપુરે રૂમના કયસરને તાના-
જાનીના સબુનો કેહયા
ગાયન. ભેરવી. ધ્રુપદ

જેને જંમ સુજે જ્યારે,
સુજવા દેઇ તેવુ,
મોહડે માથે ધુલ તેને,
ભરવા જ દેઇયે-જેને જમ—૧
છાલકો જે હોય તે તો,
છલ છલ છલકાયે,
ત્યારે તેવાને તો સદા,
મરવા જ દેઇયે-જેને જમ—૨
ગુમ પર ચહડે જે ઝાઝે,
તે તો પાછો નમં થાયે,
ત્યારે તેવાને તો સદા,
સડવાજ દેઇયે-જેને જમ—૩

---

પાનુ ૩૨૪ (13)

કયસરે શાહપુરની હયા ચાહવી.
ગાયન દેસ-કામોદ.

હાય લબાવ બાઇ, સહાય થા તુ મારી રે,
દીન ગયો હવે, રાત પડનારી રે—૧
દોડી ઝપટ ઝટપટ સરજતને,
નાહક પકડે બાઇ રે;
નાહક, નાહક, નાહક રે,
એવી અચલ ચાલ સરજતની છે ન્યારી રે-
હાય લબાવ બાઇ, સહાય થા તું મારી રે-૨

# બેહરાંમ ગુર.

(1) બેહરામે માશુકની ગેરહાજરી માટે ફરિયાદ કીધી. પાનું ૩૨૭

ગાયન. સિંદુરા.

કોણુ લીયે મનના દુખડાં હરી,
ચતુર નાર વન, કળ ના પડે પળ ઘડી—૧
મનને ના રંજન, સિતલ સુખ વન;
કેમ સહે દીલ વિપત એ જબરી—કોણુ લીયે—૨
તડફે જવાની, બળ ભુલધાણી,
કો'ને કહું રબ લિયે મહારી ખબરી—કોણુ લીયે—૩

---

(2) પાનું ૩૨૭

સંસારમાં ઓરતની કિર્તી બાબે
બેહરામ અને સુઅર
વચ્ચે દલીલ
ગાયન છુ બેટી—છલ્લા
(કોણુ સરસ—નર કે નાર ?)

સુઅર
કરે તારીમારી જગમે નરની નાર,
નરથી ચાલે જગ સંસાર,
નર છે નારીનો શણગાર,
સમજ, સમજ નાદાન—૧

બેહરામ
કરે તારીમારી જગમે નહી સદનાર
નારીથી છે જગ સંસાર,
નારી નરનો છે શંણગાર,
જાણુ જાણુ અજાણુ—૨
નારીથી છે નરનું નાક,
નારીને છે હરદમ કાક;
નરનો નિસદિન રહે છે વાંક,
જાણુ જાણુ અંજાણુ—૩

સુઅર
નારીમા રહે કમ અકલ,
વેહમ અદેખાઇ પુશકલ,
પડે જરા કમતી એક તલ,
જોઇ લેવો ઘરપચ ધાંધલ,
સમજ સમજ નાદાન—૪

બેહરાંમ
નારીથી નર રાજી છે,
નારી નરનો કાજી છે,
નર બેશક બહુ પાજી છે,
જાણુ, જાણુ અંજાણુ—૫

સુઅર
નર વન નારી તો રંડાય,
નર સંગ નારી શોભા પાય,
નર વન નારી ઠકકા ખાય,
સમજ, સમજ નાદાન—૬

---

પાનું ૩૨૯ (3)

બેહરામની તીર કાજી જોઇ આંસુ
આઆઝેહ કમકમી બોલી.
ગાયન કાલિ ગડો—ગોડી

આઆઝેહ:
મગરૂર ના થા, બાલમ જવાન;
એક પળમે કિધુ, નિરદોશ બેજાન—૧.
બચ્ચે હલીર, ઠુંજ તીરે થઇ, જમીન પરેશાન,
જોઇ રૂધીર, ભરી નીર, તજી ગઇ નાર મેદાન—

(4) બેહરામે ગુસ્સે થઇ આઆઝેહુને જવાબ દીધો પાનું ૩૨૯.

ગાયન. કાફિ બડા.

શુ મકદુર, ઓ હુર, તું જબાન એમ ચલાવે,
બેકસુર બેશહુર, આ સુખન તુ સુણાવે—૧.
ઓ કનીજ, બેતમીજ, શુ કજા તુને ભાવે,
બદઝન, બેકફન જે અજલ તારી આવે—૨

(5) મોત પછી પાનું ૩૩૧.

ગાયન પીલુ-ધનાશ્રી.

નાજો અદા અદાજ સાથ આ બદનને પાળી જતન કરી,
થશે તે આખર—
મળી તે જશે મટ્ટીમે વતન કરી—૧
છોડી શાહી સલતનત સારી, છોડી જગત દુનિયાદારી,
કરી અફારી—
જશે આ ફાની તજી એકદમ પ્યારી
મજાહ મોતની પડશે કફનમા, બિનોઇ લાગશે ફુલવારી,
ચરોશ (ની) યારી—
થશે ગુલગુઝાર નેક જે કેરદારી.

શએર

ચહેરમ દિને ઇન્સાફ તારો, 'રાસ્ત રવને' તોલશે,
શુ શુ હશે કર્મો કિધેલા તેજ ત્યા તે બોલશે.
સર—ને—સર સહુ સર ઝુકાવી, રૂહ નમીને ડોલશે,
બાદ ચહેરમ નેકો સરવે, બેહેસ્તમે હિંડોલશે
કજા બાદ તમ કરજો યાદ 'રોશન'ની યારી ઘડી ઘડી,
થશે તે આખર, મલી તે જશે મટ્ટીમે વતન કરી,—૨

(6) પાનું ૩૩૨

"ઝુઉ" સરોવરને કિનારે યઝદઝર્દે તન પાક કરી ઇબાદત કીધી

ગાયન કાહાનડા.

ખુદાવંદે આલમ, તું માલેક મહારો,
ઉભો સર ઝુંકાવી, બંન્દો તહારો—૧
સિફ્ત ગાઉ તારી, નિરતર ઓ સાહેબ,
ખતા દરગુજર કર, સુણી આ પુકારો—ખુદાવ દે—૨
પડી ખાબે ગફલત, કીધી ભુલ ભારી,
સિવા તારી રેહમત, નથી છુટકારો—ખુદાવ દે—૩
તવાના ઓ દાના, ખલકના ઓ ખાવિંદ,
ઉભો તારે શરણે, 'રોશન' બિચારો—ખુદાવ દે—૪

લાઇન ૧૨૨૨૮ પાનું ૩૩૫.

બેહરાંમે દુનીયાની નાપાયદારી માટે શિખામણના સખુનો કેહવા.

ગાયન.-પીલુ.

અરે ઓ દુનિયાવાલા, કાં કરો કર્મ કાલા—૧.
નિરધનીયા પળમે ધનવતા, પળ પળમાં લાચાર,
સદા સુખી ના, સદા દુખીઆ ના, આ જગમા મલનાર.
કર્મ કરે તે કોઇ કરે નહી, જીવે નહી મરનાર,
'શિક્ષન' રેહશે જગમા બન્દા, કિરતીનો મહીમાર,
કા કરો ખાલી ચાલા—કર્મ કાલા—૨
ધન થકી કોઇ ધમને વેચે, પડે ધન વન મરવા,
ડુબતાંને નહી હાથ દિયે કોઇ, પોતે જીવે તરવા.
કાલ પડતા કાળ આવશે, ત્યારે પડશે ડરવા,
ભલી ભલાઇ કર સહુ સાથે, ગાશે ગુણ સહુ ગરવા,
સુણ બન્દા ગતવાલા—કર્મ કાલા—૩
છે કાયાનો એક કાયેદો, ગરીબ રંક 'ને રાય,
જન્મી જગમા આખર અતે, મોત સાથ ઘસડાય
રચે કિરતીનો કોટ નકામો, મુવા પછી વિસરાય,
નહી સચવાશે દૌલત તારી લુટાઇ 'ને વહેચાય,
રડી ર્હેશે તુજ વ્હાલા—કર્મ કાલા—૪

---

(8) પેહલવાન ખુશરૂએ અને દસ્તુરોએ બેહરામને સમજાવવુ પાનું ૩૩૮.

ગાયન પહાડી-કલ્યાણ ગજલ

ખુશરૂ—

સદા જગમા જીવી નહી ગર્વ મનમા માનિયે,
હામ કરવા આગમજ, અદેશો મનમા આણીયે—૧

શાએર

કાંમ છે મુશ્કીલ અતી, સુણ સુરવીર સરદાર,
હામ છે જાહેલ અતી, ચાહે ભલે સિધાર

દસ્તુર—

શાએર

કાચી કાયા કચકચે, જોબન રગ રચાય,
જાણી જોઇ જે મરે, સુરવીર ના કેહવાય.
તનમન રગ વ્યાપી રહ્યો, વસત બહાર ઝુલાય,
કબ્જ કરે કા જીદગી, સુરવીર કેમ કેહવાય—સદા જગમાં–૨

બેહરામ—

શએર

કજા કાલથી બચે ન કોઇ, બચે નહી રંક રાય,
ફોકટ ફાંશા મારે જે જન, સુરવીર ના કેહવાય.
કાયા કામ નહી આવતી, લાખો કરો ઉપાય,
કામ કરે જે હામ ધરી, સુરવીર કેહવાય.—સદા જગમાં—૩

---

(9) પાનું ૩૪૦

શરાબની ખુબીઆ રામશગરોએ

આપેલુ ગાયન.

ગાયન. પીલુ.

લાવો પિલાવો શરાબ જામ સાકીયા,
પાવો પિલાવો જામ લાલ લાલીયા.
લાલ લાલ યાર છે,
ખુબી બીશિયાર છે,
રંગનું બજાર છે—લાવો પિલાવો—૧
વધુ પીધા સેહેજ જો-અ તે બુરો ફેજ જો,
મતી ગતી બંધ પડે, પામે ગંધી સેજ જો,
થોડીબી લાજ નહી, પાડે લોક ટાલીયાં—
લાવો પીલાવો—૨

---

(10) સાકીઓએ કીરોયને ખુશ કરવા શરાબની તારીફ ગાંઇ. પાનુ ૩૪૧

ગાયન. જી જોટી-જીલ્લા

પિયો પિયોજી સાહેબ શરાબ લાલ,
એ શરાબ લાલ, કરે દીલને ખુશાલ—૧,
એ લાલ યાર છે, ખુબી હજાર છે,
તન મન દુખનો કરે નિકાલ-પિયો—૨
રંગ લાલ લાલ છે, પિવો હલાલ છે,
એ પિયે તો પામે બિનોઇ ખ્યાલ—પિયો—૩

---

(11) બેહરામે શરાબ માટે અદાજમા રહેવા કહેલા સખુનો પાનું ૩૪૧

ગાયન. સિંધ ભૈરવી.

બેહરામ—લાવ સાકી તુ ભરભર એ જામ. જામ, જામ,
પિયો પિયો શરાબ, નેકનામ નામ નામ—૧

શએર

અએ શરાબી જાન તુ જમશેદનો પેગામ છે,
બેહદ પિવો દારૂ સદા, ઇનસાનને હરામ છે.
એક જામ જો જીઆદા પિયે દુનિયામે તુ નાકામ છે,
પીઇ જામ તું હદમા રહી, દીલ ખુશ તુંજ અંજામ છે-
લાવ સાકી—૨.

(12) રાજા શ ગલની એહરાયગુરે તારીફ કરવી પાનુ ૩૪૪.

ગાયન. ભીમ પલાસી.

જીવો રાજ ચદ્ર પેશાની,
તપો રાજ હિન્દુસ્થાની—૧
કચન સરખી નગરી કનોજની, ઉડતી ધજા આસમાની,
કિરતી તહારી રગે રસલી, કાયમ રહો શાદમાની—જીવો રાજ—૨
કમલ સમ કોમલ ધરતી હિન્દની, હસ્તી રહો આબદાની,
શુરવીર શ્યાના, બલરગ અંગે, ખડો કોટ અજીત અભીમાની—જીવો રાજ—૩
વેગે ધસતા દુશ્મન તહારા, ઉધા પડજો ગુમાની—
આશીશ તુને દીયે ઇશાની, રહો તારી રોશન જવાની—જીવો રાજ—૪



# નોશીરવાંન આદેલ.



(1) પાનુ ૩૫૫.

નોશીરવાને પોતે જોયેલા સ્વપનાની તાસીર કેહવા માટે રમલકારને લેઇ આવવા હુકમ કીધો

ગાયન પીલુ-બરવા

ઓ દાના વીર શ્યાણા મારા, આકીલ, ફાજીલ,
પીર ધુર ધર, શેહેર-શેહેર, દેહેગ-દેહેર
જાઇ લાવો રમલકારને—ઓ દાના વીર-૧
ખોળ કરીને તોલ કરે, અખતર
આધારે ખાબનો,
ભુત-ભવિષનો ભરમ કહેવા, લાવો કોઇ
કલદારને—ઓ દાના વીર-૨
પવનનો જે તોલ કરે તે,
ગગનમા જે ખોળ કરે તે,
એ સપનનો જે કોઇ ખોલી દીલ રંજુર
ગુલઝાર કરે ગમખારને—ઓ દાના વીર-૩

---

પાનુ ૩૫૬ (2)

આજાદસરવે મરવ શેહેરના એક દસ્તુર સાથ રમલકાર વિશે જીકર કીધી.

ગાયન- બરવા—પીલુ.

આજાદસરવ

અયે સાહેબ આકીલ-ફાઝીલ કહો ધુર ધર,
ઓ યાર-કહો કોઇ રમલકાર હીયા છે,
જે કહે ખાબની તાસીર એવો
કલદાર હીયા છે—૧
જે હીસાબ ખોલે સુરિય-સિતારા જોઇ;
ઓ યાર-કહો એ અમલદાર કહા છે,
—જે કહે ખાબની —૨

દસ્તુર

અયે મેહેર મેહેરબા ન, કહુ તુને શુ દાના,
ઓ યાર—એવો પુર હુનર કહા છે,
જે ખોલ ખાબની તાસીર એવો પડે
નજર કહાં છે.
આ 'મરવ' શેહરમા કહાથી મલે એ ગૌહર,

એ ઇલમ જાણે કોઇ કામીલ, ફાઝીલ બહેતર,
આ યાર—સુણો સહુ નકલદાર હીયા છે
જે કહે ખાબની—૩

ગુલ્બેર્ચ મેહેર

અએ સરવર બરતર, બુદો એવો હીયા છે,
મેહેરબાંન, સુણો કહુ રાખી જરા ઈતબાર,
હું ખોલી ખાબનો ભેદ, તમારી ઉમેદ પાડુ પાર.
મે સુણી હકિકત લિધી ખાબની સારી,
છે તાસીર અન્દર ભેદ ભરેલો ભારી;
મેહેરબાન—તમારા અકલદાર કહાં છે
—જે કહે ખાબની —૪

---

(3) પાનુ ૩૫૭

નોશીરવાનની દરબારમા આજાદસરવે
મંજલની હકીકત વિશે
બ્યાંન કીધુ .

ગાયન. પીલુ-ધનાશ્રી.

કહુ કહાંણી શુ મુજ મંજલની,
અતી તબાહ તબિયત થાઇ—૧.
ફરી મજલ જંગલ વનની,
કીધી તલાશ શેહેર—શેહેર જાઇ—૨.
મે જોઇ મરદ મકતબમાં,
આ ચતુરની ચતુરાઇ—૩

ઝુલ.

સહી સફરમાં હાડમારી,
એક રોજ લાગી નિન્દ ભારી,
આયો નિકલી ભુજગ વિષારી,
ઘુમી રહયો શીસ ફુંકારી,
ચહડી દરખત ગયો ભરાઇ-અતી તબાહ-૪

(ઝુલ)

એ ભુત ભવિશ લીયે જાણી.
કહે તાસીર ખાબ મનમાની,
દિશે ઉંમર જો કે નહાની,
પણ અકલ પુર છે જ્ઞાંની,
અને રૂપ 'રોશન' તુરાની—અતી તબાહ—૫

---

પાનું ૩૫૯ (4)

પોતાના જનાનાની આનુઓની
ઇજજત માટે નોશીરવાંનનું
ગુલ્બેર્ચમેહેર ઉપર ગુસ્સે થવું.

ગાયન દેસ ચતરગ.

ઓ મગરૂરજાન પાપી નાપેકાર,
વાતો ઠાલી, ઓ મક્કારી, જુઠી સારી,
કમીના કમજાત તારી—મગરૂરજાન—૧.
છળબળ ધારી મન માહે, આવ્યો તુ મુજી
બદકાર ઓ—મગરૂરજાન—૨
નિડર નફટ બની આવ્યો તુ અનઘડ, અનાડી,
ભડકી તરસણા જોવાને જનાને નારી,
કહા છે પેલો નર વેસધારી, ધડકી તડકે
કેમ નહી તુ છંડી,
નટખટ લટખટ ફન્દી-લ્યાનત હજાર,
હવે તો છોડુ ના મરદુમ આજાર,
મગરૂરજાન—૩.

---

પાનું ૩૫૯. (5)

ચાચની શાહજાદીએ પોતાની
કમનસીબી ઉપર અફસોસ કીધો.

ગાયન.-સી દુરા છીલ્લો

અરે આ હાલ કરમ ગત થઇ ન્યારી,
આ વિપત બિકટ અણુધારી—
અરે આ હાલ—૧
દગો અંતે દિધો નસીબે,
થયુ બિગાડુ સુખ—કરાર,
અણુધારી આ પડી મુસીબત,
નહી કાઇ અખતિયાર,
નસીબ છે સમશીર બેધારી—
આ વિપત—૨

---

લાઇન ૧૩,૦૦૨ પાનુ ૩૬૦

નોશીરવાંનના ખાબની તાસીર
ગુલ્બેર્ચમેહેરે જાહેર કીધી.

ગાયન. ગીરનારી

એક વાત કહુ છુ તે તમ સાહેબ જાણો,
ચાહે તો તે તમ માનો યા ન માનો-૧.

એકસમે જગતમાં વખ્ત સખ્ત બહુ થાશે,
નહિ ઉચ નીચની ચાલ કદી પરખાશે
ધુતારાઓ લોભીને ઠગી જર ખાશે,
પાપીઓ જગતમા લાલ બની ફરખાશે
આ દુનિયા અંદર પાપી થશે જમાનો—
ચાહે તો—૨.
કંઇ સતી પતીની જાર કરમ બહુ કરશે,
કંઇ અધમ પાપી પાર તરી ઉતરશે
કંઇ પુત કપુત જગમે એવા અવતરશે,
ઘડપણમા બાપનો હાથ નહિ તે ધરશે.
એક વખ્ત જમાનો જગમા થશે દિવાનો,
ચાહે તો —૩
કંઇ એક માતાઓ થશે બુરી બગખ્યાની,
દિકરીની ઇજ્જત વેચી કરશે કમાની.
કંઇ સતવતીઓ લાજ તજી ફરવાની,
પરપુરૂશોના લાડે નહી ડરવાની.
એ સુખન 'રોશન' ધરી દીલમા થાનો—
ચાહે તો—૪.

---

(7) પોતાના નસીબની ફેરવાઇ ગયેલી ચલન ઉપર પાનુ ૩૬૨

બુઝોર્ચ મેહરનો અફસોસ.

ગાયન પીલુ-ધનાશ્રી.

અરે ઓ સરજતવાલા—આ શું કરે—૧.
આ દુનિયા છે સાર વિનાની, એક મુસાફરખાનુ,
હસે કોઇ કોઇ, રડે કોઇ કોઇ, આખર સહુ જવાનુ.
સ્વપના સમ સસાર છે સઘલો, રડવે ન કંઇ થવાનુ,
ભલુ બુરૂં બન્દો જે કરશે, તે પાછલ રહેવાનુ.
ના ઠીર કોઇ ઠરે—આ શુ કરે—૨.
સાર નહિ દીઠો સસારે, મોઘો અવસર ખોઇ,
ફસી પડયો તુ મોહ માયામા, અંતે સરજત જોઇ
ખલક ધરે છે ખેદ દીલમા, ના રહે બન્દા સોઇ,
મોટા-મોટા મરવા સુતા છે, જગની ઝલકપર મોહી,
કા જમથી બી ના ડરે—આ શુ કરે—૩.
જનમ લઇને આ ધરતી પર, સુખ જોઇને સહુ છલકાય,
દુખ વન માનવ આ દુનિયામાં, નહિ કદી બિલકુલ ઘડાય,
સુખ દુખનો જોટો જગમા, છટકે નહિ કોઇ રંક કે રાય,
નિચુ જોઇ નહી ચાલે જે જન, અંતે ખાઇ ઠોકર પછડાય;
કોઇ હાથ બી નહિ ધરે—આ શુ કરે—૪.

---

(8) બુઝોર્ચમેહરે શાહી પેગામથી આગલ બહીખાના અંદર પાનુ ૩૬૧.

સંતોશ જાહેર કીધો

ગાયન કલ્યાન—જીલ્લો

શએર

મુજ મનથી સુણુ આ જગા દીલખુશ છે કરનાર—
છે શાહી મેહેલોના ડરતા, પાર વન ગુલઝાર,

આ જીંન્દાનું છે બાગો બહાર, હિયા આવો હવા બિશીયાર,
સાથી છે હિયાં મારો પરવરદેગાર—૧
ખટપટના સહું એલ તજી દઈ, દીલથી વસુ છુ ખુશાળ,
પડતા મુકી મેહેલ, હવેલી, એકાંત લાગે વહાલ.
છે સતોશમા સુખ હજાર—સાથી છે—૨

શએર

સુખ સદા જો હોય તો, કદર બુજે નહી કોય;
રાત હોય ના દીન પછી, (તો) દીન પર ના કોઇ મહોય.
વસી હવેલી-મેહેલમા, છત્ર પલ ગે સોય;
સરંજત 'રોશન' પલટે પળમા, પડે પટકાઇ ભોંય.
આ મકાંન છે ગુલઝાર—સાથી છે—૪.

---

(9) બુઝોર્ચ મેહેરે ઇશારો કીધો. પાનું ૩૬૭.

"આંધળાઓમાં કાણો રાજ"

ગાયન. કલીઆંન

બાર મુરખા બેઠા સાથ-સહુ જન કરે મળી બકવાદ,
અગર એક જન કરે પુરતાજ-"આંધલાઓમા કાણો રાજ"—૧
મુફલીસોની મળી જમાત-હાથ ધરી માગે ખેરાત,
દિયે એક જન ધરી દીલ દાજ-"આંધલાઓમાં કાણો રાજ"—૨.
નકટ ગામમા નકટા વસે-ખાઇ ખાસડા ખડખડ હશે,
કરે નાકવાલો મિજાજ-"આંધલાઓમા કાણો રાજ."—૩.
ભોલા બેઠા હોય હલમલી-કરે વાત જો કોઈ નકલી,
અગર હોય કોઇ બોલીદરાજ "આંધલાઓમા તે કાણો રાજ."—૪
અભણુ જણોનું હોય જો ગામ-બને હકીમ કોઈ એક હજામ,
ડોલ ઘાલીને કરે પતરાજ-"આંધળાઓમા તે કાણો રાજ."—૫

---

(10) પાનું ૩૬૪

બુઝોર્ચ મેહેરે દુખમાં સુખ સમજી લેવા વીશે શીખામણના સુખુન કહ્યા

ગાયન. નાટ ભેરવી.

શએર

પેટ થકી જે પાપ કરીને, પાછુ ફરી ના જોય,
ચાર દિવસના જીવતર ખાતર, મન માયામા મહોય
બની રહી તું છેલછબીલો, કામ બગાડે તારૂ,
ધ્યાંન ધરી લે, મન વિચારી, માની લે તુ મારૂ.
ફુળ વળે રહી હિયાં—મે વખ્ત સખ્ત જાણીયા,
સંતોશ દીલે ધરી હિયાં—મે દુઃખ સુખ માનીયાં.—૧

અંતરમે આઠ પહોર, દેખ તુ વિચારી,
અંત સમે કામ નહી આવે નર—નારી,
રબ, રબ, રટી હિયા, મે રોઈ જોઈ દુનિયા—૨

શએર

પ્રબળ વખત છે જગતમાં, તોડયા શાહી માન,
વખતે તોડી પાડીયો, જમશેદ જેવો મહાન
વાત મહારા વખ્તની, સાભલ કહુ મહેરબાન;
નોશીરવાન કરતા બી મારો, વખ્ત છે બળવાન,
કળવળી રહી—૩

---

(11) પાનુ ૩૬૫

ગુજેચેમેહર દુનિયાની બેવફા ચલન વિશે

ગાયન જોગીયા. ખિલમપદ

અમીરી કહા તહારી છે–
ફકીરી હવે મહારી છે
ગરીબી ખુદાને પ્યારી છે—
અજલની હવે સવારી છે —૧
કહા મેહલ બગીચા ફુલવાલા,
કહા ખાક બીસ્તર ધુલવાલા,
આ હાલ જુવો દુનિયાવાલા,
કહા રઇયત ’ને દરબારી છે—
અમીરી કહાં—૨

એક દિન આનદ ભોજનવાલા,
એક દિન હાથ ઝેરી પિયાલા,
એક દિન ખુશી માહતમવાલા,
એ હર બન્દાની વારી છે.
અમીરી કહાં—૩.

એક દિન તન વસ્તર આલા,
એક દિન વન વસ્તર છાળા;
એક દિન છાવ ’ને ધુપ કાળા,
એ હાલત ‘રોશન’ તારી છે.
અમીરી કહાં—૪

---

(12) ગુજેચેમેહરના સુખુનો પાનું ૩૬૯

ગાયન. દેસ

તુ સુણ મહારી વાણી, ઓ બન્દા દિલજાની,
આ દુનિયા છે ઢગ વિનાની, જાતે દિવાની —૧
માલ, ખજાનો, મહેલ, હવેલી, તારૂ નથી તલ ભાર,
સુખ સપના જેવુ છે તારૂ, જતા ન લાગે વાર.
નથી જીવિયા જમશેદ જેવા, રૂસ્તમ સમ સરદાર.
રંગ બદલતુ રહ્યુ આસમાન, ઘડી, ઘડી, પળવાર
ધ્યાન ધરી લે ઓ તુ બન્દા, માત, પીતા, પુત, નાર,
મૂકી જતુ છે અંતે એકલા, સગાં–સ્નેહી સંસાર.
ભાગ્ય વિના તું ભટકી ના કર લોહી તણુ પાણી,
આ દુનિયા છ ઢગ વિનાની, જાને દિવાની —૨



# શાહજાદો નુશાઝાદ



(1) સ્ત્રી વિના જગત મિથ્યા છે — પાનુ ૩૭૦

ગાયન પીલુ—બરવા (સાકી)

અંએ જગત મિથ્યા છે તારી, જહોજલાલી આ સમે,
જો હતે ના સગમે, નારી પિયારી હર દમે.
ના હતે નારી ખલક, હસ્તી થતે જગની ખતમ,
ના થતે માયા-મહોબત, ના થતે આફત સિતમ.
નાર વન સુનો છે સંસાર,
જગત છે નાર વન અંધાર
દુખો સંસારે પડે ખુંખાર,
સહુનો કરે હરી સંહાર
રાય ’ને રંક તેને આધાર,
નાર વન પડે નહી કોઇ પાર
શકીલા તારી બોલબોલા,
રહો તુ ‘રોશન’ ગૂલલાલા

---

(2) અબળાજાતની તારીફમા. — પાનુ ૩૭૧

ગાયન કાલિંગડા

અબલા જાતી, જગે ગણાતી, નારી નગથી નબળી નહી
સદગુણી ભારી, જગ જનનારી, બહુ સંતોશી અબળી નહી
દુ:ખ હરનારી, સુખ કરનારી, શુભ સંસારી, સત ભારી,
ધર્મ-કર્મમા બહુ બળવારી, નેક વચની ’ને વફાદારી.
દુઃખો સહે પણ ડરે નહી,
કદીબી હિંમત હરે નહી,
લોભ લાભપર મરે નહી,
બળ-કળમા બહુ બહુ ન્યારી, જગને પ્યારી, નકળી નહી,
સદગુણી ભારી, જગ જનનારી, બહુ સંતોશી અબળી નહી?

---

(૩) નોશેરવાને નુશઝાદને તેના અધરમીપણા માટે ઠપકો આપ્યો — પાનુ ૩૭૧.

ગાયન. કલિયાંન.

નોશીરવાન:-

તુરેચશમ નુશઝાદ મહારા, કરી રહ્યો છે તુ શુ શુ,
નવો તેં ઝગડો કિધો છે બરપા, બની બેફીકરો તું તું તું—૧

ઇસુ, ઇસુ, તુ જુકી રહ્યો છે, જુઠ મિસાલે જું, જુ, જુ,
અરે ઓ હેમક કુલ જરથોસ્તી, કરે છે તુંને થુ, થુ, થુ.—૨

ગુશજાદ:—

અમે શાહે આલમ ઇરાન પરવર, પીસર તહારો હું, હુ, હુ,
અજબ છકર આ જુલમ જેવી, કરી રહ્યો છે તુ, તુ, તુ,—૩
ઇસુ ધરમની જપુ હુ માળા, જપી હુ ચાહુ જયે, જયે, જયે,
મજહબ માતનો લિધો મે માની, ગયુ શુ તારૂ કહે, કહે, કહે—૪
પરદાઓને હુકમ કરી જો, કરો ન બાગે તમ સુ, સું, સુ,
અજબ છકર આ જુલમ જેવી, કરી રહ્યો છે, તુ, તુ તુ.—૫

---

(3) પાનું ૩૯

ગુસ્સે થઇ શ્રાપ દિધા નોશીરવાને પોતાના
અધરમી દીકરાને તેની ચાલ માટે.

ગાયન. ગોડ મલ્હાર.

જનીતા ન જનતી કપુતો બુરા,
જનજો ધરમી પુરા,
ઓ બારે ખુદા મરો એ સુરા—
જનીતા—૧
પુત અધરમી દેજો નિવારી,
મરો માત એવી જનનારી;
દીન ધરમ જે દિયે વિસારી—
કપુતને ન ધારો–નઠારો, નકારો,
અગર હોય પ્યારો, દીલથી નિવારો,
ઓ બારે ખુદા મરો એ સુરા—
જનીતા—૨

શએર

અમર નાખીયે લીમની જડમા મન મન શાકર રોજ,
બને રસ તેનો ના મીઠો, કડવો તે કડવોજ.

---

(4) નોશેરવાને જમાનાની બુરી ચલન માટે અફસોસ કીધો. પાનું ૪૭

ગાયન. કાલિંગડા-પરજ.

બુરો આયો છે કેવો જમાનો,
પુત થયો અધરમી બિગાનો.

શએર.

જે જન રીઝે પરધર્મમાં; તજી દીન ઇમાન,
ઠાર કદી લાગે નહી, એહુ જગ દરમ્યાન.
ભુલી જઇ યઝદાનને, તજી તાત પરીવાર,
આખર પસ્તાઇ મરે, નહિ ઠીર ઠરે કોઇ ઠાર.
એ ગુણુ માત દુધ જાણો—બુરો આયો—૧

શએર.

માથે નગારૂ મોતનું, નહિ લાગે વાગતાં વાર,
અંતે જઇ મિનોઇમા, ગોટા ખાય ગમાર;
છોડી ધરમ જરથોસ્તી, છોડી દઇ ઇતબાર,
નહિ પામે જગમે જ ૫ કદી, હોય નર કે નાર.
એ ગુણુ માત દુધ જાણો—બુરો આયો—૧
પિસર પરધરમી થયો, પરધરમી માત જનનાર,
એક મ્યાનમે ના રહે, કોઇ દિનબી બે તલવાર.
કલંક લગાડે કુળને, જલો બુદદીન સંસાર,
કોઇ દીન જીવ ના સુધરે, એળે જશે અવતાર
એ ગુણુ માત દુધ જાણો—બુરો આયો—૩

---

(5) ફીરૂજ પેહલવાંને તુરજાહને સમજાવ્યો. પાનું ૩૭૭.

ગાયન. આસાવરી (ભૈરવી અંગ)

મારા ઓ દાનેશ દીલારા,
રહો સદા રેહમ, તું પર ખુદારા,
નોશીરવાનની આંખોના તારા,—
મારા ઓ દાનેશ—૧
ઓ તુરમદ નરપતી ઇરાંની,
કરે કાં જીદગી ધુલધાની,
ખીલતી જવાંની, જોબંન કિયારા,—
મારા ઓ દાનેશ—૨
જંગે ચહડી તુ બનીયો તૂરાંની,
પેદર તહારો શાહ સુલતાંની,
તાજો તખ્ત થશે સહું તહારા,—
મારા ઓ દાનેશ—૩

---

(6) સુશજાદે, પેહલવાન ફીરૂજને અપમાન કીધું પાનું ૩૭૭.

ગાયન બિહાગ.

હું ના માનુ, ના માનુ તારી વાતો હું ના માનુ,
વાતો તારી દીવાની—
બકબકવા ના માને શ્યાણુ—હું ના માનુ—૧
જારે જારે એ તુ પાજી, એ લતરાજી,
આ પુરતાજી બકે જબાથી,
થશે જે હશે થવાનું—હું ના માનુ—૨

---

(7) બીજી વાર ફીરૂજે સુશજાદને મનાવી લેવાની તજવિજ કીધી પાનુ ૩૭૭

ગાયન ધનાશ્રી. પદ.

ગગનનો જે ના તોલ કરે,
ધરમનો જે ના મોલ કરે,
સત્યની જે ના ખોળ કરે,
તે તો ખરો નાદાન રે— ગગનનો—૧
છોડી ધરમ, દીન—ઇમાન,
છોડી પનાહ—નોશેરવાન,
દિયે તુ પરધરમ પર જાન,
એવો તું નાદાન રે—ગગનનો—૨

શએર

કાયમ રહેશે આ જગે, સખીઓની ખયરાત,
અધરમી અંતે ખાક છે, લઇ જશે ખાલી હાથ.
કહા ગયો કિયાની રૂસ્તમ, કયેખુશરૂ, કયેકોબાદ,
રહ્યો રૂઇનતનબી નહી, જે લડીયો ધરમની જીહાદ.

સુશજાદે જવાબ દીધો :—

કહે કયુ ગુલજાર છે, જેની ખીઝા થાતી નથી,
કઇ કળી ગુલબહાર છે, ખીલીને મુરઝાતી નથી
મારૂ કેહ્યુ માની લઇ, જો ભજે 'ઈસુ' ઇર્શન,
અપરાધ માફ સરવે થશે, એ જાણો બેગુમાન.
ઇસુનુ સુમરન કરી, શરૂ કરશુ આ જગ,
નાશ કરશુ ઇરાનનો, એ જો, જો, નિશ્ચય રગ.

---

(8) સુશજાદે પરેશાન થઇ વિલાપ કીધો. પાનું ૩૭૮

ગાયન પીલુ-ધનાશ્રી ગજલ

હવે શુ કામની શાહી, થયુ છે ખાક વતન મારૂ.
મરૂ છુ હુ વિધઇ તીરે હવે લાવો કફન મારૂ.,—૧

નમીએ નહી દિધી યારી, ઉમેદ કુલ ભંગ થઇ મારી,
કજાની થઇ જફા ભારી, પડ્યુ જંગમા તન મારૂ—૨
જખમથી લહુ વહે નવધાર, દિસે હરગમ સહુ અંધાર,
થયો હુ મોતનો શીકાર, તજી જાઉ ચમન મારૂ—૩

શએર

ગઈ છે કુલ ઉમર મારી, પદરની સંગ અદાવતમા,
થશે રોશન રવાન મારૂ, ઇસુ તારી અદાલતમા—૪

---

(9) સુશજાહ જંગના મેદાનમા વસીહત કરી ગુજર પામ્યો. પાનુ ૩૭૯

ગાયન. ઝોરી-કલગી

વાલી મદદે આવ મારી,
જખમ જીગરમા થયો તીર ઝેરી,
કબ્જ થઇ જીદગાની,
જંગમા જગી લિધો જમે ઘેરી—૧
હાય પેદર સુલતાંની,
પનાહ તારી મે તજી દિધી પ્યારી,
સુણી નહી શીખ તારી,
આખર લોભે કિધી મારી ખ્વારી—૨
હાય ઓ માદર મારી,
મરે છે જંગે પિસર તારો દીલજાન,
ધરમ - બાપીકો છોડી,
ગુન્હાગાર છુ તારો નોશરવાંન—૩
સંદેસો માતને કેહજો,
ખબર સુણી ના થતી તુ દુખિયારી,
મા કરતી કઇ જારી,
લેજે લાસને મારી સંભારી—૪
બાગે—ચમન 'ને ફિરદોસ,
સલામ સહુને, સલાંમ પેદર મેહરબાંન.
હવે જાઉ સહુ છોડી,
'રોશન' રાખજે મારી તુ નિશાંણુ—૫

---

(10) સુશજાહની માતાએ પોતાના દીકરાની લાસ ઉપર પાનુ ૩૭૭.
માહેતમ કિધી

ગાયન આસાવરી. પીલુ.

મનની વાત ગયો લેઇ મનમારે,
પુત પડીયો મહારો કફનમારે- મનની—૧

મને તારી નાજો અદાના કસમ છે;
મને મારી શરમો હયાના કસમ છે
મને મારા 'પ્રભુ' ખુદાના કસમ છે,
મને 'ગુલ' તારી ચાહના કસમ છે
જલન જલે તન બદનમારે–મનની—૨

હવે મોત અંદર મજાહ માહરી છે,
મલું આવી તુને રજા તાહરી છે.
હવે તારી સાથે કજા માહરી છે,
મરવાની અંદર લજા મહારી છે.
ભલે આગ લાગો ભવનમારે–મનની—૩

---

## સુખની શોધમા મે શુ શું જોયુ !

ગાયન—સમયાનુસાર બિલમપદ.

કહેરવો

હું તો વરણાગી- વેરાગણ,
સુખની શોધમા ચાલી—ટેક
કપીલ રંગની કફની પેહડી, હાથ ધરી માળા,
કપીલ રંગની ઘાલી ઝોલી, ભટકી ધુપકાળા–સુખની—૧
અંગે ભભુતી ભરી ભટકવા, નિકળી નવબાળા,
તરૂડે સુખ વન, તનમન બ્યાકુલ, સલગી રહી જવાળા–સુખની—૨
સુખ શોધમા નિકળી સખીરી, મલ્યા જટવાળા,
મૂની મલ્યા, વીર મલ્યા, મલ્યા મતવાળા–સુખની—૩
જોગી મલ્યા, ભોગી મલ્યા, મલ્યા લતવાળા,
શીસ મૂંડેલા મલ્યા સેવડા, મલ્યા પતવાળા–સુખની—૪
ધ્યાન ધરી જપતી રહી નિસદિન, નામે હકતાલા,
નસીબ થાયુ અંતે 'રોશન,' પામી સુખ પ્યાલા–સુખની—૫



# ખુશરૂ પર્વીઝ.



1 પાનુ ૩૮૨

"ચહડતી'ને પડતીનો છે એક દિન"

ગાયન. મંડ—ઝંઝોટી.

છે દોરે દુનિયાં ફાંની, સમજરે જ્ઞાની,
છે ચાર દિનની ચાદની, પછી ધુલધાની.
ના નિભી શાહોની શાહી, હતી સુલતાની,
તે ઉચ્ચે ચહડાવી પાડે પળકમા તાણી.
કંઇએકની તોડી ગુમાની, લુટી અરકાની,
દોરે આસમાની-છે ચાર દિનની ચાદની—૧

શએર.

સુખ દુખનો જોડો જગમા,
જબરૂ તેનું જોર;
લાખ ઉપાય કરો તમ ખાલી,
તુટે ન તેનો દોર.
આજ બની તમ જરથી જંગી,
લાખો કરો મરોર;
પડતી પળમા પકડી પહલો,
તોડે તમનો તોર.
પળમે સુખ, પળમે હાણી—
છે ચાર દિનની ચાદની—૨.

---

(2) પાદશાહ નોશીરવાંને, પોતાના નબીરા ખુશરૂ પરવીઝને પાનું ૩૮૪.
સ્વપનામા બશારત કીધી

ગાયન ગૌરી

કર ન ગમ ખુરશીદ સમ, ખુબરૂ તુ મારા ખુશરૂ;
ન્યાગાન નોશીરવાન તારો, છે ઉભો તુ રૂબરૂ—૧.
કા બને તુ દિલફિગાર-ગમને વિસાર, ઓ ખુશરૂ;
દેશે તુને દાદાર-ઇવઝ તેનો અપાર, ઓ હોશરૂ—૨
ખોયો નફર નીમકહલાલ-ના કર મલાલ, ઓ એગુઝીન,
મલશે બદલ દિલદાર-મિસલ ગુલઝાર, એક નામે શિરીન—૩.
'શબરંગ' ગયો પર્વીઝ તહારો, કર તુ તેની ના ફીકર,
તે બદલ મલશે તુને, 'શબદેઝ' આલા નામેવર—૪
હયરાંન થઇ માહેજબીન, રંગીન રામશગર હસીન,
તે બદલ મલશે તુને, ગાયક અજાયેબ પુરવીન—૫

---

(3) પાનું ૩૮૬.

ખુશરૂ પર્વીઝ શીરીનની ખુબસુરતીની તારીફ સાંભલી બેતાબ થયો.

ગાયન. કાફી.

શએર

થયુ છે દિલ રૂખે પુરનુર હકિકત સુણી દીવાંનુ,
મરે તડફી જીગર ઘાયેલ, શમા પર જેમ પરવાનુ
દિવાની, મારી અક્કલ થઇ રે દિવાની—૧.

તારીફ મહાબુબની ગાવુ હુ શુ; ખુબીમાં ચાંદ પેશાની;
દુનિયાની હસ્તી, ને જગતનો સંસાર, એથી જગત આબાદાની,
કેમ ના બનુ મસ્તાની–મારી અકલ થઇ રે દિવાની—૨.
અલબેલી સુંદર નાર નવેલી, ચેહરે રોશન નુરાંની,
કાતીલ જેની છે જોબન જુવાની, તેને ગણુ કેમ બિગાની,
કરૂ તેને રાણી ઇરાના—મારી અકલ થા રે દિવાની–૩.

---

(4) પાનુ ૩૮૮.

**શાહપુરે ચમનની શાહજાદી શીરીંન પાસ ખુશરૂ પર્વીઝની વખાણુ ગાઇ.**

**ગાયન. જીંજોટી. (રેખતો)**

જબાથી હાલ શું બોલુ, દમે દમ યાદ તારી છે,
વસી છે આખોમે તારી, સિકલ શીરીંન પ્યારી છે—૧
પ્રીત પડી શીરીનની, તનપર લિધો વૈરાગ,
મખમલ બદલ તો ખાક છે, બેબાક છે દેમાગ
જપે છે નામ શીરીનનુ, વિના તુ જગ અકારી છે—૨,
ગરદન સુલી પર ધરી, પુછે જો તેને કોય,
તોબી ખુશરૂ સામને, શીરીન ઉભેલી જોય.
અજબ છે હાલ ખુશરૂનો, અજબ તેની બિમારી છે —૩.
જોગી બનિયો પ્રેમનો, તજી અસરત ’ને એશ,
બોઇ દિધી સુદ્ધબુદ્ધને, એ તેનો સંદેશ.
સિતમગર મોહબતે ખુશરૂ ઉપર આફ્ત ગુજારી છે—૪

---

(5) પાનુ ૩૯૩.

**પાદશાહ હોરમઝદે, ગોસ્તહમે તેને અપંગ કીધાથી વિલાપ કીધો**

**ગાયન દેસ.**

ઓ ખુદા ! આંખો વીના અંધારૂ રે,
કીધા નયનો કાને અપંગ,
દીસે ઉજાળુ–કાળુ રે—૧
રત્નો એ નાખ્યા બાળી,
દયા હિનોએ વિના વિચારી,
થઇ જગ અંધારી રે,
મળે કોઇ ન હેતાળુ રે,
ઓ ખુદા ! દિસે ઉજાળુ—૨

---

(6) પાનુ ૩૯૪

**ચશમાના પાણીમાં અંઘોળ કરતી શીરીન ઉપર ખુશરૂની નજર પડી.**

**ગાયન વાગેશ્રી–કાહાનડો.**

હવા હર તરફ ઘુંમી રહીતી બલાની;
ગળાં પર છુરી ચાલી રહીતી જહાની—૧
જીગર પર હસ્તી, જુલમ વન ખતાની,
અનામત લુટાટી’તી વંનમે ખુદાની—૨
હતો અકસ–એ–ખુરશીદ, ‘રોશન’ ઝમીં પર,
પડી ખાએ મહૂબત રૂહે શીરી પર—૩
થઇ બાદ–એ–તુન્દ મિસલ કોઇ જવાળા
દિધી ઢાંકી શીરીનને ઝુલ્ફોએ કાળા.—૪

(7) શીરીનની જુદાઇમા ખુશરોનો વિલાપ પાનુ ૩૯૫

ગાયન પાહાડી કલીઆન સાકી

ચદ બદન મહેતાબ–સુરત નાયાબ–સુદરી શ્યામ સલુણી પરી,
બે નયેનો ચમકાર–મદન ગુલઝાર–રગીલી જમાલ જોબન ભરી—૧
અજબ પાક કામણી–નુર દામની–અલબેલી લઇ ગઇ દીલ હરી,
સુંદર સુરત રમણી–મોહન મુખ મણી–રસીલી ગઇ કઇ નગરી—૨
તન કમળ આબદાર–દતનો બહાર–વળખાયે જુલ્ફા લડી,
બે નયેનો ચમકાર–બદન ગુલજાર–રગીલી જમાલ જોબન ભરી —૩

---

(8) હોરમઝદને અપગ બનેલો જોઇ ખુશરૂએ વિલાપ કીધો. પાનુ ૩૯૬

ગાયન. સૌજ.

હાય ! હાય ! મારા શાહે જેહા, ઓ બખ્તવર બાપ તુ,
કોણે કિધો તુને અપંગ, કેમ જોઇ શકુ સતાપ હુ—૧.
ફોડી ચશમ બળજોરથી, ફાવી ગયો મુરદાર તે,
જો હુ હતે હાજર હિયા,કરતે કતલ મક્કાર તે—૨.
હાજર પિદર તુંજ રૂબરૂ,સર ઝુકાવે છે ગુલામ,
પીસર તહારો ખુશરૂ, તુને કરે સો સો સલામ—૩
ઉકળે લહુ મુજ રગ-રગે, જોઇ તુજ હાલત તબાહ
ચાહનો નથી તાજ-તખત, ચાહુ છુ હુ તારી પનાહ—૪

(9) ગાયન કાફી-પીલુ પાનુ ૩૯૬

હા યરે ! વાલીરે ! નુર વન ચશમો ખાની રે,
હા યરે ! વાલીરે ! નુરવન દિસે જગ કાળીરે—૧.
અતરમા અભિલાસ તહારા, રમી રહીતી હજારો રે
તન મન ધન અર્પિયા ચમનને, હાકી દુખો પર હાળી,
મારા વાલી રે ! નુર વન ચશમો ખાલી રે–૨

---

(10) હોરમઝદે પોતાની અપગ હાલત ઉપર અફસોસ કીધો પાનું ૩૯૭.

ગાયન. આસાવરી. ધીલમ પદ

કોણ લીયે મહારી દાદ-ફોડી આંખો મહારી ગયા બેહુ જલ્લાદ.
હાય ! હાય ! હાય ! કોણ લીયે—૧
આખ વિના અધાર સહુ છે–કુલ દુનિયા અધકાર,
હવે રહી શુ કામની શાહી–અધારા દીદાર–હાય હાય—૨
અપંગની કરજે તું રક્ષા—ઓ જગના કરતાર,
જેણે ફોડીયા નયનો મારા, તે પર હકનો માર–હાય, હાય—૩

(10) ગાયન વાગેશ્રી કાહાનડો. પાનું ૩૯૭

મને છોડીને ના તુ જતો દીલઆરા, રહે પાસ તુ મારી, મુજ આખોના તારા-૧.

અફસોસ ! આ ખુવારી, જગ દીસે અધારી,

થઇ ખતા હોય મહારી, દરગુજર ઓ ખુદારા—૨.

શએર

સુખે કદી સુતા નથી, આ તાજ જીવનો કાળ છે,

મહેલો હવેલી માલો ઝર, શાહોને મન જ જાલ છે—૧.

સુખી ગરીબો છે સદા, સતોશમે ખુશાલ છે,

ખાકમાં બિસ્તર માહરૂં, એજ મારો હાલ છે—૨.

---

(11) ખુશરૂ પર્વીઝે બેહરામ ચોબીનને નસિહત કીધી. પાનું ૪૯૯.

ગાયન. ભેરવી.

કહા છે જમશીદ, કહા ફરીદુન, કહા સિકદર, કહા છે દારા,

ગયા ખાક સંગ મળી ખાકમા, ચમકી રહ્યા'તા મિસલ સિતારા—૧.

શએર.

જાગ મુસાફર જાગ તુ, અફલાકના છાયા તળે,

કિયામત તલક લેટી તું રહેશે, ખાકના સાયા તળે

ખાકનુ છે તન તહારૂ, ખાકની તસવીર છે,

ખાકમે મળવુ છે આખર, ખાક દામનગીર છે

મુસાફર આવી વસ્યા જગતમે,માથે વાગે છે મોત નગારાં,

ગયા ખાક સગ મળી ખાકમા,ચમકી રહ્યા'તા મિસલ સિતારા—૨

---

(12) પાનું ૪૦૭

ખુશરૂએ આહર ગુશસ્પના આતશકદેહમા આતશની ન્યાએશ કીધી.

ગાયન આસા.

હલકમાં હલક તક રહુ નામ તારૂ,

સરને ઝુકાવી નમાજ હું ગુજારૂ

સિતાયેશ કરૂ હું તહારી ઓ ગપુર,

કર દરગુજર તુ હવે મહારી કસુર

ન કર કહેર બન્દા ઉપર દિન દયાલુ,

મુસીબતનુ કર દુર વાદળ કાળુ.

નિગાહબાન થા મારો અરદીબેહેશ્ત તુ,

કર મારા દુશમન નાબુદ નહેસ્ત તુ.

---

(13-14) પાનું ૪૧૧.

ખુશરૂએ નાહસતા અને શીરીનથી છુટા પડતી વખતે અફસોસ કીધો.

ગાયન પીલુ-ધનાશ્રી

ખુશરૂ -

અએ તુરે નયેન મહારા,

ગોદ મહારી છોડ તું,

ચશ્મો ભર ભર આવે મારી,

ના સાંધ હવે મુજ ગોદ તું—૧.

શીરીન:-

અએ જાંનેમન દિલજાન મહારા,

સુખમા લિધી મે ગોદ તું,

કેમ છુટે મુજ દિલડુ તુથી,

ખુશરૂ શીરીનની જોડ તું—૨.

સબારી, પતી દુખને હરનારી,

સબારી સુખ દુખમે મરનારી—૩.

દુખ હરનારી—સુખ કરનારી,

સંકટ વિપતમા કર ધરનારી—૪.

(15) ખુશરૂએ શીરીનને તેણીથી જોદુ પડતા સમજાવ્યુ પાનું ૪૧૧.

આયન. બરવા.

ખુશરૂ:-

કોમળ કાયા કંચન સરખી, કાં કચડે તું ભોળી;
હવે અમીરી છુટી મ્હારી, લિધી ફીકીરી ઝોળી.
આશા નાશ થઇ ગઇ અંતરની, મેહર ઉતરી ગઇ પરવરની,
હિધો ખાકમે રોળી.—૧.

તજી જાઉ હુ સુખ સપજને, માયા તારી છોડી;
કાચા તાંતણે જોડી માયા, તુટી ગઈ સુખ મોડી;
પડતીની જબરી જંજાલી; હાલ હવાલી 'ને કંગાલી,
ગયુ સુખ રગડોળી.—૨.

હવે છોડ તુ ગોદ ધણીની, વન જંગલમે મરવા દે,
દગલબાજોથી અલગ રહીને, ભવસાગર તુ તરવા દે—૩.

---

(16) શીરીંને પર્વીઝથી જુદી પડતાં વિલાપ કીધો. પાનુ ૪૧૧.

આયન. ઉપલીજ શાહપર.

શીરીન.

પતી દીલ દુખડાં હરવાને, અદા ફરજ તુ કરવા દે;
સુખમા સંગત કિધી તહારી, તુજના દુખમાં મરવા દે—૧.
તજી મહાવન જશે કહાં તુ, શાહી-સાજને છોડી;
અરે શાહી સાસાની તારી, ગઇ કેમ મુખ મોડી—૨.
કચન સરખી કોમલ કાયા, નિસાર શીરીન કરવા દે;
તરસે તુજ વન મહાબુબ તારી, શીરીનને તું મરવા દે—૩

---

(16) શીરીને પર્વીઝનીઃજુદાઇમા હા-વ-જારી કીધી. પાનું ૪૧૧.

ગાયન. પીલુ. ગઝલ.

ઉમેદ આ દીલની દીલમાં, રહી દિલદાર બાકી છે,
કતલ અબ્બલ કરી તું જા, અરજ એ યાર બાકી છે—૧
ગયો તુ ક્યાં ચમન છોડી, અફારૂ કા કિધુ ગુલશન,
કિધો ના ખ્યાલ શીરીનનો, જીગરમા પ્યાર બાકી છે—૨.
જમાનો જોઇને લરજે, પિસરની બેવફાઇ પર,
હવે જલ્લાદ શીરીનનો રહ્યો બદકાર બાકી છે—૩.
બલા છે બેનસીબીની, રૂઠી કુદરત બની કિયામત,
ફુકુ યકબાલ હતુ રોશન, હવે અંધાર બાકી છે.—૪.

---

(17) ખુશરૂનુ ફરોખજાદને હાથ શરણુ થઇ કેદ પડવુ પાનુ ૪૧૨.

ગાયન. જોગીયા–પદ

ખુશરૂ .—

અમીરી કહા તહારી છે, ફકીરી હવે મહારી છે
ગરીબી ખુદાને પ્યારી છે, અજલની હવે સવારી છે–૧.
કહાં મેહેલ બગીચા ફુલવાલા, કહા ખાક બીસ્તર ધુલવાલા,
આ હાથ જુવો દુનિયાવાલા, કહા રયઇયત 'ને દરબારી છે—૨.
એક દિન આનંન્દ ભોજનવાલા, એક દિન હાથ ઝેરી પ્યાલા,
એક દિન ખુશી માહતમવાલા, એ હર બન્દાા વારી છે—૩.
એક દીન તન વસ્તર આલા, એક દીન વન વસ્તર છાળા,
એક દીન છાવ ને ધુપ કાળા, એ હાલત રોશન તહારી છે—૪

---

(18) શીરીને હોખમાંની અંદર ખુશરૂની લાસ જોઇને જારી કીધી. પાનુ ૪૧૯

ગાયન. પીલુ–બરવા.

આશ મનની ગયો લઇ મનમારે,
પડી પ્રીયા તહારી રૂદનમારે—૧
સદકે ઓ ખુશરૂ હુ તહારા, બહાર બહાર પર,
સદકે હુ જાઉ તનના તારા, તારન્તર પર
સદકે હુ તારી સુરતે નૈનો દિદાર પર,
કેમ કરૂ ના ચાક ગીરેબાન યાર પર
છોડી મેહલ પડયો તુ કફનમા રે-પડી પ્રીયા—૨
હવે મોત અંદર મજાહ મારી છે,
મળુ તુને આવી રજા તારી છે
હવે તારી સગમાં કજા માગી છે,
પડું તુજ પાસે લજા મારી છે,
ભલે આગ લાગો ભવનમા રે-પડી પ્રીયા—૩



# યઝદજર્દ શાહેરીયાર.

(1) દુનિયાની દગલબાજી. પાનુ ૪૨૩

ગાયન. પીલુ

શૂ દગલબાજ દુનિયાના છે રંગ ન્યારા,
હમદીનો-કરો કઇ ખ્યાલ જરા મેહરબાંન,
દીલ તડફે છે સુણી હકિકત
ગયુ કેમ ઇરાંન—૧
અફલાક સીતમગર, ક્રોધ કીધો તે કાળો.
હમદીનો-લુટાઇ ગઇ શાહી ને શાન.
શું શુ સિતમ સાહી મુવો તમારો
યઝદજર્દ સુલતાન.
ગઇ ગઇ પુરા ફ્રી ધજા પારસી કિર્યાની,
જેણે જગત પર કીધી સારી સુલતાની,
હમદીનો-દુશમન થઇ રહીયુ આસમાન,
દીલ તડફે છે. ૨.

(2) પાનું ૪૨૫

ખુશરો પરવીજે બાળ યઝદજર્દના
શરીર ઉપર નહેસ્ત નીશાંણી
જોઇને ક્રોધ કીધો.

ગાયન પીલુ.

આહા ! એ જોઇ નીશાંણી,
ભડકી અગનમે બદન બલે,
રૂમ રૂમમે તપત તપે,
જોઇ બાળ બહુ મન જળે—૧.
તનમન બહુ ગુંચવાઇ ગયું,
ક્રોધથી તે છલ છલે;
હસ્તું-રમતું-હરતું-ફરતું,
બાળ જોઇ કંઇ નહી કળે—૨

---

(3) આરબ એલચીખાતાના વડાએ યઝદજર્દની દરબારમા માંગણી કીધી. પાનુ ૪૨૯

ગાયન સીંધ—ભેરવી.

સુણ શાહે ઇરાન તુ કલામ હમારા
લા ઇલા, ઇલ અલ્લાહ, મહમદ યા રસુલ—અલ્લા,
એ દીન મહંમદીના છે, કલામ પીયારા—૧.

કહાવ.

અફસર જમીન ઇરાનનો માલેક છે તુ દાદગર,
ઓ યઝદજર્દ ફીરોઝગર, તુ ખ્યાલ કર, એક દમ ભર,
તું કર નજર ઓમર ઉપર,
બાવર હમારી દીન કર—અલ્લાહ.
રહેશે નહી, રાખીશુ નહી, હમ શાહી તુજની નામવર—અલ્લાહ.
તે પેશતર વીચાર કર, રહેશે નહી સર તન ઉપર,
ફીરોઝબર થઇ બેફદર, હરશુ ફના શમસો કમર—

(4) પાનુ ૪૨૯.

અરબોએ યઝદજર્દની દરબારમાં તાનાજાનીના સખુનો સુણાવ્યા.

ગાયન. પીલુ-જીલ્હા.

ચાલી જશે મહાયનમા તારી મરી,
નહી રહેશે યઝદજરદી કિરતી જરી
નહી કરે કબુલે જો દીન મહંમદી,
તો આવી ઇરાંનની અજલની ઘડી.
મદભરી જવાંની ને જોબંનીયાં,
આ ખલકત ફાંની છે ધુલધાનીયાં.
પડી જગે જુવો રગે આસમાંનીઆં,
લખી સરજતમા હોયે જે હુશ્યરાંનીયાં.

(5) અરબો ઉપર ગુસ્સે થઇને યઝદજરદે પુકાર કીધો. પાનુ ૪૨૯.

ગાયન. દેસ.

રે ઓ જંગલી રહેઝન, ખામોસ તારી જબાંની,
પુર ફન્દ, બંધ કર બસ તારી ચચલાઇ, ચતુરાઇ,
છોરી દે, છોરી દે ખ્યાલી તારી ભારી શરીફાઇ,
હારે ત્યારે થાશે પરેશાંની-રે ઓ જંગલી—૧.
પડી જગે કરૂ સર કલંમ હજારો,
હર ઇસલામી અરબ મક્કારો,
સાસાની શાહીને લેવા લોભ થયો તમારો,
તુફાની—ગુમાની—ઇસલામી,
તારી તારી મારે તમને સાસાંની ઇરાની-રે ઓ જંગલી —૨

---

(6) પાનુ ૪૩૦

મજદાંપરસ્તી દીનને ઇરાનમાથી નાબુદ કરવા માટે મળેલાં ફરમાન વીશે આરબોનો એકરાર.

ગાયન રાસીઆ.

રસુલ પર મરે કુલ ઇસલામ,
ધો, ધો, મન મેલુ તુજ હોય—૧
દોસ્ત ખુદાનો, નબી હમારો,
કરીને ગયો એવુ ફરમાન,
ગબરથી ખાલી કરો દુનિયા,
મુસલમીન હોય નહી જે કોય—
ધો, ધો,—૨
એક હાથમા કુરાન પકડી,
બીજે હાથ તલવાર,
જે દીન કરશે કબુલ મહમદી,
તે જન્નત મુખ જોય—ધો, ધો,—૩

---

(7) દરફસે કાવેઆંનીની ખુવારી બાબે ઇરાંનીઓની હાય વ જારી પાનું ૪૩૧

ગાયન આસાવરી. જોગીયા.

થયો ઝુન્ડો કીયાંની પાયાલ,
બુરા કાળથી થયો હાલ હવાલ,
પડયા કઇ કઇ જવાલ,
યા ખુદાયા-હાય ખુદાયા—૧

સૌજ.

લુટાઇ જરથોસ્તી કિરતીની કલગી, થયો ગુમ લાલ,
ઓ દરફસે કાવેયાની.
લુટાયા લાલ, ગોહર માલ, હજારો વબાલ,
પડે જ જાલ, થઇ આબાદી બરબાદી,
ઓ દરફસે કાવેયાની
ફુટે ઇરાનીઓ કપાલ, રૂઠી સરજતની ચાલ,
પડે રજો મલાલ, થઇ કિરતી કંગાલ,
યા ખુદાયા—હાય ખુદાયા— ૨

કટાવ.

યારો સુણો હમદીનો સૌ ધ્યાન ધરી પારસી,
શરૂ થાઇ તારીખ તમારી કેમ ફરી પારસી
હારી જંગે કાદુસી લડીયા લડાઇ પારસી,
જંગે નીહાવદ મે મુવા લાખો કપાઇ પારસી
થઇ ગયો ઇનસાફ સરજતનો ખોયુ વતન દીલદાર પારસી,
લેખ કરમના નહી ટળીયા યઝદઝરદી,
થાયો ભટકતો શાહ બેચાર પારસી.

---

(8) 'લેખ કર્મના ફરતા નથી' પાનુ ૪૩૬.

રાગન. ભીમપલાસ

સુણો સખીઓ સમજી લેઓ તમ, લેખ કર્મના ફરે નહી,
ટળે નહી તકદીરની તાસીર, જ્યા સુધી તે મરે નહી.
લખ્યા લેખ તે નહિ ટળવાના, ફરી ધરી તે ફરે નહી,
મરવાનું જો લખ્યુ કર્મમા હોય કદી તે સરે નહી.
હોય કર્મમા લખી અરધી, કદીબી આખી મળે નહી,
ગંજ એકઠું કરે રંગીને, તોબી તેને તે ફળે નહી.
તુટે દોરી આયુશની જ્યારે, ત્યાં વેર કોઇથી મરે નહી.
સુણો સખીઓ સમજી લેઓ તમ, લેખ કર્મના ફરે નહી ૧
કર્મ રડાવે, કર્મ હસાવે, કર્મ હોય તો રાજ કરે,
કર્મહીણુ જો હોય રાજના, પળ અંદર મોતાજ કરે.
લાખ પાપ બસ કરી કરીને, બેઠા બેઠા નાજ કરે,
લખ્યા લેખ જે હોય કર્મના, ફકીરને સરતાજ કરે.
લાખો કરો તદબીર તમો પણ, કર્મ વિના દુ:ખ હરે નહી,
સુણો સખીઓ સમજી લેઓ તમ, લેખ કર્મના ફરે નહી. ૨.

---

(9) પાનું ૪૩૬

ચગ્દરઅઈની દીકરીઓએ પોતાની પાકદાંમનના બચાવ ખાતર પુકાર કીધો

ગાયન. ખમાચ. ધ્રુપદ.

જમથી—હારે કોઈ બચાવો,
ગમથી જશે આ તન મન,
ધરમ બરહમ અને તોપણ,
અબલાની દાંમન બચાવો—જમથી—૧
રાજ તાજ સાજ ખોઈ,
ગમ આલમ પડે હમ પર,
આફત આસમાની જોઈ,
જીવ જાયે, મદદે આવો મનથી—૨

---

(10) પાનુ ૪૩૪

સીપાહસાલાર ફીરૂજાને અરબ જાસુસ ઉપર ધમકીના પુકાર કીધા.

ગાયન કાહાનડો-બાહાર.

અરે હટ જા જા, ઓ આરબ તું જા—રે,
એવા દમથી કદી હુ ડરૂ ના, એમ કેમ,
તમ દમ દેખા બેશરમ,
જેમ, એમ, તન મન,
શેરને છેર ના, ડર ડર દનનનનનનન,
છેર ના, છેર ના, મરદાંની મારી ફુકી,
નહસાકુ કુહલે સુલતાંની—૧.
ખુવારી તમારી કરૂં ધુમ, કરૂ ધુમ,
ઓમરભલા ભલા જગી લાવે, જગે ઝીપલાવે,
કર કરે બક ના, સરકશી કર ના,
જેમ તનમન ધર ના,
સરપર પરવર છે હમ રાહબર,
ઇરાંન છે તતપર, કરવા વેરીની હાંણી—
અરે હટ જાં જા-૨

---

(11) ગરદીશના જુલમમાથી બચવા માટે શાએરના સખુન. પાનું ૪૪૦.

ગાયન. ઝાંઝર.

ડરી અલ્લાહથી આદમ—સટકતો જા—સટકતો જા
જશે એક દન અરે જાલમ—છટકતો જા—છટકતો જા.—૧.
ઘડી પળમા પકડશે જંમ—ચટકતો જા—ચટકતો જા,
કપટ છળ ભેદને હરદમ—ઝટકતો જા—ઝટકતો જા—૨
જુલમ ગરદીશનો કાયમ—ડપકતો જા—ડપકતો જા,
લઇને વેશ જોગી વન—ભટકતો જા-ભટકતો ભટકતો જા—૩
અરે ભંભેર ના આલમ—અટકતો જા—અટકતો—જા,
ખટકશે ખાર માહે મન—ખટકતો જા-ખટકતો જા—૪

---

(12) દુનીઆની બેવફાઇ ઉપર ચગ્દેઅરદે અફસોસ કીધો. પાનું ૪૪૧.

ગાયન. હમીર

અરેરેરે હાય, ઓ માયા મરતાની, દુનીયા છે ફાંની, હે જવાની,
ખઇ લે જાણી,
નહી છે હાંણી, ના કર નાદાંની તું—
ખલક ફલકમા નામ યઝદા કાએમ તું જતું,
છોડી દે, ઓ બન્દા, કામ, ક્રોધ, મોહ માયા મિથ્યા માની—અરેરેરે,

બળવત, કળવત, બહુ પેહલવાની, રહી નહી જીંદગાની,
નહી ખુદરતની ખાંમી, છે યઝદાની વાણી,
વખતો વખતે, બન્દા ચેતી, ચેતી, ચાલજે જાણી—૨

(13) જરથોશ્તી દીન અને પોતાની રઇયતની પાયમાલી માટે પાનુ ૪૪૨

યઝદજરદે વિલાપ કીધો

ગાયન. દેસ—ગઝલ

ગઇ શાહી સરજત ઇરાનની, તે દીનથી દીલ બેકરાર છે.
થયાં દીન ધરમ પામાલ તમામ, હર ઇરાંનીનો એ પુકાર છે.—૧
કીધું અરબોએ જેર ઇરાંન, આતશકદેહ કીધાં વેરાંન;
લાખો મુવાં નર નારીઓ, તે પર દરદ હજાર છે.—૨
ખોઇ દીન ધરમ તબાહ થઇ, કિસમ કિસમની જફા થઇ,
મુવાં દફન થઇ બેકફન, સિતમથી સીનુ ફિગાર છે.—૩
જે કરતાં'તા મેહલે અમન ચમન, તે કતલ થયાં જેમ ગોસપન્દ,
ના દીધું કોઇએ કફન જરા, આ ગજબ અજબનો ન પાર છે—૪

(14) મરવના મેદાનમાં પવનચક્કી આગલ ચાંદની રાત્રે પાનું ૪૪૨.

યઝદજરદની સરજતનુ આખરી મુકાંમ.

ગાયન. પીલુ—બરવા

કેવી ઝલ ઝલ કરતી ઝલકે રાત ચંદાનીરે,
વાએ ઠંડ ઠડ,—મન્દ મન્દ લહેરી, મનમાનીરે—૧
મારી ચક્કી ચાલે સ ન ન ન ન ન ન ન,
વેગ પવનનો ઝ ન ન ન ન ન ન ન,
ઠમ ઠમ કરતી, ધમ ધંમ કરતી,
ઘુંમતી જાણે દીવાંનીરે—૧.

કટાવ.

અરે રબ આદમ હમ તારો, ના પામે કોઇ પાર તહારો,
દુખ સંકટના સરપર ભારો, ફરે જગેજગ કરી પુકારો,
ખોઇ રાજને તાજ શાહી, થયો પલકમાં ફકીર ભાઇ,
બનૂબન ભટકે ગમને ખાઇ, સરપર તેના અજલ ધાઇ,
જઇ ચહડયો ત્યા ગાફેલ થાઇ, ને ઓઢયો ખુદાની સીફત ગાઇ
કેરી છંન્દ ફન્દ કરતી સરજત આવી મસ્તાની રે,
ગઇ હોશ થઇ બેહોશ, રહી નહી સુલતાની રે;
કિરતીભરી ભારી શાહી સાસાની,
ગરદીશે કીધી તેની ધુલધાનીરે,
હાય—હાય—હાય રે—હાય—
મારી વાણી, માની લેજે, બંન્દા સાચી જાણી—લેજે—૨

## મારે ગરદીશ !

### ગાયન—ગૌરી

હારે દુનિયાનો છે જાલમ જુવો આ દુનિયામે,
ના કોઇબી બચી બેગમ મુવો, આ દુનિયામે--૧
કિધાંતા નામ અંમર, મશરેકથી મગરેબ જેણે,
ફના ફાની મે થઇ, બેદમ મુવો આ દુનિયામે—૨
દમ ગયા છે દમ્પતીના, ના રહ્યા લાખોપતી,
એક દિન છે ખાક બિસ્તર, કાં રવો આ દુનિયામે—૩

---

## સંસારનુ સુકાન ! પૈસો અને ફેશન !

### પીલુ

પડી પૈસાને હાથ સારી દુનિયા તમામ,
નહી ચાલે જગતનુ જરાબી કાંમ

### દુહો.

જુવો જગત છે જરને વસ, જર વન સુહનો સંસાર,
નાવ ડુબે સંસાર નીતિની, મૂવા સેંકડો હાર.
સુણો સખીઓ દુનિયા ચાલે, ગાજે પૈસાથી,
ડુબે નીતી 'ન તરે અનોતી આજે પૈસાથી.
ચાલે લાત અને મુકી ને ઠોસાથી કામ—પડી પૈસાને—૧
પૈંસે સગા,' પૈસે વાહલા, દીલદારી પૈંસાથી,
ગાડી, ઘોડા, વાડી, પ્યારી, નારી પૈસાથી
ભાઈ બેહન 'ને ડીયર ડારલીંગ, જાય વારી પૈસાથી,
હોય પવનથી જેઓ હલકા, થાય ભારી પૈંસાથી.
ફરે વાડી 'ને ગાડી 'ને લગ્ન હરામ-પડી પૈસાને—૨
કાકા - મામા કહેવાના, ને ગાઠે હોય તે લેવાના,
ધણીઆણી નહી રહેવાના, પૈસા વગર ધુમ ધાવાના
સાસુ સસરા જોવાના, પૈસા ઉપર મોહવાના,
દીકરીને રીત ઓછી પડી, તો જમાઇ એટલે રોવાના
હોય પૈસા તો કાણોબી પરણે મહામ-પડી પૈસાને—૩
ચલ ચલ કરતી ફાઇટીનો 'ને ધુમ પૈસાથી,
મોટોરની રસ્તા ઉપર ધુમ પૈસાથી.
સ્ટેન્ડીંગ કોલર, 'ને નેકટાઇ પર માર પૈસાથી,
થયા ઘોડાની સરત અંદર હાર પૈસાથી
આવે ઝુલા, ને લગડાને પૈસાથી હામ-પડી પૈસાને—૪
સેન્ટ, લવન્ડર, પફ ને પાઉડર, કિસ-મી-કવિક-પૈસાથી,
હાથમા પકડ મલ્લાકા-કેન, વૅાકીંગ—સ્ટીક પૈસાથી.

કેશમીર 'ને આલપાકાના સુટ પૈસાથી,
બને જાંગલા ચોરૂટ લઇ, હેન્ડસમ પ્રુટ પૈસાથી.
કરે તારી-મારી બેસીને ખુશ કલામ.-પડી પૈસાને—૫
સાંકડો સેંથો, કંમર ટંગ, ઉપરા બાલ પૈસાથી,
મધમધતા રેસમના રૂમાલ પૈસાથી
બની જાંગલા ફરે દીકરા, માઍ કહે મરી જાઉં,
દીકરો લાગે નકરો જાણે 'ગોવાના પે—પાઉ,'
નહી—સાડીની સોડનુ ઠેકાણુ ઠામ—પડી પૈસાને—૬
બની ઠની ને તંગ તતરબધ, જુવો 'મીસીસનો' ઠાઠ,
લાંબા સહરા, ટુકી બાંય, ને કાલા કાલા હાથ !
લેઇ લટકતી 'બેગ' હાથમા, નિકલે ઘરથી બહાર,
પડે હાથના ધરતા મરવા, જોઇ મીસીસનો કારભાર
કરે ધાધલ, ને ધરપચ ને પોકન દમામ-પડી પૈસાને—૭
મોરની ચાલે ચાલીને, તીત્તર મુવાં હજાર,
લાખ્મ સુજે ચાલીને ટુકા થયા છે ઠાર.
પગ જોઇ પાંઠરણા જેણે તાણ્યા છે હમેશ,
તે ગયાં સસાર જીતી, એમા ફેર નવ લેસ
છે ચતુર ને શાણા ને પુરતા કલાંમ,
"છે મરવાને મોતી બિલકુલ હરાંમ." પડી પૈસાને—૮



# આતશ પરસ્ત.

પાર તેનો કોઇને પાયો નથી
ગાયન. ભીમપલાસી.
[illegible]ો કાઇથી ના તેનો પાર,
ર વીર અકલમંદ હજાર—૧.
[illegible]રમળ નામ નિરંતર લઇ લે,
અત જેની છે બેકિનાર,
[illegible]રનહાર, નિરાકાર—પાયો કાંઇથી—૨.

(1) પાનું ૪૪૯.
લાલારૂખ આગલ ફુરામઝનુ સંગીત.
ગાયન. તીલક-કામોદ
કર ભજન સજ્જન નિસદિન,
મન ચીત ધરી—
સંકટ તારનાર રી,
વિપત હરન--કર ભજન.—૧
આવે તારે જે શરમ—પડે તારે જે ચરન-
તેનો સફળ જનમ-
દુ:ખ વિપત હરન—
એવો તે નિરંજન-
જાણ ચતુર સજ્જન--કર ભજન-૨

(2) હાફીઝે પોતાના પાહડી મથકની ખિલેલી બહાર જોઇ વખાણ ગાઇ. પાનુ ૪૫૨

ગાયન ગૌડ મહુલ્લાર

રંગીલી રસીલી બની રહી બહાર,
ખીલે સજી સ ગાર,
રંગ બહાર, કલીઓ કરે ખીલી પુકાર—રંગીલી—૧
સુદર સરોદે રળીયા,
પખી પખેરા મધુર પપૈયા,
જોબનમે ખીલી ઘટા નવેલી,
છલકેલી, ચદન ચબેલી, રંગીલી અલબેલી,
દવના 'ને ચપા' ને શબ્બુ સજેલી.
નૌબત બહાર, મીરલે ગુલઝાર—રંગીલી—૨.

(3) પાનુ ૪૫૨

હાફીઝે પાહડી આતશ કદેહ આગલ રફીકો સાથ મલી આતશને નમન કીધુ

ગાયન. ભીમપલાસી--લેહેરો

આવો આતશને નમી વધાવો,
તનથી ચાહવો-ગુણને ગાવો,
સધ સગે સુગધી સન્ડલે સજાવો—
આવો—૧
દુખો સહી બહુ-સુખો તજી સહુ,
રેડાયા જગે છે લાખોના લહુ,
રંજો અલમ છે--હૈડે ધરમ છે,
સુગધી નમીને હરદમ ચઢાવો-
આવો-૨

(4) પાનુ ૪૫૩

હાફીઝે જરથોશ્તી કોમ અને દીન ઉપર ગુજરેલા હાદેસા બાબે વિલાપ કીધો, અને તવારીખ લખનારાઓને તેની નોધ લેવાની અરજ કીધી.

ગાયન ભીમપલાસીનો લેહરો

જો જગની કાહાણી લખો તવારીખવાલા,
ના ભુલતા મારા વાહલા
છેરક રાયની પળમે બોલબાલા,
'ને પળમે દુખના ઠાળા—૧
હાય' તમ લખો તવારીખ એવી,
હાયો હતી નારો હમારી કેવી
તમે લખો તવારીખ એમ-
થયો ધરમ બરહમ હમ કેમ
હાય! થઇ ગયા લાખો જ ન ખાક, કાળને હાથ,
જે કરતા એશ દીન રાત, જગતની સાથ,
તે અતે થયા બરબાદ,
એ સઘળી કાહાણી, લખો તવારીખવાલા,
ના ભુલતા મારા વાહલા--૨
લેઇ લેજોરે, નોધ દીલજાની
થઇ કીરતી ધરાની ફાની-
થઈ રાજપાત ધુલધાની,
વતન ધરમની હાની;
જો રહેશે વાત એ છાણી,
તો રહેશે અધુરી કાહાણી
થઇ ગયા દફન, સૌ વતન કફન, ના રેહ્યુ વતન,
થઇ દીન ધરમની પડતી એવી બાલા—
લખો તવારીખવાલા—૩

(5) અલ-હસનની દીકરી હીન્દા હારીફ ઉપર આશક પડી. પાનુ ૪૫૪
ગાયન જીલ્લોટી
શએર.

નાજ અદાજ અજબ છબી હળછબ ન્યારી રે,
લાગી નીગાહની બરછી કાતીલ, સુધ્ધ ભુલી પ્યારી રે
આવો મારે મ દીરવા—ભલે આવો,
નૈન રસીલા, મીઠા, મીઠા, દીઠા દીઠા,
બલ બલ જાઉ નયનો તારાં—આવો ૧.
સુણો વચન સત કહુ, તન મન ગઇ હારી—આવો—૨
વીસારે કેમ દીલ, તું વીના નીરાસી,
પ્યારા, પ્યારા, બલબલ જાઉ મારા—સુણો વચન ૩.

(6) હીન્દા હારીફને મળવાની રાહ જોતા અધીરી બની. પાનુ ૪૫૬
ગાયન પીલુ ધનાશ્રી.
શએર

રેન ગઇ પણ પલક ન લાગી, ધડકે મારી છાતી રે,
રાહ જોતી હિયા ઉભી અભાગણ, મલે ન મારો સાથી રે.
ખટકે જીગરમા બાણ પ્રીતનાં, ગુણ સાથીના ગાતી રે,
વીન દરશન મનમોહન જીગરના, અંનપાણી નહી ખાતી રે.
મળ ફરી એકવાર તુ દીલદાર ખબર લે,
એકવાર ખબર લે—
મુસ્તાકે મૂલાકાત છુ, સીધાર ખબર લે,
એકવાર ખબર લે—૧
બાઝારે મહોબતમે કીધી હર જગે તલાશ,
અંતે થઇ નીરાસ,
દીલ સદા છે તું વગર બીમાર ખબર લે,
સરસાર ખબર લે—૨
દુનિયામે બાકી રહી મને નહી જીવની દરકાર,
તું વગર દિલદાર,
જીંદગીથી બસ થઇ લાચાર ખબર લે,
દિલદાર ખબર લે-૩

(7) હીન માટે લીધેલા કસમ ખાતર હારીફ મોહબતની પાનુ ૪૫૭.
જંજીરમાથી છુટવા તૈયાર થયો
ગાયન. હિન્ડોલ.

હે રંગીલી, હરિ હા હે રંગીલી, હા રે હા—
હે રંગીલા, વચન વચનનુ—રટન ના હસ્તી,

આરઓસે લડવા, ગુંદી ગુંદીને મારી મારવા,
લીધા કસમ પેહલા મે—હે રંગીલી—૧.
અરબોએ હંમ ધરમ લુટીયો,
દેશ બેશ બોયાં હમે—
આતશ હમારા સર્દ કીધા કંઇ,
મરતા જરથોસ્તી જોયા હમે.
દીન ધરમની ખ્વારી જોઇ,
છાતી કુટી રોયાં હમે—
બસ સુખ પાસું મારી પીદર તહારો,
લીધા કસમ પેહલા મેં—હે રંગીલી—૨

---

(8) વીલાપ કીધો હાફીદે પોતાની મોહબ્બત તુટવા માટે. પાનુ ૪૫૭

ગાયન અહીર ભયરવ.

હાય ભાગી આ દીલ અરમાન,
જલી હું જલાવું કાય,
નીરખ નયનોંથી નીરની ધાર-હાય ભાગી ૧
બદન અગન, જુદાઇની સેહસે કેમ યાર,
કરૂ કેમ પ્યારી નીરાસ—નીરખ નયનોથી ૨.

---

(9) જારી કીધી હીન્દાએ હાફીદને મનાવવા માટે. પાનુ ૪૫૭

ગાયન. વાગેશ્રી—કાહાનડો

શએર

પુકારી કરે જારી હીન્દા નીરાસ.
હાફીદની પ્રીતની છોડીને આસ
અરે ગુલચમન મારૂ લુટી ગયો,
સીતારો મુજ સરનો તુટી ગયો
મને છોડીને કાહ તુ સીધારે દીલઆરા,
અફસોસ દીલજાંન મારી આંખોના તારા—૧.
અફસોસ દીલદારી, કાં કીધી તે આકારી,
કહે ખતા થઇ શુ મારી, વીચારે દીલઆરા—૨

શએર.

કેશ દીધા સર શોભા ખાતર, આખ દીધી જગ જોવા કાજ,
કાન દીધા શુભ સુખન સુનવા, નાક દીધુ મુખ સોહવા કાજ.
જબા દીધી શુભ શબ્દો ઉચરવા, હાથ દીધા કાંઇ દેવા કાજ,
એ સરવે તારી બક્ષેસ ભારી, પણ પ્યાર દીધો પત ખોવા કાજ.

(10) હાશીદના પ્યાર માટે હીન્હાએ ફરીયાદ કીધી પાનુ ૪૫૮.

ગાયન માડ જીલ્લા.

શએર.

પ્રીત કરી અજાણુસે કરશો ના જીદગી પ્યાર,
ચંદન બસ પડે લુહારને, જલી જલી થશે અંગાર.

---

ના જાવોજી તમ જાવો,
કાં દીલને દુઃખી બનાવો.
પ્રીત કાં તમ એવી કરાવો,
પાછળથી સરને કટાવો
પળમાં ગળે લગાવો,
પાછળથી ગરદન મરાવો—૧
નીર ભરે નયનો નરાસાં,
કા ન તમો શરમાવોજી,
દીલ દરદીનું છીનવી લેઇને,
નાહક કાં એમ સતાવો–ના જાવોજી—૨

કેટાવ.

આ દીલને તે ચીરીને મારી કટારી.
આ પ્રીતને પાળીને નારી વીસારી.
આશ મારી તુટી, ઉમેદ મારી ફુટી,
હું કીસમતની ફુટી— ના જાવોજી – ૩

---

(11) 'ફરે ગણ'માં હીન્હા સાથ હાશીદનો મીલાપ થવો. પાનુ ૪૬

ગાયન જીલ્લા—જી બોટી.

આવો આવોરે રસીયા, હું તમારી રે.
મનમાં વસીયા રે રસીયા હું તમારી રે—૧
રસીયા તુંજ વન તન તપે, ને મનમે લાગી આગ,
દીલ રસીયાનુ સગ સમાન, હીન મહારાં ભાગ.
દીલદાર તુંજ દરશન થકી, તલપી રહી દીન સત,
પ્રીત હોય છે સાચી જેની, મુવે મરે છે સાથ.
રાત તો તડફ તડફ તડપીને ગુજારી રે—૨.

પ્યારના પરાક્રમ ઉપર હીન્હાનો સરોદ.

ગાયન જયજયવંતી.

પ્રીત કરી કા કરો જુદાઇ પ્યારા,
શું તકસીર થઈ મારી, કહો દીલઆરા
જો ખબર હતે જો મને પ્રીત નહી કરતે,
હું કદી પ્રીતમાં કદમ મારૂં નહી ધરતે.

છે રકમ રકમની પ્રીત નયેનોમે ન્યારી,
કેમ કહું જબાનથી યાર, મસ્ત દીલદારી.
આએ તુરેઅસ્લ મ દીલજાન, દીલે દીલબર તુ,
કરે નામરદોને મરદ, નારીને નર તુ
તુંજ ગમમાં કરે માહેતમ જમીન જમાનો,
થઇ ગયાં હઝારો ચાક, જીગર ઇનસાનો.

**કટાવ.**

જોઇ સનમ સનમુખ હુસ્ન અંદાજ ગુલે ગુલનાર–
મોહન મનમાળા—
બે લટકે સુંદર જુલફો કપાલે કાળા.
તુરે તુંરાંન-દીલે દીલજાન—પ્રીતના ભાલા,
આબાદ થયો ગુલઝાર, મીલ્લે ગુલલાલા
મીઠી મીઠી મોહનીયાં તુ મારી રે,
સુંદર સાંમળી સોહનીયા, તું મારી રે—૩
ઓ નાર આલા, બદનમે બાલા,
ગાલ ગુલાબી, મુખે ગુલલાલા,
અજબ છે માશુક, ગજબ નજાકત,
આંખોથી મારે બરછી ભાલા
સુરત છે કાતીલ, ચમકતી ઝમઝમ,
બે હોઠ લાલા, જાણે પરવાલા,
નીગાહની બરછીથી થાઇ ઘાયલ,
કરે ગજબના અજબ પુકારા
તારૂ ચમકે જોબનીયા–તુ મારી રે—૪

---

(12) પાનુ ૪૬૧

**હીન્દાએ પોતાની મોહબતનો હાફીઝ આગલ એકરાર કીધો.**

**આલન ધનાશ્રી-ગઝલ.**

નામ દીલબરનુ આ તનમા મન બનાવા ચાહુ છું;
આસ નાસીપાસ કરે તો, મન મનવા ચાહુ છું—૧.
ચટકે તુ પર જાનો દીલથી, થાઇ ગઇ સુની ખબર,
આયાના મંદીરમા, ગુલશન બનાવા ચાહુ છું.—૨.
રીઝાવસ આ દીલને મારા, તુ વગર હુ કેમ સનમ,
તુજના કદમ તલે દામન બીછાવા ચાહું છુ.—૩
જલ બલીને રાખ બને છે, ખાક તુજ કદમો તલે,
મારી અસ્ક઼ોમાં તે ખાક, અનજન બનાવા ચાહુ છું.–૪

---

(13) ગાયન પીલુ પાનું ૪૬૧

એવી ઉમેદ હતી મારા કંઠની,
તારી સંગમાં મરૂ—મારા મનની—૧
તારી સંગે રહી, તારી સંગે મરૂં,
તારા રંગે રમી—તારા જગમે ક્હુ,
એક ઘડી એક પળ, તુજ વીના નહિ કળ,
મુદ્દઓ તુજના મારી મરૂં—સંગ કંઠની—૨.

(14) માયા ફોકટ જે જન્મે છે તે મરવાનું. પાનું ૪૬૨

ગાયન. પીલુ અને કાફીની મીલાવટ ખીલંમ પક

આસ મનની લઇ ગઇ મનમાંરે,
પ્રીત દીલની રહી ગઇ દીલમાંરે—૧
આસ હજારો કાયા કરે રે,
પ્રાણુની પ્રીત થકી રોઇ રે,
એ પ્રાણુ છોડી છે લાખોની માયા,
જે રહેતો સદા સંગ મોહી રે—૨
હાલ જોઇ તારી માતા રડે રે,
રડે બેહેનને ભાઇ રે,
ફુટી કપાલ તારી પ્યારી રડે રે,
પ્રાણુ ન સમજે સગાઇરે—૩

દોહરો.

પાપ પુનય બસ રહે છે સાથે, સંગ ન આવે કોઇ,
જેણે દેહ ધારી ધરતી પર, મુવાં પ્રીત પર મોહી.

# ફીરદોસી તુસી

(1) એહમદ પોતાના ખાબની હકીકત પીરને કેહ છે. પાનું ૬૭

ગાયન. જીલોટી. ગઝલ.

કહું વાત સુણો મેહરબાન, ધરી ધ્યાન કુંન્નરવાલા,
કરૂં ખાબનું હું બયાંન, કહો તાસીર દફતરવાલા.—૧
મેં દીઠો બાળ એક સુંદર, ચઢી ગયો ઘરના છટ પર,
ના ડગમગીયો નવ લેસ, સણુ દોર ડંમરવાલા.—૨
છટ ઉપર કીધા પુકારો, પડયા થઇ રહ્યા હજારો,
મુખ મઝા ગમ ખુશચહેર, નયનો બે બખ્તરવાલા.—૩

(2) પીરે ખાબની તાસીર એહમદને જાહેર કરવી. પાનું ૬૭

(ઉપલીજ રાહ ઉપર.)

સુણુ સુણુ તાસીર દીલજાન, કહુ સુપન જનાબે આલા,
તે ફરઝંદ પર મેહરબાન, છે રસુલ નબી, હકતાલા.—૧
તે થાશે શાએર નામી, તે બનશે બડા હમામી,
તે થશે મશહુર આ જહાન, ગાશે ગુણુ ગોરા—કાળા.—૨

---

(3) ફીરદોસી તુસ નદીને કીનારે.

ગાયન જી જોડીનો લેહરો.

નીર્મળ કેવા નીર, *તીરે વહે નીત ધાર,
મનને આપે રહાત, રીજવે દીલ બીસ્યાર;
ખલખલ છલખલ કરતા નીત, છલક છલકતા ભારોભાર-
નોર્મળ કેવાં નીર—૧
અહી અથડાતા, તહીં પછડાતા,'અથડાઇ તુસની તોડે વાડ-
નીર્મળ કેવા નીર—૨

---

(4) ફીરદોસીએ ઓલીયા પીરના આશીશ ચાહયા પાનું ૬૭

ગાયન કલીયાંન-પાહાડી

આયો નાચીઝ તારી ખીદમતમે પીર આલા
થએ આલમમે સારી, પીર તારી બોલબાલા.—૧
મને દે દીલથી દુવા, ચાહું હુ આશીશ તારા,
લખુ એહતિ જઇ, દરગુજર બોલાચાલા —૨

---

(5) ફીરદોસીને ઓલીયા પીરે દીધેલા આશીશ પાનું ૬૯

ગાયન કલીયાન —જીંજોટી

અએ તુસી કાબેલ-ઇલમમે ફાઝેલ, કલમ તારી બહુ ન્યારી;
લટકે, લટકે, મટકે, મટકે, થઇ પડશે સહુને પ્યારી.—૧
હસી હસાવે—રડી રડાવે, થશે નઝમની બલીહારી;
કલમ તારી-થશે એધારી, થશે જગતમાં જયકારી.—૨

---

(6) ફીરદોસીએ આનસારી અને રૂહકી શાએરો માટે ટીકા કીધા. પાનું ૭૩

ગાયન પીલુ

જયારે મચ્છદર, બને એકદર, મિસ્લે સીકંદર મલકે છે,
વીના કૂઝિલત, મીઝાન વીના, ઘડા છાલકા છલકે છે.
હાથ પસારી થૈથૈ કરતા, બાગ બરાડી ઝુકે છે,
નસર, નઝમની બલા ન જાણે, ડોળ ઘાલીને ફુંકે છે.

એવી દુલ્હન વનની રચના, દીસે ટેહેલીયાની ટેહેલ,
આ, આ, આ, આ, ઈ, ઈ, એવાં તાન ભરે જાહેલ.
એવા શાએરોથી કાયેર દુનિયા, પનાહ ઇલાહી કેબેલ,
બહુ, ગુરૂના ગ્યાન વન એ સઘલી ભેલસભેલ, ડોળ ઘાલે પટેલ.

---

(7) પાનું ૯૦

મહામુદ શાહ ગઝનવી ફીરદોસીની તારીફ કરે છે.

ગાયન. કાંહાંનડા.

અલ્લાહ, અલ્લાહ, સુભાન અલ્લાહ,
નઝમ તારી ચમકે, ચમ ચમ ચપળા —૧
તું મહતા મ્હારો શાએર કલમકસ,
સિફત તારી ગાએ, કુલ્લે મુસલ્લા.—૨
છે કાળા, હેબલા, મદદગાર તારા,
સુણી તુંજ હરીફો રંગે કપીલા.—૩
મળે આજ શાએર, કદમ હર કદમ પર,
શિવા તુંજ સરવે, દિસે બેરસહલા.—૪
ઝહુર તારૂ ઝમકે મિસાલ હીરે-હીરા,
અદાથી નમીને કરે સહુ તસલ્લા.—૫

---

(8) પાનું ૯૮

મુંનાના સાઠ હજાર મીસ્કાલ બદલ ચાંદીના મીસ્કાલ જોઈ ફીરદોસીએ મારેલી હાય.

ગાયન. દરબારી-કાંહાનડા.

હાયરે ! હાય ! હાય !
નાશ આસ થાય;
મનની મુરાદ બોજ ઠગાય-
ઠગાયરે——હાય-હાય——૧
કેવો વચન દીધો દઈ માન-પાન,
મેં કરી કલામ દઈ ગ્યાન, જાંન;
તજી ધર્મ ધ્યાન, બેઇમાન.—૨

---

(9) પાનું ૯૦

હસન મએમંદીનું પાખંડ જાણ્યાથી મહામુદ શાહ તેની ઉપર કહો થાય છે.

ગાયન. બાહાર-કાંહાનડા.

ઓ ઠગારા, ઓ મકારા તારી જાત જણાઈ,
બદનામ કીધુ મારૂ બેહયા,
જા, જા, જા, જા, પાજી, લાજી, નફટ નિપટ ડર
કીધી ન પરવા કુફર જબર તું,
લટખટ તારી બાજી ભારી,
ઓ છળદારી-જાત જણાઇ.-ઓ ઠગારા.-૧
જકડી જેર તુંને કરૂ હું દમમાં,
બજાઉં સુખ મુખ ધ્યાન,
કમીના હિવાના, ગમે ગમ, ઠામે ઠામ,
તુંજ પર પડશે લ્યાનત તમામ;
ઓ તુફાની, ઓ શયતાની,
તારી ઓ હયેવાંન-જાત જણાઇ.—૨

---

(10) પાનું ૪૭૫.

બગદાદના ખલીફ આગલ ફીરદોસી પોતાની ભટકતી જીંદગીનું બયાંન કરે છે.

ગાયન. ઝીંઝોટી-જીહલા.

આએ દુખના હાય પુકારા,
કોણ જાણે સીવા ખુદારા.—૧
કેવા કીધા હિંમતે ચાળા,
પડ્યા પાછે પર છાલા-
થયા હાલ મિસાલ વંજારા.-કોણ જાંણે-૨

છોડી વતન તુસને પ્યારાં,
હું ગયો ગીઝની દ્વારા,
દિઠા કપટી, ઠગ 'ને ઠગારા -કોણુ જાણે-૩
મને મળયો વઝીર મયમંદી,
છળ કપટવાલો તે ફંદી,
ત્યા ગુજરી વિપત હજારા.—કોણુ જાણે-૪
ગઝનીમેં દુખી કમાઇ,
મહામુસ્થી ગયો ધરાઈ,
નહાઠો જોઇ ધડક ધુંજારા.—કોણુ જાણે-૫
જઇ વસ્યો હુ કોહીસ્તાંને,
બની હાકમનો મહેમાને,
કિધાં કિર્તન કરી ગુજારા.—કોણુ જાણે-૬
ગઇ માઝીનદરાને સવારી,
ત્યાંથી બગદાદ સિધારી,
કરે નસીબ નવા શુ ચારા.—કોણુ જાણે-૭

---

(11) ફીરદોસીની હિન્દુસ્થાનની જુદી જુદી પ્રજાઓએ કરેલી તારીફ. ખાનું પારસી, ઉરદુ, મરાઠી અને હિન્દુ ભાશામાળા.

ગાયન. ભેરવી.

પારસી :—

ફએઝ કરમ કીધા તે સાહેબ, કુલ જરથોસ્તી ચારો તરફ,
ફરેશ્તા છે ફીરદોસી પર, પારસો આલમ સુણી હરફ—૧
લખી એક કિતાબ મોતબર, ચોખડ જગમે થઇ આસ્કાર,
ઉત્તર, દખણુ, પુર્વ, પશ્ચમ, ખિલી રહી તે બાગે. બહાર.
મશહુર નામ શાહનામા અંદર, લખી હકિકત કુલ સરસાર,
રોજે અવલની લિધી તવારીખ, હતી જગત રોશન અંધાર.
હતી વાઝણી દુનીયા જયારે, બાઝી રેહતુ 'તુ જ્યારે બરફ,
ફરેશ્તા છે ફીરદોસી પર, પારસી આલમ સુણી હરફ—૨

---

મુસલમાન —

અવલ યઝદા, બાદ પયમબર, નબી રસુલકો કરૂ સલામ,
જન્મ દીયા જીસને ઇસ જગમે, શાએર ફીરદોસી નેકનામ.
બઝમે નઝમ ઝમઝમકા ચશ્મા, અજબ ફસાહત ભરે કલામ,
પહડેગે તુરબત ઉપર ફાતેહા, અયેમે નામી થે ઇસલામ.
પરોપે સુજકો ચલો ઉડાકે, જીબ્રાઇલ ઉનકે મુકામ,
બાદે સબા એ દુઆ હમારી, પોહોચાદો કહે કે સલામ
ભર આવે હાલત રોશન દીલકી, દરશ બીના દીલ રહા તડફ,
ફરેશ્તા છે ફીરદોસી પર, પારસી આલમ સુણી હરફ—૨

---

મરાઠા હિન્દુ —

કાય સાંધુ મ્હી તુમ્હાસ મીત્રા, ફીરદોસીચી કવેશ્વરી;
પુર્વ ખડમે કોણી ન ઝાલા, ફીરદોસીચી બરોબરી.
કસી રચાવટ કેલી ત્યાંની, અલંકારચી નીત જબરી;
કરૂણુ રસાચે કાવ્ય ઐાઇકુન, ચાલુ હોત આવણુ કરી.

મહામુદ શાહની કરાર તોડલા, દિલી તુટી એકલી કવડી;
પ્રસીધ્ધ પારસી પ્રજા વાચતો, શાહનામાલા ધરોધરી
પુર્વ કાળચી રચલી તવારીખ, કવેશ્રાલા દિલે કુલદ,
દરેકતા છે ફીરદોસી પર પારસી આલમ સુણી હરદ—૩

---

ગુજરાતી —

ઓહરે બાપજી ગર્ભકવી, કેવો તુ ફીરદોસી વીદવાન,
લખી તુએ શાહનામું અમર, કીતાબ રોશન જગ દરમ્યાન.
આજ કાળના થઇ નીકલે છે, ગર્ભકવીઓ હે ભગવાન્ !
ગગન, મગજનું નહી ઠીકાણું, નહી ગતી, મતી, અવસાન.
રક કવીની લુટી કમાની ! વજીર મંદી બેઇમાન,
કચન બદલે ચાંદી તોલી, બભેરી મહામુદ સુલતાન.
ફીરદોસીએ કરી કવીતા, અનસરી મુખને દીધુ કુલદ,
ફરેકતા છે ફીરદોસી પર, પારસી આલમ સુણી હરદ.—૪

---

ફીરદોસી.
"લજ્જા બાકાતી !"
અહેર—રંગ.
ગાયન—ભેરવી,

આઓ શાંભેર જય જય તારી,—તારી કીરતી ન્યારી ન્યારી,
કરી જીદગી નાકારી,—સહી સંકટ કઇયુ,
સાચ રચી કીરતી કિયાની,—રહી જરાએ ન છાની,
જઇ ગઝની અંદર કરી સદન.—૧
સાત શાએરે ચિલ્લાઇ,—કરી ખાલી ચતરાઇ,
ગીઝની અંદર હિઝાઇ,—કરી શાએરીના જંગ;
કિધી શાએરસે લડાઇ,—કરી તેની અદેખાઇ,
ગઇ ગરદન કતરાઇ—લાલ લાલ થયા રંગ—૨
સજી શાએર સાઠ હજાર,—કિધા રચીને તઇયાર,
ઠાર ઠાર લલકાર,—ઘરઘર રંગ—ચંગ,
કીધી ગ્રાનની લડાઇ,— નહી ગણતાં ગણાઇ,
થાય હસન કસાઇ, ખટપટ રંગ તંગ—૩
એક વારા લલકારા, શાએરીના ઝલકારા,
હાર ઠાર હનકારા, રીઝ રાજી રહે ગગન;
સાચ રચી કીરતી ક્યાંની—જાણી ગઇ જગ ક્યાંની,
ગાયે નિંદા નિંદો તાંની, ગાજે ગઝની તદન—૪

---